बृहत् ग्रन्थमाला — ॐ — ग्रन्थ १४ मो.

श्री वाल्मीकि महामुनि प्रणित

# रामायण—भाग १ लो

## બાલ, અયોધ્યા અને અરણ્યકાંડ

ગુજરાતી ભાષાંતર.

ભાષાન્તર કર્તાઃ—કે. શાસ્ત્રી નરહરિ મગનલાલ શર્મા.
ઠે. નાની દમામ—અમદાવાદ.

પ્રસિદ્ધ કર્તાઃ—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી
ભિક્ષુ—અખંડાનંદ. ઠે. કાલબાદેવી—મુંબાઈ.

આવૃત્તિ પહેલી-પ્રત ૨૩૦૦. સંવત ૧૯૭૮—ઇ. સ. ૧૯૨૧.

મૂલ્ય-બન્ને ભાગનું મળીને-છ રૂપિયા. માર્ગ વ્યય જુદું.
બહાર ગામમાં વેચનાર ખર્ચ જોગું વધુ લેશે.

## બૃહત્ ગ્રંથમાળાદ્વારા નિકળી ચુકેલા મોટા ગ્રંથો.

| ગ્રંથાંક. | | ગ્રંથનું નામ. | પૃષ્ઠ સંખ્યા. | મૂલ્ય. |
|---|---|---|---|---|
| ૧ | + | શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ ગીતા. | ૫૫૦ | ૨) |
| ૨ | + | શ્રીમદ્ ભાગવત ભાષાંતર. (બે આવૃત્તિ.) | ૧૧૦૦ | ૨) |
| ૩ | + | શ્રી શિવાજી છત્રપતિ. | ૩૫૦ | ૧। |
| ૪ | + | રાજસ્થાનનો ઇતિહાસ—ગ્રંથ ૧ લો. | ૮૦૦ | ૨) |
| ૫ | + | આર્યભિષક અથવા હિંદુસ્થાનનો વૈદ્યરાજ. (બે આવૃત્તિ.) | ૭૦૦ | ૨) |
| ૬ | + | સ્વામી રામતીર્થ-ગ્રંથ ૧લો. (ભાગ ૧ થી ૫) „ | ૪૦૦ | ૧॥ |
| ૭ | + | શાંતિપર્વ—મહાભારતનું. | ૮૫૦ | ૨॥ |
| ૮ | + | શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણ—ભાગ ૧ લો—પાંચ પ્રકરણ. | ૫૪૦ | ૩) |
| ૯ | + | શ્રી ભગવતી ભાગવત—અથવા દેવી ભાગવત. | ૫૫૦ | ૨॥ |
| ૧૦ | + | શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણ—ભાગ ૨જો—નિર્વાણ પ્રકરણ. | ૧૦૮૫ | ૩) |
| ૧૧ | + | શ્રી દાસબોધ—રામદાસ સ્વામીકૃત. | ૪૦૦ | ૧। |
| ૧૨ | | સ્વામી રામતીર્થ-ગ્રંથ ૨જો. (ભાગ ૬ થી ૯) | ૫૦૦ | ૨) |
| ૧૩ | | મહાભારતનાં આદિ અને સભાપર્વ. | ૬૦૦ | ૨॥ |
| ૧૪-૧૫ | | રામાયણ—ભાગ ૧લો અને બીજો. | ૧૪૦૦ | ૬) |

## આ ગ્રંથનો ખર્ચ તથા મૂલ્ય.

૨૦૮૮) ફોર્મ ૧ થી ૮૭ સુધીનો ખર્ચ દર ફોર્મ દીઠ રૂ. ૨૪) પ્રમાણે. તેની વિગત કે કાગળોના (ત્રણ આને રતલ પ્રમાણે) રૂ. ૧૨॥; છપાઇ અને વગામણી રૂ. ૭; સંશોધન, પ્રૂફ અને અન્ય વ્યવસ્થા મળીને રૂ. ૪॥

૫૪૦૦) ફોર્મ ૮૮ થી ૧૭૭* નો ખર્ચ ફોર્મ દીઠ રૂ. ૬૦) પ્રમાણે. તેની વિગત કે; કાગળોના રૂ. ૩૫) છપાઇ વગાઇ રૂ. ૧૯॥; સંશોધન, પ્રૂફ અને અન્ય વ્યવસ્થા મળીને રૂ. ૫॥

૧૮૦) ફોર્મ ૮ ની ત્રુટતી નકલો ફરી છપાવી લેવા બદલ છપાઇ તથા કાગળોનો ખર્ચ.

૧૦૦) ચિત્રોની છપાઇ, કાગળ તથા બ્લોકોનો ખર્ચ.

૨૪૭૫) પૂંઠાં બંધામણી તથા પેકીંગ ખર્ચ.

---

૧૦૨૪૩) કુલ.

સંસ્થાના ચાલતા આવેલા ધોરણ પ્રમાણે કિંમતનું ધોરણ એક રૂપિયામાં ૦ાના મૂળ લાગત અને ૦ાના જાહેરાત, કમીશન તથા કાર્યાલયના વહીવટી ખર્ચ બદલ ગણવાનું ચાલતું આવેલું છે, તે પ્રમાણે આ પુસ્તકની કિંમત વધુ રાખવી પડે; પરંતુ આ ગ્રંથ સત્વર ખપી જવાનો સંભવ વગેરે કારણસર અપવાદ દાખલ તે રૂ. ૬) જ રખાયું છે; અને તત્કાળમાં લેનાર માટે રૂ. ૫॥ રખાયું છે.

---

+ આવી નિશાનીવાળાં પુસ્તકો હવે મળતાં નથી. ફરી છપાયેથી "વિવિધ ગ્રન્થમાળા" દ્વારા જણાવાશે.

* આ લખતી વખતે હજી પુસ્તકનો પાછલો ભાગ છપાઇ રહ્યો નથી, એટલે ૧૭૭ કરતાં એકાદ ફોર્મ વધુ કે ઓછો થાય તો બનવા જોગ છે.

# નિવેદન

"બૃહત્ ગ્રંથમાળા" ના ગ્રંથ ૧૪-૧૫ રૂપે મહામુનિ વાલ્મીકિ પ્રણિત રામાયણનું ગુજરાતી ભાષાન્તર પાઠક સમાજની સેવામાં સપ્રેમ રજુ થાય છે.

## રામાયણની સર્વ સામાન્ય માટે ઉપકારકતા.

ભારતવાસી હિંદુ સંતાનોને તેમના પ્રાચીન ગ્રંથો જે અવર્ણનીય લાભ પહોંચાડતા આવ્યા છે, તેમાં કાળક્રમથી ભલે રામાયણનું નામ વેદ, ઉપનિષદ અને મનુસ્મૃતિ ઇ૦ ની પછી આવતું હોય; પરંતુ હિંદુ સમાજના લગભગ સઘળા ભાગને ઉપકારક થવામાં તો તેનું સ્થાન સર્વોપરીજ રહેતું આવ્યું છે. દુર્દશાનાં સૈકાં પર સૈકાં વિતી જવાથી અત્યારે પુષ્કળ હિંદુ સંતાનોના મનમાંથી વેદ, ઉપનિષદ, દર્શનશાસ્ત્ર, મનુસ્મૃતિ કે ગીતા જેવા શ્રેષ્ઠ આર્ય ગ્રંથોનાં નામ સુદ્ધાંએ ભૂલાઇ ગયાં છે; પરંતુ રામ અને સીતાનું નામ ન જાણતો હોય અને તેમના તરફ પૂજ્યભાવ નહિ ધરાવતો હોય એવો હિંદુ તો ભાગ્યેજ હશે. કારણ કે એ નામો અને એ પૂજ્યભાવ હિન્દુ માત્રના હૃદયમાં ગળથુથીની સાથે તો શું, પણ ગર્ભાવસ્થામાંથીજ (માતાપિતાના સંસ્કારોદ્વારા) દાખલ થએલાં હોય છે. દેહાન્ત સમયે પણ શ્રીરામનું નામ પ્રત્યેક હિંદુનો તારકમંત્ર હોઇને તેના શબની સ્મશાન યાત્રા સુદ્ધાં એ પુણ્યપવિત્ર નામના અખંડ ઘોષ સહિતજ થવાની.

રામ અને સીતાનાં પુણ્યપવિત્ર નામોની પેઠેજ તેમના શબ્દચિત્રરૂપ રામાયણ ગ્રંથ પણ હિંદુ જાતિમાં સર્વત્ર પૂજ્ય અને પ્રચલિત થઇ રહ્યો છે. ભારતવર્ષમાં કોઇપણ ગામ એવું નહિ હોય કે જ્યાંના હિંદુ રહેવાસીઓ રામકથાથી અજ્ઞાત હોય.

સંસ્કૃતના સમયમાં વાલ્મીકિકૃત રામકથા હયાત છતાં પણ અનેક સુકવિઓએ જુદા જુદા સેંકડો ગ્રંથોરૂપે તેને તેજ ભાષામાં જુદી જુદી રીતે ગાઇને પોતાની વાણી પવિત્ર કરી છે, અને પ્રાકૃતનો સમય આવતાં પણ તે તે પ્રત્યેક ભાષાને તેના સુકવિઓએ એ મહાન ગ્રંથથી વિભુષિત કરી છે.

રામાયણ અને મહાભારતના સમર્થ અભ્યાસી અને સમાલોચક શ્રીમાન ચિંતામણ વિ૦ વૈદ્યના રામાયણ વિષયક નીચલા ભાવના ઉદ્‌ગારો યોગ્યજ છે કેઃ—

"આર્ય સ્ત્રીઓના અંતઃકરણમાં સીતા દેવીનું પવિત્ર ચરિત્ર—એટલે કે તેમનો નિઃસીમ પતિપ્રેમ, દૃઢ પતિવ્રત, પતિ સાથે સંકટ ભોગવવાની તેમની તત્પરતા, ઇત્યાદિ અસંખ્ય ગુણોનું ચિત્ર—આર્ય સ્ત્રીઓના હૃદયપટપર એવું કોતરાઇ રહ્યું છે કે જેને લીધે તેઓ હજારો વર્ષથી આપણા સમાજના ભુષણરૂપ બનતી આવી છે......શ્રી રામનું ઉચ્ચ અને મનોહર ચરિત્ર પણ પ્રત્યેક ભારતવાસી પુરૂષને માટે 'દુનિયામાં માણસે કેવી રીતે વર્તવું' તે દેખાડનારા નિષ્કલંક આદર્શરૂપ છે. રામચંદ્રનું નામ લેતાંજ આપણા મનમાં સર્વ સદ્દગુણોની મોહક મૂર્તિ ખડી થઇ રહે છે. હિંદુ સંતાનો માટે ઉત્તમ પુત્ર, ઉત્તમ બંધુ, ઉત્તમ મિત્ર, ઉત્તમ શત્રુ, ઉત્તમ રાજા, એ બધાનો એકત્ર નમૂનો તે શ્રીરામચંદ્રજ છે."

ભારતવાસીઓને માટે રામાયણ આ પ્રમાણે પ્રાચીન સમયથી ઉપકારક થતી આવી છે અને ભવિષ્યમાં પણ જ્યાં સુધી આર્ય જાતિનું નામ જારી રહેશે ત્યાં સુધી ઉપકારક થતી રહેશે. મહામુનિ વાલ્મીકિનું અસામાન્ય કવિત્વ જોઇને તેમને રામાયણ રચવાની ભલામણ કરતાં બ્રહ્માજીએ કહેલા શબ્દો આ સર્વ જોતાં સત્યજ છે કેઃ—

**यावत्स्थास्यंतिगिरयः सरितश्च महीतले । तावद्रामायण कथा लोकेषु प्रचरिष्यति ॥**

અર્થાત્ આ પૃથ્વીતલ ઉપર જ્યાં સુધી પર્વતો અને નદીઓ રહેશે ત્યાં સુધી તમારી રચેલી રામકથા લોકોમાં પ્રચાર પામતી રહેશે.

વેદો, ઉપનિષદો અને દર્શનશાસ્ત્રો જેવા મહાન ગ્રંથો અને તેના દ્રષ્ટા-પ્રણેતા મહર્ષિઓ કરતાં પણ આ પ્રમાણે રામાયણ અને શ્રીરામ-સીતાનાં નામ વિશેષ પ્રચાર પામવાનું એક મોટું કારણ તો છે કેઃ—

**युक्ताहार विहारस्य युक्त चेष्टस्य कर्मसु । युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥**

ભગવતી ભગવદ્ ગીતામાં આ પ્રમાણે યુક્તતાનું જે મહત્વ આહાર વિહાર ઉપરાંત અન્ય પણ પ્રત્યેક ક્રિયા અને ચેષ્ટાને માટે ઉપદેશવામાં આવ્યું છે, તે યુક્તતાના સૂત્રનુંજ રામાયણનો અને રામ-સીતાનો આટલો બધો આદર કરીને હિંદુ સમાજે પાલન કર્યું છે. " યુક્ત " નો અર્થ એ સ્થળે યોગ્ય, પ્રદિત હોય તેવું અથવા અધિકારને બંધ બેસતું, એવોજ છે. મિષ્ટાન્ન ભોજન ગમે તેટલું તુષ્ટિ-પુષ્ટિદાયક હોય પણ તે સબળ જઠરવાળાને માટેજ હોઈને માંદાને તો નુકશાનજ કરે; એજ પ્રમાણે વાંચન મનન, નિત્યપાઠ, વગેરેના સંબંધમાં પણ સમજી લેવાનું છે. મોક્ષના મુખ્ય સાધનરૂપ જે તત્વજ્ઞાન, તેને લગતા ગ્રન્થો ગમે તેટલા ઉપકારક હોવા છતાં પણ તેમની તે ઉપકારકતા-ખુદ તેજ ગ્રન્થોમાં જણાવ્યા પ્રમાણે-સાધન ચતુષ્ટય સંપન્ન (વિવેક, વિરાગ, ષટ્સંપત્તિ અને મોક્ષેચ્છા યુક્ત) જિજ્ઞાસુ જનોને માટેજ છે.

એ સાધન સંપત્તિને બદલે જેનામાં પામરતા અને વિષય લોલુપતાજ પ્રાધાન્ય ભોગવી રહી હોય અને પછી ગીતા, ઉપનિષદ્ કે બીજા વેદાંત ગ્રંથોમાંના અભેદ સિદ્ધાંતને ગોખી મારવામાં આવે, તો તેવી અયુક્ત-અનધિકાર-કર્મચેષ્ટાનું પરિણામ પણ માંદાને મિષ્ટાન્ન અથવા ચોરને અભયદાનની પેઠે અધ્યાત્મજ્ઞાનનો દુરૂપયોગ થવામાંજ આવે.

આમ થવાથી એવા મનુષ્યો પ્રથમ કરતાં પણ વધારે અધમતા, અનીતિ અને વિષયલોલુપતામાં જઈ પડે અને પોતાની ચારિત્રહીનતાનો બચાવ " હમકો ક્યા લગતા હૈ " " એક બ્રહ્મ દ્વિતિયો નાસ્તિ " " ગુણાગુણેષુ વર્તન્ત " વગેરે વેદાંત વાક્યોના આશ્રયથી કરે એમાં આશ્ચર્ય નથી. અશાશ્વત વિષયો તરફથી મન ઇન્દ્રિયને પાછાં વાળી તેને શાશ્વત સચ્ચિદાનંદપદદાયક કર્મયોગ અથવા સાંખ્યયોગમાં પ્રવર્તાવનાર થતાંજ માનેજ વેદાંતનાં ઉચ્ચ સત્યો ઉપકારક થઈ શકે છે. સાંખ્યમાર્ગનો પ્રવાસી પોતાના તે તે શુભ જ્ઞાનચારિત્રના સંબંધમાં ભૂલે ચૂકે પણ અભિમાને ન ચડી જતાં " ગુણોજ ગુણોમાં વર્તી રહ્યા છે " એ સત્યને લક્ષમાં રાખીને પોતાના સર્વથી પર એવા આત્મભાવમાંજ ચિત્તને વાળ્યા કરે; અને કર્મયોગી જે કાંઈ શુભ કર્મ કરે તે નિષ્કામભાવે અને પ્રભુપ્રીત્યર્થેજ કરતો રહીને પ્રભુની પ્રેરણા અને કૃપાથીજ તે સર્વ બને છે એમ સમજી નિરભિમાની રહે; એટલા માટેજ એવાં સત્યોનો ઉપયોગ હોય છે. પરંતુ ક્યાં અર્જુન જેવો જ્ઞાનચારિત્ર સંપન્ન, સંયમી, અલિપ્ત અને દયાના આવેશમાં બાપદાદાના રાજપાટને પણ જતું કરવાને તૈયાર થયેલો મહાવીર; અને ક્યાં હાલના આ કંગાલ વિષયરક્ત વાચક વેદાન્તિ !

અનધિકારી અને કુપાત્રને બ્રહ્મવિદ્યાનું દાન આપવું એ અસલથીજ પાપરૂપ ગણાતું આવ્યું છે. વસિષ્ઠ સૂત્રમાં આ વાત અલંકારમાં ઉપદેશતાં બ્રહ્મવેત્તા પ્રત્યે બ્રહ્મવિદ્યા પાસે નીચલા ભાવનું કહેવરાવ્યું છે તે ઉચિતજ છે કેઃ—" હું હવે તારી માલિકીની વસ્તુ થઈ છું; પરંતુ મારૂં દાન તું બહુ સાચવીને કરજે. જે મારૂં હાસ્ય કરે, જે દુષ્ટ હોય અને જે ઇન્દ્રિયોનો ગુલામ હોય તેવાને મારૂં દાન કરતો નહિ. મને આ પ્રકારે સુરક્ષિત રાખવાથી તારા હૃદયમાં હું બળવાન થતી ચાલીશ; માટે હે બ્રહ્મવેત્તા ! જેમ કોઈ સમજુ માણસ પોતાના ખજાનાની ખૂબ કાળજીથી રક્ષા કરે છે તેવીજ કાળજીથી તું મારી રક્ષા કરજે; અને માત્ર એવાજ પુરૂષને મારૂં દાન કરજે કે જે પવિત્ર, અંતરમુખ, શુદ્ધ બુદ્ધિવાળો, બ્રહ્મચર્યવ્રતને પાળનારો તથા જે કદી પણ મારૂં અપમાન કરે નહિ એવો હોય. "

આમ હોવાથી સર્વ સામાન્યને માટે તો એવાજ ગ્રંથો અને ઉપદેશો યુક્ત-ઉપકારક થઈ શકે કે જે તેમને પામરતામાંથી અને વિષય લોલુપતામાંથી ઉપર ચઢાવીને સદ્ગુણી, સારાસાર સમજનારા તથા સારભૂત વસ્તુસ્થિતિને ઇચ્છનારા (જિજ્ઞાસુ) બનાવવામાં મદદ કરે. રામકથાનો ગ્રંથ તેમાં આવેલાં રામ, લક્ષ્મણ, જાનકી, હનુમાન વગેરેનાં ઉત્તમોત્તમ ચરિત્રોને લીધે સર્વ સામાન્યને માટે એવો ઉપકારક અને બંધ બેસતો હોવાથીજ સમગ્ર હિંદુ જાતિ તેને વેદ, ઉપનિષદ અને ગીતા જેવા ગ્રંથો કરતાં પણ પ્રિય માનતી આવી છે.+

+ રામાયણમાં પણ વેદાન્ત તત્વજ્ઞાનનો વિષય આવે છેજ, પણ તે ખીચડીમાં મીઠાની પેઠે જરૂર લેખેજ. બીજી હાથપર વેદ ઉપનિષદ વગેરેમાં પણ સર્વ સામાન્યના ઉપયોગનો ઉપદેશ નથી એવું નથી: પણ તે ઉપદેશ રામકથાદ્વારા સચોટ દાખલા સાથે જે સહજતા અને રસપૂર્વક માનવ હૃદયપર ઉતરાઈ જાય છે, તેવું બીજાદ્વારા સર્વ સામાન્ય માટે નથીજ બનતું.

## ઇતિહાસનો મહિમા અને સ્વરૂપ.

ધર્મગ્રંથ તરીકે રામાયણની મહત્તા અને ઉપકારકતા આટલી બધી હોવા છતાં કોઇ તેને માત્ર ઇતિહાસ ગ્રંથજ કહેવા માગે તો તે પ્રકારે પણ રામાયણનું મહત્વ જેવું તેવું નથી. અથર્વવેદમાં ઇતિહાસ, પુરાણ વગેરેની ઉપકારકતા દર્શાવતાં કહ્યું છે કે;—

**स बृहतीं दिशमनु व्यचलत्। तमितिहासश्च पुराणं च गाथाश्च नाराशंसीश्चानुव्यचलन्। इतिहासस्य च वै स पुराणस्य च गाथानां च नाराशंसीनां च प्रियं धाम भवति य एवं वेद।**

અથર્વવેદ, કાંડ ૧૫, અધ્યાય ૧, સૂક્તક મંત્ર ૧૦–૧૧–૧૨.

અર્થાત્ "મનુષ્ય અથવા પ્રજાને ઉન્નતિની દિશામાં આગળ વધવામાં ઇતિહાસ, પુરાણ, ગાથા અને નારાશંસી બહુજ સહાયકારક થાય છે." આ સત્ય વાતને જેઓ જાણે છે તેઓ તેવા ગ્રંથોનો પુષ્કળ અભ્યાસ કરીને તેના પ્રિય ધામરૂપ (એટલે કે કેટલાક બહુશ્રુત મનુષ્યોને આપણે પુસ્તકાલય અથવા લાયબ્રેરીની ઉપમા આપીએ છીએ તેવા) બની રહે છે.

ઉપલા વેદવાક્યમાં ઇતિહાસને સર્વથી પ્રથમ સ્થાન અપાયું છે તે યોગ્યજ છે; પરંતુ તે ઇતિહાસનો અર્થ અત્યારે વિદ્યાર્થીઓને ગોખાવી મરાતાં "દેશની દુર્દશાના સમયનાં નામો અને વર્ષો" એવો જરા પણ નથી. એવો ઇતિહાસ અને શિક્ષણ પદ્ધતિ તો શિખનારાની ઉન્નતિ કરવાને બદલે તેમની વધારે દુર્ગતિ અને વિનાશ કરવાનુંજ કામ બજાવે છે. આર્યોની અન્ય સર્વ બાબતોની પેઠે તેમની ઇતિહાસની વ્યાખ્યા પણ કેવી સુયોગ્ય છે, તે નીચલો શ્લોક વાંચવાથી જણાશે.

**धर्मार्थकाममोक्षाणामुपदेश समन्वितम्। पूर्ववृत्त कथायुक्तमितिहास प्रचक्षते ॥**

અર્થાત્ ઇતિહાસ તેનેજ કહેવાય કે જેમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષના ઉપદેશ તથા પ્રેરણાવાળી કથાઓ સહિત પૂર્વવૃત્તાન્ત આપેલો હોય.

રામાયણ અને મહાભારતના ગ્રંથો ઉપર જણાવેલી ઇતિહાસની વ્યાખ્યાને કેટલા બધા બંધબેસતા છે તે દર્શાવવું પડે તેમ નથી. એક દાર્શનિક બુદ્ધિવાળા ઇતિહાસવેત્તાએ ઠીકજ કહ્યું છે કે "પ્રત્યેક દેશનું ભવિષ્ય તેના ભૂતકાળમાં અંકિત છે; અને જે પ્રજાને પોતાના ભૂતકાળનું યથાર્થ જ્ઞાન નથી, તે પ્રજા પોતાની ભવિષ્યની ઉન્નતિનો માર્ગ બહુજ મુશ્કેલ અને અનેક ઝાડી કાંટાઓથી ભરપૂર જોશે."

ઇતિહાસના ઉંડા અભ્યાસી પ્રોફેસર રામદેવજી તેમણે રચેલા "ભારતવર્ષકા ઇતિહાસ" માં ઇતિહાસની આવશ્યકતા વિષે લખે છે કે:—

"દુઃખ સાગરથી પાર થવાને માટેનાં જે કેટલાંક સાધન છે, તેમાં ઐતિહાસિક જ્ઞાન પણ એક અગત્યનું સાધન છે. ભારતવર્ષની નૌકા અનેક શતાબ્દિઓથી ભયંકર દુઃખ સાગરના વમળમાં પડીને ડગમગી રહી છે. અમારા જે પૂર્વજો આ નૌકાને સુગતિથી ચલાવતા હતા તેઓ તો રહ્યા નહિ, અને અમો આળસુઓ નૌકા સંચાલનની તે યોગ્ય વિધિ તેમની પાસેથી શીખ્યા નહિ હવે જ્યારે નાશકારક પ્રચંડ પવન વહેવા લાગ્યો, નૌકા ખૂબ ડામાડોલ થવા લાગી અને 'આ ડૂબી આ ડૂબી' એવી દશા આવી પહોંચી ત્યારેજ હાહાકાર આરંભ થયો; પરંતુ એ આક્રંદથી શું વળે તેમ છે? હવે તો અમને એજ ઉચિત છે કે જે વિધિઓનો ઉપયોગ કરીને અમારા પૂર્વજો આ ભારતનૌકાને સુગતિથી ચલાવતા હતા અને જે વિધિઓ અમારા કલ્યાણના વિચારથી તેઓ પોતાના ગ્રન્થોમાં અંકિત કરી ગયા છે તે વિધિઓનો પત્તો મેળવવો."

એવી પ્રાચીન સુયોગ્ય વિધિઓ રામાયણમાં પણ ઘણુ સારી રીતે વર્ણવેલી હોવાથી ઇતિહાસ ગ્રંથ તરીકે પણ રામાયણનું મહત્વ જેવું તેવું નથી. "રામાયણ કલ્પિત ગ્રંથ છે." "પ્રાચીન ભારતવર્ષમાં ઇતિહાસ લખવાની રૂઢી ન હતી," વગેરે આક્ષેપોના ઉત્તરો તેમજ અન્ય પણ અનેક જાણવા જેવા વિચારો પ્રો૦ રામદેવજીએ તેમના ઉપરોક્ત ગ્રંથમાં દર્શાવેલા છે. તે હવે પછીના લેખોમાં "રામાયણ વિષે પ્રો૦ રામદેવજી" એ લેખમાં આપવામાં આવશે.

ખરૂં જોતાં જુદાં જુદાં દૃષ્ટિબિંદુથી કોઇ રામાયણનો મહિમા ગાવા બેસે તો તેનો એક મોટો ગ્રંથજ બની રહે. ટુંકામાં તો કવિ સમ્રાટ રવિન્દ્ર ઠાકુરે તેને હિંદુજાતિનું "જીવન ધન" કહ્યું છે તેટલું પણ સુશિક્ષિત હિંદુ સંતાનોને માટે બસ કહી શકાય. અલબત્ત, હિંદમાં ઉદ્ભવેલી એક નવિન માનવસૃષ્ટિને માટે આ મહિમા કાંઇક વધુ વિસ્તારથી આપવાની આવશ્યકતા છે ખરી. પાશ્ચાત્ય શિક્ષણના વિલક્ષણ સર્જનમાં સપડાઇ સુધારકપણાના પોકળ પાંડિત્યમાં પટકાઇ પડવાથી જેઓ આર્યભાવનાઓરૂપી પવિત્ર પોષક રક્તને ગુમાવી રહ્યા હોય; જેઓ વિદેશીઓનાં વિજયગાનનું જુઠું જેશમાં ભરી ભરીને ગોટપીટની ગોખણપટ્ટીના તાનમાં પોતાની જાતને અજ્ઞાનતું ખારદાન અને હિંદુ રીતભાતને મૃત્યુની મહેમાન બનાવી રહ્યા હોય; જેઓ પાશ્ચાત્ય ભૌતિકવાદનો મદિરાથી મત્ત બનીને સ્વદેશના સર્વસ્વની પેઠે ભારતીય પહેરવેશને પણ "ડોન્ટ કેર" કરી બેઠા હોય; જેઓ બિચારા કાગડી(વડ) બિલ્લીના ઉંદર બની જઇ સુયોગ્ય ભારતીય સાહિત્યના પાનથી પરાંગમુખજ રહી ગયા હોય; જેમને મન રામાયણ અને મહાભારત એ ટાઢા પહોરનાં ગપ્પાં અને વેદો એ જંગલી સ્થિતિનો બકવાદ હોય; અને આ પ્રમાણે જેઓ સુશિક્ષિત કહેવાવા છતાં કૃશિક્ષિત જેવાજ બની રહ્યા હોય; તેવા અનેક નવયુવકો અને સુધારકમનોને માટે તો આ ગાંધીયુગમાં પણ રામાયણના વિશેષ મહિમાની આવશ્યકતા સ્પષ્ટજ છે. આ આવશ્યકતા પુરી પાડવા માટે દેશ વિદેશના જે અનેક અસામાન્ય વિદ્વાનોએ આ ગ્રંથનાં મુક્ત કંઠે ગુણગાન કર્યા છે, તેનાં અવતરણો આ પછીથી "રામાયણ પ્રતિષ્ઠા" "રામાયણ વિષે કવિવર રવિન્દ્રનાથ ઠાકુર" "દ્રાવિડ દેશનું રામાયણ" ૪૦ મથાળાં નીચે આપવામાં આવ્યાં છે. રામાયણનું વાંચન શરૂ કરવા પહેલાં આ ઉપયોગી લેખો સંપૂર્ણ ધ્યાનથી વાંચી જવા પ્રત્યેક વાંચનારને ખાસ ભલામણ છે. રામાયણના મહિમાને જાણનારાઓ સજ્જનોને માટે પણ એ લેખો અવનવી માહિતીઓ, મનનીય વિચારો અને આદરભાવની ઉર્મીઓ વધારે એવાજ છે.

કોઇ એમ કહે કે રામાયણ જેવો મહાન્ ચારિત્રોપદેશક ગ્રંથ અને અન્ય અનેક ગ્રંથો દેશમાં વિદ્યમાન હોવા છતાં ભારતવાસીઓની દુર્દશા કેમ થઇ રહી અને તે હજાર હજાર વર્ષ સુધી કેમ ટકી રહી છે? ઉત્તર સ્પષ્ટજ છે કે એવા ગ્રંથોમાં દર્શાવેલા અનુભવસિદ્ધ આચાર વિચાર (જ્ઞાન-ચારિત્ર) ઘટતા ચાલવાનુંજ એ પરિણામ છે. ઘરમાં પુષ્કળ ખજાનો હોવા છતાં તે વાતથી અજ્ઞાત મનુષ્ય "અન્ન અન્ન" કરતો મરી જાય, અથવા તો તે ખજાનાનો દુરૂપયોગ કરીને કોઇ એ કરતાં પણ ખરે મોતે મરે તો તેમાં તે ખજાનાનો દોષ નજ કહી શકાય. આર્ય ગ્રન્થો વિષે પણ એમજ પ્રકાર સમજવો; પરંતુ તેની સાથે આ વાત પણ ભૂલવાની નથી કે ઘટી ઘટીને પણ એ જ્ઞાનચારિત્ર જેટલા પણ પ્રમાણમાં કાયમ રહી શક્યાં છે, તે પણ એ મહાન આર્ય ગ્રન્થોનો અને પૂર્વજોનોજ પ્રતાપ છે. એમના પ્રતાપેજ ભારતવર્ષ એ ભારતવર્ષ તરીકે અને હિંદુજાતિ હિંદુ તરીકે અત્યાર સુધી ટકાવી નભાવી શક્યાં છે. નહિ તો અન્ય અનેક નામચીન પ્રજાઓની પેઠે હિંદુજાતિ પણ નામશૂન્ય બનીને મુસલમાન કે ખ્રીસ્તીપદનેજ શોભાવતી હોત.

## ગ્રંથ બહાર પાડવામાં થએલી ઢીલ.

યુરોપના મહાયુદ્ધની શરૂઆતમાંજ જોઇતા સઘળા કાગળો લઇ રાખીને આ ગ્રંથ છાપવા અપાયો હતો. જો તે વાયદા પ્રમાણે છપાઇ આવ્યો હોત તો આજથી ચારેક વર્ષ ઉપર અને પ્રથમ ધારેલી કિંમતેજ બહાર પડી ચૂકેલો હોત; પરંતુ થોડુંક છપાયા પછી પ્રેસવાળાએ ખહુજ ઢીલ થવાથી લાંબે વખતે અરધુંક પુસ્તક છપાયું, અને તે પછી તો એ પ્રેસની અવ્યવસ્થા એટલી બધી વધી પડી કે ત્યાંથી કામ પાછું ખેંચી લેવું પડ્યું. અન્ય પ્રેસોને પણ વધેલા ભાવ કબુલ કરવા છતાં સર્વત્ર નવી નવી કંપનીઓનાં નાનાં નાનાં કાગળીયાં છાપવા માટે જે પાંચથી દશગણાં દામ મળી શકતાં, તેને લીધે પુસ્તકોના મોટા મોટા કાગળોવાળું કામ કરવાની પરવા રહેતી નહિ. આથી ચરિત્રમાળા બંધ થયા ઉપરાંત વિવિધ ગ્રંથમાળા પણ એક વર્ષ પાછળ પડી ગઇ. એટલે આવા મોટા ગ્રંથનું કાર્ય અટકી રહે એમાં આશ્ચર્ય નથી. આમ થવાથી રામાયણના (સાથે મહાભારતને લગતા પણ) જે કાગળો પડી રહ્યા હતા તેનો ઉપયોગ (બદલો વગેરે કરી લઇને) વિવિધ ગ્રંથમાળાને—તે વખતની કાગળોની ચાર પાંચ ગણી મોંઘવારતનો ભોગ થઇ—મોંઘી બનતી અટકાવવા માટે કરી લેવામાં આવ્યો.

ઉપલી સ્થિતિમાં સુધારો થઇ ગયે વર્ષે છપાવવાની સગવડ મળી આવતાં ત્રણુ ગણી છપામણી તથા લડાઇ પહેલાંની અપેક્ષાએ ચાર ગણી કાગળોની કિંમત ખર્ચીને આ પુસ્તક "ભાગ્યોદય" પ્રેસમાં સોંપાયું. અને આગલા પ્રેસની અવ્યવસ્થાને લીધે કેટલાક ફર્માની નકલ ખૂટેલી તે પણુ એજ ઠેકાણે ફરીથી છપાવી લેવાઇ. વળી પુસ્તકનું કદ પણુ દોઢસોને બદલે પોણા બસો ફૉર્મ થયું અને તેથી ગ્રંથને વધુ ટકાઉ તેમજ વાપરવામાં સુગમ બનાવવા માટે એકને બદલે બે પૂંઠામાં બંધાવવો ઠર્યો; અને તેથી બંધાઇનો ખર્ચ પણુ પહેલાંની અપેક્ષાએ ત્રણુ ગણાને બદલે ૭ ગણો થઇ પડયો. એજ પ્રમાણે અન્ય સર્વ પ્રકારના ખર્ચ પણુ વધી જવાથી દરેક ઘટતી કરકસર છતાં ગ્રંથનું મૂલ્ય વધારે આવે એમાં નવાઇ નથી. ગ્રંથનો અરધો ભાગ શરૂઆતની થોડી મોંઘવારીના સમયમાં છપાઇ ચુકયો ન હોત તેમજ ભાષાંતરના પુરસ્કાર વગેરેનો રૂ. ૫૦૦) જેટલો ખર્ચ બહારથી ન મળી આવ્યો હોત તો આ પુસ્તકની કિંમત દશ રૂપિયા થઇ જાત. અને તેમ થયું હોત તોપણુ અન્યત્ર આટલા કદના ગ્રંથના રખાતા રૂ. ૨૦ ) તરફ જોતાં આ સંસ્થાનું સાપેક્ષ સસ્તાપણું તો કાયમજ રહેત.

## ભાષાંતર કર્તા અને આર્થિક સહાય.

શાસ્ત્રી નરહરિ મગનલાલ શર્માએ જે કાળજી અને ઉત્સાહથી આ ભાષાંતરનું કાર્ય બજાવ્યું છે તેની કદર થતી જોવાને તેઓ હયાત રહ્યા નથી. બ્રાહ્મણુ કુટુંબમાં અવતરી શ્રમોપજીવી જીવન હોવા છતાં એમના જેવી સજ્જનતા, નિર્લોભતા, સાદાઇ અને નિષ્પ્રપંચતા હાલના સમયમાં હોવી દુર્લભ છે.

ભાષાંતર તેમણે સંસ્કૃત ઉપરથી ઘણીજ હોંશ અને કાળજીથી તૈયાર કરેલું હોઇ તેને ઉત્તમ બનાવવા પાછળ તેમણે દરેક બનતો પરિશ્રમ કર્યો છે. આશા છે કે સુજ્ઞજનો તેમના શ્રમની કદર કરી તેમના સદ્‌ગત્ આત્માને પ્રીતિ થવા આપશેજ. ૧૯૭૫ માં શાસ્ત્રીજીનો દેહાન્ત થવાથી ઉત્તરકાંડનું ભાષાંતર અન્ય સજ્જનો પાસે કરાવી લેવું પડયું છે.

આ ગ્રંથના ભાષાંતર ખર્ચ બદલ રૂ. ૫૦૦ ની આર્થિક સહાય પેટલાદ રંગવાળાવાળા શેઠ રમણલાલ કેશવલાલ તરફથી મળેલી છે. તેમના વડીલ બંધુ શેઠ નાથુભાઇ કેશવલાલ, જેઓ તેમની જાહેર સખાવતોને લીધે રાજ્ય તરફથી "રાજરત્ન" નું પદ પામેલા હતા તેમજ જેમની ગુપ્ત સખાવતો પણુ ઉદારતા ભરી હતી; તેમની પાછળ સત્કાર્ય નિમિત્ત તેમણે આ સહાય આપેલી છે. જેને માટે આ સ્થળે તેમને સપ્રેમ ધન્યવાદ આપી જણાવીશું કે ઉપલો ખર્ચ આ પ્રમાણે બહારથી નહિ મળ્યો હોત તો આ ગ્રંથનું જે મૂલ્ય રાખી શકાયું છે તે રાખવું વધારે મુશ્કેલ બનત.

સં. ૧૯૭૮. કાર્તિક-પૂર્ણિમા. ભિક્ષુ—અખંડાનંદ.

# રામાયણનું માહાત્મ્ય.

**इदं पवित्रं पापघ्नं पुण्यं वेदैश्च संमितम् । यः पठेद्रामचरितं सर्वपापैः प्रमुच्यते ॥**

ચિત્તને શુદ્ધ કરનાર, પાપનો નાશ કરનાર, પુણ્યના સાધન રૂપ અને વેદના રહસ્યને પ્રતિપાદન કરનાર હોવાથી વેદ તુલ્ય એવી આ રામાયણનો જે મનુષ્ય પાઠ કરશે તે સર્વપાપથી મુક્ત થશે.

**एतदाख्यानमायुष्यं पठन्रामायणं नरः । सपुत्रपौत्रः सगणः प्रेत्य स्वर्गे महीयते ॥**

આયુષ્યની વૃદ્ધિ કરનાર આ રામાયણનો જે મનુષ્ય પાઠ કરશે તે પુત્ર, પૌત્ર અને સંબંધી વર્ગ સહિત સ્વર્ગમાં સુખ ભોગવશે.

**पठन् द्विजो वागृषभत्व मीयात् स्यात्क्षत्रियो भूमिपतित्वमीयात् ।**
**वणिग्जनः पण्यफलत्वमीयात् जनश्च शूद्रोऽपि महत्त्वमीयात् ॥१००॥**

અર્થાત્ રામાયણના પઠનથી બ્રાહ્મણ શબ્દશાસ્ત્રના પારને પામે, ક્ષત્રિયને રાજનીતિ પ્રાપ્ત થાય અને વૈશ્યને વ્યાપાર કુશલતા તથા શૂદ્રને શ્રેષ્ઠતા પ્રાપ્ત થાય. ( આ ગ્રંથમાંથીજ )

\+ + + + + +

दोहा–" रामायण अमृत कथा, लेत न ताको स्वाद ।
" तिनको निश्चय जानिये, हैं पूरे मनुजाद ॥
" रामायण सुर तरुकी छाया, दुःख समय दूर निकट जो आया ।
" रामायण सुर धेनु समाना, दायक अभिमत फल कल्याना ॥
" श्री रामायण जाहि घर मांहीं, भूत प्रेत तहं भूल न जांहीं ।
" प्रीति करै रामायण मांहीं, तेहि सम भाग्यवंत कोउ नाहीं ॥
" कथा रामायणकी जहां होइ, सो गृह घर मति जाने कोइ ।
" सो घर तीर्थरूप सम भासे, तहां गए सब पातक नासे ॥ "
दोहा–" रामायण के सुनत ही, छूटि जाय प्रेतत्व ।
" जाके पढे सुने तें, सूझत है पर तत्व ॥

મહાત્મા તુલસીદાસજી.

\+ + + + + +

" જગતમાં જેનો જોટો મળતો નથી એવા અનન્ય સાહિત્ય ગ્રંથ તરીકે રામાયણ આપણને "પ્રાપ્ત થાય છે." સ્વામી વિવેકાનંદ.

\+ + + + + +

" રામાયણથી ભારતવર્ષનો સ્વાર્થપરાયણતાનો દોષ જેટલો દૂર કરાયો છે, તેટલો કોઇ પણ નીતિ-'વેત્તા, ધર્મવેત્તા, સમાજ સુધારક, રાજપુરુષ કે રાજાથી દૂર કરાયો નથી."

સ્વ૦ બંગ સાહિત્ય સમ્રાટ બંકિમબાબુ.

\+ + + + + +

"હોમરના કાવ્યમાં જે રસ છે, તેના કરતાં રામાયણમાં વિશેષ રસ છે." વેબર.

\+ + + + + +

"બીજા દેશોનાં મહાકાવ્યો કરતાં હિંદનું રામાયણ મહાકાવ્ય સર્વોપરિ છે......અને જે અદ્ભુત
";સદ્ગુણોનું વર્ણન વાલ્મીકિએ આ ગ્રંથમાં દર્શાવ્યું છે તે તરફ લક્ષ દેતાં, પોતાના કાળમાં તો શું
"પણ તે પછીનાં અનેક સૈકાં વીત્યા છતાં રામ જેવો સત્યવ્રત પરાયણ રાજા કોઇ પણ રાજકુળમાં
"થયો નથી. એ રામ સકળ ગુણસંપન્ન અને પ્રજાપ્રીતિ સંપાદન કરવામાં અદ્ભુત રાજા હતો....
"વાલ્મીકિનું કાવ્ય આદિકાવ્યના સ્થાનને યોગ્ય છે અને સર્વ રસથી ભરપુર છે." ગોરીસિયો.

"જગત્ મેં છંદોકી પુસ્તકેં બહુત હૈં; પરંતુ આચાર ઔર છંદબંદીકી કોઈ કવિ એસી
"દઢતા, મનોહરતા વા રસિકતા સે નહીં બાંધ સકા, ઇસ પ્રભાવશાલી ઢંગમેં ધર્મકી શિક્ષા દેના એક
"રામાયણકા હી કામ હૈ, કેવલ યહી એક કવિતા હૈ જો હમારે દિલોંમેં ઇસ ઉત્તમતા સે સચ્ચાઇ
"કે પ્યાર કો પૈદા કર દેતી હૈ, હમ રામાયણ કો પઢ કર કુછ કે કુછ બન જાતે હૈં, હમ મેં ઉંચે
"ઉંચે ખ્યાલ પૈદા હો જાતે હૈં ઔર વહ ગુણ જો મનુષ્ય કી ઉત્કૃષ્ટતા કે ભૂષણ હૈં હમારે સામ્હને
"આ કર ખડે હો જાતે હૈં. સત્યાચરણ, પુત્રોં કી ભક્તિ, પતિવ્રતા ધર્મ, પતિ કર્તવ્ય, પિતા માતા કા
"સ્નેહ, વિનય, ધૈર્ય, દયાલુતા, સારાંશ યહ કિ માનુષી ગુણોં કા કૌનસા ચિત્ર હૈ જિસકે યથાર્થ રૂપ
"કો જાદુ ભરી લેખનીસે કવિને ઇસમેં નહીં લિખા?" (રામાયણના અંગ્રેજી અનુવાદક) મી. ગ્રિફ્થ.

\+ \+ \+ \+ \+ \+

"રામાયણ કહને કો તો એક મહારાજા કા જીવન ચરિત્ર હૈ; પરંતુ વાસ્તવ મેં વહ સંસાર કે
"મલોં કો નાશ કરનેવાલા અગ્નિ, અંધકારમેં પ્રકાશ, ઋષિયોં કા ધર્મ, પુરૂષોં કા પૌરૂષ, બ્રાહ્મણોં કા
"બ્રહ્મતેજ, ક્ષત્રિયોં કા ક્ષાત્રધર્મ, વૈશ્યોં કા ધન, શુદ્રોં કા ધર્મ, ઔર ગૃહસ્થ મેં પ્રવેશ કરને-
"વાલે નર નારિયોં કા સુખદીપક હૈ. ઇસકી જ્યોતિકો હાથ મેં રખકર પુરૂષ યદિ માર્ગ દેખદેખ
"ચલે તો હો નહીં સકતા કિ કિસી સમય વહ જીવન યુદ્ધ મેં પરાજય પ્રાપ્ત કરેં...જગતકા ઇતિહાસ
"પઢને વાલે કહેતે હૈં કિ હિન્દુ જાતિ કો વેસોં કે પ્રચાર હટજાને પર યદિ કિસી રસાયનને જીવિત
"રખ્ખા હૈ તો વહ રામાયણ હી હૈ. ઇસી કે બલ સે હિન્દુ નારિયોં મેં સતીત્વકા ઔર હિન્દુ નરોં
"મેં બલિદાન કરને કા સાહસ રહા હૈ. વેદરત્ન પંડિત સંતરામ શર્મા.

\+ \+ \+ \+ \+ \+

"જબ સે આર્ય સન્તાન પતિત હુઇ તબસે કિતને પ્રકારકી વિપત્તિયોં કા ઝોકા ઇસે ઝેલના
"પડા? ઇસ કે કિતને ઐતિહાસિક પુરૂષોં કે યશ, ઇસ કે ઇતિહાસોં કે નાશ કે સાથ હી સાથ લોપ
"હો ગયે? (તબભી) આશ્ચર્ય હૈ કિ કોઈ ભી વિપત્તિ વા કિસી ભી પ્રકારકા હ્રાસ મર્યાદા પુરૂષોત્તમ
"શ્રી રામચંદ્રજી મહારાજકા નામ ઔર યશ કો વિલુપ્ત ન કર સકા! યદિ ઉનકાભી યશ કેવલ કિસી
"એક ઇતિહાસ કે પત્રોં પર અંકિત હોતા અથવા ઉનકે સમકાલીન વા કુછ કાલાન્તર કે કતિપય
"સહસ્ર વા લક્ષ નર નારી હી ઉનકી કીર્તિ જાનતે હોતે તો સંભવ થા કિ ઉનકાભી યશ આજ
"સુનાઇ નહીં દેતા; પરંતુ જબકિ ઉનકા યશ ઉસી સમયસે—જબ કિ વહ પિતૃભક્તિ કી મર્યાદા કી
"રક્ષા કે લિએ અયોધ્યાસે દંડકારણ્ય કી ઓર પ્રસ્થિત હુએ—ચતુર્દિક્ ફૈલને લગા; ઔર ઉનકે
"જીવનકાલ મેં હી કરોડોં નર નારીયોં કો ઉનકા હાર્દિક ભક્ત બના દિયા; ઔર યે લોગોંને અપની
"સંતાનોં કો ઔર ઉન સંતાનોંને અપની સંતાનોં કો—ઇસ પ્રકાર પ્રત્યેક પીઢીને અગલી પીઢી કો—
"રામયશ સુનાના અપની સન્તાન કે કલ્યાણ કા એક મુખ્ય હેતુ સમઝા; ફિર વહ રામયશ કિસ પ્રકાર
"ભૂલે? જો રામયશ કેવલ અનેક ગ્રંથોં મેં હી વિદ્યમાન ન રહા, પ્રત્યુત કરોડોં મન ઔર હૃદયોં મેં
"ભી અપના સ્થાન બરાબર બનાતા આયા, વહ કિસ પ્રકાર વિસ્મૃત હો? ક્યા ભારત કે કિસી ભી
"પ્રાન્તમેં આજ ભી કોઇ આર્યકુલપતિ વા આર્યગૃહિણી એસી હૈ જો રામ નામ કો ન જાનતી હો?"

"પરંતુ એક સમય થા જબકિ રામયશ ન કેવલ ભારત મેં પ્રત્યુત ઇસ પૃથિવી કે અન્યાન્ય
"કંઇ ભાગોં મેં ભી ફૈલા હુઆ થા. આજ અમેરિકા દેશ વા પાતાલ કે પ્રાચીન મેક્સિકો નિવાસી
"રામ-સીતા (રામ-સીતા) કે નામ સે જો ઉત્સવ મનાતે હૈં, ક્યા વહ સિદ્ધ નહિં કરતા કિ રામ-

"યહ પ્રાચીન કાલોં મેં ભારત સે અન્યાન્ય કંઈ દેશોં મેં ઘૂમતા હુઆ અમેરિકા દેશ યા પાતાલ મેં
"પહુંચા થા ?*"

"શ્રીરામચંદ્રજી મહારાજ કે સમય કે એક દીર્ઘકાલ પશ્ચાત્ તક જબ કિ આર્યસન્તાન આર્યો-
ચિત જીવન વ્યતીત કરતી થી, તબ તક રામચરિત્ર કી પવિત્રતા કે સન્મુખ આર્યસંતાન ભલી-
ભાંતિ શીશ ઝુકાતી રહી તો (ઉસમેં) આશ્ચર્ય હી ક્યા હૈ? મહાભારત કા સમોપાખ્યાન સિદ્ધ
કર રહા હૈ કિ રામકથા શ્રવણ કર મહાભારત કે સમય કે વીરગણ ભી અપના સુધાર કરના ચાહતે
થે, તથા મહાભારત કે ભિન્ન ભિન્ન સ્થલો મેં આયે હુએ રામાયણ કે વીરોં કી ઉપમાએં ભી
સ્પષ્ટ સિદ્ધ કર રહી હૈં કિ ઉસ સમય કે પતિત વીરોં કી ભી કામના થી કિ વે રામ ઔર ઉન કે
સમકાલીન વીરોં કા અનુકરણ કરે. (યદ્યપિ વે અપને કુ સંસ્કારોં કે કારણ અનુકરણ કરને મેં
અસમર્થ હો ગયે થે.)

પ્રો૦ રામદેવજી.

\+ \+ \+ \+ \+ \+

"કાવ્યનાં બંને અંગ–કવિ અને નાયક–ની બાબતમાં રામાયણની બરોબરી કરે તેવો કોઈ પણ
ગ્રંથ કોઈ પણ દેશમાં મળી આવશે નહિ. રામચંદ્ર સરખો અલૌકિક સામર્થ્યવાળો તથા ઉદાત્ત
નીતિવાળો એક પણ પુરુષ ઇતિહાસમાં દષ્ટિએ પડતો નથી; તેમજ વાલ્મીકિ ઋષિ સરખી પ્રતિભા
તથા ઉચ્ચ કલ્પનાવાળો કોઈ પણ કવિ આજ પર્યંત થયો નથી. ગ્રીસ તથા રોમ દેશમાં પુરાતન
કાળમાં હોમર તથા વર્જીલ નામના કવિઓએ "ઇલીયડ" તથા "ઇનીડ" નામના ગ્રંથો લખ્યા
છે તે પાશ્ચાત્ય દેશોમાં ઉત્તમ ગણાય છે; અને ઇંગ્લંડમાં મિલ્ટન નામના કવિએ 'પેરેડાઇઝ લૉસ્ટ'
નામનો ગ્રંથ લખ્યો છે તે પણ ઉત્તમ ગણાય છે; પરંતુ એ બધા ગ્રંથો કરતાં રામાયણ કેટલી બધી
શ્રેષ્ઠ છે? કદાચ કોઈ લોકો કાવ્ય–શક્તિમાં હોમર વગેરેને વાલ્મીકિની બરોબરીએ બેસાડે; પણ
તેઓના કાવ્યના નાયકો અકિલીસ, ઇનીઅસ અને આદમ, એ સર્વે નીતિની દૃષ્ટિએ જોતાં રામા-
યણના રામચંદ્રાદિ કરતાં અતિશય ઉતરતા જણાય છે. સારાંશ એજ કે રામાયણ સંબંધે આર્યલોકો
જે અભિમાન ધરાવે છે તે યોગ્યજ છે."

ચિંતામણ વિ. વૈદ્ય.

---

*કેવળ રામનો યશ જ નહિ પણ, ભારતવાસી મનુષ્યો, તેમનો ધર્મ અને તેમની રાજસત્તા સુદ્ધાંત અમેરિકા, યૂરોપ અને આફ્રિકામાં તેમજ અન્ય અનેક દ્વીપદ્વીપાન્તરમાં જઈ રહેલાં હોવાનાં પ્રમાણો દિવસે દિવસે મળવાં લાગે છે. સસ્તા સાહિત્યની વિવિધ ગ્રંથમાળાદ્વારા નીકળેલા પુસ્તક "હિંદી લેખમાળા" ના એક લેખમાં આ વિષય લંબાણથી ચર્ચેલો છે. આ સ્થળે તો તેમાંનું અમેરિકા વિષેનું અવતરણજ આપીશું કે—

"અમરીકા કી આશ્ચર્યજનક પ્રાચીન સભ્યતા કે ચિહ્નોં પર દષ્ટિ ડાલી જાય તો માલૂમ હોગા કિ યૂરપ-વાસિયોં કે પ્રવેશ કરને કે પહલે, વહાં કોઇ સભ્ય જાતિ અવશ્ય રહતી થી. દક્ષિણી અમરીકામેં બડે બડે નગરોં કે ખંડહરોં, દઢ કોટોં, સુન્દર ભવનોં, જલાશયોં, સડકોં, નહરોં આદિ કે ચિહ્ન મિલતે હૈં, જિનસે યહ પ્રતીત હોતા હૈ કિ પ્રાચીન કાલ મેં વહાં કોઇ બડી ઉન્નત શ્રેણી કી સભ્ય જાતિ રહતી થી. અબ્બ તો યહ સભ્યતા આઇ કહાંસે? યૂરોપીય પુરાવસ્તુવેત્તાઓ ને ઇસકા પતા લગાયા હૈં. વે કહતે હૈં કિ વહ સભ્યતા ઔર કહીં સે નહીં, હિન્દુસ્તાન સે હી આઈ થી. બેરન હમબોલ્ટ મહાશય કા કથન હૈ કિ ઇસ સમય ભી અમરીકા મેં હિન્દુઓં કે સ્મારકચિહ્ન મિલતે હૈં."

# મહર્ષિ વાલ્મીકિનું વૃત્તાન્ત.

## કવિની મહત્તા.

કવિનાં વખાણ કરતાં બંગસાહિત્યસમ્રાટ્ સ્વ. બંકિમ બાબુ લખે છે કે,

"કોઈ ચોર ચોરી કરે તો રાજા તેને કહેશે કે 'તું ચોરી કરતો નહિ, નહિ તો હું તને સજા "કરીશ.' આથી ચોર બીકનો માર્યો પ્રગટપણે ચોરી કરતો અટક્યો; પરંતુ તેને ચિત્તશુદ્ધિ ઉપજી "નથી. તે એમાંથી એટલુંજ સમજશે કે રાજા જાણી શકે નહિ એવી રીતે ચોરી કરવી જોઇએ."

"તેને ધર્મોપદેશક કહેશે કે 'ઇશ્વરાજ્ઞાથી વિરુદ્ધ છે, માટે ચોરી કરવી નહિ.' ચોર કહેશે કે "ઇશ્વરે મને આહાર જેટલું આપ્યા વિનાજ એવી આજ્ઞા કરી એ ક્યાંનો ન્યાય! માટે હું તો ચોરી "કરીનેજ ખાઇશ." "ધર્મોપદેશક તેને કહેશે કે 'ચોરી કરીશ તો નરકે જઇશ.' ચોર કહેશે "કે 'એ બાબતના પ્રમાણનો અભાવ છે.'

"નીતિવેત્તા તેને કહેશે કે 'તમે ચોરી કરો નહિ; કેમકે ચોરી કરવાથી જનસમૂહનું અનિષ્ટ "થાય છે. અને જેથા જનસમૂહનું અનિષ્ટ થાય છે તે કોઇએ પણ કરવું ન જોઇએ.' ઉત્તરમાં ચોર "કહેશે કે "જનસમૂહ મારા ભરણપોષણનો વિચાર કરે, તોજ હું તેમના હિતનો વિચાર કરવાને બંધા- "એલો છું; પરંતુ જ્યાં લોકો મને કશું આપે નહિ, ત્યાં પછી તેમનું અનિષ્ટ હો કે ન હો તોપણ "મારે તો ચોરી કરવીજ."

"પરંતુ કવિ તો ચોરને એવું તેવું કશુંજ કહેશે નહિ. તે તેને ચોરી કરવાનો નિષેધ પણ કરશે "નહિ; પરંતુ તે એ વિષય ઉપર એવું એક પવિત્ર આખ્યાન ઉપજાવી કાઢશે કે તે સર્વ જનોનું મન "હરે એવું હશે, એટલે તેથી ચોરનું મન પણ ખેંચાશેજ. મનુષ્યનો એ સ્વભાવ છે કે જેમાં સ્હેજ "મન મોહિત થાય તે વસ્તુને વારંવાર ખુશી થઇને મન જોયા કરે છે અને તેમ થવાને પરિણામે "પછી તેવું બનવાની ઇચ્છા ઉદ્ભવે છે. કેમકે લાભની આકાંક્ષાનું નામ અનુરાગ છે. આ રીતે પવિ- "ત્રતા ઉપર ચોરનો અનુરાગ ઉપજે છે, એટલે ચોરી જેવાં અપવિત્ર કાર્યથી તે ઉપરામ બને છે.

"એજ પ્રમાણે રામાયણમાં પણ 'સ્વાર્થપરાયણતા ખરાબ છે, માટે તમે સ્વાર્થપરાયણ થશો નહિ' આવાં નીતિવચન સ્પષ્ટ કહેલાં નથી. તેમજ વાર્તાને મિષે એવી નીતિ સિદ્ધ કરવા માટે પણ રામાયણ રચાએલ નથી; છતાં પણ **રામાયણથી ભારતવર્ષનો સ્વાર્થપરાયણતાનો દોષ જેટલો દૂર કરાયો છે તેટલો કોઈ નીતિવેત્તા, ધર્મવેત્તા, સમાજસુધારક, રાજપુરુષ કે રાજાથી દૂર કરાયો નથી.** સુજ્ઞ વાચકને હવે સમજાયું હશે કે ઉદ્દેશ્ય અને સફળતા એ બન્ને બાબતોનો વિચાર કરતાં **રાજા, રાજનીતિવેત્તા, વ્યવસ્થાપક, સમાજ તત્વવેત્તા, ધર્મોપદેશક, નીતિવેત્તા, વિજ્ઞાનવેત્તા અને દર્શનવેત્તા એ સૌ કરતાં કવિનું સ્થાન ઉંચું છે."**

કવિના આવા મહિમા તરફ જોતાં રામાયણ જેવા જગત્શ્રેષ્ઠ મહાકાવ્યના કર્તા કવિકુલશિરોમણિ વાલ્મીકિ મુનિનું નામ પણ રામાયણના નામની સાથે પ્રત્યેક હિંદુ હૃદયમાં પૂજ્યભાવને પામે તેમાં આશ્ચર્ય નથી. ભારતવંદ્ય વિવેકાનંદજી પોતાના રામાયણવિષયક વ્યાખ્યાનમાં વાલ્મીકિ મુનિનું વૃતાંત આ પ્રમાણે આપે છેઃ—

## મહામુનિ વાલ્મીકિનું વૃત્તાન્ત.

"પ્રાચીનકાળમાં એક તરુણ પુરુષ બીજા કોઇ પ્રકારે પોતાના કુટુંબનો નિર્વાહ નહિ ચલાવી શક- વાથી અંતે લૂંટફાટનો ધંધો કરવા લાગ્યો. શરીરે તે સુદૃઢ અને બળવાન હતો અને માર્ગમાં વટે- માર્ગુઓ પર હુમલો કરવાથી મળતા દ્રવ્ય વડે તે પોતાનાં પિતા, માતા, પત્ની અને સંતાનોનું પોષણ કરતો. એક દિવસ મહામુનિ નારદ જતા હતા. તેમની ઉપર તે લૂંટારાએ આક્રમણ કર્યું. ઋષીએ લૂંટા-

રાને કહ્યું કે; "તું મને શા માટે લૂટે છે? મનુષ્ય પ્રાણીઓને લૂંટવાં અને મારી નાંખવાં એ તો મહાપાપ કહેવાય. આવાં પાપ તું શા માટે કરે છે?" લૂંટારો બોલ્યો: "આ દ્રવ્યદ્વારા હું મારા કુટુંબનું પોષણ કરવા માગું છું." ઋષીએ કહ્યું: "પણ ત્યારે શું તારા કુટુંબના માણસો તારા પાપમાં પણ ભાગ લે છે?" લૂંટારો બોલ્યો: "હાસ્તો, પાપમાં પણ તેઓ અવશ્ય ભાગ લેજ." ઋષીએ કહ્યું "ઠીક, ત્યારે મને અહીંઆ બાંધી રાખીને મારા સંબંધમાં તું નિશ્ચિત થા અને ઘેર જઈ તારાં સ્વજનોને પૂછ કે જેવી રીતે તમે મારા રળેલા પૈસામાં ભાગ લો છો તેવી રીતે તમે મારા પાપમાં પણ ભાગ લેશો?" ઋષીના કહેવા પ્રમાણે લૂંટારો પોતાના પિતાની પાસે ગયો અને તેને પૂછ્યું: "પિતાજી, હું તમારૂં પોષણ કેવી રીતે કરૂં છું તે તમે જાણો છો?" તેણે પ્રત્યુત્તર આપ્યો: "ના, તે હું જાણતો નથી." પુત્રે કહ્યું: "હું લૂંટારો છું. હું લોકોને મારી નાંખું છું અને તેમને લૂંટી લઉં છું." આ સાંભળીને પિતાએ કહ્યું: "પુત્ર, શું તું એમ કરે છે? નિકળ અહીંથી ચંડાલ!" ત્યાર પછી તે પોતાની માતાની પાસે ગયો અને તેને પૂછ્યું: "માતા, હું તમારૂં પોષણ કેવી રીતે કરૂં છું તે તમે જાણો છો?" તેણે પ્રત્યુત્તર આપ્યો કે "ના." પુત્રે કહ્યું "લુંટ અને ખૂનદ્વારા હું તમારૂં પોષણ કરૂં છું." આ સાંભળીને માતા પોકારી ઉઠી "કેટલું ભયંકર કૃત્ય!" પુત્રે કહ્યું: "પરંતુ તમે મારા પાપમાં પણ ભાગ લેશો કે નહિ?" માતાએ પ્રત્યુત્તર આપ્યો: "તારા પાપમાં મારે શા માટે ભાગ લેવો જોઈએ? મેં કદિ પણ લૂંટ કરી નથી." ત્યાર પછી તેણે પોતાની પત્ની પાસે પણ એજ પ્રશ્ન કર્યો; પરંતુ તેણે પણ એજ ઉત્તર આપ્યો કે "પાપમાં હું ભાગ શેનો આપું? પતિ તરીકે મારું પોષણ કરવું એ તો તમારૂં કર્તવ્ય જ છે."

"હવે તે લૂંટારાની આંખ ઉઘડી કે જેમને માટે હું આ લુંટફાટનો ધંધો લઈ બેઠો છું તેઓ સુદ્ધાં મારા પાપમાં ભાગ લેવાને રાજી નથી. જે સ્થળે તેણે ઋષીને બાંધ્યા હતા તે સ્થળે પાછો આવીને તેણે તેમને છૂટા કર્યા અને તેમને ચરણે પડી સર્વ વાત કહીને બોલ્યો કે "મહારાજ, મારો ઉદ્ધાર કરો! હવે મારે શું કરવું તે કહો." ઋષીએ કહ્યું: "તારા હાલના જીવનક્રમનો ત્યાગ કર. તું જુએ છે કે તારા કુટુંબનું કોઈ પણ માણસ વસ્તુતઃ તને ચાહતું નથી, માટે આ સર્વ ભ્રમોનો ત્યાગ કર. તારાં સ્વજનો તારી સમૃદ્ધિમાં ભાગ લેશે; પરંતુ જે ક્ષણે તું સંપત્તિશૂન્ય બન્યો તેજ ક્ષણે તારો ત્યાગ કરશે અને કોઈ પણ માણસ તારા પાપમાં ભાગ નહિ લે. માટે જે પરમાત્મા સારા તેમ માઠા પ્રસંગે સદાકાળ આપણી સાથે જ રહે છે તેની જ આરાધના કર. તે કદિ પણ આપણો ત્યાગ કરતો નથી, કારણ કે પ્રેમ કદિ પણ પતિત થતો નથી, તે બદલાને કે સ્વાર્થિતાને ઓળખતો નથી."

"ત્યાર પછી તે ઋષીએ તેને આરાધના કેવી રીતે કરવી તે શીખવ્યું. પછી આ માણસ બીજી સર્વ બાબતોનો ત્યાગ કરી અરણ્યમાં ગયો, અને ત્યાં આરાધનામાં મહાશુદ્ધ બનીને પોતાની જાતને એટલી બધી ભૂલી ગયો કે કીડીઓએ આવીને તેના શરીરપર માટીનાં દર બાંધ્યાં તે વાતની પણ તેને ખબર પડી નહિ! આ પ્રમાણે ઘણાં વર્ષો વ્યતીત થયા બાદ એક દિવસે એકાએક એવી દેવવાણી તેને સંભળાઈ કે, "હે ઋષી, જાગ્રત થાઓ." આ ધ્વનિ સાંભળતાં જ તે જાગ્રત થઈ બોલી ઉઠ્યો કે, "હું ઋષી! હું તો લૂંટારો છું!" ધ્વનિએ પ્રત્યુત્તર વાળ્યો: "હવે તમે લૂંટારા રહ્યા નથી. તમે શુદ્ધ થયેલા ઋષી છો. તમારૂં જૂનું નામ અને કર્મ લુપ્ત થયું છે. તમે પરમાત્મ ધ્યાનમાં એટલા બધા નિમગ્ન થયા હતા કે તમારી આસપાસ કીડીઓએ જે રાફડા કર્યા હતા તે પણ તમે જોયા નહિ. હવેથી તમે વાલ્મીકિના નામથી ઓળખાશો." (કારણ કે કીડીઓના રાફડાને 'વાલ્મીક' કહે છે) આ પ્રકારે તે લૂંટારો એક ઋષી બન્યો.

એ પછી વાલ્મીકિ મુનીને રામાયણની રચના કરવાનો વિચાર કેવી રીતે નક્કી થયો અને કેવી રીતે તેમને આદિ કવિનું પદ પ્રાપ્ત થયું, એ વિષય રામાયણની શરૂના જ સર્ગોમાં આવતો હોવાથી તે વિષે અહિં લખવાની જરૂર નથી.

# રામાયણ સમયની સ્થિતિ.

( શ્રીયુત ચિં૦ વામન ચિ૦ વૈદ્યના મરાઠી ઉપરથી. )

વાલ્મીકિ મુનિએ રચેલાં રામચંદ્રના આ અતિ ઉત્તમ ચરિત્રને વાંચી પ્રેમ, આનંદ અને આદરભાવની લાગણી ક્યા ભારતવાસી જનને થશે નહિ? આપણી આર્યભૂમિ વૈભવ અને નીતિના શિખર પર પહોંચી હતી એવા તે સમયનું ચિત્ર આંખ આગળ ઉભું રહેતાં કોનું હૃદય આનંદથી ઉછળી રહેશે નહિ? જો કે આપણા આર્યદેશના પ્રાચીન ઇતિહાસનો થોડો સરખો ભાગ જ આપણને મળી આવ્યો છે, તો પણ એ અંધકારમય પ્રાચીનકાળમાં શ્રીરામચંદ્રનો સમય શરદ પૂર્ણિમાની રાત્રિ પ્રમાણે શુભ અને આનંદદાયક પ્રકાશથી ભરપૂર દેખાય છે. એ સમયમાં શ્રીરામચંદ્રની મોહક મૂર્તિ પૂર્ણચંદ્રની પેઠે મધ્યે વિરાજમાન થએલી માલમ પડે છે અને તેમનાથી ક્ષણભર પણ વેગળી ન પડનારી જાનકી ચંદ્રની જ્યોત્સ્ના પ્રમાણે શોભી રહે છે. તેજસ્વી અને શીઘ્ર કોપ કરનાર લક્ષ્મણજી મંગળના લાલ ગ્રહ પ્રમાણે પ્રકાશમાન દેખાય છે; અને શાંત–પ્રેમાળ ભરતજી બૃહસ્પતિના તારાની પેઠે શુભ અને કોમળ તેજથી શોભી રહે છે. વસિષ્ઠ, વિશ્વામિત્ર, જનક, દશરથ, ભરદ્વાજ, અગસ્ત્ય, કૌશલ્યા, અનસૂયા ઇત્યાદિ અનેક વંદનીય સ્ત્રી–પુરૂષોની મૂર્તિઓ પણ પોતપોતાના પ્રકાશવડે ચળકી રહેલા ગ્રહોની પેઠે તે સમયમાં ચળકી રહી છે. આવા ઉત્તમ રામાયણના સમય પ્રત્યે ભારતવાસી આર્યલોકો આનંદ અને અભિમાનની દૃષ્ટિથી જુવે એમાં નવાઇ શું?

તે સમયનો આર્યદેશ પશ્ચિમે સિંધુ નદીથી તે પૂર્વે ગંડકી નદી સુધી અને ઉત્તરે હિમાલયથી તે દક્ષિણે પ્રયાગ પર્વત હતો. તે દેશમાં કોસલ, વિદેહ વગેરે રાજ્યો આવી રહ્યાં હતાં. તેમાં સિંધુ, વિતસ્તા (જેલમ) વિપાસા (બિયાસ) શતદ્રુ (સતલજ) વગેરે નદીઓ પશ્ચિમવાહિની હતી; અને યમુના, ગંગા, સરયૂ વગેરે નદીઓ પૂર્વવાહિની હતી. મધ્યે સરસ્વતી નદી દક્ષિણમાં કુરૂક્ષેત્રમાં થઇ વહેતી હતી. આ નદીઓમાં હિમાલયના બરફનું બનેલું ઠંડું અને મીઠું પાણી વહેતું હતું. સર્વ નદીમાં ગંગા નદી વિશાળ હતી અને તેનું પાણી અત્યંત શીતલ, મધુર, સ્વચ્છ અને પાચક હતું. તે નદી પ્રત્યે લોકોનો એટલો પૂજ્યભાવ હતો કે તેને સ્વર્ગની નદી અથવા સ્વર્ણદી નામ આપ્યું હતું. આ પ્રદેશની જમીન સપાટ અને અત્યંત ફળદ્રૂપ હતી અને હવા નિરોગી, શક્તિ આપનારી અને સમશીતોષ્ણ હતી. આ કારણોથી તેમજ રાજ્યવ્યવસ્થા ઉત્તમ હોવાથી લોકો સુખી અને આનંદિત રહેતા હતા. શ્રીરામચંદ્ર વનવાસ નિકળ્યા ત્યારે કોસલ દેશનાં હૃષ્ટપુષ્ટ પ્રજાથી ભરેલાં ગામોને જોઇ તેમને અત્યંત આનંદ થયો હતો. ગામડાંના લોકો હૃષ્ટપુષ્ટ હોય એ દેશની સમૃદ્ધિ અને સુસ્થિતિનું એક અનુપમ લક્ષણ છે. રામચંદ્રના રથને વારંવાર ગાયનાં ટોળાને લીધે ઉભા રહેવું પડતું, એમ વાલ્મીકિએ ખૂબીથી વર્ણન કરેલું છે; તે ઉપરથી તે સમયમાં ગામડાંઓમાં હજારો ગાયોનાં ટોળાં હશે અને તે ગાયો પુષ્કળ દૂધ આપવા સાથે ખેતીવાડી માટે હજારો બળદોને જન્મ આપતી હશે, એમ સ્પષ્ટ થાય છે. આ પ્રમાણે આર્યોનાં આ નાનકડાં રાજ્યોમાં વૈશ્યાદિ સામાન્ય લોકો જાનવરો અને અનાજ વિગેરે સંપત્તિથી સંપૂર્ણ રીતે સુખી હતા.

કોઇ પણ દેશમાંના સામાન્ય જન–સમૂહની સ્થિતિનો આધાર તે દેશના ઉચ્ચ વર્ગની હોંશીયારી અને નીતિપર રહેલો છે એ સ્પષ્ટ છે. આ સમયનો વરિષ્ઠ વર્ગ એટલે કે બ્રાહ્મણ અને ક્ષત્રિયો પોતપોતાના કામમાં દક્ષ અને તેજસ્વી હતા એ સહજ જણાઇ આવે છે. આર્યોનું તેજ અને ઉંચું નૈતિક બળ તેઓમાં સંપૂર્ણ રીતે જણાતું હતું. અનાર્યો કરતાં આર્યલોકો વધારે મજબુત, સુસ્વરૂપ અને સુધરેલા હતા તેમજ તેઓ વધારે નીતિમાન હતા; એટલુંજ નહિ પણ તેઓ નીતિમત્તાને આર્યત્વનું મુખ્ય લક્ષણ સમજતા હતા. 'આર્ય' શબ્દમાં સર્વ પ્રકારની ઉચ્ચ કલ્પનાઓ તેમજ ઉંચી વર્તણૂકનો સમાવેશ થાય છે એમ તેઓ સમજતા હતા. કોઇ ચીજ ખરાબ હોય તો તેને "અનાર્ય–જુષ્ટ" એટલે આર્યજનોને ન છાજે એવી કહેવાનો તે વખતે સંપ્રદાય પડયો હતો. ટુંકમાં આર્યલોકોનું

આર્યત્વ તેઓની ઉચ્ચ નીતિપરજ રચાયલું છે એમ તેઓની સમજ હતી; અને તે સમજ પ્રમાણે બ્રાહ્મણ તેમજ ક્ષત્રિયો પોતાનાં આચરણો શુદ્ધ અને ઉદાત્ત રાખવા તત્પર રહેતા. આવા પ્રકારનો વરિષ્ઠ વર્ગ જે સમાજમાં હોય તે સમાજમાં સુખ અને આનંદ વ્યાપી રહે એમાં શી નવાઈ?

પ્રથમ આપણે તે વખતના બ્રાહ્મણ વર્ગની સ્થિતિનું અવલોકન કરીએ. વિદ્યા શિખવી તથા શિખવવી, યજ્ઞ-યાગાદિ કરવા અને કરાવવા, એ તેઓનાં મુખ્ય કર્તવ્ય હતાં. તે સમયના બ્રાહ્મણો આ કર્તવ્યમાં તત્પર હતા. શિખવું ને શિખવવું એજ પોતાના આયુષ્યનો મુખ્ય હેતુ તેઓએ રાખ્યો હતો. એ કામ ઉત્તમ રીતે થઇ શકે માટે બ્રાહ્મણો ઘણુંખરૂં મોટાં શહેરોમાં ન રહેતાં શહેર બહાર કિંવા અરણ્યમાં આશ્રમ બાંધી રહેતા હતા. વસિષ્ઠનો આશ્રમ અયોધ્યા પાસે ગામ બહાર હતો. વાલ્મીકિ મુનિ ગંગા અને તમસાના સંગમપર રહેતા હતા. ભરદ્વાજ પ્રયાગમાં રહેતા હતા. વિશ્વામિત્ર ગંગા પાર સિદ્ધાશ્રમમાં રહેતા હતા. જનકના ઉપાધ્યાય ગૌતમ મિથિલા પાસેના એક સુંદર વનમાં રહેતા. બ્રાહ્મણો આ પ્રમાણે નિર્ભય સ્થાનકોમાં આશ્રમ બાંધી રહેતા. એટલુંજ નહિ પણ મોટા મોટા ભયંકર અરણ્યમાં પણ આશ્રમ બાંધી રહેતા હતા; દંડકારણ્યમાં પણ આશ્રમ બાંધી ઋષિઓ જુદે જુદે સ્થળે રહ્યા હતા. અત્રિ, સુતક્ષ્ણ, અગસ્ત્ય, આદિ ઋષિઓના આશ્રમો ભયંકર અરણ્યમાં હતા અને કોઇ કોઇ પ્રસંગે આત્મ-રક્ષણ માટે તેઓને શસ્ત્ર પણ ધારણ કરવાં પડતાં; પરંતુ તેઓ પોતાનાં મુખ્ય કર્તવ્ય વિદ્યાર્જન અને વિદ્યાદાનને કદી પણ વિસરતા નહિ.

તે સમયનાં વિદ્યાલયનાં વર્ણન વાંચતાં આનંદ થયા સિવાય રહેતો નથી. એ આશ્રમો ઘણુંખરૂં શહેરની ગડબડથી દૂર એકાદા રમ્ય નદીના કાંઠાપર શાંત અને રમણીય સ્થળે રાખવામાં આવતા. તેઓની આસપાસ સુંદર બાગબગીચા, ખેતરો અને વાડીઓ હતી. કારણ આશ્રમવાસી ઋષિઓ અને શિષ્યો પોતાનો સાદો ગુજારો ઘણુંખરૂં પોતાના શ્રમથીજ મેળવતા હતા. વિદ્યાર્થીઓ રાનમાંથી લાકડાં કાપી લાવતા. તેઓ ઢોર આશ્રમમાં ચરાવતા, તેમજ તેઓ વનમાંથી કંદમૂળ અને ફળો તોડી લાવતા. આ કારણથી વિદ્યાર્થીપર વિદ્યાભ્યાસનો ભાર એક સરખો ન પડતાં તેઓને અરણ્યોમાં અને વનમાં પુષ્કળ હવામાં ફરવાનો તેમજ બીજી કસરત કરવાનો અભ્યાસ થતો હતો. ઋષિના આશ્રમોની અંદર હંમેશ શાંત અને રમણીય દેખાવ હતો અને ત્યાં સુંદર પક્ષીઓ અને પશુઓ આનંદથી આમતેમ ફરતાં હતાં. ઇંદ્ર, વરુણ, યમ ઇત્યાદિ વૈદિક દેવોનાં દેવાલયો આશ્રમમાં રાખવામાં આવતાં અને યજ્ઞશાળા પણ રહેતી. વિદ્યાર્થીઓને રહેવાની જગ્યાઓ આશ્રમમાં નિરાળી રાખવામાં આવતી. આવા પ્રકારનાં શાંત અને વેરભાવ વગરનાં સ્થળોમાં વિદ્યાર્થીઓનું શિક્ષણ સતત ચાલુ રહેતું અને તેઓને સંસારનાં દુઃખ કિંવા મોહનો પવન સુદ્ધાં લાગી શકતો નહિ. આ કારણથીજ ઋષ્યશૃંગ જેવા તેજસ્વી અને પુણ્યશીલ વિદ્યાર્થીઓ તૈયાર થતા; અને થાય તેમાં નવાઈ પણ નથી.

આવા આશ્રમોમાં ફક્ત બ્રાહ્મણના જ છોકરાઓ આવતા એમ નહિ, પણ ત્રણે વર્ણના વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ માટે આવતા અને તેઓને ધર્મ-શિક્ષણ સિવાય બીજું પણ પોતપોતાની સ્થિતિને યોગ્ય શિક્ષણ બ્રાહ્મણો આપતા. બ્રાહ્મણોએ ત્રણે વર્ણના શિક્ષણની જવાબદારી પોતાના ઉપર રાખી હતી. એ કારણથી સાહજીક રીતે બીજી વર્ણના લોકો બ્રાહ્મણોના નિર્વાહ વિષે કાળજી રાખતા. આશ્રમવાસી ઋષિઓ પોતાના નિર્વાહ માટે બીજાઓપર આધાર રાખતા નહિ એ આપણે ઉપર કહી ગયા છીએ. તથાપિ પ્રસંગોપાત રાજાઓ વગેરે પણ તેમની સેવા ક્યાં જ કરતા. શ્રી રામચંદ્રે વનવાસ જતી વેળા પોતાનું દ્રવ્ય બ્રાહ્મણોને વ્હેંચી આપતાં લક્ષ્મણને કહ્યું હતું કે, "બ્રાહ્મણો પોતાના અભ્યાસમાં મગ્ન રહી પોતાના નિર્વાહની પરવા રાખતા નથી; માટે એવા બ્રાહ્મણોને આપણું દ્રવ્ય આપવું એ આપણું કર્તવ્ય જ છે." આ પ્રમાણે વિદ્યાર્જન અને વિદ્યાદાનમાં મગ્ન રહેતા બ્રાહ્મણોને દાન આપવું એ આપણું કર્તવ્ય છે એમ તે વખતના લોક સમજતા; અને તેથી બ્રાહ્મણોને પોતાના નિર્વાહની કાળજી ન રહેતાં તેઓ વિદ્યાદાનનું કર્તવ્ય ઉત્તમ રીતે બજાવી શકતા.

વિદ્યાર્જન ઉપરાંત બીજું કર્તવ્ય યજ્ઞ કરવા એ હતું. જેવી રીતે બીજી વર્ણને વિદ્યાનું દાન કરવું એ બ્રાહ્મણોનું કર્તવ્ય હતું, તેમજ તેઓને યજ્ઞ કરાવવા એ પણ તેઓનું જ કર્તવ્ય હતું. અશ્વમેધ

સરખા યજ્ઞનો અધિકાર ક્ષત્રિઓને જ હતો, તેથી તે યજ્ઞ તેઓ પાસે બ્રાહ્મણો કરાવતા. પણ તેઓનું લક્ષ તે તરફ બહુ ન હતું. તેઓનું મુખ્ય વલણ પોતે જાતે યજ્ઞ કરવા તરફ હતું. વિશ્વામિત્રે જાતે યજ્ઞ કર્યો તેનું વર્ણન રામાયણમાં છે. બ્રાહ્મણને કરવા યોગ્ય ઘણા યજ્ઞો હતા. "યજ્ઞાનાં જપયજ્ઞોસ્મિ," એ ભગવદ્ગીતાના શબ્દોમાં જપ–યજ્ઞને યજ્ઞોમાં ઉત્તમ ગણેલ છે. તે જપમાં એ સમયના બ્રાહ્મણો મગ્ન રહેતા. સારાંશ બ્રાહ્મણો સર્વ પ્રકારના યજ્ઞ કરવામાંજ પોતાનો સર્વ વખત અને આયુષ્ય ગાળતા. આ પ્રમાણે વિદ્યા અને તપ કરનારા બ્રાહ્મણો બીજી વર્ણો કરતાં હરેક પ્રકારે વંદ્ય અને પૂજ્ય ગણાતા એમાં આશ્ચર્ય જેવું નથી. કારણ કે વિદ્યા અને તપનું સામર્થ્ય અલૌકિક અને વિલક્ષણ છે. "ધિગ્ બલં ક્ષત્રિયબલં, બ્રહ્મતેજો બલં બલં," એટલે ક્ષત્રિયબળ તુચ્છ છે, ખરું બળ તો બ્રહ્મતેજનુંજ છે એમ જે વિશ્વામિત્રે કહ્યું છે તેમાં તેમણે વિદ્યા અને તપનીજ સ્તુતિ કરી છે.

જેમ બ્રાહ્મણો પોતાના કર્તવ્યમાં દક્ષ હતા તેમજ ક્ષત્રિયો પણ તે સમયમાં પોતાના કર્તવ્યમાં પ્રવીણ હતા. બ્રાહ્મણની માફક વિદ્યાભ્યાસ અને યજ્ઞ–યાગ કરવા ઉપરાંત યુદ્ધ અને રાજ્યકારભાર અથવા પ્રજાપાલન એ તેમનાં વિશેષ કર્તવ્ય હતાં. તે સર્વમાં એ સમયના ક્ષત્રિયો કુશળ અને આગળ પડતા હતા. વિદ્યા સંપાદન કરવામાં તેઓ બ્રાહ્મણોથી તલમાત્ર પણ પાછા પડતા ન હતા. "યથાવત્ સાંગવેદવિત્" એટલે 'છ અંગ સહિત વેદ જાણનારા બ્રાહ્મણોની બરોબર જ' એ શબ્દોમાં રામચંદ્રના અભ્યાસની પ્રજાજનોએ દશરથ આગળ સ્તુતિ કરી હતી. રામચંદ્રે વસિષ્ઠ ગુરુના આશ્રમમાં જ વેદ-વિદ્યાનું અધ્યયન કર્યું હતું એ જણાવવાની જરૂર નથી. અસ્તુ. તે વખતના ક્ષત્રિયો ફક્ત વેદાભ્યાસ કરતા, એટલું જ નહિ પણ વૈદિક કર્મ પણ શાસ્ત્ર પ્રમાણે કરતા. શ્રી રામચંદ્ર નિયમ પ્રમાણે સંધ્યા કરતા એ વર્ણવવું વાલ્મીક મુનિ કદી પણ ચૂકતા નથી, એટલું જ નહિ પણ વાસ્તુ વિગેરે ધાર્મિક વિધિ પણ યથાશાસ્ત્ર રામે કર્યાનું વર્ણન રામાયણમાં તેમણે કર્યું છે. સારાંશ વિદ્યાભ્યાસ અને યજ્ઞ–યાગમાં તે વખતના ક્ષત્રિયો બ્રાહ્મણો જેટલા જ કુશળ અને વિદ્વાન હતા.

શત્રુ સાથે યુદ્ધ કરવું એ ક્ષત્રિયોનું વિશેષ કર્તવ્ય હોવાથી વેદાભ્યાસ પૂરો થતા જ તે વખતના ક્ષત્રિયો યુદ્ધોપયોગી સર્વ વિદ્યા શિખતા હતા. તલવારનો ઉપયોગ, ઘોડાપર બેસવું, વગેરે વિદ્યા તેઓ ઘણી મહેનત કરી પ્રાપ્ત કરતા. તરવા વિગેરેની ઉપયોગી કળામાં પણ તેઓ કુશળ હતા. રામ–લક્ષ્મણ સીતાને લાકડાંના તરાપાપર બેસાડી તરતા તરતા યમુનાપાર લઇ ગયા; એ વાંચી તેઓના તરવાના કૌશલ્ય વિષે આપણે આશ્ચર્ય પામીએ છીએ. ક્ષત્રિયોનું સર્વથી વિશેષ લક્ષ ધનુર્વિદ્યા તરફ હતું. કારણ તે સમયનાં સર્વ આયુધોમાં ધનુષ્ય મુખ્ય હતું. ધનુર્વિદ્યામાં તેઓ એવા પ્રવીણ હતા કે ફક્ત શબ્દ પરથી તે અમુક બાણ મારતા. મૃગયામાં યુદ્ધની તાલીમ મળતી હોવાથી તેઓ મૃગયા કરતા અને વાઘ, સિંહ, હાથી વિગેરે ભયંકર પશુઓને મારતા; એટલું જ નહિ પણ ક્ષત્રિયોએ પોતાનું બાહુબળ એટલું વધાર્યું હતું કે આયુધ વગર ફક્ત બાહુથી જ તેઓ વાઘ સાથે કુસ્તી કરી તેને ઠાર મારી શકતા. એવા ક્ષત્રિયો દશરથ રાજાના લશ્કરમાં સેંકડો હતા. અસ્તુ. શારીરિક શક્તિ ગમે તેટલી હોય અને શસ્ત્રવિદ્યા ગમે તેટલી ઉત્તમ આવડતી હોય તો પણ મનુષ્યમાં ધૈર્ય અથવા હિંમત ન હોય તો તે સર્વ વ્યર્થ છે. તે વાત લક્ષમાં રાખી તે સમયના ક્ષત્રિયોએ બહાદુરી એટલી તો વધારી દીધી હતી કે યુદ્ધમાંથી પાછા ફરવાનું તેઓ જાણતાજ ન હતા. યુદ્ધમાંથી પલાયન કરવું નહિ, એ તે વખતના ક્ષત્રિયો એક મહાન ગુણ સમજતા. યુદ્ધમાંથી પલાયન કરતાં પાછળથી ઘા ખાવો એ ક્ષત્રિઓ મોટામાં મોટું પાપ સમજતા. પોતાનું મન શુદ્ધ છે એમ દેખાડવા માટે ભરતે કૌશલ્યા માતા આગળ અનેક શપથ લીધા. તેમાં એક શપથ એવો હતો કે (મને યુદ્ધમાં પળતાં પાછળથી ઘા પડે.) આ પરથી રણમાંથી પલાયમાન કરવું એ કેવું ઘોર પાતક હતું તે જણાશે. શસ્ત્ર કૌશલ્ય, શરીર સામર્થ્ય અને શૌર્ય આ ત્રણે બાબતમાં તે વખતના ક્ષત્રિયો આગળ પડતા હતા અને તે કારણથી તેઓના શત્રુ તેમનાથી બ્હીતા રહી તેમને અજેય માનતા હતા.

શત્રુને જીતવા એ કદાચિત સહેલ છે, પણ આપણું મન જીતવું એ ઘણું કઠિન છે. પોતાના મનપર કાબુ મેળવ્યા વગર વ્રતનું યથાયોગ્ય પાલન કરવું શક્ય નથી. રામને દશરથે યુવરાજપદ

આપતી વખતે ઉપદેશ દીધો હતો કે રાજાએ વિનયશીલ રહી કામ ક્રોધને પગ નીચે દાબી દેવા. જેઓનામાં શસ્ત્રવિદ્યાનું અને શરીરનું જોર જાસ્તી હોય તેઓને આ પ્રમાણે આત્મ-સંયમન કરવું પાડવું કઠણ પડે એ દેખીતું છે. જ્ઞાન અને શિક્ષણથી તેમ કરવું સાધ્ય છે. તે સમયના ક્ષત્રિયો જેમ યુદ્ધ કરવામાં સમર્થ હતા તેમજ શિક્ષણના પ્રભાવથી પ્રજા-પાલનમાં પણ સમર્થ હતા. તેઓને ગુરુના આશ્રમમાં વિદ્યાધ્યયન કરવું પડતું તેથી તેઓને વિદ્યા અને વિનય સાહજીક રીતે પ્રાપ્ત થતાં. વળી યુવરાજોને ગુરુના આશ્રમમાં રાજધર્મનું પણ શિક્ષણ મળતું. રાજાનો ધર્મ શું છે તે મનુના સમયથી ઠર્યું હતું અને તેથી પ્રજા સંબંધી આપણું કર્તવ્ય શું છે એ રાજાઓ સહેલથી સમજતા. સારાંશ કે તે સમયના ક્ષત્રિયો પોતાનો મુખ્ય ધર્મ-પ્રજા-પાલન-બરાબર જાળવતા હતા.

પ્રજાપત્યે રાજાનું શું કર્તવ્ય છે તે અને રાજાએ કેમ વર્તવું તે વિષે વાલ્મીકિએ ઘણી ઉંચી કલ્પના રાખી છે. કલ્પનાતીત ઉત્તમ રાજ્ય કયું તો કે રામ-રાજ્ય એમ આપણે સમજીએ છીએ. અતિ ઉત્તમ રાજાના મુખ્ય લક્ષણો જોઇતાં હોય તો તે રામચંદ્રના ચરિત્રપરથી સમજી શકાય છે. પ્રથમ રાજાએ પ્રજા પાસેથી ષડ્ભાગ, એટલે જમીનની પેદાશનો છઠ્ઠો ભાગ લેવાનો. તે રાજા પ્રજાનું રક્ષણ કરવા માટે જવાબદાર છે તેના બદલામાં લેતા એવો સિદ્ધાંત તે સમયે હતો. ભરતે શપથ લીધા હતા તેમાં એક એવો હતો કે "ષડ્ભાગ લેતાં છતાં પણ પ્રજાનું રક્ષણ ન કરનારા રાજાનું પાપ મને લાગો." બીજો મુદ્દો એ હતો કે રાજ્યની ઇમારત સત્યના પાયાપર રચાઇ છે એમ તે વખતે લોકો સંપૂર્ણ રીતે માનતા હતા. ચૌદ વર્ષ વનવાસ કરીશ એમ દશરથે આપેલું વચન તમે નહિ પાળો તો પણ ચાલશે એમ જ્યારે જાબાલિએ રામચંદ્રને સમજાવવાનો પ્રયત્ન કર્યો ત્યારે શ્રીરામે સત્યની અતિશય પ્રશંસા કરી, અને રાજાઓએ તો સત્ય વિશેષ કરી પાળવું જોઇએ તેનું કારણ સમજાવ્યું. ત્રીજો મુદ્દો એ હતો કે પ્રજાનું આરાધન કરવું એજ રાજાનું મુખ્ય અને શ્રેષ્ઠ કર્તવ્ય છે. આ કારણથી પ્રજાનું આરાધન રાજાલોક પોતાનું સર્વસ્વ ખર્ચીને પણ કરતા હતા. ચોથો મુદ્દો અધર્મથી રાજ્ય કદી પણ ચાલવાનું નથી. ધર્મ પાળ્યો નહિ તો પ્રજાનું અકલ્યાણ થશે, એમ તે વખતે દૃઢ સમજુત હતી અને તેથી રાજાઓ ધર્મ પ્રમાણે ચાલવાની અત્યંત કાળજી રાખતા. અસ્તુ. આ ચારે તત્ત્વો રામ-રાજ્યમાં પૂર્ણપણે અમલમાં આવતાં અને તેથીજ રામ-રાજ્ય સર્વથી વધારે ઉત્તમ રાજ્ય ગણાયું. એવા રામ-રાજ્યમાં સર્વ પ્રકારનાં સુખો સંપૂર્ણ રીતે વાસ કરી રહ્યાં હતાં એમ આપણે માનીએ છીએ તેમાં આશ્ચર્ય શું ?

એવા સમયમાં સર્વ પ્રજા પણ ધર્મ અને ન્યાયથી વર્તતી હતી એમ કહેવાની જરૂર નથી. અહિંસા, અસ્તેય, વિગેરે જે ધર્મનાં મુખ્ય અંગો મનુએ વર્ણવ્યાં છે તે સર્વ એ સમયે સંપૂર્ણ રીતે પાળવામાં આવતાં અને વડીલો તરફ, એટલે પિતા, માતા, ગુરુ, જ્યેષ્ઠ બંધુ વિગેરે તરફ લોકો અત્યંત પૂજ્યભાવ રાખતા. માતા પિતાની આજ્ઞા પાળવી અને સેવા કરવી એ મારો પરમ ધર્મ છે એમ રામ કહે છે. તેવીજ રીતે લોકોનો સજ્જનો તરફ પણ પૂજ્યભાવ હોઇને સજ્જનોનાં વર્તન પ્રમાણે પોતાનું વર્તન રાખવાની તેમને હોંસ રહેતી. વડીલો પ્રત્યે ભક્તિ, તૃષ્ણાપર અંકુશ અને સજ્જનોને પગલે ચાલવું, એ આર્યનીતિનાં મુખ્ય લક્ષણો છે એમ ભરદ્વાજે કહ્યું છે. તૃષ્ણાપર અંકુશ રાખ્યા સિવાય સન્માર્ગ સાધી શકાય નહિ એ દેખીતું છે. લોભ એ પાપનું મૂળ છે. તે જીત્યા સિવાય ધર્મ અને નીતિનો માર્ગ શકય નથી. અસ્તુ. સત્ય માટે પણ લોકોને ઘણી આકાંક્ષા હતી. સદાચરણ અને સત્ય ભાષણ એ પરમ શ્રેયનાં મુખ્ય સાધન છે એમ લોક માનતા. આ વિષયમાં બ્રાહ્મણો વિશેષ પરાયણ હતા. "ખોટા બોલનારા ઋષિ-પ્રમાણે નિસ્તેજ થયો" એમ રામાયણમાં દૃષ્ટાંત છે તે વાંચતાં હાલના બ્રાહ્મણોને અભિમાન તેમજ ખેદ લાગ્યા સિવાય રહેશે નહિ. તે વખતના લોકો માનતા હતા કે પરસ્ત્રીગમન જેવું બીજું કોઇ પણ ઘોર પાપ નથી. તેમજ પર-દ્રવ્યનું હરણ કરવું એ પણ મહાન પાપ છે એમ તેઓ માનતા હતા. બ્રાહ્મણો તેમજ અપંગોને દાન આપવું એ સારું કામ મનાતું હતું; પણ વિના કારણ ભિક્ષા માગવી એ અયોગ્ય છે એમ લોકોની દૃઢ સમજુત હતી. એટલુંજ નહિ પણ ભિક્ષા માગતા ફરવું એ ઘોર પાતક ગણાતું હતું, એમ ભરતજીએ લીધેલા એક શપથપરથી સ્પષ્ટ રીતે દીસે છે. સુરા-

પાન પ્રત્યે લોકો ઘણાજ તિરસ્કારપૂર્વક જોતા. વિશેષ કરી લોકોના ધર્મ શિક્ષક બ્રાહ્મણ તેજ જો સુરાપાન કરતા તો તેઓ પર લોકો ચ્હીડાતા હતા, અને એવા મદ્ય પીનાર બ્રાહ્મણોને રસ્તામાં કાંકરાનો માર પડતો હતો. સારાંશ, એકંદર રીતે લોકોની ધર્મપર અતિશય આસ્થા હતી. ધર્મ માટે ગમે તેવી પ્રિય વસ્તુનો પણ ત્યાગ કરવો, પણ ધર્મનો ત્યાગ કરવો નહિ, એવી તેઓની ધર્મપર શ્રદ્ધા હતી. તેમજ પોતાની કીર્તિને જરાપણ કલંક લાગે નહિ તે માટે દરેક માણસ કાળજી રાખતો. જે માણસની જનસમાજમાં અપકીર્તિ થાય તે માણસ અધઃપાત પામે છે એમ તેઓ માનતા હતા. તેમજ પ્રત્યેક માણસ પોતાનું શીલ સાચવવામાં તત્પર રહેતો. કારણ સદ્વર્તન એજ સજ્જનનું ભૂષણ છે, એમ તે બધાની સમજુત હતી. આ રીતે ઘણે ભાગે સર્વ લોક તે વખતે ધર્મ, નીતિ અને સદ્વર્તનને માર્ગે ચાલતા હતા.

સ્ત્રીઓનાં કર્તવ્યની કલ્પના પણ તે વખતે ઉચ્ચ હતી. આર્ય-સ્ત્રીઓ એટલે સુશીલ સ્ત્રીઓ, તે વખતે પતિનેજ પોતાનું દૈવત, ગુરૂ અને સર્વસ્વ સમજતી હતી. પતિ સાથે તેઓ અરણ્યમાં ખુશીથી જતી. તેના સહવાસમાં જે સુખ મળે તે સ્વર્ગમાં પણ મળવાનું નથી. તેના સિવાય રાજ્ય-વૈભવ સુદ્ધાં નરકવાસ જેવો છે એમ તેઓ માનતી. પતિની સેવા કરવામાં તેઓને અત્યંત આનંદ લાગતો હતો. રાજાના ઐશ્વર્યમાં ચાકરોની કમી નહિ, છતાં રામચંદ્ર બેસે એટલે સીતા ઉભાં રહી તેમને પવન નાખતાં. આવી ભાવના અને વર્તનવાળી સ્ત્રીઓ કેવી તેજસ્વી હશે તેની કલ્પના સહજ કરી શકાશે. એવી સ્ત્રીઓની આસપાસ એક પ્રકારનું સદ્ગુણનું અભેદ્ય કવચજ રહેતું એમ કહીયે તો ચાલે. એવી પતિવ્રતા સ્ત્રીઓનું અપમાન કર્યાં આપોઆપ ભયંકર ઈશ્વરી કોપ આવી પડશે, એમ લોકો માનતા. પતિવ્રતાનાં અશ્રુ જમીન પર વ્યર્થ પડતાં નથી, એમ તે લોકો માનતા હતા. સારાંશ, તે સમયની સ્ત્રીઓ પોતાના પતિવ્રતના સદ્ગુણથી પોતાની જાતને, પોતાના સ્વામીને અને પોતાના સમાજને ભૂષણરૂપ થઈ રહી હતી. બીજી બાબતોમાં પણ તે વખતની સ્ત્રીઓ-વિશેષ કરી બ્રાહ્મણ અને ક્ષત્રિય સ્ત્રીઓ-ની યોગ્યતા મોટી હતી. તેઓ પોતાના ઘરમાં રહી વેદાધ્યયન કરી શકતી અને સંધ્યાવંદન, હોમ વિગેરે વૈદિક ક્રિયાનો અધિકાર ભોગવતી. ક્ષત્રિય સ્ત્રીઓ ક્ષત્રાણીને યોગ્ય વિદ્યા શીખતી હતી. કૈકેયીએ રણસંગ્રામમાં અણીને વખતે દશરથના સારથીનું કામ કર્યું, એ વાંચી કોને આશ્ચર્ય થશે નહિ? જો કે સ્ત્રીઓ મોટે ભાગે બહાર પડતી ન હતી, તથાપિ ઉત્સવને દિવસે કિંવા યજ્ઞ કિંવા વિવાહ જેવા શુભ પ્રસંગે સ્ત્રીઓને સમાજમાં બહાર પાડવામાં કોઈ જાતનો અટકાવ ન હતો. એજ પ્રમાણે સ્ત્રીઓને યોગ્ય શિક્ષણ મળતું હતું અને યોગ્ય સ્વતંત્રતા પણ હતી અને તેઓ પોતાના પતિના સંસારમાં દરેક પ્રકારે ઉપયોગી થઈ રહેતી.

તે કાળના સર્વ લોક ધર્મશીલ કિંવા નીતિમાન હતા, અથવા સર્વ સ્ત્રીઓ સદ્ગુણી અને સુગૃહિણી હતી, એમ કહેવાનો ઉદ્દેશ નથી; તોપણ "યદ્યદ્ આચરતિ શ્રેષ્ઠઃ તત્ત દેવેતરે જનઃ" એટલે કે શ્રેષ્ઠ લોકો જેવું વર્તન કરે તેવુંજ બીજાઓ પણ કરે, એ સૂત્ર પ્રમાણે તે કાળના સમાજમાંના અગ્રેસરો ધર્મ અને નીતિથી ચાલતા તેથી જન-સમાજનું વલણ ઘણે ભાગે નીતિ અને ધર્મના માર્ગ પ્રત્યે હતું એમ કહેવામાં હરકત નથી. તે વખતે પણ કોઈ કોઈ પાપી પુરૂષો તો હતાજ, પણ તેઓનું વલણ તો સન્માર્ગ તરફજ રહેતું. કારણ તે વખતે એવી સમજુત હતી કે પાપ કરનારા પુરૂષો રાજદંડ ભોગવી પાપ-મુક્ત થતા હતા. જેમ સુવર્ણ અગ્નિમાં નાંખવાથી શુદ્ધ થાય તેમ પાપીઓ રાજ-દંડ પામી શુદ્ધ થતા એમ તેઓ માનતા. આ કારણથી ઘણાખરા પાપીઓ રાજ-સભામાં હાજર થઈ પોતાનાં પાપો કબુલ કરતા, એટલુંજ નહિ પણ પોતાનાં પાપો બદલ યોગ્ય શિક્ષા માગી લેતા. અપરાધીને શિક્ષા કર્યા વગર છોડી દે તો રાજાને પોતાને તે શિક્ષા ભોગવવી પડે એમ લોકો માનતા. નિરપરાધીને શિક્ષા કરવી અને અપરાધીને છોડી દેવો એ બન્નેથી રાજા એકસરખો પાપમાં પડે છે એમ લોકો માનતા હતા. રાજપુત્રો પણ રાજ્ય-દંડથી છુટતા નહિ. જો કોઈ રાજપુત્ર ઉન્મત્ત થઈ પ્રજાને રંજાડે અથવા પર સ્ત્રી પ્રત્યે આડી નજર કરે તો તેને હદપાર કરતા. સારાંશ, પ્રજાને યોગ્ય ન્યાય મળતો અને પ્રત્યેક ગુન્હેગારને યોગ્ય દંડ કરવામાં આવતો.

તે સમયમાં પ્રજાને યોગ્ય ન્યાય કરવો એજ રાજાનું શ્રેષ્ઠ અને મુખ્ય કર્તવ્ય મનાતું હતું. રાજા ન્યાયી ન હોય તો દેશમાં સર્વત્ર અંધકાર પ્રસરી રહે એમ લોકોના મનમાં બીક રહેતી. અરાજક સ્થિતિ

થયુ. એ મહાકાવ્યોવડેજ એ બંને શાખાઓના પ્રાચીન ઇતિહાસ અને સંગીતની રક્ષા થતી રહી છે.

હું વિદેશી હોવાથી ગ્રીસ અને રોમની બાબતમાં મારાથી નિશ્ચય પૂર્વક ન કહી શકાય કે એ દેશો પોતાનાં એ બન્ને મહાકાવ્યોદ્વારા પોતાની સર્વ પ્રકૃતિને પ્રકટ કરવામાં સફલ થયા છે કે નહિ; પરંતુ એ તો નિશ્ચય છે કે ભારતવર્ષે તો રામાયણ અને મહાભારતદ્વારા તેમ કરવામાં કશુંજ બાકી નથી રાખ્યું.

એજ કારણથી સૈકાંઓ ઉપર સૈકાં વહી જવા છતાં પણ ભારતવર્ષમાં રામાયણ અને મહાભારતનો પ્રચાર-પ્રવાહ જરા પણ સૂકાયો નથી. ઘેરે ઘેર અને ગામે ગામ તેનો નિત્ય પાઠ થાય છે; અને વાણીઆની દુકાન તથા રબેવાળ ભૈયનજીથી માંડીને તે ઠેઠ રાજાના મહેલ પર્યંત સર્વત્ર તેનો એક સરખો આદર થાય છે. ધન્ય છે તે બન્ને મહાકવિઓને, કે હજારો વર્ષ વહી જવા છતાં પણ જેમની વાણીની શીતળ-મંદ-સુગંધ લહરીઓ હજી સુધી પણ ભારતવાસીઓનાં ગ્રહદ્વારોમાં અને કરોડો નર નારીઓનાં હૃદયદ્વારોમાં પ્રતિ દિવસ સુખ અને શાન્તિ તથા ભક્તિ અને શક્તિ અર્પણ કરતી રહીને અતિ પ્રાચીન સમયની જ્ઞાનચરિત્રમયી સુંદર સૌરભથી તરાવટ આપી રહી છે!

આમ હોવાથી રામાયણ અને મહાભારતને કેવલ મહાકાવ્યજ કહેવાં ન જોઇએ, પરંતુ તે ઇતિહાસ પણ છે. અલબત તે કોઇ સમય અથવા ઘટનાઓના ઇતિહાસ નથી; કેમકે ઘટનાઓના ઇતિહાસ તો અમુક સમયનુંજ અવલંબન કરે છે; પરંતુ રામાયણ અને મહાભારત તો ભારતવર્ષના ચિરકાલના ઇતિહાસ છે. બીજા ઇતિહાસો સમય સમયપર ફેરવતા રહે છે, પરંતુ આ ઉભય ઇતિહાસમાં કાંઇપણ પરિવર્તન નથી થતું. **ભારતવર્ષની જે સાધના, જે આરાધના અને જે સંકલ્પ છે, તેનોજ ઇતિહાસ** આ બન્ને મહાકાવ્યોરૂપી રાજપ્રાસાદના ચિરકાલરૂપી રાજસિંહાસનપર સમ્રાટ સમો વિરાજે છે.

આ કારણથીજ મહાભારત અને રામાયણની સમાલોચનાનો આદર્શ અન્ય ગ્રન્થોની સમાલોચનાના આદર્શથી ભિન્ન હોવો જોઇએ. રામનું ચરિત્ર ઉચ્ચ હતું કે નીચ અને લક્ષ્મણનું ચરિત્ર સારૂં લાગે છે કે નહિ, એટલીજ સમાલોચના પુરતી નથી. એ ગ્રંથોની સમાલોચના કરનારને તો શાંત થઇને શ્રદ્ધાપૂર્વક વિચાર કરવો જોઇએ કે સમસ્ત ભારતવર્ષ સદ્દો વર્ષથી એ મહાન ગ્રંથોને કયા ભાવથી ગ્રહણ કરતો આવ્યો છે. અમે કેવા પણ મોટા સમાલોચક હોઇએ, તોપણ જો એક સમગ્ર પ્રાચીન દેશના ઇતિહાસ પ્રવાહિત સમસ્ત કાલના વિચારો આગળ અમારૂં શિર ન જ ઝુકતું હોય તો પછી તેવી ધૃષ્ટતા લજ્જાનોજ વિષય છે.

રામાયણમાં ભારતવર્ષ શું સંદેશો આપે છે: રામાયણમાં ભારતવર્ષે કયા આદર્શને મહાન સમજીને સ્વીકાર્યો છે: એજ આ સમયે અમારા માટે સવિનય વિચાર કરવાનો વિષય છે.

સામાન્ય લોકોની એવી સમજ છે કે વીરરસ પ્રધાન કાવ્યોનુંજ નામ "એપિક" (Epic) છે. જે દેશ અને જે કાલમાં વીરરસનું ગૌરવ પ્રધાનપદે રહ્યું હોય તે દેશ અને તે કાલનાં મહાકાવ્ય પણ અવશ્ય વીરરસથી પૂર્ણ હોઇ શકે. રામાયણમાં પણ કાંઇ યુદ્ધનો ટોટો નથી, વળી સામર્થ્ય પણ રામમાં કાંઇ સામાન્ય પ્રકારનું ન હતું, અને તોપણ રામાયણમાં જે રસ પ્રધાન છે તે વીરરસ નથી. રામાયણમાંથી બાહુબલનું પ્રાધાન્ય ઘોષિત નથી થતું. તેમના યુદ્ધની ઘટનાઓજ તેના વર્ણનનો મુખ્ય વિષય નથી. વળી દેવતાઓની અવતાર લીલાને લઇનેજ આ કાવ્યરચના થઇ હોય એવું પણ નથી. કવિ વાલ્મીકિની સમક્ષ રામચંદ્ર એક "અવતાર" નહિ, પરંતુ મનુષ્ય જ છે, એ વાતને તો પંડિત લોકો પ્રમાણ માનશેજ. આ વિષયમાં અમારે પંડિતાઇ દેખાડવાનું પ્રયોજન નહિ હોઇને સંક્ષેપમાં કેવળ એટલું જ કહી દેવું ઉચિત સમજીએ છીએ કે, જો કવિએ રામાયણમાં નર-ચરિત્રનું વર્ણન ન કરતાં દેવ-ચરિત્રનુંજ વર્ણન કર્યું હોત તો તેથી રામાયણનું ગૌરવ ઘણું ખરૂં નષ્ટ થયું હોત. રામચરિત્રનો મહિમા એ કારણથી છે કે તે મનુષ્ય-ચરિત્રથી પર-ભિન્ન નથી. રામાયણમાં એવા સદ્‌ગુણોથી પૂર્ણ પુરૂષોની કથા છે કે જેવા સદ્‌ગુણોથી વિભૂષિત નાયકની કવિને

પોતાના કાવ્યને માટે આવશ્યકતા હતી. બાલકાંડના પ્રથમ સર્ગમાં વાલ્મીકિ નારદને અનેક ગુણો કહી બતાવીને તેવા સર્વ સદ્‌ગુણસંપન્ન નાયકનું નામ પૂછે છે કે **समग्रा रूपिणी लक्ष्मीः किमेकं संश्रिता नरम्** અર્થાત્ કયા એકજ પુરૂષનો લક્ષ્મીએ પોતાનાં સમગ્ર રૂપોસહિત આશ્રય લીધો છે? ત્યારે નારદ મુનિ કહે છે કે:—

**देवेष्वपि न पश्यामि कश्चिदेभिर्गुणैर्युतः । श्रूयतां तु गुणैरेभिर्यो युक्तो नरचन्द्रमाः ॥**

અર્થાત્ "એ સર્વ ગુણોથી સંપન્ન હોય એવી વ્યક્તિ તો દેવતાઓમાં પણ નથી; પરંતુ હા, મનુષ્યોમાં એક રામ સર્વ સદ્‌ગુણોથી સંયુક્ત પુરૂષ છે." આ ઉપરથી સિદ્ધ થાય છે કે રામાયણ એ રામચંદ્ર નામક નરચંદ્રમાનીજ કથા છે, તે કાંઇ અવતાર કે દેવતાની કથા નથી. રામાયણમાં કાંઇ દેવતાઓએ નીચા ઉતરીને પોતાને મનુષ્ય નથી બનાવ્યા; પરંતુ મનુષ્યોજ પોતાના સદ્‌ગુણોવડે દેવ બની ગએલા તેમાં માલમ પડે છે. કવિએ મનુષ્યોના ઉત્તમ આદર્શની સ્થાપના કરવા સારૂજ એ મહાકાવ્યની રચના કરેલી છે, અને તેથીજ ત્યારથી માંડીને આજ પર્યંત ભારતવાસીઓ મનુષ્યના એ આદર્શ ચરિત્ર વર્ણનનો આગ્રહપૂર્વક પાઠ કરતા આવ્યા છે.

રામાયણમાં એક મોટી વિશેષતા એ છે કે તેમાં એકજ ગૃહકુટુમ્બની કથાને પુષ્કળ વિસ્તારથી દર્શાવી છે. પિતા પુત્રમાં, બંધુ બંધુમાં અને પતિ પત્નીમાં જે ધર્મનું બંધન હોય છે. જે પ્રીતિ અને ભક્તિનો તેઓ વચ્ચે સંબંધ હોય છે, તેને રામાયણે એટલું બધું મહત્વ આપ્યું છે તથા તે સંબંધો એટલી ઉચ્ચતાથી તેમાં દર્શાવવામાં આવ્યા છે કે જેથી તે ગ્રંથ સહજપણેજ મહાકાવ્યને યોગ્ય બની ગયો છે. અન્ય મહાકાવ્યોનું ગૌરવ પ્રાયઃ તેમાંનાં શત્રુદમન, દેશજય અને બે પ્રબળ વિરોધી પક્ષોના પરસ્પરમાં રક્તપાત આદિ ઘટનાઓનાં વર્ણનને લીધે હોય છે; પરન્તુ રામાયણના મહિમાએ કાંઇ રામ અને રાવણના યુદ્ધનો આશ્રય લીધો નથી. એ યુદ્ધ ઘટનાનું વર્ણન તો તેમાં કેવલ રામ અને સીતાના ઉજ્જવલ દામ્પત્ય પ્રેમનું દર્શન કરાવવાને માટેજ ઉપલક્ષરૂપે છે. રામાયણમાં કેવલ એજ બતાવવામાં આવ્યું છે કે પુત્રને માટે પિતૃઆજ્ઞાનું પાલન, બાંધવો માટે બાંધવનો આત્મત્યાગ, પત્નીનું પતિવ્રત, પતિનું પત્નીવ્રત અને પ્રજા પ્રત્યે રાજાનું કર્તવ્ય, એ કેટલી ઉંચી હદ સુધી હોય શકે છે. કોઇ પણ દેશના મહાકાવ્યમાં આ પ્રમાણે વ્યક્તિ વિશેષના ઘરની વાતોને આટલા વિસ્તારથી વર્ણવવાનું યોગ્ય સમજવામાં નથી આવ્યું. આ ઉપરથી કેવલ કવિનોજ પરિચય આપણને નથી મળતો, પરંતુ સમગ્ર ભારતવર્ષનો પરિચય મળે છે. એ ઉપરથી આપણને જણાઇ રહે છે કે ભારતવર્ષમાં ગૃહ અને ગૃહધર્મ કેટલાં બધાં ઉચ્ચ સમજવામાં આવ્યાં છે. આ મહાકાવ્ય એ વાત પણ સ્પષ્ટતાથી સિદ્ધ કરે છે કે અમારા દેશમાં ગૃહસ્થાશ્રમનું સ્થાન પણ કેટલું ઉચ્ચ છે. ગૃહસ્થાશ્રમ એ અમારાં પોતાનાંજ સુખ અને સગવડને માટે નથી, કિંતુ તે સર્વ સમાજને ધારણ કરવાવાળો છે, અને મનુષ્યને યથાર્થ બનાવનારો છે. ગૃહસ્થાશ્રમને ભારતવર્ષીય સમાજની જડ સમજવી જોઇએ; અને રામાયણ તેજ ગૃહસ્થાશ્રમના મહત્વને દર્શાવી રહેલું મહાકાવ્ય છે. ગૃહસ્થાશ્રમ ધર્મને, રામાયણે સત્યપાલનને ખાતર પુત્ર વિયોગ અને વનવાસ વગેરેનાં કષ્ટોમાં નાખીને વિશેષ ગૌરવ પ્રદાન કર્યો છે. કૈકેયી અને મંથરાની કુમંત્રણાના હીન આઘાતોવડે અયોધ્યાનું રાજગૃહ ઉજ્જડ જેવું થઇ જવા છતાં પણ આ ગૃહસ્થ ધર્મની દુર્ભેદ્ય દ્દઢતાને રામાયણ ઘોષિત કરી રહી છે. રામાયણે શારીરિક શક્તિને નહિ, વિજયની અભિલાષાને નહિ, રાજનૈતિક મહત્વને નહિ. પરંતુ શાન્તિપૂર્ણ ગૃહધર્મનેજ કરૂણાનાં અશ્રુઓથી અભિષિક્ત કરીને સર્વોચ્ચ સિંહાસનપર વિરાજમાન કર્યો છે.

શ્રદ્ધાહિન પાઠકો કહેશે કે આ પ્રકારનું ચરિત્ર વર્ણન અતિશયોક્તિમાં ફેરવાઇ જાય છે, પરંતુ એવા કથન ઉપરથી આ વાત સિદ્ધ નથી થતી કે કઇ જગ્યાએથી યથાર્થ સીમાનું અને કઇ જગ્યાએથી કલ્પનાની સીમાનું ઉલ્લંઘન થવાથી કાવ્યકલા અતિશયોક્તિપૂર્ણ થઇ જાય છે.

જે વિદેશી સમાલોચકોએ કહ્યું છે કે રામાયણમાં ચરિત્ર વર્ણન અતિ પ્રાકૃત છે, તેમને અમે એટલુંજ કહીશું કે એ વાત પોત પોતાની પ્રકૃતિ ઉપર આધાર રાખે છે. અમુક ખાસ પ્રકૃતિને લઇને

એકને માટે જે વાત અતિ પ્રાકૃત ( અસ્વાભાવિક ) છે, તેજ વસ્તુ અન્ય ખાસ પ્રકૃતિવાળા બીજાને માટે પ્રાકૃત ( સ્વાભાવિક ) હોય છે. જે જમાને જે આદર્શ પ્રચલિત હોય તે આદર્શને જો અતિમાત્રામાં અંકિત કરવામાં આવે તો તેને ત્યાંના લોક ગૂઢબુજ કરી શકશે નહિ. અમે અમારા કાનવડે બાધા સિવાય કેટલું સાંભળી શકીએ તેની હદ હોય છે. કાંઇ એમ નથી હોતું કે કોઇ અમે તેટલું બોલ્યાજ કરે અને તે બધું અમે સાંભળી યાદ રાખી શકીએ. અમારી સાંભળવાની શક્તિ ઉપરાંત કોઇ પોતાના મોટા ઘાંટાથી અમારા કાન બહેરા થઇ જાય એવું બોલે તો પણ અમુક હદની ઉપરાંત અમારા કાન તેના શબ્દોને નહિજ ગ્રહણ કરે. કાવ્યમાં સમાયેલા ચરિત્ર અને ભાવો, પાઠકના અંતરમાં જાગવા-પ્રવેશવાના સંબંધમાં પણ એજ પ્રમાણે સમજવાનું છે. " આટલી વીસો કે તેટલી વીસો. " એમ વીસો કરતાં વધુ ઉચ્ચ સંખ્યાને સમજી ન શકે એવો માણસ લાખ કરોડની સંખ્યાજ ન સમજી શકે, તેવુંજ આમાં પણ છે. યદિ આ વાત સત્ય છે તો આ વાત હજારો વર્ષથી પ્રમાણિત થઇ ચૂકી છે કે **રામાયણની કથા ભારતવર્ષને માટે કોઈ પણ અંશમાં અતિશયોક્તિપૂર્ણ નથી.**

રામાયણથી ભારતવર્ષનાં આ આબાલવૃદ્ધ નરનારીઓએ અને ઉચ્ચ નીચ સર્વ લોકોએ કેવળ શિક્ષણજ નથી મેળવ્યું, પરંતુ આનંદ પણ પ્રાપ્ત કર્યો છે. તેઓ તે કથાને કેવળ શિરોધાર્ય કરીનેજ રહ્યા નથી; પરંતુ પોતાના હૃદયમાં પણ તેમણે તેને સ્થાન આપ્યું છે. રામાયણ એ કેવળ તેમનું ધર્મશાસ્ત્રજ નથી, પરંતુ કાવ્ય પણ છે. રામચંદ્ર અમારે માટે કેવળ દેવતાજ નથી; પરંતુ તેની સાથે મનુષ્ય પણ છે. તેજ પ્રમાણે રામાયણપર અમારી માત્ર ભક્તિજ નથી, પણ તેની સાથે તેના ઉપર અમારી પ્રીતિ પણ છે. જો આ મહાગ્રંથની કવિતા દૂર દેશમાં વસતા કોઇ કલ્પના પ્રસૂત લોકોની સામગ્રી હોઇને ભારતવર્ષને માટે તે અહીં આવી હોત અથવા તો તે અમારા સમાજ-સંસારમાં વ્યવહારિક ઉપકારક ન થઇ રહી હોત તો રામ અને રામાયણના સંબંધમાં ઉપર્યુક્ત વાતો અમે કહી શકત નહિ.

યદિ વિદેશી સમાલોચક પોતાના દેશનાં મહાકાવ્યોના આદર્શને સામે રાખીને રામાયણ જેવા મહાકાવ્યને અતિ પ્રાકૃત યાને અસ્વાભાવિક ગણે તો તેથી તેના દેશના મુકાબલામાં ભારતવર્ષની ફક્ત એક બીજી વિશેષતાજ પ્રસ્ફુટિત થાય છે કે **રામાયણમાંથી ભારતવર્ષે જે ઇચ્છયું તે મેળવ્યું** છે.

રામાયણ અને મહાભારત બંનેને અમે વિશેષતઃ એજ ભાવથી જોતા આવ્યા છીએ. એમાંના સરલ અનુષ્ટુપ છંદોમાં ભારતવર્ષનું હજારો વર્ષનું હૃદય સજીવ રૂપથી ધડકી રહ્યું છે.

પાઠક ! રામાયણને કેવલ કવિનું કાવ્ય નહિ સમજતાં " ભારતવર્ષની રામાયણ " સમજીને તેનો આદર કરજો. એમ કરવાથીજ રામાયણદ્વારા ભારતવર્ષને અને ભારતવર્ષદ્વારા રામાયણને ઠીક ઠીક સમજી શકાશે. સાથે દરેકે આ વાત પણ સ્મરણમાં રાખવી કે ભારતવર્ષની ઇચ્છા કોઇ એક ગૌરવભરી ઐતિહાસિક કથાને સાંભળવાની ન હતી, તેને તો મનુષ્યના પરિપૂર્ણ આદર્શ ચરિત્રની કથા સાંભળવી હતી. અને રામાયણદ્વારા આજ પર્યંત તેવીજ કથા અદમ્ય શ્રદ્ધાથી અને અતિ આનંદથી સમગ્ર દેશ સાંભળતો આવ્યો છે.

ભારતવાસીઓની માનવ ચરિત્રની પરિપૂર્ણતા ઉપર અટલ શ્રદ્ધા અને ચાહના છે. તેમણે એવા ઉત્તમ ચરિત્રને સત્યથી તેમજ શંકાથી વિપરીત સમજીને કદી પણ તેના પ્રત્યે અશ્રદ્ધા કે અવજ્ઞા કરી નથી. તેમણે તો એને પૂર્ણ સત્ય અને યથાર્થ સમજીનેજ તેનો સ્વીકાર કરેલો છે, અને તેમાંથી હિત તથા આનંદ પણ તેમણે ઘણો મેળવ્યો છે. જગતગુરૂ ભારતવર્ષની પરિપૂર્ણતાયુક્ત આદર્શની આકાંક્ષાને રામાયણવડે ઉદ્બોધિત કરીને તેમજ તૃપ્ત કરીને રામાયણના મહાકવિએ ભારતવર્ષના ભક્તિપૂર્ણ આધ્યાત્મિક હૃદયને સદાને માટે ખરીદી લીધું છે—જીતી લીધું છે.

જે ( પાશ્ચાત્ય ) જાતિ અપૂર્ણ સત્યને પ્રાધાન્ય આપે છે; જે પ્રજા અવિરત શ્રમથી ભૌતિક સત્ય અને સુખની શોધમાં મચી રહે છે; જે પ્રજા કવિતાને માત્ર પ્રકૃતિનું પ્રતિબિમ્બજ સમજે છે; તે પ્રજા સંસારમાં અવશ્યમેવ અનેક ભૌતિક કાર્યો કરે છે, અને તે બાબતમાં તે સફલ મનોરથ પણ થાય છે; તેના એવા યત્ન અને સફલતા માટે નિઃસંદેહ સમગ્ર માનવજાતિ તેની ઋણી છે; પરંતુ બીજી તરફ

જોઇએ તો જેમત્રે કહ્યું છે કે, "**भूमैव सुखं भूमात्वेव विजिज्ञासितव्यः**" અર્થાત્ તે પરબ્રહ્મ પરમાત્મા એજ ખરૂં સુખ છે, અને તે પરબ્રહ્મજ વિશેષ જાણવા–માનવા યોગ્ય છે. જેમણે માનવ ચરિત્રની પરિપૂર્ણતાને સાચવી રાખવા માટે તથા તે પૂર્ણતાના સર્વ અંગ પ્રત્યંગોના સૌંદર્યની યથેષ્ટ રક્ષા કરવાને માટે તેમજ સર્વ પ્રકારના વિરોધને શાન્ત કરવા માટે સાધના કરી છે, તેનું ઋણ પણ કોઇ કાળે સંસારથી વાળી શકાય તેમ નથી. જેમ ધૂળ અને ધૂમાડાથી ભરેલા એકાદ કારખાનાનાં દ્વાર બંધ કરી દઇ બહારની સ્વચ્છ હવા પેસતી અટકાવવામાં આવે તો તેમાંનાં માણસોનો દમ ગુંગળાઇ જઇને તેઓ મરી જાય છે; તેમ જો અમે અમારાં હૃદયરૂપી ગૃહોમાં એવા અનુપમ ઉપદેશ અને સ્વરૂપ જ્ઞાનને આવતુ બંધ કરી દઇશું, અર્થાત્ તેને ભૂલી જઇશું, તો માનવ સભ્યતા ગુંગળાઇ જતા માણસની પેઠે પળે પળે પિડિત થઇને સદાને માટે આ સંસારથી વિદાય થઇ જશે. રામાયણ ચિરકાલથી અનુપમ જ્ઞાન ચરિત્રનાં અખંડ અમૃત પિપાસુઓને આપણને પરિચય કરાવતી આવી છે. એમાં જે ભ્રાતૃભાવ, જે સત્ય પરાયણતા, જે પતિ–પત્નિવ્રત અને જે જ્ઞાન–ભક્તિ વર્ણવેલાં છે; તેના પ્રત્યે જો આપણે આપણી સરસ શ્રદ્ધા અને આન્તરિક ભક્તિને કાયમ રાખી શકીએ તો આપણાં હૃદયરૂપી ઘર કે કારખાનાં-ઓમાં મહાન આધ્યાત્મિક સમુદ્રની નિર્મળ વાયુલહરીઓ પ્રવેશ કરતી રહી સર્વકાળ આપણને સુખ આપ્યા કરશે.

## રામાયણકા પ્રભાવ.

"रघुकुल रीति सदा चलि आई, प्राण जाहिं बरु वचन न जाई"

\+ + + + + +

"હજારોં વર્ષ પહેલે કવિ (વાલ્મિકી) ને તમસા નદી કે પવિત્ર તટ પર જો (રામાયણ-
" રૂપી) વીણા બજાઇ થી, ઉસકી મધુર તાન ભારતીય નર નારિયોં કે કાન મેં આજ ભી ધ્વનિત
" હો રહી હૈ. પ્રાચીન અયોધ્યા ધ્વંસ હો ગઇ હૈ; કિન્તુ હિન્દુ–સમાજ કે હૃદય મેં રામાયણ કી
" અયોધ્યા નિત્ય નઇ કે સમાન ચિરકાલ સે પ્રતિષ્ઠિત હૈ. સંસાર મેં હિન્દુ–જાતિકા જબ તક
" અસ્તિત્વ રહેગા, તબ તક ઉસકે હૃદય સે રામાયણ કા પ્રભાવ દૂર ન હો સકેગા. ઇસ છોટે સે
" લેખ મેં હમ ઇસ પ્રભાવ કે દો એક દૃષ્ટાન્ત દેના ચાહતે હૈ.

" છોટા નાગપુર ઔર બિહાર મેં "ઘટવાર" કહલાને વાલે–કિતને હી જમીંદાર હૈ. બહુધા
" લોગ ઉન્હેં ટિકૈત યા ઠાકુર કહતે હૈં. વે અપને કો સૂર્ય–વંશી બતલાતે હૈં. અપને સ્વાર્થ કી કુછ
" ભી પરવા ન કર કે વે સત્ય હી રક્ષા કરને મેં તત્પર રહતે હૈં. રાજા દશરથ કો વે ઇસ વિષય મેં
" અપના આદર્શ માનતે હૈં. ઉનકા યહ કામ વર્તમાન સમય મેં અદ્ભુત ઔર પ્રશંસનીય કહા જા
" સકતા હૈ. એક નહીં, દો ભી નહીં, કિન્તુ જિતને ઘટવાર જમીંદાર હૈં, સભી અપની બાત કે ઐસે
" ધની હૈં કિ યદિ વે કિસી વિષય મેં કોઇ વચન દે દેં, તો આપ નિશ્ચિન્ત રહેં, ઉન્હેં ફિર ચાહે
" હાનિ હો યા લાભ–દુઃખ હો યા સુખ–(પરંતુ) અપને વચન કો વે કભી ન ટાલેંગે. ઘટવાર કે
" સાધારણ વચન કો રજિસ્ટરી દસ્તાવેજ માન લેને મેં કોઇ હાનિ નહીં. યદિ અપને વચન કો
" નિબાહને મેં સર્વસ્વ ભી નષ્ટ હોતા હો, યા ન નિબાહને સે એક રૂપયે કે બદલે સો રૂપયે કા
" લાભ હોતા હો, તો ભી ઘટવાર અપને વચન સે કભી પીછે નહીં હટતે. વે સૂર્યવંશી હૈં. ફિર વે
" કિસ તરહ સત્ય–ભ્રષ્ટ હો સકતે હૈં? જિસ વંશ કે રાજા દશરથ ને સત્ય કી રક્ષા કરને કે લિએ
" અપને પ્રિયતમ પુત્ર–નહીં નહીં પ્રાણોંતક કા વિસર્જન કર દિયા, ઉસી વંશ મેં ઉત્પન્ન હો કર
" કિસ પ્રકાર વે કિયે હુએ વચન કો મેટ સકતે હૈં? ઘટવાર જમીંદાર પ્રાયઃ અપને કર્મચારિ (કારભારી)યોં
" કે હાથ કે ખિલૌને (રમકડાં) હોતે હૈં, પરન્તુ વચન–રક્ષા કરતે સમય ઉનકે સામને કર્મચારિયોંકી કુછ

ૐ

" ભી નહીં ચલતી, જબ કર્મચારી લોગ પ્રકટ રૂપ સે ઉન કે વચન કી પૂર્તિ હોને મેં બાધા ડાલને
" લગતે હૈં, તબ વે અપની વાક્ય-રક્ષા કે લિયે શુભ રીતિ તક સે પ્રયત્ન કરતે હૈં. જબ કર્મચારી
" ઉન્હેં સ્વાર્થ-નાશ કા ભય દિખલાતે હૈં, તબ વે તુલસીદાસકી રામાયણ કી યહ ચૌપાઇ કો સુના
" કર ઉન્હેં નિરુત્તર કર દેતે હૈં,—

**रघुकुल रीति सदा चलि आई, प्राण जाहिं बरु बचन न जाई.**

હજારીબાગ જિલે મેં ડોરંડા નામ કી એક જમીંદારી હૈ. ઉસકે સોલહ આને કે માલિક ટિકૈત
" દિગ્વિજયનારાયણસિંહ હૈં. જબ યહ જમીંદારી કોર્ટ આફ વાર્ડસ કે અધીન થી, તબ મૈંને ઉસકે
" અન્તર્ગત એક સ્થાન મેં અભ્રક કી ખાન ઢૂંઢ નિકાલી. થોડે હી દિનોં મેં વહ સ્થાન અભ્રક કે લિયે
" પ્રસિદ્ધ હો ગયા. જબ કોર્ટ આફ વાર્ડસ સે નિકલ કર ઉક્ત જમીંદારી ટિકૈત મહાશય કે હાથ
" મેં આઇ તબ મેરે પટ્ટેકે નિર્દિષ્ટ કાલ મેં કેવલ દો વર્ષ બાકી રહ ગયે થે. યહ દેખકર કિતને હી
" અમીર આદમિયોં કે મુંહ સે લોભ કી લાર ટપકને લગી. ઉન્હોંને ચાહા કિ દો વર્ષ બાદ વહ ખાન
" ઉન્હીં કો મિલે. કિન્તુ ટિકૈત ને મેરે બડે બેટે કો યહ વચન દે દિયા થા કિ યદિ તમે બન્દોબસ્ત
" કે સમય તુમ હજાર સો રૂપએ કી સાલાના માલ ગુજારી ખજાને મેં જમા કર દોગે તો ફિર તુમ્હીં
" કો સાત વર્ષ કે લિયે પટ્ટા દે દિયા જાયગા. મેરે પ્રતિ પક્ષિયોં મેં સે કિતને હી લોગ ડેઢ ડેઢ
" હજાર રૂપયા તક દેને કે લિયે તૈયાર હો ગયે ઔર બંગાલી મૈનેજર મહાશય ભી, જો પહલે મેરે
" પક્ષ મેં થે, કુછ કારણોં સે મેરે વિપક્ષ મેં ખુબ જોર લગાને લગે. ફિર લોભ ભી થોડા નહીં.
" જિસ ( જમીંદાર ) કી કુલ સાલાના આમદની બીસ હજાર રૂપયે સે અધિક ન હો, ઉસકો આમ-
" દની મેં ૧૨૫૦) કી વૃદ્ધિ થોડી વૃદ્ધિ નહીં. ઉપર કર્મચારી ભી અધિક આમદની કે હી પક્ષ મેં
" થે. ઐસી અવસ્થા મેં વચન-રક્ષા કરના સહજ કામ નહીં. કિન્તુ ઉસ ઉભય સંકટ મેં પડ કર ભી
" આપ જાનતે હૈં, ઘટવાર ટિકૈત ને ક્યા કિયા? એક દિન અપને કર્મચારિયોં સે છિપ કર, ઔર
" કેવલ એક વિશ્વાસ-પાત્ર આદમી કો સાથ લેકર ચાલીસ મીલ દૂર ગાંવ મેં વે આયે, ઔર સાત
" વર્ષ કે લિયે, હજાર સૌ રૂપયે સાલાના લગાન પર ઉન્હોંને પટ્ટા લિખા, ઔર રજિસ્ટરી કરા કર
" ઉસે મુઝે દે દિયા. કુછ દિન બાદ જબ મેરે વિપક્ષિયોં કો યહ બાત માલુમ હુઈ, તબ ઉન્હેં બહુત
" રંજ હુઆ. મૈંને ટિકૈત મહાશય કો બહુત ધન્યવાદ દિયા. પરંતુ જબ કભી ઉનસે મેરી મુલાકાત
" હોતી ઔર ઇસ વિષય પર બાતચીત ચલતી, તબ વે યહી ઉત્તર દેતે કે જિસકો જો વચન એક
" બાર દે ચુકે, ક્યા ફિર ઉસે કભી ઇંનકાર કર સકતે હૈં ? ક્યોંકિ

**रघुकुल रीति सदा चलि आई, प्राण जाहिं बरु बचन न जाई.**

" ગોવિન્દપુર કે સુપ્રસિદ્ધ વકીલ બાબુ ક્ષિતિભૂષણ મુખોપાધ્યાય ઝરિયા કે ઘટવાર રાજા કે
" મૈનેજર થે. ઉનકે સમય મેં એક બંગાલી વકીલ રાજા કે પાસ, કઇ સૌ બીઘે કોયલેવાલી જમીન
" લેને કે લિયે આયે. રાજાને ઉન્હેં દેને કા વચન દે દિયા, કિન્તુ ઇસ કે કુછ હી દિન બાદ કલકત્તે
" કી એક પ્રસિદ્ધ કમ્પની ઉસી જમીન કે લિયે ઉન બંગાલી વકીલ સે દો લાખ રૂપયા અધિક
" દેને કો તૈયાર હો ગઇ. ક્ષિતિભૂષણ બાબુ ને જબ રાજા કો ઇસ બાતકી સૂચના દી, તબ રાજાને
" બિના જરા ભી દુઃખ પ્રદર્શિત કિયે હી કહ દિયા—" વહ ભૂમિ તો અમુક બાબુ કી હો ગઇ." યદ્યપિ
" ઇસ વિષયકી કોઇ લિખા પઢી ન હુઇ થી, તથાપિ કેવલ ઇચ્છા પ્રકટ કર દેને સે હી રાજા સાહબને
" અપની બાત કો ઇકરારનામે સે ભી બઢ કર સમઝા. ક્યોંકિ—

**रघुकुल रीति सदा चलि आई, प्राण जाहिं बरु बचन न जाई.**

" એક ટિકૈત ને કિસી મહાજન સે બહુત સા રૂપયા ઉધાર લિયા. જબ ઉનકી જમીંદારી કોર્ટ
" આફ વાર્ડસ કે અધીન હો ગઇ તબ ઉનકે કર્જ કી જાંચ પડતાલ કી ગઇ. માલુમ હુઆ કિ મહા-
" જનને કર્જ કી રકમ બહુત કુછ બઢાકર લિખ લી થી, ઔર સૂદ ( બ્યાજ ) ભી બહુત અધિક
" જોડા થા. ઇસ કારણ ઉસે બહુત સે રૂપયે સે હાથ ધોના પડા. જિતની રકમ વાજિબ થી ઉતની

" હો ઉસે દી ગઈ. પરન્તુ જબ પન્દ્રહ વર્ષ બાદ ટિકૈત મહાશય કે હાથ મેં ફિર જમીંદારી આઈ
" તબ ઉન્હોંને ઉસી મહાજન કો બુલાકર ઉસકા બાકી રૂપયા ભી કૌડી કૌડી ચુકા દિયા. જિસ ઋણ
" કો ઉન્હોંને સ્વીકાર કર લિયા થા, ઔર જિસકે અદા કરનેકા ઉન્હોંને વચન દે દિયા થા, ઉસસે
" ઉન્હેં છુડાનેવાલા કાનૂન કૌન હોતા થા? વે સત્ય ભ્રષ્ટ નહીં હો સકતે. ક્યોંકિ:—

**रघुकुल रीति सदा चलि आई, प्राण जाहिं बरु बचन न जाई.**

".ગિરિડીહ કે અહારપક શ્રીયુત તીન કૌડી નન્દ મહાશય છોટા નાગપુર કી ભિન્ન ભિન્ન જમીંદા-
" રિયોં મેં કોઈ બીસ વર્ષ તક પ્રધાન પદોંપર અધિષ્ઠિત રહ ચુકે હૈં. ઇસ લેખ કે વિષય-સમ્બન્ધ
" મેં ઉન સે મેરી બાતચીત હુઈ તો ઉન્હોંને કહા કિ ઘટવાર લોગ સચમુચ હી બડે સત્ય-પ્રતિજ્ઞ હૈં.
" ઉન્હોંને એક ઉદાહરણ ભી દિયા. વે બોલે કિ જબ મૈં શ્રીરામપુર કે ઘટવાર રાજા કા મૈનેજર થા
" તબ રાજાને એક આદમીકી ભૂમિ રેહન રખ કર ઉસકે બદલે મેં કુછ અધિક રૂપયા દેનેકા વચન
" ઉસે દે દિયા. દરિયાફ્ત કરને પર માલૂમ હુઆ કિ ઉસ ભૂમ કે દામ બહુત હી થોડે હૈં ઔર
" ઉસકે બદલે મેં જિતના રૂપયા રાજા ને દેના કહા થા ઉસકા અષ્ટાંશ ભી ઉસસે વસૂલ ન હોગા.
" રાજા સે યથાર્થ બાત બતલાઈ ગઈ. ઉન્હોંને સાફ કહ દિયાઃ-" આખ તો ઉતના રૂપયા દેના હી
" હોગા; ક્યોંકિ હમને વચન દે દિયા હૈ":—

**रघुकुल रीति सदा चलि आई, प्राण जाहिं बरु बचन न जाई.**

" ઇસ પ્રકાર કે ઔર ભી અનેક દૃષ્ટાન્ત દિયે જા સકતે હૈં. બારહ વર્ષ તક ઘટવાર જમીં-
" દારોં કી બાતોં પર વિશ્વાસ કરકે મૈંને જિતને કામ કિયે હૈં ઉનમેં કભી મૈંને ધોખા નહીં ખાયા.
" જિન લોગોં કો ઘટવાર જમીંદારોં સે કામ પડા હૈ, વે બિના કિસી સંકોચ કે યહી કહતે હૈં કિ
" ઘટવારોં કે મુખ સે નિકલી હુઈ બાત રજિસ્ટરી શુદા દસ્તાવેજ સે કમ નહીં.

" ઇસ દુર્નીતિ દૂષિત સમય મેં ઇસ પ્રકાર વાક્ય-રક્ષા કરના બડે હી ગૌરવ ઔર સૌભાગ્ય
" કી બાત હૈ.

" ધન્ય કવિ-ગુરુ વાલ્મીકિ, ધન્ય ગોસ્વામી તુલસીદાસ ઔર ધન્ય તુમ્હારી વીણા કી અક્ષય
" ધ્વનિ. ધન્ય રાજા દશરથ ઔર ધન્ય તુમ્હારા સર્વસ્વ ત્યાગપૂર્વક સત્યકા પાલન. ઇતના સમય
" બીત જાને પર ભી જંગલી ઔર પહાડી ગ્રામવાસી તક તુલસીદાસ કે કણ્ઠ સે કણ્ઠ મિલાકર ઉચ્ચ
" સ્વર સે ગા રહે હૈં:—

**"रघुकुल रीति सदा चलि आई, प्राण जाहिं बरु बचन न जाई."**

( જુલાઈ ૧૯૧૨ ના "સરસ્વતી" માંથી સાભાર ઉદ્ધૃત. )

# અનુક્રમણિકા.

## બાલકાણ્ડ.


| સર્ગ | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | નારદમુનિએ વાલ્મીકિને કહેલું રામાયણ ... | ૩ |
| ૨ | ક્રૌંચવધદર્શન અને રામાયણની રચના | ૫ |
| ૩ | રામાયણમાં આવેલા વિષયોની અનુક્રમણિકા | ૧૨ |
| ૪ | કુશ-લવના મુખથી રામાયણનું શ્રવણ ... | ૧૪ |
| ૫ | અયોધ્યાનું વર્ણન... ... | ૧૬ |
| ૬ | અયોધ્યાની પ્રજાનું વર્ણન... ... | ૧૮ |
| ૭ | દશરથ રાજાનું મંત્રીમંડળ... ... | ૧૯ |
| ૮ | અશ્વમેધ યજ્ઞનો વિચાર... ... | ૨૧ |
| ૯ | દશરથરાજા અને સુમંત્રનો સંવાદ... | ૨૨ |
| ૧૦ | ઋષ્યશૃંગાખ્યાન... ... | ૨૪ |
| ૧૧ | ઋષ્યશૃંગનું અયોધ્યામાં આગમન | ૨૬ |
| ૧૨ | અશ્વમેધ યજ્ઞની તૈયારીઓ... ... | ૨૮ |
| ૧૩ | રાજાઓને આમંત્રણ અને યજ્ઞદીક્ષા | ૨૯ |
| ૧૪ | અશ્વમેધ યજ્ઞનું વર્ણન... ... | ૩૧ |
| ૧૫ | દેવતાઓની વિષ્ણુ પ્રત્યે પ્રાર્થના... | ૩૫ |
| ૧૬ | પાયસદાન અને રાણીઓને રહેલો ગર્ભ | ૩૭ |
| ૧૭ | દેવોના અંશોથી વાનરાદિકી ઉત્પત્તિ ... | ૩૯ |
| ૧૮ | રામ-લક્ષ્મણાદિનો જન્મ ... | ૪૧ |
| ૧૯ | યજ્ઞરક્ષાર્થે રામની માગણી ... | ૪૪ |
| ૨૦ | વિશ્વામિત્ર અને દશરથનો સંવાદ... | ૪૬ |
| ૨૧ | વિશ્વામિત્રનો કોપ-વસિષ્ઠની સલાહ. | ૪૮ |
| ૨૨ | વિશ્વામિત્ર સાથે રામ-લક્ષ્મણનું પ્રયાણ | ૪૯ |
| ૨૩ | રૂદ્રાશ્રમમાં રાત્રિવાસ... ... | ૫૧ |
| ૨૪ | સરયૂનદીનું અને તાડકાના ત્રાસનું વર્ણન | ૫૨ |
| ૨૫ | તાડકાનું વૃત્તાંત... ... | ૫૪ |
| ૨૬ | તાડકાવધ-વનમાં રાત્રિનિવાસ ... | ૫૫ |
| ૨૭ | વિશ્વામિત્રે રામચંદ્રને દિવ્યાસ્ત્રો આપ્યાં | ૫૭ |
| ૨૮ | અસ્ત્રસંહાર વિદ્યાની પ્રાપ્તિ ... | ૫૮ |
| ૨૯ | સિદ્ધાશ્રમનું વૃત્તાંત ... ... | ૬૦ |
| ૩૦ | મારીચ અને સુબાહુનો પરાજય... | ૬૨ |
| ૩૧ | સિદ્ધાશ્રમમાંથી જનકપુર પ્રતિ પ્રયાણ | ૬૩ |
| ૩૨ | કુશનાભની કન્યાઓનું ચરિત્ર... | ૬૫ |
| ૩૩ | કુશનાભની કન્યાઓના બ્રહ્મદત્તસાથે લગ્ન | ૬૭ |
| ૩૪ | વિશ્વામિત્રના પિતા ગાધિરાજાનો જન્મ | ૬૮ |
| ૩૫ | ગંગા અને પાર્વતીની ઉત્પત્તિ ... | ૭૦ |
| ૩૬ | શિવ પાર્વતીની ક્રીડા ... ... | ૭૨ |
| ૩૭ | કાર્તિકેયની ઉત્પત્તિ ... ... | ૭૩ |
| ૩૮ | સગર રાજાનું ચરિત્ર ... | ૭૫ |
| ૩૯ | સગર રાજાના યજ્ઞનું વર્ણન ... | ૭૭ |
| ૪૦ | કપિલ મુનિનો શાપ-સગર પુત્રોનો નાશ | ૭૮ |
| ૪૧ | સગર રાજાના યજ્ઞની સમાપ્તિ ... | ૮૦ |
| ૪૨ | ભગીરથ પ્રયત્ન... ... ... | ૮૧ |
| ૪૩ | સગરપુત્રોનો ઉદ્ધાર ... | ૮૩ |
| ૪૪ | ગંગાવતરણની કથાનો ઉપસંહાર... | ૮૫ |
| ૪૫ | વિશાલાનગરીનું વૃત્તાંત અને સમુદ્ર મથન | ૮૬ |
| ૪૬ | મારૂતગણ જન્મકથા-૧ ... | ૮૮ |
| ૪૭ | મારૂતગણ જન્મકથા-૨ ... | ૯૦ |
| ૪૮ | અહલ્યા ચરિત્ર... ... | ૯૧ |
| ૪૯ | અહલ્યાના શાપની નિવૃત્તિ ... | ૯૨ |
| ૫૦ | જનકપુર પ્રવેશ ... ... | ૯૪ |
| ૫૧ | શતાનંદે વિશ્વામિત્ર ચરિત્ર કહેવા માંડ્યું | ૯૭ |
| ૫૨ | વિશ્વામિત્રનું આતિથ્ય ... | ૯૮ |
| ૫૩ | વિશ્વામિત્રે કરેલી શબલાની માગણી | ૯૯ |
| ૫૪ | વિશ્વામિત્રે કરેલું શબલાનું હરણ... | ૧૦૧ |
| ૫૫ | વિશ્વામિત્રે તપશ્ચર્યાથી ધનુર્વેદ પ્રાપ્ત કર્યો | ૧૦૨ |
| ૫૬ | વિશ્વામિત્રે બ્રહ્મત્વ મેળવવાનો નિશ્ચય કર્યો | ૧૦૪ |
| ૫૭ | વિશ્વામિત્ર રાજર્ષિ થયા... ... | ૧૦૫ |
| ૫૮ | વિશ્વામિત્ર અને ત્રિશંકુ રાજા... | ૧૦૬ |
| ૫૯ | વિશ્વામિત્રની પ્રતિજ્ઞા-ત્રિશંકુનો યજ્ઞ... | ૧૦૭ |
| ૬૦ | વિશ્વામિત્રે રચેલી નવી સૃષ્ટિ... | ૧૦૯ |
| ૬૧ | શુનઃશેપની પિતૃભક્તિ ... | ૧૧૧ |
| ૬૨ | શુનઃશેપનું રક્ષણ ... | ૧૧૨ |
| ૬૩ | વિશ્વામિત્રને મહર્ષિપદની પ્રાપ્તિ... | ૧૧૩ |
| ૬૪ | રંભાએ વિશ્વામિત્રના તપમાં વિઘ્ન કર્યું | ૧૧૫ |
| ૬૫ | વિશ્વામિત્રે બ્રહ્મર્ષિપદ પ્રાપ્ત કર્યું... | ૧૧૬ |
| ૬૬ | ધનુષ્યનું વૃત્તાંત અને જનકની પ્રતિજ્ઞા | ૧૧૮ |
| ૬૭ | ધનુર્ભંગ... ... | ...૧૨૦ |
| ૬૮ | જનકની વધામણી ... | ...૧૨૧ |

| સર્ગ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૬૯ | દશરથરાજાનું જનકપુરમાં આગમન | ...૧૨૩ |
| ૭૦ | દશરથકુલ વર્ણન... ... | ૧૨૪ |
| ૭૧ | જનકકુલ વર્ણન... ... | ૧૨૭ |
| ૭૨ | ભરત શત્રુઘ્ન વિવાહ ... | ૧૨૮ |
| ૭૩ | વિવાહોત્સવ ... ... | ૧૨૯ |
| ૭૪ | જનકપુરથી વિદાય–પરશુરામ સમાગમ | ૧૩૧ |
| ૭૫ | રામવીર્યની પરીક્ષા... ... | ૧૩૩ |
| ૭૬ | રામે પરશુરામના તેજનું આકર્ષણ કર્યું | ૧૩૫ |
| ૭૭ | અયોધ્યાપ્રવેશ–ભરતનું મોસાળ જવું | ૧૩૭ |


## अयोध्याकाण्ड.


| સર્ગ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | રામગુણ વર્ણન ... ... | ૧૪૩ |
| ૨ | રાજ્યાભિષેક માટે સભાસદોની સંમતિ | ૧૪૬ |
| ૩ | રાજ્યાભિષેક માટેની તૈયારીઓ... | ૧૪૯ |
| ૪ | રામચંદ્રને રાજ્યાભિષેકનું નિવેદન | ૧૫૨ |
| ૫ | વસિષ્ઠમુનિનું રામના ભુવન પ્રત્યે જવું | ૧૫૫ |
| ૬ | ઉપવાસવ્રત અને પ્રજાજનોનો હર્ષ... | ૧૫૬ |
| ૭ | મન્થરા અને કૈકેયી... ... | ૧૫૮ |
| ૮ | મંથરાએ કૈકેયીને કરેલો દુર્બોધ | ૧૬૦ |
| ૯ | કૈકેયીના કોપાગારના પ્રવેશ ... | ૧૬૩ |
| ૧૦ | મહારાજા દશરથ અને કૈકેયી | ...૧૬૭ |
| ૧૧ | દશરથની પ્રતિજ્ઞા અને કૈકેયીની વરયાચના | ૧૭૦ |
| ૧૨ | દશરથનો પરિતાપ અને કૈકેયીને આજીજી | ૧૭૧ |
| ૧૩ | દશરથ વિલાપ... ... | ...૧૭૯ |
| ૧૪ | કૈકેયીનો દુરાગ્રહ અને મુહુર્તસમય | ...૧૮૧ |
| ૧૫ | સુમંત્રનું રામ સમીપ જવું. | ...૧૮૫ |
| ૧૬ | રામચંદ્ર અને સુમંત્ર... | ...૧૮૮ |
| ૧૭ | નગરવાસીજનોનો હર્ષ ... | ...૧૯૧ |
| ૧૮ | રામચંદ્ર અને કૈકેયી ... | ...૧૯૨ |
| ૧૯ | રામચંદ્રે વનવાસ જવા માટે પ્રતિજ્ઞા કરી | ૧૯૫ |
| ૨૦ | કૌસલ્યા પરિતાપ ... | ...૧૯૭ |
| ૨૧ | કૌસલ્યા–રામ–લક્ષ્મણ સંવાદ | ...૨૦૧ |
| ૨૨ | દૈવનો પ્રભાવ અને લક્ષ્મણનું સાંત્વન | ...૨૦૫ |
| ૨૩ | લક્ષ્મણનો ક્રોધ અને પુરૂષાર્થની પ્રબળતા | ૨૦૮ |
| ૨૪ | કૌસલ્યા અને દૃઢ પ્રતિજ્ઞ રામ | ...૨૧૨ |
| ૨૫ | રામની મંગલરક્ષા... | ...૨૧૪ |
| ૨૬ | રામચંદ્ર અને સીતા... | ...૨૧૭ |
| ૨૭ | સીતાવચન ... | ...૨૧૯ |
| ૨૮ | વનવાસનાં દુઃખો ... | ...૨૨૧ |
| ૨૯ | સીતાનો સ્નેહ ... | ...૨૨૩ |
| ૩૦ | સીતાનો નિશ્ચય ... | ...૨૨૪ |
| ૩૧ | રામચંદ્ર અને લક્ષ્મણ... | ...૨૨૮ |
| ૩૨ | સર્વસ્વદાન અને ત્રિજટઋષિનું પરાક્રમ | ...૨૩૦ |
| ૩૩ | પ્રજાનો શોક ... | ...૨૩૩ |
| ૩૪ | રામ–દશરથ સંવાદ... | ...૨૩૫ |
| ૩૫ | સુમંત્ર અને કૈકેયી... | ...૨૩૯ |
| ૩૬ | દશરથ–કૈકેયી–સિદ્ધાર્થ નામનો પ્રધાન | ...૨૪૨ |
| ૩૭ | વલ્કલ વસ્ત્ર પરિધાન... | ...૨૪૪ |
| ૩૮ | સીતાનાં ચીરવસ્ત્ર અને કૈકેયીનો તિરસ્કાર | ...૨૪૭ |
| ૩૯ | દશરથ સંતાપ–કૌસલ્યા અને સીતા | ...૨૪૮ |
| ૪૦ | વનપ્રયાણ–રામવિયોગ... | ...૨૫૧ |
| ૪૧ | રામવિયોગનું દુઃખ ... | ...૨૫૪ |
| ૪૨ | દશરથ ... | ...૨૫૬ |
| ૪૩ | કૌસલ્યાનો વિલાપ ... | ...૨૫૮ |
| ૪૪ | કૌસલ્યાનું સુમિત્રાએ કરેલું આશ્વાસન | ...૨૬૦ |
| ૪૫ | રામચંદ્ર અને અનુગામી વિપ્રો... | ...૨૬૨ |
| ૪૬ | વનવાસની પ્રથમ રાત્રિ | ...૨૬૪ |
| ૪૭ | અનુગામીઓનો ખેદ અને પાછા વળવું | ...૨૬૬ |
| ૪૮ | અયોધ્યાવાસી સ્ત્રીઓનો વિલાપ | ...૨૬૮ |
| ૪૯ | રામચંદ્રનું આગળ પ્રયાણ | ...૨૭૦ |
| ૫૦ | કોસલસીમાનું ઉલ્લંઘન–ગુહ સમાગમ | ...૨૭૧ |
| ૫૧ | ગુહ અને લક્ષ્મણ વચ્ચે વાર્તાલાપ | ...૨૭૫ |
| ૫૨ | રામચંદ્રનું ગંગાપાર જવું | ...૨૭૭ |
| ૫૩ | રામનો ગૃહસંબંધે ખેદ અને માતૃપ્રેમ | ...૨૮૩ |
| ૫૪ | ભરદ્વાજ મુનિનો સમાગમ... | ...૨૮૫ |
| ૫૫ | ચિત્રકૂટનો માર્ગ–યમુનાતટે રાત્રિવાસ | ...૨૮૮ |
| ૫૬ | વનમાર્ગનું સૌન્દર્ય–ચિત્રકૂટ નિવાસ | ...૨૯૦ |
| ૫૭ | સુમંત્રનું આગમન–અયોધ્યામાં શોક | ...૨૯૨ |
| ૫૮ | દશરથ પરિતાપ–રામનો સંદેશ | ...૨૯૫ |
| ૫૯ | અયોધ્યાનું વૈપરીત્ય–દશરથ શોક | ...૨૯૭ |
| ૬૦ | કૌશલ્યાનો શોક–સુમંત્રે કરેલું સાંત્વન | ...૩૦૦ |
| ૬૧ | ક્રુધ કૌસલ્યા–દશરથ ઉપાલંભ | ...૩૦૧ |
| ૬૨ | દશરથ સાંત્વન ... | ...૩૦૩ |
| ૬૩ | પૂર્વકૃત દુષ્કર્મ–શ્રવણાખ્યાન... | ...૩૦૫ |
| ૬૪ | શ્રવણાખ્યાન–દશરથ મરણ... | ...૩૦૮ |
| ૬૫ | રાણીઓનો વિલાપ ... | ...૩૧૩ |
| ૬૬ | કૌશલ્યાવિલાપ... ... | ...૩૧૫ |
| ૬૭ | રાજા વિના મહા અનર્થો... | ...૩૧૭ |
| ૬૮ | રાજદૂતો ભરતને તેડવા ગયા | ...૩૨૦ |

| સર્ગ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૬૯ | ભરતને આવેલું દુઃસ્વપ્ન... | ...૩૨૧ |
| ૭૦ | રાજદૂતોનો ભરત સાથે સમાગમ | ...૩૨૩ |
| ૭૧ | ભરતનું અયોધ્યામાં આગમન | ...૩૨૫ |
| ૭૨ | ભરત અને કૈકેયી–વૃત્તાંત નિવેદન | ...૩૨૮ |
| ૭૩ | ભરતશોક–કૈકેયીને મર્મ પ્રહાર... | ...૩૩૧ |
| ૭૪ | ભરતશોક–રામને બદલે હું વનમાં જઇશ... | ...૩૩૩ |
| ૭૫ | ભરતશોક–કૌશલ્યાનો મેળાપ | ...૩૩૫ |
| ૭૬ | ભરતશોક–દશરથને અગ્નિસંસ્કાર | ...૩૩૬ |
| ૭૭ | મહારાજા દશરથની ઉત્તરક્રિયા | ...૩૪૧ |
| ૭૮ | શત્રુઘ્નનો કોપ–મંથરાને શિક્ષા | ...૩૪૩ |
| ૭૯ | ભરતનો બાન્ધુ પ્રેમ–રાજ્યનો અસ્વીકાર... | ...૩૪૪ |
| ૮૦ | વનમાર્ગની સુધારણા ... | ...૩૪૬ |
| ૮૧ | અયોધ્યાની રાજસભા ... | ...૩૪૭ |
| ૮૨ | ભરતને રાજ્ય સ્વીકારવાનો આગ્રહ | ...૩૪૯ |
| ૮૩ | રામચંદ્રને પાછા લાવવા માટે વનપ્રયાણ | ૩૫૧ |
| ૮૪ | ભરત–ગુહ–સમાગમ ... | ...૩૫૨ |
| ૮૫ | ભરત–ગુહ–વાર્તાલાપ ... | ...૩૫૪ |
| ૮૬ | રામ–લક્ષ્મણ સંબંધી વૃત્તાંત... | ...૩૫૫ |
| ૮૭ | ભરતનો સિતા–ભ્રાતૃપ્રેમ ... | ...૩૫૭ |
| ૮૮ | રામચંદ્રની તૃણશય્યા–ભરતનો ખેદ | ...૩૫૯ |
| ૮૯ | સેનાસહિત ભરતનું ગંગાતરણ | ...૩૬૧ |
| ૯૦ | ભરત તથા ભરદ્વાજ મુનિનો સમાગમ... | ...૩૬૩ |
| ૯૧ | ભરદ્વાજનું ઐશ્વર્ય–ભરતનું આતિથ્ય... | ...૩૬૫ |
| ૯૨ | ભરદ્વાજ આશ્રમમાંથી વિદાય | ...૩૭૧ |
| ૯૩ | ભરતનું ચિત્રકૂટ સમીપ પ્હોંચવું | ...૩૭૩ |
| ૯૪ | રામ અને સીતા–ચિત્રકૂટ વર્ણન | ...૩૭૫ |
| ૯૫ | રામ અને સીતા–મંદાકિની વર્ણન | ...૩૭૭ |
| + | રામ અને સીતા–વનવિલાસ | ...૩૭૮ |
| ૯૬ | લક્ષ્મણનો ક્રોધ... ... | ...૩૮૧ |
| ૯૭ | રામચંદ્રે લક્ષ્મણનું સાંત્વન કર્યું | ...૩૮૩ |
| ૯૮ | ભરતનો યત્ન–રામચંદ્રની શોધ | ...૩૮૫ |
| ૯૯ | રામ–ભરત–ભેટ ... | ...૩૮૬ |
| ૧૦૦ | રામ–ભરત–ભેટ–રાજનીતિનો બોધ... | ...૩૮૮ |
| ૧૦૧ | દશરથ મરણનિવેદન ... | ...૩૯૪ |
| ૧૦૨ | પિતાનો શોક–પિંડદાન ક્રિયા | ...૩૯૫ |
| ૧૦૩ | માતાઓ તથા અન્ય સ્વજનોનો મેળાપ | ૩૯૮ |
| ૧૦૪ | રાજ્ય સ્વીકાર માટે ભરતની પ્રાર્થના... | ...૪૦૦ |
| ૧૦૫ | રામ–ભરત–સંવાદ–રામે કરેલો ઉપદેશ... | ...૪૦૧ |
| ૧૦૬ | રામ–ભરત સંવાદ–પુનઃ પ્રાર્થના | ...૪૦૫ |
| ૧૦૭ | રામચંદ્રનો પ્રતિજ્ઞા પાલનનો દૃઢ નિશ્ચય | ૪૦૭ |

| સર્ગ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૦૮ | જાબાલિ મુનિનો ઉપદેશ | ...૪૦૯ |
| ૧૦૯ | સત્યની પ્રશંસા ... | ...૪૧૦ |
| ૧૧૦ | વસિષ્ઠ વચન–ઇક્ષ્વાકુવંશ વર્ણન | ...૪૧૪ |
| ૧૧૧ | વસિષ્ઠ–રામ–ભરત–સંવાદ | ...૪૧૬ |
| ૧૧૨ | પાદુકાગ્રહણ–ભરતની પ્રતિજ્ઞા | ...૪૧૮ |
| ૧૧૩ | ભરતની વિદાય–ભરદ્વાજ સમાગમ... | ...૪૨૦ |
| ૧૧૪ | રામવિનાની શૂન્ય અયોધ્યા | ...૪૨૨ |
| ૧૧૫ | પાદુકા રાજ્ય–ભરતનો નંદિગ્રામવાસ... | ...૪૨૪ |
| ૧૧૬ | ચિત્રકૂટ વૃત્તાંત–ઋષિઓનું આશ્રમાંતર | ૪૨૫ |
| ૧૧૭ | ચિત્રકૂટ ત્યાગ અને અત્રિ સમાગમ | ...૪૨૭ |
| ૧૧૮ | સીતા અને અનસૂયા ... | ...૪૨૯ |
| ૧૧૯ | અત્રિઋષિના આશ્રમેથી વિદાય | ...૪૩૩ |


## अरण्यकाण्ड.


| સર્ગ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | દંડકારણ્યપ્રવેશ... ... | ...૪૩૫ |
| ૨ | વિપત્તિનો આરંભ ... | ...૪૪૧ |
| ૩ | વિરાધની સાથે યુદ્ધ ... | ...૪૪૩ |
| ૪ | વિરાધનો વધ ... | ...૪૪૫ |
| ૫ | રામ–શરભંગ–સમાગમ ... | ...૪૪૭ |
| ૬ | વનવાસી મુનિઓની પ્રાર્થના | ...૪૫૦ |
| ૭ | રામ–સુતીક્ષ્ણ સમાગમ... | ...૪૫૨ |
| ૮ | સુતીક્ષ્ણના આશ્રમથી વિદાય | ...૪૫૩ |
| ૯ | વનમાર્ગમાં સીતા અને રામચંદ્ર | ...૪૫૪ |
| ૧૦ | વનમાર્ગમાં સીતા અને રામચંદ્ર | ...૪૫૭ |
| ૧૧ | દંડકારણ્યમાં પ્રવાસ ... | ...૪૫૮ |
| ૧૨ | અગસ્ત્ય સમાગમ અને અસ્ત્રલાભ | ...૪૬૪ |
| ૧૩ | અગસ્ત્યાશ્રમથી વિદાય... | ...૪૬૬ |
| ૧૪ | રામચંદ્ર અને જટાયુ પક્ષી | ...૪૬૮ |
| ૧૫ | પંચવટી નિવાસ ... | ...૪૭૦ |
| ૧૬ | હેમંતઋતુનું વર્ણન ... | ...૪૭૨ |
| ૧૭ | રામચંદ્ર અને શૂર્પણખા... | ...૪૭૪ |
| ૧૮ | શૂર્પણખાનાં કર્ણ–નાસાનું છેદન | ...૪૭૭ |
| ૧૯ | ખરનો ક્રોધ–શૂર્પણખાનું આશ્વાસન | ...૪૭૮ |
| ૨૦ | પ્રથમ યુદ્ધ–ચૌદ રાક્ષસોનો વધ... | ...૪૮૦ |
| ૨૧ | શૂર્પણખાએ ખરને શૂર ચઢાવ્યો... | ...૪૮૧ |
| ૨૨ | યુદ્ધ માટે ખરની તૈયારી–રાક્ષસસેના... | ...૪૮૨ |
| ૨૩ | ખરને થએલા અપશુકન | ...૪૮૪ |
| ૨૪ | રામનો નિશ્ચય–સીતા રક્ષણની ગોઠવણ | ૪૮૬ |
| ૨૫ | દંડકારણ્યમાં મહાયુદ્ધ ... | ...૪૮૮ |
| ૨૬ | દંડકારણ્યમાં મહાયુદ્ધ–દૂષણવધ | ...૪૯૦ |

| સર્ગ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૨૭ | દંડકારણ્યમાં મહાયુદ્ધ–ત્રિશિરાવધ | ...૪૫૨ |
| ૨૮ | ભયંકર પરાક્રમી ખર રાક્ષસ | ...૪૫૪ |
| ૨૯ | દંડકારણ્યમાં મહાયુદ્ધ–વીરવાણી | ...૪૯૫ |
| ૩૦ | દંડકારણ્યમાં મહાયુદ્ધ–ખરનો વધ | ...૪૯૭ |
| ૩૧ | દંડકારણ્યના યુદ્ધની રાવણને જાણ | ...૫૦૦ |
| ૩૨ | લંકાધિપતિ રાવણ ... | ...૫૦૩ |
| ૩૩ | શૂર્પણખાનાં વચનો–રાજનીતિબોધ | ...૫૦૪ |
| ૩૪ | રાવણ અને શૂર્પણખા... | ...૫૦૬ |
| ૩૫ | રાવણનું મારીચ પાસે જવું | ...૫૦૮ |
| ૩૬ | સીતાહરણ માટે રાવણે માગેલી સહાય | ૫૧૦ |
| ૩૭ | મારીચનો રાવણ પ્રત્યે હિતોપદેશ | ...૫૧૧ |
| ૩૮ | રામચંદ્રના વીર્ય–પ્રભાવનું વર્ણન | ...૫૧૩ |
| ૩૯ | મારીચનું સ્વાનુભવકથન | ...૫૧૫ |
| ૪૦ | રાવણની હઠ–મારીચને ધમકી | ...૫૧૭ |
| ૪૧ | મારીચનો પુનઃ ઉપદેશ... | ...૫૧૯ |
| ૪૨ | રાવણ તથા મારીચનું રામાશ્રમ પ્રતિ ગમન... ... | ...૫૨૦ |
| ૪૩ | સીતાની અભિલાષા–સુવર્ણમૃગ લાવી આપો... ... | ...૫૨૨ |
| ૪૪ | માયામૃગ–મારીચનો વધ... | ...૫૨૫ |
| ૪૫ | સીતાની હઠ–લક્ષ્મણનું પ્રયાણ | ...૫૨૭ |
| ૪૬ | રામાશ્રમમાં તાપસવેષધારી રાવણ | ...૫૩૦ |
| ૪૭ | સીતા અને રાવણ ... | ...૫૩૨ |
| ૪૮ | સીતા અને રાવણ–સ્વપરાક્રમ વર્ણન | ...૫૩૫ |
| ૪૯ | સીતા હરણ–સીતાનો વિલાપ... | ...૫૩૬ |
| ૫૦ | સીતાને છોડાવવાનો જટાયુનો યત્ન | ...૫૩૯ |
| ૫૧ | જટાયુ તથા રાવણનો ઘોર સંગ્રામ | ...૫૪૧ |
| ૫૨ | સીતાને લઇ રાવણનું આકાશમાં ઉડવું | ૫૪૩ |
| ૫૩ | રાવણનો ધિક્કાર–સીતાનાં વચનો | ...૫૪૬ |
| ૫૪ | સીતા સહિત રાવણનું લંકામાં જવું | ...૫૪૭ |
| ૫૫ | કામાતુર રાવણની સીતાને વિનવણી | ...૫૪૯ |
| ૫૬ | સીતાનો પતિપ્રેમ–રાવણનો તિરસ્કાર. | ૫૫૧ |
| × | સીતાને સહાય–ઇંદ્રે આપેલું હવિષ્યાન્ન. | ૫૫૩ |
| ૫૭ | મૃગ હણીને રામનું પાછું વળવું. | ...૫૫૫ |
| ૫૮ | શોકાકુલ રામચંદ્ર–સીતા વિરહ | ...૫૫૬ |
| ૫૯ | શોકાકુલ રામચંદ્ર અને લક્ષ્મણ. | ...૫૫૮ |
| ૬૦ | પ્રેમોન્મત્ત રામચંદ્ર ... | ...૫૫૯ |
| ૬૧ | સીતા વિરહ–રામચંદ્રનો વિલાપ. | ...૫૬૨ |
| ૬૨ | સીતા વિરહ–રામચંદ્રનું રોદન. | ...૫૬૪ |
| ૬૩ | સીતા વિરહ–રામચંદ્રની વિહ્વલાવસ્થા | ૫૬૫ |
| ૬૪ | સીતાની શોધ માટે રામ–લક્ષ્મણનું પ્રયાણ | ૫૬૬ |
| ૬૫ | રામચંદ્રનું સાંત્વન–લક્ષ્મણનાં વચનો. | ૫૭૦ |
| ૬૬ | લક્ષ્મણનાં સુબોધ વચનો | ...૫૭૨ |
| ૬૭ | જટાયુ દર્શન–રામચંદ્ર શોક | ...૫૭૩ |
| ૬૮ | જટાયુનું મરણ અને તેની ઉત્તરક્રિયા | ...૫૭૫ |
| ૬૯ | વનમાર્ગ–કબંધ દર્શન | ...૫૭૭ |
| ૭૦ | વનમાર્ગ–કબંધ ભુજચ્છેદન | ...૫૮૦ |
| ૭૧ | વનમાર્ગ–કબંધ વૃત્તાંત | ...૫૮૧ |
| ૭૨ | કબંધનો અગ્નિ સંસ્કાર–દિવ્યદેહપ્રાપ્તિ | ૫૮૩ |
| ૭૩ | કબંધનો ભલામણ–ઋષ્યમૂક જવાનો માર્ગ | ૫૮૫ |
| ૭૪ | શબરીની ભેટ–મતંગવન... | ...૫૮૭ |
| ૭૫ | રામ–લક્ષ્મણનું પંપા સરોવરપર જવું | ...૫૯૦ |

ॐ

आदिकवि श्रीवाल्मीकि निर्मित.

# राम यण

## १-बालकाण्ड.

### सर्ग १ लो.

નારદમુનિએ વાલ્મીકિને કહેલું સંક્ષિપ્ત રામાયણ

तपःस्वाध्यायनिरतं तपस्वी वाग्विदां वरम् ।
नारदं परिपप्रच्छ वाल्मीकिर्मुनिपुंगवम् ॥ १ ॥

તપ કરનારા વાલ્મીકિમુનિએ (એક સમયે પોતાના આશ્રમપર આવેલા) તપ અને સ્વાધ્યાયમાં પ્રીતિવાળા તથા વાણી જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા મુનિવર્ય નારદમુનિને પૂછ્યું કેઃ-[1] "હે મહર્ષિ ! આ ભૂલોકમાં પ્રશંસનીય ગુણવાળો, પરાક્રમવાળો, શ્રૌત-સ્માર્ત ધર્મના રહસ્યને જાણનારો, કૃતજ્ઞ, સત્યવક્તા, આપત્તિમાં પણ ગ્રહણ કરેલા નિયમનો ત્યાગ નહિ કરનારો, ઉત્તમ ચારિત્રયુક્ત, સર્વ પ્રાણીઓનું હિત કરવાવાળો, આત્માનાત્મ પદાર્થને જાણનારો, પ્રજારંજન કરવામાં સમર્થ, સુંદર સ્વરૂપવાળો, પોતાના અંતઃકરણને વશ કરનારો, ક્રોધને જીતનારો, તેજસ્વી, ઈર્ષ્યા વિનાનો અને યુદ્ધ સમયે જેને કોપાયમાન થયેલો જોઇને દેવો તેમજ અસુરો પણ ભય પામે એવો પુરુષ આ સમયમાં કોણ છે ?[2-4] હે મુનિ ! હું એ સઘળું સાંભળવા ઇચ્છું છું. ઉપર્યુક્ત સર્વ ગુણો એકજ પુરુષમાં હોય તેવા પુરુષને જાણવાની મને બહુ ઉત્કંઠા છે. હે મહર્ષિ ! તમે એ પ્રકારના પુરુષને જાણવાને સમર્થ છો; માટે કહો."[5]

એ પ્રકારે વાલ્મીકિના પ્રશ્નો સાંભળીને, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને જાણનારા નારદમુનિએ આનંદ પામીને તથા

"હે વાલ્મીકિમુનિ ! સાંભળો " એવા સંબોધનથી તેમને સાવધાન કરીને કહ્યું:–[૬] "હે મુનિ ! તમે જે ગુણોનું વર્ણન કર્યું તે સર્વ ગુણો એકજ પુરૂષમાં હોવા અતિ દુર્લભ છે, તો પણ હું વિચાર કરીને, તેવો પુરૂષ કોણ છે તે કહું છું, તમે સાંભળો.[૭]

સાંપ્રત સમયમાં ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલા અને લોકવિખ્યાત રામ ઉક્ત સર્વ ગુણથી સંપન્ન છે. તે રામ પોતાના અંતઃકરણને નિયમમાં રાખનાર, મોટા પરાક્રમવાળા, તેજસ્વી, ધૈર્યવાન,[૮] બુદ્ધિમાન, નીતિમાન, ઉત્તમ વાણીવાળા, ઐશ્વર્યાદિથીયુક્ત, શત્રુઓનો નાશ કરનારા, વિશાલ ખભાવાળા, મોટા બાહુવાળા, શંખસમાન ગ્રીવાવાળા, માંસથી ભરેલાં કપોલવાળા,[૯] વિશાલ છાતીવાળા, ખભા આગળનાં હાડકાં–જેને હાંસડી કહે છે તે જેનાં ગુપ્ત છે એવા, શત્રુઓનું દમન કરનારા, ઢીંચણસુધી લાંબા હાથવાળા, સુંદર મસ્તકવાળા, ભવ્ય લલાટવાળા તથા હાથી અને સિંહસમાન ગતિ કરનારા છે.[૧૦] તે રામ શરીરે સમાન છે, તેમના સર્વ અવયવો સરખી રીતે ઘાટીલા છે, તેમના શરીરનો વર્ણ ઇંદ્રનીલમણિ જેવો શ્યામ છે, તે પ્રતાપવાળા છે, તેમનું વક્ષઃસ્થળ માંસથી ભરેલું અને ઉંચું છે, તેમનાં નેત્ર કર્ણપર્યંત વિશાલ છે, તેમના સર્વ અવયવો સૌંદર્યયુક્ત છે અને તે સામુદ્રિક શાસ્ત્રમાં કહેલાં સર્વ શુભલક્ષણસંપન્ન છે.[૧૧] વળી તે રામ ધર્મને જાણનાર છે, સત્ય પ્રતિજ્ઞાવાળા છે, પ્રજાહિતનાં કાર્યોમાં પ્રીતિવાળા છે, યશસ્વી છે, જ્ઞાનસંપન્ન છે, બાહ્યાભ્યંતર શુદ્ધ છે, માતા, પિતા, આચાર્ય અને દેવોને અધીન રહેનારા છે, સમાધિવાળા છે.[૧૨] પ્રજાપાલનાદિ કાર્યમાં પ્રજાપતિસમાન છે, અગ્નિહોત્રી હોવાથી નિરંતર ભસ્મધારણ કરનારા છે, વૈદિક કર્મ કરનારા છે, વેદદ્રોહી દુષ્ટોનો નાશ કરનારા છે, પ્રાણિમાત્રનું રક્ષણ કરનારા છે અને મર્યાદાપરિપાલનવડે વર્ણાશ્રમધર્મનું રક્ષણ કરનારા છે.[૧૩] તે રામ યજ્ઞ કરવો, અધ્યયન કરવું, દાન કરવું, દંડ દેવો અને યુદ્ધ કરવું ઇત્યાદિ સ્વધર્મનું પાલન કરનારા છે, સ્વજનોનું રક્ષણ કરનારા છે, વેદ તથા વેદાંગના* રહસ્યને જાણનારા છે, ધનુર્વેદને સારી રીતે જાણનારા છે,[૧૪] સર્વ શાસ્ત્રોના+ રહસ્યને જાણનારા છે, સ્મૃતિમાન્ છે, વ્યવહારસમયમાં યોગ્યાયોગ્યને સમજનારા છે, સર્વ લોકોને પ્રિય છે, કોમળ સ્વભાવવાળા છે, દીનતાથી રહિત છે અને સર્વ કાર્યોમાં કુશળ છે.[૧૫] જેમ નદીઓ નિરંતર સમુદ્રનું સેવન કરે છે, તેમ સત્પુરૂષો તે રામનું નિરંતર સેવન કરે છે, તે રામ સર્વને પૂજનીય છે, સર્વત્ર સમાનવૃત્તિવાળા છે અર્થાત્ સુખ દુઃખમાં હર્ષ શોકથી રહિત છે; તેમજ શત્રુ, મિત્ર તથા ઉદાસીનજનો વિષે વૈષમ્યરહિત છે. તે સદૈવ પ્રિય આકૃતિવાળા છે.[૧૬] એ પ્રમાણે ઉક્ત તથા વક્ષ્યમાણ સર્વ ગુણોથી યુક્ત અને કૌશલ્યાના આનંદની વૃદ્ધિ કરનારા તે રામ, ગાંભીર્યમાં સમુદ્રસમાન છે, ધૈર્યમાં હિમાલયસમાન છે,[૧૭] પરાક્રમમાં વિષ્ણુસમાન છે, ચંદ્રની પેઠે આહ્લાદદાયક સ્વરૂપવાળા છે, યુદ્ધસમયે ક્રોધ કરવામાં પ્રલયકાલના અગ્નિસમાન છે, ક્ષમા કરવામાં પૃથિવીસરખા છે,[૧૮] દાન કરવામાં કુબેરસમાન છે અને સત્ય વચનમાં જાણે બીજો મૂર્તિમાન્ ધર્મજ હોય તેવા છે.§

---

* ઋગ્, યજુષ્, સામન્, અથર્વન્ એ ચાર વેદ છે; અને છંદસ્, કલ્પ, વ્યાકરણ, જ્યોતિષ્, નિરૂક્ત તથા શિક્ષા એ ૭ વેદનાં અંગ છે.

\+ શાસ્ત્રો ૭ છેઃ–સાંખ્ય, યોગ, વૈશેષિકન્યાય, ગૌતમન્યાય, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા.

§ અહીં સુધી બાલકાંડમાં આવેલી કથાનો સંગ્રહ છે. તેમાં 'ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલા' એમ કહેવાથી રામજન્મ સૂચવ્યો છે. 'મોટા પરાક્રમવાળા' અને 'શત્રુઓનો નાશ કરનારા' એ બે વિશેષણોથી વિશ્વામિત્રના અનુગ્રહથી રામને થયેલ અસ્ત્રોની પ્રાપ્તિ તથા તાટકાવધ વગેરે સૂચવ્યું છે. 'સૌંદર્ય (લક્ષ્મી)–યુક્ત.' એમ કહેવાથી સીતાવિવાહ સૂચવ્યો છે, અને 'સત્યપરાક્રમવાળા' એમ કહેવાથી પરશુરામજય વગેરે સૂચવ્યું છે. હવે પછી અયોધ્યાકાંડમાં આવેલી કથાનો આરંભ થાય છે. શિ. ટી.

એ પ્રમાણે સર્વગુણસંપન્ન, સત્યપરાક્રમવાળા, ઉત્તમ ગુણોવાળા અને પ્રજાને હિતોપદેશ કરવામાં તત્પર રહેનારા પોતાના પ્રિય જ્યેષ્ઠપુત્ર રામને દશરથરાજાએ પ્રજાનું હિત કરવા માટે પ્રીતિવડે યુવરાજપદે યોજવાની ઇચ્છા કરી. રામને રાજ્યાભિષેક કરવા માટે થતી તૈયારીઓ જોઇને, દશરથરાજાની કનિષ્ઠપત્ની કૈકેયી કે જેને પૂર્વે (શંબરાસુરના વિજયસમયે સહાય્ય કરવાથી રાજા દશરથ પાસેથી) બે વરદાનો મળ્યાં હતાં, તેણે આ સમયે તે બે વરદાનોની માગણી કરતાં કહ્યું કે:-“ રામને રાજ્ય ન આપતાં વનમાં મોકલો અને મારા પુત્ર ભરતનો રાજ્યાભિષેક કરો. ”૧૯-૨૨ કૈકેયીનું આવું વચન સાંભળીને ધર્મપાશવડે બંધાયેલા દશરથરાજાએ પોતાનું વચન સત્ય કરવા માટે પ્રિયપુત્ર રામને વનમાં જવાની આજ્ઞા આપી.૨૩ પિતાની આજ્ઞા થવાથી, શૌર્યવાન્ રામ, પિતાનું વચન પાળવાને માટે અને કૈકેયીનું પ્રિય કરવાને માટે વનમાં જવા તૈયાર થયા.૨૪ પોતાના મોટાભાઇને વનમાં જતા જોઇને સુમિત્રાના આનંદની વૃદ્ધિ કરનારા, વિનયવાળા અને રામમાં સહજ પ્રીતિવાળા લક્ષ્મણ કે જે મોટાભાઈ રામને અત્યંત પ્રિય છે તે, ઉત્તમ ભ્રાતૃભાવ દર્શાવતાં, સ્નેહથી રામની સાથે વનમાં જવા તૈયાર થયા. આ સમયે જનકરાજાના કુળમાં ઉત્પન્ન થયેલાં, સર્વ શુભલક્ષણયુક્ત, સાક્ષાત્ દેવમાયાસમાન સરજાયેલાં અને સર્વ સ્ત્રીઓમાં ઉત્તમ એવાં સીતા કે જે સર્વદા સ્વામિના હિતમાં તત્પર છે અને રામને પોતાના પ્રાણસમાન પ્રિય છે તે વિદેહપુત્રી રામભાર્યા પણ જેમ રોહિણી ચંદ્રની પાછળ જાય તેમ રામની સાથે વનમાં જવા લાગ્યાં. જ્યારે રામ વનમાં જવાને નીકળ્યા ત્યારે નગરના લોકો અને પિતા દશરથરાજા કેટલેક દૂર સુધી તેમની પાછળ ગયા.૨૫-૨૮ પછી ધર્માત્મા રામે ગંગાનદીના કિનારાપર આવેલા શૃંગવેરપુરમાં રહેનારા અને પોતાના પ્રિયમિત્ર એવા નિષાદો (ભિલ્લો)ના રાજા ગુહને મળીને, પોતાના સારથિને રથસહિત પાછો વાળ્યો.૨૯ ત્યાંથી રામચંદ્ર ગુહરાજા, લક્ષ્મણ અને સીતાની સાથે ઘણાં જળવાળી નદીઓને ઉતરીને એક વનમાંથી બીજા વનમાં જવા લાગ્યા.૩૦ પછી ભરદ્વાજઋષિના વચનથી તેઓ ચિત્રકૂટપર્વતમાં આવ્યાં અને ત્યાં રમણીય આશ્રમ-પર્ણશાળા બનાવીને, દેવ અને ગંધર્વના સરખાં તે ત્રણે જણાં અનેક પ્રકારની ક્રીડાઓ કરતાં સુખપૂર્વક રહેવા લાગ્યાં.

રામચંદ્રના વનમાં જવા પછી પુત્રશોકવડે પીડિત થયેલા રાજા દશરથે પુત્રનો વિલાપ કરતાં કરતાં સ્વર્ગવાસ કર્યો. દશરથરાજાના મરણ પછી વસિષ્ઠ આદિ દ્વિજોએ મહાબળવાન્ ભરતને રાજ્ય કરવા માટે કહ્યું; પરંતુ રાજગાદીને નહિ ઇચ્છતાં તે વીર ભરત રામચંદ્રને પ્રસન્ન કરવા સારૂ વનમાં ગયા.૩૧-૩૪ આર્યભાવવાળા ભરતે વનમાં જઇને સત્ય પરાક્રમવાળા અને મહાત્મા એવા પોતાના ભ્રાતા રામચંદ્રને પાછા વળવાની યાચના કરી કહ્યું કે:-૩૫ “હે ધર્મને જાણનાર! જ્યેષ્ઠ હોવાથી તમેજ રાજા થવાને યોગ્ય છો.” એવાં ભરતનાં વચન સાંભળીને પરમ ઉદાર સ્વભાવવાળા, મોટા યશવાળા અને પ્રસન્ન મુખવાળા મહાબળવાન રામચંદ્રે પિતાની આજ્ઞા પ્રમાણે રાજ્યની ઇચ્છા કરી નહિ; પરન્તુ રાજ્યવ્યવસ્થિતિને માટે પોતાની પાદુકા પ્રતિનિધિરૂપે ભરતને આપી. તે સમયે વનવાસથી પાછા વળવાને પુનઃ પુનઃ યાચના કરતા ભરતને “ચૌદ વર્ષે પછી અવશ્ય આવીશ” એમ કહી ભરતના મોટા ભાઇ રામચંદ્રે તેમને પાછા વાળ્યા. ‘રામચંદ્ર રાજ્ય સ્વીકારો’ એવી પોતાની ઇચ્છા સંપૂર્ણ નહિ થવાથી રામચંદ્રના ચરણમાં મસ્તક મૂકીને અર્થાત્ પ્રણામ કરીને ભરત પાછા વળ્યા.૩૬-૩૮ ‘ચૌદ વર્ષ પૂર્ણ થતાં રામચંદ્ર પાછા રાજ્યમાં આવશે’ એ પ્રમાણે રામના આગમનની વાટ જોતા ભરત નંદિગ્રામમાં રહીને રાજ્ય કરવા લાગ્યા. ભરતના ગયા પછી જિતેંદ્રિય અને સત્ય પ્રતિજ્ઞાવાળા શ્રીમાન્ રામચંદ્રે, અયોધ્યા અત્યંત

સમીપ હોવાથી નગરના લોકો તથા ભરત વગેરે પુનઃ અત્ર આવશે; અને તેઓને વારંવાર સમજાવીને પાછા વાળવાનો પ્રયત્ન કરવો પડશે, તે કરતાં અહીંથી દૂર જવું એજ શ્રેષ્ઠ છે, એમ વિચાર કરીને હથિયારોવડે સજ્જ થઇને દંડકારણ્યમાં પ્રવેશ કર્યો.[૩૯,૪૦] દંડકારણ્યમાં પ્રવેશ કર્યા પછી કમળસરખાં નેત્રવાળા રામચંદ્રે વિરાધરાક્ષસને હણ્યો અને શરભંગઋષિ, સુતીક્ષ્ણઋષિ, અગસ્ત્યઋષિ તથા અગસ્ત્યઋષિના ભાઇને મળ્યા. ત્યાં રામચંદ્રે અગસ્ત્યઋષિના કહેવાથી અત્યંત પ્રસન્ન થઇને ઈંદ્રનું ધનુષ્ય, તલવાર અને અક્ષય બાણુવાળાં બે ભાથાં ગ્રહણ કર્યાં. વનમાં ફરનારા વનચરોની સાથે વનમાં રહેલા રામચંદ્રની પાસે સર્વ ઋષિઓ આવતા હતા અને કબંધ વગેરે અસુરો તથા ખર વગેરે રાક્ષસોનો વધ કરવા માટે પ્રેરણા કરતા હતા; તેથી રામચંદ્રે દંડકારણ્યમાં વસનારા અગ્નિસમાન તેજસ્વી તે સર્વ ઋષિઓની સમક્ષ "હું સંગ્રામમાં રાક્ષસોનો વધ કરીશ" એવી પ્રતિજ્ઞા કરી અને રાક્ષસોનો વધ કરવાનું કાર્ય સ્વીકાર્યું.[૪૧-૪૫] પછી તે અરણ્યમાંજ વસતા રામચંદ્રે જનસ્થાનમાં* રહેનારી અને પોતાની ઇચ્છા પ્રમાણે સ્વરૂપ ધારણ કરનારી 'શૂર્પણખા' નામની રાક્ષસીને લક્ષ્મણદ્વારા કર્ણ અને નાસિકાના છેદનથી વિરૂપ કરી.[૪૬] ત્યાર પછી શૂર્પણખાના કહેવાથી યુદ્ધ કરવાને તૈયાર થયેલા ખર, દૂષણ અને ત્રિશિરને તથા તેઓની પાછળ સંગ્રામમાં વ્હારે આવેલા જનસ્થાનમાં રહેનારા ચૌદ હજાર રાક્ષસોને, દંડકારણ્યમાં વસતા રામચંદ્રે હણ્યા. ત્યારે 'પોતાની જ્ઞાતિનો રામે વધ કર્યો' એવું સાંભળીને રાવણ ક્રોધયુક્ત થયો.[૪૭-૪૯] તેણે સીતાનું હરણ કરવા 'મારીચ' નામના રાક્ષસની સહાય માંગી. મારીચે "હે રાવણ! પરસ્ત્રીનું હરણ કરવું તે મોટો અધર્મ છે, અને બળવાનની સાથે બાથ ભીડવાથી પોતાનોજ નાશ થાય છે; માટે તે બળવાન્ રામચંદ્રની સાથે ત્હારે વિરોધ કરવો યોગ્ય નથી." એમ રાવણને ઘણીવાર વાર્યો, પરન્તુ કાળથી પ્રેરાયેલા રાવણે મારીચનાં તે હિતકર વચનોનો અનાદર કર્યો અર્થાત્ તેનાં વચનો માન્ય કર્યા નહિ.[૫૦-૫૧] ત્યારપછી રાવણ મારીચને સાથે લઇને રામચંદ્રના આશ્રમ પ્રતિ ગયો. ત્યાં તેણે માયાવી મારીચદ્વારા રામચંદ્ર અને લક્ષ્મણને ઘણે દૂર કહાડીને રામની ભાર્યા સીતાનું હરણ કર્યું અને લંકાતરફ જતાં માર્ગમાં 'જટાયુ' નામનાપક્ષીને મરણતોલ કર્યો. મારીચને હણીને પાછા વળેલા રામચંદ્રે જટાયુને મરણદશામાં જોયો અને તેના મુખથી સીતાનું હરણ થયાનું વૃત્તાંત સાંભળ્યું.[૫૨-૫૩] પછી શોકવડે તપી જવાથી આકુળવ્યાકુળ ઇંદ્રિયોવાળા રામચંદ્રે વિલાપ કરવા માંડ્યો. ત્યાર પછી મરણ પામેલા જટાયુપક્ષીનો અગ્નિસંસ્કાર કર્યો.[૫૪] પછી સીતાની શોધ કરવા માટે રામ વનમાં ફરવા લાગ્યા. ત્યાં માર્ગમાં ભયંકર સ્વરૂપવાળો અને મસ્તકવિનાનો એક 'કબંધ' નામનો રાક્ષસ જોવામાં આવ્યો.[૫૫] રામચંદ્રે તે કબંધને હણ્યો અને તેનો અગ્નિસંસ્કાર કર્યો, તેથી તે સ્વર્ગમાં ગયો. સ્વર્ગમાં જતા કબંધરાક્ષસે ધર્મ પ્રમાણે વર્તનારી શબરી વિષે કહ્યું કે, "હે રાઘવ! હવે તમે ધર્મમાં નિપુણ એવી 'શ્રમણા' નામની શબરીના આશ્રમે પધારો." ત્યારે શત્રુઓનો નાશ કરનારા મહાતેજસ્વી રામચંદ્ર તે શબરીના આશ્રમે ગયા.[૫૬,૫૭] ત્યાં શબરીએ દશરથના પુત્ર રામચંદ્રનો સારી રીતે સત્કાર કર્યો. ત્યાંથી આગળ જતાં પંપાસરોવરના કિનારાપર રામચંદ્રને હનુમાનનો મેળાપ થયો,[૫૮] અને હનુમાનના કહેવાથી રામચંદ્રે સુગ્રીવની સાથે મૈત્રી કરી. પછી મહાબળવાન્ રામે આદ્યથી ઇતિ સુધીનું પોતાનું તથા વિશેષ કરી સીતાહરણનું સઘળું વૃત્તાંત સુગ્રીવને કહી સંભળાવ્યું. સુગ્રીવે રામનું સઘળું વૃત્તાંત સાંભળીને અગ્નિની

* આર્યાવર્તના દક્ષિણ ભાગમાં આવેલા દંડકારણ્યમાં રાવણે પોતાના લશ્કરની છાવણી રાખી હતી, તેનું નામ 'જનસ્થાન' હતું. ટિ. ટી.

સંમત્ત રામની સાથે પરમ મૈત્રી કરી. પછી રામે સુગ્રીવને વાલિની સાથે વેર થવાનું કારણ પૂછ્યું, ત્યારે દુઃખયુક્ત થયેલા સુગ્રીવે પોતાને વાલિની સાથે વેર થવાનું સઘળું વૃત્તાંત પ્રેમથી કહ્યું. એ પછી "હું વાલિને અવશ્ય મારીશ" એમ રામચંદ્રે પ્રતિજ્ઞા કરી;[૫૯-૬૨] ત્યારે સુગ્રીવે વાલિનું કેટલું બળ છે તે સઘળું રામચંદ્રને કહી સંભળાવ્યું. રામચંદ્ર વાલિના સરખા બળવાન હશે કે નહિ? એવી શંકા સુગ્રીવ નિત્ય રાખતો હતો,[૬૩] તેથી તેણે વાલિ મહા બળવાન્ છે, એવો રામને વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે ત્યાં પડેલું 'દુંદુભિ' નામના રાક્ષસનું મોટા પર્વત જેવડું ભારે શરીર બતાવીને કહ્યું કેઃ–"હાલમાં જેનું શબ આવું ભારે છે તે દુંદુભિને હણીને વાલિએ આટલે દૂર ફેંક્યો હતો."[૬૪] ત્યારે મહાબળવાન્ રામચંદ્રે, જરાક હસીને શબની સામું જોયું અને પોતાના પગના અંગુઠાવડે તેને પૂરેપૂરા દશ યોજન દૂર ફેંકી દીધું.[૬૫] વળી પુનઃ સુગ્રીવને "રામ વાલિથી પણ વિશેષ બળવાન્ છે" એવો વિશ્વાસ લાવવાને માટે રામચંદ્રે એકજ મોટા બાણવડે સાત સાલ વૃક્ષને, પર્વતને અને રસાતળને ભેદી નાખ્યાં.[૬૬] રામના આવા કાર્યથી પ્રસન્ન થયેલો અને 'રામ વાલિને મારશે' એમ વિશ્વાસ પામેલો સુગ્રીવ, રામચંદ્રસહિત કિષ્કિંધા તરફ ગયો.[૬૭] પછી સુવર્ણસરખા પીળા વર્ણવાળા સુગ્રીવે ગર્જના કરી. તે મોટી ગર્જના સાંભળી વાલિ યુદ્ધ કરવાને તૈયાર થયો.[૬૮] તે સમયે તેની સ્ત્રી તારા પોતાના સ્વામીને "રામ અને સુગ્રીવ મિત્ર થયા છે, માટે તમે યુદ્ધ કરવા ન જાઓ" એમ વારવા લાગી. ત્યારે વાલિએ કહ્યુંઃ–"મેં રામનો કાંઈ પણ અપકાર કર્યો નથી તો ધર્મને જાણનારા રામ મ્હારો પણ અપકાર નહિ કરે" ઇત્યાદિ વચનોવડે તારાનું સમાધાન કર્યું; અને તેની સંમતિ મેળવીને સુગ્રીવની સાથે યુદ્ધ કરવા માટે આવ્યો. ત્યાં રામચંદ્રે એક બાણવડે તેને માર્યો.[૬૯] એ પ્રમાણે સુગ્રીવની પ્રાર્થનાથી સંગ્રામમાં વાલિને હણીને તેની ગાદી ઉપર સુગ્રીવનોજ અભિષેક કર્યો.[૭૦] પછી વાનરજાતિમાં શ્રેષ્ઠ એવા સુગ્રીવે સર્વ વાનરોને બોલાવીને સીતાની શોધ કરવા માટે સઘળી દિશાઓમાં મોકલ્યા.[૭૧] દક્ષિણ દિશામાં ગયેલા બળવાન્ હનુમાને 'સંપાતિ' નામના પક્ષીના કહેવાથી 'લંકામાં અશોકવાટિકામાં સીતા છે' એમ જાણ્યું અને સો યોજનના વિસ્તારવાળા સમુદ્રને ઓળંગીને રાવણથી રક્ષણ કરાતી લંકાનગરીમાં પ્રવેશ કર્યો. ત્યાં અશોકવાટિકામાં રહીને રામચંદ્રનું ધ્યાન ધરતાં સીતાને તેણે જોયાં.[૭૨,૭૩] પછી હનુમાને સીતાને મળીને અને તેમને વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે અભિજ્ઞાન(નિશાની–રામની મુદ્રિકા) આપીને રામચંદ્રે સુગ્રીવની સાથે મૈત્રી કરી છે ઇત્યાદિ રામચંદ્રનું વૃત્તાંત કહ્યું. પછી સીતાને આશ્વાસન આપીને મહા બળવાન્ હનુમાને અશોકવાટિકામાં આવેલા મહેલના દરવાજાને તથા અશોકવાટિકાને ભાગી નાખી.[૭૪] વળી પાંચ સેનાપતિઓને હણ્યા, સાત મંત્રિપુત્રોને માર્યા અને શૂરવીર અક્ષયકુમારનો પણ ક્ષય કરી દીધો. પછી ઇંદ્રજિતે યોજેલા બ્રહ્માસ્ત્રવડે હનુમાન બંધાયો.[૭૫] બ્રહ્માએ આપેલા વરદાનથી 'પોતે ચાર પાંચ ઘડી પછી બંધનથી મુક્ત થશે" એમ જાણીને હનુમાન બંધાયો. પોતાને બાંધીને લઈ જનાર રાક્ષસોને હણવાને પોતે સમર્થ છતાં, રાવણને જોવાની ઇચ્છાથી હનુમાને તેઓને ક્ષમા કરી.[૭૬] રાવણને જોયા પછી મહા બળવાન્ હનુમાને સીતાને હરકત ન થાય તે માટે તેટલા ભાગને બચાવીને આખી લંકાને બાળી દીધી. ત્યાર પછી સીતાના શોધની પ્રિય વાર્તા કહેવાને માટે હનુમાન પુનઃ રામચંદ્રની પાસે આવ્યો.[૭૭] અતુલ પરાક્રમવાળા હનુમાને, જે સ્થળે મહાત્મા રામચંદ્ર બેઠા હતા તે સ્થળે જઈને તેમની પ્રદક્ષિણા કરી અને નિવેદન કર્યું કે, "મેં લંકામાં સીતાને જોયાં છે."[૭૮] એ પ્રકારે હનુમાનનું વચન સાંભળીને રામચંદ્ર, સુગ્રીવ આદિ વાનરોની સાથે સમુદ્રના તટપર ગયા અને તેમણે સૂર્યસમાન દેદીપ્યમાન બાણોવડે લંકામાં જવાને માર્ગ નહિ દેનારા સમુદ્રને આકુળ

વ્યાકુળ કર્યો.[૭૯] રામનાં આયુધોવડે દુઃખી થયેલા નદીઓના પતિ સમુદ્રે પોતાનું સ્વરૂપ પ્રત્યક્ષ બતાવીને રામને કહ્યું કે,-"તમારી સેનામાં રહેલા 'નલ' નામના વાનર પાસે મ્હારા ઉપર સેતુ-પાજ બંધાવો." આ પ્રમાણે સમુદ્રના કહેવાથી રામે નલના હાથથી સેતુ બંધાવ્યો.[૮૦] તે સેતુના માર્ગથી રામચંદ્ર સેના-સહિત લંકામાં ગયા અને સંગ્રામમાં રાવણને હણ્યો.* એ રીતે સીતા પ્રાપ્ત કર્યા પછી તેમને અંગીકાર કરવામાં રામચંદ્ર લોકાપવાદના ભયથી અત્યંત લજ્જા પામ્યા,[૮૧] અને સર્વ વાનરોની સભામાં સીતાને કઠોર વચનો કહ્યાં. તે કઠોર વચનોને નહિ સહન કરતાં સતી સીતાએ અગ્નિમાં પ્રવેશ કર્યો.[૮૨] પછી રામે અગ્નિની સાક્ષીથી સીતાને નિર્દોષ જાણ્યાં અને સ્વીકાર્યાં. મહાત્મા રામચંદ્રના આવા ઉત્તમ કાર્યને જોઇ દેવ, ઋષિ અને ચરાચરસહિત ત્રણે લોક સંતુષ્ટ થયા. પછી સર્વ દેવોથી પૂજાયલા અને અત્યંત પ્રસન્ન થયેલા રામચંદ્ર શોભવા લાગ્યા.[૮૩-૮૪] ત્યાર પછી લંકાને વિષે રાક્ષસોમાં શ્રેષ્ઠ વિભીષણનો રાજ્યાભિષેક કરી, રામચંદ્ર કૃતકૃત્ય તથા ચિન્તારહિત થઇને અત્યંત આનંદ પામ્યા.[૮૫] પછી ત્યાં આવેલા દેવતાઓની પાસેથી વરદાન મેળવીને તથા યુદ્ધમાં મરણ પામેલા વાનરોને સજીવન કરીને રામચંદ્ર પોતાના મિત્ર સુગ્રીવ અને વિભીષણ વગેરે સહિત પુષ્પકવિમાનમાં બેસીને અયોધ્યા પ્રતિ ચાલ્યા.[૮૬] ભરદ્વાજ ઋષિના આશ્રમે આવીને સત્ય પરાક્રમવાળા રામચંદ્રે, હનુમાનને ભરતની પાસે સમાચાર કહેવા માટે મોકલ્યા*[૮૭] પછી ભરદ્વાજઋષિને મળીને રામચંદ્રે, સુગ્રીવાદિની સાથે પુનઃ પુષ્પક વિમાનમાં બેસીને, પૂર્વની પેઠે અનેક પ્રકારના વાર્તાલાપ કરતાં, નંદિગ્રામ તરફ પ્રયાણ કર્યું.[૮૮] નંદિગ્રામમાં આવી પોતાના ભાઇઓને મળી રામચંદ્રે જટાનો ત્યાગ કર્યો અને સીતા સાથે પોતાના રાજ્યનો સ્વીકાર કર્યો.§[૮૯]

રામના રાજ્યમાં પ્રજા અત્યંત આનંદમાં રહેશે, સાંસારિક અર્થ (દ્રવ્યાદિ) અને પારમાર્થિક અર્થ (મોક્ષ) ના લાભથી સંતુષ્ટ તથા પુષ્ટ રહેશે, ધર્મ પ્રમાણે વર્તશે, અંતઃકરણમાં ચિન્તા વગેરે થશે નહિ, રોગરહિત રહેશે અને દુકાળ તથા ચોર આદિના ભયથી મુક્ત

* અહીં કેટલીક પ્રતમાં બે શ્લોક વધારે જોવામાં આવે છે. તે શ્લોકોનો ભાવાર્થઃ-"રામે રાક્ષસોના રાજા વિભીષણનો લંકાની ગાદીપર રાજ્યાભિષેક કર્યો. આ મોટા કાર્યથી દેવર્ષિગણસહિત ઇંદ્રાદિ દેવો પ્રસન્ન થયા અને તેઓ રામનો સત્કાર કરવા લાગ્યા. પરમ સંતુષ્ટ થએલા સર્વ દેવોએ રામચંદ્રનો પૂજા કરી." આ બે શ્લોકમાં આવેલાં **"વિભીષણનો લંકાની ગાદીપર રાજ્યાભિષેક કર્યો"** અને **"સર્વ દેવોએ રામચંદ્રની પૂજા કરી"** એ બે વાક્યો, આગળ ઉપર પણ પુનઃ તેવાંજ વાક્યો આવતાં હોવાથી પુનરુક્તિ દેખાવાથી છે જેથી બન્ને શ્લોક **પ્રક્ષિપ્ત છે. તિ. ટી.**

* "ચૌદ વર્ષ પૂર્ણ થતાં, રામ વનવાસથી પાછા આવી ન જાય તો મ્હારે અગ્નિમાં પ્રવેશ કરવો" એમ ભરતે પ્રતિજ્ઞા કરેલ હોવાથી અને ભરદ્વાજના આશ્રમે આવતાંજ રામને વનવાસનાં ચૌદ વર્ષ પૂર્ણ થતાં હોવાથી તથા તે ઉપરાંત ઋષિના આગ્રહથી એક દિવસ તેમના આશ્રમમાં રહેવાનું હતું તેથી, પોતાનું આગમન ભરતને જણાવવા માટે હનુમાનને પ્રથમ મોકલ્યા. અથવા રામે એવો વિચાર કર્યો હશે કે આ મોટી સેના સાથે મ્હારા જવાથી ભરતને શંકા ન થાય તિ. ટી.

§ અહીં સુધીનું ચરિત્ર જેમ બન્યું હતું તેમ કહીને હવે ઉત્તરકાંડવિષયક ચરિત્ર ભવિષ્યકાળથી કહે છે. આથી સમજાય છે કે રાવણનો વધ કર્યા પછી જ્યારે રામચંદ્ર રાજ્ય કરતા હતા તે સમયે વાલ્મીકિએ નારદને (આ સર્ગના આરંભમાં કરેલો) પ્રશ્ન કર્યો હશે. તિ. ટી.

ઉપરના તિલકટીકાકારના લેખથી સિદ્ધ થયું કે નારદે કથા પછી વાલ્મીકિએ રામાયણ રચ્યું; માટે રામજન્મ પછી અને છેક રામનો રાજ્યાભિષેક થયા પછી વાલ્મીકિએ રામાયણની રચના કરી છે. વળી બીજું એ પણ જોવાનું છે કે આ પહેલા સર્ગમાં યુદ્ધકાંડ સુધીનીજ સંક્ષિપ્ત કથા છે. ઉત્તરકાંડમાં આવતા એકાદ વિષય માટે પણ કાંઇ ઇશારો નથી, જેથી ઉત્તરકાંડ પાછળથી લખાયો હોય એમ જણાય છે અને તિલકપંડિત ભવિષ્યકાળથી ઉત્તરકાંડવિષયક કથા બતાવે છે, તે ગુંચવાવા જેવું છે.

રહેશે.[૯૦] કોઈ પણ પુરૂષ કદાપિ પોતાના પુત્રના મરણને જોશે નહિ અર્થાત્ પિતાના પહેલાં પુત્રનું મરણ થશે નહિ. સ્ત્રીઓ નિરંતર પતિવ્રત ધર્મ પાળશે અને વિધવા થશે નહિ.[૯૧] પ્રજાને અગ્નિથી, વાયુથી અથવા જ્વરથી પીડા થશે નહિ અને પ્રાણીઓ જળમાં ડૂબશે નહિ.[૯૨] રામના રાજ્યમાં કોઈને પણ ભૂખનું દુ:ખ વેઠવું પડશે નહિ, ચોરોનો ભય રહેશે નહિ તથા નગરોમાં અને ગ્રામોમાં ધન-ધાન્યની સંપત્તિ સારી રહેશે.[૯૩] સત્યયુગની પેઠે સર્વ લોકો નિરંતર આનંદયુક્ત રહેશે. મહાન્ કીર્તિવાળા રામચંદ્ર, અનેક અશ્વમેધ યજ્ઞ તથા 'બહુસુવર્ણક' નામના યજ્ઞ કરશે; વિદ્વાન્ બ્રાહ્મણોને વિધિપૂર્વક અસંખ્યાત ગાયોનાં દાન અને અગણિત ધન આપશે.[૯૪-૯૫] વળી રામચંદ્ર, રાજ્ય સીમાની વૃદ્ધિ થતાં અનેક રાજ્યોને સ્થાપશે તથા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણને પોતપોતાના ધર્મમાં યોજશે.[૯૬] એ રીતે અગીયાર હજાર વર્ષ પર્યંત રાજ્ય ભોગવીને રામચંદ્ર બ્રહ્મલોકમાં જશે.[૯૭]

ચિત્તને શુદ્ધ કરનાર, પાપનો નાશ કરનાર, સર્વ પુણ્યના સાધનરૂપ અને વેદના રહસ્યને પ્રતિપાદન કરનાર હોવાથી વેદ તુલ્ય એવા આ રામાયણનો જે મનુષ્ય પાઠ કરશે તે સર્વ પાપથી મુક્ત થશે.[૯૮] આયુષ્યની વૃદ્ધિ કરનાર આ રામાયણનો જે મનુષ્ય પાઠ કરશે તે પુત્ર, પૌત્ર અને સંબંધીવર્ગસહિત સ્વર્ગમાં સુખ ભોગવશે.[૯૯] આ રામાયણનો પાઠ કરવાથી બ્રાહ્મણ શબ્દ બ્રહ્મના પારને પામે, ક્ષત્રિય પૃથ્વીપતિ થાય, વૈશ્ય વ્યાપાર-લાભને પામે અને શૂદ્ર શ્રેષ્ઠતાને પ્રાપ્ત થાય."[૧૦૦]

**पठन् द्विजो वागृषभत्वमीयात् स्यात् क्षत्रियो भूमिपतित्वमीयात्। वणिग्जनः पण्यफलत्वमीयाज्जनश्च शूद्रोऽपि महत्त्वमीयात् ॥१००॥**

**ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં પહેલો સર્ગ સંપૂર્ણ. ૧.**

## સર્ગ ૨ જો.

### ક્રૌંચવધદર્શન અને રામાયણની રચના.

**नारदस्य तु तद्वाक्यं श्रुत्वा वाक्यविशारदः। पूजयामास धर्मात्मा सहशिष्यो महामुनिम् ॥१॥**

નારદજીનું વચન સાંભળીને વ્યાકરણાદિના સંસ્કારને લીધે વિચિત્ર અર્થયુક્ત વાણીવાળા, ધર્મોપદેશ કરનારા અને શિષ્યસહિત એવા વાલ્મીકિમુનિએ, મહામુનિ નારદજીનો સત્કાર કર્યો.[૧] મહર્ષિ વાલ્મીકિએ સત્કાર કર્યા પછી દેવર્ષિ નારદજીએ "બહુ સારૂં, હું જાઉં છું" એમ કહી આજ્ઞા માગી; ત્યારે વાલ્મીકિએ "આપની ઇચ્છા પ્રમાણે વિચરો" એમ કહ્યું; એટલે નારદજી આકાશ તરફ ગયા.[૨] નારદજીના જવા પછી બે એક ઘડી પોતાના આશ્રમમાં રહીને પછી માધ્યાહ્નકર્મ કરવા માટે વાલ્મીકિમુનિ ગંગાના સમીપમાં વહેતી 'તમસા' નામની નદીને કિનારે ગયા.[૩] તમસાનદીના તટપર આવીને અને ઋષિઓવડે સેવાતા કાદવવિનાના જળને જોઈને વાલ્મીકિમુનિએ પાસે ઉભેલા પોતાના શિષ્યને કહ્યું કે:-"હે ભરદ્વાજ! નિર્મળ જળવાળું, રમણીય અને કાદવવિનાનું આ તીર્થ સત્પુરૂષના મનસરખું છે, તેને તું જો.[૪,૫] અત્યારે મધ્યાહ્નકાળ વીતી જતો હોવાથી સમીપમાં આવેલી ગંગાના તટે નહિ જતાં હું આ ઉત્તમ તમસાનદીના જળમાંજ સ્નાન કરીશ, માટે હે તાત! તું ત્હારા હાથમાંથી કળશને નીચે મૂકી મને વલ્કલવસ્ત્ર આપ."[૬] મહાત્મા વાલ્મીકિએ એ પ્રમાણે આજ્ઞા કરી ત્યારે ગુરૂની સેવામાં તત્પર રહેનારા ભરદ્વાજે પોતાના ગુરૂ વાલ્મીકિને વલ્કલવસ્ત્ર આપ્યું.[૭] પછી જિતેંદ્રિય એવા તે વાલ્મીકિમુનિ પોતાના શિષ્યના હાથમાંથી વલ્કલવસ્ત્રને ગ્રહણ કરી, માધ્યાહ્નકર્મનું અનુષ્ઠાન કરવા યોગ્ય એકાંત સ્થળ શોધવા માટે તે વિશાળ વનમાં ફરવા લાગ્યા.[૮] એટલામાં ભગવાન વાલ્મીકિમુનિએ તે ઘાટા વનની સમીપમાં ફરતું, આશ્રિત તથા

પધારશો તો અહીંના કરતાં પણ વિચિત્રપ્રકારનાં ઘણાંજ સ્વાદિષ્ટ ફળ તથા કંદમૂળ વિશેષે કરી મળશે."૨૪-૨૭ એ પ્રમાણે પોતાના મનને અત્યંત પ્રિય લાગે એવું ગણિકાઓનુ વચન સાંભળીને, ઋષ્યશૃંગે તેઓના આશ્રમે જવાનો નિશ્ચય કર્યો. ત્યારે તે સ્ત્રીઓ આનંદયુક્ત થઇને તે મુનિકુમારને સાથે લઇને ત્યાંથી ચાલવા લાગી અને થોડા સમયમાં રોમપાદરાજાના નગરમાં આવી પહોંચી.૨૮ તે મહાત્મા ઋષ્યશૃંગમુનિ રોમપાદના નગરમાં પધાર્યા કે તુરતજ ઇંદ્રદેવે જગતને આનંદ ઉપજાવતાં વૃષ્ટિ કરી.૨૯ વૃષ્ટિસહિત પધારેલા તે ઋષ્યશૃંગમુનિને જોઇને રોમપાદરાજા તેમની સામે ગયો અને અત્યંત નમ્રતાથી સાષ્ટાંગ પ્રણામ કર્યા.૩૦ પછી રોમપાદે શાંતચિત્ત થઇને અર્ધ્યપાદ્યાદિ ઉપચારોવડે વિધિપૂર્વક તેમનું પૂજન કર્યું અને સ્તુતિ કરતાં વરદાન માગ્યું કે, "હે દ્વિજોત્તમ! હું ગણિકાઓદ્વારા આપને અહીં તેડી લાવ્યો તેથી અપરાધી છું, પરંતુ દયા કરી મારાપર પ્રસન્ન થાઓ અને તમારો તથા તમારા પિતા વિભાંડકમુનિનો મારા ઉપર ક્રોધ ન થાઓ."૩૧ આ પ્રમાણે પ્રાર્થના કરવાથી પ્રસન્ન થયેલા ઋષ્યશૃંગમુનિને રોમપાદરાજા પોતાના અંતઃપુરમાં તેડી ગયો અને પછી પોતાની 'શાન્તા' નામની કન્યાનાં લગ્ન તે ઋષ્યશૃંગની સાથે કરી અત્યંત હર્ષ પામ્યો."૩૨

સુમંત્ર દશરથરાજાને કહે છેઃ-"હે રાજન! રોમપાદરાજાએ એ પ્રમાણે સર્વ પ્રકારના વૈભવોવડે પૂજેલા મહાતેજસ્વી ઋષ્યશૃંગમુનિ પોતાની 'શાન્તા' નામની સ્ત્રીની સાથે રોમપાદરાજાના નગરમાં રહેવા લાગ્યા."૩૩*

**एवं स न्यवसत्तत्र सर्वकामैः प्रपूजितः ॥**
**ऋष्यशृंगो महातेजाः शान्तया सह भार्यया ॥ ३३ ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં દશમો સર્ગ સંપૂર્ણ. ૧૦.

* શંકાઃ-પોતાના પુત્રના બ્રહ્મચર્યનો ભંગ થયા છતાં વિભાંડકને ક્રોધ કેમ ન થયો? સમાધાનઃ-વિભાંડકમુનિ, પોતે તત્ત્વજ્ઞ તથા ત્રિકાલજ્ઞાની હતા તેથી તેમણે 'પુત્રનું ભાવિ હતું તેમ થયું' એમ વિચારી ક્રોધ શાન્ત કર્યો.

# સર્ગ ૧૧ મો.

## ઋષ્યશૃંગનું અયોધ્યામાં આગમન.

**भूय एव हि राजेंद्र शृणु मे वचनं हितम् ॥**
**यथा स देववरः कथयामास बुद्धिमान् ॥ १ ॥**

સુમંત્ર કહે છેઃ-"હે દશરથરાય! વળી બુદ્ધિમાન સનત્કુમારે હિતકારક એવું બીજું પણ એક ભવિષ્ય વચન કહ્યું હતું, કે જે મારા સાંભળવામાં આવ્યું છે તે હું તમને કહું છું.૧ "ઇક્ષ્વાકુરાજાના વંશમાં સત્યપ્રતિજ્ઞાવાળા, ધાર્મિક અને લક્ષ્મીવાળા 'દશરથ' નામે રાજા થશે.૨ તેને અંગદેશના રાજા રોમપાદની સાથે મૈત્રી થશે; અને તે રોમપાદરાજાને 'શાન્તા' નામની મહાભાગ્યશાળી એક કન્યા થશે.* (તેનાં લગ્ન ઋષ્યશૃંગમુનિની સાથે થશે.)૩ પછી કોઇ એક સમયે મહાયશસ્વી દશરથરાજા અંગરાજાના પુત્ર રોમપાદરાજાની પાસે જશે,૪ અને કહેશે કે, "ધાર્મિક અંતઃકરણવાળા હે રાજન! હું સંતાનરહિત છું, તેથી કુળની અને ધર્મની વૃદ્ધિ થવા માટે યજ્ઞ કરવા ઇચ્છું છું; માટે જો તમે આજ્ઞા આપો તો તમારા જમાઇ ઋષ્યશૃંગમુનિ મારો ઇચ્છિત યજ્ઞ કરાવે."૫ એ પ્રમાણે દશરથ રાજાનાં વચન સાંભળીને અને "મારે મિત્રનું કાર્ય અવશ્ય કરી આપવું જોઇએ" એવો વિચાર કરીને રોમપાદરાજા શાન્તા અને તેણે પ્રસવેલા પુત્રસહિત ઋષ્યશૃંગમુનિને તેમની સાથે મોકલશે.૬ પછી સંતાપરહિત થયેલા દશરથરાજા તેમને સાથે લઇને પોતાની નગરીમાં આવશે અને આનંદયુક્ત થઇને તે મુનિદ્વારા પોતાનો ઇચ્છિત યજ્ઞ કરશે.૭ યશની ઇચ્છાવાળા અને ધર્મને જાણનારા દશરથરાજા યજ્ઞને માટે, યજ્ઞના ફળરૂપ સંતાનપ્રાપ્તિને માટે અને સ્વર્ગસુખને માટે તે ઋષ્યશૃંગમુનિનું યજ્ઞમાં વરણ કરશે, અને તે દ્વિજશ્રેષ્ઠ ઋષ્યશૃંગની

* કેટલાએક પુરાણોમાં એવી કથા છે કે 'શાન્તા' એ દશરથરાજાની કન્યા હતી, અને તેમના મિત્ર રોમપાદરાજાએ પોતે નિઃસંતાન હોવાથી તેને દત્તક લીધી હતી.

કૃપાથી દશરથરાજાના સર્વ મનોરથો પૂર્ણ થશે.૮-૯ યજ્ઞ કરવાથી દશરથરાજાને અત્યંત પરાક્રમવાળા, સર્વ લોકોમાં પ્રખ્યાત અને વંશની વૃદ્ધિ કરનારા ચાર પુત્રો થશે."૧૦

"પૂર્વે સત્યયુગમાં દેવોમાં શ્રેષ્ઠ એવા ભગવાન્ સનત્કુમારે ઉપર્યુક્ત ભાવી કથા કહેલી છે*૧૧ માટે હે પુરુષશાર્દૂલ! તમે પોતેજ સેના તથા વાહનોસહિત રોમપાદરાજાને ત્યાં જાઓ અને તે ઋષિકુમારને સત્કારપૂર્વક અહીં તેડી લાવો."૧૨ એ પ્રમાણે સુમંત્રનું વચન સાંભળીને દશરથરાજા આનંદ પામ્યા. તે પછી પોતાના ગુરુ વસિષ્ઠની પાસે જઇને તેમણે સુમંત્રે કહેલી કથા કહી સંભળાવી અને તેમની સંમતિ માગી‡ (ત્યારે વસિષ્ઠગુરુએ પણ તે કાર્ય માટે આજ્ઞા આપવાથી રાજા દશરથ સફળ મનોરથવાળા થયા.)૧૩ પછી અંતઃપુરની રાણીઓ તથા અમાત્યોસહિત દશરથરાજા જ્યાં તે મુનિશ્રેષ્ઠ ઋષ્યશૃંગ હતા ત્યાં જવાને નીકળ્યા. માર્ગમાં જતાં ધીમે ધીમે અનેક વનો તથા નદીઓને ઉલ્લંઘીને છેવટે જ્યાં ઋષ્યશૃંગ રહેતા હતા, તે અંગદેશમાં તેઓ જઇ પહોંચ્યા. પછી રોમપાદરાજા પોતાના દેશમાં દશરથરાજાને આવેલા જાણીને પોતે તેમનો મિત્ર હોવાથી આનંદિત ચિત્તવડે તેમની સામે ગયો અને તે સર્વનો યથાયોગ્ય સત્કાર કરીને, તેઓને પોતાને ત્યાં તેડી લાવ્યો. ત્યાં દશરથરાજાએ જાણે દેદીપ્યમાન અગ્નિજ હોયની? એવા દ્વિજશ્રેષ્ઠ ઋષ્યશૃંગને રોમપાદરાજાની પાસે બેઠેલા જોયા. તે સમયે રોમપાદરાજાએ પોતાનાં તથા દશરથરાજાનાં મિત્રતા અને સંબંધ ઋષ્યશૃંગમુનિને જણાવ્યાં, ત્યારે તેમણે પણ દશરથરાજાનો યોગ્ય સત્કાર કર્યો. એ પ્રમાણે સારી રીતે સત્કાર પામેલા નરશ્રેષ્ઠ દશરથરાજા રોમપાદરાજાને ત્યાં સાત-આઠ દિવસ રહ્યા. પછી દશરથરાજાએ રોમપાદરાજાને પોતાનો સઘળો વિચાર જણાવીને કહ્યું કેઃ-"હે રાજન્! મેં મોટા કાર્યનો આરંભ કરવા વિચાર કર્યો છે. હે મનુજાધિપ! તમારી પુત્રી શાન્તાને તથા તેના પતિ ઋષ્યશૃંગને મારે ત્યાં આવવાને તમે કહો કે જેથી તેઓ મારા નગરમાં આવે. મેં પારેલું યજ્ઞકાર્ય તમારા જમાઈથીજ થાય તેમ છે." દશરથરાજાનું વચન સાંભળીને, રોમપાદરાજાએ બુદ્ધિમાન ઋષ્યશૃંગને અયોધ્યા મોકલવાનું માન્ય કર્યું.૧૪-૨૦ પછી પોતાના જમાઈ ઋષ્યશૃંગને કહ્યું કેઃ-"હે બ્રહ્મન્! તમારા કુટુંબસહિત તમે આ દશરથરાજાની સાથે અયોધ્યા પધારો." રોમપાદરાજાનું એ વચન ઋષ્યશૃંગે પણ માન્ય કર્યું અને પછી તેઓ પોતાના

* "સત્યયુગમાં સનત્કુમારે કહેલી કથા સુમંત્ર જાણતો હતો, તેથી તે અનેક યુગ વીતી જતાં પણ જીવતોજ હતો" એમ કેટલાક માને છે. આ સંબંધમાં તિલકપંડિતની માન્યતા પણ તેવીજ જણાય છે. તે પોતાની 'રામાયણતિલક' નામની વ્યાખ્યામાં લખે છે કેઃ-"अनेकयुगवृद्धः सुमन्त्रः । સુમંત્ર અનેક યુગના આયુષ્યવાળો હોવાથી વૃદ્ધ હતો." પરન્તુ વિચાર કરતાં જણાય છે કે સુમંત્ર ઉપર્યુક્ત માન્યતા જેટલો વૃદ્ધ ન હતો; કારણ કે તેણે પોતેજ રામાયણના નવમા સર્ગમાં કહ્યું છે કેઃ-"पुराणे च मया श्रुतम् । હું તમને જે પ્રતિહાસ કહું છું તે મેં પુરાણોમાં સાંભળ્યો છે. એટલે કે ઋષિઓ પ્રાચીન કથા-વાર્તાઓ કહેતા હતા ત્યારે તેઓના મુખથી મેં સાંભળ્યો છે." વળી આ અગીઆરમા સર્ગના અગીઆરમા શ્લોકનું પણ એવુંજ તાત્પર્ય છે કેઃ-'પૂર્વે સત્યયુગમાં સનત્કુમારે આ વાત ઋષિઓને કહી હતી; અને તે પાછળથી સુમંત્રે સાંભળેલી; તેથી તેણે દશરથને કહી.' ભલા, વિચાર તો કરો! હાલમાં કોઈ માણસ વિક્રમરાજાએ કહેલી વાર્તા કહી બતાવે તો શું તેને વિક્રમરાજાના સમયથી આજ સુધી જીવતો રહેલો સમજવો? ના. પરંતુ પરંપરાસંબંધથી આપણે ઘણી ઘણી વાર્તાઓ જાણી શકીએ છીએ. તેમાં જે વૃદ્ધ હોય તે વિશેષે કરી જાણે છે. સુમંત્ર પણ દશરથરાજાને ત્યાં સર્વથી વૃદ્ધ હતો, માટેજ તે માનનીય પ્રધાનપદ ભોગવતો હતો.

‡ વસિષ્ઠગુરુની સંમતિ લીધા સિવાય જો યજ્ઞાર્થે ઋષ્યશૃંગને બોલાવવામાં આવે તો કદાચ વસિષ્ઠગુરુના મનમાં "હું પુરોહિત છું છતાં યજ્ઞાર્થે અન્ય ઋષિને (પુરોહિતતરીકે) કેમ લાવ્યા" એવો ક્રોધ ઉપજે, માટે તેની પણ સંમતિ લીધી. ટિ. ટી.

કુટુંબસહિત અયોધ્યા જવાને તૈયાર થયા. પ્રયાણ-સમયે દશરથ અને રોમપાદ એ બન્ને મિત્રોએ અત્યંત સ્નેહથી હાથેહાથ ઝાલીને પરસ્પર ગાઢ આલિંગન કર્યું અને આનંદ પામ્યા. એ રીતે પોતાના મિત્ર રોમપાદરાજાની પાસેથી વિદાય લઇને દશરથરાજાએ ઋષ્યશૃંગ, શાન્તા તેનો પુત્ર તથા સેનાસહિત અયોધ્યા તરફ પ્રયાણ કર્યું.[૨૧-૨૩] પછી દશરથરાજાએ પોતાના નગરના લોકોને હર્ષના સમાચાર (વધામણી) કહેવાને માટે શીઘ્ર ચાલનારા દૂતોને અયોધ્યા પ્રત્યે (પ્રથમથી) વિદાય કર્યા; અને કહાવ્યું કે, "સઘળી અયોધ્યાનગરીને શુભ ચિહ્નોવડે સત્વર સુશોભિત કરો, રાજમાર્ગોને સારી રીતે વાળીને તેપર સુગંધી જળના છંટકાવ કરી ધૂપવડે સુવાસિત કરો અને ધ્વજ-પતાકાઓવડે શણગારો." એ પ્રમાણે દૂતોના મુખથી પોતાના રાજાને આવેલા જાણીને તથા તેમની આજ્ઞા સાંભળીને હર્ષયુક્ત થયેલા નગરના લોકોએ તેજ પ્રમાણે અયોધ્યાને સુશોભિત કરી; તેટલામાં દશરથરાજા આવી પહોંચ્યા અને શંખ તથા દુંદુભિ વગેરેના માંગલિક નાદોસહિત તેમણે ઋષ્યશૃંગમુનિને આગળ કરી સુશોભિત અયોધ્યા-નગરમાં પ્રવેશ કર્યો. જેમ પૂર્વે હજાર નેત્ર-વાળા ઇંદ્રે વામનજીને સ્વર્ગમાં પ્રવેશ કરાવ્યો હતો તે જોઇને સ્વર્ગવાસી દેવોને આનંદ થયો હતો, તેમ ઇંદ્રસરખા પરાક્રમવાળા દશરથ-રાજાએ ઋષ્યશૃંગમુનિને સત્કારપૂર્વક અયો-ધ્યામાં પ્રવેશ કરાવ્યો તે જોઈને નગરવાસી જનો અત્યંત આનંદ પામ્યાં.[૨૪-૨૮] પછી દશરથરાજાએ ઋષ્યશૃંગમુનિને પોતાના અંતઃ-પુરમાં લઈ જઈને તેમનું યથાવિધિ પૂજન કર્યું તથા તેમને પોતાના નગરમાં તેડી લાવ-વાથી તે પોતાને કૃતાર્થ માનવા લાગ્યા.[૨૯] વળી અંતઃપુરની સર્વ સ્ત્રીઓ પણ વિશાળ નેત્રવાળી શાન્તાને પતિસહિત આવેલી જો-ઇને* પ્રીતિને લીધે અત્યંત આનંદ પામી.[૩૦] એ પ્રમાણે રાજા તથા અંતઃપુરની સર્વ સ્ત્રીઓથી અત્યંત સત્કાર પામતી તે શાંતા પોતાના પતિ તથા પુત્રની સાથે ત્યાં કેટલોક સમય સુખથી રહી.[૩૧]

**पूज्यमाना तु ताभिः सा राज्ञा चैव विशेषतः ॥**
**उवास तत्र सुखिता कंचित्कालं सहद्विजा ॥ ३१ ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં અગીઆરમો સર્ગ સંપૂર્ણ. ૧૧.

## सर्ग १२ मो.

### અશ્વમેધયજ્ઞની તૈયારીઓ.

**ततः काले बहुतिथे कस्मिंश्चित्सुमनोहरे ॥**
**वसन्ते समनुप्राप्ते राज्ञो यष्टुं मनोऽभवत् ॥ १ ॥**

ઋષ્યશૃંગમુનિને અયોધ્યામાં તેડી લાવ્યા પછી કેટલોક સમય વીતી ગયો, અને શ્રેષ્ઠ, દોષવિનાનો તથા રમણીય એવો વસંતઋતુ પ્રવૃત્ત થયો ત્યારે દશરથરાજાને યજ્ઞ કરવાનો વિચાર થયો.[1] દેવસમાન તેજસ્વી ઋષ્યશૃંગ-મુનિને પોતાના મસ્તકવડે પ્રણામ કરીને, દશ-રથરાજાએ વંશની વૃદ્ધિ થવા માટે અને યજ્ઞ કરાવવા માટે તેમનું વરણ કર્યું.[૨] ત્યારે ઋષ્ય-શૃંગમુનિએ તે વરણ અંગીકાર કરીને પૃથ્વીપતિ દશરથને કહ્યું કેઃ—"હે રાજન્! સરયૂનદીના ઉત્તર કિનારે યજ્ઞમંડપ રચાવો, સર્વ પ્રકારની યજ્ઞ સામગ્રી તૈયાર કરાવો અને પૃથ્વીમાં ફરવા માટે યજ્ઞના અશ્વને છૂટો મૂકો." એ પ્રમાણે ઋષ્યશૃંગનું વચન સાંભળીને દશરથરાજાએ પૂર્વે બોલા-વેલા વસિષ્ઠાદિ વેદવેત્તા બ્રાહ્મણોને પુનઃ તેડી લાવવા માટે સુમંત્રને આજ્ઞા કરતાં કહ્યું કેઃ—"હે સુમંત્ર! તું સત્વર જા અને પુરો-હિત વસિષ્ઠ, સુયજ્ઞ, જાબાલિ, વામદેવ, કાશ્યપ તથા બીજા પણ ઉત્તમ બ્રહ્મવાદી ઋત્વિજોને બોલાવી લાવ." એ પ્રમાણે રાજાની આજ્ઞા થવાથી ઉતાવળી ગતિવાળો સુમંત્ર તે ઋષિ-ઓની પાસે ગયો;[૩-૬] અને વેદોમાં પારંગત એવા સર્વ ઋત્વિજોને બોલાવી લાવ્યો. પછી દશરથરાજાએ પોતાને ત્યાં પધારેલા તે સર્વ

* અત્ર "પતિસહિત આવેલી" એમ કહેવાથી પ્રથમ કન્યાદશામાં પણ તેનું કદાચિત્ અયોધ્યામાં આગમન થયું હોય એમ જણાય છે. ગો. ટી.

બ્રાહ્મણોની યથાયોગ્ય પૂજા કરીને ધર્મ તથા અર્થયુક્ત મધુર વાણીથી કહ્યું કે, "હે ઋષિઓ! પૂર્વે આપને જણાવ્યું છે તેમ અપુત્રતાનું દુઃખ નહિ સહન થવાથી રાજ્યાદિ વૈભવ મને સુખરૂપ જણાતો નથી,[૭,૮] તેથી મારી પુત્રેચ્છાને પૂર્ણ કરવા માટે મેં અશ્વમેધયજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો છે, જે આપ સર્વ જાણો છોજ. હવે હું આ ઋષ્યશૃંગમુનિદ્વારા અશ્વમેધયજ્ઞના અનુષ્ઠાનનો આરંભ કરૂં છું, કે જે મુનિની કૃપાથી મારી ઇચ્છિત કામનાઓ સફળ થશે." રાજાનું વચન સાંભળીને, વસિષ્ઠ તથા ઋષ્યશૃંગાદિ સર્વ બ્રાહ્મણોએ દશરથરાજાને ધન્યવાદ આપતાં કહ્યું કે:—"હે રાજન્! તમોને અમાપ પરાક્રમવાળા ચાર પુત્રો અવશ્ય પ્રાપ્ત થશે; કારણ કે પુત્રને માટે તમારી આ પ્રમાણે ધાર્મિક બુદ્ધિ થયેલી છે. હે નૃપ! હવે વિલંબ નહિ કરતાં યજ્ઞસામગ્રી તૈયાર કરાવો, અશ્વને છૂટો મૂકી દો અને સરયૂનદીના ઉત્તર કિનારા પર યજ્ઞમંડપ રચાવો."[૯-૧૩] બ્રાહ્મણોનું વચન સાંભળીને પ્રસન્ન થયેલા દશરથરાજાએ હર્ષવડે કોમળ વાણીથી પોતાના અમાત્યોને કહ્યું કે:— "તમને પૂર્વે સૂચવ્યું છે તે પ્રમાણે, હવે સત્વર યજ્ઞસામગ્રી તૈયાર કરાવો, ચારસેં ક્ષત્રિય સૈનિકો અને મુખ્ય ઋત્વિજસહિત અશ્વને છૂટો મૂકો, સરયૂનદીના ઉત્તર તીરપર યજ્ઞમંડપ રચાવો અને વિધિ તથા પ્રયોગને અનુસરી શાન્તિઓ પ્રવર્તાવો.[૧૪-૧૬] વળી વિદ્વાન્ બ્રહ્મરાક્ષસો યજ્ઞચ્છિદ્ર શોધીને વિઘ્ન કરે છે; માટે આવો મોટો યજ્ઞ કાંઇ પણ ખામી વિના સમર્થ રાજાથી પણ થઇ શકતો નથી; અને એવી વિધિની ખામી આવવાથી યજમાનનો નાશ થાય છે,[૧૭,૧૮] માટે તમને કહેવાનું માત્ર એટલુંજ છે કે, તમે સર્વ કાર્ય કરવામાં સમર્થ છો તેથી જેમ મારો આ યજ્ઞ નિર્વિઘ્ને પાર પડે તેમ કરવાને પ્રયત્નશીલ થાઓ"[૧૯] એવાં રાજાનાં વચનોને અંગીકાર કરી, તેઓ તેમની આજ્ઞા પ્રમાણે સર્વ સામગ્રી સંપાદન કરવા લાગ્યા.[૨૦] પછી વસિષ્ઠાદિ સર્વ બ્રાહ્મણો ધર્મને જાણનારા અને રાજાઓમાં શ્રેષ્ઠ એવા દશરથની કેટલીક પ્રશંસા કરીને અને તેમની પાસેથી વિદાય લઇને પુનઃ સ્વસ્થાને ગયા.[૨૧] તે સર્વના ગયા પછી બુદ્ધિશાળી દશરથરાજાએ પોતાના અમાત્યોને પણ જવાની આજ્ઞા આપી અને પોતે અંતઃપુરમાં પ્રવેશ કર્યો.[૨૨]

गतेषु तेषु विप्रेषु मंत्रिणस्ता-राधिपः ॥
विसर्जयित्वा स्वं वेश्म प्रविवेश महामतिः ॥२२॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં બારમો સર્ગ સંપૂર્ણ. ૧૨

## સર્ગ ૧૩ મો.

### રાજાઓને આમંત્રણ અને યજ્ઞદીક્ષા.

पुनः प्राप्ते वसन्ते तु पूर्णः संवत्सरोऽभवत्॥
प्रसवार्थं ततो यष्टुं हयमेधेन वीर्यवान् ॥ १ ॥

યજ્ઞના કામકાજનો આરંભ કર્યાને તથા અશ્વને છૂટો મૂક્યાને એક વર્ષ વીતી ગયું. પુનઃ વસન્તઋતુ પ્રાપ્ત થયો, એટલે આનંદયુક્ત થયેલા પરાક્રમી દશરથરાજા સંતાનપ્રાપ્તિ માટે અશ્વમેધયજ્ઞ કરવાની ઇચ્છાથી પોતાના કુલગુરૂ વસિષ્ઠમુનિની પાસે ગયા.[૧] ત્યાં જઇ તેમને તથા ગુરૂપત્ની અરૂંધતીને પ્રણામ કરીને અને વિધિપૂર્વક પૂજન કરીને, દશરથરાજા વિનયયુક્ત વચન બોલ્યા કે:—"હે બ્રહ્મન્! હે મુનિશ્રેષ્ઠ! હવે યજ્ઞની સઘળી સામગ્રી તૈયાર થઈ ચૂકી છે, અને છૂટો કરેલો અશ્વપણ પૃથ્વીમાં સર્વત્ર ફરીને પાછો આવવાની તૈયારીમાં છે; માટે બ્રહ્મરાક્ષસ વગેરે યજ્ઞમાં વિઘ્ન ન કરી શકે તેમ આપ મારો યજ્ઞ શાસ્ત્રોક્ત વિધિપૂર્વક કરાવો.[૨,૩] હે મહારાજ! આપ મારાપર અત્યંત સ્નેહયુક્ત છો, મારૂં પ્રિય કરનારા છો અને પરમ માનનીય ગુરૂ છો. આ આવી પડેલો યજ્ઞના કામકાજનો સઘળો ભાર આપનેજ ઉપાડવાનો છે; અર્થાત્ આ યજ્ઞસંબંધી સઘળું કાર્ય આપશ્રીજ પાર પડવાનું છે."[૪] દશરથરાજાના એ વાક્યને વસિષ્ઠમુનિએ "હે રાજન્! તમોએ જે કાંઇ કહ્યું

તે સર્વ હું કરીશ" એમ કહી માન્ય કર્યું.[૫] પછી યજ્ઞકર્મમાં કુશળ, વૃદ્ધ, પરમધાર્મિક અને યજ્ઞસંબંધી શિલ્પકર્મમાં પ્રવીણ એવા બ્રાહ્મણોને, યજ્ઞની સમાપ્તિ થતાં સુધી કામકાજ કરનારા સેવકોને, ચીતારાઓને, સુતારોને, વાવ-કૂવા વગેરેનું ખોદકામ કરનારાઓને, જ્યોતિષીઓને, ચર્મકારોને, સૂત્રધારોને, નૃત્ય કરનારાઓને તથા બહુશ્રુત અને શાસ્ત્રોને જાણનારા એવા પવિત્ર પુરુષોને આમંત્રણ કરી ત્યાં તેડાવ્યા અને તેમાં પ્રથમ બ્રાહ્મણોને વસિષ્ઠમુનિએ કહ્યું કેઃ-"હે દ્વિજો! તમે સર્વ મળીને, આ દશરથરાજાના યજ્ઞકર્મને સારી રીતે પરિપૂર્ણ કરો." પછી શિલ્પિ વગેરેને કહ્યું કેઃ- "આપણા રાજાએ આ ઉત્તમ અશ્વમેધયજ્ઞ આદર્યો છે તેમાં તમો સર્વેએ, સાવધાનપણાથી રાજાની આજ્ઞા પ્રમાણે કાર્ય કરવું.[૬-૮] પ્રથમ તમારે કરવાનું એ છે કે સેવકોદ્વારા હજારો ઇંટો મંગાવો અને યજ્ઞમહોત્સવમાં આવનારા રાજાઓને રહેવા લાયક ગૃહો (ઘરો) તૈયાર કરો, તથા તેમાં અન્નપાનાદિક ઉપયોગી પદાર્થો ભરાવી રાખો.[૯] વળી યજ્ઞમાં આવનારા બ્રાહ્મણોને રહેવા માટે પણ તેઓને યોગ્ય, વાયુ, વર્ષાદ અને શીતથી અડચણ ન થાય એવાં તથા ઉત્તમ અન્નપાનાદિયુક્ત સેંકડો ગૃહો બાંધો;[૧૦] તેમજ દૂર દેશથી આવનારા માંડલિક રાજાઓને માટે અને નગરવાસી જનોને માટે પણ વિસ્તારવાળાં જુદાં જુદાં ગૃહો તૈયાર કરો.[૧૧] વળી ઘોડા, હાથી વગેરે બાંધવાની જગાઓ નિયત કરો, તથા આવનારા સર્વને માટે શયન કરવાનાં ગૃહો તૈયાર કરો. પરદેશથી આવેલા યોદ્ધાઓને રહેવા માટે મોટાં મકાનો રચો અને તેમાં પણ સર્વ પ્રકારના ઇચ્છિત પદાર્થો ભરી દો. વળી બીજું પણ યાદ રાખવાનું છે કે કોઈ ક્ષુદ્ર મનુષ્ય હોય તેને પણ સુખ થાય તેવાં નિવાસસ્થાનો તમારે બનાવવાં.[૧૨,૧૩] (હવે રસોઈઆઓને કહે છે.) યજ્ઞમાં આવેલા સર્વ કોઈ મનુષ્યને સત્કારપૂર્વક અન્નાદિ પદાર્થો આપવા, તેમાં કદાપિ પ્રમાદ કરવો નહિ. જેમ કરવાથી બ્રાહ્મણાદિ ચારે વર્ણ પ્રસન્ન થાય તેમ કરવું.[૧૪] કામ અથવા ક્રોધને વશ થઇને, કદાપિ કોઇનું અપમાન કરવું નહિ. વળી યજ્ઞમાં જેઓ ઉત્સાહભેર કામ કરતા હોય તથા ચિત્ર વગેરે કરનારા શિલ્પિઓ હોય તેઓનો તો વિશેષે કરી યથાયોગ્ય સત્કાર કરવો; કારણ કે ભોજન અને ધનવડે જેઓનો સારી રીતે સત્કાર થાય છે તેઓના કામમાં કાંઈ પણ ખામી આવતી નથી, અને સર્વ કાર્ય રૂડું થાય છે. માટે તમે પણ મેં કહ્યું તે પ્રમાણે સર્વ કાર્ય પ્રીતિયુક્ત થઇને કરો."[૧૫-૧૭] એ પ્રમાણે વસિષ્ઠમુનિનાં વચન સાંભળીને, તેઓ સર્વેએ કહ્યું કેઃ-"હે મુનિશ્રેષ્ઠ! આપને જેમ ઇષ્ટ છે તેમ સઘળું તૈયાર કરવામાં આવ્યું છે; તેમાં કાંઇ પણ કસર રાખી નથી,[૧૮] અને વળી હવે આપે જેમ કહ્યું તેમ કરવામાં કોઈ પણ પ્રકારે ખામી રાખીશું નહિ."

એ રીતે સર્વને પૃથક્ પૃથક્ કાર્યોમાં યોજ્યા પછી વસિષ્ઠગુરૂએ સુમંત્રને બોલાવી કહ્યું કેઃ-"હે મંત્રિન્! સઘળી પૃથ્વીમાં જે જે ધાર્મિક રાજાઓ છે, તે સર્વને નિમંત્રણ કર; અને બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો તથા બીજા પણ વર્ણસંકર જાતિના હજારો મનુષ્યોને સત્કારપૂર્વક નિમંત્રણ કરી તેડાવ. વળી (વેદ તથા શાસ્ત્રમાં કુશળ,) સત્યવાદી શૂરવીર અને મહાભાગ્યવાન્ એવા મિથિલાપતિ જનકરાજાને તો તું જાતેજ જઇને સત્કારપૂર્વક તેડી લાવ; કારણ કે ભવિષ્યમાં તે જનકરાજા દશરથરાજાના સંબંધી થવાના છે, એવું યોગબળવડે જાણીને હું પહેલ વહેલી આ ભલામણ કરૂં છું.[૧૯-૨૨] વળી મધુર ભાષણ કરનારા દેવસમાન સ્વરૂપવાળા, ઉત્તમ આચરણવાળા અને દશરથરાજાના અત્યંત સ્નેહી કાશિરાજને પણ તું જાતેજ તેડી લાવ.[૨૩] તેવીજ રીતે પરમધાર્મિક અને વૃદ્ધ એવા કેકયરાજા કે જે આપણા દશરથરાજાના સસરા થાય છે તેમને પણ તેમના પુત્ર-પરિ-

વારસહિત તેડી લાવ.[૨૪] વળી મોટા ધનુષ્ય-વાળા અંગદેશના રાજા રોમપાદ કે જે આપણા દશરથરાજાના પરમમિત્ર છે, તેમને પણ પુત્રાદિ સહવર્તમાન અહીં તેડી લાવ.[૨૫] તેજ પ્રમાણે કોસલદેશના રાજા ભાનુમાનને તથા સર્વશાસ્ત્રોને જાણનારા, પરમ ઉદાર વૃત્તિવાળા અને પુરૂષોમાં શ્રેષ્ઠ મગધદેશના રાજા પ્રાપ્તિજ્ઞને સત્કારપૂર્વક બોલાવી લાવ. વળી પૂર્વદિશામાં આવેલા દેશોના, સિંધુ,* સૌવીર‡ અને સૌરાષ્ટ્ર× દેશના તથા દક્ષિણદિશામાં આવેલા દેશોના રાજાઓને અને બીજા પણ પૃથ્વીપરના રાજાઓ કે જેઓ દશરથરાજાના સ્નેહી હોય, તે સર્વેને તેમના કુટુંબ તથા સેવકોસહિત (કુંકુમપત્રિકાઓ લખીને દૂતોદ્વારા) અત્ર તેડાવ. આ સર્વેને નિમંત્રણ કરવાનું કાર્ય દશરથરાજાની આજ્ઞા લઈને કરવું."[૨૬-૨૯] એ પ્રમાણે વસિષ્ઠમુનિનાં વચન સાંભળીને સુમંત્રે ઉક્ત રાજાઓને બોલાવી લાવવા માટે ચતુર દૂતોને સત્વર વિદાય કર્યા.[૩૦] પછી ધર્માત્મા તથા મહામતિ સુમંત્રે પોતે પણ વસિષ્ઠમુનિની આજ્ઞા પ્રમાણે તે તે રાજાઓને તેડી લાવવા માટે સત્વર પ્રયાણ કર્યું.[૩૧]

આ તરફ વસિષ્ઠમુનિએ જે જે સેવકોને જે જે યજ્ઞસાહિત્યો તૈયાર કરવાને આજ્ઞા આપી હતી; તે સર્વએ તે સઘળું તૈયાર કરીને તેમને નિવેદન કર્યું.[૩૨] તેથી પ્રસન્ન થયેલા મુનિશ્રેષ્ઠ વસિષ્ઠે તેઓને ધન્યવાદ આપીને પુનઃ કહ્યું કેઃ—"હે વિવેકી જનો! આ બાબત મારે પુનઃ પણ કહેવો પડે છે કે યજ્ઞમાં આવેલા કોઈ પણ મનુષ્યને કંઇ પણ પદાર્થ તમારે અનાદરથી અથવા અશ્રદ્ધાથી આપવો નહિ; કારણ કે એવી રીતે કરવામાં આવેલો સત્કાર શુભ ફલ નહિ આપતાં ઉલટું આપનાર પુરૂષને અધોગતિએ પહોંચાડે છે, માટે સમાનતા અને પ્રેમપૂર્વક સર્વની સેવા બજાવજો."

એ પ્રમાણે યજ્ઞનાં સાહિત્યો તૈયાર થતાં કેટલાક દિવસો વ્યતીત થયા પછી નિમંત્રણ કરેલા રાજાઓ દશરથરાજાને અર્પણ કરવા માટે અનેક પ્રકારનાં રત્નોની ભેટો લઈને આવવા લાગ્યા. તે સર્વનો યથાયોગ્ય સત્કાર કરીને વસિષ્ઠમુનિએ દશરથરાજાને કહ્યું કેઃ—"હે નરશ્રેષ્ઠ! તમારી આજ્ઞા પ્રમાણે નિમંત્રેલા સર્વ રાજાઓ આવી ચૂક્યા છે અને હે રાજાઓમાં શ્રેષ્ઠ! મેં તે સર્વનો યથાયોગ્ય સત્કાર પણ કર્યો છે.[૩૩-૩૬] વળી શાંતચિત્તવાળા સેવકોએ યજ્ઞોપયોગી સર્વ સાહિત્યો તૈયાર કરી દીધાં છે; માટે હવે સમીપમાં આવેલા યજ્ઞમંડપમાં તમે યજન કરવા માટે પધારો. તે મંડપ સર્વ ઉપસ્કરણયુક્ત છે અને કારીગરોએ જાણે મનવડેજ બનાવ્યો હોયની! એવો જણાય છે તેને આપ જોવાને યોગ્ય છો."[૩૭,૩૮] એ પ્રમાણે વસિષ્ઠગુરૂ તથા ઋષ્યશૃંગમુનિની આજ્ઞા થવાથી પૃથ્વીપતિ દશરથરાજાએ જ્યોતિઃશાસ્ત્રોક્ત શુભ નક્ષત્રવાળા દિવસે યજ્ઞ કરવા માટે યજ્ઞમંડપ પ્રત્યે પ્રયાણ કર્યું.[૩૯] યજ્ઞમંડપમાં પહોંચ્યા પછી ઋષ્યશૃંગમુનિને અગ્રણી કરી, વસિષ્ઠાદિ સર્વ બ્રાહ્મણોએ શાસ્ત્રવિધિ પ્રમાણે યજ્ઞકર્મનો આરંભ કર્યો અને પોતાની રાણીઓસહિત દશરથરાજાએ યજ્ઞદીક્ષા ગ્રહણ કરી.[૪૦,૪૧]

**યજ્ઞવાટં ગતાઃ સર્વે યથાશાસ્ત્રં યથાવિધિ ॥**
**શ્રીમાંશ્ચ સહ પત્નીભી રાજા દીક્ષામુપાવિશત્ ॥?॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં તેરમો સર્ગ સંપૂર્ણ. ૧૩

## સર્ગ ૧૪ મો.

### અશ્વમેધયજ્ઞનું વર્ણન.

**અથ સંવત્સરે પૂર્ણે તસ્મિન્પ્રાપ્તે તુરઙ્ગમે ॥**
**સરય્વાશ્ચોત્તરે તીરે રાજ્ઞો યજ્ઞોઽભ્યવર્તત ॥ ૧ ॥**

પૃથ્વીમાં ભ્રમણ કરી દિગ્વિજય કરવા માટે અશ્વને છૂટો મૂક્યાને એક વર્ષ પૂર્ણ થઈ ચૂક્યું; અને તે પાછો આવી ગયો, એટલે સરયૂનદીના ઉત્તર કિનારાપર દશરથરાજાના અશ્વમેધયજ્ઞનો આરંભ થયો.[૧] મહાત્મા દશ-

* સિંધુનદી પાસેના દેશો. ‡ કચ્છ. × કાઠીઆવાડ.

દશરથરાજાના આ મહાયજ્ઞમાં સર્વ દ્વિજશ્રેષ્ઠો ઋષ્યશૃંગમુનિને અગ્રણી કરીને કર્મ કરવા લાગ્યા.[૨] વેદના પારને પામેલા એવા યજ્ઞ કરાવનારા યાજકો કલ્પ, સૂત્ર અને પૂર્વમીમાંસામાં બતાવેલા ક્રમનો ત્યાગ નહિ કરતાં તથા શાસ્ત્રોક્ત ક્રિયાના કાળનું કિંચિત્ પણ વિસ્મરણ નહિ કરતાં કર્મ કરવા લાગ્યા.[૩] તે બ્રાહ્મણોએ પ્રથમ શાસ્ત્રવિધિ પ્રમાણે 'પ્રવર્ગ્ય' નામનું કર્મ કરીને પછી 'ઉપસદ' નામની ઇષ્ટિ કરી. વળી તેઓ શાસ્ત્રમાં કહેવા કરતાં પણ જેમ અધિક થાય તેમ સર્વ કર્મ વિધિપૂર્વક કરવા લાગ્યા.[૪] તે સમયે સર્વ બ્રાહ્મણો આનંદયુક્ત થઇને કર્મોના આરંભમાં તે તે કર્મના અંગભૂત દેવોનું યથાવિધિ પૂજન કરવા લાગ્યા; અને પછી 'પ્રાતઃસવન' વગેરે બીજાં સર્વ કર્મો અનુક્રમે ચલાવ્યાં.[૫] તેઓએ ઇંદ્રદેવતાનો હવિર્ભાગ (બલિદાન) આપ્યો; અને ચાર દિશામાં રહેલા ચાર ઋત્વિજોએ પાષાણયંત્રવડે સોમવલ્લીનો રસ કાઢ્યો. તે પછી ક્રમ પ્રમાણે 'માધ્યંદિનસવન' કર્મ ચાલ્યું.[૬] એજ પ્રમાણે મહાત્મા દશરથરાજાના યજ્ઞમાં 'તૃતીયસવન' નામનું કર્મ પણ તે શ્રેષ્ઠ બ્રાહ્મણોએ શાસ્ત્રોક્ત વિધિઅનુસાર કર્યું.[૭] પછી તે યજ્ઞમાં ઋષ્યશૃંગાદિ ઋષિઓ શુદ્ધ વર્ણોચ્ચારણપૂર્વક વેદમંત્રો ભણીને ઇંદ્રાદિ દેવોનું આવાહન કરવા લાગ્યા.[૮] હોતાઓ* મધુર સ્વરયુક્ત અને મનોહર એવા આવાહન કરવાના સામવેદના મંત્રોવડે દેવોનું આવાહન કરીને તેમને યથાયોગ્ય હવિર્ભાગ આપવા લાગ્યા.[૯] દશરથરાજાના તે અશ્વમેધયજ્ઞમાં અન્યથા (શાસ્ત્રવિરુદ્ધ) હોમ થતો નહતો અથવા તો કોઈ પણ કર્મનો લોપ થતો નહતો; કારણ કે સઘળું કર્મ વેદમંત્રોમાં કહ્યા પ્રમાણેજ થતું હતું અને યજ્ઞકર્મમાં વરેલા કુશળ બ્રાહ્મણો પણ સર્વ કર્મ વિઘ્નરહિત કરતા હતા.[૧૦] વળી તે યજ્ઞ પ્રસંગના દિવસોમાં કર્મ કરાવનારા સર્વ બ્રાહ્મણોમાં કોઈ પણ બ્રાહ્મણ પોતે સ્વીકારેલ કર્મ કરવામાં અશક્ત જણાતો નહતો, તેમજ ક્ષુધા-તૃષાવડે પીડિત, અવિદ્વાન્ કે સો સેવકવિનાનો પણ નહતો.[૧૧]*

(હવે તે યજ્ઞમાં થતા અન્નદાનનું વર્ણન કરે છે.) તે મહાયજ્ઞમાં બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો, તાપસો (બ્રહ્મચારીઓ અને વાનપ્રસ્થો) તથા શ્રમણો-સંન્યાસીઓ÷ નિત્ય ભોજન કરતા હતા.[૧૨] વળી વૃદ્ધો, રોગી મનુષ્યો, સ્ત્રીઓ, બાળકો તથા કન્યાઓ વગેરે સર્વજનો નિરંતર ભોજન કર્યા કરતાં હતાં; તથાપિ ભોજન પદાર્થો અત્યંત સ્વાદિષ્ટ હોવાથી તેઓને તૃપ્તિ થતી ન હતી.[૧૩] વળી "યજ્ઞમાં આવનારાઓને વિવિધ પ્રકારનાં વસ્ત્ર તથા અન્ન આપો, આપો." એ પ્રમાણે દાનાધ્યક્ષોથી પ્રેરાયેલા રાજસેવકો તે પ્રમાણે અન્નવસ્ત્ર આપ્યે જતા હતા.[૧૪] દશરથરાજાના તે યજ્ઞમાં દરરોજ પાકશાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે રાંધીને તૈયાર કરેલાં અન્નના મોટા ઢગલાઓ પર્વતસમાન દેખાતા હતા.[૧૫] મહાત્મા દશરથરાજાના તે યજ્ઞમાં અનેક દેશોથી આવેલાં સ્ત્રીપુરુષો અન્નપાનાદિવડે અત્યંત તૃપ્ત થયાં હતાં.[૧૬] ભોજનસમયે પંક્તિમાં બેઠેલા બ્રાહ્મણો સ્વાદિષ્ટ અન્ન જમીને પ્રશંસા કરતા હતા. તે સમયે "હે રાજન્! અમે ઉત્તમ અન્નનું ભોજન કરીને તૃપ્ત થયા

---

* યજ્ઞમાં મંત્રો ભણીને આહુતિ આપનારા બ્રાહ્મણો.

* અનેક કાર્યો કરવાથી બ્રાહ્મણને દુઃખ અથવા સમયની હાનિ ન થાય, માટે તેઓ પૈકી દરેકને સો સો સેવકો સોંપવામાં આવ્યા હતા.

÷ અહીં તિલક પંડિત 'તાપસ' શબ્દનો અર્થ "શૈવાદિમાર્ગાશ્રિતાઃ શૂદ્રાઃ । શૈવ વગેરે મતના પંથવાળા શૂદ્રો" અને 'શ્રમણ' શબ્દનો અર્થ "બૌદ્ધસંન્યાસિનઃ । બૌદ્ધમતના સંન્યાસીઓ." એવો કરે છે, તે વિચારણીય છે; કારણ કે ઐતિહાસિકદૃષ્ટિએ જોતાં દશરથરાજાના સમયે શૈવ વગેરે મતનું અથવા બૌદ્ધમતનું અસ્તિત્વ હોવું સંભવતું નથી. તો પણ એટલું તો સ્વીકારવું પડશે કે જેવાં બૌદ્ધાદિ મતો હાલમાં છે તેવાં નહિ; પરન્તુ તે સિદ્ધાન્તને મળતા કેટલાક વિચારો તે સમયે કેટલાક માણસોમાં વિદ્યમાન હશે; કારણ કે આગળ અયોધ્યાકાંડમાં 'જાબાલિ' નામનો મુનિ રામચંદ્રને વનવાસથી પાછા વાળવા માટે તેવા કેટલાક નાસ્તિક વિચારો પ્રકટ કરે છે."

ક્ષીએ, તમારૂં કલ્યાણ થાઓ." એ પ્રકારનાં તેઓનાં વચનો સાંભળીને, દશરથરાજા આનંદ પામતા હતા.[૧૭] ઉત્તમ અલંકારોને ધારણ કરનાર પુરૂષો, બ્રાહ્મણોની પંક્તિમાં અન્ન પીરસતા હતા અને બીજા કેટલાક પુરૂષો કે જેઓ સુંદર મણિજડિત કુંડલોથી શોભી રહ્યા હતા તેઓ પાકશાળામાંથી પીરસવાના પદાર્થો લાવી આપીને પીરસનારાઓને સહાય કરતા હતા.[૧૮]

તે યજ્ઞમાં એક સવનકર્મ સંપૂર્ણ થઇ રહ્યા પછી બીજા સવનકર્મનો આરંભ થતાં સુધીમાં જે કાંઇ વિશ્રાન્તિનો સમય મળતો હતો, તે સમયમાં ધૈર્યવાન અને વાણી બોલવામાં કુશળ એવા બ્રાહ્મણો પરસ્પર જીત મેળવવાની ઇચ્છાથી ભિન્ન ભિન્ન શાસ્ત્રોએ પ્રતિપાદન કરેલા હેતુવાદોને કહેતા હતા, અર્થાત્ અનેક શાસ્ત્રોમાં વર્ણવેલ સિદ્ધાંતોસંબંધે શાસ્ત્રાર્થ કરતા હતા;[૧૯] અને પુનઃ કર્મનો આરંભ થતાં જ્યારે વૃદ્ધ બ્રાહ્મણો 'પ્રૈષ' 'સૃષ્ટિ'* ઇત્યાદિ શબ્દોવડે પ્રેરણા કરતા ત્યારે યજ્ઞકર્મમાં કુશળ એવા તે બ્રાહ્મણો, તુરતજ શાસ્ત્રવિધિ પ્રમાણે સર્વ પ્રકારનાં કર્મ કરવામાં પ્રવૃત્ત થતા હતા. આ પ્રમાણે દરરોજ ક્રિયા ચાલતી હતી.[૨૦] તે યજ્ઞમાં થતાં દરેક કર્મોના વિધિની તપાસ રાખનારા સદસ્ય બ્રાહ્મણો એવા તો હતા કે તેઓમાં વેદનાં છએ અંગોને નહિ જાણનારો, વ્રતરહિત, જેણે ઘણાં શાસ્ત્રો ન સાંભળ્યાં હોય તેવો, અને શાસ્ત્રાર્થ ચાલતાં વાદ કરવામાં કુશળ ન હોય તેવો કોઇ પણ બ્રાહ્મણ ન હતો.[૨૧]

પછી જ્યારે યજ્ઞયૂપ રોપવાનો સમય થયો ત્યારે છ બીલીના, છ ખેરના, છ ખાખરાના, એક બહેડાનો અને બે દેવદારૂના, એ પ્રમાણે એકવીશ યૂપો રોપવામાં આવ્યા.§ તે એક એક યૂપની વચ્ચે એક એક વામ જેટલું અંતર રાખવામાં આવ્યું હતું.[૨૨,૨૩] યજ્ઞકર્મમાં કુશળ અને શિલ્પશાસ્ત્રને જાણનારા કારીગરોએ તે સર્વ યૂપો તૈયાર કર્યા હતા, અને યજ્ઞની શોભામાં વધારો કરવા માટે તે પ્રત્યેક યૂપને સુવર્ણનાં પતરાંવડે મઢી લેવામાં આવ્યો હતો.[૨૪] તે દરેક યૂપ (૫૦૪) પાંચસો ને ચાર આંગળ ઉંચો હતો. વળી તે એકવીશ યૂપોને એકવીશ વસ્ત્રોવડે સુશોભિત બનાવ્યા હતા.[૨૫] શિલ્પશાસ્ત્રને જાણનારા પુરૂષોએ તે યૂપોને સારી રીતે ઘડીને હાલી શકે નહિ, તેવી રીતે રોપ્યા હતા. તે સઘળા યૂપો આઠ કોણવાળા (આઠ ધારવાળા) અને સુંવાળા હતા.[૨૬] તે યૂપો વસ્ત્રોવડે આચ્છાદિત કરેલ અને પુષ્પ-ચંદનવડે પૂજેલ હોવાથી જેમ આકાશમાં કાન્તિવાળા સપ્તર્ષિ (એ નામના તારા)ઓ શોભે છે, તેમ શોભતા હતા.[૨૭] પછી શિલ્પકર્મમાં કુશળ એવા બ્રાહ્મણોએ શાસ્ત્રોક્ત પ્રમાણને અનુસરી માટીની ઇંટો તૈયાર કરાવી અને તેવડે યજ્ઞકુંડ બનાવ્યો.[૨૮] પછી યજ્ઞક્રિયામાં કુશળ બ્રાહ્મણોએ, દશરથરાજાના અગ્નિનું સ્થાપન કર્યું; અને વેદીની ઉપર સુવર્ણની ઇંટોવડે જેની પાંખો રચી છે એવો તથા અઢાર પ્રસ્તારવાળો એક ગરૂડ બનાવવામાં આવ્યો.[૨૯] પછી યજ્ઞમાં હવિર્ભાગને ગ્રહણ કરનારા તે તે દેવતાને ઉદ્દેશીને શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે પશુઓ, સર્પો અને પક્ષીઓને તે તે યૂપો સાથે બાંધવામાં આવ્યાં.[૩૦] વળી તે યજ્ઞમાં મારણકર્મવિષે ઉપયોગી અશ્વ તથા જળચર પ્રાણીઓને બાંધ્યાં. એ પ્રમાણે દશરથરાજાના યજ્ઞમાં ઋષિઓએ શાસ્ત્રવિધિને અનુસરી ત્રણસો પશુઓને યૂપો સાથે બાંધ્યાં હતાં; તથા ઉત્તમ રત્નસરખા યજ્ઞાશ્વને પણ બાંધ્યો હતો.[૩૧,૩૨] પછી દશ-

* અન્ય કાર્યમાં પ્રવૃત્ત થયેલા બ્રાહ્મણોને, પુનઃ કર્મ શરૂ થતાં સાવધાન કરવા માટે આ શબ્દો બોલવામાં આવે છે.

§ યજ્ઞમાં પશુઓને જુદાં જુદાં બાંધવાને માટે ઉભા કરવામાં આવતા કાષ્ઠસ્તંભને 'યૂપ' કહે છે. અશ્વમેધમાં એકવીશ યૂપ રોપવામાં આવે છે. તે આ પ્રમાણેઃ—બહેડાનો એક યૂપ અગ્નિસમીપ (૧), તેની બન્ને બાજુએ બે દેવદારૂના (૩), એ ત્રણેની બન્ને બાજુએ ત્રણ ત્રણ બીલીના (૯), એ નવની બન્ને બાજુએ ત્રણ ત્રણ ખેરના (૧૫), અને એ પંદરની બન્ને બાજુએ ત્રણ ત્રણ ખાખરાના (૨૧). એ પ્રમાણે એકવીશ યૂપો રોપાય છે. ગો. ટી.

રથરાજાનાં પટ્ટરાણી કૌસલ્યાએ, તે યજ્ઞાશ્વની પ્રદક્ષિણા કરીને પ્રોક્ષણાદિ સંસ્કારવડે પૂજા કરી અને પરમહર્ષયુક્ત થઇને ત્રણ ખડ્ગવડે તે યજ્ઞાશ્વનો વધ કર્યો.[૩૩] ત્યારપછી ધર્મપ્રાપ્તિની ઇચ્છાથી મહારાણી કૌસલ્યા સ્થિરચિત્ત થઇને, ગરૂડસરખા વેગવાળા તે યજ્ઞાશ્વની પાસે એક રાત્રિ રહ્યાં.[૩૪] હોતા, અધ્વર્યુ, ઉદ્ગાતા તથા બ્રહ્માની વરણીમાં વરેલા બ્રાહ્મણોએ રાજાની પટ્ટરાણી* અને પરિવૃત્તિ§ સ્ત્રીસહિત વાવાતા+ સ્ત્રીને યજ્ઞાશ્વની સાથે સંયોજી.[૩૫] પછી જીતેંદ્રિય અને શ્રૌત કર્મમાં ચતુર એવા ઋત્વિજ બ્રાહ્મણે તે અશ્વના શરીરમાંથી 'ચંદ્ર' નામનો મેદ કાઢીને, શાસ્ત્રોક્તવિધિ પ્રમાણે અગ્નિમાં પકવ્યો; અને પછી તેને અગ્નિમાં હોમ્યો.[૩૬] તે સમયે દશરથરાજાએ, અગ્નિમાંથી નીકળતા તે મેદના વિચિત્રગંધને પોતાના પાપની નિવૃત્તિ કરવામાટે શાસ્ત્રોક્ત કાળ નહિ જવા દેતાં વિધિપૂર્વક સુંઘ્યો.[૩૭] પછી સોળ ઋત્વિજ બ્રાહ્મણો એક સાથે મળીને તે યજ્ઞાશ્વનાં સઘળાં અંગોને વિધિપૂર્વક અગ્નિમાં હોમવા લાગ્યા.[૩૮] અશ્વમેધ શિવાયના બીજા યજ્ઞોને વિષે દેવતાઓને ઉદ્દેશીને આપવાનું હુતદ્રવ્ય 'પ્લક્ષ' નામના વૃક્ષની શાખામાં રાખીને આપવામાં આવે છે; અને અશ્વમેધયજ્ઞમાં વેતસપાત્રમાં રાખીને અપાય છે. દશરથરાજાના યજ્ઞમાં તે પ્રમાણેજ થતું હતું.[૩૯] અશ્વમેધયજ્ઞમાં ત્રણ દિવસ ÷ સુધી જે સવનકર્મ કરવાનું કહ્યું છે, તે કલ્પસૂત્રો અને બ્રાહ્મણ ગ્રંથાનુસાર છે, તેમાં પ્રથમ 'અગ્નિષ્ટોમ' યાગ કહ્યો છે,[૪૦] બીજો 'ઉક્થ્ય' યાગ કહેલ છે અને છેલ્લે ત્રીજો 'અતિરાત્ર' યાગ વર્ણવ્યો છે. દશરથરાજાના આ અશ્વમેધયજ્ઞમાં તે સર્વ યાગો યથાવિધિ સમાપ્ત થયા પછી બ્રાહ્મણોએ, બીજા પણ કેટલાક શાસ્ત્રવિહિત યજ્ઞો કરાવ્યા.[૪૧] જ્યોતિષ્ટોમ(૧), આયુષ્ટોમ(૨), બેવાર અતિરાત્ર (૪), અભિજીત્(૫), વિશ્વજીત (૬) અને બેવાર આપ્તોર્યામ (૮), એ આઠ મહાક્રતુ પણ સમાપ્ત થયા.[૪૨] એ પ્રમાણે સઘળા યજ્ઞો સંપૂર્ણ થયા પછી જ્યારે બ્રાહ્મણોને દક્ષિણા આપવાનો સમય થયો, ત્યારે પોતાના કુળની વૃદ્ધિ ઇચ્છનારા દશરથરાજાએ, દક્ષિણાતરીકે હોતાને પૂર્વ દિશા આપી, અધ્વર્યુને પશ્ચિમ દિશા આપી, બ્રહ્માને દક્ષિણ દિશા આપી,[૪૩] અને ઉદ્ગાતાને ઉત્તર દિશા આપી; કેમકે 'અશ્વમેધયજ્ઞમાં આ પ્રમાણેજ દક્ષિણા આપવી જોઈએ' એવો નિયમ, પૂર્વે બ્રહ્માએ કરેલો છે.[૪૪] પુરૂષોમાં શ્રેષ્ઠ અને કુળની વૃદ્ધિ ઇચ્છનારા દશરથરાજાએ, એ પ્રમાણે વિધિપૂર્વક યજ્ઞની સમાપ્તિ કરીને ઋત્વિજોને બાકી રહેલી પૃથ્વી દક્ષિણામાં આપી.[૪૫] એ પ્રમાણે સર્વ પૃથ્વીનું દાન કરીને, દશરથરાજા અત્યંત આનંદ પામ્યા. તે સમયે સર્વે ઋત્વિજો નિષ્પાપ થયેલા દશરથરાજાને કહેવા લાગ્યા કેઃ—"હે રાજન્! આ સમગ્ર પૃથ્વીનું રક્ષણ કરવાને તમે એકલાજ સમર્થ છો, અમે તો બ્રાહ્મણ છીએ, તેથી અમારે પૃથ્વીની જરૂર નથી. હે નૃપ! અમે તો નિરંતર સ્વાધ્યાયના પઠનપાઠનમાંજ પ્રીતિ ધરાવીએ છીએ, એટલે અમે આ પૃથ્વીનું પાલન કરવાને સમર્થ નથી,* માટે જો તમે અમને દક્ષિણા આપવાને ઇચ્છતા હો તો આ પૃથ્વીનું યથાશક્તિ કાંઈક મૂલ્ય આપો.+[૪૬-૪૮] હે

* ક્ષત્રિયરાજાની સાથે અભિષેક પામેલી ક્ષત્રિય સ્ત્રીને "પટ્ટરાણી" કહે છે.

§ ક્ષત્રિયરાજાની શૂદ્રજાતિની સ્ત્રીને "પરિવૃત્તિ" કહે છે.

+ ક્ષત્રિયરાજાની વૈશ્યજાતિની સ્ત્રીને "વાવાતા" કહે છે.

÷ અહીં 'દિવસ' શબ્દથી શાસ્ત્રોક્ત દિવસોમાં પૂર્ણ થનારાં ત્રણ સવનકર્મ સમજવાં. શા. ટી.

* પ્રાચીન કાળમાં આપણા દેશના બ્રાહ્મણો કેવા નિર્લોભ અને સ્વધર્મ પાળવામાંજ પ્રીતિવાળા હતા, તે આ ઉપરથી સારી રીતે સમજાય છે. વળી તેઓ રાજ્યપાલન કરવાને સારી રીતે સમર્થ હતા, પરંતુ પોતાના સ્વાધ્યાયના પઠનપાઠનાદિ કર્મોમાં અંતરાય આવી પડે, એમ સમજીને તેવી રાજ્યપાલનની ખટપટમાં પડતા નહિ, એ પણ આ ઉપરથી સારી રીતે સમજાય છે.

+ આમ કહેવાનું તાત્પર્ય કદાચ એવું હશે કે આપેલું દાન પુનઃ પાછું ન લેવાય, માટે તેનો નિષ્ક્રય આપવો.

રાજન્ ! ઉત્તમ રત્ન, સુવર્ણ, ગાયો અથવા જે કાંઇ યથાશક્ત્યનુસાર તૈયાર હોય, તે અમને દક્ષિણામાં આપો. હે નૃપશ્રેષ્ઠ ! અમારે પૃથ્વીના રાજ્યનું કાંઇ પણ પ્રયોજન નથી."૫૯ એ પ્રમાણે બ્રાહ્મણોનાં વચન સાંભળીને પ્રસન્ન થયેલા દશરથરાજાએ વેદના પારને પામેલા તે બ્રાહ્મણોને દશ લાખ ગાયો, દશ કરોડ સોનામહોરો ÷ અને ચાળીશ કરોડ ચાંદીની મુદ્રાઓ દક્ષિણામાં આપી. પછી ઋત્વિજોએ રાજાની પાસેથી મળેલું દક્ષિણાનું સઘળું દ્રવ્ય, બુદ્ધિમાન્ વસિષ્ઠ તથા ઋષ્યશૃંગની આગળ નિવેદન કર્યું, ત્યારે વસિષ્ઠ તથા ઋષ્યશૃંગમુનિએ તે દ્રવ્યના યોગ્ય વિભાગ પાડી બ્રાહ્મણોને વહેંચી આપ્યું. ઉત્તમ દક્ષિણા મળવાથી અત્યંત પ્રસન્ન થયેલા સર્વે બ્રાહ્મણોએ દશરથરાજાને કહ્યું કે:- "હે રાજન્ ! અમે તમારા યજ્ઞમાં દક્ષિણા મળવાથી સંતુષ્ટ થયા છીએ, અર્થાત્ યોગ્ય દક્ષિણા મળી ચૂકી છે." ત્યાર પછી સ્થિર ચિત્તવાળા દશરથરાજાએ અભ્યાગત બ્રાહ્મણોને અસંખ્ય સોનામહોરો આપી.* એ પ્રમાણે સર્વ પ્રકારની દાન-દક્ષિણા સમાપ્ત થયા પછી સ્વસ્થ થઇને બેઠેલા દશરથરાજાની પાસે યાચના કરતો કોઈ એક દરિદ્ર બ્રાહ્મણ આવ્યો. તે સમયે તેને આપવા લાયક બીજી કાંઇ પણ વસ્તુ પોતાની પાસે તૈયાર નહિ હોવાથી દશરથરાજાએ પોતાના હસ્તનાં સુવર્ણનાં આભૂષણો તે બ્રાહ્મણને દાનમાં આપી દીધાં. દક્ષિણા મળવાથી સર્વ બ્રાહ્મણોને સારી રીતે પ્રસન્ન થયેલા જોઇને બ્રાહ્મણોપર પ્રીતિવાળા અને હર્ષથી વ્યાકુળ થયેલા દશરથરાજાએ તેઓને સાષ્ટાંગ પ્રણામ કર્યા. પૃથ્વીપર પડી પ્રણામ કરનારા, ઉદાર અને શૂરવીર એવા દશરથરાજાને, તે બ્રાહ્મણોએ અનેક આશીર્વાદો આપ્યા. પછી સર્વ યજ્ઞોથી શ્રેષ્ઠ અને પાપનો નાશ કરનાર એવો અશ્વમેધયજ્ઞ, કે જે સ્વર્ગની પ્રાપ્તિ કરાવનાર અને બીજા સાધારણ રાજાઓથી પાર ન પડી શકે એવો છે, તે નિર્વિઘ્ને સમાપ્ત કરીને પ્રસન્નચિત્ત થયેલા દશરથરાજાએ ઋષ્યશૃંગમુનિને કહ્યું કે:- "હે દૃઢ વિચારવાળા મુનિશ્રેષ્ઠ ! અશ્વમેધયજ્ઞની નિર્વિઘ્ને સમાપ્તિ થઈ ચૂકી છે, પરંતુ હવે જે ક્રિયા કરવાથી મારા કુળની વૃદ્ધિ ( સંતાનપ્રાપ્તિ ) થાય, તેવી ક્રિયા કરાવવાને માટે તમે યોગ્ય છો." દશરથરાજાનું વચન સાંભળીને, ઋષ્યશૃંગમુનિએ કહ્યું કે:- "હે રાજશ્રેષ્ઠ ! હવે હું તમને તેવીજ ક્રિયા ( પુત્રેષ્ટિ ) કરાવીશ કે જેથી કુળની વૃદ્ધિ કરે એવા ચાર પુત્રો તમને થશે."૬૦-૫૮

ઋષ્યશૃંગમુનિનું એવું મધુર વચન સાંભળીને પરમહર્ષ પામેલા દશરથરાજાએ નમ્રતાથી તેમને પ્રણામ કર્યા અને પુનઃ પણ પુત્રપ્રાપ્તિ માટે કર્મ કરાવવાની વિનતિ કરી.§૬૦

**स तस्य वाक्यं मधुरं निशम्य प्रणम्य तस्मै प्रयतो नृपेन्द्रः ॥ जगाम हर्षं परमं महात्मा तमृष्यशृंगं पुनरप्युवाच ॥ ६० ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ચૌદમો સર્ગ સંપૂર્ણ. ૧૪

---

## સર્ગ ૧૫ મો.

### દેવતાઓની વિષ્ણુ પ્રત્યે પ્રાર્થના.

**मेधावी तु ततो ध्यात्वा स किंचिदिदमुत्तरम् ॥ लब्धसंज्ञस्ततस्तं तु वेदज्ञो नृपमब्रवीत् ॥ १ ॥**

---

÷ સોળ માસાની એક સોનામહોર થાય છે. તિ. ટી.

* કર્મના અંતે આવી ચડેલા અજાણ્યા બ્રાહ્મણોને અપાતી દક્ષિણા અપાય છે, તેને "ભૂયસી દક્ષિણા" કહે છે.

§ શંકા:-"અશ્વમેધયજ્ઞ કરવાથી પુત્રપ્રાપ્તિ થતી ન હતી તોપછી તે કરવાની શું જરૂર હતી ? પ્રથમજ પુત્રેષ્ટિ કેમ ન કરી ?" સમાધાન:-જોકે પુત્રેષ્ટિ કરવાથીજ પુત્રપ્રાપ્તિ થાય છે, તો પણ પૂર્વે દશરથરાજાએ વૈશ્યજાતિ શ્રવણ કે જે તપસ્વી હતો તેનો વધ કરવાથી તેના વિયોગદુઃખવડે આતુર થયેલાં તેનાં તપસ્વી માતાપિતા મરણ પામ્યાં હતાં. તેથી દશરથરાજા બ્રહ્મહત્યાસમાન પાપવાળા હતા; એથી પાપની નિવૃત્તિ માટે પ્રથમ અશ્વમેધયજ્ઞ કરાવ્યો. (કે જેથી શુદ્ધ થયેલ રાજા પુત્રેષ્ટિ કરવાને અધિકારી થયા.) તિ. ટી.

વેદના તત્ત્વને જાણનારા અને ઉત્તમબુદ્ધિવાળા ઋષ્યશૃંગમુનિએ 'રાજાને પુત્રપ્રાપ્તિ માટે કર્યું કર્મ કરાવવું જોઇએ' એ સંબંધે એકાગ્રચિત્તે વિચાર કર્યો અને 'અમુક કર્મ કરવુંજ જોઇએ' એવો નિશ્ચય કર્યા પછી દશરથરાજાને કહ્યું કે:–"હે રાજન્! તમને પુત્રપ્રાપ્તિ થવા માટે, હું અથર્વવેદમાં કહેલા મંત્રોવડે વિધિપૂર્વક પુત્રેષ્ટિ યજ્ઞ કરાવીશ, કે જે કલ્પસૂત્રોમાં કહેલા પ્રમાણે અવશ્ય પુત્રરૂપ ફળને આપનારી છે."[1,2] એમ કહીને પછી પુત્રરૂપ ફળને આપનારી પુત્રેષ્ટિનો આરંભ કર્યો; અને તેજસ્વી ઋષ્યશૃંગમુનિ, કલ્પસૂત્રને અનુસરી વેદોક્ત મંત્રપઠનપૂર્વક અગ્નિમાં હોમ કરવા લાગ્યા.[3] તે સમયે દેવો, ગંધર્વો, સિદ્ધો અને મહર્ષિઓ, પોતપોતાના યથાયોગ્ય યજ્ઞભાગને ગ્રહણ કરવા-માટે ત્યાં એકત્રિત થયા.[4] આ સમયે પિતામહ બ્રહ્મદેવ પણ તે યજ્ઞસભામાં વિરાજમાન થયા હતા; તેમને જોઇને ઇંદ્રાદિક દેવો, અનુક્રમે તેમની સમીપ આવ્યા અને પોતાના દુઃખનિવેદનનો અત્યુત્તમ પ્રસંગ જોઇને લોકકર્તા એવા બ્રહ્મદેવને કહેવા લાગ્યા કે:–"હે ભગવન્! તમારી કૃપાથી પરાક્રમી થયેલો 'રાવણ' નામનો રાક્ષસ હાલમાં અમને સર્વેને અત્યંત પીડા કરી રહ્યો છે; તેને શિક્ષા કરવાને અમે સમર્થ નથી;[5,6] કારણ કે પૂર્વે તમોએ પ્રસન્ન થઇને તેને વરદાન આપેલ છે, એટલે અમે પણ તમારા તે વરદાનને માન્ય કરીને તે દુષ્ટે કરેલી સર્વ પીડાઓને સહન કરીએ છીએ,[7] એ દુષ્ટ રાવણ ત્રણે લોકોને પીડા કરે છે, અને જેઓ પોતાથી વિશેષ સુખી અથવા સમૃદ્ધિવાળા હોય છે, તેઓને જોઇને દ્વેષ કરે છે; તથા અમારા–સર્વ દેવોના રાજા ઇંદ્રનો પણ પરાભવ કરવાને ઇચ્છે છે.[8] વળી તમોએ આપેલા વરદાનવડે ગર્વિત થયેલો અને નહિ જીતી શકાય એવો તે દુર્મતિ રાવણ ઋષિઓ, યક્ષો, ગંધર્વો, બ્રાહ્મણો અને ‡અસુરોને પણ પીડા કરે છે.[9] તે દુષ્ટ રાવણને સૂર્ય તપાવી શકતો નથી, વાયુ પોતાના વેગથી તેના પડખે વાઇ શકતો નથી અને ચંચલ લહરિઓવાળો સમુદ્ર પણ તેને જોઇને સ્થિર થઈ જાય છે.[10] હે પિતામહ! ભયંકર સ્વરૂપવાળા તે રાવણ-રાક્ષસથી અમને મોટો ભય રહે છે, માટે હે ભગવન્! આપે અમારાપર દયા કરીને, એ દુષ્ટનો વધ કરવા માટે કાંઇક ઉપાય કરવો જોઇએ."[11]

દેવોની પ્રાર્થના સાંભળીને બ્રહ્મદેવે, પોતે પૂર્વે આપેલ વરદાનનો વિચાર કરીને દેવોને કહ્યું કે:–"હે દેવો! ઘણા હર્ષની વાત છે કે તે દુરાત્મા રાવણના વધનો ઉપાય મને સૂઝ્યો છે.[12] તે ઉપાય એ કે, પૂર્વે જ્યારે રાવણ તપ કરતો હતો, અને હું તેને વરદાન આપવા માટે ગયો, ત્યારે તેણે મારી પાસેથી એવું વરદાન માગ્યું હતું કે "દેવો, ગંધર્વો, યક્ષો કે રાક્ષસોથી મારો વધ થઈ શકે નહિ." એ સાંભળી મેં પણ તેને તેવુંજ વરદાન આપ્યું છે,[13] પરંતુ તે અભિમાની રાવણ મનુષ્યને તો કાંઈ વિસાતમાંજ લેખવતો નથી, એટલે તેણે તે સમયે વરદાનમાં "મનુષ્યોથી પણ મારો વધ થઇ શકે નહિ" એમ માગ્યું નથી. માટે હવે મનુષ્યથીજ તેનો વધ થઈ શકશે; બીજા દેવાદિકથી થઈ શકશે નહિ."[14]

એ પ્રમાણે બ્રહ્મદેવે કહેલું પ્રિય વચન સાંભળીને દેવો તથા સર્વે મહર્ષિઓ અત્યંત આનંદ પામ્યા.[15] એવામાં દેદીપ્યમાન કાંતિવાળા, પીતાંબરને ધારણ કરનારા, ઉત્તમ સુવર્ણના બાજુબંધ આદિ આભૂષણોથી અલંકૃત અને શંખ, ચક્ર તથા ગદા વગેરે આયુધોને ધારણ કરનારા જગત્પતિ વિષ્ણુભગવાન તે યજ્ઞસ્થળમાં પધાર્યા. એ વેળા પોતાના વાહન ગરૂડ ઉપર વિરાજી પધારતા તે વિષ્ણુભગવાન્, જેમ મેઘ ઉપર આરૂઢ થઇને સૂર્ય આવતો હોય તેમ શોભતા હતા. એ પ્રમાણે તેમને આવતા જોઈને ઇંદ્રાદિ દેવોએ ઉભા થઈ, પ્રણામ કર્યા.[16,17] પછી બ્રહ્મદેવની સાથે મળીને વિષ્ણુભગવાન્ ત્યાં ઉત્તમ આસન ઉપર વિરાજ્યા. તે સમયે અત્યંત નમ્ર થયેલા ઇંદ્રાદિ સર્વ

‡ રાહુ વગેરે અસુર કહેવાય છે. તિ. ટી.

દેવોએ તેમની સ્તુતિ કરીને કહ્યું કે, "હે સચરાચર જગતમાં વ્યાપી રહેનાર વિષ્ણુભગવન્! સર્વ લોકોના હિત-ઉપકાર માટે, અમે આપને એક કાર્યમાં યોજીએ છીએ; તે એ કે ધર્મને જાણનારા, ઉદાર અને મહર્ષિસમાન તેજસ્વી એવા અયોધ્યાપતિ આ દશરાજાની કૌસલ્યા વગેરે ત્રણ રાણીઓ કે જેઓ હ્રી, શ્રી અને કીર્તિસરખી છે,[૧૮-૨૦] તેઓના વિષે તમે ચાર અંશોએ કરી પુત્રપણાને પામો અને એ પ્રમાણે મનુષ્યસ્વરૂપ ધારણ કરીને તમે લોકોને દુઃખ આપનારા દુષ્ટ રાવણને સંગ્રામમાં હણો, કે જે (રાવણ)નો પરાભવ કરવાને અમે સર્વ દેવો સમર્થ નથી. હે વિષ્ણુભગવન્! તે મૂર્ખ રાવણરાક્ષસ પોતાના પરાક્રમના ગર્વથી દેવો, ગંધર્વો, સિદ્ધો અને શ્રેષ્ઠ ઋષિઓને પીડા કરે છે. તે ક્રૂર રાવણે કેટલાક ઋષિઓનો તથા નંદનવનમાં ક્રીડા કરતાં ગંધર્વો અને અપ્સરાઓનો નાશ કર્યો છે. હે દેવ! આ સિદ્ધ, ગંધર્વ અને યક્ષલોકો તથા મુનિઓસહિત અમે સર્વ તે દુષ્ટ રાવણનો વધ કરવાની પ્રાર્થના માટેજ તમારા શરણે આવ્યા છીએ. હે શત્રુઓને તપાવનાર! અમો સર્વ દેવોનું રક્ષણ કરનાર તમેજ છો.[૨૧-૨૫] દેવોના શત્રુરૂપ રાવણાદિનો વધ કરવા માટે તમે મનુષ્યલોકમાં અવતાર ધરવાની ઇચ્છા કરો."

એ પ્રમાણે દેવોએ પ્રાર્થના કરી, ત્યારે દેવોમાં શ્રેષ્ઠ અને સર્વ લોકો જેમને નમન કરે છે એવા વિષ્ણુભગવાને, ધર્મપુરઃસર પોતાને શરણે આવેલા તે બ્રહ્માદિક સર્વ દેવોને કહ્યું કે: "હે દેવો! તમે ભયનો ત્યાગ કરો. તમારૂં કલ્યાણ થાઓ. હું તમારા હિતને માટે અવતાર ધારણ કરીને, ક્રૂર, નહિ જીતાય એવા અને દેવો તથા ઋષિઓને પીડા કરનારા રાવણને પુત્ર, પૌત્ર, અમાત્ય, મંત્રી, જ્ઞાતિ અને સગાંવહાલાંઓ સાથે હણીશ અને પછી આ મનુષ્યલોકમાં અગીઆર હજારવર્ષ પર્યંત રહીને પૃથ્વીનું પાલન કરીશ." એ પ્રમાણે વિષ્ણુભગવાને દેવોને વરદાન આપ્યું.[૨૬-૩૦] પછી કમળના પત્ર સરખાં નેત્રવાળા વિષ્ણુભગવાને, દેવોના કહ્યા પ્રમાણે મનુષ્યલોકમાં પોતાના જન્મસ્થાનનો વિચાર કર્યો અને "દશરથરાજાને ત્યાં ચાર સ્વરૂપે (ચાર પુત્રરૂપે) હું અવતરીશ" એવી ઇચ્છા કરી. તે જાણીને દેવો, ઋષિઓ, ગંધર્વો, રૂદ્રો અને અપ્સરાઓ વગેરે આનંદ પામ્યાં તથા તે મધુસૂદન ભગવાનની દિવ્ય સ્તુતિ કરવા લાગ્યાં.[૩૧,૩૨]

તેઓ સ્તુતિ કરે છે કેઃ-"હે પરમાત્મન્! ઉગ્ર તેજવાળો અને વધી ગયેલા ગર્વવાળો ઉદ્ધત રાવણ કે જે ઇંદ્રનો શત્રુ છે, સર્વ લોકોને પીડિત કરી રોવરાવનારો છે તથા તપસ્વીઓને કંટકરૂપ અને ભય આપનારો છે, તેનો સારી રીતે નાશ કરો.[૩૩] હે સુરેંદ્ર! એ પ્રમાણે સર્વે લોકોને દુઃખ દેનારા અને ઉગ્ર પરાક્રમવાળા દુષ્ટ રાવણને સેના અને બાંધવો સાથે હણીને તમે સંતાપરહિત થાઓ, અને પછી, રાગદ્વેષાદિ દોષરહિત તથા તમોએજ રક્ષણ કરેલા વૈકુંઠભુવનમાં પુનઃ પધારો."[૩૪]

**तमेव हत्वा सबलं सबान्धवं विरावणं रावणमग्र्यपौरुषम् ॥ स्वर्लोकमागच्छ गतज्वरश्चिरं सुरेंद्र गुप्तं गतदोषकल्मषम् ॥ ३४ ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં પંદરમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૧૬ મો.

**પાયસદાન અને રાણીઓને સ્હેંચી અર્પણ.**

**ततो नारायणो विष्णुर्नियुक्तः सुरसत्तमैः ॥**
**जानन्नपि सुरानेवं श्लक्ष्णं वचनमब्रवीत् ॥१॥**

એ પ્રમાણે દેવોએ પ્રાર્થના કરીને કાર્ય સોંપ્યું ત્યારે વિષ્ણુભગવાન જો કે પોતે સઘળું જાણતા હતા તોપણ દેવોને મધુર વચનથી પૂછવા લાગ્યા કેઃ-"હે દેવો! રાક્ષસોના રાજા રાવણને હણવાનો કયો ઉપાય છે કે જે ઉપાયવડે હું ઋષિઓને પીડા કરનારા એ દુષ્ટનો નાશ કરૂં?"[૧,૨] એ પ્રમાણે વિષ્ણુભગવાનનું વચન સાંભળીને

દેવોએ તેમને કહ્યું કે:-"હે પ્રભુ! આપ મનુષ્યનું સ્વરૂપ ધારણ કરવાથી સંગ્રામમાં રાવણનો નાશ કરી શકશો;[૩] કારણ કે શત્રુઓને પીડા કરનારા એ દુષ્ટે પૂર્વે લાંબા સમયપર્યંત તપ કરેલું છે કે જે તપથી પ્રસન્ન થયેલા લોકકર્તા પિતામહ બ્રહ્મદેવે તે રાવણને વરદાન આપ્યું છે કે "મનુષ્ય સિવાય બીજાં અનેક તરેહનાં પ્રાણીઓથી તને ભય નહિ થાય."[૪,૫] 'મનુષ્ય સિવાય' એમ કહેવાનું પ્રયોજન એટલુંજ છે કે તે દુષ્ટે વરદાન માગતી વખતે અભિમાનથી મનુષ્યોને તો ગણકાર્યાજ નહતા. એ પ્રમાણે પિતામહ બ્રહ્મદેવના વરદાનથી ગર્વિત થયેલો દુષ્ટ રાવણ ત્રણે લોકોને પીડા કરે છે, અને ઉત્તમ સ્ત્રીઓનું હરણ કરે છે; માટે હે પરંતપ! 'તે દુષ્ટ રાવણનો વધ મનુષ્યથીજ થશે' એવો અમે નિશ્ચય કર્યો છે."[૬,૭] દેવોનું વચન સાંભળીને સ્થિર ચિત્તવાળા વિષ્ણુભગવાને દશરથરાજાને ત્યાં પુત્રરૂપે અવતાર ધરવાનો વિચાર કર્યો[૮] કેમકે શત્રુઓનું નિકંદન કરનારા, મહાન કાંતિવાળા અને પુત્રરહિત એવા દશરથરાજા એ સમયે પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી પુત્રેષ્ટિયજ્ઞની ક્રિયા કરતા હતા.[૯] તેપછી બ્રહ્માદિક મહર્ષિઓ તથા દેવોથી સારી રીતે પૂજાયેલા વિષ્ણુભગવાન દશરથરાજાને ત્યાં અવતાર ધરવાનો નિશ્ચય કરીને અને બ્રહ્મદેવની આજ્ઞા લઇને તે યજ્ઞસભામાં અંતર્ધાન થયા.[૧૦]

ત્યાર પછી પુત્રેષ્ટિ (યજ્ઞ)થી યજન કરતા દશરથરાજાના યજ્ઞકુંડમાં રહીને, પોતાની જળહળતી જ્વાળાઓવડે આહુતિને ગ્રહણ કરનારા અગ્નિમાંથી મહાન પરાક્રમ તથા બળવાળો અને અત્યંત તેજસ્વી એક પુરૂષ પ્રકટયો.[૧૧] તે (યજ્ઞપુરૂષ) રક્ત વસ્ત્રને ધારણ કરનારો, રક્તવર્ણના મુખવાળો તથા શરીરે કૃષ્ણવર્ણ હતો. તેનો સ્વર દુંદુભિસરખો હતો, તેના મસ્તક તથા દાઢી-મૂછના કેશ સિંહના સમાન ચીકણા હતા.[૧૨] તે સર્વ શુભલક્ષણસંપન્ન હતો, દિવ્ય અલંકારોવડે અલંકૃત હતો, પર્વતના શિખરસમાન ઉંચો હતો, મદોન્મત્ત કેસરીસિંહસરખી તેની ચાલ હતી,[૧૩] તેના મુખની આસપાસ સૂર્યસરખું ઓજસ પડતું હતું તથા તે અગ્નિની શિખા જેવો તેજસ્વી હતો. તેણે દિવ્ય પાયસાન્ન (દૂધપાક)થી પરિપૂર્ણ ભરેલી ઉત્તમ સુવર્ણની પાત્રીને[^] પોતાની પ્રિય પત્નીની પેઠે બન્ને હાથવડે ગ્રહણ કરી હતી. તે સુવર્ણપાત્રી જાણે માયામયજ બનાવી હોયની! એવી હતી તથા તેના ઉપર ચાંદીનું પાત્ર ઢાંકયું હતું.[૧૪,૧૫] એ પ્રમાણે અગ્નિમાંથી પ્રકટ થયેલા યજ્ઞપુરૂષે દશરથરાજાને સંબોધીને કહ્યું કે;-"હે દશરથ નૃપ! ભગવાન્ પ્રજાપતિ (વિષ્ણુ)ની આજ્ઞાથી હું અહીં આવેલ છું, એમ તું જાણ."[૧૬]

યજ્ઞપુરૂષનું વચન સાંભળીને પ્રસન્ન થયેલા દશરથરાજાએ હાથ જોડીને કહ્યું કે:-"હે ભગવન્! આપ ભલે પધાર્યા. કહો, હું આપનું શું પ્રિય કરૂં; અર્થાત્ મને શી આજ્ઞા છે?"[૧૭]

એ પ્રમાણે દશરથરાજાનાં વચન સાંભળીને યજ્ઞપુરૂષ પુનઃ પણ કહેવા લાગ્યો કે:-"હે રાજન્! યજ્ઞમાં દેવોનું પૂજન કરવાથી તેં આજે આ ઉત્તમ ફળ પ્રાપ્ત કર્યું છે.[૧૮] હે નૃપશ્રેષ્ઠ! પ્રજાપતિએ યજ્ઞના ફળરૂપે નિર્માણ કરેલો આ પાયસ (દૂધપાક) કે જે અત્યંત શ્રેષ્ઠ, આરોગ્યની વૃદ્ધિ કરનાર તથા પ્રજાની ઉત્પત્તિ કરનાર છે તેને તું ગ્રહણ કર;[૧૯] અને સર્વ લક્ષણસંપન્ન કૌસલ્યાદિ ત્રણે રાણીઓને "તમે આ પાયસનું ભોજન કરો." એમ કહીને આપ. હે નૃપ! એમ કરવાથી, તું જે પુત્રપ્રાપ્તિ માટે યજન કરે છે તે પુત્રરૂપી ફળ તે રાણીઓમાં પામીશ."[૨૦]

એ પ્રમાણે યજ્ઞપુરૂષે કરેલી આજ્ઞાને મસ્તકે ચઢાવીને પછી દશરથરાજાએ પ્રસન્ન ચિત્તે પાયસાન્નથી ભરેલી તે સુવર્ણપાત્રી ગ્રહણ કરી;[૨૧] અને પરમહર્ષથી સુંદર અને અદ્ભુત સ્વરૂપવાળા તે યજ્ઞપુરૂષને પ્રણામ કરીને વારંવાર પ્રદક્ષિણા કરી.[૨૨] દેવનિર્મિત પાયસાન્ન પ્રાપ્ત થવાથી દશરથરાજા જેમ નિર્ધન મનુષ્ય ધન પ્રાપ્ત થવાથી આનંદ પામે તેમ અત્યંત આનંદ પામ્યા.[૨૩]

---

[^] સુવર્ણની વધેલી

દશરથરાજાને પાયસાન્ન આપ્યા પછી તુરતજ પરમ તેજસ્વી અને અદ્ભુત આકારવાળો યજ્ઞપુરૂષ તે યજ્ઞકુંડમાંજ અંતર્ધાન થઈ ગયો.[૨૪] આ સમયે જેમ શરદ્ઋતુના રમણીય ચંદ્રનાં કિરણોવડે આકાશ પ્રકાશિત થાય છે, તેમ દશરથરાજાના અંતઃપુરની સઘળી સ્ત્રીઓ હર્ષવડે પ્રકટેલી મુખકાંતિનાં કિરણોવડે પ્રકાશિત જણાવા લાગી.[૨૫] પછી દશરથરાજાએ અંતઃપુરમાં જઈને કૌસલ્યાને કહ્યું કે:-"તમે આ પાયસને ગ્રહણ કરી પ્રાશન કરો, તેથી તમને પુત્રપ્રાપ્તિ થશે."[૨૬] એમ કહીને દશરથરાજાએ તે પાયસમાંથી અર્ધોભાગ કૌસલ્યાને આપ્યો. પછી બાકી રહેલા અર્ધા ભાગના બે ભાગ કરીને તેમાંથી એક ભાગ સુમિત્રાને આપ્યો.[૨૭] સુમિત્રાને આપતાં બાકી રહેલા ભાગના પણ પાછા બે વિભાગ કરીને તેમાંથી એક કૈકેયીને આપ્યો; અને પછી મહામતિ દશરથરાજાએ વિચાર કરીને* કૈકેયીને આપતાં વધેલો અમૃતસરખો પાયસનો અષ્ટમાંશભાગ પુનઃ પણ સુમિત્રાને આપ્યો. એ પ્રમાણે રાજાએ પોતાની ત્રણે સ્ત્રીઓને પાયસના યથાયોગ્ય વિભાગ કરી આપ્યા.[૨૮-૨૯] પાયસાન્નના વિભાગ મળવાથી અત્યંત હર્ષયુક્ત થયેલી દશરથરાજાની ઉત્તમ રાણીઓ પોતાનું ઘણું સન્માન થયું એમ માનવા લાગી.[૩૦]

રાજાની પાસેથી પૃથક્ પૃથક્ વિભાગપૂર્વક મળેલા પાયસનું પ્રાશન કરીને તે ઉત્તમ રાણીઓએ અલ્પ સમયમાંજ અગ્નિ અને સૂર્યસમાન કાંતિવાળા ગર્ભોને ધારણ કર્યા.[૩૧] પોતાની રાણીઓને ગર્ભવતી થયેલી જોઇને જેનો મનોરથ પૂર્ણ થયેલો છે એવા અને દેવો, સિદ્ધપુરુષો તથા ઋષિઓથી પ્રશંસા પામેલા દશરથરાજા, જેમ સ્વર્ગમાં ઇંદ્ર હર્ષને પ્રાપ્ત થાય છે તેમ હર્ષને પ્રાપ્ત થયા.[૩૨]

ततस्तु राजा प्रतिवीक्ष्य ताः स्त्रियः प्ररूढगर्भाः प्रतिलब्धमानसः॥ बभूव हृष्टस्त्रिदिवे यथा हरिः सुरेन्द्रसिद्धर्षिगणाभिपूजितः ॥ ३२॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં સોળમો સર્ગ સંપૂર્ણ. ૧૬

## સર્ગ ૧૭ મો.

### દેવોના અંશોથી વાનરાદિની ઉત્પત્તિ.

पुत्रत्वं तु गते विष्णौ राज्ञस्तस्य महात्मनः॥ उवाच देवताः सर्वाः स्वयंभूर्भगवानिदम् ॥१॥

એ પ્રમાણે વિષ્ણુભગવાન જ્યારે મહાત્મા દશરથરાજાની રાણીઓના ગર્ભમાં પુત્રરૂપે પધાર્યા ત્યારે સ્વયંભૂ બ્રહ્મદેવે સર્વ દેવોને કહ્યું કેઃ- "હે દેવો! હવે આપણી ઉન્નતિનો સમય સમીપ આવ્યો છે, કારણ કે આપણ સર્વનું હિત ઇચ્છનારા, સત્યવાદી અને શૂરવીર એવા શ્રીવિષ્ણુભગવાન દશરથરાજાને ત્યાં અવતાર ધરવાના છે, તેમને (રાવણવધ વગેરે કાર્યોમાં) સહાય કરવા માટે તમે સર્વ દેવો, બળવાન અને ઇચ્છિતરૂપ ધરી શકે એવા પુત્રોને (પોતપોતાના અંશે કરી) ઉત્પન્ન કરો.[૧,૨] હે દેવો! મુખ્ય અપ્સરાઓ, ગંધર્વીઓ, યક્ષકન્યાઓ, નાગકન્યાઓ, ઋક્ષકન્યાઓ, વિદ્યાધરીઓ, કિન્નરીઓ અને વાનરીઓના શરીરોને વિષે* તમારા તુલ્ય પરાક્રમવાળા (પરંતુ) વાનરરૂપે પુત્રોને સર્જો કે જે પુત્રો અનેક પ્રકારની

* 'વિચાર કરીને' એટલેઃ-કૈકેયી કરતાં સુમિત્રા (મોટી હોવાથી) અધિકઅંશની ભાગીયણ હોવી જોઇએ અને સામાન્યથી કૈકેયી નાની હોવાથી ન્યૂન અંશની ભાગીયણ હોવી જોઈએ, માટેજ કૌસલ્યાને આપતાં બાકી રહેલા અર્ધા પાયસના બે વિભાગ કરીને તેમાંથી પ્રથમ એક વિભાગ સુમિત્રાને આપ્યો અને પછી બાકી અર્ધાનો અર્ધવિભાગ કૈકેયીને આપ્યો. હવે કૈકેયીને આપતાં વધેલો અષ્ટમાંશ જોઈને દશરથરાજાએ વિચાર કર્યો કે જો અષ્ટમાંશ પણ કૈકેયીનેજ આપીશ તો કૈકેયી અને સુમિત્રાના સરખા વિભાગ થશે; જેથી સુમિત્રાનું માન જળવાશે નહિ તે યોગ્ય નથી, એમ વિચારીનેજ વધેલો અષ્ટમાંશ સુમિત્રાને આપ્યો, જેથી કૈકેયીની અપેક્ષાએ સુમિત્રાની જ્યેષ્ઠતા સચવાઈ. એમ ત્રણે રાણીઓનાં માન સચવાયાં.

* તિલકપંડિત, 'વાનરી'નો અર્થ "वानरीशरीरसदृशशरीरासु ॥ વાનરીના શરીરના સરખા શરીર (આકાર)વાળી" એમ કરે છે. એજ પ્રમાણે ઋક્ષ (રીંછ)-કન્યા તથા નાગકન્યા માટે પણ સમજવું.

માયાને જાણનારા, શૂરવીર, વાયુસમાન ગતિવાળા નીતિજ્ઞ, બુદ્ધિમાન, વિષ્ણુતુલ્ય પરાક્રમવાળા, શત્રુથી પરાભવ નહિ પામનારા, સામ-દાનાદિ ઉપાયોને જાણનારા, દૃઢ શરીરવાળા, અસ્ત્રશસ્ત્રના પ્રયોગને જાણનારા તથા સાક્ષાત્ દેવો સમાનજ હોય.[૬] હે દેવો! પૂર્વે રીંછજાતિમાં મેં શ્રેષ્ઠ જાંબુવાનને સરજ્યો છે કે જે મને બગાસું આવતાં, મારા મુખમાંથી જન્મ્યો હતો.[૭]

બ્રહ્મદેવે એ પ્રમાણે કહ્યું ત્યારે તેમની આજ્ઞા સ્વીકારીને, સર્વે દેવોએ વાનરના રૂપવાળા પુત્રોને સૃજવા માંડ્યા.[૮] તેમજ મહાત્મા ઋષિઓ, સિદ્ધલોકો, વિદ્યાધરો, નાગો, તથા ચારણો, પોતપોતાના અંશે કરી વનમાં ફરનારા પુત્રોને સૃજવા લાગ્યા.[૯] પ્રથમ ઇંદ્રે, પર્વતસમાન દૃઢ દેહવાળો અને વાનરોનો રાજા 'વાલી' નામનો પુત્ર સરજ્યો; અને અત્યંત તેજસ્વી સૂર્યદેવે 'સુગ્રીવ' નામનો પુત્ર ઉત્પન્ન કર્યો.[૧૦] બૃહસ્પતિએ સર્વ મુખ્ય વાનરોમાં બુદ્ધિમાન એવો ઉત્તમોત્તમ 'તાર' નામનો પુત્ર ઉત્પન્ન કર્યો.[૧૧] કુબેરે 'ગન્ધમાદન' નામનો પુત્ર સરજ્યો; વિશ્વકર્માએ મહાકપિ 'નલ' નામના પુત્રને ઉત્પન્ન કર્યો.[૧૨] અગ્નિદેવે પોતાના સરખી કાન્તિવાળો 'નીલ' નામનો પુત્ર સરજ્યો કે જે પોતાના પરાક્રમથી તેજ, યશ અને બળમાં પિતાકરતાં પણ વધી ગયો.[૧૩] સૌંદર્યરૂપી દ્રવ્યવાળા અને પોતાના સ્વરૂપવડે સર્વ લોકોમાં પ્રિય થયેલા બન્ને અશ્વિનીકુમારોએ 'મંદ' અને 'દ્વિવિદ' નામના પુત્રો ઉત્પન્ન કર્યા.[૧૪] વરુણદેવે 'સુષેણ' નામે પુત્રને ઉત્પન્ન કર્યો. મહા બળવાળા પર્જન્યદેવે 'શરભ' નામે પુત્રને સરજ્યો.[૧૫] વાયુદેવે વજ્રસમાન દેહવાળા તથા ગરૂડસરખા વેગવાળા 'હનુમાન' નામનો પુત્ર ઉત્પન્ન કર્યો.[૧૬] તે હનુમાન સર્વ મુખ્ય વાનરોમાં બળ અને બુદ્ધિવાળો થયો. એ પ્રમાણે રાવણનો વધ કરવા માટે દેવોએ હજારો વાનરપુત્રોને ઉત્પન્ન કર્યા[૧૭] એવી રીતે અમિત બળવાળા, શૂરવીર, પરાક્રમી, ઇચ્છિત રૂપ ધરનારા હાથી અને પર્વત સમાન દૃઢ શરીરવાળા રીંછો, વાનરો અને ગોલાંગૂલો÷ સત્વર જન્મવા લાગ્યા. જે દેવનાં જેવાં રૂપ, વેષ અને પરાક્રમ હતાં તે દેવના અંશથી પૃથક્ પૃથક્ તેવાંજ રૂપ, વેષ અને પરાક્રમવાળા પુત્રો પ્રકટ થયા, તેમાં ગોલાંગૂલી, ઋક્ષી તથા કિન્નરીમાં જન્મેલા કેટલાક પુત્રો, પોતાના પિતાકરતાં પણ વિશેષ પરાક્રમી થયા. વળી વિષ્ણુભગવાનને સહાય કરવા માટે આનંદ પામેલા અન્ય દેવો, મહર્ષિઓ, ગંધર્વો, ગરૂડો, યક્ષો, નાગો, કિંપુરુષો, સિદ્ધલોકો, વિદ્યાધરો અને નાગલોકોએ પણ હજારો પુત્રોને ઉત્પન્ન કર્યા.[૧૮-૨૨] દેવોના બંદી ચારણોએ પણ વનમાં ફરનારા, શૂરવીર અને મોટી કાયાવાળા સેંકડો વાનરપુત્રોને સરજ્યા.[૨૩] આ સર્વની ઉત્પત્તિ, મુખ્ય અપ્સરાઓ, વિદ્યાધરીઓ, નાગકન્યાઓ અને ગંધર્વીઓના શરીરોદ્વારા થઈ.

એ પ્રમાણે ઉત્પન્ન થયેલા સર્વે દેવપુત્રો, ઇચ્છિત રૂપને ધારણ કરવાની શક્તિવાળા, ઇચ્છા પ્રમાણે ગતિ કરનારા,[૨૪] સિંહ અને વ્યાઘ્રના સમાન ગર્વ તથા બળવાળા, શિલાઓ, પર્વતો, નખ, તથા દાઢોરૂપી હથિયારોવડે યુદ્ધ કરનારા,[૨૫] સર્વ પ્રકારની અસ્ત્રવિદ્યામાં કુશળ, મોટા પર્વતોને પણ હલાવી દેવાની શક્તિવાળા, દૃઢ મૂળવાળાં વૃક્ષોને પણ ઉખેડવાને સમર્થ,[૨૬] પોતાના વેગથી નદીઓના સ્વામી સમુદ્રને પણ ક્ષોભ પમાડનારા, પોતાના ચરણપ્રહારવડે પૃથ્વીને કંપાવનારા, મોટા સમુદ્રોને તરી જનારા,[૨૭] આકાશમાં ઉડીને મેઘવાદળને પણ પકડી લેનારા, વનમાં પોતાની મરજી પ્રમાણે ફરનારા મદોન્મત્ત હાથીઓને પણ પકડી રાખનારા,[૨૮] અને માત્ર ગર્જના કરવાથી, આકાશમાં નાદ કરી ફરનારા મોટા પક્ષીઓને પૃથ્વીપર પાડી દે એવા હતા.

એ પ્રમાણે ઇચ્છિત રૂપ ધરનારા અને અન્ય વાનરોના યૂથને પાળી શકે એવા કરોડો વાનરો ઉત્પન્ન થયા; અને તે મુખ્ય વાનરોના યૂથને

÷ વાનરોની એક જાતિ.

પાળનારા કેટલાક યૂથપતિઓ પણ થયા, વળી તેઓએ પણ કેટલાક શૂરવીર પુત્રોને ઉત્પન્ન કર્યા. એ પ્રમાણે ઉત્પન્ન થયેલા કરોડો વાનરોમાંથી હજારો વાનરોએ 'ઋક્ષવાન્' નામના પર્વતના શિખરોપર નિવાસ કર્યો અને કેટલાક અનેક પ્રકારનાં વનોમાં તથા પર્વતોમાં જઇને વસવા લાગ્યા. વળી કેટલાએક મુખ્ય વાનરો ઇંદ્રના પુત્ર વાલિને રાજા માનીને સેવવા લાગ્યા, સૂર્યના પુત્ર સુગ્રીવને યુવરાજ માનીને સેવવા લાગ્યા અને નલ, નીલ તથા હનુમાન આદિ શ્રેષ્ઠ વાનરોને મંત્રી માનીને સેવવા લાગ્યા.[૨૯-૩૩] એ પ્રમાણે ગરૂડસરખા વેગવાળા અને યુદ્ધવિદ્યામાં કુશળ એવા તે સર્વે વાનરાદિકો સિંહ, વ્યાઘ્ર તથા સર્પ વગેરે ક્રૂર પ્રાણીઓનો નાશ કરતા વનમાં વિચરવા લાગ્યા.[૩૪] મહાબળવાળો અને ઘણા પરાક્રમવાળો મહાબાહુ વાલિ પોતાના ભુજબળવડે ઋક્ષ, ગોલાંગૂલ આદિ વાનરોનું રક્ષણ કરવા લાગ્યો.[૩૫] તે સમયે અનેક પ્રકારના નિવાસોમાં વસનારા અને અનેક પ્રકારના ભેદને દર્શાવનારાં લક્ષણોવાળા તે શૂરવીર વાનરોથી પર્વત, વન તથા સમુદ્રસહિત સઘળી પૃથ્વી ખીચોખીચ ભરાઈ ગયેલી જણાવા લાગી.[૩૬] રામચંદ્રજીને રાવણવધના કાર્યમાં સહાય કરવા માટે ઉત્પન્ન થયેલા ભયંકર સ્વરૂપવાળા, અને મેઘ-વાદળ તથા પર્વતના શિખરજેવાં શરીરવાળા મહાબળવાન વાનરો તથા તેઓના યૂથપતિ વાનરોથી સઘળી પૃથ્વી વ્યાપ્ત થઈ ગઈ.[૩૭]

तैर्मेघवृन्दाचलकूटसन्निभैर्महाबलैर्वानरयूथपाधिपैः ॥ बभूव भूर्भीमशरीररूपैः समावृता रामसहायहेतोः ॥ ३७ ॥

ઈતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં સત્તરમો સર્ગ સંપૂર્ણ. ૧૭

## सर्ग १८ मो.

### રામ-લક્ષ્મણાદિનો જન્મ.

निर्वृत्ते तु क्रतौ तस्मिन्हयमेधे महात्मनः ॥
प्रतिगृह्यामरा भागान्प्रतिजग्मुर्यथागतम् ॥ १ ॥

મહાત્મા દશરથરાજાના અશ્વમેધયજ્ઞની



સમાપ્તિ થઇ અને સર્વ દેવો પણ પોતપોતાના યજ્ઞભાગને ગ્રહણ કરીને જેમ આવ્યા હતા તેમ પુનઃ સ્વસ્થાને ગયા.[૧] રાજા દશરથ પણ યજ્ઞદીક્ષાનો નિયમ સમાપ્ત થવાથી પોતાની સ્ત્રીઓ, સેવકો, સેના અને વાહનસહવર્તમાન પુનઃ અયોધ્યામાં જવાને તૈયાર થયા.[૨] દશરથરાજાએ દેશદેશાન્તરથી આવેલા રાજાઓનો યથાયોગ્ય સત્કાર કર્યો, તથા તેમની સાથે આવેલી સેનાના યોદ્ધાઓ વગેરે સર્વને અનેક પ્રકારનાં સુશોભિત વસ્ત્રોનો શિરપાવ આપ્યો; તેથી હર્ષયુક્ત થયેલા તે સર્વ રાજાઓ દશરથરાજાની આજ્ઞા લઇને તથા વસિષ્ઠ અને ઋષ્યશૃંગને પ્રણામ કરીને પોતપોતાના દેશતરફ જવાને તૈયાર થયા.[૩] જ્યારે તે રાજાઓ પોતાના ઘરતરફ જવાને વિદાય થયા ત્યારે તેઓનાં સુશોભિત અને આનંદ પામતાં સૈન્યો અત્યંત દીપવા લાગ્યાં.[૪] સર્વ રાજાઓ વિદાય થયા પછી શ્રીમાન્ દશરથરાજાએ વસિષ્ઠાદિ સર્વ બ્રાહ્મણોને આગળ કરીને પોતાની અયોધ્યાનગરીમાં પ્રવેશ કર્યો.[૫] પછી જવાને તૈયાર થયેલા ઋષ્યશૃંગમુનિનો પણ સારી રીતે સત્કાર કર્યો, એટલે ઋષ્યશૃંગમુનિ પોતાની પત્ની શાન્તાસહિત વિદાય થયા. તેમને વળાવવા માટે પોતાના સેવકોસહિત બુદ્ધિમાન્ દશરથરાજા કેટલેક સુધી જઈ આવ્યા.[૬] એ પ્રમાણે સર્વને વિદાય કરીને તથા અશ્વમેધ યજ્ઞ અને પુત્રેષ્ટિથી ઉત્તમ ફળ મેળવીને જેના સર્વ મનોરથો સંપૂર્ણ થયા છે એવા દશરથરાજા 'હવે મારે ઘેર પુત્રજન્મ ક્યારે થશે?' એમ વિચાર કરતા સુખપૂર્વક અયોધ્યાનું પાલન કરવા લાગ્યા.[૭]

અશ્વમેધયજ્ઞ તથા પુત્રેષ્ટિની સમાપ્તિ થયાં ને ૬ ઋતુઓ એટલે બાર માસ વીતી ગયા અને રમણીય એવી વસંત ઋતુ શરૂ થઈ; તેમાં ચૈત્રમાસ શરૂ થયો હતો, શુક્લપક્ષ હતો, નવમી તિથિ હતી.[૮] પુનર્વસુ નક્ષત્ર હતું, રવિ, મંગળ, ગુરુ, શુક્ર અને શનિ એ પાંચ ગ્રહો અનુક્રમે મેષ, મકર, કર્ક, મીન તથા તુલા એ પાંચ રાશિરૂપ ઉચ્ચસ્થાનમાં રહ્યા હતા, બૃહસ્પતિ

ચંદ્રની સાથે કર્કરાશિપર હતો અને કર્ક લગ્ન ઉદય પામતું હતું, તેવા ઉત્તમોત્તમ સમયમાં મહારાણી શ્રીકૌસલ્યાજીએ દિવ્યલક્ષણસંપન્ન, સર્વ લોકોએ નમસ્કાર કરવા યોગ્ય, વિષ્ણુના અર્ધભાગરૂપ* અને જગતના નાથ એવા મહા ભાગ્યવાન 'રામ' નામના પુત્રને જન્મ આપ્યો. તે સમયે જેમ અદિતિ દેવોમાં શ્રેષ્ઠ અને વજ્રને ધારણ કરનારા ઇંદ્રથી શોભે તેમ મહારાણી કૌસલ્યા, અત્યંત તેજવાળા, રક્તનેત્રવાળા, મોટી ભુજાઓવાળા, રક્ત ઓષ્ઠવાળા, દુંદુભિ-સમાન ગંભીર શબ્દવાળા અને ઇક્ષ્વાકુકુળને દીપાવનારા તે પુત્રથી શોભવા લાગ્યાં.[૧૨]

પછી કૈકેયીએ વિષ્ણુના ચતુર્થાંશરૂપ, સર્વ ગુણસંપન્ન અને સત્ય પરાક્રમવાળા ભરતને જન્મ આપ્યો.[૧૩] અને સુમિત્રાએ વિષ્ણુથી ન્યૂન અંશવાળા, સર્વ પ્રકારની અસ્ત્રવિદ્યામાં કુશળ અને શૂરવીર લક્ષ્મણ તથા શત્રુઘ્નને જન્મ આપ્યો.[૧૪] નિર્મળ બુદ્ધિવાળા ભરતનો જન્મ પુષ્ય નક્ષત્રમાં અને મીનલગ્નમાં થયો હતો, અને લક્ષ્મણ તથા શત્રુઘ્નનો જન્મ આશ્લેષા નક્ષત્ર અને કર્કલગ્નમાં થયો હતો.[૧૫]

એ પ્રમાણે દશરથરાજાને ત્યાં મહાત્મા, પૃથક્ પૃથક્ ગુણવાળા, યોગ્ય વ્યવહારવાળા અને પૂર્વાભાદ્રપદા તથા ઉત્તરાભાદ્રપદા નક્ષત્રના તારાઓસરખી દેદીપ્યમાન કાંતિવાળાઈ ચાર પુત્રોનો જન્મ થયો.[૧૬] એ સમયે ગંધર્વો મધુર ગાયન કરવા લાગ્યા, અપ્સરાઓ નૃત્ય કરવા લાગી, દેવતાઓનાં દુંદુભિ વાગવા લાગ્યાં અને આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થવા લાગી.[૧૭] અયોધ્યામાં પણ મહાન્ આનંદોત્સવ થવા લાગ્યો. મોટા રાજમાર્ગો તથા શેરીઓ માણસો, નટો અને નૃત્ય કરનારાઓથી ખીચોખીચ ભરાઈ ગઈ હતી.[૧૮] દરેક શેરીઓમાં જન્મનાં વધાઈ-ધોળ-મંગળ ગાનારા, જય બોલનારા અને વાજીંત્રો વગાડનારાઓની ભીડ જામી હતી અને તેઓના ઉપર લોકોએ હર્ષથી વરસાવેલાં રત્ન-મોતી વગેરેથી તે શેરીઓ શોભી રહી હતી.[૧૯] દશરથરાજાએ પુત્રજન્મના મહોત્સવમાં સૂત,* માગધ‡ અને બંદીજનોને× અનેક પ્રકારનાં પારિતોષિક આપી સંતુષ્ટ કર્યાં અને બ્રાહ્મણોને હજારો ગાયોનાં દાન આપ્યાં.[૨૦]

પુત્રોનો જન્મ થયાંને અગીયાર દિવસ વીત્યા પછી બારમે દિવસે દશરથરાજાએ ગુરુ વસિષ્ઠને બોલાવી ચારે પુત્રોના નામકરણસંસ્કાર કર્યો તેમાં સર્વથી જ્યેષ્ઠ કૌસલ્યાના પુત્રનું નામ 'રામ' કૈકેયીના પુત્રનું નામ 'ભરત' તથા સુમિત્રાના એક પુત્રનું નામ 'લક્ષ્મણ' અને બીજા પુત્રનું નામ 'શત્રુઘ્ન' રાખ્યું.[૨૧,૨૨] એ દિવસે દશરથરાજાએ પોતાના નગરના અને દેશના ઘણા બ્રાહ્મણોને ભોજન કરાવ્યું તથા તેઓને અનેક રત્નોનાં દાન આપ્યાં.[૨૩] એ પછી દશરથરાજાએ પોતાના ચારે પુત્રો જેમ જેમ મોટા થતા ગયા, તેમ તેમ યથાસમયે જાતકર્મસંસ્કારથી માંડીને ઉપનયનસંસ્કાર સુધીના સર્વ સંસ્કારો વસિષ્ઠની સંમતિથી કર્યા.

એ ચારે પુત્રોમાં ધ્વજસરખા અને બ્રહ્માના સમાન સર્વ શક્તિવાળા જ્યેષ્ઠ પુત્ર રામચંદ્ર પોતાના પિતાને અત્યંત આનંદ આપનારા થયા તથા ઉત્તમ ગુણોવડે સર્વ પ્રાણીઓને સંમત (વહાલા) થયા. રામચંદ્રાદિ ચારે ભાઈઓ ગુરુની પાસેથી સંપૂર્ણ વિદ્યા ભણીને, વેદને જાણનારા, શૂરવીર, લોકનું હિત કરવામાં પ્રીતિવાળા, જ્ઞાનસંપન્ન અને સદ્ગુણોના ભંડાર થયા. તે ચારે ભાઈઓમાં મહાતેજસ્વી જ્યેષ્ઠ રામચંદ્ર સત્યપરાક્રમવાળા, સર્વલોકને પ્રિય, ચંદ્રસરખા નિર્મલ, હાથી તથા અશ્વપર સ્વારી કરવામાં કુશળ, સંગ્રામસમયે રથ ચલાવવામાં પ્રવીણ, ધનુર્વેદને સારી રીતે જાણનારા અને પિતાની સેવા કરવામાં પ્રીતિવાળા

* અહીં જે વિભાગ આપ્યા છે તે સમાંશવાચક નથી પણ અંશવાચક છે.

ઈ પૂર્વાભાદ્રપદા તથા ઉત્તરાભાદ્રપદા, એ દરેકના બે બે તારાઓ છે. તેમ રામ-લક્ષ્મણ તથા ભરત-શત્રુઘ્ન એ બન્નેના જોડ થઈ.

* વંશાવિલ-પુરાણની કથા કહેનારાઓ.

‡ વંશાવલિ કહેનારા. × સ્તુતિ-વખાણ કરનારા.

હતા. તેમનો નાનો ભાઇ, લક્ષ્મીને વધારનાર લક્ષ્મણ લોકોને આનંદ આપનારા પોતાના જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્રપર બાલ્યાવસ્થાથીજ સુદૃઢ પ્રીતિવાળો હતો. તે લક્ષ્મણ રામચંદ્રનું પ્રિય કરવામાં પોતાના શરીરની પણ પરવા રાખતો ન હતો;[૨૪-૨૯] તેમજ રામચંદ્રને પણ પોતાનો નાનો ભ્રાતા લક્ષ્મીસંપન્ન લક્ષ્મણ એટલો તો પ્રિય હતો કે જાણે બહાર ફરતા પોતાના બીજા પ્રાણજ હોયની! રામચંદ્રની લક્ષ્મણપર એટલી તો પ્રીતિ હતી, કે તેનાથી વિખૂટા પડીને તે નિદ્રા પણ કરતા નહિ;[૩૦] અને કૌસલ્યા ભોજન કરવા માટે મિષ્ટાન્ન આપે તોપણ લક્ષ્મણવિના ભોજન કરતા નહિ. જ્યારે રામચંદ્ર અશ્વારૂઢ થઇને મૃગયા કરવા જતા હતા ત્યારે તેમનું રક્ષણ કરવા માટે નાનો ભાઈ લક્ષ્મણ હાથમાં ધનુષ્ય ધારણ કરીને તેમની પાછળ જતો હતો. આ પ્રમાણે રામ-લક્ષ્મણનો પરસ્પર જેવો ગાઢ પ્રેમ હતો તેવોજ પ્રેમ ભરત અને શત્રુઘ્ન વચ્ચે હતો, કે જે શત્રુઘ્ન લક્ષ્મણનો નાનો ભ્રાતા હતો.[૩૧,૩૨] ભરતને શત્રુઘ્ન પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય હતો અને તેવીજ રીતે શત્રુઘ્નને ભરત પ્રિય હતો. જેમ દેવોને જોઈને બ્રહ્મદેવ પ્રસન્ન થાય છે તેમ આ મહા ભાગ્યશાળી અને પ્રિય એવા રામચંદ્રાદિ ચારે પુત્રોને જોઈને, દશરથરાજા અત્યંત પ્રસન્ન થતા હતા. આ પ્રમાણે જ્યારે ચારે પુત્રો જ્ઞાનસંપન્ન, લજ્જા અને કીર્તિવાળા, સર્વજ્ઞ, ગુણોથી વિખ્યાત દીર્ઘદર્શી, વૈદિક ગ્રંથોના અધ્યયનમાં પ્રીતિવાળા, પિતાની સેવામાં મગ્ન રહેનારા તથા ધનુર્વેદમાં પારંગત થયા, ત્યારે દેદીપ્યમાન કાંતિવાળા તે સર્વને જોઇ દશરથરાજા બ્રહ્મદેવની પેઠે અત્યંત હર્ષિત થયા.

પોતાના પુત્રોને સર્વગુણસંપન્ન થયેલા તથા યુવાવસ્થામાં આવતા જોઈને, દશરથરાજા પોતાના વસિષ્ઠ, વામદેવ વગેરે ઉપાધ્યાયો તથા બાંધવોની સાથે તેઓના વિવાહ કરવાસંબંધે વિચાર કરવા લાગ્યા. એક દિવસે પોતાના મંત્રીઓની સભામાં બેસીને, દશરથરાજા ઉપર્યુક્ત વિષયનોજ વિચાર કરી રહ્યા હતા, તેવામાં મહાતેજસ્વી વિશ્વામિત્રમુનિ રાજમહેલ આગળ પધાર્યા; અને રાજાને મળવાની ઇચ્છાથી તેમણે દ્વારપાલોને કહ્યું કે:-"ગાધિપુત્ર વિશ્વામિત્ર આવ્યા છે એવા સમાચાર દશરથરાજાને સત્વર કહો."

વિશ્વામિત્રનું વચન સાંભળીને ભયભીત થયેલા તે દ્વારપાલો શીઘ્ર રાજમહેલમાં ગયા, અને તેઓએ ઇક્ષ્વાકુવંશમાં જન્મેલા દશરથરાજાને નિવેદન કર્યું કે:-મહારાજાધિરાજની જય થાઓ!! આપણા દ્વાર આગળ ગાધિપુત્ર વિશ્વામિત્રમુનિ પધાર્યા છે અને તે આપને મળવા ઇચ્છે છે."

દ્વારપાલોનું ઉપર્યુક્ત વચન સાંભળતાંજ સ્થિર અંતઃકરણવાળા દશરથરાજા અત્યંત હર્ષિત થયા. પછી જેમ ઇંદ્ર બ્રહ્મદેવની સામે જાય તેમ પોતાના પુરોહિત વસિષ્ઠમુનિસહિત દશરથરાજા વિશ્વામિત્રની સામે ગયા અને તેમને પોતાના રાજમહેલમાં તેડી લાવીને ઉત્તમ આસનપર પધરાવ્યા. તે સમયે પોતાની કાંતિવડે દેદીપ્યમાન, તપસ્વી અને પ્રશંસનીય વ્રતવાળા વિશ્વામિત્રમુનિનાં દર્શન કરવાથી આનંદયુક્ત થયેલા દશરથરાજાએ અર્ઘ્યાદિ ઉપચારોવડે તેમની પૂજા કરી. વિશ્વામિત્રમુનિએ પણ શાસ્ત્રોક્તવિધિથી કરેલી પૂજાનો અંગીકાર કર્યો.[૩૩-૪૪] પછી અત્યંત ધાર્મિક વિશ્વામિત્રમુનિએ દશરથરાજાને (તેમના) નગર, ભંડાર, દેશ, સગાંવહાલાં અને મિત્રોસંબંધી કુશળ પૂછ્યું. વળી રાજ્યસંબંધી પ્રસંગ ચાલતાં પૂછ્યું કે હે રાજન્! શત્રુરૂપ ગણાતા આસપાસના રાજાઓ, કે જેઓને તેં જીતી લીધેલા છે તેઓ હવે તારી સાથે નમ્રતાથી વર્તે તો છે?[૪૫,૪૬] વળી હે નૃપ! તારાં યજ્ઞ તથા દેવપૂજનાદિ દેવકર્મો અને સામ-દાન વગેરે મનુષ્યકર્મોનાં અનુષ્ઠાન સારી રીતે ચાલુ તો છે?" એ પ્રમાણે દશરથરાજાને કુશળ પ્રશ્ન પૂછ્યા પછી તે મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે વસિષ્ઠમુનિને તથા અન્ય વામદેવાદિ ઋષિઓને મળીને, તે સર્વને યથાયોગ્ય કુશળ સમાચાર પૂછ્યા. તે સમયે

રાજાથી સત્કાર પામેલા તે સર્વ ઋષિઓ પણ આનંદયુક્ત થઇને રાજમહેલમાં પધાર્યા અને પોતપોતાનાં આસનોપર વિરાજ્યા.

પછી આનંદિતચિત્ત થયેલા અને પરમ ઉદાર અંત:કરણવાળા દશરથરાજા મહામુનિ વિશ્વામિત્રને કહેવા લાગ્યા કે:-"હે મહામુનિ! આપનાં દર્શનથી આજે હું પવિત્ર થયો છું. હે મહર્ષિ! મનુષ્યને અમૃતની પ્રાપ્તિ થવાથી, મરૂદેશજેવા નિર્જળ સ્થાનમાં વૃષ્ટિ થવાથી,[૪૭-૫૦] વાંઝીયા પુરૂષને પોતાની યોગ્ય સ્ત્રીના વિષે પુત્રજન્મ થવાથી, નષ્ટ થયેલા ધનની પુન: પ્રાપ્તિ થવાથી અને પોતાના પુત્રનો વિવાહ વગેરે ઉત્સવ આવવાથી જેટલો હર્ષ થાય, તેટલો હર્ષ તમારા આગમનથી મને થયો છે. હે મુનિ! આપ ભલે પધાર્યા. મને એટલો બધો હર્ષ થયો છે કે હું આપની કયી ઇચ્છાને પરિપૂર્ણ કરૂં?[૫૧,૫૨] હે બ્રહ્મન્! મારા સત્કારને આપ સેવવા યોગ્ય છો. મારા ઉત્તમ ભાગ્યેજ આપ અત્ર પધાર્યા છો. હે ધાર્મિક! આપનું દર્શન થવાથી આજે મારો જન્મ સફળ થયો છે અને મારૂં જીવિત પણ સાર્થક થયું છે, તેમજ આજની રાત્રિ પણ રૂડા પ્રભાતવાળી થઇ છે. હે વિપ્ર! તમે પૂર્વે ક્ષત્રિય હોવા છતાં, તપશ્ચર્યાના બળવડે 'રાજર્ષિ'-પદને પામ્યા અને પુન: પણ તેજ તપશ્ચર્યાવડે 'બ્રહ્મર્ષિ' પદને પ્રાપ્ત થયા છો, તેથી મારે તો બન્ને પ્રકારે અત્યંત પૂજનીય છો. અહો!! આપનું પવિત્ર દર્શન મને મળ્યું તેથી અત્યંત આશ્ચર્ય થાય છે.[૫૩-૫૫] હે મુનિ! તમારાં દર્શનથી હું નિષ્પાપ થયો છું. હવે મારી પ્રાર્થના એટલી છે કે આપને અત્ર પધારવાનું જે કંઈ પ્રયોજન હોય તે મને કહો.[૫૬] હે રૂડાં આચરણવાળા! આપ મને જો કાંઇ કાર્ય સોંપશો તો હું આપે મારાપર અનુગ્રહ કર્યો માનીશ અને આપનું કાર્ય કરીશ. તેમાં કોઈ પણ પ્રકારે સંદેહ રાખવો નહિ.[૫૭] હું આપનું કાર્ય નિશ્ચય કરીશ; કારણ કે આપ મારૂં પરમ દૈવત છો. હે દ્વિજ! તમારા આગમનથી આજે મારો મહાન્ અભ્યુદય થયો છે, અને સમગ્ર ઉત્તમ ધર્મો પ્રાપ્ત થયા છે."[૫૮]

એ પ્રમાણે સ્વાધીન અંત:કરણવાળા દશરથરાજાએ કહેલાં નમ્રવચનો કે જે પોતાના હૃદય તથા કર્ણને સુખ ઉપજાવનારાં હતાં, તે સાંભળીને પ્રસિદ્ધ કીર્તિવાળા તથા શમ-દમાદિ ગુણસંપન્ન વિશ્વામિત્રમુનિ પરમહર્ષને પ્રાપ્ત થયા.[૫૯]

**इति हृदयसुखं निशम्य वाक्यं श्रुतिसुखमात्मवता विनीतमुक्तम्॥ प्रथितगुणयशा गुणैर्विशिष्टः परमऋषिः परमं जगाम हर्षम्॥५९॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં અઢારમો સર્ગ સંપૂર્ણ. ૧૮

## सर्ग १९ मो.

યજ્ઞરક્ષાર્થે રામને મોકલવા વિશ્વામિત્રની માગણી.

**तच्छ्रुत्वा राजसिंहस्य वाक्यमद्भुतविस्तरम्॥ हृष्टरोमा महातेजा विश्वामित्रोऽभ्यभाषत॥१॥**

રાજાઓમાં સિંહસરખા દશરથરાજાનાં અદ્ભુત અનેવિસ્તારયુક્ત વચન સાંભળીને આનંદવડે પુલકિત થયેલા મહાતેજસ્વી વિશ્વામિત્રમુનિ બોલ્યા કે:-"હે રાજશાર્દૂલ! આ પૃથ્વીમાં તારી પેઠે નમ્રતાથી બોલવાને માટે, તારા સિવાય બીજો કોઈ પણ મનુષ્ય યોગ્ય નથી, કારણ કે તું મોટા ઇક્ષ્વાકુવંશમાં જન્મેલો છે અને મહામુનિ વસિષ્ઠગુરૂની આજ્ઞામાં વર્તે છે.[૧,૨] હે રાજન્! તું મારૂં કાર્ય કરવાને ઉત્સુક છે, તેથી હું તને આગ્રહપૂર્વક કહું છું કે પ્રથમ તું મારૂં ઇચ્છિત, કાર્ય કરી આપવાની પ્રતિજ્ઞા લે, અને પછી મારા કહેવા પ્રમાણે વર્તીને તારી પ્રતિજ્ઞા સત્ય કર[૩] હે પુરૂષોમાં શ્રેષ્ઠ દશરથરાજા! સાંપ્રતકાળમાં મેં યજ્ઞદીક્ષા લઇને યજ્ઞનો આરંભ કર્યો છે, પરંતુ તે કાર્ય પૂર્ણ થવું અશક્ય જણાય છે; કારણ કે 'મારીચ' અને 'સુબાહુ' નામના બે રાક્ષસો કે જેઓ ઇચ્છિતરૂપને ધારણ કરનારા, પરાક્રમવાળા અને યુદ્ધવિદ્યાને સારી

રીતે શીખેલા છે, તેઓ મારા યજ્ઞમાં આવીને વિઘ્ન કરે છે. જ્યારે યજ્ઞની સમાપ્તિ થવા આવે છે ત્યારે તે બન્ને રાક્ષસો છાનામાના ચોરની પેઠે ક્યાંયથી આવીને, યજ્ઞની વેદી ઉપર માંસ તથા રૂધિરનો વર્ષાદ વર્ષાવે છે. હે નૃપ! આ પ્રમાણે યજ્ઞદીક્ષાનો સંકલ્પ નષ્ટ થવાથી મારો સઘળો શ્રમ વ્યર્થ થઈ જાય છે, માટે હું ઉત્સાહરહિત થઈ તે સ્થળનો ત્યાગ કરીને તારી પાસે આવ્યો છું. હે રાજન્! તે રાક્ષસોપર ક્રોધ કરીને તેમને શાપ દેવાની મારી ઇચ્છા થતી નથી;[૪-૭] કારણ કે તે યજ્ઞક્રિયાજ એવા પ્રકારની છે, કે તેમાં દીક્ષિત થઈ ને, કોઈ ને શાપ દેવાતો નથી.* માટે હે રાજશાર્દૂલ! તારો જ્યેષ્ઠ પુત્ર રામ, કે જે સત્ય પરાક્રમવાળો, શૂરવીર અને કાકપક્ષને ધારણ કરનારો છે, તેને મારા સ્વાધીન કર; કારણ કે મારાથી રક્ષા કરાયેલો એ તારો પુત્ર પોતાના દિવ્ય તેજવડે મારીચ તથા સુબાહુ, એ બન્ને રાક્ષસોનો અને યજ્ઞમાં વિઘ્ન કરનારા બીજા પણ રાક્ષસોનો વિનાશ કરવાને સમર્થ છે. હું પણ નિઃસંદેહ તેને અનેક પ્રકારનાં શ્રેય-આશીર્વાદ આપીશ,[૮-૧૦] કે જેથી તે ત્રણે લોકમાં વિખ્યાત થશે. હે પૃથ્વીપતિ! તે બન્ને રાક્ષસો સંગ્રામમાં રામચંદ્રની આગળ આવીને ઉભા રહેવાને પણ શક્તિમાન નથી.[૧૧] રામચંદ્ર સિવાય બીજો કોઈ પણ મનુષ્ય મહોન્મત્ત અને કાળના ફાંસામાં આવી પડેલા તે પાપી રાક્ષસોને હણવાને હામ ભીડી શકે એમ નથી.[૧૨] હે રાજશાર્દૂલ! એ બન્ને રાક્ષસો મહાત્મા રામચંદ્રને જીતવાને કોઈ રીતે સમર્થ નથી. હે પાર્થિવ! તું હાલમાં તારા પુત્ર ઉપર સ્નેહભાવ લાવીને, તેને મારા સ્વાધીન કરવામાં આનાકાની કરવાને યોગ્ય નથી.[૧૩] હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે રામચંદ્રની આગળ તો તે દુષ્ટ રાક્ષસોને મુવા પડેલાજ સમજવા. હે રાજન્! હું તારા પુત્ર મહાત્મા રામચંદ્રને સત્ય પરાક્રમવાળો જાણું છું; માટેજ આમ પ્રતિજ્ઞા સાથે કહું છું.[૧૪] હે નૃપ! હું એકલોજ રામચંદ્રને સત્ય પરાક્રમવાળો જાણું છું એમ નથી; પરંતુ મહાતેજસ્વી આ વસિષ્ઠમુનિ તથા બીજા વામદેવાદિ તપસ્વીઓ પણ જાણે છે. માટે હવે મારે તો કહેવાનું માત્ર એટલુંજ છે કે જો તું ધર્મપ્રાપ્તિની ઇચ્છા રાખતો હોય અને પૃથ્વીમાં પોતાની ઉત્તમ કીર્તિને સ્થિર રાખવા ચહાતો હોય તો મારી સાથે રામચંદ્રને મોકલ. વળી હે કાકુત્સ્થ!* વસિષ્ઠ આદિ તારા મંત્રીઓ પણ જો આ (રામને મોકલવારૂપ) કાર્યમાં તને સંમતિ આપતા હોય તો રામચંદ્રને મારી સાથે મોકલ. (રામને મોકલવામાં રાજાને વધુ અડચણ નથી, તે જણાવે છે.) હે રાજન્! તારા પુત્ર રામચંદ્રને પોતાની બાલ્યાવસ્થા પૂર્ણ થવાથી તારા ઉપર વધારે આસક્તિ નથી; અને તે મને ઘણો પ્રિય છે, માટે તું તારો પુત્ર મને આપવા યોગ્ય છે.[૧૫-૧૭] વળી તને પુત્રનો વિયોગ લાંબા કાળ સુધી રહેવાનો નથી; કારણ કે હવે મારે યજ્ઞસંબંધિ દશ રાત્રિનું કાર્યજ અવશેષ છે. માટે હું કમળસરખાં નેત્રવાળા રામચંદ્રને વધુ દિવસ રોકીશ નહિ. હે રાઘવ! હવે જેમ કરવાથી મારા યજ્ઞનો વધારે સમય વહી ન ન જાય તેમ સત્વર કર. આથી કોઇ પણ પ્રકારે મનમાં શોક લાવીશ નહિ. તારૂં કલ્યાણ થશે."

ધર્માત્મા, મહાતેજસ્વી તથા બુદ્ધિમાન્ વિશ્વામિત્રમુનિ, એ પ્રમાણે ધર્મ તથા અર્થયુક્ત વચનો કહીને વિરમ્યા; પરંતુ વિશ્વામિત્રનાં તે વચન સાંભળીને દશરથરાજા મહાન્ શોકાવિષ્ટ થઇ ગયા અને મૂર્ચ્છા આવવાથી બેબ્હાકળા થઇ કંપવા લાગ્યા તથા ભયથી§ ઉભા થઇને વળી બેસી ગયા અને ખેદ કરવા લાગ્યા.[૧૮-૨૧]

એ પ્રમાણે હૃદયને ચીરી નાખનારૂં તથા

* શાપ દેવામાં ક્રોધ થાય છે, અને ક્રોધ થવાથી કરેલા પુણ્યકર્મનો નાશ થાય છે.

* કકુત્સ્થકુળમાં ઉત્પન્ન થયેલા.

§ વિશ્વામિત્રની સાથે મોકલવાથી પુત્રવિયોગને લીધે થવા દુઃખનો ભય અને નહિ મોકલવાથી વિશ્વામિત્રના શાપનો ભય.

મનને પીડા કરનારૂં વિશ્વામિત્રનું વચન સાંભળીને મહાત્મા દશરથરાજા, અત્યંત દુઃખી થઈ ગયા અને આસનપરથી નીચે પૃથ્વીપર પડી ગયા.[२२]

इति हृदयमनोविदारणं मुनिवचनं तदतीव शुश्रुवान् ॥ नरपतिरभवन्महान्महात्मा व्यथितमनाः प्रचचाल चासनात् ॥ २२ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ઓગણીસમો સર્ગ સંપૂર્ણ. ૧૯

## सर्ग २० मो.

વિશ્વામિત્ર અને દશરથનો સંવાદ.

तच्छ्रुत्वा राजशार्दूलो विश्वामित्रस्य भाषितम् ॥ मुहूर्तमेव निःसंज्ञः संज्ञावानिदमब्रवीत् ॥ १ ॥

વિશ્વામિત્રમુનિનું વચન સાંભળી દુઃખી થયેલા દશરથરાજા બે ઘડી સુધી બેભાન અવસ્થામાંજ રહ્યા. પછી સેવકોએ અનેક ઉપાયો કરવાથી થોડે સમયે તેમની મૂર્છા ટળી ગઈ અને સ્વસ્થ થયેલા દશરથરાજા વિશ્વામિત્રમુનિ પ્રતિ કહેવા લાગ્યા કે,[१] "હે મહાત્મા! કમળસરખાં નેત્રવાળા મારા પુત્ર રામચંદ્રને હજી સોળ વર્ષ પણ પૂરાં થયાં નથી; તેથી તે રાક્ષસોની સાથે યુદ્ધ કરવાને સમર્થ હોય એમ મને લાગતું નથી.[२] માટે મારી અક્ષૌહિણી* સેના કે જે મારે સ્વાધીન છે તે સેનાસહિત હું (તમારા યજ્ઞમાં) આવીને તે રાક્ષસોની સાથે યુદ્ધ કરીશ.[३] મારી સેનાના શૂરવીર અને પરાક્રમી યોદ્ધાઓ કે જેઓ અસ્ત્રવિદ્યામાં કુશળ છે તેઓ રાક્ષસોની સામે યુદ્ધ કરવાને સમર્થ છે, માટે તમારે મારાપુત્ર રામચંદ્રને લઈ જવો યોગ્ય નથી[४] સંગ્રામસમયે હું પોતેજ હાથમાં ધનુષ્ય ગ્રહણ કરીને તમારા યજ્ઞની રક્ષા કરીશ, અને જ્યાંસુધી મારામાં પ્રાણ રહેશે ત્યાંસુધી હું રાક્ષસોની સાથે યુદ્ધ કરીશ[५] હે મુનિ! હું તમારે ત્યાં આવીશ તેથી તમારી યજ્ઞક્રિયા સુરક્ષિતપણે નિર્વિઘ્ને પાર પડશે;[६] માટે રામચંદ્રને લઇજવાની કાંઇ જરૂર નથી. મારો પુત્ર રામચંદ્ર તો હજી બાળક છે, તેણે હજી ગુરૂપાસેથી પૂરેપૂરો વિદ્યાભ્યાસ પણ કર્યો નથી, અસ્ત્રવિદ્યાને જાણતો નથી, અને સામા આવેલા શત્રુના બળાબળને પણ સમજી શકતો નથી; એથી કોઈ પણ રીતે તે યુદ્ધ કરવામાં કુશળ હોય એમ જણાતું નથી.[७] મારો સુકુમાર પુત્ર રામચંદ્ર રાક્ષસોની સાથે યુદ્ધ કરવાને યોગ્ય નથી, કારણ કે રાક્ષસો તો કપટથી યુદ્ધ કરનારા છે. વળી રામચંદ્રથી વિખુટો પડેલો હું તેના સ્નેહને લીધે એક મુહૂર્ત પણ જીવી શકું એમ નથી, માટે હે મુનિશ્રેષ્ઠ! તમે રામચંદ્રને લઈ જવા યોગ્ય નથી. હે બ્રહ્મન્! હે સુવ્રત! જો તમે રામચંદ્રને તેડી જવા ઇચ્છતા હો તો તેની સાથે ચતુરંગિણી‡ સેનાને અને મને પણ તેડી જાઓ. હે કૌશિક! જ્યારે મારી સાહઠહજાર વર્ષની અવસ્થા થઇ ત્યારે મોટા પરિશ્રમવડે (અશ્વમેધ-પુત્રેષ્ટિ વગેરે કરવાવડે) આ પુત્ર ઉત્પન્ન થયો છે, માટે તમે આ રામચંદ્રને લઈ જવા યોગ્ય નથી. જો કે મારે ચાર પુત્રો છે તોપણ રાજ્યાસનપર બેસીને પ્રજાપાલન કરવારૂપી ધર્મ જ્યેષ્ઠ પુત્રના આધારે રહેલો હોવાથી તે જ્યેષ્ઠ પુત્ર રામચંદ્રપર મારી વિશેષ પ્રીતિ છે, માટે તમે રામચંદ્રને લઇ જવાને યોગ્ય નથી. વળી મને એ પણ કહેશો કે તમારા યજ્ઞમાં વિઘ્ન કરનારા તે રાક્ષસો કેવા પરાક્રમવાળા

* અક્ષૌહિણીની સામાન્ય ગણત્રી આ પ્રમાણે છેઃ— ૨૧૮૭૦ રથ, ૨૧૮૭૦ હાથી, ૬૫૬૧૦ ઘોડા, ૧૦૯૩૫૦ પાળા. એ સર્વની મળીને કુલ સંખ્યા ૨૧૮૭૦૦ થાય છે. વળી અક્ષૌહિણીસેનાની ગણત્રીની બીજી રીત નીચે આપેલા કોષ્ટકથી સમજાશે.

| ૧ રથ, ૧ હાથી, ૩ ઘોડા અને ૫ પાળા, એટલી સંખ્યા મળવાથી એક પત્તિ કહેવાય છે. | |
|---|---|
| ૩ પત્તિનો સેનામુખ. | ૩ વાહિનીની પૃતના. |
| ૩ સેનામુખનો ગુલ્મ. | ૩ પૃતનાની ચમૂ. |
| ૩ ગુલ્મનો ગણ. | ૩ ચમૂની અનીકિની. |
| ૩ ગણની વાહિની. | ૧૦ અનીકિનીની અક્ષૌહિણી. |

‡ હાથી, ઘોડા, પાળા અને રથ. એ ચાર સેનાનાં અંગ કહેવાય છે.

છે? કોના પુત્ર છે? તેઓનાં નામ શું છે?[૯-૧૧] તેઓનાં શરીર કેવાં છે? અને સંકટ સમયે તેઓનું રક્ષણ કોણ કરે છે? હે મુનિશ્રેષ્ઠ! તમારી સાથે આવીને રામે, મારા યોદ્ધાઓએ અથવા મારે, કપટથી યુદ્ધ કરનારા તે રાક્ષસોનો વધ કેવી રીતે કરવો? વળી હે ભગવન્! પોતાના પરાક્રમના ગર્વવાળા અને દુષ્ટ અંતઃકરણવાળા તે રાક્ષસોની સામે યુદ્ધમાં મારે શી રીતે ઉભા રહેવું? એ સઘળું મને કહો."

એ પ્રમાણે દશરથરાજાનું વચન સાંભળીને વિશ્વામિત્રમુનિ કહેવા લાગ્યા કે,[૧૩-૧૫] "હે રાજન્! પૌલસ્ત્યવંશમાં ઉત્પન્ન થયેલો 'રાવણ' નામનો રાક્ષસ કે જે કુબેરનો સગો ભાઇ છે અને વિશ્રવામુનિનો પુત્ર છે, તે રાવણ બ્રહ્મદેવના વરદાનથી મોટા બળ તથા પરાક્રમવાળો થઇને ત્રણે લોકોને અત્યંત પીડા કરે છે. હે મહારાજ! એવું સાંભળવામાં આવ્યું છે કે એ રાવણ રાક્ષસોનો રાજા છે, અને તેના ઘણા રાક્ષસો સહાયક છે. જો કે મહા બળવાન તે રાવણ જાતે તો મારા યજ્ઞમાં વિઘ્ન કરવાને આવતો નથી, પરંતુ તેમ કરવા માટે 'મારીચ' અને 'સુબાહુ' નામના બે રાક્ષસોને પ્રેરે છે, તેથી તેઓ મારા યજ્ઞમાં આવીને વિઘ્ન કરે છે."[૧૬-૧૮]

વિશ્વામિત્રનાં એવાં વચન સાંભળતાંજ (રાવણનું નામ સાંભળીનેજ) ભયભીત થયેલા દશરથરાજા વિશ્વામિત્રમુનિને પુનઃ કહેવા લાગ્યા કે:–"તમારા યજ્ઞમાં વિઘ્ન કરનારા તે બન્ને રાક્ષસોને શું રાવણની સાથે સંબંધ છે? અરે, એ દુષ્ટ રાવણની સામે તો હું પોતે પણ યુદ્ધમાં ઉભો રહેવા સમર્થ નથી. તો પછી મારો પુત્ર ક્યાંથીજ સમર્થ હોય?[૨૦] માટે હે ધર્મને જાણનારા! તમે મારા પુત્ર રામચંદ્રપર કૃપા કરો. મારા સરખા અલ્પ ભાગ્યવાળા મનુષ્યના તો આપ પરમ દૈવત અને ગુરૂ છો.[૨૧] હે મહાત્મા! યુદ્ધમાં એ રાવણના પરાક્રમને સહન કરવાને દેવો, દાનવો, ગંધર્વો, યક્ષો, પક્ષીઓ કે સર્પો પણ સમર્થ થયા નથી; તો પછી મનુષ્યોની તો ગણત્રીજ શી?[૨૨] વળી હે મુનિશ્રેષ્ઠ! કદાચ કોઇ બળવાન પુરૂષ તે રાવણની સામે યુદ્ધ કરવાને જાય છે, તો તે દુષ્ટ રાવણ તેના બળને હરણ કરી લે છે. માટે હું તેની સાથે કે તેની સેનાના યોદ્ધાઓની સાથે યુદ્ધ કરવાને સમર્થ નથી;[૨૩] તેમજ મારી સઘળી સેના અને ચારે પુત્રો સહિત આપ પણ તેની સાથે યુદ્ધ કરવાને સમર્થ નથી; ત્યારે દેવસમાન સ્વરૂપવાળા અને સંગ્રામની વિદ્યાને નહિ જાણનારા મારા બાળક પુત્ર રામચંદ્રને તમારી સાથે કેમ મોકલી શકું? માટે હે બ્રાહ્મન્! હું રામચંદ્રને તમારા સ્વાધીન નહિ કરૂં. વળી તમારા યજ્ઞમાં વિઘ્ન કરનારા મારીચ અને સુબાહુ કે જેઓ યુદ્ધમાં કાળસરખા છે, પરાક્રમી છે, યુદ્ધવિદ્યાને સારી રીતે શીખેલા છે અને સુંદ તથા ઉપસુંદના પુત્ર છે, તેઓની સાથે યુદ્ધ કરવાને માટે મારા પુત્ર રામચંદ્રને નહિ મોકલું. કદાચ મારા પ્રિયજનોસહિત હું યુદ્ધ કરવાને આવીશ તોપણ બીજા રાક્ષસોની સાથેજ હું યુદ્ધ કરી શકીશ; તે મારીચ અને સુબાહુની સાથે તો નહિજ. જો આપને એ પ્રમાણે કબૂલ ન હોય તો પછી મારા બાંધવોસહિત હું (આપનું કાર્ય ન કરી શકવા માટે) આપની ક્ષમા યાચું છું."[૨૪-૨૭]

દશરથરાજાનાં વચન સાંભળીને, કુશિકપુત્ર વિશ્વામિત્ર મહર્ષિને અત્યંત ક્રોધ વ્યાપ્યો. જેમ યજ્ઞમાં પ્રથમ સૂકી સમિધો હોમવાથી સારી રીતે પ્રજ્વલિત થયેલા અગ્નિમાં પાછળથી ઘી હોમાતાં તે અગ્નિ અત્યંત પ્રદીપ્ત થાય છે તેમ વિશ્વામિત્રમહર્ષિરૂપી અગ્નિ પ્રજ્વલિત થયો.[૨૮]

इति नरपतिजल्पनाद् द्विजेन्द्रं कुशिकसुतं सुमहान्विवेश मन्युः ॥ सुहुत इव मखेऽग्निराज्यसिक्तः समभवदुज्ज्वलितो महर्षिवह्निः ॥ २८ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં વીસમો સર્ગ સંપૂર્ણ. ૨૦

## સર્ગ ૨૧ મો.

**વિશ્વામિત્રનો કોપ અને વસિષ્ઠની ભલામણ.**

**તચ્છ્રુત્વા વચનં તસ્ય સ્નેહપર્યાકુલાક્ષરમ્ ॥**
**સમન્યુઃ કૌશિકો વાક્યં પ્રત્યુવાચ મહીપતિમ્॥૧॥**

દશરથરાજાએ પોતાના પુત્રપરના અત્યંત સ્નેહને લીધે ગદ્‌ગદ્‌કંઠે કહેલાં વચનો સાંભળીને ક્રોધયુક્ત થયેલા વિશ્વામિત્રમુનિ રાજાને કહેવા લાગ્યા કેઃ—"હે રાજન્! પ્રથમ તેં મારા કહેવા મુજબ કાર્ય કરવાની પ્રતિજ્ઞા કરી છે; અને હવે તેનો લોપ કરવાને ઇચ્છે છે? અરે, આમ પ્રતિજ્ઞા તોડવી એ રઘુકુલમાં ઉત્પન્ન થયેલાને અયોગ્ય છે. અરે, આથી તો કુલનો વિનાશ થશે.[2] હે રાજન્! જો પોતાની પ્રતિજ્ઞાને તજીને તેનું ફળ (કુળવિનાશરૂપ) ભોગવવું તને યોગ્ય લાગતું હોય તો મારે કાંઇ હાનિ નથી, હું તો જેમ આવ્યો છું તેમ ચાલ્યો જઇશ. હે કાકુત્સ્થ! પોતાની પ્રતિજ્ઞાને મિથ્યા કરીને તું પોતાના સુહૃદ્‌વર્ગની સાથે ભલે સુખી થા."[3]

એ પ્રમાણે કહીને ક્રોધથી વ્યાપ્ત થયેલા વિશ્વામિત્રમુનિએ બોલવું બંધ કર્યું. તેમનું ક્રોધયુક્ત ભયંકર સ્વરૂપ જોઇને સમગ્ર પૃથ્વી કંપાયમાન થઇ; અને દેવો પણ ભયભીત થયા.[4] એ પ્રમાણે સઘળા જગતને ત્રાસયુક્ત થયેલું જાણીને, સુંદર વ્રતવાળા મહર્ષિ વસિષ્ઠમુનિ દશરથરાજાને સમજાવતાં આ પ્રમાણે કહેવા લાગ્યા કે,[5]

"હે રાજન્! ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલા તમે સાક્ષાત્ ધર્મના અવતારરૂપ છો, ધૈર્યવાન્ છો, ઉત્તમ આચરણવાળા છો અને લક્ષ્મીવાળા છો; માટે તમારે પોતાની પ્રતિજ્ઞાપાલન કરવારૂપી ધર્મનો ત્યાગ કરવો યોગ્ય નથી.[6] 'રઘુકુળમાં ઉત્પન્ન થયેલા દશરથરાજા મોટા ધર્માત્મા છે.' એ પ્રમાણે ત્રણે લોકોમાં વિખ્યાત થયેલું છે, માટે પોતાની પ્રતિજ્ઞાપાલનરૂપી ધર્મનું પાલન કરો; પરંતુ પ્રતિજ્ઞાનો નાશ કરી અધર્માત્મા ન થાઓ.[7] હે રાજન્! 'હું અમુક કાર્ય કરીશ' એમ પ્રતિજ્ઞા કરીને પછી જે મનુષ્ય પોતાના વચન પ્રમાણે કરતો નથી, તેનાં પ્રથમ કરેલાં ઇષ્ટ (અશ્વમેધ વગેરે યજ્ઞો) તથા પૂર્ત (વાવ, કૂવા બંધાવવા વગેરે) કર્મનાં ફળ નષ્ટ થાય છે, માટે હે દશરથ! રામચંદ્રને આ વિશ્વામિત્રમુનિની સાથે મોકલો.[8] હે રાજન્! ભલે; રામચંદ્ર અસ્ત્રવિદ્યા ભણેલા હો, વા નહિ ભણેલા હો, પરંતુ જેમ અગ્નિથી રક્ષણ કરાતા અમૃતનો નાશ કરવાને કોઇ પણ સમર્થ નથી તેમ આ કુશિકપુત્ર વિશ્વામિત્રમુનિથી સુરક્ષિત થયેલા તમારા પુત્ર રામચંદ્રને તે રાક્ષસો હરાવવાને સમર્થ નથી.[9] આ વિશ્વામિત્રમુનિ સાક્ષાત્ શરીરધારી ધર્મજ છે, પરાક્રમવાળાઓમાં શ્રેષ્ઠ છે, સમગ્ર જગતમાં સર્વ કરતાં અધિક વિદ્યાવાળા છે અને તપના સ્થાનરૂપ છે.[10] સઘળા સચરાચર જગતમાં આ મુનિજ અનેક પ્રકારની અસ્ત્રવિદ્યાને જાણે છે. તથા એમના ગુણોને મારા સિવાય કોઇ પણ જાણતું નથી અને જાણશે પણ નહિ.[11] દેવો ઋષિઓ, અસુરો, રાક્ષસો, ગંધર્વો, યક્ષો, કિન્નરો કે નાગલોકો પણ એમને જાણવાને સમર્થ નથી.[12] વળી હે રાજન્! પૂર્વે આ વિશ્વામિત્ર જ્યારે રાજ્ય કરતા હતા ત્યારે મહાદેવજીએ પ્રસન્ન થઇને 'કૃશાશ્વ' નામના પ્રજાપતિએ ઉત્પન્ન કરેલા પરમ દુર્લભ એવા સર્વ અસ્ત્રરૂપ પુત્રો§ એમને આપ્યા છે.[13] કૃશાશ્વના પુત્રરૂપ તે અસ્ત્રો અનેક પ્રકારના આવિષ્કારવાળાં, મોટા સામર્થ્યવાળાં, દેદીપ્યમાન અને સર્વ પ્રકારે જય આપનારાં છે. પૂર્વે સુંદર મધ્ય ભાગવાળી કૃશાશ્વની 'જયા' અને 'સુપ્રભા' નામની સ્ત્રીઓ કે જેઓ દક્ષપ્રજાપતિની કન્યાઓ છે, તે બન્નેએ વરદાનના પ્રભાવથી પરમ દેદીપ્યમાન એવાં સો અસ્ત્ર તથા શસ્ત્રોને ઉત્પન્ન કર્યાં છે;

§ કૃશાશ્વ પ્રજાપતિએ વરદાનના પ્રભાવથી અસ્ત્રોનો આવિષ્કાર કરેલો હોવાથી. તે અસ્ત્રોને તેમના પુત્રરૂપ કહ્યાં છે.

અને તેથીજ તે દક્ષકન્યાના પુત્ર કહેવાય છે.* (તે બન્નેમાં) જયાએ વરદાનના પ્રભાવથી અપરિમિત ગુણવાળા, અસુરની સેનાનો વધ કરવામાં સમર્થ, અને કોઇના જોવામાં ન આવે એવા (અસ્ત્રરૂપ) પચાસ પુત્રોને ઉત્પન્ન કર્યા છે;[16] અને સુપ્રભાએ અમોઘ તથા બળવાન અને શત્રુઓથી સહન ન કરી શકાય એવા 'સંહાર' નામના (અસ્ત્રરૂપ) પચાસ પુત્રોને પ્રકટ કર્યા છે.[17] તે કૃશાશ્વના પુત્રરૂપ સર્વ અસ્ત્ર-શસ્ત્રોને આ વિશ્વામિત્રમુનિ સંપૂર્ણ રીતે જાણે છે; અને વળી બીજાં પણ એવાં અનેક અપૂર્વ અસ્ત્ર-શસ્ત્રોનો આવિષ્કાર કરવાને તે સમર્થ છે.[18] હે રાઘવ! ધર્મને જાણનારા અને મુનિઓમાં શ્રેષ્ઠ આ વિશ્વામિત્રથી ભૂત અથવા ભવિષ્ય કાંઈ પણ અજાણ્યું નથી.[19] હે રાજન્! આ વિશ્વામિત્રમુનિ અત્યંત પરાક્રમવાળા, મહાતેજસ્વી અને મોટી કીર્તિવાળા છે; માટે તેમની સાથે રામચંદ્રને મોકલવામાં તમારે કોઇ પણ પ્રકારે સંદેહ કરવો યોગ્ય નથી.[20] હે દશરથ! જો કે એ વિશ્વામિત્ર પોતેજ રાક્ષસોનો નાશ કરવાને સમર્થ છે; પરંતુ આતો માત્ર તમારા પુત્રના હિતને માટેજ અહીં આવીને આમ માગણી કરે છે.[21]

એ પ્રમાણે વસિષ્ઠગુરુનાં વચન સાંભળીને પ્રસન્નચિત્ત થયેલા, રાજાઓમાં અગ્રગણ્ય, વિસ્તાર પામેલી કીર્તિવાળા અને રઘુકુળમાં શ્રેષ્ઠ દશરથરાજા હર્ષ પામ્યા, અર્થાત્ રામચંદ્રને મોકલવામાં જે જે શંકાઓ થતી હતી તે સર્વ નિવૃત્ત થવાથી આનંદિત થઈને વિશ્વામિત્રની સાથે રામચંદ્રને મોકલવાનો પોતાની બુદ્ધિવડે નિશ્ચય કર્યો.[22]

**इति मुनिवचनात्प्रसन्नचित्तो रघुवृषभश्च मुमोद पार्थिवाग्र्यः ॥ गमनमभिरुरोच राघवस्य प्रथितयशाः कुशिकात्मजाय बुद्ध्या ॥ २२ ॥**

**इति श्रीवाल्मीकीय रामायण आदिकाव्यना बालकांडमां एकवीसमो सर्ग संपूर्ण. २१**

* એવો નિયમજ છે કે જે જેને પ્રથમ ઉત્પન્ન કરે છે તે તેનો જનક (માતા-પિતા) કહેવાય છે.



## સર્ગ ૨૨ મો.

### વિશ્વામિત્રસાથે રામલક્ષ્મણનું પ્રયાણ અને 'બલા' તથા 'અતિબલા' વિદ્યાની પ્રાપ્તિ.

**तथा वसिष्ठे ब्रुवति राजा दशरथः स्वयम् ॥ प्रहृष्टवदनो राममाजुहाव सलक्ष्मणम् ॥ १ ॥**

એ પ્રમાણે વસિષ્ઠમુનિના કહેવાથી દશરથરાજાએ પ્રસન્ન વદન થઈને લક્ષ્મણસહિત રામચંદ્રને બોલાવી લાવવા માટે મંત્રીઓને આજ્ઞા કરી.[1] મંત્રીઓએ રામચંદ્રને સર્વ સમાચાર નિવેદન કર્યા. તે સાંભળી રામચંદ્ર હર્ષથી પિતાની આજ્ઞા પ્રમાણે વર્તવા તૈયાર થયા; અને પોતાના પિતા દશરથની પાસે આવી નમન કરી ઉભા રહ્યા. એ સમયે માતા તથા પિતાએ તેમને વસ્ત્ર તથા અલંકારો પહેરાવ્યાં; અને શુભ-મંગળસૂચક ચિહ્નોવડે સુશોભિત કર્યા. પુરોહિત વસિષ્ઠમુનિએ માંગલિક વેદમંત્રોવડે આશીર્વાદ આપ્યા.[2] પછી દશરથરાજાએ પોતાના પુત્ર રામચંદ્રને પ્રેમથી ભેટીને અને મસ્તક સુંઘીને અત્યંત પ્રસન્ન ચિત્તથી વિશ્વામિત્રમુનિને અર્પણ કર્યા.[3]

એ પ્રમાણે કમળસરખાં નેત્રવાળા રામચંદ્ર વિશ્વામિત્રમુનિના સ્વાધીન થયા ત્યારે સુખકારક અને રજરહિત વાયુ વાવા લાગ્યો,[4] પ્રયાણસમયે દેવોએ દુંદુભિના માંગલિક નાદોસાથે તેમનાપર પુષ્પવૃષ્ટિ કરી; તથા અયોધ્યામાં પણ શંખ અને દુંદુભિ વગેરે વાજીંત્રોના નાદો થવા લાગ્યા.[5] માર્ગમાં વિશ્વામિત્રમુનિ આગળ થયા ત્યારે તેમની પાછળ મહાયશસ્વી અને કાકપક્ષને ધારણ કરનારા ધનુર્ધારી રામચંદ્ર ચાલવા લાગ્યા, અને તેમની પાછળ લક્ષ્મણે ચાલવા માંડ્યું.[6] મહાત્મા વિશ્વામિત્રની પાછળ ચાલતા અને પોતાની કાંતિવડે દશે દિશાઓને પ્રકાશિત કરતા એ બન્ને ભાઈ રામ-લક્ષ્મણે પોતાના બન્ને ખભાપર ભાથા બાંધ્યા હતા અને હાથમાં ધનુષ્ય ધારણ કર્યાં હતાં. એ પ્રમાણે બન્ને ખભાપર આવેલા ભાથાની ત્રે પુંખોથી અને વચમાં પોતાનું મસ્તક ત્રીજું આવવાથી, તે બન્ને

ભાઈઓ, જાણે ત્રણ ત્રણ ફણાવાળા નાગ હોયની, એવા જણાતા હતા.[7] અત્યંતરૂપ અને પરાક્રમવાળા, વિશ્વામિત્રની પાછળ ચાલનારા, કાન્તિવડે દેદીપ્યમાન અને પોતાના તેજવડે મુનિને શોભાવનારા તે બન્ને ભાઈઓ જેમ બન્ને અશ્વિનીકુમારો બ્રહ્મદેવની પાછળ ચાલે તેમ વિશ્વામિત્રની પાછળ ચાલવા લાગ્યા. કાન્તિવાળા રામ–લક્ષ્મણ બન્ને ભાઈઓએ હાથમાં ધનુષ્ય તથા તલવાર ધારણ કર્યા હતાં અને હાથની આંગળીઓની રક્ષા થવા માટે ઘોના ચામડાના મોજા પહેર્યા હતા.*[8,9] અનિન્દિત અને સુંદર દેહવાળા રામ–લક્ષ્મણ બન્ને ભાઈઓ વિશ્વામિત્રની પાછળ ચાલવાથી જેમ સ્કંદ અને વિશાખ એ બન્ને અચિંત્યસ્વરૂપવાળા મહાદેવને શોભાવે તેમ મુનિને શોભાવતા હતા. એ પ્રમાણે ચાલતાં ચાલતાં, તેઓ અયોધ્યાથી છ કોશ દૂર નીકળી ગયા, અને સરયૂનદીના દક્ષિણ કિનારાપર આવી પહોંચ્યા.[10,11] તે સમયે રામ–લક્ષ્મણનાં શ્રમ તથા ક્ષુધા વગેરે કલેશોને નિવૃત્ત કરવા માટે વિશ્વામિત્રમુનિએ તેમને મધુરવાણીથી કહ્યું કેઃ–"હે વત્સ રામ! હવે તમે વિલંબ નહિ કરતાં આચમન કરો,[12] અને હું જે આપું છું તે 'બલા' તથા 'અતિબલા' નામની મંત્રવિદ્યાને ગ્રહણ કરો; કે જે વિદ્યાના પ્રભાવથી તમને શ્રમ લાગશે નહિ, જ્વરપીડા થશે નહિ, કાંતિમાં ફેરફાર પડશે નહિ,[13] અને તમે કદાપિ સૂતા હશો કે અજાણમાં હશો, તેવે સમયે પણ રાક્ષસો તમારો પરાભવ કરી શકશે નહિ. હે રામ! જો કે સાંપ્રત સમયે આ પૃથ્વીપર બાહુબળમાં તમારા સમાન કોઈ પણ નથી; છતાં હે રાઘવ! એ બલા–અતિબલા વિદ્યા શીખવાથી તો ત્રણ લોકોમાં પણ કોઈ તમારા સરખો પરાક્રમી થશે નહિ.[14,15] હે અનઘ! એ વિદ્યા પ્રાપ્ત થવાથી સૌભાગ્યમાં, હોશિયારીમાં, જ્ઞાનમાં, બુદ્ધિમાં અને વાદવિવાદ સમયે ઉત્તર આપવામાં આ લોક વિષે તમારા સમાન કોઈ થશે નહિ.[16] સર્વપ્રકારનાં જ્ઞાનની માતારૂપ આ બલા અને અતિબલા વિદ્યા પ્રાપ્ત થવાથી સામાર્થ્યમાં તમારા સમાન કોઇ થઇ શકશેજ નહિ.[17] હે નરોમાં ઉત્તમ રામ! આ બન્ને વિદ્યાનો અભ્યાસ કરવાથી તમને ક્ષુધા અને તૃષા તો પીડશેજ નહિ,[18] અને પૃથ્વીમાં તમારી કીર્તિ વિસ્તાર પામશે. [માટે હે રઘુનંદન! સર્વ લોકની રક્ષા થવા માટે આ બન્ને વિદ્યાને ગ્રહણ કરો.] હે કાકુત્સ્થ! બ્રહ્મદેવે ઉત્પન્ન કરેલી અને ઉત્તમ પ્રભાવવાળી એ બન્ને વિદ્યાઓ તમને આપવાનો મારો નિશ્ચય થયો છે, કારણ કે હે રાજન્! તમે સર્વ ગુણોના ભંડાર છો.[19,20] મેં તપવડે પ્રાપ્ત કરેલી એ બન્ને વિદ્યાઓ તમને અધિક ફળ દેનારી થશે."

એ પ્રમાણે વિશ્વામિત્રનાં વચન સાંભળીને આનંદયુક્ત થયેલા રામચંદ્રે આચમન કરી પવિત્ર થઇને, શુદ્ધ અંતઃકરણવાળા મહર્ષિ વિશ્વામિત્રની પાસેથી 'બલા' અને 'અતિબલા' નામની બન્ને વિદ્યાઓને ગ્રહણ કરી. તે મહાવિદ્યાઓ પ્રાપ્ત થવાથી ઉગ્ર પરાક્રમવાળા રામચંદ્ર શરદૃતુમાં હજારો કિરણોથી પ્રકાશી રહેલા સૂર્યની પેઠે શોભવા લાગ્યા. પછી સંધ્યાકાળ થઈ ગયો હોવાથી રામચંદ્રે વિશ્વામિત્રનાં સર્વ ગુરૂકાર્ય (ગુરૂપ્રત્યે કરવાયોગ્ય કાર્ય–ચરણગ્રહણપૂર્વક પ્રણામ વગેરે) કર્યા, અને પછી વિશ્વામિત્ર, રામચંદ્ર તથા લક્ષ્મણ, ત્રણે જણ તે રાત્રિ સરયૂનદીના કિનારે સુખપૂર્વક રહ્યા.[21,22] તે સમયે રાજાના પુત્રોને અયોગ્ય ઘાસની પથારી બનાવીને તેપર સૂતેલા દશરથરાજાના બન્ને પુત્ર રામ–લક્ષ્મણની તે રાત્રિ વિશ્વામિત્રમુનિએ મધુર વચનોવડે લાડ લડાવવાથી સુખરૂપ વ્યતીત થઈ.[24]

दशरथनृपसूनुसत्तमाभ्यां तृणशयनेऽनुचिते तदोषिताभ्याम् ॥ कुशिकसुतवचोनुलालिताभ्यां सुखमिव सा विबभौ विभावरी च ॥२४॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં બાવીસમો સર્ગ સંપૂર્ણ. ૨૨

* બાણ છોડયા પછી ધનુષ્યની પ્રત્યંચાનો આંગળીઓપર પ્રહાર ન થાય માટે ક્ષત્રિયો તેવા મોજા ધારણ કરતા હતા.

## સર્ગ ૨૩ મો.

### રહ્યાશ્રમમાં રાત્રિવાસ.

**પ્રભાતાયાં તુ શર્વર્યાં વિશ્વામિત્રો મહામુનિઃ ॥**
**અભ્યભાષત કાકુત્સ્થૌ શયાનૌ પર્ણસંસ્તરે ॥૧॥**

રાત્રી વીતી ગઈ અને પ્રાતઃકાલ થયો એટલે સરયૂનદીના કિનારાપર ઘાસ-પાંદડાંથી બનાવેલી પથારીપર સૂઈ રહેલા રામ-લક્ષ્મણને ઉદ્દેશી મહામુનિ વિશ્વામિત્રે કહ્યું કે,[1] "હે રામ! તમસરખા ઉત્તમ સંતાનથી કૌસલ્યાને ધન્ય છે.* હે નરોમાં સિંહસમાન રામ! પ્રાતઃસંધ્યાનો સમય થયો છે માટે ઉઠો; અને ઈશ્વરસ્મરણ તથા સંધ્યા-અગ્નિહોત્રાદિ નિત્યકર્મ કરો.[2] વિશ્વામિત્રમુનિનું ગંભીર અર્થવાળું વચન સાંભળીને નરોમાં ઉત્તમ રામચંદ્ર અને લક્ષ્મણ જાગ્રત થયા. પછી પથારીપરથી ઉઠીને શૌચ-સ્નાન વગેરે કર્યાં; અને આચમન તથા સૂર્યનારાયણને અર્ધ્યપ્રદાન વગેરે કરીને પરમશ્રેષ્ઠ ગાયત્રીમંત્રનો× જપ કરવા લાગ્યા.[3] નિત્યકર્મ સંપૂર્ણ થયા પછી, મહાન્ પરાક્રમી તથા અત્યંત આનંદયુક્ત રામ-લક્ષ્મણ બન્ને ભાઈઓએ તપરૂપી ધનવાળા વિશ્વામિત્રમુનિની પાસે આવીને તેમને નમસ્કાર કર્યા અને આગળ પ્રયાણ કરવાની ઉત્કંઠા દર્શાવી.[4] પછી વિશ્વામિત્રમુનિની આજ્ઞાથી બન્ને ભાઈઓએ તેમની સાથે સરયૂના તટપર આગળ ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં જે સ્થળે સરયૂનદીનો ભાગીરથી ગંગાની સાથે પવિત્ર સંગમ થાય છે તે સ્થળે તેઓ આવી પહોંચ્યા. ત્યાં તેમણે દિવ્ય ભાગીરથી ગંગાનું દર્શન કર્યું.[5] તે ગંગા-સરયૂના સંગમની સમીપમાં એક રમણીય આશ્રમ જોવામાં આવ્યો કે જેમાં ઘણાંક વર્ષોથી ઉત્કૃષ્ટ તપ કરનારા શુદ્ધ અંતઃકરણવાળા ઋષિઓ રહેતા હતા.[6] તે રમણીય આશ્રમને જોતાંજ રામ-લક્ષ્મણ અત્યંત પ્રસન્ન થયા અને મહાત્મા વિશ્વામિત્રને પૂછવા લાગ્યા કે;[7]-"હે ભગવન્! આ રમણીય આશ્રમ કોનો છે? એમાં કયા મહાત્માઋષિ વસે છે? એ જાણવાની અમારી ઇચ્છા છે, માટે આપ તે કહો. આવો પવિત્ર આશ્રમ જોઈને અમને આશ્ચર્ય ઉપજ્યું છે."[8] રામલક્ષ્મણનું એવું વચન સાંભળીને પ્રસન્નતાથી હાસ્ય કરતા વિશ્વામિત્રમુનિએ કહેવા માંડ્યું કેઃ-"હે રામ! પૂર્વકાળમાં આ આશ્રમ કોનો હતો એ હું કહું છું તે તમે સાંભળો.[9] દેવોમાં શ્રેષ્ઠ શંકર પોતાનો વિવાહ થયા પછી આ આશ્રમમાં આવી નિયમપૂર્વક શાંતચિત્તે તપ કરતા હતા. એક સમયે પાર્વતી સેવા કરવા માટે તેમની પાસે જતાં હતાં. તે જોઈને દુર્બુદ્ધિ કંદર્પ કે જેને વિદ્વાનો 'કામદેવ' કહે છે, અને જે પૂર્વે મૂર્તિમાન્ હતો, તેણે સર્વ દેવોની સંમતિથી શંકરના ચિત્તમાં વિકાર ઉત્પન્ન કર્યો. મહાત્મા રૂદ્રે (શંકરે) પણ સમાધિમાં એકાએક પોતાના ચિત્તમાં વિકાર થયેલો જાણીને 'આ કાર્ય કામદેવનુંજ છે' એવો નિશ્ચય કરી ક્રોધથી હુંકાર કર્યો.[10,11] હે રઘુનંદન! હુંકાર કર્યો કે તુરતજ રૂદ્રના તૃતીય નેત્રની જ્વાળા-

---

* ઘાસ-પાનના પથારીપર સૂતેલા રામચંદ્રને જોતાંજ તેમના ઉત્તમ ગુણોનું સ્મરણ થવાથી વિશ્વામિત્રે વિચાર્યું કે, "આવા ઉત્તમગુણી પુત્રને માતાથીજ પ્રાપ્ત થાય છે, કારણ કે બાલ્યપણમાં તેને ઉછેરતી વખતે માતાજ ઉત્તમ વા નીચ ગુણો સંસ્કારદ્વારા કુમળા બાળકમાં સ્થાપન કરે છે, અને તે માટેજ '**માતૃદેવો ભવ।** તું પોતાની માતાને દેવ માનનારો થા' એ ઉપનિષદ્ વાક્યમાં માતાને પ્રથમ સ્થાન આપ્યું છે. મનુ પણ '**પિતુઃ શતગુણં માતા ગૌરવેણાતિરિચ્યતે।** પિતાકરતાં માતાનું ગૌરવ સોગણું વધારે છે.' એ વચનથી માતાના પદની પિતા કરતાં ઉચ્ચ દર્શાવે છે. માટે રામચંદ્રમાં પણ આવા ઉત્તમ ગુણોનું સ્થાપન કરનારી તેમની માતાજ છે." એવા વિચારથીજ અત્ર રામચંદ્રને જાગ્રત કરતાં વિશ્વામિત્રે તેમની માતાને ધન્યવાદ આપ્યો છે.

× ગાયત્રીમંત્રજ સર્વથી શ્રેષ્ઠ છે. કહ્યું છે કેઃ **ન ગાયત્ર્યાઃ પરો મંત્રો ન માતુઃ પરદૈવતમ્।** ગાયત્રીમંત્રથી અન્ય મંત્ર નથી અને માતાથી અન્ય દેવ નથી. **ન સાવિત્ર્યાઃ પરં જપ્યમ્।** ગાયત્રીમંત્ર સિવાય અન્ય કોઈ પણ મંત્ર જપ કરવા યોગ્ય નથી.'

વડે તે દુર્મતિ કામદેવના શરીરનાં સઘળાં અંગો વિખરાઇ ગયાં અને તે ભસ્મીભૂત થયો.[૧૧] એ પ્રમાણે દેવોના સ્વામી શંકરે ક્રોધાગ્નિથી કામદેવને ભસ્મ કરીને શરીર (મૂર્તિ)-રહિત કર્યો.[૧૩] તેથી હે રાઘવ! તે 'અનંગ'* એવા નામથી વિખ્યાત થયો. કામદેવે પોતાના અંગનો અહીં ત્યાગ કર્યો માટે આ દેશનું નામ 'અંગદેશ' પડ્યું છે.[૧૪] આ આશ્રમ રૂદ્રનો અથવા કામદેવનો છે; અને હે વીર! ધર્મમાં તત્પર રહેનારા આ સર્વ મુનિઓ પણ સંતાનપરંપરાથી તે રૂદ્રના શિષ્યો છે, તેથી તેઓ નિષ્પાપ છે.[૧૫] હે સુંદર સ્વરૂપવાળા રામ! આપણે પણ આજની રાત્રિ ગંગા-સરયૂના પવિત્ર સંગમની સમીપમાં આવેલા આ આશ્રમમાંજ રહીશું અને કાલે ગંગાનદીની પાર ઉતરીશું.[૧૬] હવે આપણે સ્નાનાદિ કરી પવિત્ર થઇને આ રમણીય આશ્રમમાં જઇએ. આ આશ્રમમાં રહેવું આપણને ઘણુંજ યોગ્ય છે, માટે આપણે ત્યાં જઈ સાયંકાળનાં કૃત્યો કરીને સુખપૂર્વક રાત્રિ નિર્ગમન કરીએ." એ પ્રમાણે વાર્તાલાપ કરતા ત્રણે જણા આશ્રમ તરફ જવા લાગ્યા. ત્યારે આશ્રમવાસી ઋષિઓએ જોકે તેઓને આવતા જોયા ન હતા, તોપણ પોતાના તપના પ્રભાવથી તેઓને આવતા જાણીને પરમપ્રસન્ન થઇ હર્ષભેર સામા આવ્યા; અને પોતાના આશ્રમમાં તેડી લાવી તે ત્રણે જણને યોગ્ય આસનોપર બેસાડ્યા. ઋષિઓએ પ્રથમ વિશ્વામિત્રમુનિને અર્ઘ્ય-પાદ્ય અર્પણ કરી આતિથ્ય કર્યું; અને પછી રામ-લક્ષ્મણનો યોગ્ય સત્કાર કર્યો. ત્યારપછી કેટલીકવાર સુધી પરસ્પર મનોહર વાર્તાલાપ કરી સર્વ આનંદ પામ્યા.[૧૭-૨૦] એમ કરતાં સંધ્યાસમય થયો; એટલે તે સર્વ ઋષિઓએ, વિશ્વામિત્રે અને રામ-લક્ષ્મણે નદીતીરે જઇને સ્વસ્થચિત્તે સાયંસંધ્યા કરી અને ગાયત્રી-મંત્રનો જપ કર્યો. પછી પવિત્ર આચરણવાળા તે આશ્રમવાસી ઋષિઓ વિશ્વામિત્રસહિત રામલક્ષ્મણને પુનઃ આશ્રમમાં તેડી લાવ્યા.[૨૧] રામલક્ષ્મણસહિત ધર્માત્મા વિશ્વામિત્રમુનિ તે કામાશ્રમમાં સુખપૂર્વક રહ્યા; અને નિદ્રા આવતાં સુધી મનને આનંદ દેનારા અનેક વાર્તાલાપ કરીને તેમણે રામ-લક્ષ્મણને આનંદિત કર્યો.[૨૨]

**न्यवसत्स सुखं तत्र कामाश्रमपदे तथा ॥**
**कथाभिरभिरामाभिरभिरामौ नृपात्मजौ ॥**
**रमयामास धर्मात्मा कौशिको मुनिपुंगवः॥२२॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ત્રેવીશમો સર્ગ સંપૂર્ણ ૨૩.

## સર્ગ ૨૪ મો.

**સરયૂનદીનું અને તાટકાના ત્રાસનું વર્ણન.**

**ततः प्रभाते विमले कृताह्निकमरिंदमौ ।**
**विश्वामित्रं पुरस्कृत्य नद्यास्तीरमुपागतौ ॥१॥**

રાત્રી વ્યતીત થઈ અને નિર્મળ પ્રભાત થયું, ત્યારે નિત્યકર્મ આટોપી લઈને, વિશ્વામિત્રમુનિ તથા રામ-લક્ષ્મણ આગળ ચાલવા માટે ગંગાના તટપર આવ્યા.[૧] કામાશ્રમમાં નિવાસ કરનારા સર્વ ઋષિઓ તેઓને વળાવવા માટે આવ્યા અને તેમણે ગંગાનદી ઉતરવા માટે એક ઉત્તમ નાવ લાવી આપ્યું. પછી વિશ્વામિત્ર પ્રત્યે કહ્યું કે:-[૨] "હે મહર્ષિ! આપ આ બન્ને રાજપુત્રોની સાથે આ નાવમાં બેસો, અને માર્ગમાં વધુ વિલંબ ન કરતાં, નિર્વિઘ્ને આગળ જાઓ."[૩] મુનિઓનાં એ વચનોને વિશ્વામિત્રે માન્ય કર્યાં. પછી પરસ્પર નમસ્કાર કરીને રામલક્ષ્મણસહિત વિશ્વામિત્રમુનિએ નાવમાં બેસી નાવ હંકારાવ્યું, એટલે તે નાવ સમુદ્રમાં મળનારી ગંગાનદીના અગાધ જળપર સપાટાબંધ ચાલવા લાગ્યું.[૪] જ્યારે નાવ ગંગાના મધ્યભાગે આવ્યું ત્યારે જળપ્રવાહોના પરસ્પર અથડાવાથી ઉત્પન્ન થતો પ્રચંડ નાદ સંભળાવા લાગ્યો, તેથી "આ નાદ શાથી થાય છે?" એ જાણવાની ઇચ્છાથી લક્ષ્મણ સહવર્તમાન રામચંદ્ર વિશ્વામિત્રમુનિને પૂછવા

* અનંગ-જેને અંગ ન હોય તે-શરીરરહિત.

લાગ્યા કે:-[૫,૬] "હે મહારાજ! એક-બીજાને પરસ્પર અથડાવાથી જળપ્રવાહનો આ પ્રચંડ નાદ શાનિમિત્તે થાય છે?" રામચંદ્રનો એવો આશ્ચર્યયુક્ત પ્રશ્ન સાંભળીને, ધર્માત્મા વિશ્વામિત્ર મુનિ કહેવા લાગ્યા કે:-"હે રામ! કૈલાસ-પર્વતમાં બ્રહ્મદેવે મનવડે એક રમણીય સરોવર નિર્મેલું છે, તેથી તે 'માનસસરોવર' કહેવાય છે. તે માનસસરોવરમાંથી જે પ્રવાહ નીકળે છે તે અયોધ્યાનગરીની ચારે બાજુ વહે છે.[૭-૯] એ બ્રહ્મદેવનિર્મિત સરોવરમાંથી જે નદી નીકળી છે તેજ 'સરયૂ'* કહેવાય છે. તે સરયૂનદી અહીં આગળ ગંગાને મળે છે, તેનો આ નાદ સંભળાય છે.[૧૦] હે રામ! તમે નમ્ર થઇને આ ગંગા તથા સરયૂને પ્રણામ કરો." વિશ્વામિત્રનાં વચન સાંભળીને અત્યંત ધાર્મિક બુદ્ધિવાળા રામલક્ષ્મણે ગંગા તથા સરયૂને પ્રણામ કર્યા.[૧૧] પછી તેઓ ગંગા-નદી ઓળંગીને તેના દક્ષિણકિનારા સમીપ આવી પહોંચ્યા એટલે તેઓએ નાવમાંથી ઉતરીને ધીમે ધીમે આગળ ચાલવા માંડ્યું.

આગળ ચાલતાં એક ભયંકર વન આવ્યું કે જે લોકોની આવજાવ નહિ હોવાથી પગરવટવિનાનું હતું, તે વન જોઇને રામચંદ્ર, મહામુનિ વિશ્વામિત્રને આશ્ચર્ય સાથે પૂછવા લાગ્યા કે:-"હે મહાત્મન્! આ ભયંકર વન, તમરાંઓ, ક્રૂર સ્વભાવવાળાં શ્વાપદો, કઠોર શબ્દ વાળાં ગીધપક્ષીઓ, અને બીજાં પણ અનેક પ્રકારનાં નિષ્ઠુર શબ્દ કરનારાં પક્ષીઓવડે ભરપૂર હોવાથી, પ્રવેશ કરી શકાય તેવું નથી;[૧૨-૧૪] તેમજ આ વન સિંહો, વ્યાઘ્રો, વરાહો તથા હાથીઓથી સુશોભિત છતાં અને ધાવડા, સાગ, કુંભીવેલ, બીલી, ટેંબુરણી, રોહેડા તથા બોરડી વગેરે વૃક્ષોથી પરિપૂર્ણ છતાં (રમણીય લાગવાના બદલે) ભયંકર કેમ જણાય છે?"

રામચંદ્રનું વચન સાંભળીને મહામુનિ વિશ્વામિત્રે કહ્યું કે:-[૧૫,૧૬] "હે કકુત્સ્થકુળમાં ઉત્પન્ન થયેલા રામચંદ્ર! હે વત્સ! જેને લીધે આ વન મહાભયંકર લાગે છે, તે સઘળું વૃત્તાંત હું તમને કહું છું સાંભળો. હે પુરૂષોમાં ઉત્તમ રામ! દેવોએ નિર્માણ કરેલા આ બન્ને પાસે જણાતા 'મલદ' અને 'કરૂષ' નામના દેશો છે, કે જે દેશો પૂર્વે ધન-ધાન્યની સમૃદ્ધિવાળા હતા. હે રામ! પૂર્વે જ્યારે ઇંદ્રે વૃત્રાસુરને માર્યો ત્યારે બ્રહ્મહત્યાએ તેના શરીરમાં પ્રવેશ કર્યો. તેથી ઇંદ્ર મલ (પાપ) અને કારૂષ-(ક્ષુધા)થી પીડાવા લાગ્યો. બ્રહ્મહત્યાજનિત મલ અને કારૂષથી વ્યાપ્ત થયેલા ઇંદ્રના ઉપર દયા કરીને, તપરૂપી ધનવાળા ઋષિઓ અને દેવોએ પવિત્ર ગંગાજળથી ભરેલા કળશો વડે તેને સ્નાન કરાવ્યું, તેથી ઇંદ્ર મલ (પાપ) અને કારૂષ (ક્ષુધા)થી મુક્ત થયો. એ પ્રમાણે શુદ્ધ થયેલા ઇંદ્રના શરીરના મલ-કારૂષનો અહીં ત્યાગ થવાથી દેવો હર્ષ પામ્યા.[૧૭-૨૧] તે સમયે ઇંદ્રે પણ પ્રસન્ન થઇને આ બન્ને દેશોને વરદાન આપતાં કહ્યું કે:-"બ્રહ્મહત્યાથી ઉત્પન્ન થયેલા મારા મલને અને કારૂષને ધારણ કરવાથી આ બન્ને દેશો 'મલદ' અને 'કરૂષ' એવા નામથી વિખ્યાત થશે; અને ધન-ધાન્યાદિ સમૃદ્ધિવાળા થશે." આ પ્રમાણે વરદાન દેવાથી સર્વ દેવોએ બુદ્ધિમાન ઇંદ્રને ધન્યવાદ આપ્યો. હે શત્રુઓનું દમન કરનારા રામ! ઇંદ્રના વરદાનથી આ બન્ને દેશો ઘણા કાળ પર્યંત ધન-ધાન્યાદિની સમૃદ્ધિથી ભરપૂર રહ્યા હતા. ત્યાર પછી ઘણો લાંબો કાળ વ્યતીત થતાં આ દેશોની દુર્દશા કરનારી 'તાટકા' નામની એક યક્ષિણી ઉત્પન્ન થઈ, કે જે 'સુંદ' નામના બુદ્ધિમાન રાક્ષસની સ્ત્રી છે. હે રામ! તે યક્ષિણી માયાવી હોવાથી પોતાની ઇચ્છાનુસાર સ્વરૂપ ધારણ કરી શકે છે, અને પોતાના અંગમાં એક હજાર હાથીઓ જેટલું બળ ધરાવે છે. હે વીર રામ! (આ સાંભળી તમે ભય પામશો નહિ.) તમારૂં શ્રેય-વિજય થશે.[૨૨-૨૬] તે તાટકાનો 'મારીચ' નામનો ઇંદ્રના સરખા પરાક્રમવાળો એક પુત્ર

* સરયૂની વ્યુત્પત્તિ એવી છે કે "सरसः सरोवरમાંથી यौति प्रवर्तते, તે सरयू કહેવાય છે.

છે, તેની ભુજાઓ ગોળાકાર છે અને તેનાં મુખ, મસ્તક તથા શરીર મોટાં છે.[27] ભયંકર સ્વરૂપવાળો તે મારીચરાક્ષસ હરરોજ આ દેશોની પ્રજાને ત્રાસ આપે છે; તથા હે રાઘવ ! દુષ્ટ આચરણવાળી એની માતા તાટકા તો આ મલદ અને કરૂષ બન્ને દેશોનો હરરોજ નાશ કરે છે.* એ દુષ્ટા આ વનમાંજ રહે છે. અહીંથી આગળ ચાલતાં અર્ધા યોજન ઉપર તેણે માર્ગ રોકીને નિવાસ કર્યો છે.[28,29] આપણે પણ તાટકા જેસ્થળે રહે છે તે માર્ગેજ જવું છે. માટે હેરામ! તમે મારી આજ્ઞાથી સાવધ થાઓ અને પોતાના બાહુબળ વડે એ દુષ્ટ આચરણવાળી તાટકાનો વધ કરી આ દેશોને નિષ્કંટક કરો. અસહ્ય બળવાળી એ તાટકાએ આ દેશોને ઉજ્જડ કરી દીધેલા હોવાથી, મનુષ્ય વગેરે કોઇ પણ અહીં આવી શકતું નથી. હે રામ ! 'આ વન ભયંકર શાથી લાગે છે?' એ સઘળું વૃત્તાંત મેં તમને કહ્યું. આ વન કે જેને 'તાટકા' નામની યક્ષિણીએ ઉજ્જડ કરી દીધું છે, તે અદ્યાપિ પુનઃ પોતાની પૂર્વ સ્થિતિને પ્રાપ્ત થયું નથી, અર્થાત્ હજી સુધી પણ તે તાટકા અહીંજ હોવાથી આ વન ઉજ્જડ રહ્યું છે.[30-32]

**यक्षिण्या घोरया राम उत्सादेतमस्तु या ॥**
**एतत्ते सर्वमाख्यातं यथैतद्दारुणं वनम् ॥**
**यक्ष्या चोत्सादितं सर्वमद्यापि न निवर्तते ॥३२॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ચોવીશમો સર્ગ સંપૂર્ણ. ૨૪

## सर्ग २५ मो.

### તાટકાનું વૃત્તાંત.

**अथ तस्याप्रमेयस्य मुनेर्वचनमुत्तमम् ॥**
**श्रुत्वा पुरुषशार्दूलः प्रत्युवाच शुभां गिरम् ॥१॥**

મહાન પ્રભાવવાળા વિશ્વામિત્રમુનિનું ઉત્તમ વચન સાંભળીને પુરુષોમાં સિંહસરખા રામચંદ્રે નમ્રવાણીથી કહ્યું કેઃ-[1] "હે મુનિશ્રેષ્ઠ ! તે યક્ષજાતિ તાટકા અલ્પ બળવાળી છે, એમ સાંભળવામાં આવ્યું છે; અને (તમારા કહેવા પ્રમાણે તો) તે અબળા છતાં એક હજાર હાથીનું બળ ધરાવે છે, એ કેવી રીતે ?"[2] અત્યંત તેજવાળા રામચંદ્રનું વચન સાંભળીને વિશ્વામિત્રમુનિએ મધુરી વાણીવડે શત્રુનું દમન કરનારા તે રામલક્ષ્મણ બન્નેને હર્ષ ઉપજાવતાં કહ્યું કેઃ-"હે વીર ! તે તાટકા અબળા છતાં બ્રહ્મદેવે આપેલા વરદાનને લીધે એક હજાર હાથીનું બળ ધરાવે છે, એ હું તમને કહું છું, સાંભળો.[3,4] પૂર્વે પરાક્રમી અને શુભ આચરણવાળો 'સુકેતુ' નામનો એક યક્ષ હતો. તે સંતાનરહિત હતો, તેથી તેણે બ્રહ્મદેવનું ઉગ્ર તપ કર્યું.[5] હે રામ ! તપની સમાપ્તિ થતાં બ્રહ્મદેવે પ્રસન્ન થઈને તે યક્ષપતિ સુકેતુને 'તાટકા' નામની એક રત્ન જેવી કન્યા આપી.[6] તે કન્યાને એક હજાર હાથીનું બળ આપ્યું, પરંતુ તે યક્ષને પુત્ર આપ્યો નહિ.[7] તે તાટકા દિવસે દિવસે મોટી થવા લાગી; અને સમય જતાં રૂપ તથા યુવાવસ્થાવડે શોભવા લાગી, અર્થાત્ યુવાન થઈ. પછી યક્ષપતિ સુકેતુએ તેને જંભાસુરના પુત્ર 'સુંદ'ની વેરે પરણાવી.[8] કેટલોક સમય વીત્યા પછી તે તાટકાએ 'મારીચ' નામના એક પુત્રને જન્મ આપ્યો, કે જે મારીચ અગસ્ત્યઋષિના શાપથી રાક્ષસભાવને પામ્યો છે, પરંતુ તે કોઇથી પરાભવ પામે એવો નથી.[9] હે રામ ! જ્યારે તાટકાના સ્વામી સુંદ અસુરનાં દુરાચરણોથી કોપ પામેલા અગસ્ત્યઋષિએ તેને શાપ આપી મારી નાખ્યો; ત્યારે તાટકા, પોતાના પુત્ર મારીચસહિત પતિનું વેર લેવા માટે અગસ્ત્યઋષિને હણવાની ઇચ્છા કરવા લાગી.[10] કોઈ એક દિવસે મારીચસહિત એ તાટકા, ક્રોધયુક્ત થઈને અને ગર્જના કરીને મહાત્મા અગસ્ત્યઋષિને ભક્ષણ કરવા માટે તેમની સામી ધસી આવી. તાટકાને તેના પુત્રસહિત ધસી આવતી જોઇને અત્યંત ક્રોધા-

* બન્ને દેશોમાં વસતા પ્રાણીઓને ભક્ષણ કરવાથી ઉજ્જડ કરે છે.

વેશમાં આવેલા ભગવાન અગસ્ત્યમુનિએ તેના પુત્ર મારીચને શાપ દેતાં કહ્યું કે, "હે પાપી! તું રાક્ષસપણાને પ્રાપ્ત થા" પછી તેજ પ્રમાણે તાટકાને પણ શાપ દેતાં કહ્યું કે:-૧૧,૧૨ "હે યક્ષિણી! તું સત્વર આ સ્વરૂપનો ત્યાગ કરીને ભયંકર રૂપને પ્રાપ્ત થા અને વિકરાળ મુખ તથા આકારવાળી રાક્ષસી થા." એ પ્રમાણે અગસ્ત્યનો શાપ થવાથી તે બન્ને રાક્ષસપણું પામ્યાં.૧૩

એવી રીતે શાપ થયા પછી અગસ્ત્યઋષિપર દ્વેષ રાખતી અને ક્રોધાવિષ્ટ થયેલી તે તાટકાએ અગસ્ત્યઋષિને તપ કરવાના સ્થાનરૂપ આ દેશોને ઉજ્જડ કરી નાખ્યા છે, અને હજી પણ તેમજ કરે છે.૧૪ માટે હે રઘુકુલોત્પન્ન રામચંદ્ર! તમે દુષ્ટ કર્મ કરનારી તથા નીચ પરાક્રમવાળી તે તાટકાયક્ષિણીને ગાયો અને બ્રાહ્મણોનું હિત થવા માટે હણો.૧૫ હે રઘુનંદન! આ તાટકા અગસ્ત્યઋષિના શાપથી અત્યંત ભયંકર અને ક્રૂર થઇ પડેલી હોવાથી, તેને હણવાને ત્રણે લોકોમાં તમારા સિવાય અન્ય કોઇ પણ પુરૂષ ઉત્સાહ ધરી શકતો નથી.૧૬ હે નરોત્તમ! 'તે સ્ત્રી જાતિ છે' એમ માનીને તમારે આ કાર્યમાં દયા કરવી યોગ્ય નથી; કારણ કે પ્રજાનું રક્ષણ કરવા માટે રાજપુત્રે નિંદિત અથવા અનિંદિત કાર્ય પણ કરવું યોગ્ય છે. પછી ભલે, તે કાર્ય મહાપાતકવાળું હો કે અલ્પપાતકવાળું હો; પરંતુ ચારે વર્ણના હિતમાટે તેવું કાર્ય કરનારો રાજા દોષભાગી થતો નથી.૧૭,૧૮ હે કાકુત્સ્થ! એ કે ઉપર્યુક્ત કર્મ અન્યને દોષ દેનારાં છે, પરંતુ જે ક્ષત્રિયોને માથે રાજ્યરક્ષણનો ભાર રહેલો છે, તેઓનો તો એ સનાતન ધર્મજ છે. હે રામ! આ તાટકા કોઇ પણ પ્રકારે ધર્મવાળી છેજ નહિ, પરંતુ અધર્મયુક્ત છે, તેનો તમે નાશ કરો.૧૯ હે રામ! સાંભળ્યું છે કે પૂર્વે સમગ્ર પૃથ્વીનો નાશ કરવાને ઇચ્છતી વિરોચનની પુત્રી મંથરાનો ઇંદ્રે વધ કર્યો હતો.૨૦ વળી હે રામચંદ્ર! પૂર્વે ભૃગુઋષિની પતિવ્રતા પત્ની અને શુક્રાચાર્યની માતા કે જે સમગ્ર લોકને ઇંદ્રરહિત કરવાને ઇચ્છતી હતી, અર્થાત્ ઇંદ્રનો નાશ કરવાની ઇચ્છા રાખી તપ કરતી હતી તેનો પણ વિષ્ણુએ નાશ કર્યો હતો.૨૧ એજ પ્રમાણે બીજા પણ કેટલાએક મહાત્મા તથા શ્રેષ્ઠ રાજપુત્રોએ અધર્મી અને દુષ્ટ સ્ત્રીઓનો નાશ કરેલો છે; માટે હે રાજન્! મારી આજ્ઞાથી, તમે દયાનો ત્યાગ કરીને આ દુષ્ટ અને અધર્મી તાટકાને હણો.૨૨

एतैश्चान्यैश्च बहुभी राजपुत्रैर्महात्मभिः ॥
अधर्मसहिता नार्यो हताः पुरुषसत्तमः ॥
तस्मादेनां घृणां त्यक्त्वा जहि मच्छासना-५॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં પચીશમો સર્ગ સંપૂર્ણ ૨૫.

## સર્ગ ૨૬ મો.

તાટકાના વધ તથા તે વનમાં રાત્રિનિવાસ.

मुनेर्वचनमक्लीबं श्रुत्वा नरवरात्मजः ॥
राघवः प्रांजलिर्भूत्वा प्रत्युवाच दृढव्रतः॥१॥

વિશ્વામિત્રમુનિનું શૌર્યની વૃદ્ધિ કરનારૂં વચન સાંભળીને દૃઢ પ્રતિજ્ઞાવાળા રાજપુત્ર રામચંદ્રે વિનયપૂર્વક કહ્યું કે,૧ "હે મુનિ! ગમે તેવું કાર્ય હોય છતાં તમારી આજ્ઞા પ્રમાણે વર્તવું એ મારો ધર્મ છે; કારણ કે અયોધ્યામાં વસિષ્ઠ આદિ ગુરૂજનોની સમક્ષ મારા પિતા દશરથરાજાએ 'હે રામ! આ વિશ્વામિત્રમુનિની આજ્ઞાનું કદાપિ અપમાન નહિ કરતાં, તારે તેમના કહેવા પ્રમાણેજ વર્તવું.' એમ મને શિખવાડયું છે. માટે મારા પિતાના વચનના ગૌરવથી તે પ્રમાણે વર્તીને મારે હાલમાં તમારૂં કહેવું અવસ્ય કરવુંજ જોઇએ. હે મુનિશ્રેષ્ઠ! હું પિતાની આજ્ઞા પ્રમાણે વર્તનારો હોવાથી આપનું વચન માનીને આજે ગાય, બ્રાહ્મણ, અને સઘળા દેશના હિત માટે તાટકાના વધરૂપી ધર્મકાર્ય અવશ્ય કરીશ."૨-૫

એ પ્રમાણે કહીને શત્રુઓનું દમન કરનારા રામચંદ્રે તુરતજ ખભાપરથી ધનુષ્ય ઉતારીને હાથમાં ગ્રહણ કર્યું; અને તેની પ્રત્યંચા ચઢાવીને ટંકાર-નાદ કર્યો. તે પ્રચંડ નાદને લીધે દશે દિશાઓ ગાજી ઉઠી.[૬] તે નાદ સાંભળીને તે વનમાં રહેનારાં સર્વ પ્રાણીઓ કંપાયમાન થયાં; અને તાટકા પણ આકુળવ્યાકુળ તથા ક્રોધાવિષ્ટ થઈ.[૭] ટંકાર સાંભળીને ક્રોધયુક્ત થયેલી તાટકારાક્ષસી જે તરફથી શબ્દ આવ્યો હતો તે તરફ લક્ષ્ય બાંધીને એકદમ દોડી.[૮]

વિકરાળ મુખ તથા આકારવાળી અને પ્રૌઢ શરીરવાળી તે ક્રોધી તાટકાને પોતાના સંમુખ આવતી જોઈને, રામચંદ્ર પોતાના નાના ભાઈ લક્ષ્મણને કહેવા લાગ્યા કેઃ-[૯] "હે લક્ષ્મણ ! આ સામેથી દોડી આવતી યક્ષિણીના ભયંકર સ્વરૂપને તો જો ! બીકણ મનુષ્યોનાં હૃદય તો તેને જોતાંવારજ ભેદાઇ જાય તેમ છે![૧૦] હે ભાઇ! જો તો ખરો, આ રાક્ષસી તાટકા, માયાના બળવાળી અને કોઇથી પરાભવ ન પામે એવી છે, તો પણ હું આજે તેનાં કાન અને નાક છેદીને તેને નસાડી મૂકીશ.[૧૧] આ તાટકા સ્ત્રી છે, માટે શૂર પુરૂષે તેને હણવી યોગ્ય નથી, એમ વિચારીને હું તેને હણવા ઇચ્છતો નથી, પરંતુ માત્ર તેના હાથ તથા પગ છેદીને તેની આકાશઆદિ સ્થળે જવાની ગતિને નષ્ટ કરીશ, એવો મારો નિશ્ચય છે. (આમ કરવાથી દેશની આબાદી જળવાશે, મુનિએ કરેલી આજ્ઞા પળાશે; અને સ્ત્રીવધનું પાપ લાગશે નહિ.)"[૧૨] એ પ્રમાણે રામચંદ્ર લક્ષ્મણને કહેતા હતા તેટલામાં ક્રોધાવિષ્ટ થયેલી અને ગર્જના કરતી તે તાટકા પોતાના હાથને ઉંચા કરી વિશ્વામિત્રની સામે નહિ જતાં, રામચંદ્રની સામેજ દોડી આવી.[૧૩] તેને જોઇને વિશ્વામિત્રમુનિએ 'હું'કારનાદ કરી તેનો તિરસ્કાર કર્યો, અને "રામ-લક્ષ્મણનું શ્રેય થાઓ તથા તેમનો જય થાઓ." એવો આશીર્વાદ આપ્યો.[૧૪] તે સમયે તાટકાએ અત્યંત ધૂળ ઉરાડી અંધકાર કર્યો, કે જે અંધકારરૂપી મોટા મેઘથી એક મુહૂર્ત-સુધી રામ-લક્ષ્મણ મુંઝવાઇ ગયા.[૧૫] વળી તાટકાએ પોતાની રાક્ષસી માયા રચી; અને રામ-લક્ષ્મણ ઉપર શિલાઓનો વરસાદ વરસાવવા માંડયો. એ જોઇને રામચંદ્ર અત્યંત ક્રોધયુક્ત થયા.[૧૬] તેમણે તાટકાએ વરસાવેલી શિલાઓને પોતાનાં બાણોના વરસાદવડે નષ્ટ કરી દીધી; અને પોતાની સામે દોડી આવતી તાટકાના બન્ને હાથ બાણોવડે છેદી નાખ્યા.[૧૭] હાથ કપાઈ જવાથી શ્રમિત થયેલી અને પોતાની સમીપ ગર્જના કરતી તાટકાને જોઈ ક્રોધયુક્ત થયેલા લક્ષ્મણે તેનાં નાક અને કાન છેદી નાખ્યાં.[૧૮] પછી વિરૂપ થવા છતાં ઇચ્છિતરૂપને ધારણ કરનારી તાટકા અનેક પ્રકારનાં વિચિત્ર સ્વરૂપો દર્શાવતી અને પોતાની માયાથી રામલક્ષ્મણને મોહિત કરતી અંતર્ધાન થઈ;[૧૯] અને પુનઃ પણ તેણે શિલાઓનો વરસાદ વરસાવવા માંડયો. એ પ્રમાણે ચારે તરફથી રામ-લક્ષ્મણની ઉપર શિલાઓની વૃષ્ટિ થતી જોઇને, ગાધિ રાજાના પુત્ર વિશ્વામિત્રમુનિ કહેવા લાગ્યા કેઃ-"હે રામ ! દુષ્ટ આચરણવાળી અને યજ્ઞમાં વિઘ્ન કરનારી આ પાપિણીને હણવામાં હવે દયા ન કરો. સંધ્યાકાળ થતાં તે દુષ્ટા પોતાની માયાથી સબળ ન થઈ જાય; તે પહેલાં તમે તેનો વધ કરો.[૨૦-૨૨] સંધ્યાકાળ પછીના સમયમાં (રાત્રિમાં) રાક્ષસોનું બળ વધે છે, જેથી તેઓનો કોઇથી પરાભવ થઇ શકતો નથી." વિશ્વામિત્રમુનિનું એવું વચન સાંભળીને રામચંદ્ર સાવધ થયા; અને તેમણે પોતાનું શબ્દવેધીપણું દર્શાવવા ઇચ્છા કરી. જે તરફથી તે દુષ્ટાએ વર્ષાવેલી શિલાવૃષ્ટિ આવતી હતી તે તરફ લક્ષ્ય બાંધીને, તેમણે બાણોનો પ્રહાર કરવા માંડયો. અલ્પ સમયમાં રામચંદ્રે મૂકેલાં અસંખ્ય બાણો વડે માયાના બળવાળી તે તાટકા રૂંધાઈ ગઈ; અને પોતાનું અંતર્ધાનપણું છોડી દઇને ભયંકર ગર્જના કરતી રામ-લક્ષ્મણની સંમુખ દોડી આવી. તે સમયે વેગથી દોડી આવતી તે તાટકા ફેંકેલા વજ્રસરખી જણાતી હતી.[૨૩-૨૫] રામચંદ્રે તીક્ષ્ણ બાણવડે

તેના હૃદયને વિંધી નાખ્યું; અને તે પૃથ્વીપર પડી મરણ પામી.

ભયંકર દેહવાળી તાટકાને મરણ પામેલી જોઈને ઈંદ્ર આદિ દેવોએ રામચંદ્રને ધન્યવાદ આપ્યો; અને તેમની પૂજા કરી. પછી અત્યંત પ્રસન્ન થયેલા હજાર નેત્રવાળા ઇંદ્રે તથા સર્વ દેવોએ વિશ્વામિત્રમુનિને કહ્યું કે:-"હે કૌશિક! તમારૂં કલ્યાણ થાઓ. ઇંદ્રસહિત અમે સર્વ દેવો આ રામચંદ્રદ્વારા કરાવેલા તાટકાના વધરૂપી કાર્યથી સંતુષ્ટ થયા છીએ; અને અમે તમને વિનતિ કરીએ છીએ કે, આ રામ-લક્ષ્મણ ઉપર તમે સંપૂર્ણ સ્નેહભાવ રાખો અને પ્રજાપતિ કૃશાશ્વના પુત્રરૂપ સત્ય પરાક્રમવાળાં અસ્ત્ર-શસ્ત્રો, કે જેઓને તમે તપશ્ચર્યાના બળવડે પ્રાપ્ત કર્યા છે તે સર્વ (અસ્ત્ર-શસ્ત્રો) રામચંદ્રને આપો. હે બ્રહ્મન્! આ રામચંદ્ર પ્રેમથી તમારી સેવા-શુશ્રૂષા કરે છે; અને શસ્ત્રવિદ્યાના પાત્રરૂપ છે.[૨૧-૩૦] વળી તેમને અમો સર્વ દેવોનું મોટું કાર્ય કરવાનું છે." એમ કહીને આનંદ પામેલા સર્વ દેવો વિશ્વામિત્રની પ્રશંસા કરતા આકાશમાં ચાલ્યા ગયા. આ સમયે સંધ્યાકાળ થયો હતો અને તાટકાનો વધ થવાથી વન પણ નિર્ભય થયું હતું, તેથી પ્રસન્ન થયેલા મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે રામચંદ્રને પ્રેમથી પોતાના હૃદયસરસા ચાંપીને અને તેમનું મસ્તક સુંઘીને કહ્યું કે:- "હે રમણીય સ્વરૂપવાળા રામ! આપણે આજની રાત્રિ આ તાટકાવનમાંજ રહીશું;[૩૧-૩૩] અને પ્રાતઃકાળ થતાં મારા આશ્રમ પ્રત્યે જઈશું." વિશ્વામિત્રમુનિનું વચન સાંભળીને, આનંદિત થયેલા દશરથપુત્ર રામચંદ્ર, લક્ષ્મણ તથા વિશ્વામિત્રની સાથે તે રાત્રિ સુખપૂર્વક તાટકાવનમાં રહ્યા. તાટકાનો વધ થયાં પહેલાં જે વન ભયંકર જણાતું હતું તેજ વન તાટકાનો ઉપદ્રવ શાંત થતાં તેજ દિવસથી સ્વર્ગમાં આવેલા દેવોના ચૈત્રરથવનના સરખું રમણીય જણાવા લાગ્યું.[૩૪,૩૫]

એ પ્રમાણે 'સુકેતુ' નામના યક્ષની પુત્રી તાટકાનો વધ થવાને લીધે સંતુષ્ટ થયેલા દેવો અને સિદ્ધ લોકોથી પ્રશંસા પામેલા રામચંદ્ર, લક્ષ્મણ તથા વિશ્વામિત્રની સાથે તે વનમાંજ રાત્રિવાસ રહ્યા અને જ્યારે પ્રાતઃકાળ થયો ત્યારે વિશ્વામિત્રના વચનથી જાગ્રત થયા.[૩૬]

**निहत्य तां यक्षसुतां स रामः प्रशस्यमानः सुरसिद्धसंघैः ॥ उवास तस्मिन्मुनिना सहैव प्रभातवेलां प्रतिबोध्यमानः ॥ ३६ ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં છવ્વીશમો સર્ગ સંપૂર્ણ. ૨૬

## સર્ગ ૨૭ મો.

### વિશ્વામિત્રે રામચંદ્રને દિવ્ય અસ્ત્રો આપ્યાં.

**अथ तां रजनीमुष्य विश्वामित्रो महायशाः ॥ प्रहस्य राघवं वाक्यमुवाच मधुरस्वरम् ॥ १ ॥**

રાત્રિ વીતી ગઈ અને પ્રાતઃકાળ થયો એટલે વિશ્વામિત્રમુનિએ રામલક્ષ્મણને જાગ્રત કર્યા. રામલક્ષ્મણે પણ જાગ્રત થઈને સ્નાનાદિ નિત્યકર્મ સત્વર આટોપી લીધું; અને પ્રયાણ કરવા માટે સજ્જ થઈ તેઓ મુનિની આગળ આવી ઉભા રહ્યા. પછી મહાયશસ્વી વિશ્વામિત્રમુનિ હસીને મધુરસ્વરથી રામચંદ્રને કહેવા લાગ્યા કે:-[૧] "હે મોટી કીર્તિવાળા રાજપુત્ર! હું આજે તમારાપર પ્રસન્ન થયો છું, તમે સંપૂર્ણ રીતે મારા પ્રીતિપાત્ર થયા છો, માટે હું તમને સર્વ અસ્ત્રોનો સમૂહ આપીશ. હે રામ! એ અસ્ત્રોવડે આ પૃથ્વીમાં રહેલા તમારા સર્વ શત્રુઓ, કે જેઓ ભલે દેવ, અસુર, ગંધર્વ અથવા નાગલોક હશે, તો પણ તેઓને સંગ્રામમાં વશ કરીને તમે જીતી શકશો.[૨,૩] હે રાઘવ! તે સર્વ દિવ્ય અસ્ત્રો હું તમને આપું છું, તમે તે ગ્રહણ કરો. તમારૂં શ્રેય થશે. હે વીર! તેમાં જુઓ, પ્રથમ આ જુદાં જુદાં દિવ્ય ચક્રો છે. દંડચક્ર, ધર્મચક્ર, કાલચક્ર, વિષ્ણુચક્ર, અને અત્યંત ઉગ્ર એવું આ ઈંદ્રચક્ર છે;[૪,૫] તેમજ હે નરશ્રેષ્ઠ રાઘવ! આ વજ્રાસ્ત્ર, મહાદેવનું શૂલવ-

તાસ્ત્ર; બ્રહ્મશિરાસ્ત્ર અને ઉત્તમોત્તમ બ્રહ્માસ્ત્ર છે, તે હું તમને આપું છું. વળી હે પુરૂષોમાં સિંહ સરખા કકુત્સ્થકુલોત્પન્ન રામ! 'મોદકી' તથા 'શિખરી' નામની આ બે દેદીપ્યમાન ગદાઓ હું તમને આપું છું; તેમજ હે રાજપુત્ર! શત્રુઓનો નાશ નહિ કરતાં માત્ર તેઓનું બંધન કરવામાં ઉપયોગી આ ધર્મપાશ, કાલપાશ અને વારૂણપાશ છે, તે પણ હું તમને આપું છું. હે રઘુનંદન! 'શુષ્ક' અને 'આર્દ્ર' આ બે અશની હું તમને આપું છું.[૬-૯] વળી હે પાપરહિત રામ! પૈનાકાસ્ત્ર, નારાયણાસ્ત્ર, અગ્નિને પ્રિય એવું 'શિખર' નામનું આગ્નેયાસ્ત્ર, વાયવ્યાસ્ત્ર, હયશિરાસ્ત્ર અને ક્રૌંચાસ્ત્ર હું તમને આપું છું.[૧૦,૧૧] હે રાઘવ! આ બે પ્રકારની સાંગો આપું છું; અને અસુરોને ધારણ કરવા યોગ્ય કંકાલ, મુસલ, કપાલ તથા કિંકિણી નામનાં અસ્ત્રો પણ આપું છું.[૧૨] વળી બીજાં પણ જે જે અસ્ત્રો રાક્ષસોનો વધ કરવામાં ઉપયોગી છે, તે સર્વ આપું છું. હે રાજપુત્ર! આ 'નંદન' નામની શ્રેષ્ઠ તલવાર, કે જે વિદ્યાધર લોકોનું મોટું અસ્ત્ર છે તે પણ હું તમને આપું છું; હે રાઘવ! ગંધર્વ લોકોને પ્રિય એવું મોહનાસ્ત્ર,[૧૩,૧૪] પ્રસ્વાપનાસ્ત્ર, પ્રશમનાસ્ત્ર, વર્ષણાસ્ત્ર, શોષણાસ્ત્ર, સંતાપનાસ્ત્ર, વિલાપનાસ્ત્ર,[૧૫] કામદેવને પ્રિય અને કોઇથી પરાભવ ન પામે એવું માદનાસ્ત્ર, માનવાસ્ત્ર,[૧૬] તથા પિશાચોને પ્રિય એવું પૈશાચાસ્ત્ર, તામસાસ્ત્ર, સૌમનાસ્ત્ર, સંવર્તાસ્ત્ર મૌસલાસ્ત્ર, સત્યાસ્ત્ર, માયામયાસ્ત્ર, શત્રુઓના તેજને હરણ કરનારૂં 'તેજ:પ્રભ' નામનું સૂર્યનું અસ્ત્ર, ચંદ્રનું 'શિશિર' નામનું અસ્ત્ર, અત્યંત દારૂણ એવું ત્વાષ્ટ્રાસ્ત્ર, ભગદેવનું દારૂણાસ્ત્ર અને 'શીતેષુ' નામનું અસ્ત્ર છે. હે પુરૂષોમાં શ્રેષ્ઠ હે મોટી ભુજાઓવાળા! હે રાજપુત્ર રામચંદ્ર! મહાન્ બળવાળા, ઇચ્છિત કામનાઓને પૂર્ણ કરનારા અને અનેક પ્રકારનાં સ્વરૂપને ધારણ કરનારા આ અસ્ત્રસમૂહોને તમે શીઘ્ર ગ્રહણ કરો."[૧૭-૨૧]

એ પ્રમાણે કહીને વિશ્વામિત્રમુનિ પવિત્ર થઈ પૂર્વાભિમુખે બેઠા અને અત્યંત પ્રસન્નતાપૂર્વક તેમણે, પૂર્વોક્ત અસ્ત્રોને સિદ્ધ કરવાના મંત્રોનો રામચંદ્રને ઉપદેશ આપ્યો.[૨૨] જે દિવ્ય અસ્ત્રોને સંપાદન કરવાનું કાર્ય દેવોને પણ દુર્લભ છે તે સર્વ અસ્ત્રો વિશ્વામિત્રમુનિએ રામચંદ્રને આપ્યાં.[૨૩] પછી રામચંદ્રને એ અસ્ત્રોનું બળ પ્રાપ્ત થવા માટે વિશ્વામિત્રમુનિ તે તે મંત્રોનો જપ કરવા લાગ્યા. બુદ્ધિમાન વિશ્વામિત્ર જપ કરતા હતા તે સમયે અલૌકિક એવાં તે સર્વ અસ્ત્રોના અધિષ્ઠાતા દેવો રામચંદ્રની સમીપ આવ્યા;[૨૪] અને પ્રણામ કરી હર્ષપૂર્વક કહેવા લાગ્યા કે:— "હે અત્યંત ઉદાર સ્વભાવવાળા રામ! આ સર્વ અસ્ત્રો તમારાં સેવક છે.[૨૫] તમે તેઓને જે આજ્ઞા કરશો તે પ્રમાણે તેઓ વર્તશે." અસ્ત્રોના દેવોનું એ વચન સાંભળીને રામચંદ્ર પ્રસન્ન થયા.[૨૬] પછી તેમણે તે સર્વ અસ્ત્રોને પોતાના હાથ વડે સ્પર્શ કરી ગ્રહણ કર્યા અને બોલ્યા કે, "તમે સર્વ હાલ મારા મનવિષે સ્થિત થાઓ. જ્યારે મારે જરૂર પડે ત્યારે મને સહાય કરવી."[૨૭] પછી અસ્ત્ર મળવાથી પ્રસન્નચિત્ત થયેલા મહાન્ તેજસ્વી રામચંદ્રે વિશ્વામિત્રમુનિને નમસ્કાર કર્યા; અને આગળ પ્રયાણ કરવા માટે તૈયારી કરી.[૨૮]

**તતઃ પ્રીતમના રામો વિશ્વામિત્રં મહામુનિમ્ ॥**
**અભિવાદ્ય મહાતેજા ગમનાયોપચક્રમે ॥૨૮॥**

ઇતિ શ્રીવાલ્મીકિય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં સત્તાવીશમો સર્ગ સંપૂર્ણ. ૨૭

## સર્ગ ૨૮ મો.

અસ્ત્રસંહાર વિદ્યાની પ્રાપ્તિ.

**પ્રતિગૃહ્ય તતોઽસ્ત્રાણિ પ્રહૃષ્ટવદનઃ શુચિઃ ॥**
**ગચ્છન્નેવ ચ કાકુત્સ્થો વિશ્વામિત્રમથાબ્રવીત્ ॥**

એ પ્રમાણે સર્વ અસ્ત્રોને ગ્રહણ કરીને પ્રસન્ન મુખવાળા અને પવિત્ર અંતઃકરણવાળા રામચંદ્રે પ્રયાણની તૈયારી કરતે કરતે વિશ્વામિત્રને પૂછ્યું કે:—[૧] "હે ભગવન્! મેં આપની

પાસેથી સર્વ અસ્ત્રવિદ્યા પ્રાપ્ત કરી છે તેથી હવે હું દેવોથી પણ પરાભવ પામી શકું એમ નથી, પરંતુ હે મુનિશ્રેષ્ઠ ! પ્રયોગ કરી છોડેલાં અસ્ત્રોને પુનઃ પાછાં વાળી લેવાં તેમજ શત્રુઓએ છોડેલાં અસ્ત્રોનો નાશ કરવો; એ સંહારવિદ્યાને હું જાણવા ઇચ્છું છું."[૨] એ પ્રમાણે રામચંદ્રે પોતાની ઇચ્છા જણાવી ત્યારે શુદ્ધ આચરણવાળા, ધૈર્યવાળા, મહાન્ તપસ્વી અને પવિત્ર એવા વિશ્વામિત્રમુનિએ તેમને અસ્ત્રોની સંહારવિદ્યા ભણાવી; અને તે ઉપરાંત બીજાં પણ કેટલાંક અસ્ત્રો આપ્યાં[૩] જેવાં કે સત્યવાન્, સત્યકીર્તિ, ધૃષ્ટ, રભસ, પ્રતિહારતર, પરાઙ્મુખ, અવાઙ્મુખ,[૪] લક્ષ્ય, અલક્ષ્ય, દૃઢનાભ, સુનાભ, દશાક્ષ, શતવક્ત્ર, દશશીર્ષ, શતોદર,[૫] પદ્મનાભ, મહાનાભ, દુંદુનાભ, સ્વનાભક, જ્યોતિષ્, શકુન, નૈરાસ્ય, વિમલ,[૬] દૈત્યોનો નાશ કરનારાં યૌગંધર અને વિનિદ્ર, શુચિબાહુ, મહાબાહુ, નિષ્કલિ, વિરુચ, સાર્ચિમાલી, ધૃતિમાલી, વૃત્તિમાન્, રુચિર,[૭] પિત્ર્ય, સૌમનસ, વિધૂત, મકર, પરવીર, રતિ, ધન, ધાન્ય,[૮] કામરૂપ, કામરુચિ, મોહ, આવરણ, જૃંભક, સર્પનાથ, પંથાન તથા વરુણ.[૯] હે રઘુકુળમાં ઉત્પન્ન થયેલા રામચંદ્ર ! તમને ઉપર્યુક્ત અસ્ત્રો આપવાં યોગ્ય છે. માટે તમે અનેક રૂપને ધારણ કરનારાં, તેજસ્વી અને કૃશાશ્વ પ્રજાપતિના પુત્રરૂપ એ અસ્ત્રોને ગ્રહણ કરો. તમારું કલ્યાણ થાઓ."[૧૦]

વિશ્વામિત્રમુનિએ એ પ્રમાણે કહીને રામચંદ્રને તે તે અસ્ત્રો આપ્યાં ત્યારે રામચંદ્રે પણ હર્ષથી તે સર્વ અસ્ત્રોને ગ્રહણ કર્યાં. તે સમયે તેઓમાં કેટલાંક અસ્ત્રો અંગારાસરખાં, કેટલાંક ધૂમાડાસરખાં અને કેટલાંક ચંદ્ર-સૂર્યસમાન તેજસ્વી હતાં. દિવ્ય તથા પ્રકાશમાન દેહવાળાં અને સુખ આપનારાં તે સર્વ અસ્ત્રોના અધિષ્ઠાતા દેવો તે વખતે મૂર્તિમાન થઈને અને હાથ જોડીને રામચંદ્રની આગળ આવી ઉભા રહ્યા અને મધુર વચનથી કહેવા લાગ્યા કે:—"હે પુરુષોમાં સિંહસરખા રામચંદ્ર ! આ સર્વ સંહાર અસ્ત્રો તમારે સ્વાધીન થયેલાં છે, માટે તમે તેને આજ્ઞા કરો. તેઓ તમારું શું હિત કરે ?"[૧૧-૧૩] દેવોનું વચન સાંભળીને રામચંદ્રે કહ્યું કે, "હે અસ્ત્રદેવો ! હાલ તો તમે સર્વ તમારી ઇચ્છા પ્રમાણે જાઓ, પરંતુ જ્યારે મારે માથે કાર્ય આવી પડે, ત્યારે તમે મારા મનમાં સ્થિત થઈને મને સહાય કરજો."[૧૪] રામચંદ્રે કરેલી આજ્ઞાને માન્ય કરીને તથા તેમની પ્રદક્ષિણા કરીને તે સર્વ અસ્ત્રદેવો પોતપોતાના સ્થાનકે ગયા.[૧૫]

વિશ્વામિત્રમુનિએ આપેલી અસ્ત્રવિદ્યાને સંપૂર્ણ રીતે જાણ્યા પછી રામલક્ષ્મણ ઋષિસહ વર્તમાન આગળ ચાલવા લાગ્યા. થોડેક દૂર જતાં પર્વતની તળેટીમાં સુંદર વૃક્ષોથી ઘેરાયેલું એક રમણીય સ્થળ તેમના જોવામાં આવ્યું, તેથી તેમણે આશ્ચર્યપૂર્વક વિશ્વામિત્રમુનિને પૂછ્યું કે, "હે મુનિ ! અહીંથી થોડેક દૂર પર્વતની પાસે બંધારેલા મેઘસરખો જે આ વૃક્ષોનો સમૂહ જણાય છે તે શું કોઈ વન છે કે કોઈ ઋષિનો આશ્રમ છે ?[૧૬,૧૭] અહીંથીજ એ વન, સુંદર શબ્દ કરનારાં પક્ષીઓવડે તથા મૃગોવડે વ્યાપ્ત હોવાથી અત્યંત મનોહર અને અવલોકન કરવા લાયક જણાય છે.[૧૮] હે મુનિશ્રેષ્ઠ ! તાટકાએ ઉજ્જડ કરેલું હોવાથી રૂવાંડાં ઉભાં કરી નાખે એવા ભયંકર વનમાંથી હવે આપણે નીકળી ગયા છીએ; અને ધન-ધાન્યાદિની સમૃદ્ધિવાળા પ્રદેશમાં આવ્યા છીએ, માટે હું માનું છું કે એ કોઈ ઋષિનો આશ્રમ હશે. વળી હે ભગવન્ ! જે સ્થળે તમે યજ્ઞ કરો છો તે સ્થળ અહીંથી હવે કેટલે દૂર છે કે જ્યાં તે દુષ્ટ આચરણવાળા, નીચ અંતઃકરણવાળા અને બ્રહ્મહત્યારા પાપી રાક્ષસો તમારા યજ્ઞનો ભંગ કરવા માટે આવે છે ? તે સર્વ મને કહો.[૧૯-૨૧] હે બ્રહ્મન્ ! મારે તે રાક્ષસોનો વધ કરી તમારા યજ્ઞનું રક્ષણ કરવું છે, માટે હે મુનિશ્રેષ્ઠ ! હું એ સઘળું જાણવાને ઇચ્છું છું.[૨૨]

...क्रिया ब्रह्मन्मया वध्याश्च राक्षसाः ॥
एतत्सर्वं मुनिश्रेष्ठ श्रोतुमिच्छाम्यहं प्रभो ॥२२॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં અઠ્ઠાવીશમો સર્ગ સંપૂર્ણ ૨૮.

## સર્ગ ૨૯ મો.

### સિદ્ધાશ્રમનું વૃત્તાંત.

अथ तस्याप्रमेयस्य वचनं परिपृच्छतः ॥
विश्वामित्रो महातेजा व्याख्यातुमुपचक्रमे ॥१॥

અપરિમિત પ્રભાવવાળા રામચંદ્રનો પ્રશ્ન સાંભળીને મહાન તેજવાળા વિશ્વામિત્રમુનિ તેનો ઉત્તર આપવા લાગ્યા કેઃ-[1] "હે મોટી ભુજાઓવાળા રામ! એ સ્થળમાં પૂર્વે દેવોને નમવા યોગ્ય વિષ્ણુપરમાત્માએ સેંકડો યુગો તથા ઘણાં વર્ષો સુધી લોકશિક્ષા માટે તપશ્ચર્યા કરી હતી; અને પછી કેટલોક સમય વીતતાં તેમણે વામન અવતાર ધારણ કર્યો હતો, તેથી મહાત્મા વામનનો એ 'સિદ્ધાશ્રમ' નામનો પૂર્વાશ્રમ છે, કે જેમાં વિષ્ણુપરમાત્મા તપ કરવાથી સિદ્ધ થયા હતા. જ્યારે વિષ્ણુ તપશ્ચર્યા કરતા હતા ત્યારે વિરોચનના પુત્ર બલિરાજાએ વાયુગણ અને ઇંદ્રસહિત સર્વ દેવોને જીતી લીધા અને ત્રણે લોકમાં પોતાની આણ વર્તાવી પોતાના મંત્રિઓદ્વારા રાજ્ય કરવા માંડ્યું.[2-5] પછી પોતાને પ્રાપ્ત થયેલું ત્રણે લોકનું રાજ્ય ઘણા કાળ સુધી પોતાના સ્વાધીનમાં રહે એવી ઇચ્છાથી અસુરોના મહા બળવાન રાજા બલિએ યજ્ઞનો આરંભ કર્યો. બલિરાજાનો આવો પ્રયત્ન જોઈને અગ્નિ આદિ સર્વ દેવો એકઠા થઈ આ આશ્રમમાં તપશ્ચર્યા કરવા બેઠેલા વિષ્ણુપરમાત્માની પાસે આવ્યા અને કહ્યું કેઃ-[6] "હે વિષ્ણુપરમાત્મન્! વિરોચનના પુત્ર બલિરાજાએ પોતાનું ત્રિલોકીનું રાજ્ય અવિચળ થવા માટે ઉત્તમ યજ્ઞનો આરંભ કર્યો છે. જો તે યજ્ઞ સમાપ્ત થશે તો તે ત્રિલોકીનો રાજા રહેશે અને અમે દુઃખી થઈશું, માટે તેનો યજ્ઞ સમાપ્ત થતાં પહેલાં તમે દેવોનું કાર્ય કરો; અર્થાત્ ઇંદ્રનું રાજ્ય કાયમ રહે તેમ કરો.[7] હે પ્રભુ! યજ્ઞમાં બેઠેલા તે બલિરાજાનો એવો નિયમ છે કે અનેક દેશોથી જે જે યાચકો તેની પાસે આવે છે અને જે વસ્તુની યાચના કરે છે તેઓને તેમની યાચના પ્રમાણે તે વસ્તુ બલિરાજા અવશ્ય આપે છે.[8] માટે હે સર્વવ્યાપક વિષ્ણુ! તમે દેવોનું હિત કરવા માટે માયાયોગવડે વામનસ્વરૂપ ધારણ કરી અમારું શ્રેય કરો."[9]

જ્યારે દેવો પોતાનું કાર્ય સિદ્ધ કરવા માટે વિષ્ણુપરમાત્માની પ્રાર્થના કરી રહ્યા હતા ત્યારે હે રામ! અગ્નિસમાન તેજસ્વી અને પોતાના ઓજસ્વડે દેદીપ્યમાન મહાત્મા કશ્યપઋષિ પોતાની પત્ની અદિતિસહિત પુત્રપ્રાપ્તિ માટે દેવોનાં એકહજાર વર્ષ સુધીનું વિષ્ણુની તપશ્ચર્યારૂપ વ્રત કરતા હતા, તે વ્રતની સમાપ્તિ થઈ. તે સમયે વિષ્ણુપરમાત્મા પ્રસન્ન થઈ વરદાન આપવા માટે ત્યાં પધાર્યા (કે જે સમયે તે કશ્યપઋષિ આ સિદ્ધાશ્રમમાંજ રહેતા હતા). પોતાને વરદાન આપવાને પધારેલા વિષ્ણુને જોઈ ધર્મપત્ની અદિતિસહવર્તમાન કશ્યપઋષિ તેમની સ્તુતિ કરવા લાગ્યાઃ-[10,11] "હે પ્રભુ! તમે કે જે તપશ્ચર્યાવડે આરાધન કરવા યોગ્ય છો, તપનું ફળ આપનારા છો, તપઃસ્વરૂપ છો અને પુરુષોત્તમ છો તેનાં દર્શન, આજે મેં મોટી તપશ્ચર્યાવડે કર્યાં છે.[12] હે ભગવન્! તમારા વિરાટ્સ્વરૂપમાં આ સઘળા જગતને હું જોઉં છું. હે વિષ્ણુપરમાત્મન્! તમે અનાદિ અને મનવાણીવડે ન જાણી શકાય એવા સ્વરૂપવાળા છો. હું તમારે શરણે આવ્યો છું."[13]

સ્તુતિ કરવાથી પ્રસન્ન થયેલા વિષ્ણુપરમાત્મા કશ્યપઋષિને દીર્ઘ તપ કરવા વડે પાપરહિત થયેલા જાણીને કહેવા લાગ્યા કેઃ- "હે ઋષિશ્રેષ્ઠ! તમારું શ્રેય થાઓ. તમે મારી પાસેથી વરદાન માગો, કારણ કે દીર્ઘકાળપર્યંત તપ કરવાથી તમે વરદાન પામવાને યોગ્ય થયા છો."[14]

વિષ્ણુપરમાત્માનાં વચન સાંભળીને મરીચિઋષિના પુત્ર કશ્યપે કહ્યું કેઃ-"હે વર દેનાર

ભગવન્ ! તમે જો પ્રસન્ન થયા હો તો મને વરદાન આપીને મારી, દેવોની તથા અદિતિની યાચના સફળ કરો. હે સુવ્રત ! હે અનઘ ! અમો સર્વની યાચના એ છે કે તમે મારા તથા અદિતિના પુત્રપણાને પ્રાપ્ત થાઓ; એટલે કે હે અસુરોના સંહાર કરનારા ભગવન્ ! તમે ઈંદ્રના નાના ભાઈ થાઓ, અને શોકવડે પીડાતા દેવોને સહાય કરો.[15-17] હે દેવોના નિયન્તા પ્રભુ ! આ સ્થળમાં તમારી કૃપાથી મારૂં તપશ્ચર્યારૂપ કર્મ સિદ્ધ થયું માટે આ આશ્રમનું 'સિદ્ધાશ્રમ' એવું નામ થશે. હે ભગવન્ ! હવે આપ અવતાર ગ્રહણ કરવા માટે તત્પર થાઓ." એ પ્રમાણે કશ્યપઋષિનું વચન સાંભળીને વિષ્ણુપરમાત્માએ "તથાસ્તુ" કહી, તેમને ઘેર પુત્રરૂપે જન્મ ધરવાનું માન્ય કર્યું.[18] પછી મહાતેજસ્વી વિષ્ણુપરમાત્મા અદિતિના ગર્ભથી જન્મ પામ્યા, અને વામનસ્વરૂપ ધારણ કરીને, જ્યાં બલિરાજા યજ્ઞ કરવા બેઠો હતો ત્યાં ભિક્ષાર્થે ગયા.[19] એ પ્રમાણે કપટથી ત્રિલોકીને લેવાની ઇચ્છાવાળા વિષ્ણુએ વામનસ્વરૂપથી બલિરાજાપાસે જઈને ત્રણ પગલાં પૃથ્વીની યાચના કરી, અને બલિરાજાએ ત્રણ પગલાં પૃથ્વી આપવાનો સંકલ્પ કર્યો કે તુરતજ સર્વ લોકોનું હિત કરનારા વિષ્ણુએ ત્રણ પગલાંમાંજ સઘળી પૃથ્વીને દબાવી ત્રણે લોકને ગ્રહણ કરી લીધા.[20] પછી પોતાના તેજ-(પાશ) વડે બલિરાજાને બાંધીને, તેની પાસેથી ગ્રહણ કરેલું સ્વર્ગ અને સઘળું ત્રૈલોક્ય ઇંદ્રને સ્વાધીન કરી આપ્યું.[21]

હે રામચંદ્ર ! એ પ્રમાણે શ્રમને નિવૃત્ત કરનારા આ સિદ્ધાશ્રમમાં પૂર્વે વામનાવતાર ધારણ કરનારા વિષ્ણુપરમાત્મા તપશ્ચર્યા કરવા માટે રહ્યા હતા; અને હું પણ એ વામનસ્વરૂપ વિષ્ણુની ભક્તિ કરતો હાલમાં એ આશ્રમમાંજ રહું છું.[22] હે પુરુષોમાં વ્યાઘ્રસમાન રામ ! એજ મારો આશ્રમ છે; અને દુષ્ટ આચરણવાળા રાક્ષસો પણ યજ્ઞમાં વિઘ્ન કરવા માટે ત્યાંજ આવે છે. તમારે પણ ત્યાં રહીનેજ એ દુષ્ટોનો નાશ કરવાનો છે.[23] હે રામ ! આપણે એ શ્રેષ્ઠ સિદ્ધાશ્રમમાં આજેજ પહોંચી જઇશું. જેવો એ આશ્રમ મારો છે. તેવોજ તમારો પણ છે."[24]

પછી આગળ ચાલતાં રામલક્ષ્મણસહિત વિશ્વામિત્ર સિદ્ધાશ્રમની સમીપ આવી પહોંચ્યા; અને અત્યંત પ્રસન્ન થયેલા વિશ્વામિત્રમુનિએ રામલક્ષ્મણસહવર્તમાન તે સિદ્ધાશ્રમમાં પ્રવેશ કર્યો. તે વેળા વિશ્વામિત્રમુનિ મેઘમંડળમાં પ્રવેશ કરતા પુનર્વસુના બે તારાઓસહિત નિર્મળ ચંદ્રની પેઠે શોભવા લાગ્યા.[25] બન્ને રાજપુત્રોસહવર્તમાન વિશ્વામિત્રને આવતા જોઈ સિદ્ધાશ્રમમાં રહેનારા સર્વ મુનિઓ હર્ષથી એકદમ સામે આવ્યા અને તેઓએ વિશ્વામિત્રમુનિની પૂજા કરી, તેમજ રામલક્ષ્મણનો પણ ઘણી સારી રીતે સત્કાર કર્યો.[26,27] પછી બેઘડી સુધી સુખપૂર્વક વિશ્રાંતિ લઈને શત્રુઓનું દમન કરનારા રામલક્ષ્મણે નમ્રતાથી વિશ્વામિત્રમુનિને કહ્યું કે:-[28] "હે મુનિશ્રેષ્ઠ ! તમારૂં શ્રેય થાઓ, તમે આજેજ યજ્ઞદીક્ષા ગ્રહણ કરો. આ સિદ્ધાશ્રમ છે માટે તમારૂં કાર્ય સિદ્ધ થશે; અને 'દુષ્ટ રાક્ષસોનો નાશ કરવાનો છે' એવું તમારૂં પૂર્વોક્ત વચન પણ સત્ય થશે."[29]

રામચંદ્રે એ પ્રમાણે કહ્યું, એટલે મહાતેજસ્વી અને શુદ્ધ અંત:કરણવાળા વિશ્વામિત્રમુનિ કે જેણે પોતાની સર્વ ઇંદ્રિયોને વશ કરેલી છે, તેમણે તુરતજ યજ્ઞદીક્ષા ગ્રહણ કરી અને યજ્ઞ શરૂ કર્યો.[30] પછી સંધ્યાકાળ થયો અને રાત્રિ પડી ત્યારે સાયંસંધ્યા આદિ કરીને, કાર્તિકેય અને વિશાખના સરખા શાંતચિત્તવાળા બન્ને રાજકુમારોએ શયન કર્યું. પ્રાત:કાળ થતાં જાગ્રત થઈ સ્નાનાદિથી શુદ્ધ થઈને સંધ્યા તથા ગાયત્રીમંત્રજપ વગેરે નિત્યકર્મ આટોપી તેઓ યજ્ઞમંડપમાં ગયા; અને ત્યાં ઔપાસન* અગ્નિહોત્ર હોમીને સુખપૂર્વક બેઠેલા વિશ્વામિત્રમુનિને પ્રણામ કરીને

* નિત્ય હોમ કરવાનો અગ્નિ.

તેમની આગળ ઉભા રહ્યા.[૩૧,૩૨]

**प्रशुची परमं जाप्यं समाप्य नियमेन च ॥**
**हुताग्निहोत्रमासीनं विश्वामित्रमवन्दताम् ॥३२॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ઓગણત્રીશમો સર્ગ સંપૂર્ણ. ૨૯

## सर्ग ३० मो.

### મારીચ અને સુબાહુનો પરાજય.

**अथ तौ देशकालज्ञौ राजपुत्रावरिंदमौ ॥**
**देशे काले च वाक्यज्ञावब्रूतां कौशिकं वचः ॥१॥**

ત્યારપછી દેશ-કાળને જાણનારા, દેશ-કાળને અનુસરીને વાક્ય બોલનારા અને શત્રુઓનું દમન કરનારા રાજપુત્ર રામલક્ષ્મણ વિશ્વામિત્રમુનિને કહેવા લાગ્યા કે:-[૧] "હે ભગવન્! અમે તમારી સાથે અહીં યજ્ઞની રક્ષા કરવા આવેલા છીએ, માટે એ સંબંધે અમારે સારી રીતે માહિતગાર થવું જોઈએ, તેથી અમે તમને પૂછીએ છીએ કે યજ્ઞમાં વિઘ્ન કરનારા તે રાક્ષસો અહીં ક્યારે આવે છે, કે જેઓથી અમારે આ યજ્ઞની રક્ષા કરવાની છે? તે (આપ) કહો કે જેથી અમે તે સમયે સાવધાન રહીએ."[૨]

એ પ્રમાણે રામલક્ષ્મણે રાક્ષસોની સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી પ્રશ્ન કર્યો, તે સાંભળીને, યજ્ઞમંડપમાં બેઠેલા સર્વ ઋષિઓ પ્રસન્ન થયા અને તેમની પ્રશંસા કરતા કહેવા લાગ્યા કે:-[૩] "હે રઘુકુલોત્પન્ન રાજપુત્રો! આ વિશ્વામિત્રમુનિએ આજથી માંડીને છ રાત્રિ-(દિવસ) સુધી મૌનવ્રત ધારણ કર્યું છે, તેથી તેટલા સમયપર્યંત તે કોઈની સાથે બોલશે નહિ, માટે તમે પણ સાવધાન થઈને તેટલા સમય સુધી યજ્ઞનું રક્ષણ કરો. (યજ્ઞ છ દિવસ ચાલશે; અને ઘણે ભાગે રાક્ષસો પણ યજ્ઞની સમાપ્તિ વખતેજ વિઘ્ન કરવાને આવશે.)"[૪]

ઋષિઓનું વચન સાંભળીને, યશસ્વી રામ-લક્ષ્મણે કવચ પહેરી લીધું, અને ધનુષ્ય સજ્જ કર્યું. યુદ્ધ માટે તૈયાર થઈ એ બન્ને શૂરવીર ભાઈઓ, રાત્રિમાં પણ નિદ્રાનો ત્યાગ કરીને યજ્ઞ અને વિશ્વામિત્રમુનિની રક્ષા કરવા લાગ્યા તથા રાત્રિમાં રાક્ષસોના આગમનની શંકાથી ભયભીત થતા ઋષિઓને અભય વચનો કહીને શાંતિ આપવા લાગ્યા.[૫-૬] એમ કરતાં પાંચ રાત્રિ-દિવસો વીતી ગયાં. પછી છઠ્ઠે દિવસે રામચંદ્રે લક્ષ્મણને કહ્યું કે:-"હે ભાઈ! આજે રાક્ષસો આવવાનો સંભવ છે, માટે તું એકાગ્ર ચિત્ત થઈ સજ્જ રહેજે."[૭] એ પ્રમાણે લક્ષ્મણને કહી, રામચંદ્ર યુદ્ધ કરવા માટે તૈયાર થયા. એટલામાં રાક્ષસોના આગમનથી તે સ્થળમાં ઉત્પાત થવા લાગ્યા. યજ્ઞમાં વરેલા બ્રાહ્મણ અને પુરોહિતસહિત વેદી તથા દર્ભ, ચમસ, સ્રુક્ (સરવો), સમિધા, પુષ્પ અને ઋત્વિજો તથા વિશ્વામિત્રસહવર્તમાન આખું યજ્ઞસ્થાન એકાએક પ્રજ્વલિત થયું.[૮,૯] આમ અનેક ઉત્પાતો થવા લાગ્યા, તો પણ યજ્ઞદીક્ષામાં બેઠેલા વિશ્વામિત્રમુનિએ જરા પણ ચલાયમાન નહિ થતાં વેદમંત્રપઠનપૂર્વક હોમ કરવો ચાલુજ રાખ્યો. એ સમયે આકાશમાં એક મહાન ભયાનક શબ્દ થયો.[૧૦] જેમ વર્ષાઋતુમાં મેઘ ચઢી આવે તેમ પોતાની રાક્ષસી માયાનો વિસ્તાર કરતા મારીચ અને સુબાહુ રાક્ષસો પોતાના અનુચરોસહિત ચારે બાજુથી આકાશમાર્ગે ચઢી આવી દોડાદોડ કરવા લાગ્યા, અને થોડીવારે સમીપ આવીને ભયંકર સ્વરૂપવાળા તે રાક્ષસો યજ્ઞમંડપપર રૂધિરનો વરસાદ વર્ષાવવા લાગ્યા.[૧૧,૧૨] યજ્ઞમંડપ ઉપર રૂધિરનો વરસાદ થતો જોઈને, રામચંદ્ર એકદમ યજ્ઞમંડપપાસે દોડી આવ્યા; અને આકાશ તરફ દૃષ્ટિ કરી તો રાક્ષસો જોવામાં આવ્યા.[૧૩]

પછી મારીચ અને સુબાહુને પોતાની તરફ ધસી આવતા જોઈને, કમળ સરખા નેત્રવાળા રામચંદ્રે લક્ષ્મણને કહ્યું કે:-[૧૪] "હે લક્ષ્મણ! આ રાક્ષસો કે જેઓ માંસભક્ષણ કરનારા અને દુષ્ટ આચરણવાળા છે તેઓને તું જો. વાયુ જેમ મેઘને વિખેરી નાખે તેમ હું

એઓને માનવાસ્ત્રવડે અવશ્ય નસાડી મૂકીશ; કારણ કે આવા બિચારા દુર્બલોને હણવામાં હું ઉત્સાહ ધરાવતો નથી." એવું કહીને, રઘુકુલોત્પન્ન રામચંદ્રે સત્વર પોતાના ધનુષ્ય ઉપર પરમ શ્રેષ્ઠ તથા તેજસ્વી માનવાસ્ત્ર ચઢાવ્યું; અને સામા ધસી આવતા મારીચરાક્ષસના હૃદય ઉપર ક્રોધપૂર્વક છોડયું.[૧૫-૧૭] સુસવાટા કરતું તે માનવાસ્ત્ર બાણ મારીચના હૃદયમાં પેસી ગયું. તેનો પ્રહાર થતાંજ મારીચરાક્ષસ ત્યાંથી સો યોજન દૂર સમુદ્રમાં જઈ પડયો.[૧૮] એ પ્રમાણે 'શીતેષુ' નામવાળા માનવાસ્ત્રથી પીડાઈને તરફડીયાં મારતા તથા મૂર્છિત થઈને દૂર ફેંકાઈ જતા મારીચને જોઈ રામચંદ્રે લક્ષ્મણને કહ્યું કે,[૧૯] "હે લક્ષ્મણ! જો તો ખરો, પૂર્વે મનુએ સિદ્ધ કરેલું 'શીતેષુ' નામનું માનવાસ્ત્ર, આ મારીચને મૂર્છિત કરીને લઈ જાય છે, છતાં તે રાક્ષસ પ્રાણરહિત થતો નથી.[૨૦] હવે બાકી રહેલા આ નિર્દય રાક્ષસો કે જેઓ દુષ્ટ આચરણવાળા, પાપ કર્મ કરનારા, યજ્ઞનો નાશ કરનારા અને રૂધિર–માંસનું ભક્ષણ કરનારા છે, તેઓનો પણ હું વધ કરીશ."[૨૧]

એ પ્રમાણે લક્ષ્મણને કહીને, જાણે બાણ ફેંકવામાં પોતાનું હસ્તચાપલ્ય દર્શાવતા હોય ની? એમ રામચંદ્રે ધનુષ્યનો ટંકાર કરી, તેપર આગ્નેયાસ્ત્ર ચઢાવ્યું;[૨૨] અને તે વડે સુબાહુના હૃદયપર પ્રહાર કર્યો. વાયુવેગે છૂટેલું તે બાણ સુબાહુના હૃદયને વિંધી આરપાર નીકળી ગયું, એથી સુબાહુ પ્રાણરહિત થઈને પૃથ્વીપર પડયો. મારીચ અને સુબાહુનો પરાભવ કરીને, મહાયશસ્વી રામચંદ્રે બાકી રહેલા રાક્ષસોનો વાયવ્યાસ્ત્ર વડે વધ કર્યો. તે જોઈને સર્વ ઋષિઓ આનંદ પામ્યા.[૨૩] પછી પૂર્વે જેમ અસુરોનો વધ કરી વિજયને પ્રાપ્ત થયેલા ઇંદ્રની સર્વ દેવોએ પૂજા કરી હતી તેમ યજ્ઞમાં વિઘ્ન કરનારા સર્વ રાક્ષસોને હણીને વિજય પામેલા રામચંદ્રની સિદ્ધાશ્રમમાં રહેનારા સર્વ ઋષિઓએ પૂજા કરી.[૨૪] એ પ્રમાણે પોતાનો યજ્ઞ નિર્વિઘ્ન સમાપ્ત થયેલો જોઇને તથા સર્વ દિશાઓને રાક્ષસોના ભયથી રહિત થયેલી જોઇને, મહામુનિ વિશ્વામિત્રે રામચંદ્રને કહ્યું કે,[૨૫] "હે મોટી ભુજાઓવાળા! હે મહાયશસ્વી! હે શૂરવીર રામ! હું આજે તમારાથી કૃતાર્થ થયો છું; કારણ કે તમોએ મારી સાથે અહીં આવીને ગુરૂનું વચન યથાર્થ રીતે પાળ્યું છે; અને આ આશ્રમના 'સિદ્ધાશ્રમ' એવા નામને પણ સત્ય કર્યું છે." એ પ્રમાણે વિશ્વામિત્રે રામચંદ્રની ઘણી પ્રશંસા કરી. એટલામાં સંધ્યાકાળ થયો, તેથી રામલક્ષ્મણસહવર્તમાન વિશ્વામિત્રમુનિ સાયંસંધ્યા આદિ નિત્ય કર્મમાં પ્રવૃત્ત થયા.[૨૬]

कृतार्थोऽस्मि महाबाहो कृतं गुरुवचस्त्वया ॥
सिद्धाश्रममिदं सत्यं कृतं वीर महायशः ॥
स हि रामं प्रशस्यैवं ताभ्यां संध्यामुपागमत् ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ત્રીશમો સર્ગ સંપૂર્ણ. ૩૦.

## સર્ગ ૩૧ મો.

### સિદ્ધાશ્રમમાંથી જનકપુર પ્રતિ પ્રયાણ.

अथ तां रजनीं तत्र कृतार्थौ रामलक्ष्मणौ ॥
ऊषतुर्मुदितौ वीरौ प्रहृष्टेनांतरात्मना ॥ १ ॥

વિશ્વામિત્રનું કાર્ય કરવાથી કૃતાર્થ અને અને પ્રસન્ન થયેલા રામલક્ષ્મણે આનંદિત ચિત્તથી તે રાત્રિએ સુખપૂર્વક નિદ્રા લીધી.[૧] રાત્રિ વ્યતીત થઇ અને પ્રભાતકાળ થયો; એટલે જાગ્રત થયેલા રામલક્ષ્મણે પોતાનાં સ્નાન-સંધ્યાદિ નિત્યકર્મ કરી લીધાં, અને પછી બન્ને ભાઇઓ સજ્જ થઇને વિશ્વામિત્ર વગેરે સર્વ ઋષિઓ જ્યાં બેઠા હતા ત્યાં આવ્યા.[૨] તેઓએ ઝગઝગતા અગ્નિના સરખા તેજસ્વી વિશ્વામિત્રમુનિને પ્રણામ કર્યા; તેમજ અન્ય સર્વ ઋષિમંડળને પણ નમસ્કાર કર્યા. પછી તેઓએ પરમ ઉદાર અને મધુર વચનથી વિશ્વામિત્રમુનિને કહ્યું કે,[૩] "હે મુનિશ્રેષ્ઠ! અમે બન્ને ભાઇઓ તમારા કિંકર છીએ અને તમારી સેવા કરવા માટે તમારી આગળ ઉભા છીએ,

માટે તમે ઇચ્છાનુસાર આજ્ઞા કરો. અમે તમારી આજ્ઞા પ્રમાણે વર્તવા તૈયાર છીએ."[૪]

રામલક્ષ્મણનું વચન સાંભળીને અત્યંત આનંદ પામેલા સર્વ ઋષિઓ વિશ્વામિત્રમુનિની સંમતિ લઇને રામચંદ્રને કહેવા લાગ્યા કે, "હે નરશ્રેષ્ઠ! સાંપ્રતમાં મિથિલાનગરીના રાજા જનકને ત્યાં પરમ ધર્મયુક્ત યજ્ઞ થવાનો છે. તે પ્રસંગે અહીંના સર્વ ઋષિઓને તે રાજાએ ત્યાં આવવા માટે નિમંત્રણ કરેલું છે, તેથી અમે સર્વ ત્યાં જવાના છીએ.[૬] માટે હે પુરૂષોમાં સિંહ સમાન રામ! તમે પણ અમારી સાથે ત્યાં આવશો તો ઘણું સારૂં છે; કારણ કે ત્યાં જવાથી યજ્ઞદર્શન ઉપરાંત તમને બીજો પણ એ લાભ છે કે તે જનકરાજાને ત્યાં સર્વ પ્રકારનાં ધનુષ્યોમાં ઉત્તમ અને રત્નસમાન એક અદ્દભુત ધનુષ્ય છે, તે તમારે જોવા યોગ્ય છે.[૭] હે નરશ્રેષ્ઠ! પૂર્વે 'દેવરાત' નામના પ્રાચીન જનકને* ત્યાં યજ્ઞ થયો હતો તે સમયે યજ્ઞસભામાં આવેલા દેવોએ પ્રસન્ન થઇને, તે ધનુષ્ય જનકરાજાને આપ્યું હતું; તેજ હજીસુધી વિદ્યમાન છે. તે ધનુષ્ય અત્યંત ભારે, મહા ભયંકર અને દેદીપ્યમાન છે.[૮] હે રામચંદ્ર! એ ધનુષ્ય એવું તો પ્રબળ છે કે તેની પ્રત્યંચા ચઢાવવા માટે દેવો, ગંધર્વો, અસુરો, રાક્ષસો કે મનુષ્યો, એઓમાંથી કોઈ પણ સમર્થ નથી.[૯] મહાન્ બળવાન અનેક રાજાઓ તથા અનેક રાજપુત્રો એ ધનુષ્યનું પ્રાબલ્ય જાણવાની ઇચ્છાથી મિથિલામાં ગયેલા છે, પરંતુ તેઓ પણ હજી સુધી તેની પ્રત્યંચા ચઢાવી શક્યા નથી.[૧૦] હે નરશાર્દૂલ રામ! અમારી સાથે જનકપુર આવવાથી, તમે મહાત્મા જનકરાજાના યજ્ઞમહોત્સવને જોશો; તેમજ એ અદ્દભુત ધનુષ્યને પણ જોશો.[૧૧] હે નરશાર્દૂલ! પૂર્વકાળમાં 'દેવરાત' નામના જનકે, યુદ્ધમાં જય મેળવવા માટે યજ્ઞમાં આવેલા દેવતાઓપાસે ધનુષ્યની યાચના કરી હતી, તેથી દેવોએ તેને એ સુંદર મધ્યભાગવાળું ધનુષ્ય આપ્યું હતું, એટલે એ ધનુષ્ય યજ્ઞના ફળરૂપ છે.[૧૨] હે રાઘવ! હાલમાં તો જનકરાજાના ઘરમાં પૂજ્ય દેવપ્રતિમાની પેઠે રાખેલું તે ધનુષ્ય વિવિધ ચંદન, પુષ્પ અને અગુરૂના સુગંધિ વડે પૂજાય છે."[૧૩]

ઋષિઓનાં વચન સાંભળીને રામલક્ષ્મણને જનકપુર જવાની ઉત્કંઠા થઈ. પછી સર્વ ઋષિમંડળ અને રામલક્ષ્મણસહવર્તમાન વિશ્વામિત્રમુનિ જનકપુર જવા માટે સજ્જ થયા; અને ચાલતી વખતે સિદ્ધાશ્રમવાસી વનદેવતાઓની આજ્ઞા લઈ, તેઓને આશીર્વાદ આપ્યો કે:-[૧૪] "હે વનદેવતાઓ! તમારૂં કલ્યાણ થાઓ. નિર્વિઘ્ને યજ્ઞ કરવાથી સિદ્ધ થયેલો હું, હવે આ સિદ્ધાશ્રમમાંથી નીકળીને જાહ્નવી (ગંગા) નદીના ઉત્તર કિનારાપર આવેલા હિમાલયપર્વત તરફ જાઉં છું."[૧૫] એ પ્રમાણે વનદેવતાઓની આજ્ઞા લઈને તપરૂપી ધનવાળા વિશ્વામિત્રમુનિ સર્વ ઋષિમંડળ તથા રામલક્ષ્મણસહવર્તમાન ઉત્તર દિશા તરફ પ્રયાણ કરવા લાગ્યા.[૧૬] તે સમયે તેમની સાથે આવતા બ્રહ્મવાદી સર્વ ઋષિઓના અગ્નિહોત્રના યજ્ઞકુંડ, સ્રુક્, સ્રુવ આદિ સરસામાનનાં સો ગાડાં ભરાયાં હતાં. આમ સર્વ સાહિત્ય સાથે લઈને એ ઋષિમંડળ વિશ્વામિત્રની પાછળ ચાલ્યું.[૧૭] આ પ્રમાણે સઘળો આશ્રમ શૂન્ય થતાં ઋષિના સહવાસથી પ્રેમાળ બનેલાં, તે સિદ્ધાશ્રમમાં વસનારાં મૃગો તથા પક્ષિઓ પણ વિશ્વામિત્રની પાછળ પાછળ જવા લાગ્યાં.[૧૮] ચાલતાં ચાલતાં તે સર્વ ઋષિઓ આશ્રમથી ઘણેક દૂર નીકળી ગયા; ત્યારે સૂર્ય અસ્તાચળપર જવા લાગ્યો. હજી પણ આશ્રમનાં મૃગ-પક્ષીઓને પોતાની પાછળજ આવતાં જોઈને, તેઓ ઉભા રહ્યા અને અનેક ઉપાયવડે સર્વ મૃગ-પક્ષિઓને પાછાં વાળ્યાં.[૧૯]

આ સમયે સાયંકાળ થવા આવ્યો હતો, તેથી સર્વ ઋષિમંડળે સમીપ જણાતા ગિરિવ્રજ-

* મિથિલાનગરીના સર્વ રાજાઓનાં 'જનક' અને 'વિદેહ' એવાં ઉપનામ હતાં.

નગરની પાસે વહેતી શોણનદીના રમણીય કિનારાપર જઈને રાત્રિવાસ કરવાનો નિશ્ચય કર્યો. સંધ્યાકાળ થતાં તે સર્વેએ સ્નાન કરીને તથા સંધ્યાવંદન કરીને અગ્નિમાં હોમ કર્યો.[૨૦] પછી અત્યંત તેજવાળા સર્વ ઋષિઓ, વિશ્વામિત્રમુનિને નમસ્કાર કરી તેમની આસપાસ બેઠા તે સમયે લક્ષ્મણસહવર્તમાન રામચંદ્રે પણ તે સર્વ ઋષિમંડળને નમસ્કાર કર્યા;[૨૧] અને બુદ્ધિમાન વિશ્વામિત્રમુનિને પ્રણામ કરીને, તેમની આગળ (શિષ્યભાવથી) બેઠા. પછી મહાતેજસ્વી રામચંદ્ર તપરૂપી ધનવાળા મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રમહર્ષિને આશ્ચર્યસાથે પૂછવા લાગ્યા કેઃ-“હે ભગવન્! ફળપુષ્પાદિકની સમૃદ્ધિવાળાં વનોથી સુશોભિત જણાતો આ કયો દેશ છે? તે સાંભળવા ઇચ્છા છે. માટે મને યથાર્થરીતે કહો. તમારૂં કલ્યાણ થાઓ.” એ પ્રમાણે રામચંદ્રે પૂછ્યું, ત્યારે રૂડાં આચરણવાળા મહાન તપસ્વી વિશ્વામિત્રમુનિ સર્વ ઋષિઓના સાંભળતાં તે દેશનું સઘળું વૃત્તાંત કહેવા લાગ્યા.[૨૨-૨૪]

**श्रोतुमिच्छामि भद्रं ते वक्तुमर्हसि तत्त्वतः ॥**
**नोदितो रामवाक्येन कथयामास सुव्रतः ॥**
**तस्य देशस्य निखिलमृषिमध्ये महातपाः ॥२५॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં એકત્રીશમો સર્ગ સંપૂર્ણ. ૩૧

---

## सर्ग ३२ मो.

### કુશનાભની કન્યાઓનું ચરિત્ર.

**ब्रह्मयोनिर्महानासीत्कुशो नाम महातपाः ॥**
**अक्लिष्टव्रतधर्मज्ञः सज्जनप्रतिपूजकः ॥ १ ॥**

વિશ્વામિત્રમહર્ષિ કહે છેઃ-“હે રામ! પૂર્વે આ દેશમાં સજ્જનોનું સન્માન કરનાર, ક્લેશ ન થાય તેવાં વ્રત કરનાર અને મહા તપસ્વી એવો બ્રહ્મપુત્ર ‘કુશ’ નામનો ધાર્મિક રાજા થયો હતો.[૧] તેને ‘વૈદર્ભી’ નામની કુલીન અને સ્ત્રીઓના સઘળા ઉત્તમગુણોવાળી સ્ત્રી હતી, તેનાથી તે રાજાને મહાબળવાન અને પોતાના સરખા પરાક્રમી ચાર પુત્રો થયા, કે જેઓનાં નામ અનુક્રમે ‘કુશાંબ, કુશનાભ, અસૂર્તરજ અને વસુ’ એવાં હતાં. જ્યારે એ ચારે પુત્રો વિદ્યાભ્યાસ કરીને ક્ષત્રિય તેજથી યુક્ત અને મહાન ઉત્સાહવાળા થયા, ત્યારે કુશરાજાએ પોતાના ક્ષાત્ર ધર્મની વૃદ્ધિ કરવાની ઇચ્છાથી એ સત્યવાદી અને ધર્મિષ્ઠ પુત્રોને કહ્યું કેઃ- “હે પુત્રો! હવે તમે ઉમ્મરલાયક થયા છો, માટે સારી રીતે પ્રજાપાલન કરો, તેથી તમને ઉત્તમ ધર્મની પ્રાપ્તિ થશે.”[૨-૪]

પિતાની આજ્ઞા થવાથી શ્રેષ્ઠગુણવાળા ચારે ભાઈઓ પોત પોતાની ઇચ્છાનુસાર પૃથ્વીમાં વિચરવા લાગ્યા; અને તેઓએ અનેક સ્થળોમાં રહેતી વનચર તથા ઉન્મત્ત પ્રજાને પોતાના બળથી વશ કરી જુદાં જુદાં ચાર નગરો વસાવ્યાં.[૫] મહાતેજસ્વી કુશાંબે ‘કૌશાંબી’ નામે નગરી વસાવી, ધર્માત્મા કુશનાભે ‘મહોદય’ નામે નગર વસાવ્યું,[૬] મહાબુદ્ધિમાન અસૂર્તરજે ‘ધર્મારણ્ય’ નામનું નગર નિર્માણ કર્યું; અને વસુએ ‘ગિરિવ્રજ’ નામનું શ્રેષ્ઠ નગર વસાવ્યું.[૭] હે રામચંદ્ર! વસુએ વસાવેલ હોવાથી ‘વસુમતી’ એવું પણ તેનું નામ છે. આ સઘળી પૃથ્વી, જેમાં આપણે આજે રાત્રિવાસ કર્યો છે તે કુશના પુત્ર વસુની છે. આની ચારે બાજુએ પાંચ પર્વતો શોભી રહ્યા છે.[૮] હે રાજપુત્ર! આ ‘શોણા’ નામની નદી પૂર્વે ‘માગધી’ એવા નામથી પ્રસિદ્ધ હતી, કારણ કે તે મગધદેશમાંથી આ તરફ આવે છે. આ નદી પાંચે પર્વતોની મધ્યમાં માલાની પેઠે શોભી રહી છે![૯] હે રામ! આ માગધી-(શોણા) નદી મહાત્મા વસુરાજાના રાજ્યમાં આવેલી છે. આ નદી પૂર્વ દિશા તરફ વેગથી વહી રહી છે. એના બન્ને કિનારા ઉપર ઉત્તમ ધાન્યો વડે સુશોભિત ક્ષેત્રો આવી રહ્યાં છે તેથી તે રમણીય દેખાય છે.[૧૦] હે રઘુનંદન! જેણે ‘મહોદય’ નામનું નગર વસાવેલું છે, તે રાજર્ષિ કુશનાભ ‘ઘૃતાચી’ નામની અપ્સરામાં આસક્ત થયો અને તેની સાથે ક્રીડા કરવા

લાગ્યો, તેથી તેને ઉત્તમ સ્વરૂપવાળી સો કન્યાઓ ઉત્પન્ન થઈ.[11] અત્યંત રૂપવાળી તે કન્યાઓ જ્યારે યુવાવસ્થામાં આવી, ત્યારે વર્ષાઋતુમાં ઝબકારા કરતી વિજળીઓની પેઠે શોભવા લાગી. એક સમયે તે કન્યાઓ સુંદર વસ્ત્રાભૂષણ સજીને ક્રીડા કરવા માટે બગીચામાં ગઈ.[12] હે રાઘવ! ઉત્તમ વસ્ત્રાભૂષણોથી સજ્જ થયેલી તે કન્યાઓ, ઉત્તમ સ્વરથી ગાયન અને નૃત્ય કરીને તથા વાજીંત્રો વગાડીને અત્યંત આનંદ માનવા લાગી.[13] બગીચાને વિષે વૃક્ષો તથા લતાઓની ઘટામાં આમતેમ ફરતી તે કન્યાઓ આકાશમાં વાદળાં વચ્ચે રહેલાં નક્ષત્રની પેઠે શોભતી હતી. એ સમયે સઘળી પૃથ્વીને વિષે તેઓના સમાન સુંદર અંગવાળી કે રૂપવાળી બીજી કોઈ પણ કન્યા ભાગ્યેજ હશે.[14]

સુંદર રૂપ, યૌવન અને ઉત્તમ ગુણોથી યુક્ત તે સો કન્યાઓને જોઈને સર્વત્ર ગતિવાળા વાયુદેવે કામદેવથી પીડિત થઈને તેઓને કહ્યું કેઃ-[15] "હે રમણીઓ! હું, તમારા રૂપગુણથી મોહિત થઈ તમને ઈચ્છું છું, માટે જો તમે સૌ મારી ભાર્યાઓ થશો તો તમારૂં આયુષ્ય લાંબુ થશે અને વળી આ મનુષ્યભાવને તજીને દેવરૂપ થશો.[16] વળી મનુષ્યોનું યૌવન તો ચંચળ છે, અર્થાત્ મનુષ્ય વૃદ્ધ થઈ જાય છે (તદનુસાર તમે પણ વૃદ્ધ થઈ, આ સુકોમળ અને રમણીય શરીરકાન્તિને ખોશો), પરંતુ જો તમે મારી પત્નીઓ થશો તો તમારી યુવાવસ્થા કદાપિ નષ્ટ થશે નહિ અને તમે અમર રહેશો."[17]

સત્ય પરાક્રમવાળા વાયુદેવનાં વચન સાંભળીને એ સઘળી કન્યાઓએ ખડખડાટ હસીને તેનું અપમાન કર્યું; અને કહ્યું કેઃ-[18] "હે દેવોમાં શ્રેષ્ઠ વાયુદેવ! અમે સર્વ તારા પ્રભાવને જાણીએ છીએ. તું સર્વ ભૂત-પ્રાણિઓમાં વિચરે છે, અને તેથી સર્વના અંતરની ઈચ્છાને જાણનારો છે, માટે 'આ કન્યાઓનો પ્રેમ મારાપર છે કે નહિ? આ કન્યાઓ મારૂં વચન પાળશે કે નહિ?' એ બાબત જાણવા છતાં પણ આવી અનુચિત આજ્ઞા કરીને શા માટે તું અમારૂં અપમાન કરે છે?[19] હે દેવ! અમે સર્વ કુશનાભની પુત્રીઓ છીએ. અમે જો તારાપર ક્રોધ કરીએ તો અમારા પ્રભાવવડે તને તારા વાયુપદથી ભ્રષ્ટ કરવાને સમર્થ છીએ, પરંતુ એમ કરવાથી અમારૂં તપ નાશ પામે એમ સમજી અમે તને શાપ ન આપતાં માત્ર અમારા તપની રક્ષા કરીએ છીએ.[20] હે દુષ્ટ બુદ્ધિવાળા વાયુ! પોતાના સત્યવાદી પિતાનું અપમાન કરીને (પિતાની સંમતિ સિવાય) માત્ર વિષયકામનાવડે સ્વતંત્ર થઈને અમે સ્વયંવર વરીએ, એવો સમય કદાપિ પ્રાપ્ત ન થાઓ.[21] અમારા પિતા કુશનાભજ અમો સર્વ કન્યાઓના પ્રભુ અને પરમ દૈવત છે, માટે તે જે પુરૂષની સાથે અમારો વિવાહ કરશે તે પુરૂષજ અમારો પતિ થશે."[22]

કન્યાઓનું આવું વચન સાંભળી અત્યંત ક્રોધયુક્ત થયેલા સમર્થ વાયુદેવે તે સર્વ કન્યાઓના શરીરમાં પ્રવેશ કરીને તેઓનાં સર્વ અંગોને ભાંગી નાખ્યાં (તેથી તેઓ શરીરે ઠીંગણી, કુબડી અને ભયભીત થઈ ગઈ.)[23] વાયુવડે હાડ ભાંગી જવાથી કદ્રૂપી થયેલી તે કન્યાઓ પરસ્પર લજ્જા પામવા લાગી અને ચોધાર આંસુએ રોદન કરવા લાગી. પછી એવીજ દશામાં લજવાતી લજવાતી તેઓ પોતાના પિતાના ઘરમાં ગઈ.[24] અત્યંત સ્વરૂપવાળી પોતાની વહાલી કન્યાઓને કુબડી, કદ્રૂપી અને હીન થઈ ગયેલી જોઈને ઉદ્વેગયુક્ત થયેલા કુશનાભરાજાએ તેઓને પૂછયું કેઃ-[25] "હે પુત્રીઓ! આ શું થયું? તે મને કહો. અરે, આવો બલાત્કાર કયા દુષ્ટે કર્યો છે? તમને આવી કુબ્જા-કદ્રૂપી કોણે કરી મૂકી છે? તે કહો. અરે, તમે સર્વ આમ રોદન કર્યા કરો છો, પરંતુ મને પોતાના દુઃખની વાર્તા કેમ કહેતી નથી?" આટલું કહીને નિઃશ્વાસ મૂકતો કુશનાભરાજા પોતાની કન્યાઓના દુઃખનું કારણ સાંભળવાને એકાગ્રચિત્ત થયો."[26]

किमिदं कथ्यतां पुत्र्यः को धर्ममवमन्यते ॥
कुब्जाः केन कृताः सर्वाश्चेष्टन्त्यो नाभिभाषथ॥
एवं राजा विनिःश्वस्य समाधिं संदधे ततः॥२६॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના
બાલકાંડમાં બત્રીશમો સર્ગ સંપૂર્ણ. ૩૨

## सर्ग ३३ मो.

**કુશનાભની કન્યાઓનાં બ્રહ્મદત્તસાથે લગ્ન.**

तस्य तद्वचनं श्रुत्वा कुशनाभस्य धीमतः ॥
शिरोभिश्चरणौ स्पृष्ट्वा कन્याशतमभाषत ॥१॥

"પોતાના પિતા બુદ્ધિમાન્ કુશનાભનાં વચન સાંભળીને તે કન્યાઓએ પિતાના ચરણમાં મસ્તકવડે પ્રણામ કરી કહ્યું કેઃ-[1] "હે પિતાજી! સર્વ ભૂતપ્રાણીઓમાં વિચરનારા વાયુએ અમારી આવી દશા કરી છે. તે દુષ્ટ અવળો માર્ગ ગ્રહણ કરી બલાત્કારે અમારો પરાભવ કરવા ઇચ્છે છે, પરંતુ ધર્મ અધર્મનો વિચાર કરતો નથી.[2] તેણે જ્યારે અમારી આગળ પોતાનો દુષ્ટ ભાવ પ્રકટ કર્યો ત્યારે અમોએ તેને કહ્યું કેઃ-" તારૂં કલ્યાણ થાઓ. અમે કાંઈ સ્વતંત્ર નથી, કે જેથી તારી ઇચ્છાને અધીન થઈ શકીએ; પરંતુ અમારા પિતા કુશનાભ વિદ્યમાન છે, માટે તું તેમની પાસે જઈને યાચના કર; જો તે અમને તને આપશે તો અમે તારી સ્ત્રીઓ થઈશું."[3] અમે એમ કહ્યું છતાં પણ પાપ નિશ્ચયવાળા તે વાયુએ માન્ય કર્યું નહિ; અને ઉલટું ક્રોધે ભરાઈ અમારાં અંગોને તેણે ભાગી નાખ્યાં.[4]

અત્યંત ધાર્મિક અને તેજસ્વી કુશનાભે, પોતાની કન્યાઓનું બોલવું સાંભળીને (દુઃખી થયો છતાં તેઓની પ્રશંસા કરતાં) કહ્યું કેઃ-[5] "હે મારી વહાલી પુત્રીઓ! તમને ધન્ય છે. વાયુએ તમારો મોટો અપરાધ કર્યા છતાં પણ તમોએ ક્ષમાવાળા પુરૂષોને યોગ્ય કર્તવ્ય બજાવ્યું છે અને તમે સર્વેએ એકમત થઇને તથા કામના વેગને સહન કરીને મારા કુળની લજ્જા સાચવી છે; એ ઘણુંજ મોટું કાર્ય કર્યું છે.[6] અપરાધ કરનારાપર ક્ષમા કરવી એ ગુણ જેમ પુરૂષોને ભૂષણરૂપ છે તેમ સ્ત્રીઓને પણ છે; પરંતુ દેવના વચનનો અનાદર કરીને તમોએ કામવેગને સહન કર્યો એ તો અત્યંત દુષ્કર કાર્ય કર્યું છે.[7] હે પુત્રીઓ! હું તમારા કાર્યથી પ્રસન્ન થઇને ઇચ્છું છું કે જેવી તમારામાં ક્ષમા છે તેવી ક્ષમા મારા સઘળા કુળમાં અને દેશમાં રહે, કારણ કે ક્ષમા એજ દાન છે, ક્ષમા એજ સત્ય છે, ક્ષમા એજ યજ્ઞ છે,[8] ક્ષમા એજ યશ છે, ક્ષમા એજ ધર્મ છે અને સઘળું જગત ક્ષમાના આધારેજ રહેલું છે."

હે કાકુત્સ્થ! ઇંદ્રસમાન પરાક્રમી કુશનાભરાજાએ મધુર અને કોમળ વચનોથી કન્યાઓને સંતોષ પમાડીને પછી તેઓને પોતપોતાના મહેલમાં જવાની આજ્ઞા આપી,[9] એટલે તે કન્યાઓ ત્યાંથી વિદાય થઈ. પછી કુશનાભરાજા પોતાની કન્યાઓ ઉમરલાયક થયેલી હોવાથી એકાંતમાં પોતાના મંત્રિઓની સાથે મળી દેશ તથા કુળને છાજે તેવા યોગ્ય વરને પોતાની કન્યાઓ આપવા માટે વિચાર કરવા લાગ્યો.[10]

એ સમયે કોઇ એક 'ચૂલી' નામના મહા તેજસ્વી અને શુભ આચારવાળા ઋષિ, બ્રહ્મચર્ય પાળીને તથા સર્વ ઇંદ્રિયો અને મનને એકાગ્ર કરીને તપ કરતા હતા.[11] હે રામચંદ્ર! તે ચૂલીઋષિ, જે સ્થળે તપ કરતા હતા, તે સ્થળે 'ઉર્મિલા' નામની ગંધર્વીની પુત્રી સોમદા, કાંઇક અભિલાષાથી આવી; અને તે ઋષિની સારી રીતે સેવા કરવા લાગી.[12] ધર્મિષ્ઠ બુદ્ધિવાળી તે સોમદા ચૂલીઋષિની સેવામાં તત્પર રહેતી હતી; અને અત્યંત નમ્ર થઇને વારંવાર "મારાપર અનુગ્રહ કરો" એમ કહેતી હતી. હે રઘુનંદન! આમ સેવા કરતાં કેટલોક સમય વીત્યા પછી તપથી નિવૃત્ત થયેલા ચૂલીઋષિ, તેનાપર પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કેઃ- "તારૂં કલ્યાણ થાઓ. હું તારી સેવાથી પ્રસન્ન થયો છું, માટે તારી ઇચ્છામાં આવે તે વરદાન માગ."[13,14]

ઋષિનું વચન સાંભળીને તથા તેમને પ્રસન્ન થયેલા જાણીને, બીજાએ કહેલાં વાક્યોના તત્વને સમજનારી ગંધર્વી સોમદા, અત્યંત આનંદ પામી; અને વાણી બોલવામાં કુશળ એવા તે ઋષિને મધુર સ્વરથી કહેવા લાગી કે:-[૧૫] "હે ભગવન્! જેવા તમે બ્રહ્મતેજવડે યુક્ત છો અને બ્રહ્મ વિચારરૂપી મહાન્ તપવાળા છો તેવોજ બ્રહ્મતેજવાળો અને તપસ્વી તથા ધાર્મિક પુત્ર મને થાય, એમ હું ઇચ્છું છું.[૧૬] હે મુનિ! હજી સુધી હું પતિવિનાની છું અને હવે પછી પણ કોઇની સ્ત્રી થવા ઇચ્છતી નથી, પરંતુ નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળીને તમારીજ સેવા કરૂં છું, માટે તમે બ્રહ્મતેજના પ્રભાવથી કોઇ પણ ઉપાયવડે મને માનસ પુત્ર આપવા યોગ્ય છો."[૧૭]

સોમદાનું વચન સાંભળીને તેનાપર પ્રસન્ન થયેલા ચૂલીઋષિએ પોતાના બ્રહ્મતેજના પ્રભાવથી તેને મનોમય પુત્ર ઉત્પન્ન કરી આપ્યો.* તે પુત્ર બ્રહ્મતેજથી પ્રકટ્યો હોવાથી 'બ્રહ્મદત્ત' એવા નામથી પ્રખ્યાત થયો; અને ચૂલીઋષિનો માનસ પુત્ર કહેવાયો.[૧૮] પછી દિવસ જતાં, તે બ્રહ્મદત્તરાજા ÷ સર્વ વિદ્યા તથા ગુણોથી સંપન્ન થયો; અને જેમ ઇંદ્ર સ્વર્ગમાં નિવાસ કરી રહ્યો છે તેમ ઉત્તમ લક્ષ્મીયુક્ત થયેલો તે બ્રહ્મદત્ત કાંપિલે વસાવેલી 'કાંપિલ્લી' નામની નગરીમાં રહીને પ્રજાપાલન કરવા લાગ્યો.[૧૯]

હે કાકુત્સ્થ! આ તરફ કુશનાભરાજા પોતાની સો પુત્રીઓના લગ્નસંબંધે વિચાર ચલાવીજ રહ્યો છે. એવામાં તેણે એ બ્રહ્મદત્તની પવિત્ર કીર્તિ સાંભળી; તેથી તેણે નિશ્ચય કર્યો કે, 'હું મારી સોએ કન્યાઓ અત્યંત પરાક્રમી બ્રહ્મદત્તનેજ પરણાવીશ.'[૨૦] પછી મહાતેજસ્વી અને પૃથ્વીપતિ કુશનાભરાજાએ પોતાના દૂતોદ્વારા બ્રહ્મદત્તને પોતાને ત્યાં તેડાવ્યો; અને શુભ દિવસે શુભ મુહૂર્તમાં અત્યંત પ્રસન્ન ચિત્તવડે પોતાની સોએ કન્યાઓનાં તેની સાથે લગ્ન કર્યા.[૨૧] હે રઘુનંદન! તે સમયે ઇંદ્રસમાન તેજસ્વી બ્રહ્મદત્તે અનુક્રમે તે સોએ કન્યાઓનું પાણિગ્રહણ કર્યું.[૨૨] પાણિગ્રહણ કરવા સમયે બ્રહ્મદત્તના હાથનો સ્પર્શ થતાં માત્રમાં તે સોએ કન્યાઓનું કદ્રુપાપણું જતું રહ્યું; અને તેઓ પૂર્વની પેઠે અત્યંત કાંતિવાળી તથા દુઃખરહિત થઇ.[૨૩] આમ બ્રહ્મદત્તના પ્રભાવવડે પોતાની સોએ કન્યાઓને વાયુના રોગથી મુક્ત થયેલી જોઇને, બ્રહ્મદત્તપર પ્રીતિયુક્ત થયેલો કુશનાભરાજા પુનઃ પુનઃ હર્ષ પામવા લાગ્યો.[૨૪] ત્યાર પછી કુશનાભરાજાએ પોતાના જમાઈ બ્રહ્મદત્તરાજાને, તેની સોએ સ્ત્રીઓ અને ઉપાધ્યાયસહિત કાંપિલનગર પ્રત્યે વિદાય કર્યો.[૨૫]

જ્યારે બ્રહ્મદત્ત પોતાની સો સ્ત્રીઓસાથે ઘેર આવ્યો ત્યારે તેની માતા સોમદા, પોતાના પુત્રનો યોગ્ય સ્ત્રીઓસાથે વિવાહ થયેલો જોઇને આનંદ પામી; અને તેણે સોએ વહુઓની તથા કુશનાભરાજાની પ્રશંસા કરી કહ્યું કે:-"આ સ્ત્રીઓને ધન્ય છે કે જેઓએ વાયુદેવના વચનનો પણ અનાદર કરી પોતાનો કુળધર્મ સાચવ્યો છે; તેમજ કુશનાભરાજા પણ ધન્ય છે કે જેને આવા ઉત્તમગુણવાળી કન્યાઓ છે."[૨૬]

**सोमदापि सुतं दृष्ट्वा पुत्रस्य सदृशीं क्रियाम् ॥**
**यथान्यायं च गंधर्वी स्नुषास्ताः प्रत्यनंदत ॥**
**स्पृष्ट्वा स्पृष्ट्वा च ताः कन्याः कुशनाभं प्रशस्य च ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં તેત્રીશમો સર્ગ સંપૂર્ણ. ૩૩

## सर्ग ३४ मो.

વિશ્વામિત્રના પિતા ગાધિરાજાનો જન્મ.

**कृतोद्वाहे गते तस्मिन्ब्रह्मदत्ते च राघव ॥**
**अपुत्रः पुत्रलाभाय पौत्रीमिष्टिमकल्पयत् ॥ १ ॥**

વિશ્વામિત્રમુનિ કહે છે કે:-"હે રાઘવ! પોતાની સોએ પુત્રીઓનો વિવાહ કરી તેઓને

* તે સોમદા ગંધર્વી નૈષ્ઠિક બ્રહ્મચારિણી હતી એટલે તેને પુત્ર આપવાનો અન્ય ઉપાય નહિ હોવાથી માનસ પુત્ર આપ્યો.

÷ સોમદા ક્ષત્રિયા હતી તેથી તેનો પુત્ર બ્રહ્મદત્ત પણ ક્ષત્રિય થયો.

બ્રહ્મદત્તસાથે વળાવ્યા પછી કુશનાભરાજા ઉદાસ થઈ ગયો, કારણ કે તેને પુત્ર નહોતો તેથી તેણે એ પુત્રીઓનેજ પુત્રરૂપ માનીને ઉછેરી મોટી કરી હતી. પછી પુત્રપ્રાપ્તિને માટે તેણે 'પુત્રેષ્ટિ' યજ્ઞનો આરંભ કર્યો.[1] પુત્રેષ્ટિ યજ્ઞ ચાલતો હતો, તેવામાં પરમ ઉદાર સ્વભાવવાળા કુશરાજા કે જે કુશનાભના પિતા થાય છે, તેણે ત્યાં આવી કુશનાભને કહ્યું કે:–[2] "હે પુત્ર! તને તારા સરખો અને અત્યંત ધાર્મિક 'ગાધિ' નામનો એક પુત્ર પ્રાપ્ત થશે, અને તેથી જગતમાં તારી શાશ્વત કીર્તિ ફેલાશે."[3] હે રામ! એ પ્રમાણે પોતાના પુત્ર કુશનાભને કહી, રાજર્ષિ કુશરાજા યોગસિદ્ધિથી આકાશાદિ સૂક્ષ્મરૂપે થઇને સનાતન બ્રહ્મલોકમાં ગયા. અર્થાત્ મોક્ષ પામ્યા.[4]

કુશનાભરાજાનો પુત્રેષ્ટિ યજ્ઞ સમાપ્ત થયા પછી કેટલોક કાળ વ્યતીત થયા બાદ તેને ત્યાં પરમ ધર્મનિષ્ઠ 'ગાધિ' નામના પુત્રનો જન્મ થયો.[5] હે કાકુત્સ્થ! પરમધાર્મિક તે ગાધિ મારા પિતા થાય છે. હે રઘુનંદન! મારો જન્મ બ્રહ્મપુત્ર કુશરાજાના વંશમાં થયેલો છે માટે હું 'કૌશિક' કહેવાઉં છું.[6] વળી હે રાઘવ! મારાથી પ્રથમ જન્મેલી 'સત્યવતી' નામની મારી મોટી બ્હેન હતી, કે જેનો વિવાહ 'ઋચીક' નામના ઋષિની સાથે કર્યો હતો.*[7] તે યથાર્થ પતિવ્રતાધર્મ પાળીને, મનુષ્ય-શરીરસહિત પોતાના પતિની સાથે સ્વર્ગમાં ગઈ છે; અને પુનઃ તે મારી બ્હેન સત્યવતી, લોકનું હિત કરવા માટે પોતાના દિવ્ય દેહે કરીને પવિત્ર જળવાળી 'કૌશિકી' નામની મહાનદી થઈને હિમાલયપર્વતપર ઉતરી વહે છે.[8,9] હે રઘુનંદન! મારી મોટી બ્હેનપર મારો અત્યંત સ્નેહ હોવાને લીધે હું, હિમાલય પર્વતની પાસે વહેતી તે નદીના કિનારાપર આવેલા આશ્રમમાં સુખપૂર્વક નિવાસ કરૂં છું.[10] હે રામ! પવિત્ર આચરણવાળી અને સત્ય-ધર્મમાં રહેલી પતિવ્રતા તે મારી બ્હેન સત્યવતી હાલમાં 'કૌશિકી' નામની શ્રેષ્ઠ નદી થયેલી છે.[11] હે રામ! જો કે હું તે કૌશિકી-નદીના તટપરજ વસું છું, પરંતુ યજ્ઞ કરવાની ઇચ્છાથી સિદ્ધાશ્રમમાં આવ્યો હતો; કારણ કે તે યજ્ઞ ત્યાંજ થઇ શકે તેમ હતો. હે રાઘવ! તમારા પ્રભાવથી નિર્વિઘ્ને યજ્ઞ સમાપ્ત કરીને હું સિદ્ધિને પ્રાપ્ત થયો છું.[12]

હે મોટી ભુજાવાળા રામ! તમારા પૂછવા પ્રમાણે મેં તમને આ પ્રદેશનું વર્ણન કહી સંભળાવ્યું; તથા તેની સાથે મારા વંશની અને મારી ઉત્પત્તિ પણ કહી સંભળાવી.[13] હે કાકુત્સ્થ! આ વાર્તા કરતાં હવે અર્ધી રાત્રી વીતી ગઇ છે, માટે તમે સુખે નિદ્રા લો, કે જેથી આગળ ચાલવામાં વિઘ્ન ન થાય.[14] હે રઘુનંદન! જુઓ, અર્ધી રાત્રી વીતી ગયેલી હોવાથી વનનાં સર્વ મૃગો અને પક્ષિઓ પોત-પોતાના સ્થાનકમાં શાન્ત થઇ સૂઇ રહ્યાં છે, વૃક્ષો પણ હાલતાં નથી, તથા રાત્રિના ઘોર અંધકારવડે સઘળી દિશાઓ વ્યાપ્ત થઇ ગઇ છે![15] અર્ધરાત્રીનો સમય ધીમે ધીમે વ્યતીત થાય છે; અને હજારો નક્ષત્રો તથા તારાઓથી ખીચોખીચ ભરાયલું આકાશ જાણે હજારો નેત્રોથી વિંટાયેલું હોયની, એવું પ્રકાશે છે![16] વળી પોતાની શીતળ કાંતિવડે સર્વ લોકના અંધકારનો નાશ કરી, સર્વ ભૂત–પ્રાણિઓના મનને આનંદ આપનાર ચંદ્રમા ધીમે ધીમે ઉદય પામે છે.[17] તેમજ રાત્રીમાં પ્રકટપણે વિચરનારાં, ભયંકર સ્વરૂપવાળાં અને માંસનું

---

* પુરાણોમાં કથા છે કે:–સત્યવતીએ પોતાના સ્વામી પાસે બે ચરૂ તૈયાર કરાવ્યા હતા. તેમાં એક પોતાને પુત્ર થવા માટે હતો; અને બીજો પોતાની માતાને પુત્ર (પોતાનો ભાઈ) થવા માટે હતો; પરન્તુ સમજફેરથી, જે ચરૂ પોતાને માટે હતો તે તેણે માતાને આપ્યો; અને માતા માટે હતો તે પોતે ભક્ષણ કર્યો. જેથી તેના ભ્રાતા વિશ્વામિત્ર બ્રહ્મતેજયુક્ત થયા; અને પોતાનો પુત્ર ક્ષત્રિયતેજયુક્ત થવાનો હતો, પરંતુ ઋચીકના વચનથી પુત્રનો પુત્ર ક્ષત્રિયતેજવાળો થયો; એટલે કે સત્યવતીનો પુત્ર જમદગ્નિ અને તેના પુત્ર પરશુરામ થયા, કે જેણે પૃથ્વી એકવીસવાર નિઃક્ષત્રિય કરી છે.

ભક્ષણ કરનારાં પક્ષી, રાક્ષસો તથા પિશાચો વગેરેનાં ટોળાં આમતેમ ભ્રમણ કરે છે. તેથી હજી નિદ્રા કરવા યોગ્ય રાત્રી બાકી છે, માટે સૂઇ જાઓ![૧૯] એમ કહીને મહાતેજસ્વી વિશ્વામિત્રમુનિ શાંત થયા. ત્યારે સર્વ મુનિઓ આનંદયુક્ત થઇને તેમની પ્રશંસા કરવા લાગ્યા કેઃ–[૨૦] "અહો! આ કુશિકોનો વંશ નિરંતર ધર્મમાં તત્પર રહેનાર અને મહાન્ શ્રેષ્ઠ છે, કે જે વંશમાં જન્મેલા ઉત્તમ અને મહાત્મા સર્વ પુરૂષો બ્રહ્મર્ષિસમાન થયેલા છે.[૨૦] તેમાં વળી હે મોટી કીર્તિવાળા વિશ્વામિત્ર! તમે તો વિશેષે કરીને બ્રહ્મર્ષિ થયેલા છો. તમારી મોટી બ્હેન સત્યવતી 'કૌશિકી' નામની મહાનદી થઇને તમારા કુળનો તથા સઘળા જગતનો ઉદ્ધાર કરનારી થઈ છે."[૨૧] એ પ્રમાણે મુનિઓએ પ્રશંસા કરી. પછી શ્રીમાન્ વિશ્વામિત્રમુનિ, અસ્ત પામેલા સૂર્યની પેઠે શાંત થઇને આસનપર સૂઇ ગયા.[૨૨] વિશ્વામિત્રે કહેલી કથા સાંભળીને કંઈક વિસ્મય પામેલા રામચંદ્ર તથા લક્ષ્મણ પણ મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રની પ્રશંસા કરીને નિદ્રાવશ થયા.[૨૩]

**रामोऽपि सह सौमित्रिः किंचिदागतविस्मयः ॥**
**प्रशस्य मुनिशार्दूलं निद्रां समुपसेवते ॥ २३ ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ચોત્રીશમો સર્ગ સંપૂર્ણ. ૩૪

## સર્ગ ૩૫ મો.

### ગંગા અને પાર્વતીની ઉત્પત્તિ.

**उपास्य रात्रिशेषं तु शोणाकूले महर्षिभिः ॥**
**निशायां सुप्रभातायां विश्वामित्रोऽभ्यभाषत ॥१॥**

સર્વ મહર્ષિઓસહિત વિશ્વામિત્રમુનિએ, શેષ રહેલી રાત્રીનો સમય, તે શોણનદીના તટપરજ નિદ્રામાં નિર્ગમન કર્યો. રાત્રી વ્યતીત થઈ અને પ્રાતઃકાળ થયો, કે તુરત જાગ્રત થયેલા વિશ્વામિત્રે રામચંદ્રને સંબોધી કહ્યું કેઃ–[૧] "હે રામ! તમારૂં કલ્યાણ થાઓ. રાત્રી પૂર્ણ થઈ છે અને સુંદર પ્રાતઃકાળ થયો છે. સંધ્યા કરવાનો સમય ચાલે છે, માટે ઉઠો, ઉઠો, સત્વર નિત્યકર્મ આટોપી લો અને આગળ પ્રયાણ કરવાને તૈયાર થાઓ."[૨]

વિશ્વામિત્રમુનિનું વચન સાંભળીને રામલક્ષ્મણ જાગ્રત થયા; અને નિત્યકર્મ આટોપીને, આગળ પ્રયાણ કરવા માટે સજ્જ થઈ વિશ્વામિત્રમુનિને કહેવા લાગ્યા કેઃ–[૩] "હે બ્રાહ્મન્! આ પવિત્ર અને અલ્પ જળવાળી* શોણનદી વેણુથી રમણીય લાગે છે; પરંતુ સામે પાર જવા માટે આપણે કયા માર્ગેથી ઉતરીશું? અર્થાત્ સામે પાર જવામાં કયો માર્ગ સુગમ પડશે?"[૪]

રામચંદ્રનું વચન સાંભળીને વિશ્વામિત્રમુનિએ કહ્યું કેઃ–"આ માર્ગે થઇને અનેક મહર્ષિઓ જાય છે. તેથી મેં આ માર્ગેથી જવાનો નિશ્ચય કર્યો છે. એમ કરવાથી કાંઈ પણ અડચણ નડશે નહિ"[૫] (બુદ્ધિમાન વિશ્વામિત્રમુનિનું વચન સાંભળીને, તેમણે દર્શાવેલા માર્ગે થઇ સર્વ મહર્ષિઓ સહિત રામલક્ષ્મણ શોણનદીની પાર ઉતર્યા. પછી તેઓ સર્વ અનેક પ્રકારનાં વનોની શોભાને નિરખતા નિરખતા આગળ ચાલવા લાગ્યા.) ચાલતાં ચાલતાં, મધ્યાહ્ન સમય થયો ત્યારે સર્વ મુનિઓ વિશ્રામ લેવાની ઇચ્છા કરવા લાગ્યા. એટલામાં સર્વ નદીઓમાં શ્રેષ્ઠ અને પવિત્ર જળવાળી જાહ્નવી–ગંગાનદી તેઓના જોવામાં આવી. જેના તટપર મુનિઓએ

* આ સ્થળે મૂળ સંસ્કૃતમાં '**कतरेण पथा ब्रह्मन् संतरिष्यामहे वयम्**।' એમ છે. તે ઉપર રામાયણશિરોમણિ ટીકાકાર લખે છે કેઃ–"**कतरेणेत्युक्त्या तत्र मार्गद्वयेन मनुष्यसंतरणमिति ध्वनितम्। एतेन 'अगाध' इति पदच्छेदो न रमणीय इति बोध्यम्॥** 'કયા માર્ગેથી ઉતરીશું' એ વાક્યમાં 'કયા' એમ કહેવાથી બીજા માર્ગનું અસ્તિત્વ સંભવે છે. માટે મનુષ્યોને ઉતરવાના બે માર્ગો હશે એમ જણાય છે; અને મનુષ્યો ઉતરી શકે તેમ હોવાથી મૂળ સંસ્કૃતમાં 'गाधा' એનો પદચ્છેદ નહિ કરતાં 'गाध' (અલ્પ જળવાળી) એમ કરવોજ યોગ્ય છે." ગોવિંદરાજની ટીકામાં પણ તેમજ છે.

નિવાસ કરેલો છે; અને હંસો તથા સારસો આદિ અનેક પક્ષિઓએ જેને સેવેલી છે એવી ગંગાનદીને જોઇને, રામ, લક્ષ્મણ અને વિશ્વામિત્રસહવર્તમાન સર્વ મહર્ષિઓ અત્યંત હર્ષ પામ્યા.[૬,૭] પછી તેઓએ ગંગાના પવિત્ર કિનારાપર ઉતારો કર્યો અને સ્નાન કરીને પોતપોતાના પિતૃઓ અને દેવોનાં તર્પણ કર્યા.[૮] પછી અગ્નિહોત્રનો હોમ કરી અવશિષ્ટ રહેલા અમૃત સરખા હવિષ્યાન્નનું ભોજન કરીને આનંદપૂર્વક વિશ્રામ કર્યો.[૯] એ સમયે પોતપોતાના નિત્યકર્મથી પરવારી સર્વ મહર્ષિઓ મહાત્મા વિશ્વામિત્રમુનિની આસપાસ આવીને બેસવા લાગ્યા. રામ અને લક્ષ્મણ પણ પોતાના ગુરૂ વિશ્વામિત્રની આગળ નમ્રભાવથી બેઠા.

એ સમયે ગંગાનદીના રમણીય તરંગોને જોઈ, આનંદિતચિત્ત થયેલા રામચંદ્ર વિશ્વામિત્રમુનિને પૂછવા લાગ્યા કે:-[૧૦] "હે ભગવન્! સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણે લોકમાં ગતિ કરનારી ત્રિપથગા ગંગાનદી, કે જે ત્રણે લોકોને પવિત્ર કરતી નદ અને નદીઓના પતિ સમુદ્રમાં જઇને મળે છે, તેની આવી ઉત્તમ સ્થિતિ શા કારણથી થયેલી છે? તે હું સાંભળવાને ઇચ્છું છું"[૧૧] એ પ્રમાણે રામચંદ્રે પ્રશ્ન કર્યાથી મહામુનિ વિશ્વામિત્ર, ગંગાનો જન્મ કેવી રીતે થયો? તથા તેની ત્રણે લોકોમાં ગતિ શાથી થઈ છે? એ સંબંધી કથા કહેવા લાગ્યા.[૧૨]

વિશ્વામિત્રમુનિ કહે છે:-"હે રામ! જેના ઉપર સુવર્ણ વગેરે સર્વ ધાતુઓની ખાણો આવેલી છે અને જે પર્વતોનો રાજા છે અર્થાત્ સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ છે, તે હિમાલયપર્વતને ત્યાં બે કન્યાઓનો જન્મ થયો છે, કે જે કન્યાઓના સમાન સ્વરૂપ-સૌંદર્ય આખી પૃથ્વીમાં અન્ય કોઈ પણ સ્થળે નથી.[૧૩] હે રામ! સુંદર મધ્યભાગવાળી અને રમણીય સ્વરૂપવાળાં મેરૂપર્વતની પુત્રી મેના, કે જે હિમાલયની પ્રિય પત્ની છે, તેના પેટે એ બન્ને કન્યાઓનો જન્મ થયો છે.[૧૪] હે રાઘવ! હિમાલયની એ બન્ને પુત્રીઓમાં મોટીનું 'ગંગા' અને નાનીનું 'ઉમા' એવું નામ છે.[૧૫] ત્યારે સમય જતાં બન્ને કન્યાઓ મોટી થઇ અને પતિને વરવા યોગ્ય થઈ, ત્યારે સર્વ દેવોએ પોતાનું કંઇ કાર્ય સિદ્ધ થવાની ઇચ્છાથી હિમાલયપાસે આવીને તેની મોટી કન્યા ગંગાની માગણી કરી.[૧૬]* હિમાલયે પણ 'યાચના' કરનારને વિમુખ કરવો યોગ્ય નથી અને તેમાં વળી આતો દેવલોકો છે એટલે મારે તેઓની યાચના પૂર્ણ કરવીજ જોઇએ.' એવો ધર્મ વિચારીને ત્રણે લોકોનું હિત કરવાની ઇચ્છાથી, સ્વચ્છંદ માર્ગે ગતિ કરનારી અને જગતને પવિત્ર કરનારી પોતાની મોટી પુત્રી ગંગા દેવોને અર્પણ કરી.[૧૭] પછી પોતાના આત્માને કૃતાર્થ માનનારા અને ત્રણે લોકોનું હિત ઇચ્છનારા એ દેવો ત્રૈલોક્યને સુખ થવા માટે ગંગાનદીને લેઇને સ્વસ્થાન પ્રત્યે ગયા.[૧૮]

હે રઘુનંદન! હિમાલયની જે બીજી 'ઉમા' (પાર્વતી) નામની પુત્રી હતી, તે સુંદર આચરણવાળું વ્રત ધારણ કરીને શિવની પ્રાપ્તિ માટે ઉગ્ર તપશ્ચર્યા કરવા લાગી.[૧૯] હિમાલયે પણ ઉગ્ર તપશ્ચર્યા કરવાથી સર્વ લોકને નમન કરવા યોગ્ય થયેલી તે પાર્વતીને, તેના તપવડે પ્રસન્ન થયેલા શિવની સાથે પરણાવી.[૨૦] હે રાઘવ! એ પ્રમાણે પર્વતરાજ હિમાલયની નદીઓમાં શ્રેષ્ઠ 'ગંગા' તથા 'ઉમા' નામની બન્ને પુત્રીઓ ત્રણે લોકોમાં વંદનીય થઈ છે.[૨૧] હે ગતિ કરનારાઓમાં શ્રેષ્ઠ! જેવી રીતે પાપને નાશ કરનારી આ ગંગાનદી ત્રિપથગા (ત્રણ માર્ગે ગતિ કરનારી) થઈ છે; તે સંબંધી સઘળી કથા મેં તમને કહી સંભળાવી. તે ગંગાનદી પ્રથમ તો આકાશમાર્ગમાં ગઈ, પછી સ્વર્ગલોકમાં ગઈ, અને ત્યાંથી પુનઃ પોતાના જળ પ્રવાહે કરીને આ ભૂલોકમાં આવી છે. માટે હે રામ! આ ગંગા ત્રિપથગા, શૈલેંદ્રતનયા÷ અને સુરનદી‡ કહેવાય છે."[૨૨]

---

* દેવોને એ કાર્ય સિદ્ધ કરવું હતું કે-શિવવીર્યને ધારણ કરવાથી કાર્તિકેયનો જન્મ થાય અને તેથી તારકાસુરનો વધ થાય.

÷ હિમાલયની પુત્રી. ‡ સ્વર્ગના દેવોની નદી.

एतत्ते सं माख्यातं यथात्रिपथगा दिवं ॥
खं गत्वा प्रथमं तात गतिं गतिमतां वर ॥
सुरलोकं समारूढा विपापा जलवाहिनी ॥२२॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં પાંત્રીશમો સર્ગ સંપૂર્ણ. ૩૫

## સર્ગ ૩૬ મો.

શિવપાર્વતીની ક્રીડા અને દેવોને થયેલો શાપ.

उक्तवाक्ये मुनौ तस्मिन्नुभौ राघवलक्ष्मणौ ॥
प्रतिनंद्य कथां वीरावूचतुर्मुनिपुंगवम् ॥ १ ॥

મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રમહર્ષિનાં વચન સાંભળીને, રઘુવીર રામલક્ષ્મણ તેમણે કહેલી કથાની પ્રશંસા કરીને કહેવા લાગ્યા કે:-[૧] "હે બ્રાહ્મન્! આપે શૈલસુતાનું ધર્મયુક્ત અને પવિત્ર ચરિત્ર અમને સંભળાવ્યું; પરંતુ શૈલરાજ હિમાલયની જ્યેષ્ઠ પુત્રી ગંગાનું, સ્વર્ગમાંથી આ મૃત્યુલોકમાં કેવી રીતે અને શા માટે આગમન થયું? એ સર્વ વિસ્તારથી કહી સંભળાવો; કારણ કે આપ તેના વિસ્તારને સારી રીતે જાણો છો.[૨] હે મુનિશ્રેષ્ઠ! ત્રણે લોકોને પવિત્ર કરનારી અને નદીઓમાં ઉત્તમ એવી તે ગંગા ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્લોકના માર્ગમાં શા કારણથી વ્યાપ્ત થઈ છે? તથા તેનું 'ત્રિપથગા' એવું નામ શાથી થયું છે?[૩] વળી હે ધર્મને જાણનારા મુનિ! ત્રણે લોકોને વિષે તે ગંગાનાં કેવાં કેવાં ચરિત્રો પ્રસિદ્ધ છે? તે કહો." રામલક્ષ્મણનો પ્રશ્ન સાંભળી તપરૂપી ધનવાળા વિશ્વામિત્રમુનિ સર્વ ઋષિમંડળના સાંભળતાં, ગંગાની સઘળી કથા કહેવા લાગ્યા.

વિશ્વામિત્રમહર્ષિ કહે છે કે:-"હે રામ! પૂર્વે મહાતપસ્વી મહાદેવજી, કે જે પાર્વતીના તપથી પ્રસન્ન થયા હતા, તેમનો શૈલપુત્રી પાર્વતીની સાથે વિવાહ થયો.[૪,૫] ત્યાર પછી ભગવાન્ મહાદેવજી, પાર્વતીને જોઈને તેની સાથે વિહાર કરવા માટે પ્રવૃત્ત થયા. હે વીર! બુદ્ધિમાન્ મહાદેવજીને એ રતિવિહાર કરતાં કરતાં, દેવતાઓનાં સો વર્ષ વીતી ગયાં,[૬,૭] તોપણ હે રામ! પાર્વતીના ગર્ભથી પુત્ર કે પુત્રીનો જન્મ થયો નહિ. એ જોઈને બ્રહ્માદિ સઘળા દેવોએ વિચાર કર્યો કે:- 'રતિક્રીડા કરતાં, મહાદેવજીને દિવ્ય સો વર્ષ વીતી ગયાં તો પણ તેમને કાંઈ સંતાન થયું નથી; પરંતુ એમ કરતાં કદાચ ઘણેકાળે, તેમના દુઃસહ વીર્યથી પાર્વતીના વિષે કાંઈ સંતાન ઉત્પન્ન થશે, તો તેના બળને કોણ સહન કરી શકશે? માટે આપણે આ સંબંધે કાંઈ ઉપાય કરવો જોઈએ.' એમ વિચારી સર્વ દેવો મહાદેવજીની પાસે આવ્યા, અને તેમને પ્રણામ કરીને કહેવા લાગ્યા કે:-[૮] "હે દેવોમાં શ્રેષ્ઠ દેવ મહાદેવજી! તમે સર્વ લોકનું હિત કરવામાં તત્પર છો, માટે અમે પ્રણામ કરીને તમારી પ્રાર્થના કરીએ છીએ કે:-હે દેવોમાં ઉત્તમ દેવ! જો તમારાથી પાર્વતીના વિષે કાંઈ સંતાન ઉત્પન્ન થશે તો તમારા તે સંતાનરૂપ તેજને કોઈ પણ પ્રાણી સહન કરી શકશે નહિ, માટે તમે લોકોપર કૃપા કરો અને ત્રિલોકીના હિતને માટે પોતાના વીર્યને પોતાના તેજઃસ્વરૂપમાંજ ધારણ કરી, પાર્વતીસહવર્તમાન વેદોક્ત તપશ્ચર્યા કરો, કે જેથી સર્વ લોકની રક્ષા થશે. હે મહાદેવજી! તમે સર્વ જગતનો નાશ ન કરો!!"[૯-૧૧]

દેવોનું વચન સાંભળીને મહાદેવજીએ તેને માન્ય કર્યું અને કહ્યું કે:-[૧૨] "હે દેવો! પાર્વતીસહવર્તમાન હું મારા તેજને મારા તેજઃસ્વરૂપમાંજ ધારણ કરીશ. ભલે, સઘળી પૃથ્વી અને તે પર વસતા સર્વ લોકો સુખી થાઓ[૧૩] પરંતુ હે દેવો સો વર્ષ પર્યંત ક્રીડા કરવાથી ક્ષુભિત થયેલું મારૂં વીર્ય, કે જે દેવકાર્ય કરવામાં સમર્થ હોવાથી ઉત્તમોત્તમ છે, તે કદાચ સ્ખલિત થશે તો તેને કોણ ધારણ કરી શકશે? તે કહો."[૧૪]

મહાદેવજીનું વચન સાંભળીને દેવોએ પુનઃ કહ્યું કે:-"હે પ્રભુ! કદાચ એમ થશે તો આપના તે તેજને આ ધરા (પૃથ્વી) ધારણ

કરશે."[15] એ પ્રમાણે દેવોએ કહ્યું કે તુરતજ મહાસમર્થ મહાદેવજીએ, ક્ષુભિત થયેલા પોતાના તેજનો ત્યાગ કર્યો ત્યારે તે તેજવડે અનેક પર્વતો અને વનોસહિત સઘળી પૃથ્વી વ્યાપ્ત થઇ.[16] એ જોઇને દેવોએ અગ્નિને કહ્યું કે:-"હે મહા તેજસ્વી અગ્નિ ! વાયુસહવર્તમાન તું, સઘળી પૃથ્વીમાં પ્રસરવા લાગેલા આ શિવવીર્યમાં પ્રવેશ કર."[17] દેવોની આજ્ઞા થવાથી અગ્નિએ તે વીર્યમાં પ્રવેશ કર્યો. ત્યારે તો તે સઘળું શિવવીર્ય, એકઠું થઇને શ્વેત પર્વતસરખા આકારવાળું થઇ ગયું અને જ્યાં એ સ્ખલિત થયું હતું ત્યાં અગ્નિ તથા સૂર્ય જેવું પ્રકાશિત અને દિવ્ય એવું એક શરવણ (સરખટનું ક્ષેત્ર) ઉગ્યું, કે જેના વિષે મહાતેજસ્વી અગ્નિસંભવ કાર્તિકેય (કાર્તિકસ્વામી)નો જન્મ થયો હતો. હે રામચંદ્ર ! એ પ્રમાણે પોતાનું ઇચ્છિત કાર્ય સિદ્ધ થવાથી અત્યંત પ્રસન્નચિત્ત થયેલા ઋષિઓ સહવર્તમાન દેવોએ, પાર્વતીદેવીની અને મહાદેવજીની સ્તુતિપૂર્વક પૂજા કરી; પરંતુ હે રામ ! સ્તુતિથી પ્રસન્ન થવાને બદલે પાર્વતીદેવી તો ઉલટાં ક્રોધયુક્ત થયાં, કારણ કે દેવોએ પોતાને પુત્રપ્રાપ્તિ થવામાં વિઘ્ન નાખ્યું હતું; માટે ક્રોધવડે અત્યંત રક્તનેત્ર થયેલાં દેવીએ દેવોને શાપ આપ્યો કે:-"હે દેવો ! હું પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી મહાદેવજીની સાથે વિહાર કરતી હતી, પરંતુ તમોએ તે કાર્યમાં અટકાવ કર્યો છે, તેથી તમે પણ તમારી સ્ત્રીઓના વિષે સંતાન ઉત્પન્ન કરી શકશો નહિ. હે દેવો ! આજથી આરંભીને તમારી સ્ત્રીઓ પણ પ્રજાવિનાની રહેશે.[18-22]

એ પ્રમાણે દેવોને શાપ આપીને, પૃથ્વીને પણ કહ્યું કે:-"હે પૃથ્વિ ! તું પણ ઘણા પુરૂષોની સ્ત્રી થઇશ, અર્થાત્ અનેક વીર રાજાઓ તને ભોગવશે-તારાપર રાજ્ય કરશે; અને તું ઉખર આદિ અનેક રૂપવાળી થઇશ.[23] વળી હે દુષ્ટ બુદ્ધિવાળી પૃથ્વિ ! મને પુત્ર ન થાય એમ ધારીને તેં દેવોની ઇચ્છાનુસાર શિવવીર્યને ધારણ કર્યું અને મને પુત્ર ન થવાના કાર્યમાં સહાયતા કરી, માટે મારા ક્રોધથી દૂષિત થયેલી તું પણ પુત્રસુખને પ્રાપ્ત નહિ થાય."[24]

એ રીતે પાર્વતીદેવીના શાપથી સર્વ દેવોને દુ:ખી થયેલા જોઇ, પોતાના ભક્તનું દુ:ખ નહિ જોઇ શકવાથી અને પ્રિય પત્નીએ આપેલા શાપને વ્યર્થ કરવાને અસમર્થ હોવાથી, મહાદેવજી તે સ્થળ તજીને પશ્ચિમ દિશા તરફ જવાને તૈયાર થયા.[25] પછી પાર્વતીદેવીસહિત મહાદેવજીએ, તે હિમાલયપર્વતના ઉત્તરભાગમાં આવેલા 'હિમવત્પ્રભવ' નામના શિખરપર જઇને તપશ્ચર્યાનો આરંભ કર્યો.[26] હે રામ ! હે લક્ષ્મણ ! આ મેં, તમને હિમાલયપર્વતની પુત્રી પાર્વતીદેવીનો વિસ્તાર કહ્યો. હવે તેની જ્યેષ્ઠપુત્રી ગંગાનો પ્રભાવ કહું છું, તે સાંભળો."[27]

एष ते विस्तरो राम शैलपुत्र्या निवेदितः ॥
गंगायाः प्रभवं चैव शृणु मे सहलक्ष्मण ॥२७॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં છત્રીશમો સર્ગ સંપૂર્ણ. ૩૬

---

## सर्ग ३७ मो.

### કાર્તિકેયની ઉત્પત્તિ.

तप्यमाने तदा देवे सेंद्राः साग्निपुरोगमाः ॥
सेनापतिमभीप्सन्तः पितामहमुपागमन् ॥ १ ॥

"હે રામચંદ્ર ! ઉમાસહિત મહાદેવજી તપશ્ચર્યા કરવામાં પ્રવૃત્ત થયા ત્યારે અગ્નિ તથા ઇંદ્રસહવર્તમાન સર્વ દેવો, (સેનાપતિરહિત થઇ જવાથી) સેનાપતિ પ્રાપ્ત કરવા માટે બ્રહ્મદેવની પાસે ગયા.[1] હે રામ ! ત્યાં જઇ, તે સર્વ દેવોએ ભગવાન્ પિતામહ બ્રહ્મદેવને પ્રણામ કરીને કહ્યું કે:-[2] "હે બ્રહ્મદેવ ! પૂર્વે આપે અમોને જે સેનાપતિ આપ્યા હતા, તે મહાદેવજી તો પોતાની પત્ની પાર્વતીસહિત ઉગ્ર તપશ્ચર્યા કરે છે. એટલે કે હાલમાં અમે સેનાપતિવિનાના છીએ.[3] તો હવે પછી સેના-

પતિ પ્રાપ્ત કરવા માટે જે કાર્ય કરવું યોગ્ય હોય, તે તમે લોકોના હિતાર્થે શીઘ્ર કરો, કારણ કે તમે કર્તવ્યવિધિને સારી પેઠે જાણનારા છો અને અમો દેવોના ઉત્તમ શરણરૂપ છો."[૪]

દેવોનું વચન સાંભળીને, સર્વ લોકોના પિતામહ બ્રહ્મદેવે તેઓને મધુર વાક્યોવડે સાંત્વન આપતાં કહ્યું કે:–[૫] "હે દેવગણો! શૈલરાજની પુત્રી પાર્વતીદેવીએ તમને જે શાપ આપ્યો છે કે:–'તમે તમારી પત્નીઓમાં સંતાન ઉત્પન્ન કરી શકશો નહિ.' તે શાપ કોઇ પણ પ્રકારના અપવાદવિનાનો (અમોઘ) અને સત્યજ છે; એમાં સંદેહ નથી.[૬] પરંતુ આ આકાશગંગા વિષે શિવવીર્યને ધારણ કરનારો અગ્નિ, તમારો સેનાપતિ થવાને લાયક તથા શત્રુઓનું દમન કરનારો પુત્ર ઉત્પન્ન કરશે.[૭] અગ્નિએ શિવવીર્યથી ઉત્પન્ન કરેલા તે પુત્રને, હિમાલયપર્વતની જ્યેષ્ઠ પુત્રી ગંગા તથા પાર્વતી બહુ માન્ય કરશે."[૮]

હે રઘુનંદન! બ્રહ્મદેવનું વચન સાંભળીને કૃતાર્થ થયેલા સર્વ દેવોએ તેમની પૂજા કરી અને પ્રણામ કર્યા.[૯] પછી હે રામ! તે સર્વ દેવો અનેક પ્રકારની ધાતુઓવડે સુશોભિત તથા પવિત્ર એવા કૈલાસપર્વતપર ગયા, કે જ્યાં અગ્નિ, સ્ખલિત થયેલા શિવવીર્યમાં પ્રવેશ કરી રહ્યો હતો. ત્યાં જઈ દેવોએ ભાવિ સેનાપતિરૂપ પુત્ર ઉત્પન્ન કરવા માટે અગ્નિને કહ્યું કે:–[૧૦] "હે મહાતેજસ્વી હુતાશન! આપણા સર્વના કાર્યની સિદ્ધિને માટે તું, શૈલપુત્રી ગંગાને વિષે મહાદેવજીના તેજ (વીર્ય)નો ત્યાગ કર."[૧૧] દેવોનું વચન સાંભળીને, અગ્નિએ તે કાર્ય કરવાની પ્રતિજ્ઞા લીધી અને ગંગાની પાસે આવીને કહ્યું:–"હે દેવિ! તું મારી પાસેથી શીવવીર્ય લઈને ગર્ભ ધારણ કર, કારણ કે આ કાર્ય દેવોનું અત્યંત પ્રિય કરનારું છે."[૧૨] અગ્નિનું વચન સાંભળીને, ગંગાએ તુરતજ દિવ્ય (સ્ત્રીનું) સ્વરૂપ ધારણ કર્યું. ત્યારે તેનું સ્વરૂપસૌંદર્ય જોઈને મોહિત થયેલા અગ્નિએ પણ પોતે ધારણ કરેલું સઘળું શિવવીર્ય તે (ગંગા)ના વિષે છોડી દીધું[૧૩] હે રઘુનંદન! અગ્નિએ ચારે બાજુથી સઘળું શિવવીર્ય ગંગામાં સિંચ્યું, કે જેથી ગંગાના સર્વ અવયવો પૂર્ણ થઇ ગયા.[૧૪] તે સમયે ગંગા, તે શિવવીર્યના તાપને નહિ સહન કરી શકવાથી બળવા લાગી; અને તેના ચિત્તમાં અત્યંત વ્યથા ઉત્પન્ન થઇ. તેથી તેણે સર્વ દેવોનું હિત કરવાની ઇચ્છાવાળા અગ્નિને કહ્યું કે:–"હે અગ્નિદેવ! હું તારા ઉગ્ર તેજને ધારણ કરી શકતી નથી; કેમકે તે મહાદેવજીનું છે." ગંગાનું વચન સાંભળીને, સર્વ દેવોના હુતદ્રવ્યનું પ્રાશન કરનારા અગ્નિએ તેને કહ્યું કે,[૧૫,૧૬] "હે ગંગા! જો તું આ ગર્ભને ધારણ કરવાને અસમર્થ હો, તો તેને આ હિમાલયપર્વતની તળેટીમાં સ્થાપન કર." હે નિષ્પાપ રામચંદ્ર! તેનું વચન સાંભળીને મહાસમર્થ ગંગાએ તુરતજ અત્યંત પ્રકાશયુક્ત તે ગર્ભને પોતાના સર્વ અવયવોમાંથી આકર્ષીને હિમાલયપર્વતની તળેટીમાં યોગ્ય સ્થળે મૂકયો. ગંગાના શરીરમાંથી નિકળેલો તે ગર્ભ તપાવેલા સુવર્ણસમાન તેજસ્વી દેખાવા લાગ્યો.[૧૭,૧૮] જે જે પદાર્થની સાથે તેનો સાક્ષાત્ સંબંધ–સ્પર્શ થયો, તે સર્વ સુવર્ણમય થઈ ગયા, તેની સમીપ રહેલા પદાર્થો પ્રકાશમાન રજત (રૂપા)-મય થયા, જે જે સ્થળને માત્ર તેના તેજનો સ્પર્શ થયો તે સર્વ તામ્રમય તથા લોહમય થયાં;[૧૯] અને જ્યાં જ્યાં તેના મળનો સ્પર્શ થયો, ત્યાં ત્યાં જસત તથા સીસું થયું. એ પ્રમાણે આ પૃથ્વીઉપર તેના સ્પર્શથી અનેક પ્રકારની ધાતુઓ ઉત્પન્ન થઈ.[૨૦] વળી હે રામ! એ ગર્ભને બહાર પૃથ્વીપર મૂકતાંજ તેના તેજથી પ્રકાશિત થયેલું હિમાલયનું સઘળું વન તૃણ, વૃક્ષ, લતા, ગુલ્મ અને શિખરોસહિત સુવર્ણમય થઇ ગયું.[૨૧] હે પુરુષવ્યાઘ્ર! તે દિવસથી અગ્નિ સમાન ચકચકિત સુવર્ણનું 'જાતરૂપ' એવું નામ પ્રસિદ્ધ થયું.[૨૨]

એ પ્રમાણે ગંગાના ગર્ભથી જન્મેલા એ

બાળકને જોઈને, ઇંદ્ર તથા વાયુગણસહિત દેવોએ તેને દૂધ ધવરાવીને પોષણ કરવા માટે કૃત્તિકાઓને આજ્ઞા કરી.[૨૩] ત્યારે તેઓએ પણ અમે ધવરાવીએ, 'માટે આ પુત્ર અમારો થાય' એવો નિશ્ચિત ઠરાવ કરીને, તુરતમાં જન્મેલા બાળકને ધવરાવા માંડ્યો.[૨૪] પછી સર્વ દેવોએ તેનું 'કાર્તિકેય'* એવું નામ આપીને કહ્યું કે; "આ પુત્ર ત્રૈલોક્યમાં વિખ્યાત થશે, એમાં સંદેહ નથી."[૨૫] દેવોનું વચન સાંભળીને છએ કૃત્તિકાઓએ પ્રથમ મહાદેવજી તથા પાર્વતી-દેવીથી સ્ખલિત થયેલા અને ગંગાના ગર્ભમાંથી જન્મેલા તે બાળકને સ્નાન કરાવ્યું, તેથી તે (બાળક) ઉત્તમ કાંતિયુક્ત થઈ અગ્નિની પેઠે શોભવા લાગ્યો.[૨૬] વળી હે કાકુત્સ્થ! અગ્નિસરખા તેજસ્વી અને મોટી ભુજાવાળા એ કાર્તિકેય ગંગાના ગર્ભમાંથી સ્રવિત થયેલા હોવાથી સર્વ દેવોએ મળીને, તેનું 'સ્કંદ' એવું પણ નામ પાડ્યું.[૨૭] પછી જ્યારે ધવરાવાનો સમય થયો, ત્યારે છએ કૃત્તિકાઓના સ્તનમાંથી દૂધની ધારાઓ વહેવા લાગી. તે જોઈ ને, કાર્તિકેય પણ તુરત છ મુખવાળા થયા અને છએ કૃત્તિકાઓના સ્તનોનું પયઃપાન કરવા લાગ્યા.[૨૮] એ પ્રમાણે એકજ દિવસમાં છએ કૃત્તિકાઓનું દૂધ પીવાથી મહાન્ સમર્થ થયેલા સુકુમાર શરીરવાળા તે કાર્તિકેયે પોતાના પરાક્રમ વડે દૈત્યોની સર્વ સેનાઓને જીતી લીધી.[૨૯] એથી અત્યંત પ્રસન્ન થયેલા અગ્નિ વગેરે સર્વ દેવોએ મળીને, દિવ્ય કાંતિવાળા એ કાર્તિકેયનો પોતાની સઘળી સેનાઓના મુખ્ય અધિપતિપદપર અભિષેક કર્યો, અર્થાત્ કાર્તિકેયને દેવોના સેનાપતિ બનાવ્યા.[૩૦] હે રામચંદ્ર! મેં તમને પવિત્ર અને પ્રશંસનીય ગંગાની કથા તથા કાર્તિકેયની ઉત્પત્તિ કહી સંભળાવી.[૩૧] હે કાકુત્સ્થ! આ પૃથ્વીપર જે મનુષ્ય, કાર્તિકેયની ભક્તિ કરશે, તે આ લોકમાં લાંબા આયુષ્યવાળો અને પુત્ર–પૌત્રાદિ પરિવારવાળો થઈ અંતે કાર્તિકેયના લોકને પ્રાપ્ત થશે."[૩૨]

**भक्तश्च यः कार्तिकेये काकुत्स्थ भुवि मानवः ॥**
**आयुष्मान्पुत्रपौत्रैश्च स्कन्दसालोक्यतां व्रजेत् ॥ ३२ ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં સાડત્રીશમો સર્ગ સંપૂર્ણ. ૩૭.

## સર્ગ ૩૮ મો.

### સગરરાજાનું ચરિત્ર.

**तां कथां कौशिको रामे निवेद्य मधुराक्षराम् ॥**
**पुनरेवापरं वाक्यं काकुत्स्थमिदमब्रवीत् ॥ १ ॥**

એ પ્રમાણે રામચંદ્રને મધુર વાક્યોવાળી કથા કહ્યા પછી પુનઃ પણ વિશ્વામિત્રમહર્ષિ તેમને કહેવા લાગ્યા કેઃ–[૧] "હે વીર રામ! પૂર્વે ધર્માત્મા અને મનુષ્યોના સ્વામી 'સગર' નામનો રાજા અયોધ્યામાં રાજ્ય કરતો હતો. તેને ધર્મ પ્રમાણે વર્તનારી અને સત્યવાદિની એવી વિદર્ભરાજની પુત્રી 'કેશિની' નામની પટ્ટરાણી હતી; અને બીજી રાણી 'સુમતિ' નામની હતી કે જે અરિષ્ટનેમિની પુત્રી અને ગરૂડની બેન થતી હતી. ઉત્તમ આચરણવાળી બે રાણીઓ છતાં સગરરાજા સંતાનસુખથી વંચિત હતો, તેથી તેણે તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કર્યો. સંતાન પ્રાપ્ત કરવાની ઇચ્છાથી પોતાની બન્ને રાણીઓસહિત સગરરાજાએ હિમાલયપર્વતની નીચેના ભાગમાં આવેલા 'ભૃગુપ્રસ્રવણ' નામના નાના પર્વતપર જઇને એકાગ્ર ચિત્તે ભૃગુઋષિનું આરાધન કરવા માંડ્યું.[૨-૫]

તપ કરતાં જ્યારે સો વર્ષ પૂરાં થયાં ત્યારે તપવડે પ્રસન્ન થયેલા અને સત્યવક્તાઓમાં શ્રેષ્ઠ ભૃગુઋષિએ સગરરાજાને વરદાન આપતાં કહ્યું કેઃ–[૬] "હે અનઘ! તને ઘણા પુત્રો પ્રાપ્ત થશે; અને હે પુરૂષર્ષભ! આ લોકમાં તું અનુપમ કીર્તિવાળો થઈશ.[૭] હે તાત! તારી આ બે સ્ત્રીઓમાંથી એક સ્ત્રી, તારા વંશની વૃદ્ધિ કરનારા એક પુત્રને જન્મ આપશે; અને

* કૃત્તિકાઓએ તેનું પોષણ કર્યું; માટે 'કાર્તિકેય' નામ રાખ્યું. "कृत्तिकानामपत्यं पुमान्कार्तिकेयः । કૃત્તિકાઓનો પુત્ર તે કાર્તિકેય."

બીજી સ્ત્રી સાઠહજાર પુત્રોને પ્રસવશે."[૮]

મહર્ષિ ભૃગુનું વચન સાંભળીને અત્યંત આનંદિત થયેલી સગરરાજાની બન્ને રાણીઓએ તેમને પ્રસન્ન કરીને તથા હાથ જોડીને પૂછ્યું કેઃ-[૯] "હે બ્રહ્મન્! તમારૂં વચન સત્ય થાઓ, પરંતુ અમારા બેમાંથી કયી સ્ત્રીને એક પુત્ર થશે અને કયી સ્ત્રી સાઠહજાર પુત્રોને જન્મ આપશે? એ અમે સાંભળવા ઇચ્છીએ છીએ."[૧૦]

રાણીઓનું વચન સાંભળીને, પરમ ધાર્મિક ભૃગુઋષિએ મધુર વાણીથી કહ્યું કેઃ-"હે રાજપુત્રીઓ! તમારા બેમાંથી જેની જેવી ઇચ્છા હોય તેવું વરદાન માગી લો, કારણ કે જે એક પુત્ર થશે તે વંશવૃદ્ધિ કરનારો થશે; અને સાઠહજાર પુત્રો થશે તેઓ મોટા ઉત્સાહવાળા, કીર્તિવાળા અને મહાબળવાળા થશે."[૧૧.૧૨]

હે રઘુનંદન! મહર્ષિનું વચન સાંભળીને, સગરરાજાની પટ્ટરાણી કેશિનીએ રાજાના સાંભળતાં, પોતાના વંશની વૃદ્ધિ કરે એવો એક પુત્ર માગ્યો;[૧૩] અને ગરૂડની બેન સુમતિએ મોટા ઉત્સાહવાળા, કીર્તિવાળા તથા બળવાળા સાઠહજાર પુત્રો યાચ્યા, ત્યારે ભૃગુમુનિએ તેમને 'તથાસ્તુ' કહીને વરદાન આપ્યું.[૧૪] પછી સગરરાજા ભૃગુઋષિની પ્રદક્ષિણા કરીને તથા તેમને પ્રણામ કરીને પોતાની બન્ને રાણીઓ સાથે પુનઃ પોતાના નગરમાં આવ્યો.[૧૫] પછી કેટલોક કાળ વ્યતીત થયા બાદ સગરરાજાની જ્યેષ્ઠ પત્ની કેશિનીએ 'અસમંજ' નામના એક પુત્રને જન્મ આપ્યો,[૧૬] અને હે નરવ્યાઘ્ર! બીજી પત્ની સુમતિએ એક ગર્ભતુંબ* પ્રસવ્યું, કે જે ફાટતાં તેમાંથી સાઠહજાર પુત્રો પ્રકટ થયા.[૧૭] એ સાઠહજાર પુત્રોને ધાત્રીઓએ ઘીથી ભરેલા ઘડાઓવડે ઉછેરી મોટા કર્યા. પછી કેટલોક કાળ જતાં તે સર્વ પુત્રો યુવાવસ્થામાં આવી રૂપસૌંદર્યથી શોભવા લાગ્યા.[૧૮.૧૯]

હે નરશ્રેષ્ઠ રઘુનંદન! સગરરાજાનો જ્યેષ્ઠ પુત્ર અસમંજ નિત્ય નગરલોકોનાં નાનાં બાળકોને રમાડવાને મિષે સરયૂને કિનારે લઈ જતો અને પછી એકાએક તે બાળકોને સરયૂના જળમાં નાખી દઈ તેમને જળમાં ડૂબતાં જોઇને હસતો હતો. એ પ્રમાણે અસમંજ પાપકર્મ કરવા લાગ્યો, સજ્જનોને દુઃખ આપવા લાગ્યો અને નગરવાસી પ્રજાનું અહિત આચરવા લાગ્યો, તેથી સગરરાજાએ તેને પોતાના દેશની બહાર કાઢી મૂક્યો.* એ અસમંજને 'અંશુમાન' નામનો એક પરાક્રમી પુત્ર થયો હતો કે જે મધુર ભાષણ કરનારો અને સર્વ લોકોને પ્રિય હતો.

હે નરશ્રેષ્ઠ રામ! કેટલોક સમય વીત્યા બાદ સગરરાજાને યજ્ઞ કરવાની ઇચ્છા થઈ, તેથી વેદને જાણનારા તેણે પોતાના ઉપાધ્યાયોની સાથે મળીને યજ્ઞ કરવાનો નિશ્ચય કરી, યોગ્ય સમય પ્રાપ્ત થતાં યજ્ઞકર્મનો આરંભ કર્યો.[૨૦-૨૪]

सगरस्य नरश्रेष्ठ यजेयमिति निश्चिता ॥
स कृत्वा निश्चयं राजा सोपाध्यायगणस्तदा ॥
वेदकर्मणि वेदज्ञो यष्टुं समुपचक्रमे ॥ २४ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં આડત્રીશમો સર્ગ સંપૂર્ણ. ૩૮

---

* તુંબડાના આકારના ગર્ભનો ગોળો.

* અસમંજને 'અસમંજસ' પણ કહે છે. એ અસમંજ પૂર્વજન્મનો મહાજ્ઞાની હતો, તેથી તે આ જન્મમાં કોઇમાં આસક્તિ રાખવા ઇચ્છતો નહિ. અને આવાં કાર્ય કરી, ઉપાધિમાંથી પોતાનો છુટકારો કરવા ધારતો હતો. સગરરાજાએ તેનાં એવાં કર્મ જોઇને તેને દેશવટો દીધો, તેથી તે ઘણો રાજી થયો. પછી તેણે પોતાનો પ્રભાવ જણાવવાને માટે અને લોકોનાં દુઃખ દૂર કરવાને માટે સરયૂકિનારે જઈને પોતે મારી નાખેલાં સઘળાં બાળકો જીવતાં કરી સૌ સૌને ઘેર પહોંચતાં કર્યાં અને પોતે વનમાં ચાલ્યો ગયો. તેનું એવું અદ્ભુત કર્મ જોઇને નગરલોકો આનંદ અને આશ્ચર્યયુક્ત થયા; પરંતુ આવા પ્રભાવશાળી પુત્રને દેશવટો દેવાથી સગરરાજા અત્યંત ખેદયુક્ત થયો. પોતાના પ્રિય પુત્રને પણ ન્યાયની રીતે શિક્ષા દેવાને પૂર્વના રાજાઓ અચકાતા નહિ; એ આ સગરરાજાના ઇતિહાસથી સ્પષ્ટ જણાય છે.

## સર્ગ ૩૯ મો.

### સગરરાજાના યજ્ઞનું વર્ણન.

**विश्वामित्र वः श्रुत्वा कथान्ते रघुनंदनः ॥**
**उवाच परमप्रीतो मुनिं दीप्तमिवानलम् ॥ १ ॥**

વિશ્વામિત્રમુનિએ કહેલી પૂર્વોક્ત કથા સાંભળીને, પરમ પ્રસન્ન થયેલા રામચંદ્રે અગ્નિસમાન દેદીપ્યમાન વિશ્વામિત્રમુનિને પૂછયું કે-[१] "હે બ્રહ્મન્ ! તમારૂં કલ્યાણ થાઓ. એ સગરરાજા કે જે મારા પૂર્વજ હતા, તેમણે યજ્ઞ કેવી રીતે કર્યો ? તે સઘળું હું વિસ્તારથી સાંભળવાને ઇચ્છું છું, માટે તમે કહો."[२]

રામચંદ્રનું વચન સાંભળીને કુતૂહલયુક્ત થયેલા વિશ્વામિત્રમુનિ હાસ્ય કરતા હોય તેમ કહેવા લાગ્યા કે:-[३] "હે રામ ! મહાત્મા સગરરાજાએ કરેલા યજ્ઞની વિસ્તારયુક્ત કથા સાંભળો. મહાદેવજીનો સસરો હિમાલય તથા વિંધ્યાચળ એ બન્ને અતિ ઉંચા હોવાથી અને તેમની વચ્ચે કોઈ પણ મોટો પર્વત નિરોધકરૂપે નહિ હોવાથી એકબીજાને જોઇ રહ્યા છે. હે પુરૂષોમાં ઉત્તમ રામ ! એ બન્ને પર્વતોના મધ્યમાં આવેલા પ્રદેશને વિષે યજ્ઞાદિ કર્મ કરવું એ ઉત્તમ હોવાથી,* સગરરાજા ત્યાં યજ્ઞકર્મ કરતો હતો. એ વેળા હે નરવ્યાઘ્ર ! હે કાકુત્સ્થ ! તે ( સગરરાજા ) ની આજ્ઞાને માન્ય કરનારો અને દૃઢ ધનુષ્યવાળો તેનો પૌત્ર અંશુમાન કે જે મહારથી હતો તે તેના યજ્ઞાશ્વની રક્ષા કરતો હતો. તેટલામાં હે રામ ! યજ્ઞની પર્વણીને દિવસે ઇંદ્રે રાક્ષસી રૂપ ધારણ કરીને સગરરાજાના યજ્ઞાશ્વનું હરણ કર્યું.

હે કાકુત્સ્થ ! એ પ્રમાણે મહાત્મા સગરરાજાના યજ્ઞાશ્વને હરણ કરાતો જોઇને, સર્વ ઉપાધ્યાયોએ યજમાન સગરરાજાને કહ્યું કે:- "હે રાજન્ ! આજે પર્વણીના દિવસે તારા યજ્ઞાશ્વનું હરણ થાય છે માટે એ અશ્વને લઈ જનારાનો સત્વર નાશ કર અને અશ્વ પાછો લાવ, જો યજ્ઞાશ્વ પાછો ન આવી શકે તો આ ચાલતા યજ્ઞમાં વિઘ્ન થયું ગણાય; અને તેથી આપણુ સર્વનું અકલ્યાણ થાય.[४-१०] માટે હે રાજન્ ! ગમે તેમ કરીને પણ એ કાર્ય કર કે જેથી યજ્ઞ નિર્વિઘ્ને સમાપ્ત થાય."

ઉપાધ્યાયોનું વચન સાંભળીને, સગરરાજાએ યજ્ઞસભામાં બેઠેલા પોતાના સાઠહજાર પુત્રોને કહ્યું કે:-"હે શ્રેષ્ઠ પુત્રો ! વેદમંત્રોના પાઠથી પવિત્ર અંતઃકરણવાળા તથા મોટા ભાગ્યવાળા બ્રાહ્મણોએ આ મારો મહાયજ્ઞ આરંભ્યો છે, તેમાં જો રાક્ષસોની માયાવડે વિઘ્ન થાય તો હું મારા આત્માની ગતિ થાય એમ જોતો નથી, અર્થાત્ યજ્ઞમાં વિઘ્ન પડવાથી તે અપૂર્ણ રહે અને કરેલું પુણ્ય નષ્ટ થાય, જેથી મારી અવદશા થાય. માટે હે પુત્રો ! જાઓ, તમારૂં કલ્યાણ થાઓ, અને આ યજ્ઞવિઘ્નનું નિવારણ કરવા માટે તમે સો સમુદ્ર પર્યંતની સઘળી પૃથ્વીમાં ફરી યજ્ઞાશ્વને શોધી લાવો. હે પુત્રો ! તમે અનુક્રમથી એક એક યોજન સારી રીતે શોધ કરતાં આગળ વધતા જાઓ.[११-१४] કદાચ એમ કરતાં પણ પૃથ્વીપર યજ્ઞાશ્વનો કે તેનું હરણ કરનારનો કયાંય પણ પત્તો ન મળે તો તમે મારી આજ્ઞાથી તેની પ્રાપ્તિ થાય ત્યાં સુધી પૃથ્વીને ખોદજો.[१५] તમે સર્વ યજ્ઞાશ્વને શોધી લાવશો ત્યાં સુધી યજ્ઞદીક્ષા લીધેલી હોવાથી હું આ મારા પૌત્ર અંશુમાન તથા ઉપાધ્યાયો સાથે અહીંજ રહીશ."[१६]

હે રામ ! પિતાની આજ્ઞા મળવાથી આનંદયુક્ત થયેલા મહાબળવાન્ તે સાઠહજાર રાજપુત્રો યજ્ઞાશ્વની શોધ કરવા માટે પૃથ્વીમાં ફરવા લાગ્યા.[१७] સર્વત્ર ફરીને શોધ કરવા છતાં પણ યજ્ઞાશ્વ મળ્યો નહિ. પછી પિતાની આજ્ઞા પ્રમાણે વર્તનારા અને પુરૂષોમાં વ્યાઘ્ર સરખા તે રાજપુત્રો પોતાની વજ્રસમાન કઠોર ભુજાઓવડે એકેક યોજન સમચોરસ પૃથ્વી ખોદવા લાગ્યા.[१८] હે રઘુ-

* ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે:-"आर्यावर्तः पुण्यभूमिर्मध्यं विन्ध्यहिमालयोः । વિંધ્યાચળ અને હિમાલયની મધ્યમાં આવેલો પ્રદેશ 'આર્યાવર્ત' કહેવાય છે અને તે પુણ્યભૂમિ છે."

નંદન! તે વેળા વજ્રસરખાં ત્રિશૂળો અને અત્યંત દારૂણ હળોવડે ભેદાતી પૃથ્વી ભારે નાદ કરવા લાગી.[૧૯] હે રાઘવ! પૃથ્વીનું ખોદાણ થતાં, હણાઈ જતા નાગો, અસુરો અને રાક્ષસો વગેરે અનેક પ્રાણિઓનો અત્યંત કરૂણ નાદ થવા લાગ્યો.[૨૦] હે રઘુનંદન! એ પ્રમાણે સગરરાજાના પુત્રોએ, જાણે રસાતલમાં પણ યજ્ઞાશ્વની શોધ કરવી હોયની? એમ સાઠ હજાર યોજન પૃથ્વી ખોદી નાખી.[૨૧] હે નૃપશાર્દૂલ! એવી રીતે પૃથ્વીને ખોદતા રાજપુત્રો પર્વતોથી ખીચોખીચ ભરેલા જંબૂદ્વીપની ચારે બાજુ ફરવા લાગ્યા.[૨૨] તેઓના એ ભયંકર કર્મથી સર્વ પ્રાણિઓને પીડાતાં જોઈને ત્રાસયુક્ત થયેલા દેવો, ગંધર્વો, અસુરો અને સર્પો બ્રહ્મદેવની પાસે ગયા.[૨૩] ત્યાં જઈ, ખેદયુક્ત તથા ભયભીત થયેલા તેઓએ બ્રહ્મદેવને સ્તુતિવડે પ્રસન્ન કરીને કહ્યું કેઃ-[૨૪] "હે ભગવન્! હાલમાં સગરરાજાના સાઠહજાર પુત્રો સઘળી પૃથ્વીને ખોદે છે, તેથી ઘણા મહાત્મા સિદ્ધો, ગંધર્વો અને જળચર પ્રાણિઓ વગેરેનો નાશ થાય છે.[૨૫] તેઓ જેને દેખે છે તેને 'આ અમારા યજ્ઞાશ્વનું હરણ કરનાર છે, અને યજ્ઞમાં વિઘ્ન કરનાર પણ આજ છે.' એમ માને છે અને તેથી તેઓ સર્વ પ્રાણિઓનો સંહાર કરે છે."[૨૬]

अयं यज्ञहरोऽस्माकमनेनाश्वोऽपनीयते ॥
इति ते सर्वभूतानि हिंसन्ति सगरात्मजाः ॥२६॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ઓગણચાલીશમો સર્ગ સંપૂર્ણ. ૩૯

## સર્ગ ૪૦ મો.

કપિલમુનિના શાપથી સગરપુત્રોનો નાશ.

देवतानां वचः श्रुत्वा भगवान्वै पितामहः ॥
प्रत्युवाच सुसंत्रस्तान् कृतान्तबलमोहितान् ॥१॥

યજ્ઞાશ્વનિમિત્તે સર્વ લોકનો નાશ કરનારા તે સગરપુત્રોના બળથી મોહિત થયેલા તથા ત્રાસ પામેલા દેવોનું પૂર્વોક્ત વચન સાંભળીને બ્રહ્મદેવે તેઓને કહ્યું કેઃ-[૧] "હે દેવો! તમે ચિંતા ન કરો. આ સઘળી પૃથ્વી બુદ્ધિમાન્ લક્ષ્મીપતિ વાસુદેવભગવાનની સ્ત્રીરૂપ છે. તેજ પરમાત્મા કપિલદેવનું સ્વરૂપ ધારણ કરીને નિરંતર પૃથ્વીને ધારણ કરી રહ્યા છે. તેમના ક્રોધાગ્નિવડે એ સગરરાજાના સર્વ પુત્રો બળીને ભસ્મ થશે.[૨,૩] પ્રત્યેક કલ્પે પૃથ્વીનો ભેદ અવશ્ય થાય છે તે, તેમજ અદીર્ઘદર્શી સગર પુત્રોનો વિનાશ થવાનો છે તે મેં પ્રથમથીજ જાણ્યું છે."[૪] બ્રહ્મદેવનું વચન સાંભળીને, શત્રુઓનું દમન કરનારા તેત્રીશે દેવો,* અતિહર્ષ પામીને પોતપોતાના સ્થાનકે ગયા.[૫]

આ તરફ સગરરાજાના સાઠહજાર પુત્રો પૃથ્વીને અત્યંત ખોદી રહ્યા હતા, તેથી વિજળીના ભારે કડાકા સમાન મોટો નાદ થતો હતો.[૬] આમ ઘણો પ્રયત્ન કરવા છતાં, યજ્ઞાશ્વનો ક્યાંય પણ પત્તો લાગ્યો નહિ; ત્યારે પૃથ્વીની ચારે બાજુ પ્રદક્ષિણા કરીને થાકેલા સગરપુત્રો પાછા વળ્યા; અને પોતાના પિતાની પાસે આવીને કહેવા લાગ્યા કેઃ-[૭] "હે પિતાજી! અમે યજ્ઞાશ્વની શોધ કરવા માટે આખી પૃથ્વીમાં ફરી વળ્યા અને ઘણા બળવાળા દેવો, દાનવો, રાક્ષસો, પિશાચો, સર્પો તથા નાગોનો નાશ કર્યો; પરંતુ આપણો યજ્ઞાશ્વ કે તેનું હરણ કરનાર ક્યાંય પણ અમારા જોવામાં આવ્યો નહિ. માટે હવે અમારે શું કરવું? એ સંબંધે વિચાર કરો, કે જેથી તમારૂં કલ્યાણ થાય."[૮,૯]

હે રઘુનંદન! પોતાના પુત્રોનું એવું નિરાશાજનક વચન સાંભળીને, ક્રોધયુક્ત થયેલા

* આઠ વસુ, (૮) અગીઆર રૂદ્ર, (૧૧) બાર સૂર્ય, (૩૧) અને બે અશ્વિની કુમાર. (૩૩) એ તેત્રીશ દેવો છે. વેદમાં પણ તેત્રીશ દેવોનોજ ઉલ્લેખ છે. પુરાણોમાં જે તેત્રીશ કોટી દેવો કહેલા છે, તે પણ આ પ્રમાણેજ સમજવા. સમજ્યા સિવાય 'કોટી' શબ્દનો અર્થ 'કરોડ' એવો નહિ કરતાં 'વિભાગ' અથવા 'જાતિ' એવો કરવાથી દેવોના તેત્રીશ વિભાગ અથવા તેત્રીશ જાતિના દેવો, એવો અર્થ થાય છે.

સગરરાજાએ તેઓને કહ્યું કે:–[10] "હે પુત્રો તમારૂં કલ્યાણ થાઓ. તમે પૃથ્વીને પુનઃ ખોદો, અને જો એમ કરતાં પણ યજ્ઞાશ્વ ન મળે તો સઘળા ભૂતળને ખોદી નાખો; પરંતુ મારા યજ્ઞાશ્વનું હરણ કરનારાને ખોળી કાઢવાથી કૃતાર્થ થઈનેજ તમે પાછા મારી પાસે આવો."[11]

પિતાની આજ્ઞા મળતાં એ સાઠહજાર બાંધવો પુનઃ પૃથ્વીને ખોદતાં ખોદતાં રસાતલ પ્રત્યે જવા લાગ્યા.[12] તેઓ પૂર્વ દિશામાં પૃથ્વીને ખોદી નીચે ઉતરવા લાગ્યા; ત્યાં તેઓએ પર્વતસમાન દેહવાળો 'વિરૂપાક્ષ' નામનો દિગ્ગજ દીઠો કે જે પૃથ્વીને ધારણ કરી રહ્યો હતો.[13] હે રઘુનંદન! એ વિરૂપાક્ષ દિગ્ગજ પર્વતો અને વનોસહિત આ સઘળી પૃથ્વીને પોતાના મસ્તક ઉપર ધારણ કરી રહ્યો છે.[14] હે કાકુત્સ્થ! જ્યારે એ દિગ્ગજ લાંબા સમય સુધી પૃથ્વી ધારણ કરી રાખવાથી થયેલા ખેદને લીધે વિશ્રામ કરવા માટે પોતાના મસ્તકને હલાવે છે, ત્યારે ભૂકંપ થાય છે.[15] આ સ્થળે યજ્ઞાશ્વનો પત્તો નહિ લાગવાથી સગરપુત્રો એ મોટા દિગ્ગજની પ્રદક્ષિણા કરીને તથા તેને માન આપીને રસાતલને ભેદતાં દક્ષિણ દિશા તરફ જવા લાગ્યા. ત્યાં પોતાના મસ્તકપર પૃથ્વીને ધારણ કરનારો અને મોટા પર્વતસરખા દેહવાળો 'મહાપદ્મ' નામનો દિગ્ગજ તેઓના જોવામાં આવ્યો. અત્યંત વિસ્મય પામેલા મહાત્મા સગરરાજાના સાઠહજાર પુત્રો, તે દિગ્ગજની પ્રદક્ષિણા કરીને રસાતલને ભેદતાં પશ્ચિમ દિશા તરફ ચાલ્યા.[16-19] ત્યાં પણ તેઓએ પ્રથમના જેવોજ 'સૌમનસ' નામનો દિગ્ગજ દીઠો.[20] તેની પ્રદક્ષિણા કરીને તથા તેને કુશળ પૂછીને, તેઓ પૃથ્વીને ખોદતા ખોદતા ઉત્તર દિશા તરફ ગયા.[21] હે રઘુશ્રેષ્ઠ! એ ઉત્તર દિશામાં પોતાના રમણીય શરીર ઉપર પૃથ્વીને ધારણ કરી રહેલા અને હિમસરખા શ્વેત વર્ણવાળા 'ભદ્ર' નામના દિગ્ગજનાં તેઓને દર્શન થયાં.[22] પછી સગરપુત્રો તે ભદ્રહસ્તીને પોતાના હાથથી સ્પર્શ કરીને અને તેની પ્રદક્ષિણા કરીને ભૂતળને ખોદતાં ખોદતાં, સર્વ કર્મ કરવાને યોગ્ય હોવાથી વિખ્યાત થયેલી ઇશાન દિશા (કોણ) સુધી પહોંચ્યા. ત્યાં જઇ મહાબળવાન્ અને મહાત્મા એવા તે સઘળા સગરપુત્રો, ક્રોધે ભરાઇને મોટા વેગ (જોશ)થી પૃથ્વી ખોદવા લાગ્યા. એટલામાં તેઓએ ત્યાં એક પવિત્ર આશ્રમને વિષે ધ્યાન ધરીને બેઠેલા સનાતન વાસુદેવસ્વરૂપી શ્રીમહામુનિ કપિલદેવને દીઠા[23-25] હે રઘુનંદન! તેમની સમીપમાંજ પોતાના યજ્ઞાશ્વને પણ જોયો. તેથી તે સર્વ રાજપુત્રો અત્યંત હર્ષ પામ્યા.[26] કપિલદેવની પાસે પોતાના પિતાના યજ્ઞાશ્વને જોઇને "અરે! અશ્વનું હરણ કરનાર તથા યજ્ઞમાં વિઘ્ન નાખનાર આજ છે" એમ માનીને તેઓ સર્વ ક્રોધથી રક્તનેત્ર થઈ ગયા; અને પોતાના હાથમાં પૃથ્વી ખોદવાનાં હથિયાર–કોદાળા, હળ વગેરે તથા અનેક પ્રકારનાં વૃક્ષો અને શિલાઓ વગેરે હતાં તે લઇને તેઓ કપિલદેવને હણવા માટે "ઉભો રહે! ઉભો રહે!" એમ બોલતા ધસી આવ્યા; અને કહેવા લાગ્યા કે:– "હે દુષ્ટ બુદ્ધિવાળા! તેંજ આમારા આ યજ્ઞાશ્વનું હરણ કર્યું છે અને યજ્ઞમાં વિઘ્ન નાખ્યું છે.[27,28] પરંતુ હવે અમે સગરરાજાના પુત્રો તને હણવાને આવ્યા છીએ તે તું જાણ."

હે રઘુનંદન! તેઓનાં એવાં વચન સાંભળીને અત્યંત ક્રોધયુક્ત થયેલા અપ્રમેય સામર્થ્યવાળા મહાત્મા કપિલદેવે 'હું' કાર નાદ કર્યો, કે તુરતજ તેમના ક્રોધાગ્નિવડે તે સઘળા સગરપુત્રો બળીને ભસ્મના ઢગલા થઇ પડ્યા."[29,30]

**રોષેણ મહતાવિષ્ટો હુંકારમકરોત્તદા ॥**
**તતસ્તેનાપ્રમેયેણ કપિલેન મહાત્મના ॥**
**ભસ્મરાશીકૃતાઃ સર્વે કાકુત્સ્થ સગરાત્મજાઃ॥૩૦॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ચાળીશમો સર્ગ સંપૂર્ણ. ૪૦.

## सर्ग ४१ मो.

### સગરરાજાના યજ્ઞની સમાપ્તિ.

**पुत्रांश्चिरगतान्ज्ञात्वा सगरो रघुनंदन ॥**
**नप्तारमब्रवीद्राजा दीप्यमानं स्वतेजसा ॥१॥**

"હે રઘુનંદન! યજ્ઞાશ્વની શોધ કરવા માટે ગયેલા સાઠહજાર પુત્રો ઘણો કાળ વીત્યા છતાં પાછા આવ્યા નહિ; તેથી સગરરાજા ચિંતાતુર થયો અને પોતાના તેજસ્વી પૌત્ર અંશુમાનને કહેવા લાગ્યો કેઃ–[1] "હે તાત! તું શૂરવીર છે, અસ્ત્રવિદ્યા ભણેલો છે, અને તારા પૂર્વજો (કાકાઓ) સરખો તેજસ્વી છે. માટે તારા પિતૃઓની શી ગત થઈ, તથા યજ્ઞાશ્વનું હરણ કોણે કર્યું? તેની શોધ કર[2] હે પુત્ર! માર્ગમાં જતાં, પૃથ્વીમાંથી ઉત્પન્ન થનારાં બળવાન તથા પ્રૌઢ પ્રાણિઓનો વધ કરવા માટે તલવાર અને ધનુષ્ય વગેરે હથિયારો પાસે રાખ,[3] વળી હે પુત્ર! માર્ગમાં આડે આવીને જેઓ તને વિઘ્ન કરે, તેઓનો હથિયારો વડે તારે નાશ કરવો અને વંદન–પૂજન કરવા યોગ્ય હોય, તેનું વંદન તથા પૂજન કરવું. આ રીતે વર્તવાથી તું કોઈ પણ પ્રકારના સંકટમાં પડીશ નહિ. હે પુત્ર! હવે તું જા, અને યજ્ઞાશ્વને શોધી લાવવાનું કાર્ય સિદ્ધ કરી શીઘ્ર પાછો આવ કે જેથી મારા યજ્ઞની પૂર્ણાહુતિ થાય."[4]

મહાત્મા સગરરાજાની સુશિક્ષાસહિત આજ્ઞા મળવાથી અંશુમાન, તલવાર અને ધનુષ્ય વગેરે હથિયારો લઈને સત્વર ચાલી નીકળ્યો,[5] હે નરશ્રેષ્ઠ! મહાબળવાન એવા પોતાના કાકાઓએ પૃથ્વીના વિષે જે ખોદાણ કર્યું હતું તેના આધારે અંશુમાને શોધ કરવા માંડી.[6] ખોદેલા માર્ગે જતાં, પ્રથમ દેવો, દાનવો, રાક્ષસો, પિશાચો, પક્ષિઓ અને નાગોએ પૂજેલો પૂર્વ દિશાનો દિગ્ગજ તેના જોવામાં આવ્યો.[7] ત્યારે તે દિગ્ગજની પાસે જઈ તેણે તેની પ્રદક્ષિણા કરી કુશળ પૂછ્યું; અને પોતાના કાકાઓના સમાચાર તથા યજ્ઞાશ્વનું કોણે હરણ કર્યું છે? એ પણ પૂછ્યું.[8] ત્યારે મહાબુદ્ધિશાળી તે દિગ્ગજે ઉત્તર આપ્યો કેઃ– "હે અસમંજના પુત્ર! તું આગળ જા! તું કૃતાર્થ થઈને યજ્ઞાશ્વસહવર્તમાન સત્વર પાછો આવીશ."[9] તે દિગ્ગજનું વચન સાંભળીને પછી તેણે અનુક્રમે બાકીના સર્વ દિગ્ગજોની પાસે જઈને તેઓને પૂર્વોક્ત પ્રશ્નજ કર્યો.[10] ત્યારે સામા મનુષ્યે કહેલાં વાક્યોના તાત્પર્યને જાણનારા તથા બોલવામાં ચતુર એ સર્વ દિગ્ગજોએ પણ એટલોજ ઉત્તર આપ્યો કેઃ–તું કૃતાર્થ થઈને યજ્ઞાશ્વસહવર્તમાન સત્વર પાછો આવીશ."[11] એ પ્રમાણે દિગ્ગજોનું વચન સાંભળીને અંશુમાન શીઘ્ર આગળ ચાલવા લાગ્યો. પછી તે ઈશાન કોણ કે જ્યાં સગરપુત્રો બળીને ભસ્મના ઢગલા થઈ પડયા હતા ત્યાં આવ્યો.[12] પોતાના કાકાઓનો નાશ થયેલો જોઈને અંશુમાન, અત્યંત દુઃખયુક્ત થઈ ગયો અને અતિ આર્તસ્વરથી કલ્પાંત કરવા લાગ્યો.[13] તે સમયે દુઃખ અને શોકથી ઘેરાયેલા તથા પુરૂષોમાં સિંહસરખા અંશુમાને ત્યાં સમીપમાં ફરતા પોતાના પિતાના યજ્ઞાશ્વને દીઠો; તેથી તેને કાંઈક શાન્તિ વળી.[14] પછી મહાતેજસ્વી અંશુમાને બ્રાહ્મણના ક્રોધાગ્નિથી બળી મૂએલા પોતાના કાકાઓની સદ્ગતિ થવા માટે તેઓને જળપ્રદાન કરવાની ઈચ્છા કરી, પરંતુ ત્યાં સર્વત્ર શોધ કરતાં, ક્યાંય પણ જળાશય નજરે પડયું નહિ.[15] ત્યારે હે રામ! તેણે ઘણે દૂર રહેલા પદાર્થોને પણ જોઈ શકાય એવી સૂક્ષ્મ દ્રષ્ટિથી જોવા માંડયું તો પવનસરખા વેગવાળો અને સગરપુત્રોનો મામો ગરૂડ તેની દ્રષ્ટિએ પડયો.[16]

પછી અંશુમાને તેને પોતાનો સંબંધી જાણીને તેની પાસે જઈ સઘળી હકીકત કહી સંભળાવી, એટલે મહાબળવાન વિનતાપુત્ર ગરૂડે તેને કહ્યું કેઃ–"હે પુરૂષવ્યાઘ્ર! તું શોક ન કર, કારણ કે તારા પિતૃઓનો વધ લોકોના કલ્યાણાર્થે થયો છે.[17] હે વીર! આ મહાબળવાન તારા પિતૃઓ, અપ્રમેય તેજવાળા કપિલદેવના ક્રોધાગ્નિવડે ભસ્મીભૂત થયેલા છે; તેઓને તું જળપ્રદાન

કરવા ઇચ્છે છે તે ઘણુંજ ઉત્તમ છે; પરંતુ હે બુદ્ધિમાન્! બ્રાહ્મણના ક્રોધાગ્નિવડે નાશ પામેલા તારા કાકાઓની ક્રિયા લૌકિક જળથી કરવી યોગ્ય નથી.[૧૮] માટે હે પુરુષશ્રેષ્ઠ! હિમાલયપર્વતની જ્યેષ્ઠ પુત્રી ગંગાને વિષે તું, તારા પિતૃઓની જળપ્રદાનની ક્રિયા કર.[૧૯] હે મોટી ભુજાઓવાળા અંશુમાન! લોકોમાં જ્ઞાનપ્રકાશ કરવાના સાધનરૂપ અને લોકોને પવિત્ર કરનારી ગંગા કે જે સ્વર્ગમાં વહે છે, તે જો અહીં આવીને ભસ્મના ઢગલા થઈ પડેલા આ સગરપુત્રોને વહેવરાવશે તો તેઓ સઘળા સ્વર્ગમાં જશે.[૨૦] પરંતુ હે મહાભાગ્યવાન્ અને પુરુષોમાં શ્રેષ્ઠ અંશુમાન્! પ્રથમ તું આ તારા દાદાના યજ્ઞાશ્વને લઈને ઘેર જા અને યજ્ઞની સમાપ્તિ કરાવ!!"[૨૧]

ગરૂડનું વચન સાંભળીને, મહાયશસ્વી અને પરાક્રમી અંશુમાન તે યજ્ઞાશ્વને લઇ સત્વર અયોધ્યામાં આવ્યો;[૨૨] અને હે રઘુનંદન! યજ્ઞદીક્ષા લઈ બેઠેલા સગરરાજાની પાસે જઈને તેણે યજ્ઞાશ્વ સોંપ્યો; તેમજ સાઠ હજાર પુત્રોનો કપિલદેવના ક્રોધાગ્નિવડે નાશ થયો તે તથા તેઓના ઉદ્ધારમાટે ગરૂડે બતાવેલો ઉપાય, એ સઘળું યથાસ્થિત કહી સંભળાવ્યું.[૨૩] સગરરાજા પણ પોતાના પૌત્ર અંશુમાનના મુખથી એવા ભયંકર સમાચાર સાંભળીને અત્યંત દુઃખયુક્ત થઇ ગયો. પછી જેમ તેમ કરી શાસ્ત્રવિધિ પ્રમાણે યજ્ઞની પૂર્ણાહુતિ કરી.[૨૪] યજ્ઞકાર્યથી પરવારીને, પૃથ્વીપતિ સગરરાજા પોતાના નગરમાં આવ્યો અને પુત્રોનો ઉદ્ધાર થવા માટે સ્વર્ગમાંથી ગંગા ઉતારવાનો વિચાર કરવા લાગ્યો.[૨૫] એ વિચારમાં ને વિચારમાં ઘણો કાળ વીતી ગયો, પરંતુ સગરરાજાને ગંગા ઉતારવાનો કોઈ પણ ઉપાય સૂઝ્યો નહિ; અને ત્રીશહજાર વર્ષપર્યંત રાજ્ય કરી અંતે તે સ્વર્ગમાં ગયો."[૨૬]

**अगत्वा निश्चयं राजा कालेन महता महान् ॥**
**त्रिंशद्वर्षसहस्राणि राज्यं कृत्वा दिवं गतः ॥२६॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં એકતાલીશમો સર્ગ સંપૂર્ણ. ૪૧



## સર્ગ ૪૨ મો.

### ભગીરથપ્રયત્ન.

**कालधर्मं गते राम सगरे प्रकृतीजनाः ॥**
**राजानं रोचयामासुरंशुमन्तं सुधार्मिकम् ॥ १ ॥**

"હે રામ! સગરરાજા મૃત્યુ પામ્યા પછી સર્વ પ્રધાનમંડળે તેના ખાલી પડેલા રાજ્યાસનપર અત્યંત ધાર્મિક અંશુમાનનો રાજ્યાભિષેક કર્યો.[૧] હે રઘુનંદન! તે અંશુમાનરાજા સર્વ પ્રજાને પ્રિય તથા મહા સમર્થ થયો. તેને 'દિલીપ' નામનો એક પ્રખ્યાત પુત્ર થયો.[૨] હે રઘુશ્રેષ્ઠ! બ્રાહ્મણના ક્રોધાગ્નિવડે મરણ પામેલા પોતાના પિતૃઓનો ઉદ્ધાર કરવા માટે નિરંતર ગંગા લાવવા સંબંધી વિચાર કરતો તે અંશુમાન જ્યારે પોતાનો પુત્ર દીલીપ યોગ્ય ઉમ્મરનો થયો ત્યારે સઘળો રાજકાર્યભાર તેને સોંપીને, પોતે સ્વર્ગમાંથી ગંગા ઉતારવામાટે હિમાલયના રમણીય શિખરપર ગયો. ત્યાં જઈને તેણે બત્રીશ હજાર વર્ષ સુધી દારૂણ તપશ્ચર્યા કરી; પરંતુ ગંગા પ્રસન્ન થઈ નહિ. છેવટે આયુષ્ય પૂર્ણ થવાથી મહાયશસ્વી અને તપરૂપી ધનવાળો તે રાજા તપોવનમાંજ પોતાનો દેહ તજીને સ્વર્ગમાં ગયો.[૩,૪] મહાતેજસ્વી દિલીપરાજા પોતાના પિતાના મરણ થયાના સમાચાર સાંભળી અત્યંત દુઃખી થયો; તેની બુદ્ધિ આકુળવ્યાકુળ થઈ ગઈ; અને તેથી પિતાએ હાથ ધરેલા કાર્યને કેવી રીતે પાર પાડવું? એનો તે કંઈ પણ નિશ્ચય કરી શક્યો નહિ.[૫] તે દિલીપરાજા "સ્વર્ગમાંથી ગંગા પૃથ્વીપર કેવી રીતે ઉતરે, તેના જળવડે મારા પૂર્વજોની જળપ્રદાનની ક્રિયા કેમ થાય, અને હું તેઓનો ઉદ્ધાર કરી મારા પિતાની ઇચ્છાને કેમ કરી પાર પાડી શકું?" એવી ચિંતા કરવા લાગ્યો.[૬] એ પ્રમાણે નિરંતર ચિંતાથી ઘેરાયેલા અને ધર્માચરણવડે શુદ્ધ અંતઃકરણવાળા એ દિલીપને 'ભગીરથ' નામનો પરમ ધાર્મિક એક પુત્ર થયો.[૭] મહાતેજસ્વી દિલીપરાજાએ અનેક યજ્ઞો કર્યા, અને ત્રીશહજાર

વર્ષસુધી ન્યાયપૂર્વક રાજ્ય કર્યું;[૮] પરંતુ પોતાના પૂર્વજોનો ઉદ્ધાર થવા માટે પોતે કાંઇ પણ નહિ કરી શકવાથી તેની તે ચિંતાને લીધે રોગગ્રસ્ત થયો; અને છેવટે પોતાના પુત્ર ભગીરથને રાજ્યાસન આપી પોતે સંપાદન કરેલાં યજ્ઞયાગાદિનાં પુણ્યફળોને ભોગવવા માટે સ્વર્ગમાં ગયો.[૯,૧૦] હે રઘુનંદન! પોતાના પિતા દિલીપના મરણ પછી રાજા ભગીરથ સારી રીતે પ્રજાપાલન કરતો હતો, પરંતુ બ્રાહ્મણના ક્રોધાગ્નિવડે ભસ્મીભૂત થયેલા પોતાના પૂર્વજોની સદ્દગતિ થઇ નથી અને પોતાના પ્રપિતામહ સગર, પિતામહ અંશુમાન્ તથા પિતા દિલીપની ઇચ્છા હજી સુધી પૂર્ણ થઇ નથી; એ વાત તેના મનમાં ખટક્યાં કરતી હતી. તે મહારાજા ભગીરથ સંતાનવિનાનો હોવાથી 'જો મને એકાદ પુત્ર થાય તો તેને આ રાજ્યકાર્યભાર સોંપીને હું પૂર્વજોના ઉદ્ધારનું કાર્ય કરૂં' એવો વિચાર કરતો હતો. છેવટે તેણે પૂર્વજોનો ઉદ્ધાર થવા માટે ગંગાવતરણાર્થે તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કર્યો. પછી હે રઘુનંદન! તેણે સઘળો રાજ્યભાર પોતાના મંત્રીઓને સોંપીને 'ગોકર્ણ' નામના તીર્થમાં જઇ દીર્ઘ તપશ્ચર્યાનો આરંભ કર્યો.[૧૧,૧૨] હે રામ! તે ભગીરથરાજર્ષિ, પોતાની ઇંદ્રિયોને વશ કરીને તથા બન્ને હાથ ઉંચા રાખીને પંચાગ્નિમધ્યે તપ કરવા લાગ્યો. તે એક માસ સુધી નિરાહાર રહીને છેવટે પારણાં કરતો હતો.

હે મોટી ભુજાવાળા! ઘોર તપશ્ચર્યા કરતાં એક હજારવર્ષ વીતી ગયાં ત્યારે પ્રજાના પ્રભુ ભગવાન બ્રહ્મદેવ તે મહાત્મા ભગીરથ ઉપર પ્રસન્ન થયા; અને સર્વ દેવગણોસાથે તપશ્ચર્યામાં આસક્ત થયેલા ભગીરથની પાસે આવીને કહેવા લાગ્યા કે:-[૧૩-૧૫] "હે મનુષ્યોના સ્વામિન્! હે મહારાજા ભગીરથ! તારા ઉત્તમ તપથી હું પ્રસન્ન થયો છું, માટે હે રૂડાં આચરણવાળા! તું મારી પાસેથી વરદાન માગી લે."[૧૬]

પિતામહ બ્રહ્મદેવનું વચન સાંભળીને, મોટી ભુજાઓવાળા મહાતેજસ્વી ભગીરથે તેમની આગળ ઉભા થઇ હાથ જોડીને કહ્યું કે:-[૧૭] "હે ભગવન્! જો આપ મારાપર પ્રસન્ન થયા હો અને મારી તપશ્ચર્યાનું ફળ આપવા ઇચ્છતા હો તો મારા પ્રપિતામહ સગરરાજાના સાઠહજાર પુત્રો મારા હાથથી ગંગાજળને પ્રાપ્ત થાઓ.[૧૮] વળી એ સાઠહજાર પુત્રોના શરીરની ભસ્મને ગંગાના જળનો સ્પર્શ થતાં, મારા તે સર્વ પૂર્વજો અવિનાશી સ્વર્ગને પ્રાપ્ત થાઓ.[૧૯] વળી હે દેવ! હું સંતતિ વિનાનો હોવાથી એક બીજું પણ વરદાન માગું છું કે મને સંતાન પ્રાપ્ત થાય; એટલુંજ નહિ પરંતુ મારા આખા ઇક્ષ્વાકુકુળમાં ઉત્પન્ન થનાર કોઈ પણ પુરૂષ સંતાનવિનાનો રહે નહિ."[૨૦]

ભગીરથરાજાનું વચન સાંભળીને બ્રહ્મદેવે રમણીય શબ્દોવાળી, મધુર અને શુભ વાણીથી કહ્યું કે:-[૨૧] "હે મહારથી ભગીરથ! તારૂં કલ્યાણ થાઓ. તું ઇક્ષ્વાકુકુળની વૃદ્ધિ કરનારો થા અને તારો આ મોટો મનોરથ સિદ્ધ થાઓ![૨૨] હે રાજન્! તારા પૂર્વજોનો ઉદ્ધાર કરવા માટે હિમાલયપર્વતની જ્યેષ્ઠ પુત્રી ગંગા પૃથ્વીપર ઉતરશે, પરંતુ તેના ધોધને પૃથ્વી ધારણ કરી શકશે નહિ. માટે તે ધોધને ધારણ કરવા અર્થે તું મહાદેવજીની પ્રાર્થના કર. તે પ્રસન્ન થઇને તારૂં કાર્ય કરશે. હે રાજન્! ત્રિશૂલધારી મહાદેવજી સિવાય અન્ય કોઈ પણ ગંગાના બળવાન પ્રવાહને ધારણ કરવા સમર્થ નથી."[૨૩,૨૪] એમ ભગીરથને કહીને અને "ભગીરથરાજા કહે ત્યારે તેનાપર અનુગ્રહ કરજે!!" એવી ગંગાને આજ્ઞા કરીને બ્રહ્મદેવ સર્વ વાયુઓ તથા દેવગણો સાથે બ્રહ્મલોકમાં ગયા."[૨૫]

तमेवमुक्त्वा राजानं गंगां चाभाष्य लोककृत् ॥
जगाम त्रिदिवं देवैः सर्वैः सह मरुद्गणैः ॥२५॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં બેતાળીશમો સર્ગ સંપૂર્ણ. ૪૨.

## સર્ગ ૪૩ મો.

### સગરપુત્રોનો ઉદ્ધાર.

**देवदेवे गते तस्मिन्सोऽङ्गुष्ठाग्रनिपीडिताम् ॥**
**कृत्वा वसुमतीं राम वत्सरं समुपासत ॥ १ ॥**

"હે રામચંદ્ર! દેવોના પણ દેવ એવા બ્રહ્મદેવ વરદાન આપીને ગયા પછી ભગીરથરાજાએ પોતાના એક ચરણના અંગુઠાપર ઉભા રહીને એક વર્ષ સુધીનું મહાદેવજીનું આરાધન કરવા માંડ્યું.[1] આરાધન કરતાં કરતાં જ્યારે એક વર્ષ થયું ત્યારે સર્વ લોકોએ નમવા યોગ્ય ઉમાપતિ મહાદેવજી પ્રસન્ન થયા; અને તેમણે ભગીરથરાજાની પાસે આવીને કહ્યું કેઃ-[2] "હે નરશ્રેષ્ઠ! તારી તપશ્ચર્યાથી હું પ્રસન્ન થયો છું, માટે શૈલરાજની જ્યેષ્ઠ પુત્રી ગંગાના પ્રવાહને મારા મસ્તકપર ધારણ કરીને તારૂં પ્રિય કરીશ."[3]

મહાદેવજીનું વચન સાંભળીને ભગીરથે ગંગાને પૃથ્વીપર પધારવા માટે વિનતિ કરી, ત્યારે સર્વ લોકમાં માનનીય થયેલી ગંગાએ પોતાના અત્યંત મોટા અને દુઃસહ પ્રવાહે કરીને આકાશમાર્ગેથી કલ્યાણકારક શિવજીના મસ્તકપર ઉતરવા માંડ્યું. તે સમયે અસહ્ય વેગવાળી ગંગાએ વિચાર્યું કે,[4,5] 'હું મારા પ્રવાહના વેગથી શંકરને પણ તાણીને પાતાલમાં પ્રવેશ કરીશ,' પરંતુ તેના આ ગર્વિત વિચારને ત્રણ નેત્રવાળા ભગવાન મહાદેવજી જાણી ગયા, તેથી કોપાયમાન થઇને તેમણે ગંગાને પોતાના મસ્તકપરના જટામંડળમાંજ ગુપ્ત કરવાનો નિશ્ચય કર્યો. પછી લોકોના પાપને નાશ કરનારી ગંગા હિમાલય સરખા ગાઢ જટામંડળવાળા મહાદેવજીના પવિત્ર મસ્તકપર પડી અને તેમાંથી નીકળીને પૃથ્વી ઉપર પડવાને તેણે ઘણોય યત્ન કર્યો, પરંતુ જટામંડળમાં ગુંચવાઈ જવાથી લેશ માત્ર પણ તેનાથી બહાર નીકળી શકાયું નહિ; અને કેટલાંએ વર્ષો સુધી તે ગંગા શંકરના જટામંડળમાંજ ભમતી રહી.[6-9] હે રઘુનંદન! એ પ્રમાણે ગંગાને શંકરના જટામંડળમાં ગુપ્ત થયેલી જોઇને ભગીરથરાજાએ તેને મુક્ત કરવા માટે પુનઃ ઉત્તમ તપશ્ચર્યા કરી મહાદેવજીને પ્રસન્ન કર્યા.[10] ત્યારે મહાદેવજીએ પોતાની જટામાંથી તે ગંગાને બિંદુસરોવર‡ ઉપર મુક્ત કરી. હે રામ! મહાદેવજીના મસ્તકપરથી પૃથ્વીપર પડતાં ગંગાના જુદા જુદા સાત પ્રવાહો થયા.[11] તેમાં પવિત્ર જળવાળા 'હ્લાદિની' 'પાવની' અને 'નલિની' નામના ગંગાના ત્રણ પ્રવાહો પૂર્વ દિશા તરફ ગયા,[12] 'સુચક્ષુ, સીતા' અને 'સિંધુ' નામના ત્રણ પ્રવાહો પશ્ચિમ દિશામાં ગયા,[13] અને 'ભાગીરથી' નામનો* સાતમો પ્રવાહ ભગીરથરાજાની પાછળ પાછળ જવા લાગ્યો. તે સમયે મહાતેજસ્વી રાજર્ષિ ભગીરથરાજા દિવ્ય રથમાં બેસીને ગંગાની આગળ ચાલવા લાગ્યો, અને ભાગીરથી ગંગા તેની પાછળ પાછળ જવા લાગી. એ પ્રમાણે ગંગા પ્રથમ આકાશમાંથી મહાદેવજીના મસ્તકપર; અને ત્યાંથી પૃથ્વીપર ઉતરી આવી, માટે તેને 'ત્રિપથગા' કહે છે.[14,15] પછી ગંગાનું જળ ખળખળાટ કરતું આગળ ચાલવા લાગ્યું. આકાશમાંથી જળની સાથે પડેલાં અને પડયાં જતાં મત્સ્ય, કાચબા તથા 'શિશુમાર' નામનાં જળચર પ્રાણિઓથી પૃથ્વી રમણીય દીસવા લાગી. હે રામચંદ્ર! આમ પવિત્ર ગંગાનું પૃથ્વીપર ઉતરવું થયું, તે જાણીને આશ્ચર્ય પામેલા દેવો, ઋષિઓ, ગંધર્વો, યક્ષો, અને સિદ્ધલોકો, આકાશથી શંકરના મસ્તકપર પડીને પૃથ્વીપર વહેતી ગંગાને જોવા માટે મોટા નગરજેવાં વિમાનો, હાથીઓ, અશ્વો તથા પાલખી વગેરે વાહનોમાં બેસીને તે સ્થળે આવવા લાગ્યા. એ સમયે આકાશથી આવતા તેજસ્વી દેવોની અને તેઓએ ધારણ કરેલાં

‡ હિમાલયપર્વતપર બ્રહ્માએ રચેલું તે નામનું એક સરોવર.

* ભગીરથરાજાએ તપશ્ચર્યા કરી ગંગાને આ પૃથ્વીપર ઉતારી, માટે તેનું 'ભાગીરથી' એવું નામ થયું.

આભૂષણોની કાંતિવડે નિર્મળ આકાશમાં જાણે સેંકડો સૂર્યો ઉદય પામ્યા હોયની ? તેવો પ્રકાશ જણાવા લાગ્યો; અને વિજળીની પેઠે ચમકતા મત્સ્ય, સર્પ તથા શિશુમારના સમૂહોથી તે વ્યાપ્ત થઇ ગયું. વળી વાયુના વેગથી ઉત્પન્ન થતા જળના હજારો તરંગો ઉપર હંસના જેવાં સફેદ ફીણ ફેલાવાને લીધે જાણે આકાશ શરદૃઋતુનાં વાદળોથી ઘેરાયેલું હોયની, તેવું શોભવા લાગ્યું ! ગંગાનું એ જળ કોઇ સ્થળે ઉતાવળું, કોઇક સ્થળે વાંકું, કોઇક સ્થળે ફેલાયેલું, કોઈક સ્થળે સંકોચાયેલું, કોઈક સ્થળે પાષાણ વગેરે આડે આવવાથી ઉંચે ચડતું અને કોઇક સ્થળે ધીમું ધીમું વહેતું હતું. કોઈક સ્થળે તે જળ, જળની સાથે અથડાવાથી ઉંચું થઇ પુન: પૃથ્વીપર પડતું હતું. આમ સ્વર્ગથી મહાદેવજીના મસ્તકપર અને ત્યાંથી પૃથ્વીપર પડતું તે ગંગાનું પાપરહિત નિર્મલ જળ શોભવા લાગ્યું. તે સમયે ઋષિઓ, ગંધર્વો તથા પૃથ્વીપર રહેનારાં બીજાં અનેક પ્રાણિઓએ 'આ ગંગાજળ મહાદેવજીના મસ્તકમાંથી પડેલું હોવાથી અત્યંત પવિત્ર છે' એમ માનીને તેમાં સ્નાન કર્યું. જે જીવો સ્વર્ગવાસી છતાં શાપને લીધે આકાશથી પૃથ્વીપર આવેલા હતા તેઓ પણ ગંગામાં સ્નાન કરીને નિર્મલ અને પાપરહિત થયા, તથા ગંગાજળના પ્રભાવે પુન: સ્વર્ગલોકને પ્રાપ્ત થયા. એ પ્રમાણે ગંગા પૃથ્વીપર ઉતરવાથી આનંદ પામેલા લોકો તેના પવિત્ર જળમાં સ્નાન કરીને પાપરહિત થયા. એવી રીતે સર્વને પવિત્ર કરતી ગંગા દિવ્ય રથમાં બેસીને આગળ ચાલતા ભગીરથરાજાની પાછળ જવા લાગી. તે સમયે હે રામ ! સર્વે દેવો, ઋષિઓ, દૈત્યો, દાનવો, રાક્ષસો, ગંધર્વો, યક્ષો, કિન્નરો, મોટા સર્પો, અપ્સરાઓ અને સઘળાં જળચર પ્રાણિઓ, હર્ષ પામીને ભગીરથરાજાના રથની પાછળ જતી ગંગાની સાથે સાથે જવા લાગ્યાં. રાજર્ષિ ભગીરથનો રથ જે માર્ગે જતો હતો તે માર્ગેજ સર્વ નદીઓમાં શ્રેષ્ઠ અને પાપનાશિની યશસ્વિની ગંગા ચાલતી હતી. એમ ચાલતાં ચાલતાં તેઓ સર્વ મહાત્મા અને અદ્ભુત કર્મવાળા એક 'જહ્નુ' નામના મુનિ યજ્ઞ કરતા હતા ત્યાં આગળ આવી પહોચ્યાં.[15-34] માર્ગની વચમાં આવેલા તે જહ્નુમુનિના યજ્ઞમંડપને ગંગાએ પોતાના જળમાં ડુબાવી દીધો. હે રાઘવ! તેનો ગર્વ જોઈ ને જહ્નુમુનિને ક્રોધ ચઢયો,[35] તેથી તેણે પોતાની અદભુત શક્તિવડે ગંગાના સઘળા જળનું અંજલિ ભરીને પાન કરી લીધું. એ જોઈ ને, ગંધર્વોસહિત સર્વ દેવો તથા ઋષિઓ વિસ્મિત થયા; અને પુરૂષોમાં શ્રેષ્ઠ મહાત્મા જહ્નુમુનિને સ્તુતિવડે વિનવીને કહેવા લાગ્યા કે—" હે મહાત્મન્ ! હવે આપ લોકોના કલ્યાણાર્થે તથા સગરપુત્રોના ઉદ્ધારાર્થે ગંગાને મુક્ત કરો આ ગંગા આપની પુત્રી કહેવાશે."[36,37] એવી દેવો તથા ઋષિઓની વિનતિ સાંભળીને, મહાતેજસ્વી જહ્નુમુનિએ ગંગાને પોતાના કર્ણદ્વારથી મુક્ત કરી, ત્યારથી લોકો ગંગાને જહ્નુપુત્રી 'જાહ્નવી' કહેવા લાગ્યા.[38]

જહ્નુમુનિથી મુક્ત થયેલી ગંગા પુન: ભગીરથરાજાની પાછળ જવા લાગી. એમ કરતાં તે *સાગરપ્રત્યે આવી.[39] ત્યાંથી તેણે સગરપુત્રોનો ઉદ્ધાર કરવા માટે રસાતળમાં પ્રવેશ કર્યો. રાજર્ષિ ભગીરથ પણ ગંગાની સાથે ત્યાં ગયો; અને કપિલમુનિના કોપાગ્નિથી ભસ્મીભૂત થયેલા પોતાના પૂર્વજોને જોઇ ઘણો દુ:ખી થયો. ત્યાર પછી હે રઘુકુળમાં શ્રેષ્ઠ રામ ! ગંગાનો પવિત્ર જળપ્રવાહ આવીને, તે ભસ્મના ઢગલાઓ ઉપર પડયો, કે તુરતજ ભગીરથરાજાના સાઠહજાર પૂર્વજો સદ્ગતિ પામ્યા."[40-41]

**पितामहान्भस्मकृतानपश्यद्गतचेतनः ॥**
**अथ तद्भस्मनां राशिं गंगासलिलःप्लवम् ॥**
**प्लावयत्पूतपाप्मानः स्वर्गं प्राप्ता रघूत्तम ॥४१॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ત્રેતાલીશમો સર્ગ સંપૂર્ણ ૪૩.

* સગરના પુત્રોએ ખોદેલો હોવાથી સમુદ્રનું 'સાગર' એવું નામ થયું છે.

## સર્ગ ૪૪ મો.

### ગંગાવતરણની કથાનો ઉપસંહાર.

**स गत्वा सागरं राजा गंगयानुगतस्तदा ॥**
**प्रविवेश तलं भूमेर्यत्र ते भस्मसात्कृताः ॥ १ ॥**

"હે રામચંદ્ર! જ્યાં સગરપુત્રો કપિલમુનિના ક્રોધાગ્નિથી બળીને ભસ્મ થઈ ગયા હતા, ત્યાં ગંગાને લઈ જઇને ભગીરથરાજાએ તેના જળવડે પૂર્વજોની ભસ્મ ઉપર સિંચન કર્યું, ત્યારે તેનો એવો ભારે પ્રયત્ન જોઈ ને પ્રસન્ન થયેલા સર્વલોકના કર્તા બ્રહ્મદેવે તેને કહ્યું કે:-[૧,૨] "હે નરશાર્દૂલ! તેં તારા સાઠહજાર પૂર્વજોને તાર્યા; અને તેઓ સર્વ દેવરૂપ થઈને સ્વર્ગમાં પણ ગયા.[૩] હે પાર્થિવ! જ્યાંસુધી આ લોકમાં સાગરનું જળ વિદ્યમાન રહેશે ત્યાં સુધી સગરરાજાના સર્વ પુત્રો દેવોની પેઠે સ્વર્ગમાં નિવાસ કરશે.[૪] વળી હે રાજન્! આ ગંગા આ લોકને વિષે તારા નામથી ('ભાગીરથી' એ નામે) પ્રખ્યાત થઈને તારી જ્યેષ્ઠ પુત્રી કહેવાશે; તેમજ સ્વર્ગ, મૃત્યુ તથા પાતાળ, એ ત્રણે લોકમાં વહન કરનારી હોવાથી તેનું 'ત્રિપથગા' એવું નામ પણ પ્રસિદ્ધ થશે.[૫,૬] હે મનુષ્યોનું પાલન કરનારા રાજન્! હવે તું તારા સર્વ પૂર્વજોની જળપ્રદાનની ક્રિયા કર; અને પોતાની પ્રતિજ્ઞાને પૂર્ણ કર.[૭] હે રાજન્! અત્યંત યશસ્વી અને ધર્મિષ્ઠોમાં શ્રેષ્ઠ એવો તારો પ્રપિતામહ સગરરાજા ગંગા લાવવાના મનોરથને પાર પાડી શક્યો ન હતો,[૮] તેમજ હે વત્સ! આ લોકમાં અતુલિત પ્રભાવવાળા તારા પિતામહ અંશુમાને પણ ગંગાને પૃથ્વીપર લાવવા માટે ઘણી પ્રાર્થના અને તપશ્ચર્યા કરી; છતાં તેની ઇચ્છા પણ પૂર્ણ થઇ ન હતી.[૯] વળી હે મહાભાગ્યવાન્! હે ઉત્તમ ગુણોવાળા ભગીરથ! તારો પિતા દીલપ કે જે મહર્ષિ વસિષ્ઠજેવો તેજસ્વી, મારા સરખો તપસ્વી અને પોતાના ક્ષત્રિયધર્મને પાળનાર હતો, તે પણ ગંગા લાવવાને સમર્થ થયો ન હતો,[૧૦,૧૧] પરંતુ હે પુરુષશ્રેષ્ઠ! પૂર્વજોનું તે કાર્ય સિદ્ધ કરીને તેં એ સર્વની પ્રતિજ્ઞા પૂર્ણ કરી છે, માટે તું આ લોકમાં સર્વોત્કૃષ્ટ કીર્તિ પામ્યો છે.[૧૨] હે શત્રુઓનું દમન કરનાર ભગીરથ! આ ગંગાવતરણનું કાર્ય કરવાથી તું 'ધર્મ' નામના પ્રથમ પુરુષાર્થને પામી ચૂક્યો છે.[૧૩] હે નરોત્તમ! હવે તું નિરંતર સ્નાન કરવા યોગ્ય આ *ગંગાજળમાં સ્નાન કરવાથી પવિત્ર થઈ ને પુણ્યવાન્ થા,[૧૪] અને તારા પૂર્વજોની ઉત્તર ક્રિયા કરીને પોતાને ઘેર જા! હે રાજન્! તારું કલ્યાણ થાઓ. હવે હું પણ મારા લોક પ્રત્યે જાઉં છું."[૧૫] એવું કહીને મહાયશસ્વી અને સર્વ લોકના પિતામહ બ્રહ્મદેવ પોતાના માર્ગને અનુસરી બ્રહ્મલોકમાં પધાર્યા.[૧૬]

ત્યાર પછી મહાયશસ્વી રાજર્ષિ ભગીરથે શાસ્ત્રવિધિ પ્રમાણે અને યથાક્રમે પોતાના પૂર્વજોની ઉત્તર ક્રિયા કરી.[૧૭] હે નરશ્રેષ્ઠ! સર્વને જળપ્રદાન કરીને તથા સ્નાનાદિકથી પવિત્ર થઈ ને ભગીરથરાજાએ પોતાના નગરમાં પ્રવેશ કર્યો, અને પોતાનો મનોરથ પૂર્ણ થવાથી આનંદયુક્ત થઇ રાજ્ય કરવા લાગ્યો.[૧૮] હે રાઘવ! તેની પ્રજા પોતાના રાજાને ઘણાકાળે કાર્ય સિદ્ધ કરીને નગરમાં આવેલો જોઈને શોક તથા ચિંતાથી રહિત થઈ, અને અત્યંત હર્ષ પામી.[૧૯] હે રામ! તમારું કલ્યાણ થાઓ, આ ગંગાવતરણની કથા મેં તમને વિસ્તારપૂર્વક કહી. આ કથા સાંભળવાના આનંદમાં આખી રાત્રિ વીતી ગઈ છે અને પ્રાતઃસંધ્યાનો સમય થવા આવ્યો છે, માટે ઉઠો અને નિત્ય કર્મ કરવામાં પ્રવૃત્ત થાઓ.[૨૦] હે રામચંદ્ર! ધન, યશ, આયુષ્ય, પુત્ર અને સ્વર્ગાદિ ફળને આપનારૂં આ ગંગાનું ચરિત્ર, જે મનુષ્ય બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો કે શુદ્રોની સભામાં સંભળાવે છે,[૨૧] તેના ઉપર દેવો અને પિતૃઓ પ્રસન્ન થાય છે. હે કાકુત્સ્થ! આયુષ્ય અને કીર્તિની

* ગંગાજળને 'નિરંતર સ્નાન કરવા યોગ્ય' કહેવાનું તાત્પર્ય એ છે કે:-જેમ બીજી અન્ય નદીઓમાં કર્કરાશિ અને સિંહરાશિનો સૂર્ય હોય, ત્યારે સ્નાન કરવાનો નિષેધ છે, તેમ ભાગીરથીગંગાને વિષે નથી. પરંતુ તેમાં તો સદા સર્વદા સ્નાન થઈ શકે છે.

વૃદ્ધિ કરનારી આ ગંગાવતરણની પવિત્ર કથા જે કોઈ સાંભળે છે તેનાં સર્વ પાપો નષ્ટ થઈ સઘળી મનઃકામનાઓ પૂર્ણ થાય છે."૨૨,૨૩

यः शृणोति च काकुत्स्थ सर्वान्कामानवाप्नुयात् ॥
सर्वे पापाः प्रणश्यंति आयुः कीर्तिश्च वर्धते ॥२३॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ચુંવાલીશમો સર્ગ સમાપ્ત ૪૪.

## સર્ગ ૪૫ મો.

વિશાલાનગરીનું વૃત્તાંત અને સમુદ્રમથન.

विश्वामित्रवचः श्रुत्वा राघवः सहलक्ष्मणः ॥
विस्मयं परमं गत्वा विश्वामित्रमथाब्रवीत् ॥१॥

વિશ્વામિત્રમુનિએ કહેલી કથા સાંભળીને પરમ વિસ્મિત થયેલા રામલક્ષ્મણે તેમને કહ્યું કેઃ-[1] "હે બ્રહ્મન્! તમે અમને અતિઅદ્‌ભુત અને પવિત્ર એવું ગંગાવતરણનું આખ્યાન તથા ગંગાના જળપ્રવાહથી સાગરનું પુરાવું એ સર્વ કહી સંભળાવ્યું.[2] હે મહાતપસ્વી વિશ્વામિત્રમુનિ! તમે કહેલી કથા એવી તો આશ્ચર્યકારક છે, કે તેના રહસ્યનું મનન કરતાં આ લક્ષ્મણસહવર્તમાન મારી સઘળી રાત્રિ સુખપૂર્વક વીતી છે."[3,4] એ પ્રમાણે વાર્તાલાપ કર્યા પછી તેઓ સર્વ થોડીક વાર શાંત રહ્યા; એટલામાં નિર્મળ પ્રભાત થયું અને સર્વ ઋષિઓ પોતપોતાનાં નિત્યકર્મ કરવામાં પ્રવૃત્ત થયા. પછી શત્રુઓનું દમન કરનારા રામચંદ્રે નિત્યકર્મ આટોપીને સજ્જ થયેલા વિશ્વામિત્રમુનિને કહ્યું કેઃ-[5] "હે મુનિશ્રેષ્ઠ! તમારા મુખથી અતિ અદ્‌ભુત અને પવિત્ર કથા સાંભળવામાં આખી રાત્રિ સુખથી વીતી છે, અને હવે પ્રાતઃકાળ થયો છે, માટે ચાલો આપણે સર્વ નદીઓમાં શ્રેષ્ઠ અને પવિત્ર એવી આ ભાગીરથી ગંગાની સામી પાર જઈએ.[6] જુઓ, આ નાવિકલોકોએ પણ ઉત્તમ પ્રભાવવાળા ઋષિમંડળસહિત તમને અત્ર પધારેલા જાણીને ગંગાપાર ઉતારવા માટે આ રમણીય નાવ કિનારાપર તૈયાર કરી રાખ્યું છે. તેમાં આ સર્વ ઋષિઓ તથા તમારા માટે ઉત્તમ આસન બિછાવી રાખ્યાં છે."[7]

મહાત્મા રામચંદ્રનું વચન સાંભળીને, સર્વ ઋષિસમૂહ અને રામલક્ષ્મણસહિત વિશ્વામિત્રમુનિ ઉત્તમ નાવપર આરૂઢ થઇ ગંગાની સામીપાર ઉતર્યા. ગંગાના તે ઉત્તમ તટપર અનેક ઋષિમુનિઓના આશ્રમો હતા. તે જોઇને, વિશ્વામિત્ર વગેરે સર્વેએ ત્યાં વસતા ઋષિસમૂહનું પૂજન કર્યું; અને થોડીક વાર વિશ્રામ કર્યો. પછી ત્યાંથી થોડેક દૂર આવેલી 'વિશાલા' નામની રમણીય નગરી કે જે તેમના માર્ગમાંજ આવવાની હતી તે તેઓના જોવામાં આવી.[8,9] રામલક્ષ્મણસહિત વિશ્વામિત્રમુનિ સ્વર્ગ સરખી દિવ્ય અને રમણીય તે વિશાલાનગરીને જોવા માટે ત્યાંથી સત્વર ચાલતા થયા.[10] માર્ગમાં ચાલતાં, મહા બુદ્ધિશાળી રામચંદ્ર મહામુનિ વિશ્વામિત્રને હાથ જોડીને એ વિશાલાનગરીસંબંધી વૃત્તાંત પૂછવા લાગ્યા કેઃ-[11] "હે મહામુનિ! આ વિશાલાનગરીમાં કયા રાજાનો વંશ રાજ્ય કરે છે? એ સાંભળવાની મને ઘણીજ ઇચ્છા છે, માટે તે કહો. હે મુનિ! તમારૂં કલ્યાણ થાઓ."[12] રામચંદ્રનું વચન સાંભળીને, મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે વિશાલાનગરીનો પ્રાચીન ઇતિહાસ કહેવાનો આરંભ કર્યો.[13]

વિશ્વામિત્રમુનિ રામચંદ્રને કહે છેઃ-"હે રામ! આ વિશાલાનગરીની પુરાતન કથા પૂર્વે ઇંદ્રે કહી હતી તે મેં સાંભળી છે. માટે તે અને ત્યાર પછી જે કાંઈ બન્યું છે તે સઘળું હું તમને સારી રીતે કહું છું. સાંભળો.[14] હે રામચંદ્ર! પૂર્વે સત્યયુગમાં મહાબળવાન્ દિતિના પુત્રોને અને ભાગ્યવાળા, ધાર્મિક તથા પરાક્રમી એવા અદિતિના પુત્રોને એવી ઇચ્છા થઈ કે "આપણે સૌ રોગ તથા વૃદ્ધાવસ્થારહિત અને અમર કેવી રીતે થઈ શકીએ?"[15,16] એ પ્રમાણે નિરંતર વિચાર કરતા દેવોએ તથા દૈત્યોએ છેવટે 'ક્ષીરસમુદ્રનું મથન કરીને અમૃતરૂપ રસાયન પ્રાપ્ત કરવું.' એવો

નિશ્ચય કર્યો.[૧૭] પછી અત્યંત તેજવાળા તે સર્વ દેવો અને દૈત્યો ક્ષીરસમુદ્રનું મથન કરવા માટે મંદરાચળનો રવૈયો કરીને અને 'વાસુકિ' નાગનું નેત્રું કરીને ક્ષીરસમુદ્રને વલોવવા લાગ્યા.[૧૮] મથન કરતાં કરતાં એક હજાર વર્ષ વીતી ગયાં ત્યારે પોતાનો કોમળ દેહ શિલાઓમાં વારંવાર ઘસાવાથી અત્યંત અકળાઈ ગયેલો નેત્રારૂપી વાસુકિનાગ, પોતાની ફણાઓમાંથી તીવ્ર વિષનું વમન કરવા લાગ્યો; અને શિલાઓપર ઝેરી દાઢોવડે દંશ કરવા લાગ્યો.[૧૯] એથી સમુદ્રમાં અગ્નિની પેઠે દાહ કરનારું 'હાલાહલ' નામનું મહાવિષ ઉત્પન્ન થયું, અને તેની જ્વાળાથી દેવો, અસુરો અને મનુષ્યો સહિત સઘળું જગત્ બળવા લાગ્યું.[૨૦] તેથી ત્રાસ પામેલા સર્વ દેવો પોતાના મન વડે મહાદેવજીનું ધ્યાન ધરીને અને 'શંકર, પશુપતિ' તથા 'રુદ્ર' એવાં નામોનાં ઉચ્ચારણ કરીને "રક્ષણ કરો, રક્ષણ કરો." એમ સ્તુતિ કરવા લાગ્યા.[૨૧] દેવોએ કરેલી સ્તુતિ સાંભળીને, દેવોના દેવ સમર્થ મહાદેવજી ત્યાં પ્રકટ થયા, એટલામાં શંખચક્રાદિ આયુધોને ધારણ કરનારા વિષ્ણુભગવાન્ પણ ત્યાં પ્રકટ થયા.[૨૨] પછી દેવોનું હિત કરનાર વિષ્ણુભગવાને હાસ્ય કરતાં કરતાં ત્રિશૂલધારી શંકરને કહ્યું કે:– "હે સુરશ્રેષ્ઠ! દેવોએ સમુદ્રમથન કર્યું; તેમાંથી પ્રથમ આ વિષ ઉત્પન્ન થયું છે, તેને તમારેજ અગ્રપૂજારૂપે ગ્રહણ કરવું યોગ્ય છે, કારણ કે તમે સર્વ દેવોમાં મુખ્ય છો, માટે હે પ્રભુ! આપ અહીં ને અહીંજ આ વિષને અંગીકાર કરો."[૨૩,૨૪] એટલું કહીને, વિષ્ણુભગવાન્ ત્યાંજ અંતર્ધાન થઈ ગયા. પછી ભગવાન્ મહાદેવજીએ દેવોને એ વિષથી ત્રાસ પામેલા જોઈને અને 'શાર્ઙ્ગ' નામના ધનુષ્યને ધારણ કરનારા વિષ્ણુનાં વચન સાંભળીને તે હાલાહલ વિષનું અમૃતની પેઠે પાન કર્યું અને તેને પોતાના કંઠમાં ધારણ કર્યું.× ત્યાર પછી ભગવાન્ શંકર દેવો પાસેથી વિદાય થઈને કૈલાસ પર્વત પ્રત્યે ગયા.[૨૫,૨૬]

હે રઘુનંદન! સર્વ દેવો અને અસુરોએ મળીને, પુન: પણ મથન કરવા માંડયું. એમ કરતાં તે પર્વતરૂપ રવૈયો ઘણું દબાણ આવવાથી પાતાળમાં પ્રવેશ કરવા લાગ્યો,[૨૭] ત્યારે પોતાનું કાર્ય પાર પાડવા માટે ગંધર્વોસહિત સર્વ દેવો 'મધુ' નામના દૈત્યનો નાશ કરનારા વિષ્ણુભગવાનની સ્તુતિ કરવા લાગ્યા કે:– "હે ભગવન્! તમે સર્વ પ્રાણિઓના આધારરૂપ છો; અને તેમાં વળી અમો દેવોના તો વિશેષે કરી આધારરૂપ છો.[૨૮] માટે હે મહાબાહુ! તમે પાતાળમાં પ્રવેશ કરતા આ પર્વતનો ઉદ્ધાર કરીને અમને સહાય કરો." દેવોનાં વચન સાંભળીને, વિષ્ણુભગવાને કાચબાનું સ્વરૂપ ધારણ કર્યું;[૨૯] અને ક્ષીરસમુદ્રમાં પ્રવેશ કરીને તે પર્વતને પોતાની પીઠપર ધરી રાખ્યો. પુન: પણ મથન કરતાં જ્યારે તે પર્વત ઉપરથી ડોલવા લાગ્યો, ત્યારે સર્વવ્યાપી પુરુષોત્તમ શ્રીહરિએ (બીજું સ્વરૂપ ધરીને) પોતાના એક હાથવડે તે પર્વતના શિખરને પકડી રાખ્યું અને પોતે પણ દેવોની સાથે ઉભા રહીને મથન કરવા લાગ્યા. એ પ્રમાણે મંથન કરતાં કરતાં જ્યારે એક હજારવર્ષ વીતી ગયાં ત્યારે ક્ષીરસમુદ્રમાંથી સાક્ષાત્ આયુર્વેદરૂપ, ધર્માત્મા અને પોતાના હાથમાં દંડ તથા કમંડલુને ધારણ કરનારો 'ધન્વતરિ' નામનો વૈદ્ય ઉત્પન્ન થયો; અને તે પછી અત્યંત કાંતિવાળી અપ્સરાઓ પ્રકટ થઈ.[૩૦-૩૨] હે મનુષ્યોમાં શ્રેષ્ઠ રામ! સમુદ્રના જળનું મથન કરતાં ઉત્પન્ન થયેલા રસમાંથી પ્રકટેલી હોવાને લીધે એ ઉત્તમ સ્ત્રીઓ 'અપ્સરા' એવા નામથી વિખ્યાત થઈ.*[૩૩] હે કાકુત્સ્થ! સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલી ઉત્તમ કાંતિવાળી મુખ્ય અપ્સરાઓ સાઠ કરોડ હતી; અને તેઓની સાથેજ પ્રકટ થયેલી દાસીઓ તો

× વિષને કંઠમાં ધારણ કરવાથી મહાદેવજીનો કંઠ શ્યામ થઈ ગયો; અને તેથી તેમનું 'નીલકંઠ' એવું નામ લોકમાં પ્રસિદ્ધ થયું.

* સંસ્કૃતમાં જળને 'અપ્' કહે છે. જળને વલોવવાથી પ્રકટ થઈ માટે 'અપ્સરા' કહેવાઈ.

અસંખ્ય હતી.[34] હે રામ! તે સર્વ અપ્સરાઓમાંથી કોઈને પણ દેવોએ કે અસુરોએ 'આ મારી છે' એમ કહી અંગીકાર કરી નહિ, તેથી તે સર્વ સાધારણ સ્ત્રીઓ કહેવાઈ÷[35] ત્યાર પછી હે રઘુનંદન! સમુદ્રમાંથી મહાભાગ્યવાળી વરુણપુત્રી 'વારુણી' નામની કન્યા ઉત્પન્ન થઈ, તે પોતાને યોગ્ય પતિની શોધ કરવા લાગી.[36] હે શૂરવીર રામ! એ વેળા દિતિના પુત્રોએ તે વરુણકન્યા વારુણીને ગ્રહણ કરી નહિ; પરંતુ અદિતિના પુત્રોએ તેને અનિંદિત જાણીને અંગીકાર કરી.[37] દૈત્યોએ 'વારુણી' નામની સુરા ગ્રહણ કરી નહિ તેથી તેઓ 'અસુર' કહેવાયા; અને દેવોએ તેનો અંગીકાર કર્યો તેથી તેઓ 'સુર' કહેવાયા.[38] હે નરશ્રેષ્ઠ! ત્યાર પછી મંથન કરતાં 'ઉચ્ચૈઃશ્રવા' નામનો શ્રેષ્ઠ અશ્વ; 'કૌસ્તુભ' નામનો ઉત્તમ મણિ અને છેવટે પવિત્ર અમૃત ઉત્પન્ન થયું.[39] હે રામ! જેને માટે આવો મોટો પ્રયાસ આરંભ્યો હતો તે અમૃતને ઉત્પન્ન થયેલું જોઈને, સર્વ દેવો તથા દૈત્યો તેને પ્રથમ ગ્રહણ કરવામાટે પરસ્પર આગ્રહ કરવા લાગ્યા. છેવટે તે નિમિત્તે દેવ અને દૈત્યોનું મોટું યુદ્ધ થયું, તેમાં તેઓના કુળનો ક્ષય થયો. એ વેળા અદિતિપુત્ર દેવો, દિતિપુત્ર દૈત્યોની સાથે યુદ્ધ કરવા લાગ્યા.[40] અને દૈત્યોએ પણ રાક્ષસોને પોતાના પક્ષમાં લઈ એકત્ર થઈને દેવોની સાથે ઘોર યુદ્ધનો આરંભ કર્યો. એ દેવાસુરનો સંગ્રામ ત્રણે લોકના વીરપુરુષોને પણ ત્રાસ ઉપજાવે એવો થવા લાગ્યો.[41] જ્યારે બન્ને પક્ષોમાં યોદ્ધાઓનો મોટો ક્ષય થયો ત્યારે મહાબળવાન વિષ્ણુભગવાને બન્ને પક્ષનું સમાધાન કરવા માટે મોહિનીસ્વરૂપ ધારણ કરીને ઉત્પન્ન થયેલા અમૃતપાત્રને લઈ લીધું.[42] દેવો તથા દૈત્યો પોતાના હાથમાં આવેલું અમૃતપાત્ર એની લહાઈમાં ત્રીજાના હાથ ગયેલું જોઈને અવિનાશી પુરુષોત્તમ શ્રીહરિ કે જેમણે મોહિનીસ્વરૂપ ધારણ કર્યું હતું તેમની સામા થયા. મહા સમર્થ વિષ્ણુભગવાને પણ પોતાની સામે જે કોઈ આવ્યા તે સર્વનો નાશ કર્યો. અને છેવટે દેવોને અમૃતપાન કરાવ્યું.[43] હે રામ! એ પ્રમાણે એ મોટા દેવાસુર સંગ્રામમાં વિષ્ણુભગવાનની કૃપાથી અમૃત મળવાને લીધે અમર અને બળવાન્ થયેલા દેવોએ, દૈત્યોનો નાશ કરી નાખ્યો.[44] પોતાના શત્રુરૂપ દિતિપુત્રોને હણીને નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત કરી આનંદયુક્ત થયેલો ઇંદ્ર ઋષિઓ તથા ચારણાદિસહિત ત્રણે લોકોનું પાલન કરવા લાગ્યો."[45]

निहत्य दितिपुत्रांस्तु राज्यं प्राप्य पुरंदरः ॥
शशास मुदितो लोकान्सर्षिसंघान्सचारणान् ॥४५॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં પીસ્તાલીશમો સર્ગ સંપૂર્ણ. ૪૫

## સર્ગ ૪૬ મો.

### મારુતગણ જન્મકથા.-૧

हतेषु तेषु पुत्रेषु दितिः परमदुःखिता ॥
मारीचं कश्यपं नाम भर्तारमिदमब्रवीत् ॥ १ ॥

"હે રામચંદ્ર! દૈત્યોની માતા દિતિ પોતાના પુત્રોનો નાશ થવાથી અત્યંત દુઃખી થઈ ગઈ; અને પોતાના પતિ કશ્યપમુનિને કહેવા લાગી કેઃ-[1] "હે ભગવન્! મહાબળવાન તમારા *પુત્રો (દેવો)એ મારા પુત્રો (દૈત્યો)નો નાશ કર્યો છે; તેથી હું મારા પુત્રોનું વેર લેવા માટે ઇંદ્રને હણે એવો એક પુત્ર તમારી પાસેથી ઇચ્છું છું. હે સ્વામિન્! એવા પરાક્રમી પુત્રની પ્રાપ્તિ માટે હું દીર્ઘ તપશ્ચર્યા પણ કરીશ; માટે ઇંદ્રને હણવાને સમર્થ થાય એવો પુત્ર મને આપો, તેમજ તપશ્ચર્યા કરવાની આજ્ઞા આપો!!"[2,3]

÷ સાધારણ સ્ત્રીઓ એટલે દેવો કે અસુરોમાંથી જેની ઇચ્છા થાય તે તેઓને અંગીકાર કરી લે.

* દક્ષપ્રજાપતિએ પોતાની તેર કન્યાઓ કશ્યપમુનિવેરે પરણાવી હતી. તેમાં દિતિ તથા અદિતિ એ બે મુખ્ય હતી; તેમાં દિતિના પુત્રો દૈત્યો અને અદિતિના પુત્રો દેવો હતા.

અત્યંત દુઃખી થઈ ગયેલી પોતાની પ્રિય પત્નીનું વચન સાંભળીને, મરીચિના પુત્ર મહાતેજસ્વી કશ્યપમુનિએ કહ્યું કે:–[૪] "હે તપરૂપી ધનવાળી સાધ્વિ ! તારું કલ્યાણ થાઓ તારી પ્રાર્થના સફળ થાઓ. જો તું સાવધ થઈને પવિત્રપણે રહીશ તો સંગ્રામમાં ઇન્દ્રને હણે એવા પુત્રને ઉત્પન્ન કરીશ.[૫] હે પ્રિયે ! તું એકહજાર વર્ષ સુધી પવિત્ર રહીને મારાથી રહેલા ગર્ભને ધારણ કરીશ તો તને ત્રણે લોકનો નાશ કરે એવો પરાક્રમી પુત્ર પ્રાપ્ત થશે."[૬] એ પ્રમાણે દિતિના મનનું સમાધાન કરીને અને તે(દિતિ)ને પોતાના હાથવડે માર્જન તથા આલિંગન કરીને મહાતેજસ્વી કશ્યપમુનિ "કલ્યાણ થાઓ." એવો આશીર્વાદ આપી તપ કરવા માટે વનમાં ચાલ્યા ગયા.[૭]

હે નરશ્રેષ્ઠ રામચંદ્ર ! પોતાને ઇંદ્રને હણનારો પુત્ર થશે, એવું જાણીને અત્યંત હર્ષ પામેલી દિતિ આ 'કુશ પ્લવ' નામના તપોવનમાં આવીને દારૂણ તપશ્ચર્યા કરવા લાગી.[૮] હે રામ ! દિતિના આ વિચારની ઈંદ્રને જ્યારે જાણ થઈ ત્યારે તેણે તેની તપશ્ચર્યામાં કાંઈ ખામી આવે તે વખતે પોતાનું કાર્ય સાધવાની ઇચ્છાથી તેની પાસે આવીને વિનય અને વિવેકાદિ ગુણોપૂર્વક દિતિની સેવા કરવા માંડી.[૯] દિતિની પાસે રહીને અગ્નિ, દર્ભ, સમિધાઓ, કાષ્ઠ, જળ, ફળ, કંદમૂળ વગેરે અને બીજું પણ જે જોઈએ તે ઇંદ્ર લાવી આપતો હતો;[૧૦] અને તેનાં હાથ પગ વગેરે અંગો ચાંપીને તપશ્ચર્યા કરવાથી થયેલા શ્રમને નિવૃત્ત કરતો હતો. એ રીતે ઈંદ્ર નિરંતર દિતિની પરિચર્યા કરવા લાગ્યો.[૧૧] એમ કરતાં જ્યારે એક હજાર વર્ષ પૂરાં થવા આવ્યાં અને માત્ર દશ વર્ષજ બાકી રહ્યાં ત્યારે ઇંદ્રે કરેલી પોતાની સતત સેવાથી પરમ સંતુષ્ટ થયેલી દિતિએ તેને કહ્યું કે:–[૧૨] "હે પરાક્રમી પુરુષોમાં શ્રેષ્ઠ ઇંદ્ર ! તારૂં કલ્યાણ થાઓ, હવે મારૂં તપ પૂર્ણ થવાને માત્ર દશ વર્ષજ બાકી રહ્યાં છે. તે જ્યારે પૂરાં થશે ત્યારે મારા ગર્ભથી જન્મેલા તારા ભાઈને તું જોઈશ.[૧૩] હે સુરશ્રેષ્ઠ ! મેં તારા પિતા કશ્યપમુનિપાસેથી તને હણે એવો એક પુત્ર માગ્યો છે અને તેમણે એકહજાર વર્ષ વીત્યા પછી તેવો પુત્ર થવાનું મને વરદાન આપ્યું છે; પરંતુ હું તારી સેવાથી ઘણીજ પ્રસન્ન થઇ છું, માટે એ (ભાવી) પુત્ર તારો સ્નેહી થશે; અને હે પુત્ર ! તેની સહાયથી તું સંતાપરહિત થઈને ત્રણે લોકનું નિષ્કંટક રાજ્ય ભોગવીશ."[૧૪,૧૫]

એ પ્રમાણે દિતિએ પોતાના હૃદયનો સત્ય ભાવ દર્શાવ્યો, (પરંતુ કપટી અને અવિશ્વાસુ ઇંદ્ર તેનાં વચનને મિથ્યા માન્યાં અને તે કોઈ પણ પ્રકારે તેના વ્રતની ખામી શોધીને પોતાના શત્રુને હણવાનોજ લાગ શોધવા લાગ્યો.) પછી કોઈ એક દિવસે મધ્યાહ્ન સમયે દિતિ શ્રમને લીધે નિદ્રાથી ઘેરાઈ ગઈ; અને ભાન નહિ રહેવાથી જે દિશા તરફ મસ્તક રાખવું જોઇએ તે દિશા તરફ ચરણ રાખીને સૂઈ ગઈ.[૧૬] હે રામ ! આ રીતે તેની તપશ્ચર્યામાં ખામી આવવાથી તેને અપવિત્ર થયેલી જાણી ઈંદ્ર આનંદ પામી હસવા લાગ્યો.[૧૭] પછી પોતાનો સ્વાર્થ સાધવા માટે ઈંદ્રે સાવધ થઈને સૂક્ષ્મ રૂપથી દિતિના શરીરમાં પ્રવેશ કર્યો; અને હે રામ ! વજ્રવડે તેના ગર્ભના સાત ટુકડા કરી નાખ્યા.[૧૮] દિતિનો ગર્ભ સેંકડો ધારાઓવાળા વજ્રવડે જ્યારે છેદાવા લાગ્યો ત્યારે તે ઝીણાઝીણા સ્વરથી રૂદન કરવા લાગ્યો. હે રામ ! તેના રૂદનનો સ્વર સાંભળીને દિતિ જાગી ઉઠી.[૧૯] ત્યારે ભયભીત થયેલા મહાતેજસ્વી ઇંદ્રે "રડીશ મા, રડીશ મા" એમ કહીને તે ગર્ભ રોતો હતો છતાં તે દરેક ટુકડાના પુનઃ પણ સાત સાત ટુકડા કરી નાખ્યા.[૨૦] એ જોઇ દિતિએ ઈંદ્રને કહ્યું કે:–"હે ઇંદ્ર ! હવે તું મારા ગર્ભને હણીશ નહિ, હણીશ નહિ." એવું સાંભળીને વજ્રધારી ઇંદ્ર પોતાની માતાનું માન જાળવવા માટે તેના ઉદરમાંથી તુરત બહાર નીકળી આવ્યો; અને હાથ જોડી વિનવવા લાગ્યો કે:–"હે માતા ! તું, મધ્યાહ્ન સમયે મસ્તકની

જગાએ ચરણ રાખીને સૂઈ રહી, તેથી તને અપવિત્ર થયેલી જાણીને મેં તારી તે ભૂલનો લાભ લઈ, આગળ ઉપર મને હણનારા તારા ગર્ભના સાત સાત ટુકડા કરી નાખ્યા છે; છતાં હે દેવિ! મેં પૂર્વે કરેલી સેવાને યાદ લાવીને તું મારા એ અપરાધને ક્ષમા કરવાને યોગ્ય છે. ૧૨૧-૨૩

तदंतरं लब्ध्वा शक्रहंतारमाहवे ॥
अपीदं सफला देवि तन्मे त्वं क्षन्तुमर्हसि॥२३॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં છેંતાલીશમો સર્ગ સંપૂર્ણ. ૪૬

## सर्ग ४७ मो.

મારુતગણ જન્મકથા-૨

सप्तधा तु कृते गर्भे दितिः परमदुःखिता ॥
सहस्राक्षं दुराधर्षं वाक्यं सानुनयाब्रवीत् ॥१॥

"હે રામ! ઘણા કાળથી ધારણ કરી રાખેલા પોતાના ગર્ભને ઇંદ્રે છેદી નાખ્યો તેથી અત્યંત દુઃખી થયેલી દિતિ 'ભાવિ હતું તેમ થયું' એમ જાણીને અને વળી ઇંદ્રે પોતાની પૂર્વે ઘણી સેવા બજાવી છે તેનું સ્મરણ કરીને તેના પર ક્રોધે ન ભરાતાં નમ્રતાથી કહેવા લાગી કેઃ–[1] "હે 'બલ' નામના અસુરનો વિનાશ કરનાર ઇંદ્ર! મારાજ પ્રમાદને લીધે તું ગર્ભના સાત સાત ટુકડા કરી શક્યો છે; માટે એમાં તારો અપરાધ નથી.[2] હે ઇંદ્ર! જે ભાવિ હતું તે થયું; પરંતુ મારા એક ગર્ભમાંથી થયેલા ઓગણપચાસે પુત્રોનું તથા તારૂં હિત થાય તેમ કર. હે વત્સ! આ મારા ઓગણપચાસે પુત્રો પૂર્વે દેવાસુરના સંગ્રામમાં નષ્ટ થયેલા ઓગણપચાસ મારુત(વાયુ)ગણોના સ્થાનપાલક થાઓ, અર્થાત્ મારા પુત્રોને તે નષ્ટ થયેલા મારૂત-વાયુઓની પદવીજ પ્રાપ્ત થાઓ.[3] હે પુત્ર! સાત સાતના સમૂહરૂપ અને દિવ્ય દેહવાળા આ મારા સાત પુત્રો 'મારૂત' એવા નામથી વિખ્યાત થઈ આકાશાદિ સ્થળે વિચરો.[4] તેમાં પ્રથમ સપ્તકગણ બ્રહ્મલોકમાં, બીજો ઇંદ્ર લોકમાં, ત્રીજો 'દિવ્યવાયુ' નામનો સર્વ સ્થળે અને હે સુરશ્રેષ્ઠ! બાકીના ચાર તારી આજ્ઞા પ્રમાણે ચારે દિશાઓમાં વિચરશે. હે દેવરાજ! તેં ગર્ભમાં મારતી વેળાએ 'मा रुदः मारुदः'* એમ કહ્યું હતું, તે ઉપરથી આ મારા પુત્રો 'મારૂત' એવા નામથી વિખ્યાત થશે."

પોતાની ઓરમાન માતા દિતિનું વચન સાંભળીને, હજાર નેત્રવાળા ઇંદ્રે હાથ જોડીને કહ્યું કેઃ–"હે માતા! તેં કહ્યું તે પ્રમાણે જ સઘળું થશે, એમાં સંદેહ નથી.[5-8] આ તારા સર્વ પુત્રો દેવરૂપ થઈને સઘળો અધિકાર ચલાવશે."

એ રીતે તપોવનમાં દિતિ અને ઇંદ્ર પરસ્પર નિશ્ચય કરીને અને ઉત્પન્ન થયેલા મારૂત-(વાયુ)ગણોને સાથે લઈને સ્વર્ગ પ્રત્યે ગયાં; એવું મારા સાંભળવામાં આવ્યું છે. હે કાકુત્સ્થ! તેજ આ દેશ છે કે જ્યાં પૂર્વે દિતિએ તપશ્ચર્યા કરી હતી, અને ઇન્દ્રે તેની સેવા કરી હતી. હે નરવ્યાઘ્ર! પૂર્વે 'અલંબુષા' નામની અપ્સરાના ગર્ભથી જન્મેલા ઇક્ષ્વાકુરાજાના પરમધાર્મિક પુત્ર વિશાલે આ સામી દેખાતી વિશાલાનગરી વસાવી હતી; અને તેમાં એ વિશાલરાજાના વંશજોજ રાજ્ય કરે છે.[9-12] હે રામ! તે વિશાલરાજાને મહા બળવાન્ 'હેમચંદ્ર' નામનો પુત્ર થયો, હેમચંદ્રનો 'સુચંદ્ર' નામે પુત્ર થયો,[13] સુચંદ્રનો ધુમ્રાશ્વ, તેનો સૃંજય,[14] તેનો પ્રતાપી સહદેવ, તેનો પરમ ધાર્મિક કૃશાશ્વ,[15] તેનો મહાતેજસ્વી અને પ્રતાપી સોમદત્ત, અને તેનો 'કાકુત્સ્થ' નામે પુત્ર થયો હતો.[16] હે રઘુનંદન! એ કાકુત્સ્થરાજાને મહાતેજસ્વી અને દેવસરખી કાંતિવાળો 'સુમતિ' નામનો પુત્ર થયો કે જે સાંપ્રત સમયે આ વિશાલાનગરીમાં રાજ્ય કરે છે.[17] હે રામ! આ વિશાલાનગરીને વિષે મૂળ પુરૂષ ઇક્ષ્વાકુરાજાના પ્રતાપથી ઉપર્યુક્ત સર્વે રાજાઓ દીર્ઘ આયુષ્યવાળા, પરાક્રમી, અત્યંત ધાર્મિક અને મહા સમર્થ થતા આવ્યા છે.[18] હે કાકુત્સ્થ! હવે જનકપુર પાસે આવ્યું છે,

* રડશો નહિ. રડશો નહિ.

માટે આપણુ સર્વ, આ વિશાલાનગરીમાં આજે રાતવાસો રહીને કાલે સવારે જનકપુર જઈશુ."[१९]

એ પ્રમાણે વિશ્વામિત્રમુનિ રામચંદ્રની સાથે વાર્તાલાપ કરતા હતા, તેટલામાં ઋષિમંડળ-સહિત વિશ્વામિત્રમુનિ આવે છે, એવા સમાચાર મળવાથી અત્યંત હર્ષ પામેલો વિશાલાનગરીનો રાજા સુમતિ પોતાના ઉપાધ્યાયો અને બંધુવર્ગ-સહિત તેમની સામે આવ્યો અને તેણે સર્વનો સારી રીતે સત્કાર કરીને કુશળતા પૂછી; તથા કહ્યું કે:-[२०,२१] "હે મુનિ! આજે હું કૃતાર્થ થયો છું, આજે આપે મારાપર પૂર્ણ અનુગ્રહ કર્યો છે; કારણ કે આપ જેવા મહર્ષિ મારા દેશમાં પધાર્યા છે. હે ભગવન્! આપનાં દર્શન થવાથી હું એમ માનું છું કે આ જગતમાં મારા સરખો ધન્યવાદને પાત્ર બીજો કોઈ નથી."[२२]

**धन्योऽस्म्यनुगृहीतोऽस्मि यस्य मे विषयं मुने ॥**
**संप्राप्तो दर्शनं चैव नास्ति धन्यतरो मम ॥२२॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં સુડતાલીશમો સર્ગ સંપૂર્ણ. ૪૭

## સર્ગ ૪૮ મો.

### અહલ્યા ચરિત્ર.

**पृष्ट्वा तु कुशलं तत्र परस्परसमागमे ॥**
**कथान्ते सुमतिर्वाक्यं व्याजहार महामुनिम् ॥१॥**

સુમતિરાજા વિશ્વામિત્રમુનિને મળીને અને પરસ્પર કુશળતા પૂછીને સર્વ ઋષિમંડળસહિત તેમને પોતાના નગરમાં તેડી ગયો; અને ત્યાં તેઓ સર્વને રમણીય ગૃહમાં ઉતારો આપ્યો. પછી મહામુનિ વિશ્વામિત્રને તે પૂછવા લાગ્યો કે:-[१] "હે મહર્ષિ! તમારૂં કલ્યાણ થાઓ. આ તમારા સાથમાં રહેલા બન્ને કુમારો કે જેઓ દેવસરખા પરાક્રમી, હાથી અને સિંહસમાન ગતિવાળા, શાર્દૂલ તથા વૃષભની ઉપમાવાળા,[२] કમળની પાંખડીજેવાં અણિયાળાં અને વિશાળ નેત્રવાળા, તલવાર, ભાથાં તથા ધનુષ્યને ધારણ કરનારા, અશ્વિની-કુમારજેવા સ્વરૂપવાન્, યુવાવસ્થામાં આવેલા અને પોતાની ઇચ્છા વડે સ્વર્ગલોકમાંથી પૃથ્વી-પર ઉતરી આવેલા દેવસરખા છે, તેઓ પોતાના કોમળ ચરણથી ચાલીને અહીં કેવી રીતે અને શા માટે આવ્યા છે? હે મુને! તેઓ કોના પુત્ર છે?[३,४] જેમ સૂર્ય અને ચંદ્ર આકાશને શોભાવે છે, તેમ પોતાની કાંતિવડે આ પ્રદેશને શોભાવનારા, શરીરપ્રમાણ* ઇંગિત÷ અને ચેષ્ટામાંઉ એક બીજાને મળતા આવતા તથા ઉત્તમ આયુધોને ધરનારા આ બન્ને વીર કુમારો આવા દુર્ગમ માર્ગમાં શા કારણથી આવેલા છે? એ હું સાંભળવા ઇચ્છું છું માટે કહો!!"

સુમતિરાજાનું વચન સાંભળીને વિશ્વામિત્ર-મુનિએ તેને રામલક્ષ્મણસંબંધી સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. (રામલક્ષ્મણ સિદ્ધાશ્રમમાં રહ્યા હતા અને તેમણે સુબાહુ આદિ રાક્ષસોનો વધ કર્યો હતો, એ સઘળી હકીકત કહી સંભળાવી.) તેથી આશ્ચર્યચકિત થયેલા સુમતિ-રાજાએ દશરથરાજાના માનનીય કુમારોને પોતાને ત્યાં અતિથિતરીકે આવેલા જાણીને, તેમની યોગ્ય સત્કારથી વિધિપૂર્વક પૂજા કરી.[५-८] સુમતિરાજાથી પરમ સત્કાર પામીને રામલક્ષ્મણ વગેરે સર્વ જણે એ રાત્રિ વિશાલાનગરીમાં ગાળી; અને બીજે દિવસે પ્રાતઃકાળ થતાં પોત-પોતાનાં નિત્યકર્મ આટોપીને, તેઓ સર્વ મિથિલા-નગરી× તરફ ચાલતા થયા.[९] ચાલતાં ચાલતાં તેઓ સર્વ થોડાક સમયમાં મિથિલાનગરીની પાસેના ઉપવનમાં જઈ પહોંચ્યા. જ્યારે મિથિલા-નગરી દૃષ્ટિગોચર થઈ ત્યારે વિશ્વામિત્રાદિ સર્વ મુનિઓ તેની પ્રશંસા કરવા લાગ્યા.[१०] થોડુંક આગળ ચાલતાં તે મિથિલાનગરીના ઉપવનમાં એક પ્રાચીન આશ્રમ જોવામાં આવ્યો કે જે અતિ રમણીય છતાં નિર્જન જણાતો હતો. તે જોઈને, રામચંદ્રે વિશ્વામિત્રમુનિને કહ્યું કે:-[११]

* દેહની ઉંચાઈ વગેરે.

÷ જેથી મનુષ્યના અંતઃકરણના વિચારો જાણી શકાય તે.

ઉ હાથ, નેત્ર, ચરણ વગેરે ઇંદ્રિયોની ચેષ્ટા.

× એનુંજ બીજું નામ 'જનકપુર' પણ છે.

"હે ભગવન્! આ સ્થળ આશ્રમજેવું રમણીય જણાય છે, છતાં ઋષિમુનિઓથી રહિત હોવાથી આ આશ્રમ હશે કે નહિ, એવી શંકા થાય છે. વળી કેટલાંએક ચિહ્નો ઉપરથી નિશ્ચય થાય છે કે, પ્રાચીન કાળમાં અહીં કોઇ ઋષિનો આશ્રમ હશે; માટે હું તમને પૂછું છું કે પૂર્વે અહીં કયા ઋષિનો નિવાસ હતો?"[12]

રામચંદ્રનું વચન સાંભળીને, વાક્ચતુર વિશ્વામિત્રમુનિએ કહ્યું કે:-[13] "હે રાઘવ! મહાત્મા ગૌતમઋષિનો શાપ થવાને લીધે શૂન્ય થઇ ગયેલા આ આશ્રમસંબંધી સઘળું વૃત્તાંત હું તમને યથાર્થરીતે કહું છું તે સાંભળો.[14] હે નરશ્રેષ્ઠ! પૂર્વકાળમાં દિવ્ય અને રમણીય જણાતો આ આશ્રમ દેવોને પણ આનંદ ઉપજાવે એવો હતો. તેમાં મહાત્મા ગૌતમઋષિ રહેતા હતા.[15] હે મહાયશસ્વી રાજપુત્ર! તે ઋષિ, પોતાની પત્ની અહલ્યાસહિત ઘણાં વર્ષોપર્યંત આ આશ્રમમાં તપશ્ચર્યા કરતા રહ્યા હતા.[16] (ગૌતમઋષિની પત્ની અહલ્યા અત્યંત સૌંદર્યવાળી હતી. તેને જોઇને શચીપતિ ઇંદ્ર મોહિત થયો હતો. તેથી તે નિરંતર તેની સાથે સમાગમ કરવાનો લાગ શોધતો હતો.) એક સમયે જ્યારે ગૌતમઋષિ આશ્રમમાં ન હતા ત્યારે દેવોનો રાજા ઇંદ્ર ગૌતમઋષિનો વેષ ધારણ કરીને અહલ્યાની પાસે આવ્યો. પરંતુ તેણે વિચાર કર્યો કે 'ગૌતમઋષિ તો ઋતુકાળમાંજ પ્રસંગ કરે છે અને હું તો આજે અયોગ્ય સમયે આવ્યો છું. તેથી અહલ્યા મને ઓળખી જશે.' એમ વિચારીને, આવતાં વેંતજ તેણે અહલ્યાને કહ્યું કે:-[17] "હે સુમધ્યમા! કામી પુરુષો પોતાની સ્વરૂપવતી સ્ત્રીના ઋતુકાળની વાટ જોઇ શકતા નથી; માટે આ વેળા હું અત્યંત કામપીડિત થયેલો હોવાથી તારો સંગ કરવા ઇચ્છું છું."[18] હે રઘુનંદન! ઇંદ્રનું એવું યુક્તિવાળું વચન સાંભળીને અહલ્યા 'પોતાના સ્વામી ગૌતમમુનિનો વેષ ધારણ કરીને આ ઇંદ્ર આવ્યો છે' એમ કેટલાંક કારણોથી સમજી ગઇ; છતાં દુષ્ટ બુદ્ધિવાળી તેણે 'અહો!! દેવોનો રાજા ઇંદ્ર મને ઇચ્છે છે.' એવા કૌતુકથી આનંદમાં આવીને અને દેવની સાથે રતિક્રીડાના સુખની લાલચમાં લપટાઇને ઇન્દ્રની સાથે સંભોગ કરવાનો નિશ્ચય કર્યો.*[19] દેવરાજ ઇંદ્રનો મેળાપ થવાથી પોતાના આત્માને કૃતાર્થ માનતી અહલ્યા તેને કહેવા લાગી કે:-"હે સુરશ્રેષ્ઠ! આજે તારો સમાગમ થવાથી હું કૃતકૃત્ય થઇ છું,

* અહલ્યા પાંચ સતીઓમાં મુખ્યપદ ધારણ કરતી જણાય છે. જેમકે-

"અહલ્યા દ્રૌપદી સીતા તારા મંદોદરી તથા."

પરંતુ અત્ર 'અહલ્યાએ જાણી જોઇને ઇંદ્રસાથે સમાગમ કર્યો' એવું સ્પષ્ટ હોવાથી અહલ્યાના સતીત્વ માટે શંકા થયા વિના રહેતી નથી. મહાત્મા તુલસીદાસજી તથા ગુર્જરકવિ ગિરિધરે પોતાની રામાયણમાં અહલ્યાનું સતીત્વ જણાવવા માટે ઠીક ઉલ્લેખ કર્યો છે કે "તેણે પતિના વેશથી આવેલા ઇંદ્રને ઓળખ્યોજ નહિ અને તેથી તેની આજ્ઞાને અધીન થઇને સમાગમ કર્યો." અને અહલ્યા જેવી મહાસતી જાણી જોઇને પરપુરુષનો સંગ કરે એ માની શકાય તેવું નહિ હોવાથી એ વાત પણ સંભવિત છે.

વાસ્તવિકરીતે જોતાં તો પોતાપર આસક્ત થયેલા ઇંદ્રની નીચ માગણી સાંભળતાંજ અહલ્યા ક્રોધાવેશમાં આવી ગઇ, જેથી અકસ્માત ગભરાયેલો અને થરથર ધ્રૂજતો ઇંદ્ર ગૌતમના આવવા પહેલાં આશ્રમમાંથી નીકળવા જતો હતો; એટલામાંજ તે આવી ચડ્યા, અને ઇંદ્રને જોતાંજ, મારી સ્ત્રીને ઇંદ્ર ભ્રષ્ટ કરી ગયો છે' એવી પોતાના મનમાં પ્રતીતિ થઇ, જેથી તુરતજ તેમણે શાપ આપ્યો અને ક્રોધાવેશને લીધે પોતાની સ્ત્રીને પણ દૂષિત જાણી શાપ આપ્યો. પરંતુ પાછળથી સમાધિસ્થચિત્ત સ્વસ્થ થતાં તેમને માલુમ પડ્યું કે મારી સ્ત્રી અહલ્યા નિર્દોષ છે' તેથી તેમણે અહલ્યાના શાપનો અનુગ્રહ કર્યો હોય એમ લાગે છે.

હવે એક પ્રશ્ન થાય છે કે-જો અહલ્યા નિર્દોષજ હતી, તો અહીં રામાયણમાં તેને 'દુષ્ટબુદ્ધિવાળી' કહીને 'તેણે ઇંદ્રસાથે હર્ષથી સમાગમ કર્યો!' એમ કેમ વર્ણવ્યું છે? આનો ઉત્તર એવો છે કે:-પાછળથી થયેલા ભ્રષ્ટાચારી કૌલમાર્ગિઓએ પોતાની નીચ માન્યતાને લોકોમાં દૃઢ કરવા માટે મૂળ ગ્રંથમાં વધઘટ કરી સતીઓને આવાં કલંક ચડાવ્યાં હોય એમ સંભવિત છે; કારણ કે તેઓ ધર્મને બહાને વ્યભિચારાદિ અધર્મને ધર્મ માનનારા હતા.

માટે તું તારૂં કાર્ય કરીને અહીંથી સત્વર ચાલ્યો જા,[૨૦] અને મારા સ્વામી ગૌતમ-ઋષિથી મારૂં તથા તારૂં રક્ષણ કર; કારણ કે કદાચ તે આ વાતને જાણી જશે તો મને અને તને શાપ આપીને શિક્ષા કરશે. અહલ્યાનું પ્રીતિપૂર્ણ વચન સાંભળીને આનંદ પામેલા ઈંદ્રે કહ્યું કેઃ–[૨૧] "હે સુશ્રોણિ! હું તારાં સ્નેહપૂર્ણ વચનોથી સંતુષ્ટ થયો છું. હું મારૂં કાર્ય કરી સત્વર ચાલ્યો જઇશ." એમ કહીને તેણે અહલ્યાસાથે સમાગમ કર્યો, અને બહારથી ગૌતમઋષિના આગમનનો ભય હતો, તેથી પોતાની કામવાસનાને સત્વર પૂર્ણ કરીને ઝટપટ પર્ણકુટીમાંથી બહાર નીકળ્યો. જેવો તે આગળ ચાલવા જાય છે, તેવામાંજ તેણે તપરૂપી બળવાળા, તીર્થજળમાં સ્નાન કરનારા, જેની આગળ દેવ અને દાનવો થરથર કાંપતા હતા એવા અને પ્રજ્વલિત અગ્નિ-સરખી કાંતિવાળા ગૌતમને વનમાંથી સમિધ તથા દર્ભ વગેરે લઇને પોતાની સામે આવતા જોયા. જેનો ભય હતો તેનેજ પોતાની સામે આવતા જોઈને ભયથી ત્રાસ પામીને ઈન્દ્ર ઉદાસ થઇ ગયો.[૨૨-૨૫]

પોતાના વેશથી દુષ્ટ કાર્ય કરી નાસી જવા ઇચ્છતા ઈંદ્રને જોઇને પવિત્ર આચરણવાળા ગૌતમઋષિએ ક્રોધથી તેને કહ્યું કેઃ–[૨૬] "હે દુષ્ટ બુદ્ધિવાળા નીચ ઈંદ્ર! તેં મારૂં સ્વરૂપ ધારણ કરીને આવું નિંદ્ય કર્મ કર્યું માટે જા, તું વૃષણરહિત થઇશ."[૨૭]

ક્રોધે ભરાયેલા મહાત્મા ગૌતમે એ પ્રમાણે કહ્યું કે તુરતજ ઈંદ્રના બંને વૃષણો પૃથ્વીપર તૂટી પડયા.[૨૮] ઈંદ્રને શાપ આપી ગૌતમઋષિ પોતાની પર્ણકુટીમાં ગયા. ત્યાં જઈ તેમણે પોતાની સ્ત્રી અહલ્યાને શાપ આપતાં કહ્યું કેઃ– "હે દુષ્ટા! તેં આવું દુષ્ટ કર્મ કર્યું માટે તું પોતે કરેલા કર્મનો પશ્ચાત્તાપ કરનારી, માત્ર વાયુનુંજ ભક્ષણ કરનારી અને ભસ્મમાં શયન કરનારી થઇને આ આશ્રમને વિષે હજારો વર્ષ પર્યંત નિવાસ કરીશ; કોઈ પણ ભૂત-પ્રાણિઓ તને જોઈ શકશે નહિ.*[૨૯,૩૦] જ્યારે અમોઘ પરાક્રમવાળા દશરથપુત્ર રામચંદ્ર આ ભયંકર અરણ્યમાં આવશે ત્યારે તેમના દર્શનથી તું પવિત્ર થઇશ.[૩૧] વળી હે દુષ્ટ આચરણવાળી! લોભ અને મોહથી રહિત થઇને તું જ્યારે આ આશ્રમપર આવેલા તે રામચંદ્રનો અતિથિ-સત્કાર કરીશ ત્યારે પોતાના પૂર્વ સ્વરૂપને પ્રાપ્ત થઇને મારી સમીપ રહીશ."[૩૨] એ પ્રમાણે દુષ્ટ કર્મ કરનારી એ અહલ્યાને શાપ આપીને મહાતેજસ્વી ગૌતમઋષિ આ આશ્રમનો ત્યાગ કરી ચાલતા થયા; અને સિદ્ધ તથા ચારણોએ સેવેલા હિમાલયપર્વતના રમણીય શિખર-પર જઈને તપશ્ચર્યા કરવા લાગ્યા."[૩૩]

एवमुक्त्वा महातेजा गौतमो दुष्टचारिणीम् ॥
इममाश्रममुत्सृज्य सिद्धचारणसेविते ॥
हिमवच्छिखरे रम्ये तपस्तेपे महातपाः ॥३३॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં અડતાલીશમો સર્ગ સંપૂર્ણ. ૪૮.

---

## સર્ગ ૪૯ મો.

### અહલ્યાના શાપની નિવૃત્તિ.

अफलस्तु ततः शक्रो देवानग्निपुरोगमान् ॥
अब्रवीत्त्रस्तनयनः सिद्धगंधर्वचारणान् ॥१॥

"હે રાઘવ! ગૌતમઋષિના શાપથી વૃષણ-રહિત(નપુંસક) થયેલો ઈંદ્ર લજવાઈને સ્વર્ગમાં ગયો અને તેણે અગ્નિ જેમાં મુખ્ય છે એવા સિદ્ધ તથા ચારણસહિત સર્વ દેવોને કહ્યું કેઃ–[૧] "હે દેવો! હાલમાં મહાત્મા ગૌતમઋષિ ઉગ્ર તપશ્ચર્યા કરે છે અને પોતાના તપોબળવડે આપણા સ્વર્ગલોકને લેવાને સમર્થ છે, એમ જાણીને મેં તેમની તપશ્ચર્યામાં વિઘ્ન કરવા માટે તેમના અંતઃકરણમાં ક્રોધ ઉપજાવીને પૂર્વોક્ત દેવકાર્ય સાધ્યું છે.[૨] પરંતુ હે દેવો! તમારૂં સર્વનું કાર્ય સાધવા જતાં ગૌતમઋષિના

* પુરાણોમાં અહલ્યા ગૌતમઋષિના શાપથી શિલા-રૂપ થઇ પડી, એવી જે કથા છે તેને કલ્પભેદની કથા માનવાથી અહીંની કથાસાથે વિરોધ રહેશે નહિ. શિ. શી.

શાપથી હું વૃષણરહિત (ષંઢ-નપુંસક) થઇ ગયો છું. વળી તેમણે પોતાની સ્ત્રી અહલ્યાને પણ ક્રોધથી શાપ આપીને તેનો ત્યાગ કર્યો છે. હે દેવગણો ! એ પ્રમાણે મેં ગૌતમઋષિને અત્યંત ક્રોધ કરાવીને તેમની તપશ્ચર્યાનેે નષ્ટ કરી છે.[3] હે દેવવરો ! ઋષિસમૂહ અને ચારણાદિસહિત તમે, દેવોનું કાર્ય સાધવા જતાં ષંઢ થયેલા મને સફલ (વૃષણસહિત) કરો ! !"[4]

ઇંદ્રનું વાક્ય સાંભળીને, મરુદ્ગણસહવર્તમાન અગ્નિ આદિ સર્વ દેવો પિતૃદેવની પાસે ગયા અને તેઓને આ વાત નિવેદન કરીને કહ્યું કે:-* "હે પિતૃદેવો ! આ મેંઢા વૃષણસહિત છે; અને હાલમાં ગૌતમઋષિના શાપથી ઇન્દ્ર વૃષણરહિત થઇ ગયો છે. માટે કૃપા કરી આ મેંઢાના બન્ને વૃષણ ઇંદ્રને વળગાડી આપો કે જેથી તેનું કાર્ય સિદ્ધ થશે[5] અને આ મેંઢાના વૃષણ તુટી જવા છતાં તે તમારૂં કાર્ય સિદ્ધ કરશે. હવે પછી, તમને તૃપ્ત કરવા માટે જે મનુષ્યો આવા વૃષણરહિત મેંઢાનું બલિદાન આપશે તેઓને તમે અક્ષય ફળ દેનારા થશો."[7]

અગ્નિ આદિ દેવોનું વચન સાંભળીને, એકઠા મળેલા પિતૃદેવોએ દેવોના કહેવા પ્રમાણે મેંઢાના વૃષણ તોડીને ઇંદ્રના શરીરમાં યોગ્યસ્થળે વળગાડયા.[8] હે કાકુત્સ્થ ! ત્યારથી 'યજ્ઞમાં આવેલા પિતૃદેવોને વૃષણરહિત મેંઢાનો બલિ આપવો' એવો ઠરાવ થયો.[9] હે રાઘવ ! મહાત્મા ગૌતમઋષિના શાપના પ્રભાવથી દેવરાજ ઇંદ્ર એ પ્રમાણે મેંઢાના વૃષણવાળો થયો."[10] (એ પ્રમાણે અહલ્યાસંબંધી સર્વ વૃત્તાંત તથા પ્રસંગપ્રાપ્ત ઇંદ્રના શાપમોક્ષની કથા સાંભળીને, રામલક્ષ્મણને તથા સર્વ ઋષિસમૂહને ગૌતમઋષિનો આશ્રમ જોવાની ઇચ્છા થઈ. તે વેળા વિશ્વામિત્રમુનિએ રામચંદ્રને કહ્યું કેઃ-) "હે મહાતેજસ્વી રાઘવ ! તમે અમારી સાથે પવિત્ર કર્મવાળા ગૌતમઋષિના એ આશ્રમમાં ચાલો, અને તમારા દર્શન માત્રથી જેને પોતાની પૂર્વ સ્થિતિ પ્રાપ્ત થવાની છે એવી મહાભાગ્યવાળી તથા દેવસરખા સ્વરૂપવાળી તે અહલ્યાને શાપથી મુક્ત કરો ! !"[11]

વિશ્વામિત્રમુનિનું વચન સાંભળીને, લક્ષ્મણસહિત રામચંદ્રે તેમને આગળ કરી ગૌતમના આશ્રમમાં પ્રવેશ કર્યો.[12] રામચંદ્રનું આશ્રમમાં આગમન થયું, એટલે તુરતજ અહલ્યા કે જે વાયુભક્ષણ કરવારૂપી તપથી અત્યંત તેજસ્વી થઇ હતી; અને શાપને લીધે દેવો તથા અસુરો પણ સમીપ આવીને જેનું દર્શન કરવા અસમર્થ હતા તે પવિત્ર થઇ; અને રામલક્ષ્મણ તથા વિશ્વામિત્રના જોવામાં આવી.[13] તે સમયે એ અહલ્યા, જાણે બ્રહ્મદેવે અતિ પ્રયત્નથી દિવ્ય માયામયી મૂર્તિ રચી હોય ! ધુમાડાથી વ્યાપ્ત થયેલી પ્રજ્વલિત અગ્નિની શિખા હોય ! હિમકણ અને વાદળયુક્ત પૂર્ણિમાના ચંદ્રની કાંતિ હોય ! કે જળમાં પ્રતિબિંબિત થયેલી ઝળહળતી સૂર્યપ્રભા હોય ! એવી દેખાતી હતી.[14,15] અહલ્યા આટલા સમયસુધી ગૌતમઋષિના શાપથી ત્રણે લોકના પ્રાણિઓને અદૃશ્ય હતી; પરંતુ રામચંદ્રનું દર્શન થતાંજ તે શાપમુક્ત થઇ* અને રામલક્ષ્મણ તથા વિશ્વામિત્રમુનિને દૃષ્ટિગોચર થઈ.[16] તે વેળા 'અહલ્યા ઋષિપત્ની હોવાથી પૂજ્ય છે.' એમ માનીને રામલક્ષ્મણે હર્ષપૂર્વક તેના ચરણમાં પ્રણામ કર્યાં. રામચંદ્રના પ્રભાવને જાણી ચૂકેલી તે અહલ્યા પણ 'જ્યારે તું આશ્રમપર આવેલા રામચંદ્રનો આતિથ્યસત્કાર કરીશ ત્યારે પોતાનું પૂર્વ સ્વરૂપ

* પિતૃદેવોને આપવાના બલિરૂપે મેષ-મેંઢો તૈયાર હતો, તેને જોઇને દેવો કહે છે.

* રામનું દર્શન અને આતિથ્ય કરવાથીજ અહલ્યાને શાપમુક્ત થવાનું કહ્યું હતું; પરંતુ અહલ્યા રામના ચરણસ્પર્શથી મુક્ત થઈ, એવું જે લોકોમાં પ્રચલિત છે, તેનું મૂળમાં કાંઈ પણ જણાતું નથી, છતાં એવી કલ્પના પુરાણોપરથી સંસ્કૃતટીકાકારોએ કરી હોય, એમ લાગે છે.

પામીને મારી સમીપ રહીશ.' એવા પોતાના પતિ ગૌતમે આપેલા શાપને યાદ કરીને તે બન્ને ભાઈ રામલક્ષ્મણનો સત્કાર કરવા તૈયાર થઇ.[17] પછી એકાગ્રચિત્ત થયેલી અહલ્યાએ પાદ્ય, અર્ઘ્ય વગેરે ઉપચારોવડે શાસ્ત્રોક્તવિધિથી કરેલા આતિથ્યસત્કારને રામચંદ્રે અંગીકાર કર્યો.[18] એ જોઈને સર્વ ઋષિમંડળ આશ્ચર્ય પામ્યું, આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થવા લાગી, દેવોનાં દુંદુભિ વાગવા લાગ્યાં અને ગંધર્વો તથા અપ્સરાઓ ગીત–નૃત્ય કરવા લાગ્યાં.[19] અહલ્યાને તપશ્ચર્યાના પ્રભાવથી અને રામચંદ્રના દર્શનથી શુદ્ધ–પવિત્ર થયેલી જોઈને, સર્વે દેવો 'ધન્ય છે, ધન્ય છે' એમ કહી તેની પ્રશંસા કરવા લાગ્યા. એ સમયે પાપ નષ્ટ થવાથી અહલ્યાનું અંતઃકરણ નિર્મળ થયું અને તે પોતાના સ્વામી ગૌતમમુનિપર અનન્ય પ્રીતિયુક્ત થઇ.[20] મહાતેજસ્વી ગૌતમમુનિ પણ યોગબળવડે 'પોતાના આશ્રમપર રામચંદ્ર પધાર્યા છે' એવું જાણી, હિમાલયમાંથી નીકળીને ત્યાં આવ્યા. તે સમયે ઘણા કાળની વિયોગિની અહલ્યા પોતાના સ્વામિને મળી આનંદ પામી; અને ગૌતમઋષિ પણ પોતાની પત્નીને શાપમુક્ત થયેલી જોઇને તેની સાથે સુખ પામ્યા. પછી તેમણે ઘણા ઉપચારોથી રામચંદ્રની વિધિપૂર્વક પૂજા કરીને તપશ્ચર્યાનો આરંભ કર્યો.[21] એ પ્રમાણે મહામુનિ ગૌતમે કરેલો ઉત્તમ સત્કાર અંગીકાર કરીને અને તેમની આજ્ઞા લઇને, સર્વ ઋષિમંડળ તથા વિશ્વામિત્રસહિત રામલક્ષ્મણ મિથિલાનગરી પ્રત્યે વિદાય થયા.[22]

**રામોऽપિ પરમાં પૂજાં ગૌતમસ્ય મહામુનેઃ ॥**
**સકાશાદ્વિધિવત્પ્રાપ્ય જગામ મિથિલાં તતઃ ॥૨૨॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ઓગણપચાશમો સર્ગ સંપૂર્ણ. ૪૯

# સર્ગ ૫૦ મો.

## જનકપુર પ્રવેશ.

**તતઃ પ્રાગુત્તરાં ગત્વા રામઃ સૌમિત્રિણા સહ ॥**
**વિશ્વામિત્રં પુરસ્કૃત્ય યજ્ઞવાટમુપાગમત્ ॥ ૧ ॥**

મહર્ષિ વિશ્વામિત્ર તથા સર્વ ઋષિમંડળસહિત રામલક્ષ્મણ ગૌતમઋષિના આશ્રમમાંથી નીકળી ઈશાન કોણ તરફ ચાલતા થયા. ચાલતાં ચાલતાં થોડાક સમયમાં તેઓ સર્વ જનકરાજાની યજ્ઞશાળાસમીપ આવી પહોંચ્યા.[1] જનકરાજાની રમણીય મિથિલાનગરીને તથા તેના પવિત્ર યજ્ઞમંડપને જોઇને રામલક્ષ્મણે મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રને કહ્યું કેઃ—"હે બ્રહ્મન્ ! આ મહાત્મા જનકરાજાના યજ્ઞમાં સાહિત્યો તો ઘણાં ઉત્તમ છે.[2] વળી હે મહાભાગ ! ભિન્ન ભિન્ન દેશોમાં નિવાસ કરનારા અને પોતાના વેદનું નિત્ય અધ્યયન કરનારા હજારો બ્રાહ્મણો આ જનકરાજાના યજ્ઞમાં આવેલા જણાય છે.[3] હે મહારાજ ! આ તરફ તો જુઓ, યજ્ઞમાં આવેલા તે સર્વ બ્રાહ્મણોનાં નિવાસસ્થાનો (ઉતારા) સેંકડો શકટીઓથી * કેવાં ખીચોખીચ ભરેલાં છે. માટે હે બ્રહ્મન્ ! આપણે રહેવા યોગ્ય એકાંત સ્થળ (ઉતારો) નક્કી કરો."[4]

રામચંદ્રનું વચન સાંભળીને મહામુનિ વિશ્વામિત્રે રાજદૂતોએ બતાવેલા નિર્મળ જળાશયવાળા એકાંત સ્થળમાં ઉતારો કર્યો.[5] પછી ઉત્તમ કીર્તિવાળા જનકરાજાને વિશ્વામિત્રમુનિ પધાર્યા છે, એવા સમાચાર મળ્યા કે તુરતજ તે પોતાના પુરોહિત શતાનંદ અને બીજા પણ શ્રેષ્ઠ ઋત્વિજો સાથે પૂજાસાહિત્ય લઈ ને વિનયપૂર્વક તેમની સામે આવ્યો,[6,7] અને શાસ્ત્રોક્ત મધુપર્કવિધિથી તેમણે વિશ્વામિત્ર આદિ સર્વ ઋષિમંડળની પૂજા કરી. મહાત્મા જનકે કરેલી પૂજાને અંગીકાર કરીને વિશ્વામિત્રમુનિએ તેમને રાજ્યની અને યજ્ઞની કુશળતા પૂછી; તેમજ તેમની સાથે આવેલા પુરોહિત વગેરેને

* અગ્નિહોત્રનો સાહિત્ય ભરીને મુસાફરીમાં લઇ જવા યોગ્ય નાની નાની ગાડીઓ.

પણ પરસ્પર કુશળપ્રશ્ન કર્યા.૮,૯ મહાત્મા જનકરાજા પણ વિશ્વામિત્રાદિ સર્વને કુશળપ્રશ્ન કરીને આનંદ પામ્યા. પછી તેમણે મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રને હાથ જોડીને કહ્યું કેઃ-૧૦ "હે ભગવન્ ! આપ આ સર્વ ઋષિમંડળસહિત આ સિંહાસનપર વિરાજો." એવું સાંભળી મહામુનિ વિશ્વામિત્ર જનકે બતાવેલા વિશાળ અને રમ્ય સિંહાસનપર બેઠા.૧૧ પછી બીજા ઋષિઓ, પુરોહિત, ઋત્વિજો તથા પોતાના મંત્રિઓસહિત જનકરાજા પણ તેમની ... બેઠા.૧૨ અને તેમણે વિશ્વામિત્રમુનિને કહ્યું કેઃ-"હે મુનિવર્ય ! આજે દેવોએ મારો યજ્ઞ સફલ કર્યો છે.૧૩ હે બ્રહ્મન્ ! મને આપનું દર્શન થયું એટલે હું યજ્ઞફળ પામીજ ચૂકયો છું. હે મહાત્મન્ ! આપ જેવા મુનિશ્રેષ્ઠ ઋષિમંડળ સહિત મારા યજ્ઞસ્થાનમાં પધાર્યા તેથી હું ધન્ય છું. આપે મારાપર પૂર્ણ અનુગ્રહ કર્યો છે. હે બ્રહ્મર્ષિ ! મેં યજ્ઞદીક્ષા લીધી છે અને હવે બાર દિવસ પછી યજ્ઞનો આરંભ થશે. હે કૌશિક ! ત્યારે આપ પણ યજ્ઞભાગ ગ્રહણ કરવા માટે આવનારા દેવોનાં દર્શન કરશો." એટલું કહીને જનકરાજા મૌન રહ્યો.

પછી વિશ્વામિત્રની બન્ને બાજુપર બેઠેલા, મનોહર મૂર્તિવાળા, શ્યામલ અને ગૌર વર્ણવાળા તથા જોનારનાં નેત્રને ચંદ્રની પેઠે શાંતિ આપનારા બન્ને રાજપુત્રોને જોઈ 'આ કોના પુત્રો હશે ?' એ જાણવાની ઉત્કંઠાથી રાજા જનકે હાથ જોડીને નમ્રતાથી વિશ્વામિત્રને પૂછ્યું કેઃ-"હે બ્રહ્મન્ ! તમારૂં કલ્યાણ થાઓ. આ તમારા સાથમાં રહેલા બન્ને કુમારો કે જેઓ દેવસરખા પરાક્રમી,૧૪-૧૭ હાથી અને સિંહસમાન ગતિવાળા, શાર્દૂલ તથા વૃષભની ઉપમા યોગ્ય, વિશાળ નેત્રવાળા, તલવાર, ભાથાં તથા ધનુષ્યને ધારણ કરનારા, અશ્વિનીકુમારોજેવાં સ્વરૂપવાળા, યુવાવસ્થામાં આવેલા,૧૮ અને પોતાની ઇચ્છાવડે સ્વર્ગલોકમાંથી પૃથ્વીપર આવેલા દેવસરખા છે, તેઓ પોતાના કોમળ ચરણથી ચાલીને કેવી રીતે અને શા માટે અહીં આવ્યા છે ? તથા હે મુનિ ! તેઓ કોના પુત્ર છે ?૧૯ જેવી રીતે સૂર્ય અને ચંદ્ર પોતાની પ્રભાવડે આકાશને શોભાવે છે, તેવી રીતે પોતાની કાંતિવડે મારા આ નગરને શોભાવનારા, પ્રમાણ, ઇંગિત તથા ચેષ્ટામાં એક એકને મળતા આવતા, કાકપક્ષને ધારણ કરનારા અને ઉત્તમ આયુધોવાળા આ બન્ને વીર કુમારો કોના પુત્ર છે ? એ હું જાણવા ઇચ્છું છું."૨૦,૨૧

મહાત્મા જનકનું એવું વચન સાંભળીને, મહાસમર્થ વિશ્વામિત્રમુનિએ પ્રત્યુત્તર આપ્યો કેઃ-"હે રાજન્ ! આ બન્ને વીરકુમારો મહારાજા દશરથના પુત્રો છે.૨૨ તેઓને હું મારા યજ્ઞની રક્ષા કરવા માટે સિદ્ધાશ્રમમાં તેડી લાવ્યો હતો. ત્યાં રહી તેમણે અનેક રાક્ષસોનો વધ કર્યો. હે નૃપ ! મારૂં કાર્ય કરીને તેઓ પુનઃ અયોધ્યા તરફ જવાના હતા; તેટલામાં અમો સર્વ ઋષિમંડળનું આ તરફ આગમન થયું, જેથી તારે ત્યાં રહેલું દેવોનું મહાધનુષ્ય જોવા માટે અમે આ બન્ને રાજકુમારોને અમારી સાથે તેડી લાવ્યા છીએ. માર્ગમાં આવેલી વિશાલાનગરીમાં એક રાત્રિ રહીને ગૌતમઋષિના આશ્રમમાં આવ્યા. ત્યાં આ વીર રામચંદ્રે અહલ્યાને શાપમુક્ત કરી; અને ગૌતમઋષિનો મેળાપ થયો. હે રાજન્ ! તારા નગરમાં આવેલા આ મહાસમર્થ ક્ષત્રિયકુમાર રામલક્ષ્મણને તારે માનની દૃષ્ટિથી જોવા."૨૩,૨૪ એ પ્રમાણે મહાતેજસ્વી મહર્ષિ વિશ્વામિત્ર મહાત્મા જનકરાજાને રામચંદ્રનું સઘળું વૃત્તાંત નિવેદન કરીને વિરામ પામ્યા.૨૫

एतत्सर्वं महातेजा जनकाय महात्मने ॥
निवेद्य विररामाथ विश्वामित्रो महामुनिः ॥२५॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં પચાશમો સર્ગ સંપૂર્ણ. ૫૦

## સર્ગ ૫૧ મો.

**શતાનંદે વિશ્વામિત્રચરિત્ર કહેવા માંડ્યું.**

**तस्य तद्वचनं श्रुत्वा विश्वामित्रस्य धीमतः ॥**
**हृष्टरोमा महातेजाः शतानंदो महातपाः ॥ १ ॥**

બુદ્ધિમાન મહર્ષિ વિશ્વામિત્રે જનકરાય પ્રત્યે કહેલાં વચન સાંભળીને મહાતેજસ્વી રાજપુરોહિત શતાનંદ અતિ હર્ષિત થયા.[1] ગૌતમઋષિના જ્યેષ્ઠ પુત્ર અને બ્રાહ્મતેજવડે દેદીપ્યમાન કાંતિવાળા શતાનંદ રામચંદ્રને જોઈ અત્યંત વિસ્મય પામ્યા.[2] વિશ્વામિત્રમુનિની બન્ને બાજુએ સુખપૂર્વક બેઠેલા બન્ને રાજપુત્રોને જોઇને, શતાનંદે વિશ્વામિત્રને પૂછ્યું કે:-[3] "હે મુનિશાર્દૂલ! મારી યશસ્વિની માતા અહલ્યા, કે જે ઘણા કાળથી તપશ્ચર્યા કરતી હતી* તેને આપે આ રામચંદ્રનું દર્શન કરાવ્યું હતું શું?[4] મહાતેજસ્વિની મારી માતા અહલ્યાએ આ ભગવાન્ રામચંદ્ર કે જે સર્વ પ્રાણિઓને પૂજવા યોગ્ય છે તેમની વનનાં પુષ્પફળાદિવડે યોગ્ય પૂજા કરી હતી શું?[5] વળી હે મહાતેજસ્વી વિશ્વામિત્ર! મારી માતા અહલ્યાના સંબંધમાં ઇંદ્રે પૂર્વે જે દુરાચરણ કર્યું હતું તે સર્વ વૃત્તાંત આપે રામચંદ્રને કહી સંભળાવ્યું છે શું?[6] હે મુનિશ્રેષ્ઠ કૌશિક! આપનું કલ્યાણ થાઓ. આપની કૃપાથી મારી માતાને રામચંદ્રનું દર્શન થયું અને તેથી તેનો તથા મારા પિતા ગૌતમનો સમાગમ તો થયો છે ને?[7] હે કુશિકાત્મજ! તમારી સાથે અહીં આવેલા મહાતેજસ્વી આ રામચંદ્રનો મારા પિતાએ સત્કાર કર્યો હતો કે?[8] વળી ત્યાંથી વિદાય થતાં રામચંદ્રે શાંત ચિત્તવાળા મારા પિતાનું અભિવાદન કર્યું હતું શું?"[9]

વાગ્વિશારદ શતાનંદનો પ્રશ્ન સાંભળીને, મહામુનિ વિશ્વામિત્રે કહ્યું કે:-[10] "હે મુનિશ્રેષ્ઠ શતાનંદ! મારે જે કાંઇ કરવા યોગ્ય હતું તે સઘળું કર્યું છે. જેમ પરશુરામની માતા રેણુકા પોતાના સ્વામી જમદગ્નિના સમાગમને પ્રાપ્ત થઇ હતી, તેમ તારી માતા (અહલ્યા) તારા પિતા ગૌતમઋષિના સમાગમને પામી છે."[11] બુદ્ધિમાન વિશ્વામિત્રમુનિનું વચન સાંભળીને મહાતેજસ્વી શતાનંદે રામચંદ્રને ઉદ્દેશીને કહ્યું કે:-[12] "હે નરશ્રેષ્ઠ રાઘવ! ઘણું સારૂં થયું કે તમે સમર્થ એવા મહર્ષિ વિશ્વામિત્રની સાથે અત્ર પધાર્યા છો![13] હે રામચંદ્ર! અતુલ પ્રભાવવાળા અને અચિંત્ય કર્મવાળા આ વિશ્વામિત્રે તપશ્ચર્યાના બળથી બ્રહ્મર્ષિપદ પ્રાપ્ત કર્યું છે. આ વિશ્વામિત્ર સકળ જગતના હિતકર્તા છે, એમ હું જાણું છું.[14] હે રામ! જે કુશિકપુત્ર વિશ્વામિત્રે પોતે ક્ષત્રિયપુત્ર છતાં બ્રહ્મર્ષિપદ મેળવવા માટે મોટું તપ કર્યું હતું તે તમારા ગુરૂ અને રક્ષક છે, માટે આ પૃથ્વીમાં તમારા સમાન અન્ય કોઇ પણ ધન્ય નથી![15] હે રાજપુત્ર! આ મહાત્મા વિશ્વામિત્રમુનિનું તપોબળ કેટલું છે? અને તેમણે બ્રહ્મર્ષિપણું કેવીરીતે પ્રાપ્ત કર્યું છે? તે સઘળું હું તમને કહું છું સાંભળો.[16]

પૂર્વે ધર્મને જાણનારા અને સર્વ વિદ્યાઓના પારંગત એવા આ વિશ્વામિત્રે ઘણા કાળપર્યંત રાજ્ય કર્યું હતું. તેમણે પોતાના સર્વ શત્રુઓનો પરાજય કરીને પ્રજાનું હિત સાધ્યું હતું.[17] તેમના વંશનો મૂળ પુરૂષ 'કુશ' નામનો રાજા કે જે બ્રહ્મદેવનો પુત્ર હતો તેને ધાર્મિક અને બળવાન 'કુશનાભ' નામે પુત્ર થયો.[18] એ કુશનાભને 'ગાધિ' નામનો વિખ્યાત પુત્ર ઉત્પન્ન થયો. હે રામચંદ્ર! એ ગાધિરાજા આ વિશ્વામિત્રમહર્ષિના પિતા થાય.[19] મહાતેજસ્વી વિશ્વામિત્રે પણ પોતાના પિતાના રાજ્યાસનપર બેસીને, હજારો વર્ષ સુધી આ પૃથ્વીનું પાલન કર્યું હતું.[20] "રાજાએ પોતાના

---

* અહીં 'અહલ્યા ઘણા કાળથી તપશ્ચર્યા કરતી હતી' એમ કહ્યું છે, તેથી તેનું ગૌતમના શાપવડે પાષાણરૂપ થવું મહર્ષિ વાલ્મીકિને ઇષ્ટ નથી એમ સ્પષ્ટ જણાય છે. વળી સંસ્કૃત ટીકાકાર ગોવિંદરાજ પણ પોતાની ભૂષણ ટીકામાં એમજ લખે છે. "**अनेना-हल्या पाषाणीभूय स्थितेति पक्षो न वाल्मीकेः ।**" વળી આ શ્લોકમાં 'યશસ્વિની' એ અહલ્યાનું વિશેષણ છે; તેથી પણ તે સદાચારી સતી હોવાનું જણાય છે.

રાજ્યની સંભાળ રાખવી જોઈએ" એ નિયમ પ્રમાણે વર્તનારા આ વિશ્વામિત્ર કોઈક સમયે હાથી, ઘોડા, રથ અને પાયદળવાળી પોતાની અક્ષૌહિણી સેના સજ્જ કરીને તેની સાથે પૃથ્વીપર ફરવા નીકળ્યા.[21] અનુક્રમે અનેક નગરો, ગ્રામો, નદીઓ, મોટા પર્વતો અને આશ્રમોનું અવલોકન કરતા એ વિશ્વામિત્ર, મહર્ષિ વસિષ્ઠના આશ્રમ આગળ આવી પહોંચ્યા. એ આશ્રમમાં અનેક પ્રકારનાં પુષ્પલતાવાળાં વૃક્ષો શોભી રહ્યાં હતાં; અનેક જાતનાં હરિણો આમતેમ દોડી રહ્યાં હતાં; સિદ્ધ, ચારણ, દેવ, દાનવ, ગંધર્વ અને કિન્નરોએ સેવવાથી તે આશ્રમ અત્યંત શોભી રહ્યો હતો; તપના પ્રભાવથી હરિણ વગેરે સર્વ પ્રાણિઓ તે આશ્રમમાં શાંત જણાતાં હતાં; અનેક પક્ષિસમૂહો મનોહર શબ્દ કરી રહ્યા હતા;[22-24] તપશ્ચર્યાવડે સિદ્ધ થયેલા અને અગ્નિ સરખા તેજસ્વી અનેક બ્રહ્મર્ષિઓ તથા દેવર્ષિઓથી એ આશ્રમ વ્યાપ્ત હતો;[25] અને જળ, વાયુ, ખરી પડેલાં સૂકાં પાંદડાં, ફળ તથા કંદમૂળનોજ આહાર કરનારા, ઇંદ્રિયોનો જય કરનારા, કામક્રોધાદિ દોષોને જીતનારા, શુદ્ધ અંતઃકરણવાળા અને જપ-હોમમાં તત્પર રહેનારા બ્રહ્મદેવસરખા મહાત્મા 'વાલખિલ્ય' નામના ઋષિઓથી તથા બીજા અનેક વાનપ્રસ્થ મુનિઓથી ચોતરફ સુશોભિત હતો. જાણે બીજો બ્રહ્મલોકજ હોયની! એવા તે વસિષ્ઠઋષિના આશ્રમને જોઈને, વિજય મેળવનારા રાજાઓમાં શ્રેષ્ઠ એ વિશ્વામિત્ર આનંદ પામ્યા."[26-28]

अन्यैर्वैखानसैश्चैव समंतादुपशोभितम् ॥
वसिष्ठस्याश्रमपदं ब्रह्मलोकमिवापरम् ॥
ददर्श जयतां श्रेष्ठो विश्वामित्रो महाबलः ॥२८॥

इति श्रीवाल्मीकीय रामायण आदिकाव्यना बालकांडमां एकावनमो सर्ग संपूर्ण. ५१.

## सर्ग ५२ मो.

### विश्वामित्रनुं आतिथ्य.

तं दृष्ट्वा परमप्रीतो विश्वामित्रो महाबलः ॥
प्रणतो विनयाद्वीरो वसिष्ठं जपतां वरम् ॥१॥

"મહાબળવાન વિશ્વામિત્રે અત્યંત રમણીય એવા એ આશ્રમમાં પ્રવેશ કર્યો, અને ત્યાં ગાયત્રીમંત્રનો જપ કરતા બેઠેલા મહર્ષિ વસિષ્ઠને જોઈ તેમની પાસે જઈ નમ્રતાથી પ્રણામ કર્યા.[1] મહાત્મા વસિષ્ઠઋષિએ તેમને આશીર્વાદ આપી "અહો! મહારાજા વિશ્વામિત્ર! આપ ભલે પધાર્યા" એમ કહી શિષ્યે લાવી આપેલા આસનપર બેસવા સૂચવ્યું.[2] પછી સુખપૂર્વક આસનપર બેઠેલા વિશ્વામિત્રને મહાત્મા વસિષ્ઠમુનિએ ફળ અને કંદમૂળ અર્પણ કરી તેમનો સત્કાર કર્યો.[3] વસિષ્ઠમુનિ તરફથી પ્રાપ્ત થયેલો સત્કાર સ્વીકારીને રાજાઓમાં શ્રેષ્ઠ વિશ્વામિત્રે તેમને તપ, અગ્નિહોત્ર, શિષ્યો અને આશ્રમનાં વનસ્પતિ આદિ સર્વની કુશળતા પૂછી.[4] ત્યારે મહાતપસ્વી વસિષ્ઠમુનિએ સુખપૂર્વક બેઠેલા વિશ્વામિત્રને તે સર્વની કુશળતા કહી સંભળાવી અને તેમને પૂછ્યું કે:-[5-6] "હે ધાર્મિક વિશ્વામિત્ર! તમે કુશળ છો ને? હે રાજન્! તમે ધર્મવડે-ન્યાયવડે પ્રજાને રાજી રાખી, તેનું રાજવૃત્તિથી પાલન કરો છો ને?[7] હે રાજન્! તમારા નોકર-ચાકરો સારી રીતે પગાર મળવાથી સંતુષ્ટ રહીને તમારી આજ્ઞા પ્રમાણે વર્તે છે ને? હે રિપુસૂદન!* તમે સર્વ શત્રુઓને જીતીને વશ કર્યા છે કે?[8] હે પરંતપ!+ હે અનઘ!÷ તમારા પુત્રો, પૌત્રો, મિત્રો અને સેના વગેરે સર્વ કુશળ છે ને? હે નરવ્યાઘ્ર! તમારા ભંડાર ધનથી ભરેલા છે ને?"[9] વસિષ્ઠમુનિનાં વચન સાંભળીને, વિશ્વામિત્રે પોતાનાં સર્વ અંગોમાં કુશળતા જણાવી; અને બીજો પણ કેટલોક ધર્મસંબંધી વાર્તાલાપ કરી બન્ને જણા પ્રસન્ન

* શત્રુઓનો નાશ કરનાર.

\+ શત્રુઓને તપાવનાર ÷ પાપરહિત.

થયા.[10,11] ત્યાર પછી હે રઘુનંદન! પ્રયાણ કરવા ઇચ્છતા વિશ્વામિત્રને ભગવાન વસિષ્ઠમુનિએ પ્રેમથી હસીને કહ્યું કેઃ–[12] "હે મહાબળવાન્ રાજન્! આજે હું તમારો તથા તમારી સેનાનો આતિથ્યસત્કાર કરવા ઇચ્છું છું; માટે આજનો દિવસ રહીને મારા સત્કારને ગ્રહણ કરો. તમારા સરખા શ્રેષ્ઠ અતિથિ અવશ્ય પૂજનીય છે."[13,14] એવું સાંભળીને મહામતિ વિશ્વામિત્રે "હે બ્રહ્મન્! આપનાં પ્રીતિયુક્ત વચનોથીજ મારૂં આતિથ્ય થઇ ચૂક્યું છે" એમ કહ્યું;[15] અને પુનઃ પણ કહ્યું કેઃ– "હે ભગવન્! તમે સર્વથા પૂજનીય છો છતાં તમોએ જે કાંઈ ફળ, કંદમૂળ, પાદ્ય અને આચમનીય વગેરે વડે મારો સત્કાર કર્યો છે તેથી હું પ્રસન્ન થયો છું; અને તે ઉપરાંત તમારાં દર્શનથી હું કૃતાર્થ થયો છું. હે મહાપ્રાજ્ઞ!* હવે હું જવાની આજ્ઞા માગું છું. મને આજ્ઞા આપો અને મારાપર મિત્રદૃષ્ટિ રાખો."[16,17] એ પ્રમાણે આજ્ઞા માગતા રાજાને ધર્માત્મા અને ઉદાર બુદ્ધિવાળા વસિષ્ઠમુનિએ ઘણા આગ્રહથી પુનઃ પણ આતિથ્યમાટે કહ્યું.[18] ત્યારે "હે મુનિશ્રેષ્ઠ! ભલે, આપની ઇચ્છામાં આવે તેમ કરો." એમ કહી વિશ્વામિત્રે તેમના વચનને માન્ય રાખ્યું; અને પોતે આશ્રમથી થોડેક દૂર સેનાસહિત પડાવ નાખીને રહ્યા.[19]

વિશ્વામિત્રે પોતાનું વચન માન્ય રાખ્યું એથી પ્રસન્ન થયેલા વસિષ્ઠમુનિએ પોતાની વિચિત્ર વર્ણવાળી નિર્મળ હોમધેનુને÷ બોલાવી;[20] અને કહ્યું કેઃ–"હે શબલા!× તું સત્વર અહીં આવ; અને મારૂં વચન સાંભળ. આજે હું સમગ્ર સેનાસહિત વિશ્વામિત્રરાજાને ઉત્તમ ભોજન કરાવી તેનો સત્કાર કરવા ઇચ્છું છું. તું મારી એ ઇચ્છાને પરિપૂર્ણ કર![21] હે કામદુઘા! § છ એ પ્રકારના રસોમાંથી જેને જે ઇચ્છિત રસ હોય, તે સર્વ તું પ્રકટ કર.[22] હે શબલા! તું સ્વાદિષ્ટ માલપૂવા વગેરે ભક્ષ્ય,÷ શેરડીના રસ વગેરે પેય,+ મધ વગેરે લેહ્ય× અને આંબાની કેરીઓ વગેરે ચોષ્ય§ પદાર્થો સહિત સર્વ પ્રકારનાં અન્નોને સત્વર ઉત્પન્ન કર."[23]

रसेनान्नेन पानेन लेह्यचोष्येण संयुतम् ॥
अन्नानां निचयं सर्वं सृजस्व शबले त्वर ॥२३॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં બાવનમો સર્ગ સંપૂર્ણ. ૫૨

## સર્ગ ૫૩ મો.

### વિશ્વામિત્રે કરેલી શબલાની માગણી.

एवमुक्ता वसिष्ठेन शबला शत्रुसूदन ॥
विदधे कामधुक्कामान्यस्य यस्येप्सितं यथा ॥१॥

"હે શત્રુસૂદન રામ! મહર્ષિ વસિષ્ઠનાં વચન સાંભળીને કામદુઘા શબલાએ સર્વને ઇચ્છિત પદાર્થો ઉત્પન્ન કરવા માંડયા.[1] શેરડીનો રસ, ઉત્તમ મધ, શેકેલાં અનાજ,॥ મૈરેય,* ઉત્તમ આસવ વગેરે પેય પદાર્થો, અનેક પ્રકારના ભક્ષ્ય પદાર્થો,[2] ગરમાગરમ કમોદના ચોખા-(ભાત)ના પર્વત સરખા ઢગલા, દૂધપાક અને બાસુદી વગેરે પાયસાન્નો, તૂવર, મગ તથા અડદ વગેરેની ઉત્તમ દાળો, શ્રીખંડ, રાયતાં વગેરે દહીંના પદાર્થો,[3] અનેક પ્રકારના સ્વાદવાળા બરફી પેંડા વગેરે ખાંડના પદાર્થો અને ગોળના પદાર્થો એમ સઘળું ઉત્પન્ન કરી, શબલાએ પોતાની દિવ્ય શક્તિથી સુવર્ણનાં હજારો પાત્રો તે તે પદાર્થોથી ભરી દીધાં.[4] હે રામ! પછી વસિષ્ઠમુનિએ હૃષ્ટપુષ્ટ મનુષ્યોવાળા સૈન્યસહિત વિશ્વામિત્રને ઉત્તમ સુવર્ણનાં આસનોપર બેસાડીને દિવ્ય અને છએ રસવાળાં અન્નોથી તૃપ્ત કર્યા.[5]

---

* વિશાળ બુદ્ધિવાળા ÷ યજ્ઞમાં ઉપયોગી સર્વ સાહિત્ય આપનારી ગાય. × હોમધેનુનું એ નામ છે. § ઇચ્છિત પદાર્થોને ઉત્પન્ન કરનારી.

÷ ખાવા યોગ્ય. + પીવા યોગ્ય. × જીહ્વાથી ચાટવા યોગ્ય. § હોઠથી ચૂસવા યોગ્ય. ॥ ધાણી વગેરે.
* ધાવડીનાં ફૂલ ગોળ અને પાણી, એ સર્વના મિશ્રણથી બનેલો આસવ એટલે માદક પેયપદાર્થ.

અમાત્યો, મંત્રિઓ, પુરોહિત, બ્રાહ્મણો, રાણીઓ અને સેવકોસહિત અત્યંત તૃપ્ત થયેલા રાજર્ષિ વિશ્વામિત્ર વસિષ્ઠમુનિએ કરેલા આતિથ્ય સત્કારથી પરમ હર્ષ પામ્યા; (પરંતુ તેમને એક આશ્ચર્ય થયું કે "આ ઋષિએ આવા જંગલમાં એકદમ આટલાં બધાં સાહિત્યો ક્યાંથી અને કેવી રીતે તૈયાર કર્યા ?" તપાસ કરતાં જણાયું કે "કામધેનુના પ્રભાવથી આ સઘળું ઉત્પન્ન થયું છે." ત્યારે વિશ્વામિત્રે વિચાર્યું કે "આવી ઉત્તમ ગાય તો રાજાને ત્યાં હોવી જોઇએ." પછી તે વસિષ્ઠઋષિની પાસે આવ્યા) અને તેમને કહ્યું કેઃ–[૭] "હે વાક્યના તત્ત્વને જાણનાર બ્રહ્મર્ષિ ! જો કે મારે તમારૂં પૂજન કરવું યોગ્ય છે, પરંતુ આજે તો તમોએ મારો સારી રીતે સત્કાર કર્યો; તેથી હું સંતુષ્ટ થયો છું. હવે મારે આપને એક વિનતિ કરવાની છે તે સાંભળો.[૮] હે ભગવન્! તમારી પાસે જે 'શબલા' નામની ગાય છે તે મને આપો. હું તે શબલાના બદલામાં તમને એક લાખ ગાયો આપીશ. એ શબલા સર્વ ગાયોમાં રત્નરૂપ છે. વળી હે દ્વિજ! 'રાજા રત્નને ગ્રહણ કરનાર છે' એવો સંપ્રદાય હોવાથી એ શબલા મારીજ છે, માટે મને આપો.

વિશ્વામિત્રનું વચન સાંભળીને, ધર્માત્મા મુનિશ્રેષ્ઠ વસિષ્ઠે કહ્યું કેઃ–"હે રાજન્! શું મારી શબલા ગાયના બદલામાં એક લાખ ગાયો મૂલ્યરૂપે આપીને, તમે મને તેનો વિક્રય કરવાનું કહો છો ? અરે, એક લાખ તો શું, પરંતુ તમે, કરોડો અને અબજો ગાયો અથવા સોનારૂપાના ઢગલા આપો, તો પણ હે રાજન્ ! હું મારી શબલા ગાય આપી શકું નહિ. હે શત્રુદમન ! હું એ ગાયને મારી પાસેથી ક્ષણવાર પણ દૂર કરવાને સમર્થ નથી. ૯-૧૨ હે વિશ્વામિત્ર ! જેમ રાજયોગવાળા મનુષ્યે પોતાની વિદ્યા તથા પરાક્રમાદિ સાધનો વડે પ્રાપ્ત કરેલી કીર્તિ નિરંતર તેની પાસેજ રહે છે, તેમ બ્રહ્મદેવે મને આપેલી આ શબલા પણ સર્વકાળ મારી પાસેજ રહેનારી છે. વળી હે રાજર્ષિ ! હવ્ય,§ કવ્ય,× અગ્નિહોત્ર, બલિદાન, વૈશ્વદેવ વગેરે હોમ, સ્વાહાકાર તથા વષટ્કારોચ્ચારણથી થતા યજ્ઞો, અનેક પ્રકારની વિદ્યાઓ અને મારી પ્રાણયાત્રા (નિર્વાહ), એ સઘળું આ શબલાનેજ અધીન છે એમાં કાંઇ પણ સંદેહ નથી. હે રાજન્ ! એ શબલા મને સર્વ પ્રકારે સંતોષ આપનારી છે. હું વિશેષ શું કહું, પરંતુ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે 'આ શબલાજ મારૂં સર્વસ્વ છે, હે વિશ્વામિત્ર ! એવાં અનેક કારણોથી હું મારી શબલા તમને આપીશ નહિ."

વસિષ્ઠમુનિનાં વચન સાંભળીને, વાણી બોલવામાં ચતુર વિશ્વામિત્રે કહ્યું કેઃ–"હે બ્રાહ્મન્ ! હું તમને ગળામાં તથા મધ્ય ભાગમાં સોનાની સાંકળોયુક્ત ઘંટાઓવાળા તથા સોનાના અંકુશવાળા ચૌદહજાર હાથીઓ આપું, ચાર શ્વેત અશ્વો જોડીને તૈયાર કરેલા અને ઘુઘરીઓથી શોભતા આઠસો સુવર્ણમય રથો આપું, પવન સરખા વેગવાળા, બાહ્લીક આદિ દેશોમાં ઉત્પન્ન થયેલા અને ઉચ્ચૈઃશ્રવાના કુળમાં જન્મેલા અગીઆર હજાર અશ્વો આપું તથા વિચિત્ર વર્ણવાળી અને યુવાન એવી પહેલા વેતરની એક કરોડ ગાયો આપું; તેમજ હે દ્વિજોત્તમ ! તે ઉપરાંત, તમારી ઇચ્છા હોય તેટલાં રત્નો તથા સુવર્ણ વગેરે આપું; પરંતુ તમારી શબલા ગાય મને આપો."[૧૭-૨૧]

વિશ્વામિત્રનું વચન સાંભળીને વસિષ્ઠમુનિએ પુનઃ પણ શાંતિપૂર્વક કહ્યું કેઃ–"હે રાજન્ ! તમે મને ચ્હાય તેટલું કહેશો, તોપણ હું તમને આ શબલા આપવાનો નથી; કારણ કે એ મારૂં જીવિત છે, ઉત્તમ રત્ન છે, ધન છે અને સર્વસ્વ છે[૨૨,૨૩] હે રાજન્! મારા દર્શ અને પૌર્ણમાસ÷ વગેરે સંપૂર્ણ દક્ષિણાવાળા યજ્ઞો તથા

§ યજ્ઞમાં દેવોને ઉદ્દેશી અપાતું દ્રવ્ય.
× શ્રાદ્ધાદિકર્મમાં પિતૃઓને ઉદ્દેશી અપાતુ દ્રવ્ય.
÷ અગ્નિહોત્રમાં દરેક માસની અમાવાસ્યાની જે ઇષ્ટિ થાય છે તેને 'દર્શ' અને પૂર્ણિમાની ઇષ્ટિને 'પૌર્ણમાસ' કહે છે.

બીજી અનેક પ્રકારની ક્રિયાઓ આ શબલાનેજ આધારે છે.[૨૪] હે રાજર્ષિ ! એ શબલાને લીધેજ મારાં સર્વ કાર્યો સિદ્ધ થાય છે; માટે વિશેષ શું કહું ? ઇચ્છિત પદાર્થોને આપનારી આ શબલા હું તમને કોઈપણ પ્રકારે આપીશ નહિ."[૨૫]

**अतो मूलाः क्रियाः सर्वा मम राजन्न संशयः ॥**
**बहुना किं प्रलापेन न दास्ये कामदोहिनीम् ॥२५॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ત્રેપનમો સર્ગ સંપૂર્ણ. ૫૩

## સર્ગ ૫૪ મો.

### વિશ્વામિત્રે કરેલું શબલાનું હરણ.

**कामधेनुं वसिष्ठोऽपि यदा न त्यजते मुनिः ॥**
**तदास्य शबलां राम विश्वामित्रोऽन्वकर्षत ॥१॥**

"હે રામ ! વસિષ્ઠમુનિએ વિશ્વામિત્રને શબલા આપવાની સ્પષ્ટ ના પાડી ત્યારે વિશ્વામિત્રે તેનું બલાત્કારથી હરણ કરવા માટે પોતાના દૂતોને આજ્ઞા કરી, એટલે રાજદૂતો તેને દોરડાંવડે બાંધીને પોતાના ઉતારા તરફ ખેંચી જવા લાગ્યા.[૧] હે રામ ! તે સમયે પોતાને વિશ્વામિત્ર લઈ જાય છે, એ જોઇને અત્યંત દુઃખી અને શોકયુક્ત થઈ ગયેલી શબલા બરાડા પાડી રૂદન કરવા લાગી; અને મનમાં વિચારવા લાગી કેઃ-[૨] "અરે ! શું મહાત્મા વસિષ્ઠે મારો ત્યાગ કર્યો હશે કે જેથી અત્યંત દુઃખી અને દીન થઇ ગયેલી મને આ રાજદૂતો બલાત્કારથી ખેંચી લઈ જાય છે ?[૩] અરે ! શુદ્ધ અંતઃકરણવાળા ધર્મિષ્ઠ વસિષ્ઠમુનિનો મેં શું અપરાધ કર્યો હશે ? હું નિરપરાધિની અને તેમના ઉપર ભક્તિભાવવાળી છું છતાં વસિષ્ઠમુનિ મારો ત્યાગ કેમ કરે છે ? એ મારે જાણવું જોઇએ."[૪] એવો વિચાર કરીને નિશ્વાસ મૂકતી એ શબલા પોતાની દૈવીશક્તિવડે તે સર્વ રાજદૂતોને તરછોડીને તથા તેઓના હાથમાંથી છૂટી થઇને પવન સરખા વેગથી વસિષ્ઠમુનિની પાસે દોડી ગઈ. બરાડા પાડીને રૂદન કરતી તથા મેઘસમાન નાદવાળી એ શબલા વસિષ્ઠમુનિની આગળ ઉભી રહીને કહેવા લાગી કેઃ-[૫,૬] "હે ભગવન્ ! હે બ્રહ્મપુત્ર વસિષ્ઠ ! શું આપે મારો ત્યાગ કર્યો છે કે જેથી આ રાજદૂતો મને તમારી પાસેથી ખેંચી જાય છે ?"

પછી વસિષ્ઠમુનિએ શોકવડે મુઝાયલા અંતઃકરણવાળી અને પોતાની ભગિનીસરખી તે શબલાને કહ્યું કેઃ-[૯] "હે શબલા ! હું તારો ત્યાગ કરતો નથી. તેં મારો કાંઇ પણ અપરાધ કર્યો નથી, પરંતુ આ મહાબળવાન રાજા વિશ્વામિત્ર તને બળાત્કારથી લઇ જાય છે; કેમકે તે પોતાના બળે કરી મદોન્મત્ત થયેલો છે[૧૦] વળી એને વારવાને હું શક્તિમાન નથી; કારણ કે મારૂં અને એનું બળ સમાન નથી. (હે શબલા ! કદાચ તું કહીશ કે 'તમે તપોબળ વડે એને શિક્ષા કરો.' તો એમ કરવું પણ યોગ્ય નથી; કારણ કે એ વિશ્વામિત્રનું મેં આજેજ આતિથ્ય કર્યું છે.) એ વિશ્વામિત્ર પૃથ્વીનું પાલન કરનાર બળવાન ક્ષત્રિય રાજા છે,[૧૧] તથા હાથી, રથો, ઘોડાઓ અને મોટી ધ્વજાઓવાળી અક્ષૌહિણી સેના તેના સ્વાધીનમાં છે, તેથી તે અત્યંત બળવાળો છે; એટલે તેની પાસેથી હું તને કેવી રીતે છોડાવી શકું ?"[૧૨]

એવું સાંભળીને વચનના તાત્પર્યને જાણનારી શબલાએ અત્યંત કાંતિવાળા બ્રહ્મર્ષિ વસિષ્ઠને નમ્રતાથી પુનઃ કહ્યું કેઃ-[૧૩] "હે બ્રહ્મન્ ! આ તમે શું બોલો છો ? વિવેકી પુરૂષો ક્ષત્રિયોના બળકરતાં બ્રાહ્મણોના દિવ્ય બળને અધિક ગણે છે, અને તેથીજ તેઓ 'ક્ષત્રિયો બળવાન્ નથી, પણ બ્રાહ્મણોજ અત્યંત બળવાળા છે.' એમ કહે છે.[૧૪] હે મહાત્મા ! જો કે વિશ્વામિત્ર મહાન્ પરાક્રમી છે, પરંતુ તમારા જેવા અમાપ બલ-પરાક્રમવાળો નથી. તેથી તે તમારા તેજને સહન કરી શકનાર નથી.[૧૫] હે મહાતેજસ્વી ! એમ છતાં પણ જો તમે સ્વયં એને દંડ દેવો ઉચિત ન ધારતા હો તો મને આજ્ઞા આપો. તમારી કૃપાવડે હું બ્રહ્મબળથી પરિપૂર્ણ છું. એ દુષ્ટ

વિશ્વામિત્રનાં સૈન્ય, અભિમાન અને પ્રયત્નનો હું નાશ કરીશ."[16]

હે રામ! શબલાનું વચન સાંભળીને, મહાયશસ્વી વસિષ્ઠમુનિએ તેને આજ્ઞા આપી કે:-"હે શબલા! તું શત્રુની સેનાનો નાશ કરવા માટે તારી ઇચ્છામાં આવે એવું સૈન્ય ઉત્પન્ન કર."[17] હે રામ! વસિષ્ઠમુનિની આજ્ઞા મળતાંજ ક્રોધયુક્ત થયેલી શબલાએ 'હું ભા:' એવો નાદ કરીને પોતાનાં રૂંવાંટામાંથી 'પહ્‌લવ' નામના સેંકડો મ્લેચ્છ યોદ્ધાઓ ઉત્પન્ન કર્યા.[18] તેઓએ પોતાનાં શસ્ત્રાસ્ત્રોવડે વિશ્વામિત્રના દેખતાંજ તેમની સર્વ સેનાનો નાશ કરવા માંડયો. એ જોઇને વિશ્વામિત્રનાં નેત્ર ક્રોધવડે લાલચોળ થઇ ગયાં;[19] અને તેમણે પોતાનાં અનેક શસ્ત્રોના પ્રહારોવડે એ પહ્‌લવોનો નાશ કરવા માંડયો. એ પ્રમાણે વિશ્વામિત્રથી સેંકડો પહ્‌લવોનો નાશ થતો જોઇને પુન: પણ અત્યંત ક્રોધપૂર્ણ થયેલી શબલાએ 'હુંભા:' એવા શબ્દથી શક અને યવન જાતિના મ્લેચ્છ યોદ્ધાઓને ઉત્પન્ન કર્યા, કે જેઓ મહાતેજસ્વી, મહાન્ પરાક્રમી, ચંપકપુષ્પના પરાગ સરખા વર્ણવાળા, પીળાં વસ્ત્ર ધારણ કરનારા અને તીક્ષ્ણ તલવાર તથા પટ્ટિશ વગેરે આયુધોને ધારણ કરનારા હતા, તેઓથી સઘળી પૃથ્વી વ્યાપ્ત થઇ ગઇ.[20-22] જેમ પ્રદીપ્ત થયેલો અગ્નિ સઘળા વનને બાળી મૂકે તેમ તે યોદ્ધાઓએ વિશ્વામિત્રની સર્વ સેનાને બાળીને ભસ્મ કરી દીધી. એ જોઇને વળી વિશેષ ક્રોધયુક્ત થયેલા વિશ્વામિત્રે પોતાના હાથથીજ તેઓના ઉપર અનેક અસ્ત્રશસ્ત્રો મૂક્યાં કે જેથી તે પહ્‌લવ, શક, યવન, કાંબોજ અને બર્બર વગેરે મ્લેચ્છ યોદ્ધાઓ વ્યાકુળ થઇ ગયા."[23]

**निर्दग्धं तद्बलं सर्वं प्रदीप्तेनेव पावकैः ॥**
**ततोऽस्त्राणि महातेजा विश्वामित्रो मुमोच ह ॥**
**तैस्ते य नकांबोजा बर्बराश्चाकुलीकृताः ॥२३॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ચોપનમો સર્ગ સંપૂર્ણ. ૫૪.

## સર્ગ ૫૫ મો.

### વિશ્વામિત્રે તપશ્ચર્યાથી ધનુર્વેદ પ્રાપ્ત કર્યો.

**ततस्तानाकुलान्दृष्ट्वा विश्वामित्रास्त्रमोहितान् ॥**
**वसिष्ठश्चोदयामास कामधुक्सृज योगतः ॥१॥**

"વિશ્વામિત્રનાં અસ્ત્રશસ્ત્રોવડે મ્લેચ્છસેનાને આકુળવ્યાકુળ થયેલી જોઇને વસિષ્ઠમુનિએ શબલાને પુન: પણ કહ્યું કે:-"હે કામદુધા! તું પોતાના યોગબળથી બીજા સૈન્યને ઉત્પન્ન કર."[1] એવું સાંભળતાંજ શબલાએ પૂર્વની પેઠે 'હુંભા:' એવો નાદ કરીને પુન: પણ અનેક મ્લેચ્છ યોદ્ધાઓને ઉત્પન્ન કર્યા. તેમાં તે શબલાના હુંકારનાદથી સૂર્ય સરખા તેજસ્વી કાંબોજ, અડાણમાંથી* શસ્ત્રધારી બર્બરો,[2] યોનિપ્રદેશમાંથી યવનો, ગુદામાંથી શકો અને રૂંવાંટીમાંથી મ્લેચ્છો, હારીતો તથા કિરાતો ઉત્પન્ન થયા.[3] હે રઘુનંદન! તેઓએ તુરતજ અશ્વો, પદાતિઓ, હાથીઓ અને રથોસહિત વિશ્વામિત્રની સઘળી સેનાનો નાશ કર્યો.[4] એ પ્રમાણે મહાત્મા વસિષ્ઠઋષિની સહાયથી શબલાએ પોતાની સઘળી સેનાનો નાશ કરેલો જોઇને વિશ્વામિત્રના સોએ પુત્રો અત્યંત ક્રોધયુક્ત થયા; અને અનેક પ્રકારનાં આયુધો ઉગામીને જપ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા વસિષ્ઠઋષિ ઉપર ધસી આવ્યા. ત્યારે મહર્ષિ વસિષ્ઠે પણ એક મુહૂર્ત માત્રમાં હુંકાર શબ્દથી તેઓ સર્વેને અશ્વ, રથ તથા બાકીના પદાતિઓસહિત બાળીને ભસ્મ કરી નાખ્યા.[5-7] હે રામ! એ પ્રમાણે પોતાના પુત્રોનો તથા સર્વ સેનાનો એકાએક નાશ થવાથી લજ્જિત થયેલા મહાયશસ્વી વિશ્વામિત્ર ચિંતાતુર થઇ ગયા; અને તેથી તે, વેગવિનાના સમુદ્રજેવા શાંત, ભાંગેલી દાઢવાળા સર્પના સરખા ઈર્ષ્યારહિત, રાહુથી ઢંકાયેલા સૂર્યસમાન નિસ્તેજ તથા કપાઇ ગયેલી પાંખોવાળા પક્ષિના જેવા દીન જણાવા લાગ્યા. એ રીતે પોતાના સર્વ બળનો નાશ થવાથી નિરુત્સાહ થયેલા વિશ્વામિત્ર અત્યંત

* સ્તનનો ભાગ, કે જેમાં દૂધ રહે છે.

ખેદયુક્ત થયા.[૯-૧૦] પછી ઘેર જઈને તેમણે પોતાના જીવતા રહેલા એક પુત્રને પટ્ટાભિષેક કરીને રાજ્યગાદીપર બેસાડયો; અને "હે પુત્ર! તું ક્ષત્રિયધર્મને અનુસરી પ્રજાનું પાલન કર." એમ શિખામણ દઈને પોતે તપશ્ચર્યા કરવા માટે વનમાં ગયા.[૧૧]

મહાતપસ્વી વિશ્વામિત્રે કિંનરો તથા સર્પોએ સેવેલી હિમાલયપર્વતની તળેટીમાં જઈને મહાદેવજીને પ્રસન્ન કરવા માટે તપનો આરંભ કર્યો.[૧૨] તપ કરતાં કેટલોક કાળ વ્યતીત થયા પછી ઇચ્છિત ફળ દેનારા મહાદેવજી પ્રસન્ન થયા; અને મહામુનિ વિશ્વામિત્રને દર્શન આપીને કહ્યું કે:-[૧૩] "હે રાજન્! તું શા-માટે તપ કરે છે? હું, તારા તપથી પ્રસન્ન થઈ તને વરદાન દેવાને આવ્યો છું; માટે તારી ઇચ્છામાં આવે તે વરદાન માગ."[૧૪]

મહાદેવજીનું વચન સાંભળીને, મહાતપસ્વી વિશ્વામિત્રે તેમને પ્રણામ કરી કહ્યું કે:-[૧૫] "હે મહાદેવ! જો આપ મારાપર પ્રસન્ન થયા હો તો મને અંગ, ઉપાંગ તથા રહસ્યસહિત સંપૂર્ણ ધનુર્વેદ આપો.[૧૬] હે અનઘ! દેવો, દાનવો, મહર્ષિઓ, ગંધર્વો, યક્ષો અને રાક્ષસોનાં જે જે અસ્ત્રો છે, તે સર્વ આપની કૃપાથી મારા હૃદયમાં સ્ફુરિત થાઓ. હે દેવદેવ! મારી એ ઇચ્છાને પરિપૂર્ણ કરો."

એવું સાંભળી "તારી ઇચ્છા પ્રમાણે થાઓ" એમ કહીને મહાદેવજી સ્વસ્થાન પ્રત્યે ગયા.[૧૭,૧૮]

એવી રીતે મહાદેવજી પાસેથી સર્વ અસ્ત્રવિદ્યા પ્રાપ્ત થયા પછી ક્ષત્રિય સ્વભાવને-લીધે સહજ ગર્વવાળા એ વિશ્વામિત્રના ગર્વનો પાર રહ્યો નહિ, અર્થાત્ મૂળથી જે ગર્વ હતો; તે વળી વિશેષ વૃદ્ધિ પામ્યો.[૧૯] હે રામ! જેમ પૂર્ણિમાના દિવસે સમુદ્ર વૃદ્ધિ પામે છે, તેમ બળવડે વૃદ્ધિ પામેલા વિશ્વામિત્રે પોતાના મનમાં એમજ માન્યું કે, 'અહ: વસિષ્ઠઋષિનો શો ભાર છે? હવે તો હું તેને સર્વથા જિતીજ ચૂકયો છું.'[૨૦] એ પ્રમાણે ગર્વયુક્ત થયેલા વિશ્વામિત્ર ઉંડો વિચાર નહિ કરતાં તુરતજ તપોવનમાંથી નીકળીને વસિષ્ઠઋષિના આશ્રમ આગળ આવ્યા; અને હે રામ અનેક અસ્ત્રો મૂકીને તેમણે તે અસ્ત્રોના તેજવડે (વસિષ્ઠ)-ના સઘળા તપોવનને બાળવા માંડયું.[૨૧]

એ જોઇને ભયભીત થયેલા સેંકડો મુનિલોકો એ તપોવનમાંથી નાસવા લાગ્યા;[૨૨] તેમજ વસિષ્ઠના શિષ્યો અને ત્યાં નિવાસ કરનારાં મૃગો તથા પક્ષિઓ પણ ભયથી ત્રાસ પામીને દશે દિશાઓમાં નાસવા માંડયાં.[૨૩] વસિષ્ઠમુનિએ તેઓ સર્વને ધીરજ આપતાં કહ્યું કે:-"અરે! તમે ભય ધરશો નહિ; જેમ સૂર્ય ઝાકળનો નાશ કરે છે, તેમ હું હમણાં એ વિશ્વામિત્રના બળનો નાશ કરીશ." એ પ્રમાણે વસિષ્ઠમુનિએ પુનઃપુનઃ કહ્યું તો પણ ભયયુક્ત થયેલાં તે સર્વ પ્રાણિઓ ત્યાંથી પલાયન કરી ગયાં, અને મહાત્મા વસિષ્ઠનો આશ્રમ વૃક્ષાદિવિનાના ખારાપાટ (ખારી જમીન) જેવો શૂન્ય થઇ ગયો, એક મુહૂર્ત પર્યંત તો તેમાં કોઈ પણ પ્રકારનો શબ્દ પણ થવા પામ્યો નહિ. પછી ક્રોધાવિષ્ટ થયેલા વસિષ્ઠઋષિએ વિશ્વામિત્રની પાસે જઇને કહ્યું:-[૨૪-૨૫] "હે દુરાચરણી મૂર્ખ! મેં લાંબા સમયથી રક્ષણ કરી વૃદ્ધિ પમાડેલા મારા આશ્રમનો તેં આજ નાશ કર્યો છે; માટે હવે તું જીવતો રહેનાર નથી."[૨૭] એટલું કહીને અત્યંત ક્રોધયુક્ત થયેલા અને ધૂમાડાવિનાના કાલાગ્નિ સરખા મહર્ષિ વસિષ્ઠ તુરતજ યમદંડજેવા પોતાના બ્રહ્મદંડને વિશ્વામિત્રની સામે ઉગામીને ઉભા રહ્યા."[૨૮]

इत्युक्त्वा परमक्रुद्धो दण्डमुद्यम्य सत्वरः ॥
विधूम इव कालाग्निर्यमदण्डमिवापरम् ॥२८॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં પંચાવનમો સર્ગ સંપૂર્ણ. ૫૫

## સર્ગ ૫૬ મો.

**વિશ્વામિત્રે બ્રાહ્મત્વ મેળવવાનો નિશ્ચય કર્યો.**

**एवमुक्तो वसिष्ठेन विश्वामित्रो महाबलः ॥**
**आग्नेयमस्त्रमुद्दिश्य तिष्ठ तिष्ठेति चाब्रवीत् ॥१॥**

"મહર્ષિ વસિષ્ઠનું વચન સાંભળીને સજ્જ થયેલા મહા બળવાન્ વિશ્વામિત્રે પોતાના ધનુષ્યપર આગ્નેયાસ્ત્ર ચઢાવ્યું અને કહ્યું કે:–"હે વસિષ્ઠ! ઉભો રહે, ઉભો રહે હવે તું મારી આગળથી ક્યાં જનાર છે?"[1]. એવું સાંભળીને, યમદંડ જેવા પોતાના બ્રહ્મદંડને ઉગામી ઉભા રહેલા ભગવાન વસિષ્ઠમુનિએ ક્રોધપૂર્વક કહ્યું કે:–[2] "હે ક્ષત્રિયોમાં અધમ વિશ્વામિત્ર! હું તો આ તારી સામે ઉભોજ છું. તારૂં જેટલું બળ હોય, તેટલું દેખાડ! હે ગાધિપુત્ર! મહાદેવજીપાસેથી અસ્ત્રવિદ્યા પ્રાપ્ત થવાથી તને જે ગર્વ ઉપજ્યો છે, તેનો હું આજે નાશ કરીશ.[3] હે ક્ષત્રિયોમાં અધમ! આજે તું અમારા દિવ્ય બ્રહ્મબળને જો; અને પછી વિચાર કર કે તારૂં તુચ્છ ક્ષત્રિયબળ ક્યાં અને મહાન બ્રહ્મબળ ક્યાં?"[4]

એવું સાંભળી ક્રોધપૂર્ણ થયેલા વિશ્વામિત્રે પ્રથમથી યોજી રાખેલું અગ્ન્યાસ્ત્ર વસિષ્ઠઋષિપર ફેંક્યું; પરંતુ તેમની આગળ આવતાંમાં તો જેમ જળથી અગ્નિ શાંત થઇ જાય, તેમ તે અગ્ન્યાસ્ત્ર બ્રહ્મદંડના પ્રભાવથી શાંત થઇ ગયું.[5] એ જોઇને મહાન્ ક્રોધયુક્ત થયેલા ગાધિપુત્ર વિશ્વામિત્રે અનુક્રમે અનેક અસ્ત્રો ફેંકવા માંડયા. જેવાં કે, વારૂણ, રૌદ્ર, ઐંદ્ર, પાશુપાત, ઐષીક,[6] માનવ, મોહન, ગાંધર્વ, સ્વાપન, જૃંભણ, માદન, સંતાપન, વિલાપન,[7] શોષણ, દારણ, દુર્જય, વજ્ર, બ્રહ્મપાશ, કાલપાશ, વારૂણપાશ,[8] મહાદેવજીનું પ્રિય પિનાક, 'શુષ્ક' અને 'આર્દ્ર', નામની અશનિઓ, દંડાસ્ત્ર, પૈશાચાસ્ત્ર, ક્રૌંચાસ્ત્ર,[9] ધર્મચક્ર, કાલચક્ર, વિષ્ણુચક્ર, વાયવ્યાસ્ત્ર, મથનાસ્ત્ર, હયશિરાસ્ત્ર.[10] બન્ને પ્રકારની શક્તિઓ. કંકાલ, મુશલ, વૈદ્યાધરાસ્ત્ર, કાલાસ્ત્ર,[11] ભયંકર ત્રિશૂલ, કાપાલ તથા કંકણ. હે રઘુનંદન! વિશ્વામિત્રે એ સર્વ અસ્ત્રો વસિષ્ઠમુનિ ઉપર મૂક્યાં.[12] પરંતુ આશ્ચર્ય જેવું થયું કે જપ કરનારાઓમાં શ્રેષ્ઠ મહર્ષિ વસિષ્ઠે તે સર્વ અસ્ત્રોને પોતાના બ્રહ્મદંડ વડેજ નિવારણ કર્યા.[13] પોતાનાં સર્વ અસ્ત્રોને નિષ્ફળ ગયેલાં જોઇને ખેદ યુક્ત થયેલા વિશ્વામિત્રે છેવટે ધનુષ્યપર બ્રહ્માસ્ત્ર યોજ્યું કે જેના તેજથી આખા બ્રહ્માંડનો નાશ થવાનો ભય ઉત્પન્ન થાય છે. બ્રહ્માસ્ત્રને ધનુષ્યપર ચઢાવેલું જોઇને, અગ્નિ વગેરે સર્વ દેવો, દેવર્ષિઓ, ગંધર્વો અને મોટા નાગલોકોસહિત સઘળું ત્રૈલોક્ય ત્રાસ પામવા લાગ્યું.[14,15] પછી વિશ્વામિત્રે એ મહાન ભયંકર બ્રહ્માસ્ત્ર વસિષ્ઠમુનિ ઉપર મૂક્યું; પરંતુ હે રાઘવ! તેમણે તે બ્રહ્માસ્ત્રને પણ પોતાના બ્રહ્મતેજથી પૂર્ણ બ્રહ્મદંડવડે શાંત કર્યું.[16] એ પ્રમાણે બ્રહ્માસ્ત્રનું તેજ પણ મહાત્મા વસિષ્ઠ ઋષિમાં સમાઇ જવાથી તેમનું તેજ અત્યંત વૃદ્ધિ પામ્યું; તેથી વસિષ્ઠઋષિ ત્રૈલોક્યને મોહ પમાડે એવા ભયંકર રૂપવાળા જણાવા લાગ્યા.[17] મહાત્મા વસિષ્ઠઋષિનાં પ્રત્યેક રોમનાં છિદ્રોમાંથી ધૂમાડાસહિત અગ્નિના તણખા નીકળતા હોય એવું જણાવા લાગ્યું;[18] અને તેમના હાથમાં રહેલો યમદંડ જેવો બ્રહ્મદંડ પણ ધૂમ્રરહિત કાલાગ્નિની પેઠે પ્રજ્વલિત થઇ ગયો.[19]

એ જોઇને ભયભીત થયેલા આકાશમાં રહેલા દેવો અને પૃથ્વીપર રહેલા ઋષિમુનિઓ વસિષ્ઠઋષિની સ્તુતિ કરવા લાગ્યા કે:–"હે બ્રહ્મન્! તમને ધન્ય છે. તમારૂં બ્રહ્મબળ અમોઘ છે. હે મહર્ષિ! અત્યંત બળ અને ગર્વવાળા વિશ્વામિત્રનો તમોએ આજે પરાજય કર્યો છે. માટે હવે તમે આ બ્રહ્માસ્ત્રના તેજને પોતાના તેજમાં ધારણ કરો અને ત્રિલોકની પીડાને શાંત કરો."[20,21] સર્વની પ્રાર્થના સાંભળીને વસિષ્ઠઋષિ પોતાના પૂર્વ સ્વરૂપને ધારણ કરી શાંત થયા.

હે રામચંદ્ર! પરાજિત થયેલા વિશ્વામિત્ર વારંવાર નિઃશ્વાસ નાખીને સર્વના સાંભળતાં કહેવા લાગ્યા કે:–[22]

धिग्बलं क्षत्रियबलं ब्रह्मतेजोबलं बलम् ॥
एकेन ब्रह्मदंडेन सर्वास्त्राणि हतानि मे ॥

"અરે! ક્ષત્રિયના બળને ધિક્કાર છે. બ્રહ્મતેજરૂપી બળ એજ ખરૂં બળ છે. અહો! માત્ર એકજ બ્રહ્મદંડથી મારાં સર્વ અસ્ત્રો હણાઈ ગયાં છે![૨૩] માટે હવે તો સર્વથી શ્રેષ્ઠ એવું બ્રહ્મત્વ પ્રાપ્ત કરવા માટેજ હું મારી ઇંદ્રિયો તથા મનને નિર્મળ અને એકાગ્ર કરીને મોટું તપ કરીશ."[૨૪]

तदेतत्समवेक्ष्याहं प्रसन्नेंद्रियमानसः ॥
तपो महत्समास्थास्ये यद्वै ब्रह्मत्वकारणम् ॥२४॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં છપ્પનમો સર્ગ સંપૂર્ણ. ૫૬

---

## સર્ગ ૫૭ મો.

### વિશ્વામિત્ર રાજર્ષિ થયા.

ततः संतप्तहृदयः स्मरन्निग्रहमात्मनः ॥
विनिःश्वस्य विनिःश्वस्य कृतवैरो महात्मना॥१॥

"હે રઘુનંદન! એ પ્રમાણે મહાત્મા વસિષ્ઠમુનિની સાથે વેર બંધાયું તથા તેમનાથી પોતાનો પરાભવ થયો, એનું સ્મરણ થવાથી વિશ્વામિત્રનું હૃદય તપવા લાગ્યું; અને તેથી તે વારંવાર નિઃશ્વાસ મૂકવા લાગ્યા.[૧] હે રાઘવ! પછી પોતાની સ્રીસહિત તે વિશ્વામિત્ર મોટું તપ કરવાનો નિશ્ચય કરીને દક્ષિણદિશામાં આવેલા એક તપોવનમાં ગયા. ત્યાં જઇ, તેમણે ફળમૂળનો આહાર કરીને તથા ઇંદ્રિયો જિતીને ઘોર તપશ્ચરણનો આરંભ કર્યો. એ સ્થળમાં તેમને 'હવિષ્પંદ, મધુષ્પંદ, દઢનેત્ર' અને 'મહારથ' નામના ચાર પુત્રો થયા, કે જેઓ સત્ય ધર્મમાં પરાયણ રહેનારા હતા. તપશ્ચર્યા કરતાં એક હજાર વર્ષ પૂરાં થયાં, ત્યારે સર્વ લોકના પિતામહ બ્રહ્મદેવ વિશ્વામિત્ર ઉપર પ્રસન્ન થયા,[૨-૪] અને (સર્વ દેવોસહિત) તેમણે પ્રત્યક્ષ દર્શન આપીને તપરૂપી ધનવાળા વિશ્વામિત્રને કહ્યું કેઃ-"હે કુશિકપુત્ર! તમે ઉગ્ર તપશ્ચરણ કરવાથી રાજર્ષિલોકને જિતી ચૂકયા છો.[૫] તેમજ હે વિશ્વામિત્ર! આ તમારા તપના પ્રભાવને લીધે અમે આજથી તમને રાજર્ષિ જાણીએ છીએ" એમ કહીને મહાતેજસ્વી બ્રહ્મદેવ પોતાના લોકમાં ગયા અને તેમની સાથે આવેલા સર્વ દેવો સ્વર્ગમાં ગયા. સર્વ દેવસહિત બ્રહ્મદેવનું પૂર્વોક્ત વચન સાંભળીને વિશ્વામિત્ર લજવાઇ ગયા; તેથી નીચું મુખ કરીને ક્રોધપૂર્વક કહેવા લાગ્યા કેઃ-"અરે!! મેં અત્યંત ઘોર તપશ્ચરણ કર્યું તો પણ સર્વ દેવ તથા ઋષિગણોસહવર્તમાન બ્રહ્મદેવ મને 'રાજર્ષિ'જ જાણે છે. માટે મને એ તપનું ફળ કાંઈ પણ મળ્યું નથી. તેથી બ્રહ્મર્ષિપણું મેળવવા માટે હું પુનઃ તપ કરીશ" એવો નિશ્ચય કરીને તથા પોતાના મનને દઢ કરીને ધર્માત્મા વિશ્વામિત્રે પુનઃ પણ અત્યંત ઘોર તપનો આરંભ કર્યો.

હે કાકુત્સ્થ! એ સમયમાં અયોધ્યાનગરીને વિષે ઇક્ષ્વાકુકુલમાં 'ત્રિશંકુ' નામનો એક પ્રખ્યાત રાજા થયો, કે જે સત્યવાદી અને જિતેંદ્રિય હતો. હે રાઘવ! તેને એવી ઇચ્છા થઈ કેઃ-"હું એક ઉત્તમ યજ્ઞ કરૂં,[૬-૧૧] કે જેના પુણ્યે કરી હું મારા આ મનુષ્યદેહેજ સ્વર્ગમાં જઈ શકું." એમ વિચારી તેણે પોતાના ગુરૂ વસિષ્ઠમુનિને ઘેર તેડાવીને, તેમની આગળ પોતાનો ઉપર્યુક્ત વિચાર દર્શાવ્યો;[૧૨] ત્યારે મહાત્મા વસિષ્ઠઋષિએ કહ્યું કેઃ-"હે રાજન્! સદેહે સ્વર્ગમાં જવાની આ તારી ઇચ્છા પાર પડવી અશકય છે, માટે તું મિથ્યા પ્રયત્ન કરીશ નહિ." એવું સાંભળી નિરાશ થયેલો ત્રિશંકુ પોતાની ઇચ્છા સિદ્ધ કરવા માટે દક્ષિણ દિશા તરફ ગયો, કે જ્યાં વસિષ્ઠમુનિના સો પુત્રો દીર્ઘ તપશ્ચર્યા કરતા હતા.[૧૩,૧૪] ત્યાં જઇ મહાપ્રતાપી ત્રિશંકુએ દેદીપ્યમાન કાંતિવાળા, શુદ્ધ મનવાળા અને તપમાં આસક્ત થયેલા વસિષ્ઠમુનિના સો એ પુત્રોનાં દર્શન કર્યાં.[૧૫] પછી ત્રિશંકુએ તે ગુરૂપુત્રોની પાસે જઇને તેઓનું અનુક્રમે અભિવાદન (નમસ્કાર) કર્યું

અને લજ્જાથી નીચું મુખ કરીને તથા બન્ને હાથ જોડીને કહ્યું કેઃ—"હે ગુરૂપુત્રો! તમે સર્વ પોતાના શરણે આવેલાની ઇચ્છાઓને પૂર્ણ કરવા સમર્થ છો. હું તમારા શરણે આવ્યો છું.[16,17] હે મહાત્માઓ! તમારૂં કલ્યાણ થાઓ. મને સદેહે સ્વર્ગમાં જવાની ઇચ્છા છે, માટે એક શ્રેષ્ઠ યજ્ઞ કરાવવા સારૂ મહાત્મા વસિષ્ઠગુરૂની પાસે હું ગયો હતો; પરંતુ તેમણે મને નિરાશ કર્યો છે, એથી હું તમારી પાસે આવ્યો છું. અને તપશ્ચર્યા કરવામાં પ્રીતિવાળા તથા ગુરૂના પુત્ર હોવાથી ગુરૂતુલ્ય એવા આપ સર્વને મસ્તક વડે પ્રણામ કરીને વિનતિ કરૂં છું કે, તમે મને યજ્ઞ કરવાની આજ્ઞા આપો.[18,19] મારા કાર્યની સિદ્ધિ થવા-માટે તમે સર્વ સ્વસ્થચિત્ત થઇને મને એવો યજ્ઞ કરાવો કે જેના પ્રભાવથી હું સદેહે સ્વર્ગ-લોકને પ્રાપ્ત થાઉં.[20] હે તપરૂપી ધનવાળા ગુરૂપુત્રો! તમારા પિતા વસિષ્ઠગુરૂએ મને નિરાશ કર્યો એથી હવે ગુરૂપુત્રો સિવાય અન્ય કોઇ પણ મારી ઇચ્છાને પૂર્ણ કરવા સમર્થ હોય એમ હું જોતો નથી, અર્થાત તમેજ મારી ઇચ્છાને પૂર્ણ કરી શકશો.[21] અમારા ઇક્ષ્વાકુ-કુલમાં ઉત્પન્ન થનારા સર્વ રાજાઓને તો પુરોહિત વસિષ્ઠમુનિ પરમ ગતિરૂપ છે; અને તેમના પછી તમે સર્વ (તેમના પુત્ર હોવાથી) મારા દેવતરૂપ અને ગતિરૂપ છો."[22]

इक्ष्वाकूणां हि सर्वेषां पुरोधाः परमा गतिः ॥
तस्मादनन्तरं सर्वे भवन्तो दैवतं मम ॥ २२ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં સત્તાવનમો સર્ગ સંપૂર્ણ ૫૭.

## सर्ग ५८ मो.

### વિશ્વામિત્ર અને ત્રિશંકુરાજા.

ततस्त्रिशङ्कोर्वचनं श्रुत्वा क्रोधसमन्वितम् ॥
ऋषिपुत्रशतं राम राजानमिदमब्रवीत् ॥ १ ॥

"હે રામ! ત્રિશંકુરાજાનું વચન સાંભળીને ક્રોધયુક્ત થયેલા સોએ ઋષિપુત્રોએ તેને કહ્યું કેઃ—[1] "હે દુષ્ટ બુદ્ધિવાળા! સત્યવાદી વસિષ્ઠગુરૂએ તને એ કાર્ય માટે ના કહી છતાં તું તેમના વચનનું ઉલ્લંઘન કરીને અમારા આશ્રયે કેમ આવ્યો છે?[2] ઇક્ષ્વાકુવંશમાં જન્મેલા સર્વ રાજાઓના પુરોહિત તથા પરમ-ગતિરૂપ વસિષ્ઠમુનિજ છે અને તે સત્ય બોલ-નારા છે, માટે તેમનું વચન ઉલ્લંઘવું યોગ્ય નથી.[3] હે દુર્બુદ્ધિ! અમારા પિતા ભગવાન્ વસિષ્ઠગુરૂએ જે યજ્ઞ કરાવવાની ના કહી તે યજ્ઞ કરાવવાને અમે કેવી રીતે સમર્થ થઇએ?[4] હે રાજન્! ભગવાન્ વસિષ્ઠમુનિ આ તો શું, પરંતુ જેથી ત્રણેલોકની પ્રાપ્તિ થાય તેવો યજ્ઞ કરાવવાને પણ સમર્થ છે. એ તું જાણતો નથી? હે રાજા! જે કાર્ય કરાવવાની અમારા પિતા-એ ના કહી, તે કરાવીને અમે તેમની અવ-ગણના કરીશું નહિ; માટે તું તારા નગરમાં પાછો જા."

હે નૃપ! ગુરૂપુત્રોનું ક્રોધયુક્ત વચન સાંભળીને ત્રિશંકુએ તેઓને પુનઃ પણ કહ્યું કેઃ—"હે તપરૂપી ધનવાળા ગુરૂપુત્રો! તમારા પિતા ભગવાન્ વસિષ્ઠમુનિએ, તેમજ તમો સર્વેએ મને યજ્ઞ કરાવવાની ના કહી. તેથી હવે મારે બીજા કોઈ પુરોહિતના આશ્રયે જવું પડશે. તમારૂં કલ્યાણ થાઓ."

ત્રિશંકુનું દુષ્ટ અભિપ્રાયવાળું વચન સાં-ભળીને અત્યંત ક્રોધાવિષ્ટ થયેલા વસિષ્ઠના પુત્રોએ તેને શાપ આપ્યો કેઃ—"હે દુષ્ટ! તેં પોતાના કુળગુરૂનું અપમાન કર્યું, માટે તું ચંડાલપણાને પ્રાપ્ત થા." એમ કહી તેઓ સર્વ પોતપોતાના કાર્યમાં લાગી ગયા.[5-9]

એક રાત્રિ વ્યતીત થતાં, ત્રિશંકુરાજા ચંડાલપણાને પામ્યો. તેનું સ્વરૂપ અને તેનાં વસ્ત્રો શ્યામ થઈ ગયાં, શરીર નિસ્તેજ થઈ ગયું, કેશ લૂખ્ખા જણાવા લાગ્યા,[10] આભૂ-ષણો લોઢાનાં થઈ ગયાં અને શરીરપર ધારણ કરેલું ચંદન ચિતાભસ્મ જેવું થઈ ગયું. ત્યાર પછી ગુરૂપુત્રોના શાપથી દુઃખી થઈ ગયેલો ત્રિશંકુરાજા પોતાની નગરીમાં ગયો;

પરંતુ તેને ચંડાલરૂપે આવેલો જોઇને, તેના સેવકો, પુરવાસિજનો અને મંત્રિઓ વગેરે દૂર દૂર નાસવા લાગ્યા. હે કાકુત્સ્થ! આમ પોતાને સર્વત્ર તિરસ્કાર મળવા છતાં પણ ત્રિશંકુએ પોતાનો નિશ્ચય મૂક્યો નહિ; અને તે રાત્રિદિવસ એની એ ચિંતાથી પરિતાપ પામવા લાગ્યો. પછી એક દિવસે પોતાને યજ્ઞ કરાવનાર ઋષિમુનિની શોધ કરતો એ ત્રિશંકુ તપરૂપી ધનવાળા વિશ્વામિત્રમુનિની પાસે જઈ ચઢયો. વિશ્વામિત્રે તે ત્રિશંકુને, વસિષ્ઠના પુત્રોએ શાપથી ચંડાલપણું આપીને આ લોક તથા પરલોકથી ભ્રષ્ટ કરેલો અને ભયંકર ચંડાલના રૂપને પામેલો જોઈને દયા લાવી પૂછ્યું કે:–"હે મહાબળવાન્ રાજપુત્ર! તું અયોધ્યાનગરીનો રાજા છે, પરંતુ વસિષ્ઠના પુત્રોએ આપેલા શાપથી ચંડાલપણાને પામ્યો છે એ મારા જાણવામાં આવ્યું છે, માટે તારે અહીં આવવાનું જે પ્રયોજન હોય તે મને સુખેથી જણાવ!!"

વિશ્વામિત્રનું વચન સાંભળીને ચંડાલપણાને પામેલા ત્રિશંકુએ હાથ જોડીને કહ્યું કે:–"હે સૌમ્યદર્શન! 'હું સદેહે સ્વર્ગમાં જઉં' એવી મારા મનમાં ઇચ્છા થવાને લીધે મેં મારા ગુરૂ વસિષ્ઠમુનિને તથા તેમના પુત્રોને સદેહે સ્વર્ગ પ્રાપ્ત થાય એવો યજ્ઞ કરાવવા માટે વિનતિ કરી; પરંતુ તેમણે મને તેવો યજ્ઞ કરાવવાની ના કહી, જેથી મારી ઇચ્છા તો પૂર્ણ થઈ નહિ, પણ ઉલટું ચંડાલપણું પ્રાપ્ત થયું.[11-18] હે મહાત્મન્! મેં સદેહે સ્વર્ગમાં જવા માટે સો યજ્ઞો કર્યા તો પણ અદ્યાપિપર્યંત તેથી મને ઇચ્છિત ફળ મળ્યું નથી. (કદાચ મારી ચંડાલદશા જોઇને આપને શંકા થશે કે તું અસત્ય બોલતો હોઇશ તો) હે સૌમ્ય! હું મારા ક્ષત્રિયધર્મની પ્રતિજ્ઞા લઈને કહું છું કે ગમે તેવી આપત્તિના સમયમાં પણ હું અસત્ય બોલ્યો નથી; અને હવે પછી ક્દાપિ બોલીશ પણ નહિ. હે મુનિપુંગવ! સાંભળો, મેં અનેક પ્રકારના યજ્ઞો કર્યા છે, ધર્મવડે પ્રજાનું પાલન કર્યું છે; અને સદાચરણથી વર્તીને મહાત્મા ગુરૂઓને સંતોષ્યા છે. હાલમાં પણ ધર્મ પ્રાપ્ત કરવામાં પ્રયત્નવાન થઇને હું એક મહાયજ્ઞ કરવાને ઇચ્છુ છું; પરંતુ મારા ગુરૂ વસિષ્ઠમુનિ અને તેમના પુત્રો મારાપર પ્રસન્ન થતા નથી. એથી મને એવોજ નિશ્ચય થાય છે, કે 'દૈવ એજ શ્રેષ્ઠ છે અને પુરૂષાર્થ તો નિષ્ફળ છે.[19-22] સર્વ પ્રાણિમાત્રનો પરાભવ દૈવથીજ થાય છે; અને દૈવજ સર્વને સુખદુઃખ દેનાર છે.' હે મહાત્મન્! મારો સઘળો પુરૂષાર્થ દૈવના બળથી હણાઈ ગયો છે, અને હું પણ અત્યંત પીડિત થઈ ગયો છું, તેથી તમારી કૃપાને ઇચ્છુ છું.[23] હે વિશ્વામિત્ર! હવે હું તમને છોડીને અન્યને શરણે જનાર નથી; તેમજ મારે માટે તમારા સિવાય બીજું શરણસ્થાન પણ નથી; માટે તમેજ 'સદેહે સ્વર્ગમાં ન જવાય.' એવા મારા પ્રારબ્ધને પુરૂષાર્થવડે નિવૃત્ત કરો."[24]

नान्यां गतिं गमिष्यामि नान्यच्छरणमस्ति मे ॥
दैवं पुरुषकारेण निवर्तयितुमर्हसि ॥ २४ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં અઠ્ઠાવનમો સર્ગ સંપૂર્ણ ૫૮

## सर्ग ५९ मो.

### વિશ્વામિત્રની પ્રતિજ્ઞા-ત્રિશંકુનો યજ્ઞ.

उक्तवाक्यं तु राजानं कृपया कुशिकात्मजः ॥
अब्रवीन्मधुरं वाक्यं साक्षाच्चण्डालतां गतम् ॥१॥

હે રઘુનંદન! ચંડાલપણાને પામેલા ત્રિશંકુરાજાએ એ પ્રમાણે નમ્ર વિનતિ કરી, ત્યારે રાજર્ષિ વિશ્વામિત્રે તેનાપર દયા લાવીને મધુર વાણીથી કહ્યું કે:–[1] "હે ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલા નૃપશ્રેષ્ઠ! તું ભલે આવ્યો. હું જાણું છું કે તું અત્યંત ધર્મિષ્ઠ છે; માટે હું તારા દુઃખને નિવૃત્ત કરીશ. હવે તું કોઈપણ પ્રકારનો ભય રાખીશ નહિ.[2] હે રાજન્! હું તારા માટે યજ્ઞમાં સહાય કરે એવા અને

પવિત્ર આચરણવાળા અનેક મહર્ષિઓને આમંત્રણ કર્યું છું કે જેઓના દ્વારા તું સુખરૂપ યજ્ઞ કરીશ.[3] વળી તારા ગુરુએ શાપ આપીને તારું જે આ અમંગળ સ્વરૂપ કરી નાખ્યું છે, તેજ સ્વરૂપસહવર્તમાન તું સદેહે સ્વર્ગમાં જઈશ.[4] હે નરાધિપ! તું શરણે આવેલા પ્રાણિઓનું રક્ષણ કરનાર કુશિકગોત્રિના શરણે આવ્યો છે; માટે તને સ્વર્ગ પ્રાપ્ત થઈજ ગયું, એમ હું માનું છું."[5] એ પ્રમાણે કહીને મહાતેજસ્વી વિશ્વામિત્રે ત્રિશંકુને ચિંતારહિત કર્યો. પછી તેમણે મહાબુદ્ધિશાળી અને પરમધર્મિષ્ઠ એવા પોતાના પુત્રોને યજ્ઞસાહિત્યો તૈયાર કરવા માટે આજ્ઞા કરી;[6] તથા પોતાના સઘળા શિષ્યોને બોલાવીને કહ્યું કે:–"હે શિષ્યો! તમે સૌ મારી આજ્ઞાથી જાઓ અને વસિષ્ઠના પુત્રોસહિત સર્વ ઋષિઓને તથા પવિત્ર અંતઃકરણવાળા અને અનેક શાસ્ત્રોને જાણનારા ઋત્વિજોને આમંત્રણ કરી પોતપોતાના શિષ્યોસહિત તેડી લાવો. તેમાં વિશેષે કરી આટલું ધ્યાનમાં રાખજો કે મેં આમંત્રિત કરેલો અથવા બીજો કોઈ પણ ઋષિ આ વાત જાણીને 'અઃ એમાં શું જવું છે' એમ ઉપેક્ષા કરે; કિંવા 'વિશ્વામિત્ર ચંડાલને યજ્ઞ કરાવે છે' એવાં નિંદારૂપ વચન કહે તો તે સઘળું યાદ રાખીને મને જણાવજો." એવી વિશ્વામિત્રની આજ્ઞા થવાથી તેમના સર્વ શિષ્યો ઋષિઓને આમંત્રણ કરવા માટે ચારે તરફ ગયા.[7-9] થોડાજ દિવસમાં સર્વ દેશોના બ્રહ્મવાદી ઋષિઓ વિશ્વામિત્રના આશ્રમપ્રત્યે આવવા લાગ્યા. યજ્ઞસામગ્રીઓ પણ તૈયાર થઈ ગઈ. શિષ્યોએ પાછા આવીને દેદીપ્યમાન કાંતિવાળા વિશ્વામિત્રમુનિને સર્વ ઋષિઓનાં વચનો કહી સંભળાવતાં જણાવ્યું કે:–"હે ગુરુવર્ય! આપનું આમંત્રણ સાંભળીને એક 'મહોદય' નામના મુનિ તથા વસિષ્ઠના સો પુત્રો સિવાય બાકીના સર્વ ઋષિઓ સર્વ દેશોમાંથી આવવા લાગ્યા છે. હે મુનિશ્રેષ્ઠ! એ મહોદયઋષિ તથા વસિષ્ઠના પુત્રોએ આપના આમંત્રણને સાંભળીનેજ ક્રોધપૂર્વક જે વચનો કહ્યાં છે, તે અમે અમારા મુખથી કહેવાને સમર્થ નથી; કારણ કે તે ગુરુનિંદાથી પૂર્ણ છે, તોપણ આપની આજ્ઞા હોવાથી કહીએ છીએ. સાંભળો. "અરે! યજ્ઞ કરનાર યજમાન ચંડાલ છે અને તેને યજ્ઞ કરાવનાર ક્ષત્રિય વિશ્વામિત્ર છે,[10-13] તો તે ચંડાલની યજ્ઞસભામાં આવીને દેવો અને ઋષિઓ હવિર્ભાગને કેમ ગ્રહણ કરશે? તેમજ વિશ્વામિત્રની સહાય છતાં પણ મહાત્મા બ્રાહ્મણ લોકો ચંડાલના અન્નનું ભોજન કરીને શું સુખ પામશે? (અને એવા યજ્ઞથી ત્રિશંકુ પણ સ્વર્ગને કેમ પ્રાપ્ત થશે?)" હે મુનિશાર્દૂલ! મહોદયસહિત સઘળા વસિષ્ઠપુત્રોએ ક્રોધવડે રક્તનેત્ર થઈ એ પ્રમાણે કહ્યું હતું."

હે રામ! પોતાના શિષ્યોએ કહેલાં વચનો સાંભળીને વિશ્વામિત્રમુનિનાં નેત્ર ક્રોધથી લાલ થઈ ગયાં; અને તેમણે સર્વનાં સાંભળતાં કહ્યું કે:–"અરે, એ વસિષ્ઠના દુષ્ટ પુત્રો કંઈ પણ દૂષણ વિનાના અને ઉગ્ર તપશ્ચર્યા કરનારા મને દૂષણ આપે છે; માટે તેઓ બળીને ભસ્મ થશે એમાં સંશય નથી. તેઓ કાળપાશને વશ થઈને યમલોકમાં જશે (અને નરકયાતના ભોગવશે.)[14-18] પછી તેઓ સાતસેં જન્મ સુધી નિર્દય થઈને શ્વાનના માંસનું ભક્ષણ કરનારા, બીહામણી આકૃતિવાળા તથા શબનાં વસ્ત્ર વગેરે ગ્રહણ કરી પોતાની આજીવિકા ચલાવનારા 'મુષ્ટિક' નામના ચંડાલો થશે; અને અયોગ્ય વ્યાપાર કરનારા થઈ આ પૃથ્વીપર વિચરશે. વળી દુષ્ટ બુદ્ધિવાળા મહોદયે પણ મને દૂષણ દીધું; માટે તે મહોદય પણ સર્વ લોકમાં દૂષિત થઈ નિષાદપણાને પામશે; અને નિર્દયપણે સર્વ પ્રાણિઓની હિંસા કરવાથી તથા મારા ક્રોધજનિત શાપથી ઘણા કાળપર્યંત દુર્ગતિ ભોગવશે" એટલું કહીને મહા તપસ્વી વિશ્વામિત્રમુનિ વિરામ પામ્યા.[19-21]

दीर्घकालं मम क्रोधाद्दुर्गतिं वर्तयिष्यति ॥
एतावदुक्त्वा वचनं विश्वामित्रो महातपाः ॥
विरराम महातेजा ऋषिमध्ये महामुनिः ॥ २२ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ઓગણસાઠમો સર્ગ સંપૂર્ણ ૫૯

## સર્ગ ૬૦ મો.

### વિશ્વામિત્રે રચેલી નવી સૃષ્ટિ.

संतपोबलहतान्ज्ञात्वा वासिष्ठान्समहोदयान् ॥
ऋषिमध्ये महातेजा विश्वामित्रोऽभ्यभाषत ॥ १ ॥

"હે રામચંદ્ર ! ત્યાર પછી મહાતેજસ્વી વિશ્વામિત્રે પોતાના તપોબળથી આપેલા શાપવડે મહોદયસહિત સઘળા વસિષ્ઠ પુત્રોનો નાશ થયેલો જાણીને ત્યાં આવેલા સર્વ ઋષિઓને કહ્યું કે:-[૧] "હે ઋષિવર્યો ! આ ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલો 'ત્રિશંકુ' નામનો રાજા ધર્મિષ્ઠ અને ઉદાર છે. તે પોતાના આ મનુષ્યશરીરથીજ સ્વર્ગે જવાની ઇચ્છાથી મારા શરણે આવ્યો છે, માટે જેવી રીતે એ સદેહે સ્વર્ગમાં જાય તેવી રીતે તમે સર્વ મારી સાથે રહી યજ્ઞકર્મ ચાલુ કરો."

વિશ્વામિત્રનું વચન સાંભળીને, ધર્મને જાણનારા એ સર્વ મહર્ષિઓ એક એકને મળીને પરસ્પર ધર્મયુક્ત વચન કહેવા લાગ્યા કે:-"અરે ! આ કુશિકવંશમાં જન્મેલા વિશ્વામિત્રમુનિ અગ્નિસમાન અત્યંત ક્રોધી સ્વભાવના છે, તેથી આપણે જો વિરૂદ્ધ વર્તીશું તો તે ક્રોધથી આપણને શાપ દેશે, માટે તેમના કહેવા પ્રમાણે આપણે અવશ્ય કરવું જોઇએ.[૨-૬] વિશ્વામિત્રના પ્રભાવથી આ ઇક્ષ્વાકુવંશી ત્રિશંકુરાજા જેવી રીતે સદેહે સ્વર્ગમાં જાય, તેવી રીતે આપણ સર્વ પોતપોતાના ઋત્વિગાદિપદને સ્વીકારી યજ્ઞનો આરંભ કરીશું." એ પ્રમાણે પરસ્પર વિચાર કરીને, તે સર્વ મહર્ષિઓએ યજ્ઞની દરેક ક્રિયાઓનો આરંભ કર્યો.[૭,૮] એ યજ્ઞમાં મહાતેજસ્વી વિશ્વામિત્રે યાજક (અધ્વર્યુ) પદ સ્વીકાર્યું; તથા મંત્રશાસ્ત્રમાં કુશળ એવા બીજા ઋષિઓએ ઋત્વિજપદ અંગીકાર કર્યું. પછી તેઓ શાસ્ત્રવિધિ પ્રમાણે અનુક્રમે સઘળી ક્રિયાઓ કરવા લાગ્યા.

એ પ્રમાણે યજ્ઞકર્મ શરૂ થયાંને કેટલોક કાળ વીતી ગયા પછી, જ્યારે હવિર્ભાગ (બલિદાન) આપવાનો સમય આવ્યો, ત્યારે મહાતપસ્વી વિશ્વામિત્રે તે હવિર્ભાગ લેવા માટે સર્વ દેવોનું આવાહન કર્યું; પરંતુ કોઇ પણ દેવ ત્યાં આવ્યા નહિ.[૯-૧૧] તેથી વિશ્વામિત્રના ક્રોધની સીમા રહી નહિ. (પોતે આવાહન કરી બોલાવ્યા છતાં દેવોને નહિ આવેલા જોઇને, જાણે તેઓને શિક્ષા કરવા ઇચ્છતા હોયની ? એમ) તે વિશ્વામિત્ર, પોતાના હાથમાં રહેલા સુવાને આકાશ સામે ઉગામીને ક્રોધપૂર્વક ત્રિશંકુ પ્રત્યે કહેવા લાગ્યા કે:-[૧૨] "હે રાજન્ ! (ભલે, દેવો હવિર્ભાગ લેવાને ન આવે પરંતુ) હવે તું મારા તપોબળને જો. હું મારા તપોબળવડે તને સદેહે સ્વર્ગમાં મોકલું છું.[૧૩] હે નરેશ્વર ! જો કે જીવાત્માને સદેહે સ્વર્ગની પ્રાપ્તિ ઘણીજ દુર્લભ છે, તો પણ હે રાજન્ ! મેં જે કંઈ તપશ્ચર્યાનું ફળ સંપાદન કરેલું છે, તેના પ્રભાવે કરી તું સદેહે સ્વર્ગ પ્રત્યે જા." હે કાકુત્સ્થ ! એ પ્રમાણે વિશ્વામિત્રે કહ્યું કે તુરતજ સર્વ ઋષિમંડળના દેખતાં ત્રિશંકુને આકાશગતિ પ્રાપ્ત થઈ; અને તે આકાશમાર્ગે થઇ સ્વર્ગ પ્રત્યે ગયો.

ત્રિશંકુને સ્વર્ગમાં આવેલો જોઈને, સર્વ દેવગણસહવર્તમાન ઇંદ્રે તેને કહ્યું કે:-"હે ત્રિશંકુ ! તું વિશ્વામિત્રના તપોબળથી અહીં આવી શક્યો ખરો; પરંતુ તારે વસવા માટે આ સ્વર્ગલોકમાં કોઈ પણ સ્થાન છે નહિ; કેમકે તું પોતાના ગુરૂ વસિષ્ઠમુનિના શાપથી અધમ દશાને પામેલો છે. માટે હે મૂઢ ! અહીંથી પાછો જા અને ઉંધે મસ્તકે પૃથ્વીપર પડ."

હે રામ ! એવું ઈંદ્રે કહ્યું કે તુરતજ એ ત્રિશંકુ "હે વિશ્વામિત્ર ! મારૂં રક્ષણ કરો, રક્ષણ કરો !" એમ પોકારતો સ્વર્ગમાંથી નીચે પડવા

લાગ્યો. તેનો પોકાર સાંભળીને વિશ્વામિત્રમુનિ આશ્ચર્યચકિત થઈ ગયા; અને તેમણે અત્યંત ક્રોધયુક્ત થઈને "ઉભો રહે, ઉભો રહે, કાંઇ ચિંતા ન કર," એમ કહી ત્રિશંકુને શાંતિ આપી. પછી જાણે બીજા પ્રજાપતિજ હોયની! એવા તેજસ્વી વિશ્વામિત્રે સર્વ ઋષિઓના દેખતાં, ત્રિશંકુ માટે નવીન સ્વર્ગ રચવાનો સંકલ્પ કર્યો.[૧૪-૨૦] અત્યંત ક્રોધવિષ્ટ થયેલા વિશ્વામિત્રે "જેમ ઉત્તર દિશામાં ઉત્તરધ્રુવ અચળ છે, તેમ આ ત્રિશંકુ દક્ષિણદિશામાં અચળ રહો; અને જેમ સપ્તર્ષિમંડળ ઉત્તરધ્રુવની પ્રદક્ષિણા કરે છે, તેમ આ ત્રિશંકુને પણ થાઓ." એવા વિચાર (સંકલ્પ)-બળથી દક્ષિણ દિશાને વિષે બીજું સપ્તર્ષિમંડળ તથા નક્ષત્રમાળા ઉત્પન્ન કર્યાં.[૨૧] આટલું કરતાં પણ પોતાનો ક્રોધ શાંત નહિ થવાથી મહાયશસ્વી વિશ્વામિત્રે "મેં નિર્માણ કરેલા નવીન સ્વર્ગના રક્ષણ માટે હું બીજો ઈંદ્ર ઉત્પન્ન કરીશ અથવા તો ભલે આ સ્વર્ગલોક ઈંદ્રવિનાનો રહે" એમ વિચારીને સર્વ દેવો પણ નવીનજ સજવા માંડયા.[૨૨,૨૩] એ જોઇને ઋષિસમૂહસહિત સર્વે દેવો તથા અસુરો ભયને લીધે વ્યાકુળ થઈ ગયા અને મહાત્મા વિશ્વામિત્રમુનિની પાસે આવીને વિનયપૂર્વક કહેવા લાગ્યા કેઃ–[૨૪] "હે મહાસમર્થ વિશ્વામિત્ર! આ ત્રિશંકુરાજા પોતાના ગુરૂના શાપથી ચંડાલપણાને પામ્યો છે; માટે હે તપોધન! તે સદેહે સ્વર્ગમાં જવાને યોગ્ય નથી."[૨૫] દેવગણોનું વચન સાંભળીને મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે તેઓને કહ્યું કેઃ–[૨૬] "હે દેવો! તમારૂં કલ્યાણ થાઓ. ભલે, ચ્હાય તેમ થાય; પરંતુ મેં આ ત્રિશંકુરાજાને સદેહે સ્વર્ગમાં મોકલવાની પ્રતિજ્ઞા કરી છે, તેને હું મિથ્યા કરવા ઇચ્છતો નથી[૨૭] માટે પુનઃ પણ કહું છું કે મેં રચેલું આ નવીન સ્વર્ગ અવિનાશી થાઓ અને તેમાં રહીને આ ત્રિશંકુ સદેહે અખંડિત સ્વર્ગસુખનો અનુભવ કરો. વળી હે સુરગણો! મારાં સ્રજેલાં સઘળાં નક્ષત્રો પણ સર્વકાળ અવિચળ રહો[૨૮] પ્રલયદેવે રચેલા ભૂર્લોકાદિ ચૌદે લોક જ્યાંસુધી સ્થિર રહે ત્યાંસુધી મેં રચેલી આ સઘળી રચના સ્થિર રહો. હે દેવો! તમે સર્વ પણ આ બાબતમાં સંમતિ આપો."[૨૯]

વિશ્વામિત્રનું વચન સાંભળી સર્વ દેવગણોએ તેમને કહ્યું કેઃ– "હે વિશ્વામિત્ર! તમારૂં કલ્યાણ થાઓ. ભલે, તમારાં સજેલાં આ અનેક પ્રકારનાં નક્ષત્રમંડળો આકાશને વિષે જ્યોતિશ્ચક્રના* માર્ગથી બહાર સ્થિત થાઓ અને હે મુનિશ્રેષ્ઠ! આ ત્રિશંકુ પણ પોતાના દુષ્ટ સ્વરૂપને તજીને તથા દેવસમાન દેદીપ્યમાન કાંતિવાળો થઈને તમારાં સ્રજેલાં નક્ષત્રમંડળોની મધ્યે ઉંધે મસ્તકે÷ રહો. હે મહાત્મન્! સ્વર્ગમાં ગયેલાની પેઠે કૃતાર્થ તથા કીર્તિમાન થયેલા એ ત્રિશંકુરાજાની પાછળ સર્વ નક્ષત્રો નિયમિત રીતે ગતિ કરશે." એ પ્રમાણે સર્વ દેવોએ વિનતિ કરી, ત્યારે ધર્માત્મા અને મહાતેજસ્વી વિશ્વામિત્રે સર્વ ઋષિગણોનાં સાંભળતાં તેઓને "બહુ સારૂં, તમારા કહેવા પ્રમાણે થાઓ." એમ કહ્યું. હે નરોત્તમ રામ! ત્યાર પછી ત્રિશંકુના યજ્ઞની નિર્વિઘ્ને સમાપ્તિ થઈ; એટલે તે ત્રિશંકુરાજા વિશ્વામિત્રે સ્રજેલા નવીન સ્વર્ગ પ્રત્યે ગયો; અને યજ્ઞમાં આવેલા તપરૂપી ધનવાળા સર્વ ઋષિઓ તથા મહાત્મા દેવો પોતપોતાના સ્થાન પ્રત્યે ગયા."[૩૦-૩૪]

**ऋषिमध्ये महातेजा [illegible] देवताः ॥**
**ततो देवा महात्मानो ऋषयश्च तपोधनाः ॥**
**जग्मुर्यथागतं सर्वे यज्ञस्यान्ते नरोत्तम ॥ ३४ ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં સાઠમો સર્ગ સંપૂર્ણ. ૬૦.

---

* આકાશમાં ગ્રહો, નક્ષત્રો અને તારાઓ વગેરે જે માર્ગને અનુસરી સૂર્ય અને મેરૂની આસપાસ ફરે છે, 'તેને જ્યોતિશ્ચક્ર' કહે છે.

÷ દક્ષિણ ધ્રુવ તરફ રહેનારા, આપણાથી નીચે હોવાથી આપણને ઉંધે માથે લાગે; અને તેઓને આપણે ઉંધે માથે લાગીએ, પરંતુ સૌ સૌના સ્થાનમાં યથાયોગ્યજ રહેલા છે.

## સર્ગ ૬૧ મો.

### શુનઃશેપની પિતૃભક્તિ.

**વિશ્વામિત્રો મહાતેજાઃ પ્રસ્થિતાન્વીક્ષ્ય તાનૃષીન્ ॥**
**અબ્રવી - ન્નરશાર્દૂલ સર્વાંસ્તાન્વનવાસિનઃ ॥ ૧ ॥**

"હે નરશાર્દૂલ રામચંદ્ર! મહાતેજસ્વી વિશ્વામિત્રમુનિએ યજ્ઞમાં આવેલા સર્વ ઋષિઓને વિદાય થયેલા જોઈને પોતાના તપોવનમાં વસનારા સર્વ મુનિઓને કહ્યું કે:–[1] "હે મુનિગણો! હવે આપણે આ દક્ષિણ પ્રદેશમાં રહેવું યોગ્ય નથી; કારણ કે દક્ષિણ ધ્રુવ આગળ રહેલો આ ત્રિશંકુ આપણી તપશ્ચર્યામાં વિઘ્નરૂપ થઈ પડયો છે.* માટે આપણે કોઇ બીજી દિશા તરફ જઈને તપ કરીશું.[2] હે મહાત્માઓ! અહીંથી પશ્ચિમ દિશામાં આવેલા 'પુષ્કર' નામના તીર્થની પાસેના તપોવનમાં જઈને આપણે સુખપૂર્વક તપશ્ચર્યા કરીશું."[3] એ પ્રમાણે કહીને સર્વ ઋષિમંડળસહિત વિશ્વામિત્રમુનિ તે સ્થળે ગયા અને કંદમૂળ તથા ફળોનો આહાર કરીને દુશ્ચર તપ કરવા લાગ્યા.[4]

હે રામચંદ્ર! એ સમયમાં અયોધ્યાનગરીમાં મહાસમર્થ 'અંબરીષ' નામનો રાજા યજ્ઞ કરવાને પ્રવૃત્ત થયો.[5] જ્યારે અંબરીષરાજા યજ્ઞ કરવા લાગ્યો ત્યારે ઇંદ્રે તેના યજ્ઞપશુનું હરણ કર્યું. તેથી તેના પુરોહિતે તેને કહ્યું કે:–[6] "હે રાજન્! અમોએ યજ્ઞના માટે હમણાં આણેલો તારો યજ્ઞપશુ તારા પાપને લીધે અથવા તો રક્ષકોના આલસ્યને લીધે ખોવાઇ ગયો, એ મોટો દોષ ઉત્પન્ન થયો છે; કેમકે હે નરેશ્વર! જે રાજા પ્રજાનું રક્ષણ કરતો નથી તે દોષપાત્ર થાય છે; અને તેને લીધે તે (રાજા)નો નાશ થાય છે.[7] માટે હે પુરુષશ્રેષ્ઠ! આ એક મોટું પાપ પ્રકટ થયું છે; તેની નિવૃત્તિ માટે તું યજ્ઞકર્મ પ્રવૃત્ત થતાં પહેલાં એ યજ્ઞપશુને શોધી લાવ અથવા તેને બદલે ધન આપીને કોઇ નરપશુ ÷ લાવ."[8]

પોતાના ઉપાધ્યાયનું વચન સાંભળીને બુદ્ધિમાન્ અંબરીષરાજાએ હજારો ગાયો અથવા તેના જેટલું ધન આપીને નરપશુજ લાવવો, એમ નિશ્ચય કરી શોધ કરવા માંડી[9] હે રઘુનંદન! અનેક દેશો, દેશાન્તરો, વનો અને પવિત્ર આશ્રમોમાં શોધ કરતાં અંબરીષરાજાએ 'ભૃગુતુંગ' નામના પર્વતના શિખરપર પોતાના પુત્રો તથા સ્ત્રીસહિત નિવાસ કરનારા 'ઋચીક' નામના એક મુનિને જોયા.[10,11] અંબરીષરાજાએ તેમની પાસે જઈને પ્રણામ કરી સ્તુતિ વડે તેમને પ્રસન્ન કર્યા. પછી અમાપ તેજવાળા અંબરીષરાજાએ મહર્ષિઋચીકને કુશળપ્રશ્ન કરીને કહ્યું કે:–"હે મહાભાગ્યવાન્! હે ભૃગુકુલોત્પન્ન મુનિ! જો તમે મારી પાસેથી એક લાખ ગાયો અથવા તેટલું મૂલ્ય લઇને તમારા ત્રણ પુત્રોમાંથી એક પુત્ર મને યજ્ઞપશુ માટે વેચાતો આપો તો હું કૃતાર્થ થાઉં; કારણ કે મારો યજ્ઞપશુ ખોવાઈ ગયો છે. અને તે સર્વત્ર શોધ કર્યા છતાં પણ મળતો નથી. માટે તમે મારૂં આટલું કાર્ય અવશ્ય કરશો."

અંબરીષનું વચન સાંભળીને, ઋચીકઋષિએ કહ્યું કે:–[12-15] "હે નરશ્રેષ્ઠ! (તેં કહ્યું તે સત્ય છે. યજ્ઞપશુરૂપે મારા પુત્રનો ઉપયોગ થાય એ એક લોકોપકારનું કાર્ય છે. પરંતુ મારા ત્રણે પુત્રો મને પ્રિય છે. તેમાં વળી મારી શ્રાદ્ધાદિ ક્રિયાનો અધિકારી જ્યેષ્ઠ પુત્ર હોવાથી તે તો વિશેષ પ્રિય છે માટે) હું કોઈ પણ પ્રકારે મારો જ્યેષ્ઠ પુત્ર તને વેચાતો આપી શકું નહિ." એમ ઋચીકમુનિ કહેતા હતા, એટલામાં તો એ ત્રણે પુત્રોની માતા, અંબરીષરાજાને ઉદ્દેશીને વચમાંજ બોલી ઉઠી કે:–"હે રાજન્! ભગવાન્ ઋચીકમુનિએ જ્યેષ્ઠ પુત્રને પ્રિય ગણીને વેચાતો આપવાની ના કહી છે,[16,17] ત્યારે હું પણ મારો નાનો 'શુનક' નામનો પુત્ર કદી આપવાની નથી, કેમકે માતાઓને નાનો પુત્ર પ્રિય હોય છે.[18] હે નરશ્રેષ્ઠ! પ્રાયઃ એવો નિયમજ છે કે જ્યેષ્ઠ પુત્ર પિતાને પ્રિય હોય છે અને કનિષ્ઠ પુત્ર માતાને

* દક્ષિણ પ્રદેશમાં ત્રિશંકુની છાયા પડતી હોવાથી તે પ્રદેશ તપ કરવાને અયોગ્ય છે. તિ. ટી.

÷ મનુષ્યરૂપી યજ્ઞપશુ.

પ્રિય હોયછે, માટે હું કનિષ્ઠ પુત્રનું રક્ષણ કરીશ."[૧૯]

હે રામ! જ્યારે જ્યેષ્ઠ તથા કનિષ્ઠ પુત્રનો પિતાએ અને માતાએ બચાવ કર્યો ત્યારે બાકી રહેલા વચેટ પુત્ર શુનઃશેપે પોતેજ કહ્યું કેઃ–[૨૦] "હે રાજપુત્ર! પિતા જ્યેષ્ઠ પુત્રને અને માતા કનિષ્ઠ પુત્રને આપવાની ના પાડે છે, ત્યારે વચેટ પુત્રજ વેચવા યોગ્ય ઠરે છે. તેથી તું મનેજ યજ્ઞપશુ માટે લઈ જા!!"[૨૧]

હે મોટી ભુજાઓવાળા રામચંદ્ર! એવું એ શુનઃશેપનું યથાર્થ વચન સાંભળીને, અંબરીષરાજાએ તેના પિતાને અસંખ્ય સુવર્ણ-મુદ્રાઓ, રત્નો તથા એક લાખ ગાયો આપીને એ શુનઃશેપને વેચાતો લીધો. પછી હે રઘુનંદન! મહાતેજસ્વી અને મહાયશસ્વી રાજર્ષિ અંબરીષ તેને રથમાં બેસાડીને સત્વર પોતાના નગર પ્રત્યે જવા લાગ્યો."[૨૨-૨૪]

**अम्बरीषस्तु राजर्षी रथमारोप्य सत्वरः ॥**
**शुनःशेपं महातेजा जगामाशु महायशाः ॥ २४ ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં એકસઠમો સર્ગ સંપૂર્ણ ૬૧.

## सर्ग ६२ मो.

શુનઃશેપનું રક્ષણ.

**शुनःशेपं नरश्रेष्ठ गृहीत्वा तु महायशाः ॥**
**व्यश्रमत्पुष्करे राजा मध्याह्ने रघुनंदन ॥ १ ॥**

"હે નરશ્રેષ્ઠ! હે રઘુનંદન! શુનઃશેપને સાથે લઈને પોતાના નગર પ્રત્યે જતાં, અંબરીષ-રાજાએ મધ્યાહ્નસમયે પુષ્કરતીર્થે આગળ આવીને વિસામો કર્યો[૧] એ પુષ્કરતીર્થના તપોવનમાં કેટલાએક ઋષિઓસહિત વિશ્વામિત્રમુનિ તપ કરતા હતા, કે જે શુનઃશેપના મામા થતા હતા. તેમને જોતાંજ મહાયશસ્વી અને શ્રમ, તૃષા તથા ખેદવડે દીન થયેલો શુનઃશેપ તેમની પાસે આવી તેમના ખોળામાં પડ્યો; અને હે રામ! પોતાની સર્વ હકીકત નિવેદન કરી કહેવા લાગ્યો કેઃ–" હે સૌમ્ય! હવે મારાં માતા, પિતા જ્ઞાતિ અથવા સંબંધી કોઈ પણ નથી; માટે હે મુનિપુંગવ! તમે પોતાના તપોબળવડે મારૂં રક્ષણ કરો. હે નરશ્રેષ્ઠ! તમે પોતાના શરણે આવેલા પ્રાણિઓની મનઃકામના પૂર્ણ કરી, તેઓની રક્ષા કરનારા છો,[૨-૫] માટેહે મહાત્મન! આ અંબરીષરાજાને યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય અને હું રોગરહિત લાંબું આયુષ્ય ભોગવીને તથા ઉત્તમોત્તમ તપશ્ચર્યા કરીને સ્વર્ગલોકને પ્રાપ્ત થાઉં એવી કૃપા કરો![૬] હે ધર્માત્મા! હું કે જે હાલમાં અનાથ છું, તેને તમે નિર્મળ અંતઃકરણથી સનાથ કરો; અને જેમ પિતા પોતાના પુત્રનું રક્ષણ કરે છે, તેમ મને અંબરીષના યજ્ઞમાં થનારી વિપત્તિથી ઉગારો."[૭]

શુનઃશેપનાં એવાં દીન વચન સાંભળીને, મહાતપસ્વી વિશ્વામિત્રે તેને અનેક પ્રકારનાં મધુર વચનો કહી ધીરજ આપી. પછી વિશ્વામિત્રે પોતાના મધુચ્છંદ વગેરે પુત્રોને કહ્યું કેઃ–[૮] "હે પુત્રો! શુભ ફળની ઇચ્છા રાખનારા પિતાઓ પરલોકમાં સુખ થવા માટે પુત્રોને ચ્હાય છે, તો તમારે પણ પિતાની આજ્ઞા પાળવાનો સમય આવી પહોંચ્યો છે.[૯] હે પુત્રો! આ ઋચીકઋષિનો કુમાર મારે શરણ આવ્યો છે, માટે એ ગમે તે ઉપાયે જીવતો રહે તેમ કરી તમે મારૂં પ્રિય કરો.[૧૦] તમે સૌ ઉત્તમ કર્મ કરનારા તથા ધર્મપરાયણ છો, તેથી અંબરીષરાજાના યજ્ઞમાં પશુરૂપ થઈ અગ્નિને સંતુષ્ટ કરો.[૧૧] હે પુત્રો! આ શુનઃશેપની રક્ષા થાય, અંબરીષરાજાનો યજ્ઞ નિર્વિઘ્ને સંપૂર્ણ થાય, સર્વ દેવગણો તૃપ્ત થાય અને મારૂં વચન સત્ય થાય; તેમ કરો."[૧૨]

પિતાની આજ્ઞા સાંભળીને, મધુચ્છંદાદિ પુત્રોએ અભિમાનપૂર્વક કહ્યું કેઃ–[૧૩] "હે સમર્થ પિતા! તમે પોતાના પુત્રોનો નાશ કરીને બીજાના પુત્રનું રક્ષણ કરવા કેમ ઇચ્છો છો? અરે, આ તમારૂં કાર્ય તો ભોજનમાં પ્રાપ્ત થયેલ શ્વાનના માંસ જેવું નિંદ્ય છે, એમ અમારા સમજવામાં આવે છે."[૧૪]

પુત્રોનું અમર્યાદ વચન સાંભળીને વિશ્વામિત્રને ક્રોધ ચઢ્યો. તેમનાં નેત્ર લાલચોળ થઇ ગયાં. પછી તે પુત્રોને કહેવા લાગ્યા કે:-[૧૫] "હે દુષ્ટો! તમે મારો ભય ન ધરતાં, મારા વચનને ઉલ્લંઘી ધર્મવિરૂદ્ધ અને મને રોમાંચિત કરે એવાં દારૂણ વચનો કહ્યાં, માટે તમે સૌ વસિષ્ઠના પુત્રોની પેઠે કૂતરાના માંસનું ભક્ષણ કરનારા મુષ્ટિકજાતિના ચાંડાલ થઇને એક હજાર વર્ષ પર્યંત આ પૃથ્વીમાં નિવાસ કરશો."[૧૬,૧૭] એ પ્રમાણે પોતાના પુત્રોને શાપ આપીને, મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે અત્યંત પીડા પામતા શુનઃશેપને પોતાની પાસે બોલાવી તેના સર્વ દુઃખનો નાશ કરે એવી રક્ષા બાંધી અને કહ્યું કે:-[૧૮] "હે ભાઈ શુનઃશેપ! તું યજ્ઞને વિષે લાલ ચંદન તથા લાલ પુષ્પોની માળા ધારણ કર્યા પછી જ્યારે વૈષ્ણવીય યૂપસાથે દર્ભના પવિત્ર પાશોથી બંધાય, ત્યારે વેદમંત્રોવડે અગ્નિદેવની સ્તુતિ કરજે;[૧૯] અને હે મુનિપુત્ર! આ મેં આપેલી બે દિવ્ય ગાથાઓ ગાઇને ઇંદ્ર તથા ઉપેંદ્રની સ્તુતિ કરજે. આમ કરવાથી તું અંબરીષરાજાના યજ્ઞમાં સિદ્ધિને પ્રાપ્ત થઈશ."[૨૦]

ત્યાર પછી શુનઃશેપે સ્વસ્થચિત્ત થઇને વિશ્વામિત્રમુનિની પાસેથી એ બન્ને ગાથાઓ શીખી લીધી; અને પછી સત્વર અંબરીષરાજાની પાસે આવીને કહેવા લાગ્યો કે:-[૨૧] "હે મહાબુદ્ધિશાળી અને રાજાઓમાં સિંહસરખા નૃપ! હવે આપણે અહીંથી સત્વર યજ્ઞસ્થાન પ્રત્યે ચાલો, અને ત્યાં જઇ હે રાજેંદ્ર! તમે યજ્ઞદીક્ષા ધારણ કરી યજ્ઞકાર્ય સંપાદન કરો."[૨૨]

ઋષિપુત્રનું વચન સાંભળીને હર્ષયુક્ત અને આલસ્યરહિત થયેલો અંબરીષરાજા તેને સાથે લઈને સત્વર યજ્ઞવાટ પ્રત્યે ચાલ્યો.[૨૩] થોડાક સમયમાં પોતાના યજ્ઞસ્થાનમાં પહોંચીને, તેણે પુરોહિતને એ નરપશુ નિવેદન કર્યો. પછી અંબરીષરાજાએ સદસ્યોની અનુમતિથી એ શુનઃશેપને દર્ભની દોરડીઓવડે પશુની પેઠે બાંધીને તથા તેને લાલ વસ્ત્ર વગેરે પહેરાવીને પશુરૂપે કલ્પી વૈષ્ણવીય યૂપસાથે યોજ્યો.[૨૪] યૂપની સાથે પશુની પેઠે બંધાયેલો મુનિપુત્ર શુનઃશેપ ઉત્તમ વેદવાણીવડે અગ્નિની, અને વિશ્વામિત્રે શીખવેલી બન્ને ગાથાઓવડે ઇંદ્ર તથા ઉપેંદ્રની સ્તુતિ કરવા લાગ્યો.[૨૫] ત્યારે પોતાની સ્તુતિથી અત્યંત પ્રસન્ન થયેલા ઇંદ્રે શુનઃશેપને દીર્ઘ આયુષ્યવાળો કર્યો.[૨૬] વળી હે નરશ્રેષ્ઠ રામ! અંબરીષરાજાને પણ ઇંદ્રના વરદાનથી યજ્ઞનું સંપૂર્ણ ફળ પ્રાપ્ત થયું.[૨૭]

હે નરશ્રેષ્ઠ! ધર્માત્મા વિશ્વામિત્રમુનિએ ત્રિશંકુરાજાનું કાર્ય કર્યા પછી પુનઃ જે કાંઇ તપશ્ચરણનું નવીન ફળ મેળવ્યું હતું તે આ શુનઃશેપના પ્રસંગમાં પોતાના પુત્રોને શાપ આપવાથી નષ્ટ થતાં વળી પણ તેઓ બ્રહ્મર્ષિત્વ મેળવવા માટે પુષ્કરતીર્થમાં રહીને એક હજાર વર્ષનો સંકલ્પ કરી પુનઃ તપ કરવા લાગ્યા."[૨૮]

विश्वामित्रोऽपि धर्मात्मा भूयस्तेपे महातपाः ॥
पुष्करेषु नरश्रेष्ठ दश वर्षशतानि च ॥२८॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં બાસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૨

## सर्ग ६३ मो.

### વિશ્વામિત્રને મહર્ષિપદની પ્રાપ્તિ.

पूर्णे वर्षसहस्रे तु व्रतस्नातं महामुनिम् ॥
अभ्यगच्छन्सुराः सर्वे तपःफलचिकीर्षवः ॥१॥

"હે રામચંદ્ર! વિશ્વામિત્રને તપ કરતાં જ્યારે હજાર વર્ષ વીતી ગયાં અને તે પોતાનો સંકલ્પ સંપૂર્ણ કરીને સ્વસ્થ થયા ત્યારે તેમની તપશ્ચર્યાનું ફળ આપવા માટે સર્વ દેવોસહિત મહાતેજસ્વી બ્રહ્મદેવે ત્યાં આવીને મધુરવચનથી કહ્યું કે:-"હે વિશ્વામિત્ર! તમારૂં કલ્યાણ થાઓ. તમે તમારાં પવિત્ર કર્મોએ કરી ઋષિપદને પ્રાપ્ત થયા છો"[૧,૨] એટલું કહીને સર્વ દેવોસહિત બ્રહ્મદેવ પુનઃ પોતાના સત્યલોકમાં પધાર્યા. ત્યાર પછી ઋષિપદ મળવાથી અસંતુષ્ટ થયેલા વિશ્વામિત્રે બ્રહ્મર્ષિપણાની પ્રાપ્તિમાટે પુનઃ પણ ભારે તપ કરવા માડયું.[૩] હે નરશ્રેષ્ઠ! તપ કરતાં ઘણો કાળ વ્યતીત થયો. એવામાં એક દિવસે 'મેનકા'

નામની ઉત્તમ અપ્સરા પુષ્કર સરોવરમાં સ્નાન કરવા આવી;[૪] ત્યારે મહાતેજસ્વી વિશ્વામિત્ર મેઘમંડળમાં ઝબકતી વિજળીની પેઠે એ પુષ્કર સરોવરમાં રહેલી અપ્રતિમ રૂપવાળી મેનકાને જોઇને કામવશ થઈ ગયા; અને તેની પાસે જઈ કહેવા લાગ્યા કે:–"હે અપ્સરા! તું ભલે આવી. હું તારૂં સ્વરૂપ જોઈને કામમોહિત થઈ ગયો છું માટે મારાપર કૃપાકટાક્ષ કર; અને આ મારા આશ્રમમાં વાસ કર, તારૂં કલ્યાણ થશે."

વિશ્વામિત્રનું વચન સાંભળીને સુંદર મુખવાળી મેનકાએ તેમના આશ્રમમાં નિવાસ કર્યો; અને તેમની સાથે ક્રીડા કરવા લાગી.[૫-૭] હે રાઘવ! ઋષિપદને પ્રાપ્ત થયેલા વિશ્વામિત્રના તપમાં આ એક મોટું વિઘ્ન આવી પડયું. વિશ્વામિત્રના રમણીય આશ્રમમાં રહીને તેમની સાથે સુખપૂર્વક ક્રીડા કરતાં, મેનકાને દશ વર્ષ વ્યતીત થઇ ગયાં ત્યારે મહામુનિ વિશ્વામિત્રને વિચાર થઈ આવ્યો અને તેથી તે ઈર્ષ્યા, લજ્જા તથા શોકયુક્ત થઇ ચિંતા કરવા લાગ્યા કે:–"અરે મેં આ શું કર્યું? હું કામવશ થયો તેથી મારા ઘણા કાળના તપમાં વિઘ્ન આવી પડયું. અહો! દશ વર્ષ જેટલો સમય એક દિવસની પેઠે વ્યતીત થઈ ગયો. નક્કી, મારા તપને નષ્ટ કરવા માટે દેવોએજ આ કર્મ કર્યું છે." એ પ્રમાણે પશ્ચાત્તાપ કરતા વિશ્વામિત્ર દુઃખને લીધે નિઃશ્વાસ મૂકવા લાગ્યા.[૮-૧૧] વિશ્વામિત્રની આકૃતિ જોતાંજ મેનકા સમજી ગઈ અને 'મને કદાચ વિશ્વામિત્ર શાપ દેશે' એવા ભયથી થરથર ધ્રુજતી હાથ જોડીને તેમની સંમુખ ઉભી રહી; ત્યારે મહામુનિ વિશ્વામિત્રે ક્રોધ નહિ કરતાં તેને મધુર વચનો કહીને સ્વર્ગમાં જવાની આજ્ઞા આપી.[૧૩]

હે રામ! ત્યારપછી કામવાસનાને જિતવાની ઇચ્છાથી નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવાનો નિશ્ચય કરીને, મહાયશસ્વી વિશ્વામિત્રમુનિ હિમાલયતરફ આવેલી કૌશિકી નદીના કિનારાપર જઇને તીવ્ર તપશ્ચર્યા કરવા લાગ્યા. હે રામ! એ હિમાલયપર્વતમાં રહી ઘોર તપશ્ચર્યા કરતાં, વિશ્વામિત્રમુનિને એક હજાર વર્ષ વીતી ગયાં ત્યારે દેવોને મોટું ભય ઉત્પન્ન થયું, તેથી સર્વ ઋષિગણોસહિત તેઓ બ્રહ્મદેવની પાસે આવ્યા; અને પ્રાર્થના કરી કહેવા લાગ્યા કે:–[૧૪-૧૬] "હે બ્રહ્મન્! ભલે, આ કુશિકપુત્ર વિશ્વામિત્ર મહર્ષિપદને પ્રાપ્ત થાઓ; અર્થાત્ તમે એને મહર્ષિત્વ આપો." દેવોનું વચન સાંભળીને સર્વ લોકના પિતામહ બ્રહ્મદેવે વિશ્વામિત્રની પાસે આવીને કહ્યું કે:–"હે તપરૂપી ધનવાળા મહર્ષિ! તમારૂં કલ્યાણ થાઓ. હે કૌશિક! તમારા તીવ્ર તપવડે સંતુષ્ટ થઇને, હું તમને મહર્ષિપદ આપું છું."

બ્રહ્મદેવનું વચન સાંભળીને, તપરૂપી ધનવાળા વિશ્વામિત્રમુનિ હાથજોડીને નમ્રતાપૂર્વક તેમને કહેવા લાગ્યા કે:–"હે ભગવન્! હું એમ માનું છું કે જ્યાંસુધી આપે મને પવિત્ર કર્મોવડે પ્રાપ્ત થનારૂં ઉત્તમ બ્રહ્મર્ષિપદ આપ્યું નથી, ત્યાં સુધી હું અજિતેંદ્રિયજ છું, અર્થાત્ ઇંદ્રિયોને વશ કરવી એ બ્રાહ્મણોનું મુખ્ય કર્તવ્ય છે; પરંતુ હું કેટલીક વાર કામક્રોધને વશ થઈ જાઉં છું; માટે હું બ્રહ્મજ્ઞત્વને યોગ્ય નથી, ત્યારે બ્રહ્મર્ષિત્વને યોગ્ય તો ક્યાંથીજ હોઉં?"

એવું સાંભળી બ્રહ્મદેવે કહ્યું કે:–હે મુનિશાર્દૂલ! તમે કહો છો તેમજ છે. હજી તમે પોતાની ઇંદ્રિયોને જિતી શક્યા નથી; માટે ઇંદ્રિયોને વશ કરવાનો પ્રયત્ન કરો, એટલે બ્રહ્મર્ષિપદ પ્રાપ્ત થશે" એવું કહીને, સર્વ દેવોસહિત બ્રહ્મદેવ સ્વસ્થાન પ્રત્યે ચાલ્યા ગયા. ત્યાર પછી મહામુનિ વિશ્વામિત્રે બ્રહ્મત્વની પ્રાપ્તિમાટે ઘોર તપશ્ચર્યાનો આરંભ કર્યો.[૧૭-૨૨]

હે રામ! આ સમયે વિશ્વામિત્રમુનિ માત્ર વાયુનુંજ ભક્ષણ કરીને અને પોતાના બન્ને હાથ ઊંચા રાખીને, ગ્રીષ્મઋતુમાં પંચાગ્નિમધ્યે, વર્ષાઋતુમાં પર્ણકુટી અથવા વૃક્ષાદિના આશ્રયરહિત ખુલ્લા મેદાનને વિષે તથા શિશિરઋતુમાં રાત્રિદિવસ જળ મધ્યે રહીને તપ કરવા લાગ્યા. એવી રીતે તીવ્ર તપ કરતાં, એક હજાર વર્ષ વીતી ગયાં.[૨૩,૨૪] મહામુનિ

વિશ્વામિત્રનું એવું ઘોર તપશ્ચરણ જોઇને, ઇંદ્રાદિ દેવોને મોટો સંતાપ ઉત્પન્ન થયો.[૨૫] તેથી સર્વ દેવોની સંમતિથી ઇંદ્રે 'રંભા' નામની અપ્સરાને બોલાવીને વિશ્વામિત્રના તપમાં વિઘ્ન નાખવા માટે અને પોતાનું હિત કરવા માટે કહેવા માંડ્યું."[૨૬]

**रम्भामप्सरसं शक्रः सर्वैः सह मरुद्गणैः ॥**
**उवाचात्महितं वाक्यमहितं कौशिकस्य च ॥२६॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ત્રેસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૩

---

## સર્ગ ૬૪ મો.

રંભાએ વિશ્વામિત્રના તપમાં વિઘ્ન કર્યું.

**सुरकार्यमिदं रम्भे कर्तव्यं सुमहत्त्वया ॥**
**लोभनं कौशिकस्येह काममोहसमन्वितम् ॥१॥**

(ઇંદ્ર રંભાને કહે છે કે:-)"હે રંભા! તારે મારી આજ્ઞાથી આજે દેવોનું એક મોટું કાર્ય કરવાનું છે, તે એ કે વિશ્વામિત્ર તપ કરે છે ત્યાં જઇને તું તેમને કામના મોહપાશમાં નાખીને તપથી ભ્રષ્ટ કર."[૧] હે રામ! બુદ્ધિમાન્ ઇંદ્રનું વચન સાંભળીને વિશ્વામિત્રના પ્રભાવને જાણનારી રંભાઅપ્સરાએ હાથ જોડી લજ્જાયુક્ત થઇને કહ્યું કે:-"હે દેવોના રાજા ઇંદ્ર! તમે જાણોજ છો કે એ વિશ્વામિત્રમુનિ અત્યંત ક્રોધી સ્વભાવના છે; માટે જો હું તમારી આજ્ઞા પ્રમાણે કરીશ તો તે મારાપર ક્રોધ કરીને મને અવશ્ય શાપ દેશે.[૨,૩] હે દેવ! એમનો મને ઘણો ભય લાગે છે, માટે તમે મારાપર કૃપા કરો, અર્થાત્ મને આ કાર્ય સોંપશો નહિ."

વિશ્વામિત્રથી ભયભીત થયેલી, થરથર કંપતી તથા હાથ જોડીને ઉભી રહેલી રંભાનું વચન સાંભળીને, ઇંદ્રે તેને પુનઃપણ કહ્યું કે:-"હે રંભા! તું ડરીશ નહિ. મારી આજ્ઞા પ્રમાણે કર. તારું શ્રેય થશે.[૪,૫] હે રંભા! હાલમાં વસંતઋતુના દિવસો હોવાથી હું કોકિલાનું સ્વરૂપ ધારણ કરીને કામદેવની સાથે સુંદર રમણીય વૃક્ષ ઉપર બેસીશ; અને મધુર સ્વરવડે મુનિના ચિત્તનું હરણ કરીને તને સહાય કરીશ.[૬] હે કલ્યાણિ! તું પણ પોતાના સ્વરૂપસૌંદર્ય તથા હાવભાવવડે એ તપસ્વી વિશ્વામિત્રમુનિના ચિત્તમાં વિકાર ઉત્પન્ન કરજે."[૭]

ઇંદ્રની આજ્ઞા થવાથી હાસ્યમુખી રંભા તુરતજ પોતાનું અત્યુત્તમ સૌંદર્ય પ્રકટ કરીને વિશ્વામિત્રની આગળ આવી; અને હાવભાવયુક્ત ઉત્તમ આલાપ કરીને તેમને લોભાવવા લાગી.[૮] ઇંદ્ર પણ કોકિલાનું રૂપ લઇને મધુર શબ્દ ઉચ્ચારવા લાગ્યો. એ સાંભળીને આનંદયુક્ત થયેલા વિશ્વામિત્રે બન્ને નેત્રો ઉઘાડીને જોયું તો પોતાની સામે રંભાને દીઠી.[૯] એકાએક કોકિલાનો શબ્દ તથા અપ્રતિમ ગાયન સાંભળવાથી અને રંભાનું દર્શન થવાથી વિશ્વામિત્રના મનમાં 'શું આ રંભા પોતાની ઇચ્છાથીજ અત્ર આવી હશે? કે મારા તપમાં વિઘ્ન નાખવાને ઇંદ્રે તેને મોકલી હશે?' એવો સંદેહ ઉત્પન્ન થયો;[૧૦] પરંતુ થોડીક વારમાં તેમણે પોતાના તપોબળથી જાણી લીધું કે 'આ સઘળું કાર્ય ઇંદ્રની પ્રેરણાથીજ થયું છે એથી તુરતજ ક્રોધાવિષ્ટ થયેલા મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે રંભાને શાપ આપતાં કહ્યું કે:-[૧૧] "હે અભાગિણી રંભા! હું, કે જે કામક્રોધને જીતવાને ઇચ્છું છું તેને તું હાવભાવાદિવડે લોભાવે છે, માટે તું દશહજાર વર્ષ પર્યંત શિલારૂપ થઇને દુઃખ ભોગવીશ.[૧૨] ત્યારપછી તપોબલયુક્ત મહાતેજસ્વી કોઇ એક બ્રાહ્મણ તને મારા શાપથી મુક્ત કરશે."[૧૩] એ પ્રમાણે ક્રોધને નહિ શમાવી શકવાથી મહામુનિ વિશ્વામિત્રે રંભાને શાપ આપ્યો; પરંતુ ક્રોધ કરવાથી પોતાનું તપ નષ્ટ થઇ ગયું જાણીને તેમના મનમાં અત્યંત પશ્ચાત્તાપ થવાલાગ્યો.[૧૪] વિશ્વામિત્રના તીવ્ર શાપને લીધે રંભા શિલારૂપ થઇને પડી. પ્રથમથી પેલા વૃક્ષ ઉપર સંતાઇ રહેલ ઇંદ્ર તથા કામદેવ તો મહર્ષિનાં ક્રોધયુક્ત વચનો સાંભળતાંજ પલાયન કરી ગયા.[૧૫] હે રામચંદ્ર! એ પ્રમાણે ઇંદ્રિયો સ્વાધીન નહિ હોવાથી વારંવાર ઉત્પન્ન થતા કામ તથા ક્રોધે કરી પોતાનું તપ નષ્ટ થવાને લીધે મહા-

તેજસ્વી વિશ્વામિત્રને કોઈ પણ પ્રકારે શાંતિ વળી નહિ.[16] છેવટે તેમણે પોતાના મનમાં નિશ્ચય કર્યો કેઃ-"હવે હું કોઇ પ્રકારે ક્રોધ કરીશ નહિ; કોઈની સાથે વાતચીત કરીશ નહિ;[17] અથવા તો સેંકડો વર્ષો સુધી શ્વાસ પણ મૂકીશ નહિ. એ પ્રમાણે ઇંદ્રિયોને વશ કરીને, હું મારા દેહને સુકવી નાખીશ.[18] જ્યાં સુધી મને તપશ્ચર્યાથી બ્રાહ્મણત્વ પ્રાપ્ત નહિ થાય ત્યાં સુધી હું શ્વાસ પણ નહિ મૂકતાં તથા ભોજન પણ નહિ કરતાં તપશ્ચર્યા કરીશ. આમ હજારોવર્ષ સુધી તપ કરવાથી પણ મારા શરીરના અવયવો ક્ષીણ થનાર નથી." એ પ્રમાણે દૃઢ નિશ્ચય કરીને, હે રઘુનંદન ! મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે કોઇથી પણ ન બની શકે એવું તીવ્ર તપ કરવાની પ્રતિજ્ઞા લીધી."[19,20]

**नहि मे तप्यमानस्य क्षयं यास्यन्ति मूर्तयः ॥**
**एवं वर्षसहस्रस्य दीक्षां स मुनिपुंगवः ॥**
**चकाराप्रतिमां लोके प्रतिज्ञां रघुनंदन ॥२०॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ચોસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૪

## सर्ग ६५ मो.

વિશ્વામિત્રે બ્રહ્મર્ષિપદ પ્રાપ્ત કર્યું.

**अथ हैमवतीं राम दिशं त्यक्त्वा महामुनिः ॥**
**पूर्वां दिशमनुप्राप्य तपस्तेपे सुदारुणम् ॥१॥**

"હે રામચંદ્ર ! એ પ્રમાણે દૃઢ પ્રતિજ્ઞા કર્યા પછી મહામુનિ વિશ્વામિત્ર ઉત્તર દિશામાંથી નીકળી પૂર્વદિશા તરફ આવેલા તપોવનમાં જઈને દારૂણ તપ કરવા લાગ્યા.[1] હે રામ! આ સમયે તેમણે એક હજારવર્ષ સુધીનું ઉત્તમોત્તમ મૌનવ્રત ધારણ કરીને અત્યંત તીવ્ર તપ કરવા માંડ્યું.[2] તપ કરતાં એક હજારવર્ષ પૂરાં થતાંમાં તો વિશ્વામિત્રનું શરીર કાષ્ઠ જેવું શુષ્ક થઇ ગયું; અને તેને અનેક વિઘ્નોએ આકુળવ્યાકુળ કર્યું, પરંતુ મહર્ષિના અંતઃકરણમાં ક્રોધ ઉત્પન્ન થવા પામ્યો નહિ,[3] કેમકે આ વખતે તો તેમણે 'ક્રોધ નહિજ કરવો.' એવો દૃઢ નિશ્ચય કરીને તપનો આરંભ કર્યો હતો. હે રામ! તપશ્ચર્યા કરતાં જ્યારે એક હજારવર્ષ પૂરાં થયાં, ત્યારે મહાવ્રતવાળા વિશ્વામિત્રમુનિએ વ્રતની સમાપ્તિ માટે ભોજનની તૈયારી કરી. એટલામાં ઇંદ્રે દ્વિજનું સ્વરૂપ લઇને બ્રહ્મચારિના વેષે તેમની આગળ આવીને સિદ્ધ કરેલા અન્નની ભિક્ષા માગી.[4,5] 'ભોજન સમયે કોઈ પણ જાતિનો ક્ષુધાર્થી અતિથિ આવે તો તેને અન્ન આપવુંજ જોઇએ, અને આ તો દ્વિજ-બ્રહ્મચારી છે, માટે એને હું ભોજન કરાવીશ.' એવો નિશ્ચય કરીને વિશ્વામિત્રે તેને સઘળું અન્ન આપી દીધું. પછી કાંઇ પણ અન્ન બાકી નહિ રહેવાથી મહાતપસ્વી વિશ્વામિત્રે ભોજન કર્યા સિવાયજ પુનઃ મૌનવ્રત ધારણ કરીને એક હજાર વર્ષના તપનો આરંભ કર્યો. ધન્ય છે તેમને, કે આટલું ભારે કષ્ટ પડવા છતાં પણ તેમણે એ બ્રાહ્મણ પ્રત્યે કાંઈ પણ કર્યું નહિ; અને તપજ કરવા માંડ્યું![6,7] મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્ર પ્રથમની પેઠેજ એક હજાર વર્ષ સુધી મૌનવ્રત ધારણ કરીને શ્વાસ પણ નહિ મૂકતાં તપ કરવા લાગ્યા. હવે તો તેમના તપની હદ થઈ ગઈ, અને શ્વાસ રોકાવાને લીધે તેમના મસ્તકમાંથી ધુમાડો ઉત્પન્ન થયો, કે જેથી વ્યાપ્ત થયેલું આખું ત્રૈલોક્ય સંતાપ પામવા લાગ્યું. વિશ્વામિત્રના તીવ્ર તપથી ઉત્પન્ન થયેલા તેજવડે દેવો, ઋષિઓ, ગંધર્વો, પન્નગો, સર્પો તથા રાક્ષસો નિસ્તેજ અને દુઃખયુક્ત થઈ ગયા. તેઓ સર્વ બ્રહ્મદેવની પાસે જઇને કહેવા લાગ્યા કેઃ-[8-10] "હે દેવ! અમે મહામુનિ વિશ્વામિત્રને લોભ અને ક્રોધ પમાડવાને ઘણા ઉપાયો કર્યા; પરંતુ તેથી ચલાયમાન નહિ થતાં, તે ઉલટા તપથી વૃદ્ધિ પામતા જાય છે.[11] હવે એ વિશ્વામિત્રમાં કોઈપણ પ્રકારે કામક્રોધાદિનો લેશ પણ દોષ જોવામાં આવતો નથી; માટે હવે જો તમે એને ઇચ્છિત વરદાન નહિ આપો તો એ મહર્ષિ વિશ્વામિત્ર પોતાના તપના પ્રભાવવડે ત્રણે લોકનો નાશ કરશે. હે બ્રહ્મદેવ! હાલમાંજ વિશ્વામિત્રના તપને લીધે સઘળી

દિશાઓ પ્રકાશરહિત થવાથી આકુળવ્યાકુળ થઈ છે.[૧૨,૧૩] સમુદ્રો ક્ષોભ પામ્યા છે, પર્વતો વિખરાઈ જાય છે, પૃથ્વી કંપે છે, અને વાયુ ભયંકર વાય છે.[૧૪] એવા અનેક ઉત્પાતોને લીધે કોઇનું પણ ચિત્ત સ્થિર નહિ હોવાથી સઘળું ત્રૈલોક્ય મૂઢસરખું થઈ ગયું છે; અને કર્માનુષ્ઠાન નહિ થવાથી લોકો નાસ્તિકપણાને પામ્યા છે. હે મહાત્મન્! આને માટે શું ઉપાય કરવો! એ અમે જાણતા નથી.[૧૫] વિશ્વામિત્રના તેજની આગળ સૂર્ય પણ નિસ્તેજ જણાય છે, માટે હે દેવ! મોટી કાંતિવાળા અગ્નિરૂપ એ મહામુનિએ જ્યાંસુધી ત્રૈલોક્યનો નાશ કરવાનો નિશ્ચય નથી કર્યો, ત્યાંસુધીમાં તેમને ઇચ્છિત આપી પ્રસન્ન કરો! નહિતો એ મુનિ કાલાગ્નિની પેઠે ત્રૈલોક્યને બાળીને ભસ્મ કરશે.[૧૬,૧૭] એ મહર્ષિ બ્રહ્મત્વ ઉપરાંત દેવરાજ્ય આદિ જે કાંઈ ઇચ્છે તે સઘળું આપીને તેમને શાંત કરો."

હે રામ! એ પ્રમાણે બ્રહ્મદેવની પ્રાર્થના કરીને અને તેમને સાથે લઈ ને સર્વ દેવો મહાત્મા વિશ્વામિત્રની પાસે આવ્યા.[૧૮] ત્યાં આવીને બ્રહ્મદેવ તેમને કહેવા લાગ્યા કે:-"હે બ્રહ્મર્ષિ! તમારૂં કલ્યાણ થાઓ. હું તમારા તપથી અત્યંત સંતુષ્ટ થયો છું.[૧૯] હે કૌશિક! તમે તપના પ્રભાવે કરી બ્રહ્મર્ષિપણાને પામ્યા છો, તદુપરાંત સર્વ દેવોની સંમતિથી તમને દીર્ઘ આયુષ્ય પણ આપું છું.[૨૦] હવે તમે ઉત્તમ સુખ પામો અને તપથી નિવૃત્ત થઈ યથેચ્છ વિચરો."

સર્વ દેવો સહિત બ્રહ્મદેવનું વચન સાંભળીને હર્ષિત થયેલા મહામુનિ વિશ્વામિત્રે તેમને પ્રણામ કરીને કહ્યું કે:-"હે દેવગણો! જો મને તમારી કૃપાથી બ્રહ્મર્ષિપણું અને દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થયું છે, તો હવે બ્રહ્મજ્ઞાનનું સાધન ૐકાર, યજ્ઞક્રિયાનું સાધન વષટ્કાર, અને યજ્ઞનાં અંગ તથા ઉપાંગને પ્રતિપાદન કરનારા વેદો એ સઘળું જેમ વસિષ્ઠાદિ બ્રહ્મર્ષિઓને સહજ પ્રાપ્ત થયેલ છે, તેમ મને પ્રાપ્ત થાય. વળી હું વેદાદિનું અધ્યાપન કરાવું અને યજ્ઞ(યાજન) પણ કરાવું. હે દેવગણો! આ સર્વ બાબતોને બ્રહ્માના માનસપુત્ર વસિષ્ઠ કે જે ક્ષત્રિયોના ધનુર્વેદને અને બ્રાહ્મણોના ચારે વેદોને જાણનારાઓમાં શ્રેષ્ઠ છે, તે માન્ય કરે તો હે દેવો! તમોએ મારી ઈચ્છા સફળ કરી એમ હું માનું, અને પછી તમે સર્વ સુખેથી સ્વસ્થાને પધારો."[૨૧-૨૪]

હે રામચંદ્ર! વિશ્વામિત્રનું વચન સાંભળીને, સર્વ દેવોએ વસિષ્ઠમુનિની પાસે આવી વિશ્વામિત્રના બ્રહ્મર્ષિપણામાં સંમતિ આપવા માટે તેમને પ્રસન્ન કર્યા. ત્યારે જપ કરનારાઓમાં શ્રેષ્ઠ વસિષ્ઠમુનિએ વિશ્વામિત્ર ઉપર પોતાની મૈત્રી દર્શાવીને દેવોને કહ્યું કે:-"હે દેવો! વિશ્વામિત્ર પોતાના ઉત્તમોત્તમ તપે કરીને ખરેખર બ્રહ્મર્ષિજ થયા છે, એમાં કાંઈ સંદેહ નથી."[૨૫] એવું સાંભળીને સર્વ દેવોએ પુન: વિશ્વામિત્રની પાસે જઇને કહ્યું કે:-"હે મુનિ! તમે આજથી પૂર્ણ બ્રહ્મર્ષિ થયા છો, (કારણ, વસિષ્ઠમુનિએ પોતાની સંમતિ આપી છે.) અને બ્રાહ્મણના બીજા અધિકારો પણ તમને પ્રાપ્ત થયા છે" એટલું કહીને બ્રહ્મદેવાદિ સર્વ દેવો સ્વસ્થાન પ્રત્યે ગયા[૨૬] ત્યારપછી ધર્માત્મા વિશ્વામિત્રમુનિએ ઉત્તમ બ્રાહ્મણપણું મળવાથી હર્ષ પામીને, જપ કરનારાઓમાં શ્રેષ્ઠ બ્રહ્મર્ષિ વસિષ્ઠમુનિની પૂજા કરી; અને એ બન્ને બ્રહ્મર્ષિઓ (વસિષ્ઠ અને વિશ્વામિત્ર)માં પરસ્પર મૈત્રી થઈ.[૨૭] એ પ્રમાણે પોતાની ઇચ્છિત કામના સંપાદન કરીને, બ્રહ્મર્ષિ વિશ્વામિત્રમુનિ ઇંદ્રિયસંયમનરૂપી સ્વધર્મમાં રહેતાં, સર્વત્ર વિચરવા લાગ્યા."

શતાનંદ કહે છે:-"હે રામચંદ્ર! આ મહાત્મા વિશ્વામિત્રમુનિએ એ પ્રમાણે બ્રહ્મર્ષિપણું પ્રાપ્ત કર્યું છે.[૨૮] હે રઘુનંદન! આ વિશ્વામિત્ર સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ છે, સાક્ષાત્ દેહધારી તપ છે, તપરૂપ છે, નિરંતર ધર્મમાં તત્પર છે; અને પરાક્રમના સ્થાનરૂપ છે."[૨૯]

એ પ્રમાણે જનકરાજાની સભામાં સર્વના સાંભળતાં, મહાતેજસ્વી શતાનંદ રામલક્ષ્મણને ઉદ્દેશીને વિશ્વામિત્રમુનિનું સર્વ વૃત્તાંત કહી સંભળાવીને વિરામ પામ્યા. ત્યારપછી

એ સર્વ ચરિત્ર સાંભળવાથી અત્યંત હર્ષિત થયેલા જનકરાજાએ હાથ જોડીને વિશ્વામિત્રમુનિને કહ્યું કેઃ—"હે મુનિપુંગવ! હે કૌશિક! તમે આ રામચંદ્ર તથા લક્ષ્મણસહિત મારા યજ્ઞસ્થાનમાં પધાર્યા એથી મને ધન્ય છે; અને મારાપર તમારો પૂર્ણ અનુગ્રહ થયો છે; કારણ કે તમોએ પોતાનું દર્શન આપીને મને પવિત્ર કર્યો છે.[૩૦-૩૨] હે બ્રહ્મન્! તમારાં દર્શનથી હું પવિત્ર થયો, તે ઉપરાંત વળી મને બીજા પણ અનેક પ્રકારના લાભ પ્રાપ્ત થયા છે; કેમકે આ સભામાં બેઠેલા સભ્યોએ, રામલક્ષ્મણે તથા મેં, શતાનંદના મુખથી તમારૂં તપરૂપી ઉત્તમ ચરિત્ર સાંભળ્યું છે.[૩૩,૩૪] હે કુશિકાત્મજ! હું માનું છું કે તમારાં તપ, બળ અને ગુણો અવધિપર્યંત અનુપમ છે.[૩૫] હે મહારાજ! તમારાં આશ્ચર્યકારક ચરિત્રો સાંભળવાથી મને તૃપ્તિ થતી નથી. હે મુનિશ્રેષ્ઠ! હવે સૂર્ય અસ્તાચળ પ્રત્યે જવા લાગ્યો છે, તેથી સંધ્યાવંદનાદિનો સમય વહી જાય છે; માટે મને આજ્ઞા આપો. હે જપ કરનારાઓમાં શ્રેષ્ઠ મહાતેજસ્વી વિશ્વામિત્રમુનિ! તમે આવતી કાલે પ્રાતઃકાળે મને પુનઃ દર્શન આપજો!"[૩૬,૩૭] એવું સાંભળીને પ્રસન્ન થયેલા વિશ્વામિત્રમુનિએ પુરૂષોમાં શ્રેષ્ઠ જનકરાજાની ઘણી પ્રશંસા કરી; અને તેને નિત્યકર્મ કરવાને આજ્ઞા આપી.[૩૮] પછી પોતાના ઉપાધ્યાય તથા બાંધવજનસહિત જનકરાજાએ વિશ્વામિત્રની પ્રદક્ષિણા કરીને તથા તેમને પ્રણામ કરીને પોતાના રાજમહાલય તરફ પ્રયાણ કર્યું;[૩૯] અને મહાત્મા પુરૂષોથી સત્કાર પામેલા ધર્માત્મા વિશ્વામિત્રમુનિ પણ રામલક્ષ્મણની સાથે પોતાના ઉતારા તરફ ગયા.[૪૦]

**विश्वामित्रोऽपि धर्मात्मा सहरामः सलक्ष्मणः ॥**
**स्ववासमभिचक्राम पूज्यमानो महात्मभिः ॥ ४० ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં પાંસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૫

## સર્ગ ૬૬ મો.

### ધનુષ્યનું વૃત્તાંત અને જનકની પ્રતિજ્ઞા.

**ततः प्रभाते विमले कृतकर्मा नराधिपः ॥**
**विश्वामित्रं महात्मानमाजुहाव सराघवम् ॥१॥**

બીજે દિવસે નિર્મળ પ્રાતઃકાળ થતાં નિત્યકર્મથી પરવારીને જનકરાજાએ રામચંદ્ર તથા લક્ષ્મણસહિત મહાત્મા વિશ્વામિત્રમુનિને પોતાની સભામાં તેડાવ્યા.[૧] પછી તેઓ આવ્યા ત્યારે ધર્માત્મા જનકરાજાએ શાસ્ત્રોક્ત વિધિવડે વિશ્વામિત્રનું અને રામલક્ષ્મણનું અનુક્રમે પૂજન કર્યું; અને કહેવા લાગ્યા કે,[૨] "હે ભગવન્! આપ ભલે પધાર્યા. હે અનઘ! હું આપનું શું પ્રિય કરૂં? તે કહો. તમે મને આજ્ઞા કરવા યોગ્ય છો."[૩]

એવું સાંભળીને વાક્‌ચતુર અને ધર્માત્મા મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે મહાત્મા જનકને કહ્યું કેઃ—[૪] "હે રાજન્! તારૂં કલ્યાણ થાઓ. લોકને વિષે પ્રખ્યાત થયેલી કીર્તિવાળા અને ક્ષત્રિયકુળમાં જન્મેલા આ દશરથરાજાના બન્ને કુમારો તારી પાસે જે શિવધનુષ્ય છે તે જોવાને ઈચ્છે છે, માટે તે તેમને દેખાડ. હે નૃપ! આ બન્ને પુત્રો એ ધનુષ્ય જોવાની ઇચ્છાથીજ અત્ર આવેલા છે, તેથી પોતાની કામના પૂર્ણ થતાં તેઓ યથેચ્છ ચાલ્યા જશે."[૫,૬]

મહામુનિ વિશ્વામિત્રનું વચન સાંભળીને, જનકરાજા તેમને કહેવા લાગ્યા કેઃ—"હે મુનિ! ભલે, આપે કહ્યું, તેમ હું કરીશ. એ મહાધનુષ્ય અહીં શા માટે રાખ્યું છે એ હું તમને કહું છું તે સાંભળો.[૭] હે ભગવન્! પૂર્વે અમારા વંશના મૂળ પુરૂષ નિમિરાજાના પુત્ર 'દેવરાત' નામના જનકના હાથમાં દેવોએ આ મહાધનુષ્ય ન્યાસ (થાપણ) રૂપે સોંપ્યું હતું.[૮] પૂર્વે દક્ષપ્રજાપતિએ પોતાના યજ્ઞમાં સર્વ દેવોને નિમંત્રણ કરી તેડાવ્યા, પરંતુ ઈર્ષ્યાને લીધે શંકરનું આમંત્રણ કર્યું નહિ, તેથી તેમણે દક્ષના યજ્ઞનો લીલાપૂર્વક વિધ્વંસ કર્યો; અને પછી પોતાનું પ્રચંડ ધનુષ્ય નમાવીને

દેવતાઓ પ્રત્યે ક્રોધપૂર્વક કહ્યું કેઃ-[૯] "હે દેવો! મને આમંત્રણ નહિ છતાં, તમે આ યજ્ઞમાં આવ્યા; અને સ્વિષ્ટકૃદાદિ મારા યજ્ઞભાગને પૃથક્ કલ્પ્યા સિવાય તમોએ યજ્ઞભાગ ગ્રહણ કર્યો, માટે હું આજે આ ધનુષ્યવડે સુંદર મુકુટવાળાં તમારાં મસ્તકોને છેદી નાખીશ."[૧૦] હે મુનિશ્રેષ્ઠ! મહાદેવજીનું ક્રોધયુક્ત અને ભયંકર વચન સાંભળીને, સર્વ દેવોએ આકુળવ્યાકુળ થઇ અનેક પ્રકારે તેમની પ્રાર્થના કરી. ત્યારે પોતાના ક્રોધને શાંત કરીને મહાદેવજી દેવોપર પ્રસન્ન થયા.[૧૧] પછી પ્રીતિયુક્ત થયેલા શંકરે પોતાનું એ ઉત્તમ ધનુષ્ય દેવોને ભેટ આપ્યું. હે મુનિવર્ય! મહાત્મા શંકરનું તે ઉત્તમ ધનુષ્ય દેવોએ અમારા પૂર્વજ નિમિના પુત્ર દેવરાત જનકને ત્યાં ન્યાસ (થાપણ) રૂપે અર્પણ કર્યું છે. ત્યારથી આરંભી એ ધનુષ્ય અમારા ઘરમાંજ રહેલું છે.

એ ધનુષ્યમાટે બીજી હકીકત એવી છે કે કોઇ સમયે મેં યજ્ઞ કરવા માટે ક્ષેત્રની ભૂમિ શુદ્ધ કરવાની ઇચ્છાથી હળવડે પૃથ્વીને ખેડવા માંડી. તે વેળા હળની અણીવડે ખેદાતી પૃથ્વીમાંથી મને એક કન્યા મળી આવી. હળની પદ્ધતિનું નામ 'સીતા' પણ છે, તેથી મેં એ કન્યાનું 'સીતા' એવું નામ રાખ્યું. એ પ્રમાણે પૃથ્વીમાંથી ઉત્પન્ન થયેલી મારી પુત્રી સીતા દિવસો જતાં ઉમ્મરે આવી;[૧૨-૧૪] ત્યારે તે એ શિવધનુષ્યને પોતાના હાથથી ઉપાડીને ફેરવવા લાગી. એ જોઇને મેં નિશ્ચય કર્યો કે આ મારી પુત્રી આટલી શક્તિવાળી છે, માટે જે કોઈ રાજા આ મોટા શિવધનુષ્યની પ્રત્યંચા ચઢાવશે તેનેજ હું આ કન્યા પરણાવીશ.* હે બ્રહ્મર્ષિ! જ્યારે એ મારી પુત્રી સીતા ઉમ્મર લાયક થઈ ત્યારે કેટલાક રાજાઓએ મારી પાસે આવીને તેનાં માગાં કરવા માંડયાં. હે મુનિપુંગવ! એ વેળા મેં મારી પુત્રીને પરણવા ઇચ્છતા તે સર્વ રાજાઓને જણાવ્યું કેઃ-[૧૫,૧૬]મારી પાસે જે શિવધનુષ્ય છે તેને જે રાજા સજ્જ કરશે તેને હું મારી સીતા આપીશ, બીજાને નહિ. હે મુનિશ્રેષ્ઠ! ત્યાર પછી એ શિવધનુષ્યના વીર્ય (ભાર અથવા કઠોરતા)ને જાણવાની ઇચ્છાથી સર્વ રાજાઓ એકઠા થઇને મારી આ મિથિલાનગરીમાં આવ્યા ત્યારે મેં તેઓની ઇચ્છા પૂર્ણ કરવા માટે દૂતોદ્વારા એ શિવધનુષ્ય મગાવીને તેઓની આગળ મૂક્યું;[૧૭,૧૮] પરંતુ તેઓમાંથી કોઈ પણ રાજા એ મહાન્ ધનુષ્યને સજ્જ કરવાને કે તેને ગ્રહણ કરી તેમાં કેટલું વજન છે એ જાણવાને પણ સમર્થ થયો નહિ; તેથી હે મહામુનિ! લોકોમાં બળવાન્ ગણાતા એ સર્વ રાજાઓને અલ્પવીર્યવાળા જાણીને મેં તેઓમાંના કોઇ પણ રાજાને મારી પુત્રી સીતા પરણાવી નહિ. એથી મારા ઉપર વૈરબુદ્ધિ કરીને અત્યંત ક્રોધપૂર્ણ થયેલા એ સર્વ રાજાઓએ વિચાર કર્યો કેઃ-"અરે! કોઇથી પણ સજ્જ ન થઇ શકે એવું ધનુષ્ય આપણી આગળ મૂકીને જનકે આપણો તિરસ્કાર કર્યો છે, અને આપણા પરાક્રમમાટે બીજા લોકોને સંદેહમાં નાખ્યા છે, માટે આપણે સૌ બળાત્કારે પણ તેની કન્યાને ગ્રહણ કરીશું" એવો વિચાર કરીને તેઓએ મારી મિથિલાનગરીને ચારે બાજુથી ઘેરી લીધી. ત્યારે મેં પણ તેઓની સાથે યુદ્ધ આરંભ્યું. હે મુનિશ્રેષ્ઠ! યુદ્ધ કરતાં એક વર્ષ પુરૂં થયું; અને મારાં સઘળાં યુદ્ધનાં સાધનો નાશ પામ્યાં, તેથી અત્યંત દુઃખયુક્ત થઇને મેં તપશ્ચર્યાવડે દેવોને પ્રસન્ન કર્યા.[૧૯-૨૩] તપશ્ચર્યાથી પ્રસન્ન થયેલા દેવોએ મને હાથી,

* એકસાથે પાંચ હજાર માણસો મળીને એ શિવધનુષ્યને જનકની સભામાં લાવી શકતા હતા. એ ધનુષ્યને નાની ઉમ્મરમાંજ સીતાએ ઉપાડયું, તેથી તેને અદ્ભુત શક્તિવાળી જાણીને જનકરાજાએ તેને યોગ્ય પતિસાથે પરણાવવા માટે આવું પણ કર્યું હતું. આથી એ [illegible] લાયક પતિની સાથેજ પરણાવવી જોઇએ. તે માટે મનુ ભગવાન્ પણ લખે છે કેઃ-

"काममामरणात्तिष्ठेद् गृहे कन्यर्तुमत्यपि ।
न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥"

ભાવાર્થઃ-ભલે, કન્યા ઋતુમતી (રજસ્વલા) થઇને પોતાના પિતાના ઘરમાંજ રહે પરંતુ તેને કોઈ પણ પ્રકારે ગુણહીન પતિની સાથે પરણાવવી નહિ."

ઘોડા, રથ તથા પાયદળવાળી ચતુરંગિણી સેના આપી. હે બ્રહ્મન્ ! મેં એ સેનાની સહાયથી તે સર્વ પાપકર્મી રાજાઓ કે જેઓ પોતે નિર્બળ છતાં "અમે બળવાન છીએ" એમ માનતા હતા તેઓનો પરાજય કર્યો. ત્યારે તે સર્વ રાજાઓ પોતાના અમાત્યમંડળસહિત ચોમેર નાસી ગયા. હે મુનિશાર્દૂલ ! એ પરમ તેજસ્વી શિવધનુષ્ય કે જેને આજપર્યંત કોઇ પણ રાજા સજ્જ કરી શકયો નથી, તે હું આજે આ રામલક્ષ્મણને દેખાડીશ. હે રૂડાં આચરણવાળા મુનિ ! જો કદાચ દશરથરાજાના પુત્ર આ રામચંદ્ર, એ ધનુષ્ય ઉપર પ્રત્યંચા ચઢાવશે તો હું તેમને મારી અયોનિજા કન્યા સીતા પરણાવીશ."૨૪-૨૬

रामलक्ष्मणयोश्चापि दर्शयिष्यामि सुव्रत ॥
यद्यस्य धनुषो रामः कुर्यादारोपणं मुने ॥
सुता[illegible]सीतां दद्यां दाशरथेरहम् ॥ २६ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં છાસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૬

## સર્ગ ૬૭ મો.

ધનુર્ભંગ.

जनकस्य वचः श्रुत्वा विश्वामित्रो महामुनिः ॥
धनुर्दर्शय रामाय इति होवाच पार्थिवम् ॥ १ ॥

જનકરાજાનું વચન સાંભળીને મહામુનિ વિશ્વામિત્રે કહ્યું કે:–"હે રાજન્ ! ભલે, તું હવે રામચંદ્રને એ ધનુષ્ય દેખાડ !"૧

વિશ્વામિત્રમુનિનું વચન સાંભળીને જનકરાજાએ પોતાના સચિવોને આજ્ઞા આપી કે:– "તમે મારા દેવપૂજાના સ્થાનમાં જાઓ; અને ત્યાંથી, ગંધપુષ્પાદિવડે નિરંતર પૂજાયેલું દિવ્ય શિવધનુષ્ય અહીં લઈ આવો !"૨ જનકરાજાની આજ્ઞા થવાથી એ સચિવો ધનુષ્ય લઈ આવવા માટે યજ્ઞવાટમાંથી નીકળીને નગર તરફ ચાલ્યા.

તીવ્ર બુદ્ધિવાળા સચિવો નગરમાં ગયા અને રાજાના પૂજાસ્થાનમાંથી એ શિવધનુષ્યને સેવકોદ્વારા આગળ કરીને નગરમાંથી બહાર નીકળ્યા.૪ એ શિવધનુષ્યને યજ્ઞવાટ પ્રત્યે લઈ જતી વેળા દીર્ઘ અને હૃષ્ટપુષ્ટ શરીરવાળા પાંચહજાર સેવકો આઠ ચક્રવાળી એક મોટી લોઢાની પેટીને એક સાથે વળગીને બળાત્કારથી ખેંચતા હતા.૪ એ લોઢાની પેટી કે જેમાં પૂર્વોક્ત શિવધનુષ્ય રાખેલું હતું તે યજ્ઞવાટમાં લાવીને સચિવોએ દેવના સરખી કાન્તિવાળા જનકરાજાને કહ્યું કે:–૫ "હે રાજન્ ! સર્વ રાજાઓએ માન્ય કરેલું આ શ્રેષ્ઠ ધનુષ્ય અમે લઈ આવ્યા છીએ; માટે હે મિથિલાનગરીનું પાલન કરનાર નૃપ ! તમારે જેને દેખાડવાની ઈચ્છા હોય તેને તે દેખાડો."૬

સચિવોનું વચન સાંભળીને, જનકરાજાએ રામલક્ષ્મણને ધનુષ્ય દેખાડવાના ઉદ્દેશથી હાથ જોડીને મહાત્મા વિશ્વામિત્રમુનિને કહ્યું કે:–૭ "હે બ્રાહ્મન્ ! અમારા વંશના દેવરાત જનક પછી ઉત્પન્ન થયેલા સઘળા જનકોએ પૂજેલું આ શ્રેષ્ઠ ધનુષ્ય કે જેને સજ્જ કરવાને અત્યંત પરાક્રમવાળા રાજાઓ પણ અશક્ત નીવડ્યા છે તે આ અહીં આણ્યું.૮ હે બ્રહ્મર્ષિ ! દેવો, અસુરો, રાક્ષસો, ગંધર્વો, યક્ષો, કિન્નરો અને ઉરગલોકો પણ આ ધનુષ્યને સજ્જ કરી શકયા નથી;૯ તો પછી તેને કર્ણપર્યંત ખેંચવાને, સજ્જ કરવાને તેમાં બાણ યોજવાને, ટંકાર કરવાને અથવા તેનું વજન કરવાને મનુષ્યોની તો શક્તિ કયાંથીજ હોય ?૧૦ હે મહાભાગ ! એવું આ ઉત્તમ ધનુષ્ય અત્ર મગાવ્યું છે, માટે હે મુનિશ્રેષ્ઠ ! તમે આ બન્ને રાજપુત્રોને દેખાડો."૧૧

જનકરાજાનું વચન સાંભળીને વિશ્વામિત્રમુનિએ રામચંદ્રની સામું જોયું અને કહ્યું કે:– "હે વત્સ રામ ! ઉઠો ! ! અને ધનુષ્યને જુઓ !"૧૨ એવું સાંભળીને, રામચંદ્ર ઉભા થયા; અને ગુરૂ (વિશ્વામિત્ર)નું વંદન કરીને મંદ ગતિથી સર્વના દેખતાં, જેમાં એ ધનુષ્ય રાખેલું હતું તે પેટીની પાસે ગયા. ત્યાં જઇને તેમણે પેટી ઉઘાડી; અને તેની અંદર રહેલા

મહાન્ શિવધનુષ્યને જોઇને સર્વના સાંભળતાં કહ્યું કે:–[13] "અહો! દેવતાઓનું આ શ્રેષ્ઠ ધનુષ્ય છે તે મેં જોયું. હવે હું તેને મારા હાથવડે સ્પર્શ કરીશ; અને તેને ઉપાડીને તથા સજ્જ કરીને કર્ણપર્યંત ખેંચવાનો પ્રયત્ન કરીશ."[14]

રામચંદ્રનું શૌર્યયુક્ત વચન સાંભળીને, વિશ્વામિત્રે તથા જનકરાજાએ હર્ષપૂર્વક "બહુ સારૂં." એમ કહ્યું. પોતાના ગુરૂની સંમતિ મળતાંજ ધર્માત્મા રામચંદ્રે લીલાપૂર્વક એ ધનુષ્યને મધ્ય ભાગમાંથી ગ્રહણ કરીને પેટીમાંથી બહાર કાઢયું અને અસંખ્ય મનુષ્યોના દેખતાં, તેના એક છેડાને પોતાના જમણા પગના અંગુઠાથી ટેકવીને લીલામાત્રમાં તેની પ્રત્યંચા ચઢાવી દીધી.[15,16] એ પ્રમાણે એ ધનુષ્યને સજ્જ કરીને, મહાયશસ્વી રામચંદ્ર તેને પોતાના બન્ને હાથમાં પકડીને કર્ણપર્યંત ખેંચવા જાય છે, તેટલામાં તો કડડડડ શબ્દ થતાંની સાથે એ ધનુષ્યના બે ટુકડા થઇ ગયા.[17] એ સમયે વજ્રના નાદસમાન ઘોર શબ્દ થયો; અને જેવી રીતે પર્વત ફાટવાથી ભૂકંપ થાય છે તેવી રીતે ધરતીકંપ થયો.[18] ભયંકર નાદ થવાને લીધે માત્ર વિશ્વામિત્ર, જનક, રામચંદ્ર અને લક્ષ્મણ સિવાય બીજા સર્વ મનુષ્યો મૂર્છિત થઇ પૃથ્વીપર પડી ગયા.[19] પછી થોડીવારે એ સર્વ મનુષ્યો સ્વસ્થ થયા; અને જનકરાજા પણ 'જો રામચંદ્ર ધનુષ્યને સજ્જ નહિ કરી શકે તો મારી પુત્રી સીતા કુંવારીજ રહેશે' એવી ચિંતાથી મુક્ત થયા. પછી તેમણે હાથ જોડીને મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રને કહ્યું કે:–[20] "હે ભગવન્! દશરથરાજાના પુત્ર રામચંદ્રે અત્યંત અદ્ભુત, ચિંતનમાં પણ ન આવી શકે એવું તથા જેનો તર્ક પણ ન થઇ શકે એવું આ ધનુષ્ય સજ્જ કર્યું; એ જોઇને, આજે મને એમના અતુલિત પરાક્રમની ખાત્રી થઇ છે.[21] અહા, આનંદની વાત છે કે હવે મારી પુત્રી સીતા, દશરથપુત્ર રામચંદ્ર જેવા પતિને પ્રાપ્ત થઇને મારા જનકકુળની કીર્તિની વૃદ્ધિ કરશે.[22] હે કૌશિક! 'જે ક્ષત્રિયકુમાર અથવા રાજા શિવધનુષ્યને ગ્રહણ કરીને સજ્જ કરશે તેને સીતા આપવી' એવું મારું જે પણ હતું તે આજે સત્ય થયું છે; માટે હું મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય એવી મારી પુત્રી સીતાને રામચંદ્રની સાથે પરણાવીશ.[23] હે બ્રહ્મન્! હે કૌશિક! હવે આપની આજ્ઞા હોય તો મારા મંત્રીઓ સત્વર રથ જોડીને ઉતાવળી ગતિથી અયોધ્યા પ્રત્યે જાય;[24] અને તેઓ દશરથરાજાની પાસે જઇને તેમને અહીં બનેલું સઘળું વૃત્તાંત, અત્યંત પરાક્રમવાળા રામચંદ્રને મારે સીતા આપવી છે તે તથા આપ સરખા બ્રહ્મર્ષિથી સુરક્ષિતપણે અહીં આવેલા રામલક્ષ્મણના કુશળસમાચાર કહે; અને પુત્રના શુભ સમાચાર સાંભળવાથી આનંદિત થયેલા દશરથરાજાને સત્વર અહીં તેડી લાવે."[25,26]

જનકરાજાનાં એવાં વચન સાંભળીને, મહર્ષિ વિશ્વામિત્રમુનિએ "ભલે, તેમ કરો!!" એમ આજ્ઞા આપી. એટલે ધર્માત્મા જનકરાજાએ પોતાના મંત્રીઓને બોલાવ્યા; અને તેઓને, દશરથરાજાની પાસે જઇને પોતાને ત્યાં બનેલું સર્વ વૃત્તાંત કહેવાને તથા રામચંદ્રના વિવાહમાટે તેમને જાન લઇને મિથિલાનગરી પ્રત્યે તેડી લાવવાને કુંકુમપત્રિકા લખી આપી અયોધ્યા મોકલ્યા.[27]

**कौशिकस्तु तथेत्याह राजा चाभाष्य मंत्रिणः ॥**
**अयोध्यां प्रेषयामास धर्मात्मा कृतशासनान् ॥**
**यथावृत्तं समाख्यातुमानेतुं च नृपं तथा ॥ २७ ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં સડસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૭

---

## સર્ગ ૬૮ મો.

### લગ્નની વધામણી.

**जनकेन समादिष्टा दूतास्ते क्लान्तवाहनाः ॥**
**त्रिरात्रमुषिता मार्गे तेऽयोध्यां प्राविशन् पुरीम् ॥ १ ॥**

જનકરાજાની આજ્ઞા થવાથી દૂતકાર્ય કરનારા મંત્રીઓએ રથ વગેરે વાહનોપર બેસીને

પ્રયાણ કર્યું. માર્ગમાં માત્ર ત્રણ મુકામ કરીને ત્રણ રાત્રિમાંજ સઘળો પંથ વટાવી તેઓ અયોધ્યાપુરીમાં પહોંચ્યા.[1] પછી દશરથરાજાના રાજમહેલ આગળ જઈને ત્યાંના દ્વારપાલોને તેઓએ "અમને મિથિલાનગરીમાંથી મહારાજા જનકે મોકલ્યા છે" એમ કહ્યું, એટલે તુરતજ તે દ્વારપાલોએ તેમને રાજગૃહમાં પ્રવેશ કરાવ્યો. ત્યાં જઈને જનકરાજાના મંત્રીઓએ દેવતુલ્ય કાંતિવાળા વૃદ્ધ મહારાજા દશરથનાં દર્શન કર્યાં.[2] પછી એ સર્વ મંત્રીઓએ અત્યંત માંગલિક સમાચાર જણાવવાના હોવાથી ભયરહિત થઈને મહારાજા દશરથની સમીપ જઈ મધુર અને નમ્રતાયુક્ત વાણીથી કહ્યું કે:—[3] "હે મહારાજા ! પોતાના ઋત્વિજો તથા પુરોહિતસહિત મિથિલાધિપતિ જનકરાજાએ સ્નેહયુક્ત અને મનોહર વચનોથી તમારા ઉપાધ્યાય, પુરોહિત તથા સેવક વર્ગસહિત તમારૂં વારંવાર કુશળ પૂછાવ્યું છે.[4,5] વળી તમારા બન્ને કુમારો (રામલક્ષ્મણ) સહિત ત્યાં પધારેલા મહર્ષિ વિશ્વામિત્રની અનુમતિથી જનકરાજા તમને આ કુંકુમપત્રિકા લખીને વિદિત કરે છે કે:—[6]*

હે મહારાજા દશરથ ! "જે શિવધનુષ્યને સજ્જ કરે તેને મારે સીતા આપવી" એવું મારૂં જે પણ હતું તે તમારા જાણવામાંજ છે. વળી મારી પુત્રી સીતાને વરવાની ઇચ્છાથી આવેલ અનેક રાજાઓને, તે ધનુષ્ય સજ્જ કરી મારૂં પણ પૂર્ણ નહિ કરી શકવાથી નિર્વીર્ય જાણીને મેં વિમુખ કર્યા હતા× એ પણ તમારી જાણબહાર નહિજ હોય.[7] પરંતુ હે મહાબાહુ ! હે રાજન્ ! વિશ્વામિત્રમુનિની સાથે પોતાની ઇચ્છાથી મારી મિથિલાનગરીમાં આવેલા તમારા પુત્ર રામચંદ્રે મોટા જનસમાજની વચ્ચે એ દિવ્ય ધનુષ્યને મધ્યભાગમાંથી ભાંગી નાખીને મારી પ્રતિજ્ઞા સત્ય કરી છે; અને પરાક્રમ રૂપ મૂલ્યથીજ પ્રાપ્ત થાય એવી મારી પુત્રી સીતાને જિતી લીધી છે; માટે હે રાજન્ ! મહાન્ સામર્થ્યવાળા તમારા પુત્ર રામચંદ્રને મારી પુત્રી સીતા આપીને હું મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા ઇચ્છું છું; તે માટે આપ મને આજ્ઞા આપશો.[8-10] હે મહારાજ ! તમારૂં કલ્યાણ થાઓ. તમે તમારા ઉપાધ્યાય અને પુરોહિત વગેરે સઘળી જાનને તૈયાર કરીને મારી મિથિલાનગરીમાં સત્વર પધારશો અને તમારા બન્ને પુત્રને નિરખો; કારણ કે મારે ત્યાં આવેલા તમારા બન્ને પુત્રથી તમે પરમ હર્ષને પ્રાપ્ત થશો.* હે મહારાજ ! આપ મારે ત્યાં જરૂર પધારો અને મારી પ્રતિજ્ઞાને પૂર્ણ કરવા કૃપા કરો.[11,12]

હે મહારાજાદશરથ! એ પ્રમાણે શતાનંદ પુરોહિતને અનુસરનારા મહારાજા જનકે વિશ્વામિત્રમુનિની આજ્ઞાથી તમારાપર આ માંગલિક સમાચાર મોકલ્યા છે"[13] જનકરાજાના મંત્રીઓનાં એવાં વચન સાંભળીને પરમ હર્ષ પામેલા દશરથરાજાએ વસિષ્ઠમુનિ તથા વામદેવાદિ પોતાના સર્વ મંત્રિઓને કહ્યું કે:—[14] "અહા, આનંદની વાત છે કે કૌશલ્યાના આનંદની વૃદ્ધિ કરનારા મારા પુત્ર રામચંદ્ર પોતાના ભ્રાતા લક્ષ્મણસહિત વિશ્વામિત્રમુનિથી સુરક્ષિત પણે રહીને હાલમાં જનકરાજાની મિથિલાનગરીમાં વસે છે.[15] વળી મહાત્મા જનકરાજા, આપણા રામચંદ્રનું પરાક્રમ જોઇને તેમને પોતાની પુત્રી સીતા આપવાની ઇચ્છા કરે છે.[16] માટે હે સુજ્ઞમંત્રીઓ ! જો એ કાર્ય તમો સર્વને પણ યોગ્ય લાગતું હોય, તો આપણે સમય નહિ જવા દેતાં, મહાત્મા જનકરાજાની મિથિલાનગરી પ્રત્યે સત્વર જઇએ."[17]

દશરથરાજાનું વચન સાંભળી સર્વ મંત્રીઓએ આનંદપૂર્વક "એ કાર્ય ઘણુંજ રૂડું છે" એમ કહી સંમતિ આપી. ત્યારે અત્યંત પ્રસન્ન થયેલા દશરથરાજાએ "આપણ સર્વ જનકપુર જવા માટે આવતી કાલે પ્રયાણ કરીશું"

* મહારાજા જનકે આપેલી કુંકુમપત્રિકા દશરથરાજાની આજ્ઞાથી વાંચી સંભળાવે છે.

× અર્થાત્ તેઓને સીતા ન આપતાં પાછા કાઢ્યા હતા.

* આ વાક્યથી સૂચવ્યું કે તમારા બન્ને પુત્ર રામલક્ષ્મણના અત્ર વિવાહ થશે.

એવો નિશ્ચય કરીને મંત્રીઓને સર્વ પ્રકારે જાન તૈયાર કરવાની આજ્ઞા આપી.[૧૮] દશરથરાજાતરફથી પરમ સત્કાર પામીને અત્યંત હર્ષિત થયેલા ઉત્તમ ગુણવાળા જનકરાજાના મંત્રીઓ પણ તે દિવસની એક રાત્રી સુખપૂર્વક અયોધ્યામાંજ રહ્યા[૧૯]

**मंत्रिणस्तु नरेंद्रस्य रात्रिं परमसत्कृताः ॥**
**ऊषुः प्रमुदिताः सर्वे गुणैः सर्वैः समन्विताः ॥ १९ ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં અડસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૮

## સર્ગ ૬૯ મો.

### દશરથરાજાનું જનકપુરમાં આગમન.

**ततो रात्र्यां व्यतीतायां सोपाध्यायः सबान्धवः ॥**
**राजा दशरथो हृष्टः सुमंत्रमिदमब्रवीत् ॥ १ ॥**

રાત્રી વ્યતીત થયા પછી પ્રાતઃકાળે હર્ષભેર ઉઠીને અને સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ આટોપીને, દશરથરાજાએ પોતાના ઉપાધ્યાય તથા બાંધવવર્ગને એકઠા કર્યા, અને તે સર્વમાં મુખ્ય મંત્રી સુમંત્રને કહ્યું કે:-[૧] "હે પ્રિય મંત્રિન્! હવે વિલંબ નહિ કરતાં તું આપણા સર્વ ધનાધ્યક્ષોને પુષ્કલ ધન તથા અનેક પ્રકારનાં રત્નો લઈને કેટલાક સ્વારોની સાથે મિથિલાનગરી પ્રત્યે આગળથી વિદાય કર.[૨] વળી હાથી, ઘોડા, રથ, તથા પાયદળવાળી આપણી ચતુરંગિણી સેનાને શણગારીને તૈયાર કરાવ; અને મ્યાના, પાલખી તથા અશ્વ વગેરે વાહનો સજ્જ કરાવ, કે જેથી મારી આજ્ઞા થતાંજ તે સર્વ જનકપુર પ્રત્યે જવાને નગરમાંથી બહાર નીકળે.[૩] વળી આપણા ગુરૂ વસિષ્ઠમુનિ, વામદેવ, જાબાલિ, કશ્યપ, દીર્ઘાયુ માર્કંડેય અને કાત્યાયન; એ સર્વ ઋષિવરોને યોગ્ય વાહનોમાં બેસાડી આગળ વિદાય કર, તેમજ મારો રથ જોડીને તૈયાર કર; કારણ કે જનકરાયના દૂતો બહુ ઉતાવળ કરે છે."[૪,૫]

દશરથરાજાની આજ્ઞા સાંભળી, સુમંત્રે ઉતાવળથી એ સર્વ વાતની તૈયારી કરી. પછી જ્યારે ગુરૂવસિષ્ઠાદિ ઋષિઓસહિત દશરથરાજા પોતાના રથમાં બેસીને ચાલતા થયા ત્યારે સજ્જ થયેલી ચતુરંગિણી સેના પણ તેમની પાછળ ચાલવા લાગી.[૬] માર્ગમાં ચાર દિવસ પર્યંત યોગ્ય સ્થળે વિશ્રામ કરતા મહારાજા દશરથ પાંચમે દિવસે મિથિલાનગરીમાં પહોંચ્યા. જાનસહિત મહારાજા દશરથરાજાનું આગમન થયું જાણીને અત્યંત આનંદિત થયેલા શ્રીમાન્ જનકરાજા પૂજાસાહત્ય લઇને તેમની સામે ગયા; અને સઘળી જાનસહિત તેમનો સત્કાર કરીને÷ પરમ હર્ષ પામ્યા.[૭,૮] પછી ઉત્તમ ગુણયુક્ત જનકરાજાએ મહારાજાદશરથને હર્ષભેર કહ્યું કે:-"હે નરશ્રેષ્ઠ! આપ ભલે પધાર્યા. આપના આગમનથી આજે હું ધન્ય છું.[૯] હે મહારાજ અહીં તમારા પુત્રોએ પોતાના પરાક્રમવડે મેળવેલી કીર્તિથી અને તે બન્નેના વિવાહપ્રસંગથી તમને અત્યંત આનંદ થશે. અહા, આ પણ ઘણુંજ સારૂં થયું કે જેમ સર્વ દેવમંડળસહિત ઇંદ્ર યજ્ઞમાં આવે, તેમ મહાતેજસ્વી ભગવાન વસિષ્ઠમુનિ સઘળા શ્રેષ્ઠ ઋષિઓસહિત મારે ઘેર પધાર્યા છે! વળી એ પણ બહુ રૂડું થયું કે પરાક્રમવડે શ્રેષ્ઠ ગણાતા અને મહાન્ બળવાળા રઘુકુળની સાથે આજે મારો સંબંધ જોડાવાથી મારૂં કુળ અત્યંત માનનીય થયું અને મારાં સર્વ વિઘ્નો* નષ્ટ થયાં! હે નરેંદ્ર! હવે કાલે સવારે મારા યજ્ઞની પૂર્ણાહુતિ થશે. ત્યારપછી આ સર્વ ઋષિમંડળની સંમતિ પ્રમાણે તમે વિવાહકાર્યનો આરંભ કરજો!"

જનકરાજાનું વચન સાંભળીને, વાક્ય બોલનારાઓમાં શ્રેષ્ઠ દશરથરાજાએ તેમને કહ્યું કે:- "પ્રતિગ્રહ એ દાન આપનારને આધીન છે, અર્થાત્ દાન આપવું તે આપનારના અખત્યારમાં છે. એવું મેં સાંભળ્યું છે.[૧૦-૧૪] માટે હે ધર્મજ્ઞ! તમે જેમ કહેશો તેમ કરવાને અમે તૈયાર છીએ. અર્થાત્ અમે કન્યાદાનના પ્રતિગ્રાહી છીએ અને તમે દાતા છો, માટે

÷ સામૈયું કરીને.

* સીતા અવિવાહિત હોવાથી તેને વરવાને ઇચ્છતા અનેક રાજાઓરૂપી વિઘ્નો.

અમારે તમારી ઇછા પ્રમાણે વર્તવું જોઇએ."

સત્યવાદી દશરથરાજાનું ધર્મયુક્ત અને પ્રશંસનીય વચન સાંભળીને, વિદેહાધિપતિ જનકરાજા પરમ વિસ્મય પામ્યા.* પછી ઋષિમંડળ તથા સઘળી જાનસહિત દશરથરાજાને ઉતારો (જાનીવાસો) આપવામાં આવ્યો કે જેને વિષે પોતાના સંબંધીવર્ગસહિત દશરથરાજાએ એ રાત્રિ સુખપૂર્વક નિવાસ કર્યો. વળી જનકરાજાને ત્યાં આવેલા બીજા પણ કેટલાક ઋષિઓ તથા વસિષ્ઠ વગેરે મુનિવરો પરસ્પર સમાગમ થવાથી અત્યંત હર્ષને પ્રાપ્ત થયા. આ સમયે મહાતેજસ્વી રામલક્ષ્મણ પણ પોતાના પિતાને મળવાને તથા તેમના ચરણમાં પ્રણામ કરવાને વિશ્વામિત્રમુનિસહિત જાનીવાસે ગયા; અને પિતા દશરથરાજાની પાસે જઇને તેમને પ્રણામ કર્યા. ત્યારે દશરથરાજા પણ પોતાના પ્રિય પુત્રોને નિરખીને અત્યંત હર્ષ પામ્યા.[૧૫-૧૭] જનકરાજાતરફથી રૂડી રીતે સત્કાર પામીને તેઓ સર્વ એ ઉતારામાં સુખપૂર્વક રહ્યા. ત્યારપછી મહાતેજસ્વી જનકરાજાએ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે યજ્ઞની સર્વ ક્રિયાઓ તથા પોતાની પુત્રીઓ (સીતા અને ઉર્મિલા)ના વિવાહસંબંધી કાર્યો કરીને એ રાત્રી સુખથી નિર્ગમન કરી.[૧૮]

उवास परमप्रीतो जनकेनाभिपूजितः ॥
जनकोऽपि महातेजाः क्रिया धर्मेण तत्त्ववित् ॥
यज्ञस्य च सुताभ्यां च कृत्वा रात्रिमुवास ह ॥ १८ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ઓગણોતેરમો સર્ગ સંપૂર્ણ. ૬૯

* જનકરાજા કરતાં તેજ, પ્રતાપ અને ઐશ્વર્યાદિમાં દશરથરાજા વિશેષ હોવા છતાં તે દશરથરાજા એવી રીતે નમ્રતાપૂર્વક બોલ્યા એથી જનકને વિસ્મય થયો. રા. તી.

## સર્ગ ૭૦ મો.

### દશરથકુલવર્ણન.

ततः प्रभाते जनकः कृतकर्मा महर्षिभिः ॥
उवाच वाक्यं वाक्यज्ञः शतानंदं पुरोहितम् ॥ १ ॥

બીજે દિવસે પ્રાતઃકાળ થતાં, નિત્યકર્મ આટોપીને, જનકરાજા સર્વ ઋષિમંડળસહિત સભામાં વિરાજ્યા; અને પછી પોતાના પુરોહિત શતાનંદને કહ્યું કેઃ—[૧] "હે શતાનંદજી! મારો પ્રિય ભ્રાતા કુશધ્વજ કે જે અત્યંત ધાર્મિક, વીર્યવાન્ અને મહાતેજસ્વી છે, તે હાલમાં 'ઇક્ષુમતી' નામની નદીના તટપર વસેલી, શત્રુઓનો પ્રવેશ ન થઈ શકે એવો દૃઢ કિલ્લો તથા તે ઉપર ગોઠવાયેલાં ઉત્તમ યંત્રોવાળી અને પુણ્યવાન્ જનોના વસવાટવાળી પુષ્પકવિમાનસરખી 'સાંકાશ્યા' નામની નગરીમાં રાજ્ય કરે છે.[૨-૩] તે કુશધ્વજ ત્યાં રહીનેજ મારા યજ્ઞમાં ઉપયોગી સાહિત્ય પૂરું પાડી મને સહાય કરે છે. તે અહીં આવીને મારી સાથે આ યજ્ઞ તથા વિવાહોત્સવમાં ભાગ લે એમ હું ઇચ્છું છું."[૪]

જનકરાજા શતાનંદ પુરોહિતને એ પ્રમાણે કહેતા હતા એટલામાં કેટલાએક સમર્થ રાજપુરૂષોએ ત્યાં આવી જનકરાજાને નમન કર્યું. ત્યારે જનકરાજાએ તેઓને "તમે સાંકાશ્યાનગરીમાં જઇને મારા પ્રિય ભ્રાતા કુશધ્વજને અહીં તેડી લાવો" એવી આજ્ઞા કરી.[૫] જનકરાજાની આજ્ઞા થવાથી તે રાજપુરૂષોએ અત્યંત વેગવાળા અશ્વોપર આરૂઢ થઇને, જેમ ઇંદ્રની આજ્ઞાથી દેવો વિષ્ણુને તેડવા જાય, તેમ કુશધ્વજને તેડવા માટે પ્રયાણ કર્યું.[૬] પછી તેઓ સાંકાશ્યાનગરીમાં જઇને કુશધ્વજને મળ્યા; અને મિથિલાનગરીનું સર્વ વૃત્તાંત તથા જનકરાજાની ઇચ્છા એ સઘળું યથાર્થ કહી સંભળાવ્યું.[૭] મહાન્ બળવાળા એ દૂતોના મુખથી સીતાવિવાહના સમાચાર સાંભળીને અત્યંત હર્ષયુક્ત થયેલા તે કુશધ્વજે પોતાના વડીલ ભ્રાતા જનકની આજ્ઞાથી તુરતજ મિથિલાપુરી

પ્રત્યે પ્રયાણ કર્યું. દરમજલ કરતાં મિથિલાનગરીમાં આવી પહોંચીને, તે કુશધ્વજ ધર્મકાર્યમાં અત્યંત પ્રેમવાળા પોતાના ભ્રાતા જનકરાજાને મળ્યો; અને તેને તથા શતાનંદને પ્રણામ કર્યા.[૮,૯] ત્યાર પછી રાજાને બેસવા લાયક દિવ્ય સિંહાસનપર બેઠેલા અને અમાપ કાંતિવાળા એ બન્ને ભાઈઓએ 'સુદામા' નામના પોતાના મુખ્યમંત્રીને બોલાવીને કહ્યું કે:-"હે મંત્રિશ્રેષ્ઠ સુદામા ! તું સત્વર જાનીવાસે જા; અને અત્યંત કાંતિવાળા તથા ઇક્ષ્વાકુકુળમાં ઉત્પન્ન થયેલા મહારાજા દશરથને, તેમના પુત્રો અને મંત્રીઓસહિત અહીં તેડી લાવ."

જનકરાજાની આજ્ઞા સાંભળીને, સુદામામંત્રી તુરતજ જાનીવાસે જઈને રઘુકુલવર્ધક દશરથરાજાને મળ્યો તથા તેમને પ્રણામ કરીને કહ્યું કે:-"હે અયોધ્યાધિપતિ વીર દશરથરાજન્ ! મિથિલાધિપતિ વિદેહી જનકરાજા ઉપાધ્યાય તથા પુરોહિત આદિ સર્વ મંડળીસહિત આપનાં દર્શનને ઇચ્છે છે."

મંત્રીનું વચન સાંભળી સર્વ ઋષિમંડળ તથા બંધુવર્ગસહવર્તમાન દશરથરાજા જનકની સભામાં આવ્યા; અને પોતાના મંત્રીઓ, બાંધવો તથા ઉપાધ્યાયોસહિત યથાયોગ્ય આસનોપર બેઠા.[૧૦-૧૫] પછી વાક્યને જાણનારાઓમાં શ્રેષ્ઠ દશરથરાજાએ જનકરાજાને કહ્યું કે:-"હે મહારાજ ! તમારા જાણવામાંજ છે કે, અમારા ઇક્ષ્વાકુકુળનાં પરમ દેવતરૂપ તથા સર્વ કાર્યોમાં ઉત્તમવક્તા પુરોહિત વસિષ્ઠમુનિજ છે. માટે તે ધર્માત્મા વસિષ્ઠમુનિ વિશ્વામિત્રમુનિની સંમતિથી સર્વ ઋષિમંડળ સહવર્તમાન મારી વંશાવલિનું અનુક્રમે વર્ણન કરશે. (કારણ કે વિવાહ કરવામાં બન્ને પક્ષની વંશપરંપરા જાણવી જોઇએ.)"

એટલું કહીને દશરથરાજા વિરામ પામ્યા કે તુરત વાક્યચતુર ભગવાન વસિષ્ઠમુનિ સર્વના સાંભળતાં પુરોહિતસહિત જનકરાજાને સંબોધીને દશરથકુળનું વર્ણન કરવા લાગ્યા.

વસિષ્ઠઋષિ કહે છે:-"હે જનકરાજા ! પ્રથમ સૃષ્ટિની આદિમાં અવ્યક્ત બ્રહ્મથી શાશ્વત, નિત્ય તથા અવ્યય એવા બ્રહ્મદેવ ઉત્પન્ન થયા.[૧૬-૧૯] એ બ્રહ્મદેવથી મરીચિઋષિ ઉત્પન્ન થયા, મરીચિથી કશ્યપઋષિ, કશ્યપઋષિથી સૂર્ય' સૂર્યથી પ્રજાપતિ વૈવસ્વત મનુ* અને વૈવસ્વતમનુથી ઇક્ષ્વાકુ ઉત્પન્ન થયો, કે જે અયોધ્યાનગરીમાં પહેલ વહેલો રાજકર્તા થયો; આ ઇક્ષ્વાકુને દશરથરાજાનો મૂળ પુરૂષ× જાણો.[૨૦-૨૧] એ ઇક્ષ્વાકુરાજાનો પુત્ર કુક્ષિ, તેનો શ્રીમાન્ વિકુક્ષિ,[૨૨] તેનો મહાતેજસ્વી અને પ્રતાપી બાણ, તેનો મહાસમર્થ અનરણ્ય,[૨૩] તેનો પૃથુ, તેનો ત્રિશંકુ, તેનો મહાયશસ્વી ધુન્ધુમાર,[૨૪] તેનો મહાતેજસ્વી અને મહારથી યુવનાશ્વ, તેનો આખી પૃથ્વીનો પતિ શ્રીમાન્ માંધાતા,[૨૫] તેનો સુસંધિ અને તેના 'ધ્રુવસંધિ' તથા 'પ્રસેનજિત' નામના બે પુત્રો થયા.[૨૬] તેમાં મોટા પુત્ર ધ્રુવસંધિનો પુત્ર ભરત અને તેનો મહાતેજસ્વી 'અસિત' નામનો પુત્ર થયો. તે અસિતને હૈહય, તાલજંઘ અને શશબિંદુના વંશમાં ઉત્પન્ન થયેલા રાજાઓની સાથે વૈર બંધાયું હતું.[૨૭,૨૮] હૈહયાદિ પ્રતિપક્ષી રાજાઓએ તે અસિતને યુદ્ધમાં હરાવીને નસાડી મૂક્યો, તેથી અલ્પબળવાળો તે અસિત પોતાની બન્ને સ્ત્રીઓસહિત હિમાલયપર્વતમાં જઈને રહ્યો હતો; અને કેટલાક કાળે ત્યાંજ મરણ પામ્યો હતો. હે રાજન ! એવું સાંભળવામાં આવ્યું છે કે એ અસિત જ્યારે મરણ પામ્યો ત્યારે તેની બન્ને સ્ત્રીઓ ગર્ભવતી હતી.[૨૯,૩૦] તેમાંની એકે પોતાની (બીજી) શોક્યને, તેના ગર્ભનો નાશ કરવા માટે વિષ ખવરાવ્યું હતું. એ સમયમાં દેવસમાન કાંતિવાળા અને ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા મહાત્મા ચ્યવનઋષિ એ રમણીય હિમાલયપર્વતમાં રહેતા

* વૈવસ્વતમનુ પહેલ વહેલોજ પ્રજાપતિ એટલે પ્રજાનો પાલક થવાથી અને તે સૂર્યનો પુત્ર હોવાથી, તે તથા તેના પછી થનારા રાજાઓ 'સૂર્યવંશી' કહેવાયા.

× અયોધ્યાનગરીનો રાજા પહેલ વહેલો ઇક્ષ્વાકુ થવાથી તે તથા તે પછીના સર્વ રાજાઓ ઇક્ષ્વાકુ કુળના ગણાવા લાગ્યા.

હતા, તેમની સમીપ વસનારી એ અસિત-રાજાની કમળસરખાં નેત્રવાળી સ્ત્રી કે જેને શોક્યે વિષ ખવરાવ્યું હતું અને જેનું 'કાલિંદી' એવું નામ હતું તે ઉત્તમ પુત્ર પ્રાપ્ત થવાની ઇચ્છાથી એ ચ્યવનમુનિના શરણે આવીને તેમનું અભિવંદન કરી તેમની શુશ્રૂષા કરવા લાગી.[૩૧-૩૩] ત્યારે પ્રસન્ન થયેલા ચ્યવન-ઋષિએ તેને કહ્યું કે:-"હે મહાભાગ્યવાળી કાલિંદિ ! તું કાંઈ પણ શોચ કરીશ નહિ તારા ઉદરમાં મહાબળવાળો, મહાપરાક્રમ-વાળો અને મહાતેજસ્વી ઉત્તમ પુત્ર છે, તેને તું અલ્પ સમયમાંજ ગર (વિષ) સહિત જન્મ આપીશ."[૩૪,૩૫] ચ્યવનમુનિનું વચન સાંભળીને, તેમને વારંવાર નમસ્કાર કરતી એ પતિવ્રતા રાજપુત્રી પોતાના આશ્રમમાં ગઈ. પછી પતિ-રહિત હોવાથી શોકાતુર છતાં, તેણે ચ્યવન-મુનિના વરદાનના પ્રભાવથી ઉત્તમ પુત્રને જન્મ આપ્યો.[૩૬] જો કે તેની શોક્યે તેના ગર્ભનો નાશ કરવા માટે તેને ગર (વિષ) આપ્યું હતું; પરંતુ ચ્યવનમુનિના વચનથી ગર્ભ મરણ નહિ પામતાં વિષસહિતજ જન્મ્યો; માટે તેનું 'સગર' એવું નામ પડ્યું.[૩૭] એ સગરનો પુત્ર અસમંજ, તેનો અંશુમાન્, તેનો દિલીપ, તેનો ભગીરથ,[૩૮] તેનો કકુત્સ્થ,÷, તેનો રઘુ,× અને તેનો તેજસ્વી 'પ્રવૃદ્ધ' નામનો પુત્ર થયો. એ પ્રવૃદ્ધ મારા (વસિષ્ઠના) શાપે કરી પુરુષોનું ભક્ષણ કરનાર રાક્ષસ થયેલ હતો,[૩૯] અને એનું બીજું નામ 'કલ્માષપાદ' થયું હતું.* એ કલ્માષપાદ અથવા પ્રવૃદ્ધનો પુત્ર શંખણ, તેનો સુદર્શન, તેનો અગ્નિવર્ણ,[૪૦] તેનો શીઘ્રગ, તેનો મરુ, તેનો પ્રશુશ્રુક, તેનો અંબરીષ,[૪૧] તેનો પૃથ્વીપતિ નહુષ, તેનો યયાતિ,÷ તેનો નાભાગ,[૪૨] તેનો અજ અને તેના પુત્ર આ દશરથ છે. આ બન્ને ભાઈ રામલક્ષ્મણ તેમ-નાજ પુત્ર છે.[૪૩] હે જનકરાજા ! એ પ્રમાણે બ્રહ્મદેવથી માંડીને અદ્યાપિપર્યંત વંશેકરી શુદ્ધ, પરમધર્મિષ્ઠ, સત્યવાદી, શૂરવીર અને ઈક્ષ્વાકુ-કુળમાં ઉત્પન્ન થયેલા રાજાઓના વંશમાં જન્મેલા આ બન્ને રામલક્ષ્મણ માટે હું તમારી સીતા તથા ઉર્મિલા બેઉ કન્યાઓની માગણી કરૂં છું માટે હે નરશ્રેષ્ઠ ! તમે, સર્વ પ્રકારે સમાન ગુણવાળા બન્ને રાજકુમારોને સર્વ પ્રકારે સમાન ગુણવાળી તમારી બેઉ કન્યાઓ

÷ એક વખત દેવોને અને દૈત્યોને યુદ્ધ થયું; તેમાં જ્યારે દેવો હાર્યા, ત્યારે તેઓએ સૂર્યવંશી કકુ-ત્સ્થની સહાય માગી. ત્યારે કકુત્સ્થે "ઇંદ્ર મારું વાહન થાય, તો હું દૈત્યોસામે યુદ્ધ કરવા આવું" એમ કહ્યું. ગરજનો માર્યો ઇંદ્ર પણ તુરતજ બળદીઓ થયો અને તેને પોતાની કાંધપર બેસાડ્યો. સંસ્કૃતમાં બળદીઆ અથવા આખલાની કાંધને 'કકુદ્' કહે છે. આ રાજા પણ બળદીઆની કાંધપર બેઠો, માટે તેનું 'કકુત્સ્થ' નામ પડ્યું. ( **ककुदि तिष्ठतीति ककुत्स्थः** )

ઇંદ્રને પોતાનું વાહન બનાવવાનું ભારે કાર્ય પહેલવહેલું આ કકુત્સ્થે કર્યું અને તેમાં તે દૈત્યોને જિતી વિજય પામ્યો; તેથી તેની પછીના સર્વ રાજાઓ "કાકુત્સ્થ કકુત્સ્થકુળમાં જન્મેલા" કહેવાવા લાગ્યા.

× સૂર્યવંશમાં વિશ્વવિજયસરખો મહાન યજ્ઞ પહેલ-વહેલો આ રઘુએજ કર્યો અને બીજા પણ કુબેરના ભંડારને લૂંટવો વગેરે અનેક મહાન્ કાર્યો કરેલાં હોવાથી, તેની પછીના સર્વ રાજાઓ "રાઘવ રઘુકુળમાં ઉત્પન્ન થયેલા" કહેવાવા લાગ્યા.

* આ રાજાએ વનમાં ફરતાં કોઈ એક રાક્ષસને માર્યો, ત્યારે તેનું વેર લેવા માટે તેનો ભાઈ ગુપ્તરૂપે રાજાને ત્યાં આવી રસોઈ કરવા રહ્યો; તેણે ભોજન કરવા બેઠેલા વસિષ્ઠગુરુને નરમાંસ પીરસ્યું. એ જોઈ 'આ કૃત્ય રાજાનું હશે ?' એમ માની ગુરુએ 'હે રાજન્ ! તું રાક્ષસ થા !!' એવો શાપ આપ્યો. રાજા બિચારો કાંઈ પણ જાણે નહિ; તેથી આમ એકાએક વસિષ્ઠગુરુનો શાપ સાંભળી ક્રોધ ચડવાથી તેણે પણ ગુરુને સામો શાપ આપવાને હાથમાં જળ લીધું, પરંતુ તેની સ્ત્રીએ તેને તેમ કરતાં અટકાવ્યાથી, તેણે એ જળ પોતાનાજ ચરણપર નાખ્યું, તેથી તેના બન્ને ચરણ કાળા થઈ ગયા માટે તેનું 'કલ્માષપાદ' એવું નામ પડ્યું. પછી ગુરુના અનુગ્રહથી તે, બાર વર્ષ પર્યંત રાક્ષસપણું ભોગવીને પુનઃ શાપમુક્ત થયો હતો. એવી પુરાણમાં કથા છે, અને ત્યાં આ રાજાનું મુખ્ય નામ 'સૌદાસ' જોવામાં આવે છે.

÷ આ નહુષ અને યયાતિ, પુરાણના ચંદ્રવંશી નહુષ અને યયાતિથી ભિન્ન જાણવા.

આપીને સુખી થાઓ*!! ૪૪,૪૫
रामलक्ष्मणयोरर्थे त्वत्सुते वरये नृप ॥
सदृशाभ्यां नरश्रेष्ठ सदृशे दातुमर्हसि ॥ ४६॥
ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં સિત્તેરમો સર્ગ સંપૂર્ણ. ૭૦

## સર્ગ ૭૧ મો.

### જનકકુલવર્ણન.

एवं ब्रुवाणं जनकः प्रत्युवाच कृताञ्जलिः ॥
श्रोतुमर्हसि भद्रं ते कुलं नः परिकीर्तितम् ॥ १ ॥

દશરથકુલનું વર્ણન કરીને વિરામ પામેલા વસિષ્ઠઋષિને જનકરાજાએ હાથ જોડીને કહ્યું કે:-"હે ઋષિવર્ય! તમારૂં કલ્યાણ થાઓ, હવે હું મારા કુળનું વર્ણન કરૂં છું તે તમે સાંભળો!![1] હે મહાબુદ્ધિમાન્ મુનિશ્રેષ્ઠ! સત્કુળમાં જન્મેલા પુરૂષે કન્યાદાનના પ્રસંગે પોતાના કુળનું વર્ણન સંપૂર્ણ રીતે કરવું જોઇએ.[2] પૂર્વે પોતાનાં કર્મોવડે ત્રણે લોકમાં પ્રખ્યાત થયેલો, બળવાનોમાં શ્રેષ્ઠ અને પરમ ધર્માત્મા 'નિમિ' નામે રાજા થયો.[3] એ નિમિનો પુત્ર મિથિ થયો, તેનો જનક થયો, કે જે અમારા વંશમાં પ્રથમ જનક ગણાયો. તેનાથી આરંભીને અદ્યાપિ પર્યંત અમે 'જનક' એવી સંજ્ઞાથી પ્રસિદ્ધ છીએ. એ જનકનો પુત્ર ઉદાવસુ,[4] તેનો ધર્માત્મા નંદિવર્ધન, તેનો શૂરવીર સુકેતુ,[5] તેનો મહાબળવાન્ અને ધર્મિષ્ઠ દેવરાત, તેનો બૃહદ્રથ,[6] તેનો પ્રતાપી મહાવીર, તેનો સત્ય પરાક્રમી તથા ધૈર્યવાન્ સુધૃતિ,[7] તેનો ધર્માત્મા ધૃષ્ટકેતુ, તેનો હર્યશ્વ,[8] તેનો મરૂ, તેનો પ્રતીન્ધક, તેનો ધર્મિષ્ઠ કીર્તિરથ,[9] તેનો દેવમીઢ, તેનો વિબુદ્ધ, તેનો મહીધ્રક,[10] તેનો મહાબળવાળો કીર્તિરાત, તેનો મહારોમા,[11] તેનો ધર્માત્મા સ્વર્ણરોમા અને તેનો હ્રસ્વરોમા થયો.[12] એ ધર્મજ્ઞ અને મહાત્મા હ્રસ્વરોમાને બે પુત્રો થયા; તેમાં જ્યેષ્ઠ હું અને મારો નાનો ભાઇ આ કુશધ્વજ છે.[13] હે મુનિ! મારા વૃદ્ધ થયેલા પિતા હ્રસ્વરોમા મને રાજ્યાભિષેક કરીને તથા રાજ્યનો અને કનિષ્ઠ ભ્રાતા કુશધ્વજ વગેરેના ભરણપોષણનો ભાર મારાપર નાખીને વનમાં ગયા.[14] વનમાં રહીને તપશ્ચર્યા કરતાં કેટલાક સમયે અમારા તે વૃદ્ધ પિતા હ્રસ્વરોમા સ્વર્ગમાં ગયા. ત્યાર પછી હું મારા દેવસરખી કાંતિવાળા નાનાભાઇ કુશધ્વજ ઉપર સ્નેહદૃષ્ટિ રાખીને સઘળો રાજ્ય વહીવટ ચલાવતો હતો.[15] એવામાં કોઈ એક સમયે 'સાંકાશ્યા' નામની નગરીનો મહાન્ પરાક્રમી સુધન્વારાજા મારી મિથિલાપુરીપર ચઢી આવ્યો.[16] તેણે પોતાના દૂતને મોકલીને મને કહાવ્યું કે:-"હે જનક! તારી પાસે જે અત્યુત્તમ શિવધનુષ્ય છે તે તથા કમળસરખાં નેત્રવાળી તારી પુત્રી સીતા મને આપ. અથવા યુદ્ધ કરવાને તૈયાર થા.[17] હે મુનિવર્ય! સુધન્વારાજાએ એવી માગણી કર્યા છતાં, મેં તેને શિવધનુષ્ય કે સીતા આપ્યાં નહિ; તેથી તેની સાથે મારે યુદ્ધ થયું. તેમાં મેં, પરાજય પામી નાસી જતા સુધન્વાનો નાશ કર્યો[18] પછી હે મુનિશ્રેષ્ઠ! મેં તેની સાંકાશ્યાનગરી મારે સ્વાધીન કરીને તેમાં આ મારા નાના ભાઈ કુશધ્વજનો રાજ્યાભિષેક કર્યો.[19] હે મહામુનિ! આ કુશધ્વજ મારો નાનો ભાઇ છે અને હું તેનો મોટો ભાઇ છું. હે મુનિશ્રેષ્ઠ! આપની આજ્ઞાથી પરમ હર્ષયુક્ત થઇને હું મારી 'સીતા' અને 'ઉર્મિલા' નામની બન્ને કન્યાઓ તમારે ત્યાં આપીશ.[20] પરાક્રમથી જીતાયેલી અને દેવકન્યાસરખી સીતા રામચંદ્રને તથા ઉર્મિલા લક્ષ્મણને આપીશ. હે મુનિપુંગવ! આપનું કલ્યાણ થાઓ. આ વાત નિશ્ચિત થવા માટે

* વસિષ્ઠમુનિની આ માગણી અયોગ્ય ન હતી; કારણ કે વિવાહમાં કન્યા માટે એવી માગણી કરવામાં હરકત નથી. વળી એથી બીજું એ પણ સમજાય છે કે:-'ધનુર્ભંગ કરવાથી રામચંદ્રે સીતાને તો અંગીકાર કરીજ લીધાં હતાં. પરંતુ આદિથી શુદ્ધ સૂર્યવંશમાં જન્મેલા આવા ઉત્તમ લક્ષણવાળા રાજકુમાર લક્ષ્મણને તું બીજી પુત્રી પણ આપ!!' એવું વસિષ્ઠના કહેવાનું તાત્પર્ય હોવું જોઇએ.

હું ત્રીજી વાર કહું છું કે સીતા રામચંદ્રને અને ઉર્મિલા લક્ષ્મણને આપીશ. એમાં સંદેહ નથી."[૨૧,૨૨]

(એ પ્રમાણે વસિષ્ઠમુનિ પ્રત્યે કહ્યા પછી દશરથરાજા પ્રત્યે કહ્યું કેઃ-) "હે રાજન્! હવે તમે આ રામલક્ષ્મણને વિવાહની અગાઉ કરવાનાં સમાવર્તનસંસ્કાર,* તથા નાંદિશ્રાદ્ધાદિ પિતૃકાર્ય કરાવો. અને ત્યાર પછી વિવાહસંબંધી કાર્યોમાં પ્રવૃત્ત થાઓ.[૨૩] હે મહાબાહુ! આજે મઘાનક્ષત્ર ચાલે છે તે ઉતર્યા પછી આજથી ત્રીજે દિવસે ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર આવશે; તેમાં આપણે રામલક્ષ્મણનો વિવાહ કરીશું. હે રાજન્! હાલમાં તમે રામલક્ષ્મણના સુખમાં વૃદ્ધિ થવા માટે ગાય, પૃથ્વી, તલ અને સુવર્ણવગેરેનાં દાન કરો."[૨૪]

मघा ह्यद्य महाबाहो तृतीयदिवसे प्रभो ॥
फल्गुन्यामुत्तरं राजंस्तस्मिन्वैवाहिकं कुरु ॥
रामलक्ष्मणयोरर्थे दानं कार्यं सुखोदयम् ॥२४॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં એકોતેરમો સર્ગ સંપૂર્ણ. ૭૧.

---

## સર્ગ ૭૨ મો.

ભરત શત્રુઘ્ન વિવાહ.

तमुक्तवंतं वैदेहं विश्वामित्रो महामुनिः ॥
उवाच वचनं वीरं वसिष्ठसहितो नृपम् ॥१॥

મિથિલાધિપતિ જનક વિદેહીનું વચન સાંભળીને વસિષ્ઠમુનિસહવર્તમાન વિશ્વામિત્ર તેને કહેવા લાગ્યા કેઃ-[૧] "હે નરશ્રેષ્ઠ! ઇક્ષ્વાકુ તથા વિદેહજનક એ ઉભયનાં કુળ અતિ ઉત્તમ અને અમાપ બળવાળાં છે. તેમના સરખું બીજું કોઇ પણ કુળ છે નહિ.[૨] માટે તમારો તથા દશરથરાજાનો આ ધર્મપુરઃસર બંધાયેલો સબંધ અત્યંત પ્રશંસનીય છે. વળી તમારી પુત્રી સીતા અને ઉર્મિલાનો રામચંદ્ર તથા લક્ષ્મણની સાથે થયેલો સંબંધ પણ સ્વરૂપ વગેરેની સંપત્તિએ કરી યોગ્ય છે.[૩] હે ધર્મજ્ઞ! આ વેળા અમારે તમને કાંઇક કહેવાનું છે; તે તમે સાંભળો!! હે નરશ્રેષ્ઠ! આ તમારા નાના ભાઈ ધર્મજ્ઞ કુશધ્વજને અપ્રતિમ રૂપવાળી બે કન્યાઓ છે તેની દશરથરાજાના કુમાર મહાત્મા ભરત તથા બુદ્ધિમાન્ શત્રુઘ્ન માટે અમે (વિશ્વામિત્ર-વસિષ્ઠ) તમારી પાસે માગણી કરીએ છીએ.[૪-૬] હે નૃપ! દશરથરાજાના આ ચાર પુત્રો સ્વરૂપ તથા યુવાવસ્થાવડે શોભાયમાન, લોકપાલસરખા તેજસ્વી અને દેવો જેવા પરાક્રમી છે.[૭] માટે તમે બન્ને ભાઇઓ ઇક્ષ્વાકુકુળની સાથે સંબંધ જોડો; અને એવું પવિત્ર કાર્ય કરવા તત્પર થાઓ."[૮]

વસિષ્ઠઋષિની સંમતિથી વિશ્વામિત્રે કહેલું વચન સાંભળીને, જનકરાજાએ હાથ જોડીને એ બન્ને મુનિવરોને કહ્યું કેઃ-[૯] "અહા!! સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ એવા તમે બન્ને મળીને મને, આવી યોગ્ય કુળ સાથે સંબંધ કરવાની આજ્ઞા કરો છો, તેથી હું આજે મારા કુળને ધન્ય માનું છું.[૧૦] હે મુનિવરો! તમારૂં કલ્યાણ થાઓ. આપ આજ્ઞા કરો છો તેમ ભરત અને શત્રુઘ્નની સાથે મારા ભ્રાતા કુશધ્વજની બન્ને પુત્રીઓનાં લગ્ન ભલે થાય.[૧૧] હે મહામુનિ! મહાબળવાળા દશરથરાજાના ચારે કુમારો એકજ દિવસે એકજ મુહૂર્તમાં અમારી ચારે કન્યાઓનું પાણિગ્રહણ કરો.[૧૨] હે બ્રહ્મન્! આજથી ત્રીજે દિવસે ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર છે, કે જેના દેવતા પ્રજાપતિ ભગ છે, તેમાં વિવાહ કાર્ય કરવું એ વિદ્વાનોએ ઉત્તમ ગણ્યું છે."[૧૩] એટલું કહીને વળી જનકરાજાએ ઉભા થઇ હાથ જોડીને બન્ને મુનિવરો પ્રત્યે કહ્યું કેઃ-[૧૪] "હે ગુરૂવર્યો! તમોએ મને આજે

* સમાવર્તનસંસ્કાર એ સોળ સંસ્કારોમાંનો એક છે. પૂર્વે દ્વિજાતિના પુત્રોને જનોઇ આપ્યા પછી, ગુરૂકુળમાં બ્રહ્મચારીના વેષથી રાખવામાં આવતા હતા અને તેઓ ત્યાં બાર કે અઢાર વર્ષ પર્યંત રહી બ્રહ્મચર્યના નિયમો પાળીને વેદાભ્યાસ કરતા હતા. જ્યારે વિદ્યાભ્યાસ પૂરો થતો, ત્યારે તેઓના બ્રહ્મચારીના વેષ તથા મસ્તકપરના કેશ ઉતારવામાં આવતા, એ ક્રિયાને 'સમાવર્તનસંસ્કાર' કહે છે. ત્યાર પછી તુરતજ તેઓનો વિવાહ થતો હતો.

કન્યાદાન કરવારૂપ પરમધર્મનો ઉપદેશ કર્યો છે, માટે હું તમારા શિષ્યભાવને પ્રાપ્ત થયો છું; અર્થાત્ તમોએ મને ઉપદેશ કર્યો તેથી તમે બન્ને મારા ગુરૂ છો; માટે હે મુનિપુંગવો ! તમે બન્ને, ગુરૂપદને યોગ્ય એવાં આ ઉચ્ચાસનપર વિરાજો !।[૧૫] હે મહાત્માઓ ! મારો અને દશરથરાજાનો પરસ્પર સંબંધ થવાને લીધે જેમ મારી આ મિથિલાનગરી દશરથરાજાની પણ ગણાય, અને તેમની અયોધ્યાનગરી મારી પણ ગણાય, તેમ તમે મારી, દશરથરાજાની અને મારા ભ્રાતા કુશધ્વજની એમ ત્રણે નગરીનું પ્રભુત્વ કરવાને યોગ્ય થયા છો. એમાં સંદેહ નથી; અર્થાત્ હું કુશધ્વજ અને દશરથ એ ત્રણે જણા તમારા શિષ્ય થયેલા હોવાથી તમારે અધીન છીએ"[૧૬]

જનકવિદેહીનું એવું વચન સાંભળીને હર્ષિત થયેલા રઘુકુલોત્પન્ન દશરથરાજાએ તેને કહ્યું કે:-[૧૭] "હે મિથિલેશ્વર ! તમે બન્ને ભાઇઓ અગણિત ગુણવાળા છો, અને તમોએ અનેક રાજાઓ તથા ઋષિઓનો સત્કાર કર્યો છે,[૧૮] માટે તમે સુખી થાઓ અને તમારૂં કલ્યાણ થાઓ. હવે અમે અમારા ઉતારા પ્રત્યે જઇને વિવાહસંબંધી નાંદિશ્રાદ્ધ વગેરે પિતૃકાર્યો કરીશું."[૧૯] એટલું કહી જનકરાજાની આજ્ઞા લઇને, મહાયશસ્વી દશરથરાજા વસિષ્ઠ તથા વિશ્વામિત્રસહિત ત્યાંથી ઉઠીને પોતાના ઉતારા તરફ ચાલ્યા.[૨૦] ત્યાં જઇને, તેમણે યથાવિધિ શ્રાદ્ધક્રિયા કરી; અને બીજે દિવસે પ્રાતઃકાળે ઉઠીને, સવારમાં કરવા યોગ્ય ઉત્તમ ગોદાનકર્મ ( સમાવર્તનસંસ્કાર ) કરવા માંડયું.[૨૧] દશરથરાજાએ પોતાના ચારે પુત્રોમાં પ્રત્યેક પુત્રના વિવાહકાર્યને ઉદ્દેશીને ધર્માર્થ બ્રાહ્મણોને એકએક લાખ ગાયોનાં દાન આપ્યાં.[૨૨] પુરૂષશ્રેષ્ઠ દશરથરાજાએ સુવર્ણની શીંગડીઓવાળી, બહુ દૂધવાળી, વાછરડાવાળી, અને દોહવાના કાંસ્યપાત્રવાળી ચારલાખ ગાયો બ્રાહ્મણોને આપી.[૨૩] વળી પુત્રોપર પ્રેમવાળા દશરથરાજાએ પોતાના પુત્રોના ગોદાનકર્મને ઉદ્દેશીને બીજું પણ ઘણું દ્રવ્ય બ્રાહ્મણોને દાનમાં આપ્યું.[૨૪] એવી રીતે ગોદાનકર્મ કરી રહ્યા પછી પોતાના ચારે પુત્રોથી વિંટાઇને બેઠેલા દશરથરાજા, જેમ લોકપાલોની મધ્યે બેઠેલા પ્રસન્ન ચિત્તવાળા બ્રહ્મદેવ શોભે તેમ શોભવા લાગ્યા.[૨૫]

स सुतैः कृतगोदानैर्वृतः सन्नृपतिस्तदा ॥
लोकपालैरिवा भाति वृतः सौम्यः प्रजापतिः॥२८॥

ઇતિ શ્રી વાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં બોતેરમો સર્ગ સંપૂર્ણ ૭૨.

## સર્ગ ૭૩ મો.

### વિવાહોત્સવ.

यस्मिंस्तु दिवसे राजा चक्रे गोदानमुत्तमम् ॥
तस्मिंस्तु दिवसे वीरो युधाजित्समुपेयिवान्॥१॥

મહારાજા દશરથે જે દિવસે પોતાના ચારે પુત્રોનાં ગોદાનકર્મ કર્યાં, તેજ દિવસે કેકયરાજાનો પુત્ર અને ભરતનો મામો યુધાજિત્ તેમને મિથિલાનગરીમાં આવી મળ્યો; તેણે દશરથરાજાને પ્રણામ કર્યા પછી કુશળ સમાચાર પૂછીને કહ્યું કે:-[૧,૨] "હે મહારાજા ! કેકયદેશના અધિપતિ મારા પિતા કેકયરાજાએ આપને સ્નેહપૂર્વક કુશળ કહાવ્યું છે. આપ જેઓનું કુશળ ઇચ્છો છો તેઓ સર્વ હાલમાં કુશળ છે.[૩] હે રાજેંદ્ર ! મારા પિતા કેકયરાજા ઘણા દિવસથી મારી બ્હેનના પુત્ર ભરતને મળવાને ઝંખી રહ્યા છે, તેટલા માટે હે રઘુનંદન ! ભરતને મારા પિતાની પાસે તેડી જવા સારૂ હું અયોધ્યા ગયો હતો.[૪] ત્યાં સાંભળવામાં આવ્યું કે 'તમારા ચારે પુત્રો તમારી સાથે વિવાહકાર્ય માટે મિથિલાનગરીમાં ગયેલા છે.'[૫] એથી આનંદ પામી હું મારા ભાણેજ ભરતને મળવા માટે ત્વરાથી અહીં આવ્યો છું."

માંગલિક પ્રસંગે પોતાના પ્રિય સંબંધીને આવેલા જોઇને, અને અતિથિ હોવાથી તેને પૂજનીય જાણીને દશરથરાજાએ તેનું પાદ-

અર્ધ્યાદિ ઉપચારો વડે પૂજન કર્યું. પછી સૂર્ય અસ્ત પામ્યો અને રાત્રિ થઈ; ત્યારે પોતાના ચારે પુત્રો અને સઘળી જાનસહિત દશરથરાજાએ સાયંકાળનાં કર્મથી પરવારીને શયન કર્યું.[૬,૭]

બીજે દિવસે પ્રાતઃકાળ થતાં ઉઠીને અને પોતપોતાનાં નિત્યકર્મ આટોપી લઈને સર્વ કોઈ સજ્જ થઈ ગયા. તે વેળા સર્વ આભૂષણોથી અલંકૃત થયેલા પોતાના ત્રણે ભાઈઓસહિત વિવાહસંબંધી મંગલાચારને ધારણ કરનારા તત્ત્વજ્ઞ રામચંદ્ર વિવાહને યોગ્ય 'વિજય' મુહૂર્તમાં વસિષ્ઠાદિ મહર્ષિઓને આગળ કરીને, જનકરાજાએ રચેલા વિવાહમંડપ આગળ આવ્યા. એ સમયે ભગવાન્ વસિષ્ઠઋષિએ જનકરાજાની પાસે જઈને કહ્યું કે:-[૮-૧૦] "હે રાજન્! મંગલાચાર કરેલા પુત્રોસહિત મહારાજા દશરથ તમારા મંડપના દ્વાર આગળ આવી ઉભા રહ્યા છે; અને તે મંડપમાં પ્રવેશ કરવા માટે તમારી આજ્ઞા માગે છે;[૧૧] કારણ કે દાન આપનાર-દાતા અને પ્રતિગ્રહીતા, એ બન્નેની સંમતિથીજ દાનધર્મ થઈ શકે છે. માટે હે નૃપ! તમે વિવાહસંબંધી લૌકિક તથા અલૌકિક પ્રસ્તુત કર્મ આટોપીને અમને મંડપમાં પ્રવેશ કરવાનું કહેવરાવશો. ત્યાં સુધી અમે દ્વાર આગળજ ઉભા રહીશું."[૧૨]

મહાત્મા વસિષ્ઠઋષિનું વચન સાંભળીને, પરમ ધર્મને જાણનારા તથા પરમ ઉદાર સ્વભાવવાળા મહાતેજસ્વી જનકરાજાએ કહ્યું કે:-[૧૩] "હે મુનીશ્વર! મહારાજા દશરથ કોની આજ્ઞાની વાટ જુએ છે? એવો કોણ પ્રતીહાર છે કે જે દશરથરાજાને આવતાં અટકાવે છે? અરે, પોતાનાજ ગૃહમાં પ્રવેશ કરવામાં કાંઈ વિચાર હોય ખરો કે? જેવું આ સઘળું રાજ્ય મારૂં છે તેવું તમારૂં અને દશરથરાજાનું પણ છે.[૧૪] હે મુનિશ્રેષ્ઠ! અગ્નિની પ્રદીપ્ત શિખાઓસરખી તેજસ્વી મારી ચારે કન્યાઓ વૈવાહિક મંગલાચારને ધારણ કરીને વેદી આગળ આવી ગઈ છે,[૧૫] અને હું પણ તમારી વાટ જોતો અહીં બેઠો છું; તો પછી દ્વાર આગળ ઉભા રહીને વિલંબ કરવાની શું જરૂર છે? તમે સર્વ સત્વર અંદર આવીને વિવાહકાર્ય કરો."[૧૬]

જનકરાજાનું ઉપર્યુક્ત વચન, વસિષ્ઠમુનિએ મંડપની બહાર આવીને દશરથરાજાને કહી સંભળાવ્યું, એટલે તુરતજ મહારાજા દશરથે સર્વ ઋષિમંડળ તથા જાનસહિત પોતાના ચારે પુત્રોને વિવાહમંડપમાં પ્રવેશ કરાવ્યો.[૧૭] તે સમયે જનકરાજાએ વસિષ્ઠઋષિને કહ્યું કે:-"હે ધર્મને જાણનાર ઋષિ! સર્વ મુનિમંડળસહિત તમે સર્વ લોકને પ્રિય એવા રામચંદ્રના વિવાહકર્મનો આરંભ કરો."

પછી ભગવાન્ વસિષ્ઠઋષિએ "ભલે તેમ કરીએ" એમ કહીને તથા ધર્મજ્ઞ વિશ્વામિત્ર અને શતાનંદને મુખ્ય કરીને દશરથરાજાના ચારે પુત્રોના વિવાહકર્મનો આરંભ કર્યો. પ્રથમ તેમણે વિવાહમંડપની મધ્યે વિધિપૂર્વક વેદી બનાવી;[૧૮-૨૦] અને તેને ચારે બાજુથી ગંધ, પુષ્પ નવાંકુરયુક્ત સુવર્ણપાલિકા* તથા સુવર્ણકુંભ, દુર્વાપાત્ર, ધૂપપાત્ર, શંખ, સ્રુવ, સ્રુક્, અર્ધ્યપાત્ર, ડાંગરથી ભરેલાં પૂર્ણપાત્ર, અને કુંકુમાક્ષત વગેરે સાહિત્યો તથા સરખા પ્રમાણવાળા દર્ભોવડે સુશોભિત કરી.[૨૧-૨૩] પછી મુનિશ્રેષ્ઠ વસિષ્ઠે એ વેદીઉપર વિધિ અને મંત્રપૂર્વક અગ્નિનું સ્થાપન કર્યું, અને મંત્ર ભણીને તેમાં વિધિપૂર્વક હોમ કરવા લાગ્યા.[૨૪] તે સમયે જનકરાજાએ સર્વ આભરણો વડે વિભૂષિત કરેલાં સીતાને લાવીને, અગ્નિની સમક્ષ રામચંદ્રની સામે પધરાવ્યાં.[૨૫] પછી તેમણે કૌસલ્યાના પુત્ર રામચંદ્રને કહ્યું કે:-"હે રઘુનંદન! આ મારી પુત્રી સીતા આજથી તમારી સહધર્મચારિણી (સાથે રહી ધર્મક્રિયા કરનારી) થઈ છે.[૨૬] તમે એને અંગીકાર કરો અને તમારા સ્વહસ્તે કરી એના હસ્તને ગ્રહણ કરો. હે રાઘવ! તમારૂં કલ્યાણ થાઓ. આ મહાભાગ્યવાળી મારી પુત્રી

* નવાંકુર-જ્વારા વાવવાનાં જેવાં માટી વગેરેનાં પાત્રો હોય છે, તેવાં સુવર્ણનાં પાત્રો.

સીતા પતિવ્રતધર્મને પાળનારી થઈને આજથી તમને નિરંતર છાયાની પેઠે અનુસરશે."૨૭ એટલું કહીને, જનકરાજાએ મંત્રવડે પવિત્ર થયેલું કન્યાદાનના સંકલ્પનું જળ રામચંદ્રના હાથમાં મૂક્યું. એ સમયે દેવો અને ઋષિઓ જયજયકારના ઘોષ કરવા લાગ્યા.૨૮ દેવોનાં દુંદુભિ વાગવા લાગ્યાં; અને આકાશમાંથી માંગલિક પુષ્પોની વૃષ્ટિ થવા લાગી. એ પ્રમાણે મંત્રપાઠ તથા સંકલ્પના જળસહિત સીતા રામચંદ્રને અર્પણ કર્યાં.૨૯

પછી હર્ષવડે પૂર્ણ થયેલા જનકરાજાએ લક્ષ્મણને કહ્યું કે:-"હે સુમિત્રાનંદન! મેં, તમને આપવા માટે મંગલાચાર કરીને સંકલ્પેલી આ મારી બીજી પુત્રી ઉર્મિલાનું તમે નિર્વિલંબે પાણિગ્રહણ કરો."

પછી જનકરાજાએ ભરતને કહ્યું કે:-૩૦.૩૧ "હે રઘુનંદન! તમે મારા નાનાભાઈ કુશધ્વજની આ 'માંડવી' નામની પુત્રીનું પાણિગ્રહણ કરો."

પછી ધર્માત્મા જનકરાજાએ શત્રુઘ્નને કહ્યું કે:-૩૨ "હે મહાબાહુ! તમે મારા ભ્રાતાની 'શ્રુતકીર્તિ' નામની આ બીજી પુત્રીનું પાણિગ્રહણ કરો."

"હે કકુત્સ્થકુળમાં ઉત્પન્ન થયેલા રાજકુમારો! તમે ચારે બાંધવો રમણીય આકૃતિવાળા તથા ઉત્તમ બ્રહ્મચર્યવ્રતને ધારણ કરનારા છો. માટે વિલંબ નહિ કરતાં, તમે સર્વ પત્નીવાળા થાઓ!!"

જનકરાજાનું વચન સાંભળીને, વસિષ્ઠગુરુની આજ્ઞાને અનુસરનારા રામચંદ્રાદિ ચારે ભ્રાતાઓએ, પોતપોતાની પત્નીઓના હસ્તોને સ્વહસ્તવડે ગ્રહણ કર્યા.

ત્યારપછી રઘુકુળને દીપાવનારા એ ચારે કુમારોએ પોતાની પત્નીઓસહિત ઉભા થઈને, અગ્નિ, વિવાહની વેદી, જનકરાજા તથા વસિષ્ઠ વગેરે સર્વ ઋષિઓની પ્રદક્ષિણા કરી. પછી વસિષ્ઠઋષિએ વિવાહકર્મમાં બાકી રહેલું હોમાદિ કૃત્ય યથાવિધિ કરીને વિવાહવિધિ પૂર્ણ કર્યો.૩૩-૩૬ એ વેળા અંતરિક્ષમાંથી પુષ્પોની મહાવૃષ્ટિ પડવા લાગી, દેવોનાં દુંદુભિ ગડગડવા લાગ્યાં, સ્ત્રીઓ ધવલમંગલ ગાવા લાગી, અનેક પ્રકારનાં વાજિંત્રો વાગવા લાગ્યાં,૩૭ અપ્સરાઓ નૃત્ય કરવા લાગી અને ગંધર્વો મધુર ગાયન કરવા લાગ્યા. એ રૂપમાં દશરથરાજાના કુમારોના વિવાહમાં આશ્ચર્યકારક જણાવા લાગ્યું.૩૮ વાજિંત્રો તથા ગાયનોનો ઘોષ મચી રહ્યો હતો તે વખતે મહાતેજસ્વી રામચંદ્રાદિ ચારે રાજકુમારોએ પ્રદીપ્ત થયેલા અગ્નિની ત્રણવાર મંગલપ્રદક્ષિણા કરીને પોતાની પત્નીઓને અર્ધાંગવિભાગિની કરી.૩૯ એવી રીતે વિવાહકાર્ય સમાપ્ત થયા પછી પોતાની ધર્મપત્નીઓસહિત ચારે રાજકુમારો પોતાના ઉતારા પ્રત્યે જવા લાગ્યા. તે સમયે ઋષિમંડળ તથા બંધુવર્ગસહિત દશરથરાજા પણ પોતાના પુત્રોની યુગલ (વરવહુની) જોડીને જોઇને આનંદ પામતાં, તેઓની પાછળ પાછળ જનીવાસા તરફ ચાલ્યા.૪૦

**अथोपकार्यां जग्मुस्ते सभार्या रघुनंदनाः ॥**
**राजाप्यनुययौ पश्यन्सर्षिसंघः सबांधवः ॥४०॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ત્રોતેરમો સર્ગ સંપૂર્ણ. ૭૩

---

## સર્ગ ૭૪ મો.

### જનકપુરથી વિદાય અને પરશુરામસમાગમ.

**अथ रात्र्यां व्यतीतायां विश्वामित्रो महामुनिः ॥**
**आपृष्ट्वा तौ च राजानौ जगामोत्तरपर्वतम् ॥१॥**

વિવાહકાર્યની માંગલિક રાત્રિ વ્યતીત થયા પછી બીજે દિવસે મહામુનિ વિશ્વામિત્ર પોતાની સાથે આવેલા સર્વ ઋષિઓસહિત પ્રયાણ માટે તૈયાર થયા; અને દશરથરાજા તથા જનકરાજાની અનુમતિ લઈ ત્યાંથી હિમાલય ભણી વિદાય થયા.[1] મહામુનિ વિશ્વામિત્રના જવા પછી દશરથરાજા પણ મિથિલાધિપતિ

જનકરાજાની આજ્ઞા લઇને શીઘ્ર પોતાની અયોધ્યાનગરી પ્રત્યે જવાને તૈયાર થયા.[૨] એ સમયે વિદેહદેશના રાજા જનકે વિવાહ વખતે કન્યાઓને આપવા યોગ્ય ઘણું ધન* આપ્યું. તદુપરાંત એક લાખ ગાયો,[૩] નેપાળમાં બનતા ઉત્તમ કંબલો (ઉનનાં વસ્ત્રો), કરોડો રેશમી વસ્ત્રો, અનેક પ્રકારના અલંકારોવડે શણગારેલા હાથી, રથ, અશ્વ, અને પદાતિ,[૪] તથા પ્રત્યેક કન્યાને સો સો સખીઓ અને તે ઉપરાંત અનેક દાસીઓ તથા દાસો કન્યાધનતરીકે આપ્યા. યોગ્ય સંબંધ થવાથી અત્યંત હર્ષિત થયેલા જનકરાજાએ પોતાની પ્રત્યેક કન્યાને એક એક કરોડ સોના મહોર તથા રૂપા મહોરો, મોતી, અને પરવાળાં આપ્યાં, એ પ્રમાણે પોતાની કન્યાઓને અનેક પ્રકારનું કન્યાધન આપીને, જનકરાજાએ જાનસહિત મહારાજા દશરથને વિદાયગીરી આપી. પછી તેમને કેટલેક દૂર સુધી વળાવીને જનકરાજા પોતાની મિથિલાનગરીમાં પાછા આવ્યા.

અયોધ્યાધિપતિ મહારાજા દશરથ પોતાના ચારે પુત્રો, મહાત્મા વસિષ્ઠ વગેરે ઋષિઓ અને સઘળી જાનસાથે અયોધ્યાનગરી પ્રત્યે ચાલતા થયા, માર્ગમાં જતાં દશરથરાજાને કેટલાએક શુભ તથા અશુભ શકુનો થવા લાગ્યા.[૫-૮] કાગડા અને ગીધ વગેરે પક્ષીઓ ચોમેરથી ભયંકર શબ્દો કરવા લાગ્યાં, અને પૃથ્વીપરનાં મૃગો પોતાની જમણી બાજુ ઉતરવા લાગ્યાં.[૯] એવું આશ્ચર્ય + જોઈને, રાજાઓમાં સિંહસરખા પરાક્રમી દશરથરાજાએ પોતાના ગુરૂ વસિષ્ઠમુનિને પૂછ્યું કે:-"હે ગુરૂવર્ય! આ અમંગળ પક્ષીઓ ભયંકર શબ્દ ઉચ્ચારે છે અને વળી મૃગો જમણી બાજુએ ઉતરે છે,[૧૦] તેથી મને વિચાર થાય છે કે એ શુભ તથા અશુભસૂચક ચિહ્નો એકી સાથે થાય છે, તે શું હશે? હે મહાત્મન! એથી મારૂં હૃદય કંપી ઉઠયું છે અને મન ખેદયુક્ત થયું છે."

દશરથરાજાનું વચન સાંભળીને, મહર્ષિ વસિષ્ઠે મધુર વાણીથી કહ્યું કે:-"હે રાજન! એ શુભ તથા અશુભસૂચક શકુનોનું ફળ હું કહું છું, સાંભળો. આકાશમાં પક્ષીઓ ભયંકર શબ્દ કરે છે, એથી એવું જણાય છે કે આપણને અલ્પ સમયમાં કોઇ દારૂણ ભયની પ્રાપ્તિ થશે;[૧૧,૧૨] પરંતુ તેની સાથે સાથેજ મૃગો આપણી જમણી બાજુ ઉતર્યા એથી એવું સૂચન થાય છે કે, પ્રાપ્ત થયેલો ભય પાછો શાંત થઈ જશે. એમાં સંદેહ નથી. માટે હે નૃપ! તમે ખેદનો ત્યાગ કરો."

દશરથરાજા તથા વસિષ્ઠઋષિ એવી વાતચિત કરતા હતા એટલામાં સઘળી પૃથ્વીને કંપાવતો અને મોટાં મોટાં વૃક્ષોને ઉખેડી નાખતો મહાપ્રબળ વાયુ વાવા લાગ્યો; અને અત્યંત રજ ઉડવા લાગી; અને તેથી સૂર્ય ઢંકાઈ જવાને લીધે સર્વત્ર અંધકાર છવાઈ ગયો, તથા સર્વ કોઈ દિઙ્મૂઢ બની ગયા.[૧૩,૧૪] આકાશમાં ઉડતી અત્યંત રજને લીધે દશરથરાજાની સઘળી સેના દિઙ્મૂઢ બની ગઇ. માત્ર પોતાના પુત્રોસહિત દશરથરાજા અને વસિષ્ઠ વગેરે ઋષિઓનેજ ભાન રહ્યું હતું; બાકી સઘળી જાન તો, જાણે ભસ્મથીજ ઢંકાઇ ગઈ હોયની? એમ ઘોર અંધકારમાં પડીને વિચેતન બની ગઈ હતી[૧૫,૧૬] એકાએક આવો ભયંકર બનાવ બનવાથી આશ્ચર્યચકિત થયેલા દશરથરાજા આમતેમ દૃષ્ટિ ફેરવીને જોઇ રહ્યા; એટલામાં તેમણે ભયંકર આકૃતિવાળા, મસ્તકપર જટામંડળને ધારણ કરનારા અને ક્ષત્રિયકુળનો નાશ કરનારા જામદગ્ન્ય* પરશુરામને જોયા.[૧૭] તે પરશુરામ કૈલાસપર્વતના જેવા દુર્ધર્ષ, કાલાગ્નિસરખા દુ:સહ, પોતાના તેજવડે પ્રકાશિત અને સામાન્ય મનુષ્યો તો જેના સામું પણ જોઇ શકે નહિ એવા હતા.[૧૮] તેમણે ત્રિપુરનો નાશ

* કન્યાધન અથવા સ્ત્રીધન, જેને 'દહેજ' પણ કહે છે.

\+ પ્રથમ અશુભ ફળ આપનાર અને પછી શુભ ફળ આપનાર શકુન થવા; એવી આશ્ચર્ય.

* જમદગ્નિઋષિના પુત્ર.

કરનારા શંકરની પેઠે પોતાના સ્કંધ ઉપર ફરશી અને વિજળી સરખું ઝળકતું ધનુષ્ય ધારણ કર્યું હતું, તથા હાથમાં એક તેજસ્વી બાણ ગ્રહણ કર્યું હતું.[૧૯] ભયંકર આકૃતિવાળા અને દેદીપ્યમાન અગ્નિ સરખા પ્રકાશમાન પરશુરામને જોઈને, જપ તથા હોમમાં આસક્ત રહેનારા વસિષ્ઠાદિ ઋષિઓ પણ ભયભીત થયા,[૨૦] અને એકત્ર મળીને પરસ્પર કહેવા લાગ્યા કે:-"અરે! શું, આ પરશુરામ સહસ્રાર્જુને કરેલા પોતાના પિતાના વધથી ક્રોધિત થઈને સઘળા ક્ષત્રિયકુળને નિર્મૂલ કરશે?[૨૧] અરે!! પ્રથમ એકવીશવાર ક્ષત્રિયકુળનો સંહાર કરીને આ પરશુરામ શોક તથા ક્રોધરહિત થયા છે તથાપિ તેમણે પુનઃ પણ ક્ષત્રિયકુળનો અંત આણવા તો ધાર્યો નહિ હોય?"[૨૨]* એમ તર્ક-વિતર્ક કરતા વસિષ્ઠાદિ ઋષિઓએ, ભયંકર સ્વરૂપવાળા પરશુરામનો સત્કાર કરવા માટે પૂજાસાહિત્ય તૈયાર કર્યું અને તેમની પાસે જઈ મધુર વાણીથી "હે જામદગ્ન્ય પરશુરામ!" એમ કહીને તેમની પૂજા કરી.[૨૩] ત્યારે મહાપ્રતાપી જામદગ્ન્ય પરશુરામ એ ઋષિઓએ કરેલી પૂજાનો અંગીકાર કરીને દાશરથિ÷ રામ પ્રત્યે કહેવા લાગ્યા.[૨૪]

**प्रतिगृह्य तु तां पूजामृषिदत्तां प्रतापवान् ॥**
**रामं दाशरथिं रामो जामदग्न्योऽभ्यभाषत ॥२५॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં ચુંવોતેરમો સર્ગ સંપૂર્ણ. ૭૪.

---

* પરશુરામે એકવીશવાર નિઃક્ષત્રિયા પૃથ્વી કરવાની કથા પુરાણોમાં આ પ્રમાણે છે કે:-

મદમત્ત થયેલા સહસ્રાર્જુનને પરશુરામે હણ્યો, ત્યારે તેના પુત્રોએ પરશુરામના પિતા જમદગ્નિને હણીને પોતાના પિતા સહસ્રાર્જુનનું વેર લીધું. તેથી કોપાયમાન થયેલા મહાતેજસ્વી પરશુરામે સહસ્રાર્જુનના સર્વ પુત્રોનો વધ કર્યો તથા તે ઉપરાંત મદોન્મત્ત થઇ ગયેલા પૃથ્વીપરના સઘળા ક્ષત્રિયોનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી. પછી તેમણે પૃથ્વીપર એકવીશવાર ફરી ફરીને ક્ષત્રિયોનો વધ કર્યો.

÷ દશરથરાજાના પુત્ર.

# સર્ગ ૭૫ મો.

## રામવીર્યની પરીક્ષા

**राम दाशरथे वीर वीर्यं ते श्रूयतेऽद्भुतम् ॥**
**धनुषो भेदनं चैव निखिलेन मया श्रुतम् ॥१॥**

પરશુરામ કહે છે કે:-"હે દશરથપુત્ર રામ! તેં તાટકા તથા સુબાહુ ઈત્યાદિનો વધ કર્યો, એ વગેરે તારાં અદ્ભુત પરાક્રમો સંભળાય છે; તેમજ હાલમાં તેં જનકરાજાને ત્યાં શિવધનુષ્યનો ભંગ કર્યો એ સઘળું પણ મારા સાંભળવામાં આવ્યું છે.[૧] હે રાજકુમાર! તેં કરેલો અદ્ભુત અને અચિંત્ય શિવધનુર્ભંગ સાંભળીને, હું તે શિવધનુષ્યના કરતાં પણ શ્રેષ્ઠ આ બીજું ધનુષ્ય લઈને તારી પાસે આવ્યો છું.[૨] માટે તું આ મારા ભયંકર ધનુષ્યને ગ્રહણ કર; અને તેના ઉપર બાણ ચઢાવીને તારૂં બળ દેખાડ.[૩] એટલે આ ધનુષ્યને સજ્જ કરવાનું તારૂં બળ જોઈને, હું તને પરાક્રમી પુરૂષોએ પ્રશંસા કરવા યોગ્ય દ્વંદ્વયુદ્ધ આપીશ."[૪]

પરશુરામનું વચન સાંભળતાંમાં દશરથરાજા અત્યંત ખેદયુક્ત થઈ ગયા; અને તેમના ભયને લીધે દીનવાણીથી હાથ જોડીને કહેવા લાગ્યા કે:-[૫] "હે જામદગ્ન્ય! દયા કરો. દયા કરો. હવે તો સર્વત્ર પ્રસિદ્ધ થઇ ચૂક્યું છે કે તમે ક્ષત્રિયોપરના ક્રોધથી શાંત થયા છો. અર્થાત્ તમારો ક્ષત્રિયો ઉપરનો ક્રોધ શાંત થયો છે; અને પોતાની બ્રાહ્મણ જાતિના ગુણો (શમ-દમ વગેરે) ધારણ કરીને તપશ્ચરણ કરો છો. માટે મારા બાળક પુત્રોને અભયદાન આપો.[૬] વેદાધ્યયન તથા ઉત્તમ વ્રતોનું આચરણ કરનારા ભાર્ગવોના કુળમાં તમારો જન્મ થયો છે; અને તમોએ ઇંદ્રની આગળ "હવે પછી હું શસ્ત્ર ગ્રહણ નહિ કરૂં" એવી પ્રતિજ્ઞા કરીને શસ્ત્રોનો ત્યાગ કર્યો છે.[૭] વળીસ્વધર્મમાં આદરયુક્ત થઇને, તમોએ સઘળી પૃથ્વી કશ્યપને દાનમાં આપીને અને તપશ્ચર્યા માટે વનમાં જઇને મહેંદ્રપર્વત ઉપર રહેવાનું સ્થાન કર્યું છે.[૮] એમ છતાં તમે અમારા સર્વસ્વનો વિનાશ

કરવા માટે અહીં ક્યાંથી આવ્યા છો ? જો એક રામચંદ્રનો નાશ થાય તો અમે કોઈ પણ જીવવાને સમર્થ નથી, અર્થાત્ રામચંદ્ર ઉપર અમારી એટલી પ્રીતિ છે, કે તેમનો નાશ થવાથી અમે જીવી શકીએ નહિ."[૯]

એ પ્રમાણે દશરથરાજાએ ઘણું કહ્યું, તો પણ તેમના વચનપર લક્ષ્ય નહિ આપતાં, પ્રતાપી પરશુરામ પુનઃ પણ રામચંદ્ર પ્રત્યે કહેવા લાગ્યા કેઃ–[૧૦] "હે રામ ! વિશ્વકર્માએ ઘણા પ્રયત્નથી દેવો માટે નિર્માણ કરેલાં, બળવાન પુરુષોથીજ સજ્જ થઈ શકે એવાં અને સર્વ ધનુષ્યોમાં શ્રેષ્ઠ એવાં આ બે ધનુષ્યોજ ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે.[૧૧] હે નરશ્રેષ્ઠ ! હે કાકુત્સ્થ ! તે પૈકી એક, કે જેને તેં જનકની સભામાં તોડી નાખ્યું તે, પૂર્વે દેવોએ ત્રિપુરાસુરનો નાશ કરવા માટે યુદ્ધની ઇચ્છા કરનારા મહાદેવજીને આપ્યું હતું;[૧૨] અને આ મારા હાથમાં છે તે બીજું દુર્ધર્ષ ધનુષ્ય દેવોએજ વિષ્ણુને આપ્યું હતું. હે રામ ! તેજ આ શત્રુઓનાં નગરોને જીતનારું વૈષ્ણવધનુષ્ય શૈવધનુષ્યના જેટલુંજ દૃઢ છે. હે કાકુત્સ્થ ! જ્યારે મહાદેવજીએ પોતાના ધનુષ્યમાં બાણરૂપ થયેલા વિષ્ણુની સહાયથી ત્રિપુરાસુરનો વધ કર્યો ત્યારે સર્વ દેવોએ મહાદેવજી અને વિષ્ણુભગવાનનાં બળાબળ જાણવાની ઇચ્છાથી બ્રહ્મદેવને પૂછ્યું કેઃ–"હે બ્રહ્મન્ ! એ બન્ને દેવોમાં બળવાન્ અને દુર્બળ કોણ હશે ?" એ પ્રમાણે દેવોએ કરેલા પ્રશ્નનો અભિપ્રાય જાણીને, સત્યવાળાઓમાં શ્રેષ્ઠ પિતામહ બ્રહ્મદેવે મહાદેવજી તથા વિષ્ણુભગવાન્ વચ્ચે પરસ્પર વિરોધ ઉત્પન્ન કરાવ્યો § કે જેને લીધે એકબીજાને જીતવાની ઇચ્છાવાળા એ બન્ને ઈશ્વરો (મહાદેવજી તથા વિષ્ણુભગવાન)નું મહારોમહર્ષણ યુદ્ધ થયું;× તેમાં વિષ્ણુભગવાને ભયંકર પરાક્રમવાળા શૈવધનુષ્યને શિથિલ કર્યું;[૧૩-૧૭] અને 'હુંકાર' નાદ વડે મહાદેવજીને સ્તંભિત કર્યા. આવો પ્રકાર જોઇને, ઋષિસમૂહ તથા ચારણોસહિત સર્વ દેવોએ ત્યાં આવીને યુદ્ધથી નિવૃત્ત થવા માટે એ બન્ને ઈશ્વરોની પ્રાર્થના કરી; ત્યારે તેમણે શાંતિ પકડી, અર્થાત્ યુદ્ધ સમાપ્ત કર્યું. હવે ઋષિગણસહિત સર્વ દેવો એ પ્રમાણે વિષ્ણુના પરાક્રમ આગળ શૈવધનુષ્યને નિર્બળ થયેલું જોઈને વિષ્ણુભગવાનને શિવ કરતાં અધિક માનવા લાગ્યા.

પોતાનું ધનુષ્ય શિથિલ થવાથી અત્યંત ક્રુદ્ધ થયેલા મહાયશસ્વી મહાદેવજીએ બાણસહિત તે ધનુષ્ય જનકકુળમાં જન્મેલા 'દેવરાત' નામના રાજાના હાથમાં સોંપ્યું* અને

§ "અત્ર બ્રહ્મદેવને 'સત્યવાળાઓમાં શ્રેષ્ઠ' એવું વિશેષણ આપ્યું છે. પરંતુ તેમણે શિવ અને વિષ્ણુને અસત્ય પ્રકારથી સમજાવી વિરોધ ઉત્પન્ન કરાવ્યો તો પછી તેમને માટે એવું વિશેષણ કેમ ઘટે ?" એ શંકાના સમાધાન માટે ગોવિંદરાજ પંડિત લખે છે કે "બ્રહ્મદેવે દેવોના પ્રશ્નના સમાધાન માટે તેઓને ઘણો ઉપદેશ કર્યો, તો પણ સમાધાન થયું નહિ. તેથી પ્રત્યક્ષ રીતેજ શિવવિષ્ણુના બળાબળનો દેવોને નિશ્ચય કરાવવા માટે બ્રહ્મદેવે, એ બન્ને ઈશ્વરોમાં વિરોધ ઉત્પન્ન કરાવ્યો."

બ્રહ્મદેવે શિવ તથા વિષ્ણુ વચ્ચે વિરોધ શી રીતે ઉપજાવ્યો, એ માટે ગોવિંદરાજ પંડિત લખે છે કે 'બ્રહ્મદેવે હું ધનુર્ધારીઓમાં ઉત્તમ છું; અને વિષ્ણુ તો મારો ગૌણ સહાયક છે" એવું શિવનું કથન વિષ્ણુ પ્રત્યે કહી સંભળાવીને અને 'બાણના અગ્રમાં હું રહ્યો હતો, માટે મેંજ ત્રિપુરનો નાશ કર્યો છે.' એવી વિષ્ણુની ઉક્તિ શિવપ્રત્યે કહી સંભળાવીને શિવ-વિષ્ણુમાં વિરોધ ઉત્પન્ન કરાવ્યો. એમ સમજાય છે.'

× "इदं युद्धं दक्षयज्ञभङ्गे बोध्यमतः पूर्वेण न विरोधः । આ યુદ્ધ દક્ષપ્રજાપતિના યજ્ઞભંગસમયેજ થયું હતું. એમ જાણવું, કે જેથી બાલકાંડના ૬૬ છાસઠમા સર્ગમાં આવેલી કથાથી વિરોધ ન રહે."

તિ. ટી.

* "પ્રથમ છાસઠમા સર્ગમાં દક્ષયજ્ઞપ્રસંગે શંકરે દેવોને ધનુષ્ય આપ્યું. અને દેવોએ દેવરાતરાજાને આપ્યું. એમ આવી ગયું છે. તથા અત્ર શંકરે દેવરાતને આપ્યું, એવું લખે છે અને વળી આગળ 'વરુણદેવે જનકને એ ધનુષ્ય આપ્યું હતું' એમ સીતા અનસૂયા પ્રત્યે કહેશે. તો આમાં વાંચકે શું

હે રામ! વિષ્ણુએ પણ શત્રુઓનાં નગરોને જીતનારૂં પોતાનું આ વૈષ્ણવ ધનુષ્ય, ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા મારા દાદા ઋચીકઋષિને ન્યાસ (થાપણ)રૂપે અર્પણ કર્યું. મહાતેજસ્વી એ ઋચીકે પણ અપ્રતિકર્મા×મહાત્મા જમદગ્નિ, કે જે મારા પિતા થાય છે, તેમને આપ્યું. પછી જ્યારે તપોબળવાળા મારા પિતા ઋચીકે 'શસ્ત્ર ધારણ કરવાં નહિ, એવો નિશ્ચય કરી શસ્ત્રોનો ત્યાગ કર્યો ત્યારે કેવળ પ્રાકૃત બુદ્ધિવાળા સહસ્રાર્જુને મારા પિતા ઋચીકનો વધ કર્યો. સહસ્રાર્જુને કરેલો અયોગ્ય અને દારૂણ પિતૃવધ સાંભળીને, મને અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો તેથી મેં સહસ્રાર્જુનનો તો શું, પણ સમગ્ર ક્ષત્રિયકુળનો સંહાર કરવાનો નિશ્ચય કરીને દુષ્ટ અને ગો-બ્રાહ્મણપર પ્રીતિ વિનાના ક્ષત્રિયોનો એકવીશવાર નાશ કર્યો.*[૧૮-૨૪] એમ કરવાથી મને સઘળી પૃથ્વી પ્રાપ્ત થઇ. પછી હે રામ! મેં સર્વ પાપની નિવૃત્તિ થવા માટે યજ્ઞ કર્યો; અને છેવટે મને પ્રાપ્ત થયેલી સઘળી પૃથ્વી મેં પવિત્ર કર્મવાળા કશ્યપમુનિને દક્ષિણામાં અર્પણ કરી.[૨૫] હાલમાં માત્ર તપશ્ચર્યાના બળનો આશ્રય કરીને, હું 'મહેંદ્ર' નામના પર્વતપર નિવાસ કરી રહ્યો છું; પરંતુ તેં શૈવધનુષ્યનો ભંગ કર્યો એ સાંભળીને, હું આશ્ચર્યચકિત થઇ શીઘ્ર અહીં આવ્યો છું.[૨૬] માટે હે રામ! આ મારા હાથમાં રહેલું વૈષ્ણવધનુષ્ય, કે જે મને મારા પિતાંપિતામહના ક્રમથી પ્રાપ્ત થયેલું છે, તેને તું પોતાના ક્ષત્રિયધર્મને સંભારીને ગ્રહણ કર, અર્થાત્ બ્રાહ્મણની પેઠે માત્ર શાંતિગુણ ધારણ કરીને "હું સમર્થ નથી." એમ બોલ્યા સિવાય આ વૈષ્ણવધનુષ્યને ગ્રહણ કર,[૨૭] અને તારી શક્તિ હોય, તો આ શ્રેષ્ઠ ધનુષ્યને સજ્જ કરીને તેના ઉપર શત્રુના નગરનો નાશ કરે એવું બાણ ચઢાવ. હે કાકુત્સ્થ! જો તું એ પ્રમાણે કરી શકીશ તો હું તને દ્વંદ્વયુદ્ધ આપીશ."[૨૮]

યોજયસ્વ ધનુઃશ્રેષ્ઠે શરં પરપુરંજયમ ॥
યદિ શક્તોઽસિ કાકુત્સ્થ દ્વન્દ્વં દાસ્યામિ તે તતઃ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં પંચોતેરમો સર્ગ સંપૂર્ણ ૭૫.

## સર્ગ ૭૬ મો

### રામે પરશુરામના તેજનું આકર્ષણ કર્યું.

શ્રુત્વા તુ જામદગ્ન્યસ્ય વાક્યં દાશરથિસ્તદા ॥
ગૌરવાદ્યન્ત્રિત .થઃ પિતુ રામમથાબ્રવીત્ ॥૧॥

જામદગ્ન્ય પરશુરામનાં એવાં વચન સાંભળીને અત્યંત ક્રોધ ચઢવા છતાં પણ પોતાના પિતા દશરથરાજા પાસે હતા માટે શાંત રહી નિયમિત ઉચ્ચારણ કરવું જોઇએ, એમ વિચારી રામચંદ્રે ગંભીતારથી પરશુરામ પ્રત્યે કહ્યું કેઃ-[૧] "હે ભાર્ગવ! તમોએ તમારા પિતાના વધનું વેર લેવા માટે એકવીશ વાર ક્ષત્રિયોનો સંહાર કર્યો એ સઘળું મેં સાંભળ્યું છે. શૂરવીર પુરૂષે વૈરશુદ્ધિ અવશ્ય કરવીજ જોઇએ માટે તમારૂં એ કૃત્ય મને માન્ય છે.[૨] પરંતુ હે પરશુરામ! હું કે જે ક્ષત્રિયધર્મયુક્ત છું તેને બળરહિત અથવા

---

સમજવું?" એનું સમાધાન કરતાં, ગોવિંદરાજ પંડિત કહે છે કેઃ-"પૂર્વે ત્રિપુરવધ કરવા માટે વિશ્વકર્માએ બનાવેલું ધનુષ્ય દેવોએ શંકરને આપ્યું. તેજ દક્ષયજ્ઞ સમયે વિષ્ણુથી પરાજિત થયેલા શંકરે, દેવોની પ્રાર્થનાથી દેવરાતરાજાના હાથમાં ન્યાસરૂપે સોંપ્યું ત્યારથી માંડીને વિદેહકુળમાં રહેલું એ ધનુષ્ય, દેવોએ પોતાનો હક્ક ઉઠાવીને વરદ્વારા જનકના સ્વાધીન કર્યું". આ ક્રમપ્રમાણે અર્થ કરવાથી પૂર્વોક્ત સઘળાં ભિન્ન વાક્યોની એક વાક્યતા થઇ જાય છે."

× કોઈ પોતાનો અપકાર કરે તો પણ સામો અપકાર નહિ કરનારા.

* જેમ જેમ નવા ક્ષત્રિયો જન્મ પામતા ગયા તેમ તેમ તેઓનો નાશ કરવા માટે પરશુરામ પૃથ્વીપર ફરવા લાગ્યા. માટે તેમણે એકવીશવાર નિઃક્ષત્રિયા પૃથ્વી કરી એમ કહ્યું છે. વળી જે ક્ષત્રિયો બ્રાહ્મણાદિની રક્ષા કરી સ્વધર્મે ચાલનારા હતા, તેઓને પરશુરામ હણતા નહિ, એવું દશરથરાજા વગેરેનો વધ નહિ કરવાથી જણાય છે.

સરખો માની તમોએ મારૂં જે અપમાન કર્યું છે તેને હું આદર આપતો નથી. માટે આજે તમે મારા તેજ તથા પરાક્રમને જુઓ."[3] એવું કહીને ક્રોધાવિષ્ટ થયેલા રામચંદ્રે ઝટ લઇને પરશુરામના હાથમાંથી એ શ્રેષ્ઠ વૈષ્ણવધનુષ્ય ગ્રહણ કર્યું[4] અને લીલાપૂર્વક તેને સજ્જ કરીને ત્રૈલોક્યને કંપાવે એવો જ્યાઘોષ* કર્યો. પછી તેનાપર બાણ ચઢાવીને પરશુરામને કહ્યું કે:-[5] "હે મહાત્મન્! તમે જમદગ્નિના પુત્ર હોવાથી બ્રાહ્મણ છો, અને વિશ્વામિત્રની ભગિની સત્યવતીના પૌત્ર છો' માટે હું પ્રાણને હરણ કરે એવું આ બાણ તમારાપર મૂકવાને સમર્થ નથી; (કારણ કે બ્રાહ્મણ હોવાથી અને વિશ્વામિત્રગુરૂના સંબંધી હોવાથી મારા પૂજ્ય છો)[6] પરંતુ હે પરશુરામ! આ બાણવડે તમારી પ્રત્યક્ષસિદ્ધ ચાલવારૂપ ગતિ (ચરણ)નો, અથવા તપોબળથી પ્રાપ્ત થનાર સ્વર્ગાદિ ઉત્તમ લોકોનો (તપશ્ચર્યાના ફળનો) હું નાશ કરીશ; એવી મારી ઇચ્છા છે.[7] પોતાના તેજવડે શત્રુઓનાં બળ તથા ગર્વનો નાશ કરનારૂં આ 'પરપુરંજય' નામનું વિષ્ણુનું દિવ્ય બાણ કદાપિ વ્યર્થ જશે નહિ."[8]

એ પ્રમાણે બોલીને શાંત થયેલા અને ઉત્તમ વૈષ્ણવધનુષ્યને ધારણ કરી ઉભેલા રામચંદ્રને જોવા માટે તથા હવે શું થશે? એ અદ્દભુત પ્રસંગને જોવા માટે બ્રહ્મદેવ વગેરે સર્વદેવગણો, ઋષિગણો, ગંધર્વો, અપ્સરાઓ, સિદ્ધલોકો, ચારણો, કિન્નરો, યક્ષો, રાક્ષસો અને નાગલોકો ત્યાં એકત્ર થયા.[9-10] એ સમયે પરશુરામનું સઘળું તેજ, ઉત્તમ ધનુષ્યને ધારણ કરનારા રામચંદ્રમાં આકર્ષાવા લાગ્યું, એથી અચેતન સરખા બની ગયેલા પરશુરામ રામચંદ્રના સામું જોઈ રહ્યા.[11] પોતાનું સમગ્ર તેજ નષ્ટ થવાથી નિર્વીર્ય અને અચેતન જેવા થઇ ગયેલા પરશુરામ કમળસરખાં નેત્રવાળા રામચંદ્ર પ્રત્યે મંદમંદ સ્વરથી કહેવા લાગ્યા કે:-[12] "હે રામ! પૂર્વે જ્યારે મેં સઘળી પૃથ્વી કશ્યપમુનિને દાનમાં આપી, ત્યારે તેમણે મને કહ્યું હતું કે 'હવેથી તારે મારી પૃથ્વીપર વસવું નહિ.'[13] ત્યારે હે કાકુત્સ્થ! મેં પણ તેમની આગળ તે પ્રમાણે વર્તવાને પ્રતિજ્ઞા લીધી. ત્યારથી આરંભીને હું એ (કશ્યપ)ના વચનને માન્ય કરવા માટે, આ પૃથ્વીપર એક રાત્રિ પણ વાસ કરતો નથી.[14] માટે હે વીર રાઘવ! જો તમે મારા સર્વત્ર ગમન કરવાના સાધનરૂપ ચરણનો નાશ નહિ કરો, તો હું મનસરખા વેગવાળા મારા તે ચરણથી (ચાલીને રાત્રિ થતાં પહેલાં) મહેંદ્ર પ્રત્યે પહોંચી જઇશ.[15]* હે રામચંદ્ર! મેં યજ્ઞાદિ કર્મવડે સંપાદન કરેલા ઉત્તમ લોકનો, તમે આ દિવ્ય બાણવડે નિર્વિઘ્ને ભલે નાશ કરો!![16] હે પરંતપ! તમોએ આ વૈષ્ણવધનુષ્યને આકર્ષણ કરીને તેમાં બાણ સાંધ્યું; એથી મને નિશ્ચય થયો છે કે તમે સાક્ષાત્ મધુદૈત્યને મારનાર, દેવોના પણ ઈશ્વર એવા અવિનાશી વિષ્ણુ છો. તમારૂં કલ્યાણ થાઓ!![17] હે પ્રભુ! આ સર્વ એકઠા થયેલા દેવો, સંગ્રામમાં જેની સામે ઉભો રહેવાને કોઈ પણ સમર્થ નથી તથા જેના સરખો કોઈ પણ પુરૂષ અદ્દભુત કર્મ કરનાર નથી એવા તમારાં દર્શન કરે છે.[18] વળી આપ કે જે ત્રિલોકીના નાથ છો, તેનાથી હું પરાજિત થયો, એ કાંઈ મને લજ્જાસ્પદ નથી.[19] હે રામચંદ્ર! ઉત્તમ વ્રતવાળા હવે તમે આ અપ્રતિમ બાણને મારા તરફ મૂકો!! એટલે પાપપુણ્યથી રહિત થઈને+ હું મહેંદ્રપર્વત પ્રત્યે ચાલ્યો જાઉં."[20]

એટલું બોલીને પ્રતાપી જામદગ્ન્ય પરશુરામ વિરમ્યા. ત્યારે દશરથપુત્ર શ્રીમાન રામચંદ્રે ધનુષ્યપર ચઢાવેલું ઉત્તમ બાણ મૂક્યું,

* પ્રત્યંચા (પણછ) ને કાન સુધી ખેંચીને પાછી છોડી દેવાથી જે ટંકાર શબ્દ થાય છે તે.

* ધનુષ્યપર ચઢાવેલું વૈષ્ણવ બાણ વ્યર્થ ન જાય; એ માટે કહે છે.

+ પાપ માત્ર તપશ્ચર્યાથી નષ્ટ થયાં હતાં; અને બાણ મૂકવાથી પુણ્યનો નાશ થયો. એટલે પાપપુણ્યથી રહિત જીવન્મુક્ત દશા પરશુરામને પ્રાપ્ત થઇ.

કે જેથી પરશુરામે તપ કરીને મેળવેલા ઉત્તમ લોકનો નાશ થયો, અર્થાત્ પરશુરામને હવે તે લોકની પ્રાપ્તિ થશે નહિ.[૨૧] તપશ્ચર્યાવડે પ્રાપ્ત કરેલા પોતાના લોકને રામચંદ્રે નષ્ટ કરેલા જોઈને પરશુરામ તુરતજ મહેંદ્રપર્વત પ્રત્યે જવાને તૈયાર થયા.[૨૨] એ સમયે દશે દિશાઓ અંધકારરહિત થઈ ગઈ; અને ઋષિગણસહિત સર્વ દેવોએ ધનુષ્ય ધારણ કરી ઉભા રહેલા રામચંદ્રની ઘણી પ્રશંસા કરી.[૨૩] પછી રામચંદ્રે 'પરશુરામ બ્રાહ્મણ હોવાથી પૂજ્ય છે' એમ માની તેમની પૂજા કરી. તેથી પરમ પ્રસન્ન થયેલા પરશુરામ પણ દશરથપુત્ર રામચંદ્રની પ્રદક્ષિણા કરીને પોતાના નિવાસસ્થાન મહેંદ્રપર્વત પ્રત્યે ચાલ્યા ગયા.[૨૪]

रामं दाशरथिं रामो जामदग्न्यः प्रपूजितः ॥
ततः प्रदक्षिणीकृत्य जगामात्मगतिं प्रभुः ॥२४॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના
બાલકાંડમાં છોતેરમો સર્ગ સંપૂર્ણ. ૭૬

## સર્ગ ૭૭ મો.

### અયોધ્યાપ્રવેશ અને ભરતનું મોસાળ જવું.

गते रामे प्रशान्तात्मा रामो दाशरथिर्धनुः ॥
वरुणायाप्रमेयाय ददौ हस्ते महायशाः ॥ १ ॥

પરશુરામના જવા પછી શાંત અંતઃકરણવાળા દાશરથિ રામચંદ્રે દેવોની સાથે અંતરિક્ષમાં ઉભેલા અપ્રમેય બળવાળા વરુણદેવને એ ધનુષ્ય* અર્પણ કર્યું.[1] પછી રામચંદ્રે પ્રથમ પોતાના ગુરૂ વસિષ્ઠ વગેરે ઋષિઓનું અભિવંદન કરીને પરશુરામના ભયથી વ્યાકુળ થયેલા પોતાના પિતાને કહ્યું કેઃ-[૨] "હે પિતા! હવે ભયનો ત્યાગ કરો; કારણ કે પરશુરામ તો ચાલ્યા ગયા છે. માટે તમોએ પાલન કરેલી આ ચતુરંગિણી સેના હવે અયોધ્યાનગરી પ્રત્યે ભલે પ્રયાણ કરો."[૩] પોતાના પ્રિય પુત્ર રામચંદ્રનું વચન સાંભળતાંજ અત્યંત હર્ષયુક્ત થયેલા મહારાજા દશરથે, પોતાની બંને ભુજાઓથી તેમને આલિંગન આપ્યું; અને પ્રેમથી આશીર્વાદ દેતાં તેમનું મસ્તક સુંઘ્યું.[૪] 'પરશુરામ ચાલ્યા ગયા.' એવું સાંભળીને આનંદિત અને હૃષ્ટપુષ્ટ થયેલા દશરથરાજા 'પોતાનો તથા પોતાના પુત્રોનો પુનઃ જન્મ થયો.' એમ માનવા લાગ્યા.[૫] પછી પોતાની ચતુરંગિણી સેનાને અયોધ્યા પ્રત્યે ચાલતી કરી. (માર્ગમાં અનેક વનો, ગ્રામો તથા નગરોને વટાવીને, તેઓ સર્વ અયોધ્યાનગરીની સમીપ પહોંચી ગયા.) રામચંદ્રાદિ ચારે ભાઈઓને પરણાવીને દશરથરાજા આવ્યા, એવા સમાચાર સાંભળતાંજ નગરવાસી બાળ, યુવાન અને વૃદ્ધ સ્ત્રી-પુરૂષો તથા બ્રાહ્મણો હર્ષયુક્ત થઈ ગયાં; અને તેમના સામે આવીને પુષ્પ તથા મુક્તાફળ વગેરેથી વધાવી લીધા. પછી સઘળી જાન, વસિષ્ઠાદિ ઋષિઓ અને રામચંદ્ર વગેરે કુમારોસહિત દશરથરાજાએ તે સર્વ નગરવાસી જનોની સાથે હર્ષભેર અયોધ્યામાં પ્રવેશ કર્યો.

એ સમયે અયોધ્યાનગરીમાં સર્વ સ્થળે રંગબેરંગી મોટી મોટી ધ્વજાઓ તથા પતાકાઓ ફરફરી રહી હતી, જ્યાં ત્યાં માંગલિક વાજીંત્રોના નાદ થઈ રહ્યા હતા, સઘળા રાજમાર્ગોપર સુગંધી જળનો છંટકાવ કર્યો હતો, અને સુવાસિત પુષ્પો વેરાયાં હતાં. રાજા દશરથ તથા તેમના નવ વિવાહિત પુત્રોના આગમનથી આનંદિત થયેલી મુખમુદ્રાવાળા કેટલાએક નાગરિકો હાથમાં શ્રીફળ વગેરે માંગલિક પદાર્થો લઈને આમતેમ ફરતા હતા, તથા વિવાહોત્સવ જોવા માટે અનેક દેશથી આવેલાં અનેક પ્રકારનાં મનુષ્યો દૃષ્ટિએ પડતાં હતાં. એવી રમણીય અયોધ્યાનગરીમાં પ્રવેશ કર્યા પછી મહાયશસ્વી શ્રીમાન દશરથરાજાએ નવવધૂઓસહિત પોતાના ચારે પુત્રોની સાથે હિમાલયપર્વત સરખા રમણીય રાજમહાલયમાં પ્રવેશ કર્યો.[૬-૭] એ વેળા પોતાના રાજગૃહમાં

* પરશુરામે આપ્યું હતું તે વૈષ્ણવ ધનુષ્ય.

સ્વજનોએ ચંદન તથા પુષ્પમાલા વગેરે ઉપચારોવડે પૂજવાથી દશરથરાજા અત્યંત આનંદ પામ્યા. પછી કૌસલ્યા, સુમિત્રા, કૈકેયી તથા બીજી પણ દશરથરાજાની રાણીઓએ, પુત્રવધૂઓને ગૃહપ્રવેશ કરાવવા નિમિત્તે હોમ કરાવીને તથા મહાભાગ્યવતી સીતા, યશસ્વિની ઉર્મિલા અને કુશધ્વજની બન્ને કન્યાઓ-(માંડવી તથા શ્રુતકીર્તિ) ને પૃથક્ પૃથક્ માંગલિક આશીર્વાદ દેઈને ગૃહપ્રવેશ કરાવ્યો. પછી ઉત્તમ રેશમી વસ્ત્રોને ધારણ કરનારી સીતા આદિ ચારે રાજપુત્રીઓએ, ગૃહમાંના તથા નગરમાંના સર્વ પૂજવાયોગ્ય દેવોનું પૂજન કર્યું અને સાસરીયાંમાં જે જે પગે લાગવા યોગ્ય હતાં, તેમને પ્રણામ કર્યા.[10-13] ત્યાર પછી જનક તથા કુશધ્વજની ચારે પુત્રીઓ પોતપોતાના પતિસાથે એકાંતમાં આનંદપૂર્વક રહેવા લાગી. વિવાહિત થયેલા, અસ્ત્રવિદ્યા ભણેલા, ધનવાળા, સુહૃદવર્ગવાળા, અને સર્વ પુરૂષોમાં શ્રેષ્ઠ એવા રામચંદ્ર આદિ ચારે ભાઈઓ નિરંતર પિતાની સેવા કરતાં તેમની આજ્ઞા પ્રમાણે વર્તવા લાગ્યા.

* ત્યારપછી એક દિવસે દશરથરાજાએ પોતાના પ્રિય પુત્ર ભરતને કહ્યું કેઃ-"હે પુત્ર! આ કેકયરાજાનો પુત્ર તારો મામો યુધાજિત્ તને તેડવા આવ્યો છે, માટે તું તેની સાથે જા." દશરથરાજાની આજ્ઞા થવાથી કૈકેયીના પુત્ર ભરતે પોતાનાપર પ્રીતિવાળા શત્રુઘ્નસહવર્તમાન મોસાળ જવા માટે તૈયારી કરી; અને પોતાના પિતાની તથા કોઈને પણ દુઃખ ન થાય એવાં આચરણવાળા રામચંદ્રની અને કૈકેયી આદિ માતાઓની આજ્ઞા લઈને યુધાજિતની સાથે મોસાળ જવાને વિદાય થયો. શત્રુઘ્નસહિત ભરત પોતાની સાથે આવવાથી, યુધાજિતને ઘણોજ હર્ષ થયો; અને થોડા દિવસમાં તેણે ભરત શત્રુઘ્નસહિત પોતાના નગરમાં પ્રવેશ કર્યો. કેકયરાજાપણ પોતાના દૌહિત્રને મળીને તથા કુશળ પૂછીને અત્યંત આનંદ પામ્યા પછી ભરતશત્રુઘ્ન બન્ને ભાઈઓ સર્વને હર્ષ આપતા, ત્યાં રહેવા લાગ્યા.

શત્રુઘ્નસહિત ભરત મોસાળ ગયા પછી, મહાબળવાન્ રામચંદ્ર તથા લક્ષ્મણ દેવસરખી કાંતિવાળા પોતાના પિતા દશરથરાજાની સેવા કરવા લાગ્યા. રામચંદ્ર પોતાના પિતા વૃદ્ધ થએલા હોવાથી પોતેજ તેમની આજ્ઞા પ્રમાણે અયોધ્યામાં વસનારી સર્વ પ્રજાનાં હિતકર અને પ્રિયકર કાર્યો કરવા લાગ્યા. વળી શાસ્ત્રમર્યાદાનું ઉલ્લંઘન નહિ કરનારા રામચંદ્ર પોતાની માતાઓનાં તથા ગુરૂજનોનાં કાર્યો પણ વારંવાર કરતા હતા. આમ સમયે સમયે પ્રત્યેક કાર્યોની તપાસ રાખવાથી તથા સુશીલ સ્વભાવથી, દશરથરાજા, સર્વ બ્રાહ્મણો, વ્યાપારી લોકો અને એકંદર રીતે અયોધ્યારાજ્યમાં વસનારી સર્વ પ્રજા નિરંતર સંતુષ્ટ રહેવા લાગી. એ પ્રમાણે દશરથરાજાના ચારે પુત્રોમાં રામચંદ્ર અત્યંત યશસ્વી અને સત્ય પરાક્રમી થયા.[14-24]

સર્વ પ્રાણીઓમાં ઉત્તમ બ્રહ્મદેવ સરખા શ્રેષ્ઠ ગુણવાળા અને સર્વને અનુકૂળ મનવાળા રામચંદ્ર, પોતાની પ્રાણપ્રિયા સીતા ઉપર નિરંતર પ્રેમદૃષ્ટિથી જોતા હતા; અને તેમની મહાસાધ્વી પત્ની સીતા કે જેનો રામચંદ્રની સાથે બ્રાહ્મવિવાહની રીતેજ સંબંધ થયો હતો, તે પણ પોતાના હૃદયમાં તેમનું (રામનું)જ ચિંતન કરતાં હતાં. વળી પતિનું હિત કરવું અને પતિવ્રત પાળવું, ઇત્યાદિ સીતાના ઉત્તમ ગુણોને લીધે તથા સ્વરૂપસૌંદર્યને લીધે રામચંદ્રની સીતાપર દિનપ્રતિદિન અધિક પ્રીતિ થતી હતી, ત્યારે સીતાના હૃદયમાં પણ રામચંદ્રપર તે કરતાં દ્વિગુણ પ્રીતિ રહેતી હતી. સાક્ષાત લક્ષ્મીસરખા સ્વરૂપવાળાં જનકપુત્રી સીતા અને રામચંદ્ર પરસ્પરના હૃદયના અભિપ્રાયને આપો આપજ જાણી લેતાં હતાં. એવા મહાસુખરૂપ ગૃહસ્થાશ્રમમાં રહેલા

* હવે ભરતને મોસાળમાં તેડી જવાને, તેનો મામો યુધાજિત્ જનકપુરમાં આવી મળ્યો હતો, તે પણ વિવાહપ્રસંગને જોઇને સાથે સાથે અયોધ્યામાં આવેલ હતો. તે સાંભરી આવવાથી સર્ગ ભરતને કહે છે.

રામચંદ્રે પોતાની પ્રિયા સીતાની સંગે અનેક ઋતુપર્યંત વિહાર કર્યો.૨૫-૨૮

એ પ્રમાણે પતિસુખને ઇચ્છનારાં ઉત્તમ રાજકન્યા સીતાને પ્રાપ્ત થઇને આનંદયુક્ત થયેલા રાજર્ષિ દશરથના પુત્ર રામચંદ્ર જેમ લક્ષ્મીને પ્રાપ્ત થઇને દેવોના સ્વામી વિષ્ણુ શોભે તેમ શોભવા લાગ્યા.૨૯

तया स राजर्षिसुतोऽभिकामया समेयिवानुत्तमराजकन्यया ॥ अतीव रामः शुशुभे मुदान्वितो विभुः श्रिया विष्णुरिवामरेश्वरः ॥ २९ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં સીતોત્સેક્ષી સર્ગ સંપૂર્ણ. ૭૭

इति श्रीबालकाण्ड समाप्त

ॐ

भगवत्प्रणीत श्रीवाल्मीकिमुनिप्रणीत

# रा मा य ण

## २-अयोध्याकाण्ड.

### सर्ग १ लो.

રામગુણવર્ણન અને દશરથરાજાની ઇચ્છા.

गच्छता मातुलकुलं भरतेन तदानघः ॥
शत्रुघ्नो नित्यशत्रुघ्नो नीतः प्रीतिपुरस्कृतः ॥ १ ॥

જ્યારે ભરત પોતાના મામા યુધાજિતની સાથે મોસાળ ગયો ત્યારે ઈર્ષ્યાવિનાના, નિરંતર શત્રુઓને હણનારા અને પોતાના ઉપર પ્રીતિવાળા શત્રુઘ્નને સાથે તેડી ગયો હતો.[1] ત્યાં એ બન્ને ભાઈઓ પોતાના મામા અશ્વપતિએ પુત્રસમાન સ્નેહથી લાડ લડાવવાને લીધે અને ઉત્તમ વસ્ત્ર, આભૂષણ તથા ભોજનાદિ પદાર્થોથી સત્કાર કરવાને લીધે સુખપૂર્વક રહેવા લાગ્યા.[2] પોતાને ઇચ્છિત પદાર્થો પ્રાપ્ત થવા છતાં પણ તે બન્ને ભાઈઓને પોતાના વૃદ્ધ પિતા દશરથરાજાનું નિરંતર સ્મરણ થતું હતું.[3] અયોધ્યાનગરીમાં મહાતેજસ્વી દશરથરાજા પણ મોસાળ મોકલેલા અને ઇંદ્ર તથા વરુણ સરખા સ્વરૂપવાળા પોતાના બન્ને પુત્રોનું નિત્ય ચિંતન કરતા હતા;[4] કારણ કે મહારાજા દશરથને પુરુષોમાં શ્રેષ્ઠ એવા પોતાના ચારે પુત્રો અત્યંત પ્રિય હતા. પોતાના શરીરથી ઉત્પન્ન થયેલા રામ, લક્ષ્મણ, ભરત તથા શત્રુઘ્ન એ ચારે પુત્રો જાણે પોતાની ચાર ભુજાઓજ હોયની એમ તેઓ માનતા હતા.[5] ચારે ભ્રાતાઓમાં મહાતેજસ્વી રામચંદ્ર પિતાને અત્યંત પ્રિય હતા, કારણ કે તે સર્વ પ્રાણીઓમાં બ્રહ્મદેવની પેઠે અતિ

ગુણવાન્ હતા.[૬] રામચંદ્ર પ્રાકૃત મનુષ્ય ન હતા, પરંતુ સાક્ષાત્ સનાતન વિષ્ણુ ભગવાન્ હતા; અને દેવોએ મદોન્મત્ત રાવણનો વધ કરવા માટે પ્રાર્થના કરવાથી તેમણે મનુષ્યલોકમાં અવતાર ધારણ કર્યો હતો.[૭] મહારાણી કૌસલ્યા પણ જેમ દેવોમાં શ્રેષ્ઠ વજ્રધારી ઇંદ્રથી અદિતિ આનંદ પામે તેમ અત્યંત તેજસ્વી પોતાના પુત્ર રામચંદ્રથી આનંદ પામતાં હતાં.[૮] એ કૌસલ્યાના આનંદને વધારનારા દશરથપુત્ર રામચંદ્ર લાવણ્ય, સૌંદર્ય અને પરાક્રમસંપન્ન હતા. આખી પૃથ્વીમાં તેમના સમાન કોઈ પણ ગુણવાન્ ન હતું છતાં તે કોઈના ગુણોમાં દોષારોપણ કરતા ન હતા. દશરથરાજાના સર્વ ગુણો તેમનામાં હતા.[૯] તે નિરંતર શાન્તચિત્ત રહીને કોમળ વાણી બોલતા હતા. કદાચ કોઈ તેમને કઠોર વાક્ય કહે તો પણ તે તેને કઠોર વાક્યથી પ્રત્યુત્તર દેતા ન હતા.[૧૦] એ રામચંદ્ર પોતાનું અંતઃકરણ સ્વાધીન હોવાને લીધે બીજાએ કરેલા સેંકડો અપકારો સ્મરણમાં ન લાવતાં માત્ર એકાદ ઉપકારથી પણ સંતુષ્ટ થઈ જતા હતા.[૧૧] અસ્ત્રવિદ્યાનો અભ્યાસ કરતાં અવકાશના સમયમાં તેઓ શીલવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ સજ્જન પુરુષોની સાથે બેસીને શાસ્ત્રચર્ચા કરતા હતા.[૧૨] એ રામચંદ્ર બુદ્ધિમાન, ઉત્તમોત્તમ વક્તા અને મધુર તથા પ્રિય બોલનાર હતા. પોતે પરાક્રમી છતાં તેમને પોતાના મહાન્ પરાક્રમનો કિંચિત્ પણ ગર્વ ન હતો.[૧૩] તે કદી પણ અસત્ય નહિ બોલનારા, વિદ્વાન્ તથા વૃદ્ધોનો સત્કાર કરનારા તેમજ પ્રજા ઉપર પ્રીતિ રાખી તેનું હિત કરનારા હતા; અને પ્રજા પણ તેમનાપર પ્રીતિયુક્ત રહેતી હતી.[૧૪] એ રામચંદ્ર દયાળુ, ક્રોધને જીતેલા, બ્રાહ્મણોની પૂજા કરનારા, દીન જનોપર દયા રાખનારા, ધર્મજ્ઞ, નિરંતર દુષ્ટ જનો તથા ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા, પવિત્ર,[૧૫] પોતાના કુળને યોગ્ય મતિવાળા, અને સ્વકલ્યાણાર્થે પોતાના ધર્મનેજ શ્રેષ્ઠ સમજીને 'અતિ પ્રીતિપૂર્વક ક્ષાત્રધર્મને અનુસરી પ્રજાપાલન તથા શત્રુસંહાર કરવાથીજ ક્ષત્રિયને ઉત્તમ સ્વર્ગરૂપ ફળની પ્રાપ્તિ થાય છે.' એમ માનનારા હતા.[૧૬] એ રામચંદ્ર અકલ્યાણ કરનારાં અને શાસ્ત્રોમાં જેનો નિષેધ કર્યો હોય એવાં કાર્યોમાં તથા ધર્મવિરુદ્ધ કથાઓમાં મૂળથીજ પ્રીતિરહિત હતા; અને પોતાના વાક્યનું પ્રતિપાદન કરવામાં બૃહસ્પતિની પેઠે ઉત્તરોત્તર યુક્તિપૂર્વક બોલનારા હતા.[૧૭] તે રોગરહિત, યુવાન, વાક્ચતુર, દૃઢ શરીરવાન્, દેશકાળને જાણનારા, અને નિગ્રહ અથવા અનુગ્રહ કરવા સમયે મનુષ્યમાં રહેલા અધર્મ અથવા ધર્મને જાણનારા હતા. આ લોકમાં એવા ઉત્તમ ગુણસંપન્ન સાધુ પુરુષ એક રામચંદ્રજ નિર્માણ થયા હતા.[૧૮]

ઉપર વર્ણવેલા અને વક્ષ્યમાણ* શ્રેષ્ઠ ગુણોવાળા દશરથપુત્ર રામચંદ્ર પોતાના ગુણોએ કરી પ્રજાને, જાણે બહાર વિચરનારા પોતાના પ્રાણજ હોયની? એવા પ્રિય લાગતા હતા.[૧૯] તેમણે દ્વિજત્વ પ્રાપ્ત કર્યા પછી+ બ્રહ્મચર્યવ્રત પાળી, સર્વ વિદ્યાનો અભ્યાસ કરીને સમાવર્તન કર્યું હતું તથા યથાર્થરીતે છએ અંગોસહિત ચારે વેદો ભણવા ઉપરાંત, અસ્ત્રવિદ્યા તથા શસ્ત્રવિદ્યામાં પોતાના પિતા કરતાં પણ તેમણે શ્રેષ્ઠતા મેળવી હતી.[૨૦] તે કલ્યાણની જન્મભૂમિરૂપ, મહાસજ્જન, દીનતારહિત, દુઃખસમયે પણ સત્યજ બોલનાર અને સરલ હતા. ધર્મ-અર્થને જોનારા વૃદ્ધ દ્વિજોએ તેમને શિક્ષણ આપ્યું હતું.[૨૧] એ રામચંદ્ર ધર્મ, અર્થ તથા કામનાં તત્વોને સારી રીતે જાણનારા, સ્મરણશક્તિવાળા, પ્રતિભાવાળા, લૌકિક વ્યવહારમાં પ્રવીણ અને ધર્મમાં કુશળ હતા.[૨૨] વળી તે અત્યંત વિનયવાળા, ગૂઢ અભિપ્રાયવાળા, મંત્રને ગુપ્ત રાખનારા, ઉત્તમ સહાયવાળા, જેના હર્ષ અને ક્રોધ નિષ્ફળ ન જાય એવા, સત્પાત્રે દાન કરવાના તથા ન્યાયથી દ્રવ્ય સંપાદન

* હવે પછી આગળ કહેવામાં આવશે એવા.
\+ યજ્ઞોપવીતસંસ્કાર થયા પછી.

કરવાના સમયને જાણનારા,[૨૩] પોતાના માતા-પિતા આદિ ગુરૂવર્ગ ઉપર દૃઢ ભક્તિવાળા, સ્થિર બુદ્ધિવાળા, અસદ્ વસ્તુનું ગ્રહણ નહિ કરનારા, બીજાને ઉદ્વેગ થાય તેવું વચન નહિ બોલનારા, આલસ્યરહિત, સાવધાન રહેનારા, પોતાના તથા પારકાના દોષોને જાણનારા,[૨૪] શાસ્ત્રજ્ઞ, કોઇએ કરેલા અલ્પ ઉપકારને પણ નહિ વિસરનારા, પુરૂષોની યોગ્યતા તથા અયોગ્યતાને જાણનારા, ન્યાયની રીતે નિગ્રહ કે અનુગ્રહ કરવામાં વિચક્ષણ,[૨૫] સજ્જનોને સ્વીકારવા, તેઓના પરિવારનું પાલન કરવું તથા દુષ્ટ પુરૂષોને દંડ દેવા ઇત્યાદિ કાર્યોમાં દેશકાળને જાણનારા, પ્રજાપાસેથી કર લઇને* કોશવૃદ્ધિ કરવામાં ચતુર, અને શાસ્ત્રમાં કહેલા નિયમ પ્રમાણેજ વ્યય કરનારા હતા.×[૨૬] એ રામચંદ્રે અસ્ત્રશસ્ત્ર વાપરવાની કળામાં અને પ્રાકૃત આદિ ભાષામિશ્રિત નાટક વગેરેમાં કુશળતા પ્રાપ્ત કરી હતી. તે ધર્મ અને અર્થનું રક્ષણ કરીને કામનું સેવન કરતા હતા, પોતાનાં કર્તવ્યોમાં આલસ્યરહિત હતા.[૨૭] રમતગમત માટે કરવામાં આવતાં ગીત, વાજીંત્ર તથા ચિત્રાદિ શિલ્પકર્મોને જાણતા હતા, અર્થવિભાગ કરવાની રીતિને જાણતા હતા,‡

* જેમ ભ્રમર પુષ્પોમાંથી રસ ગ્રહણ કરે છે, પરંતુ તેથી પુષ્પોને પ્રત્યક્ષ રીતે કાંઇ પણ હાનિ થયેલી જણાતી નથી, તેમ રામજીએ પ્રજાપાસેથી કરવડે ધન ગ્રહણ કર્યું. તિ. ટી.

× શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—"કચ્ચિદાયસ્યચાર્ધેન ચતુર્ભાગેન વા પુનઃ ॥ પાદભાગૈસ્ત્રિભિર્વાપિ વ્યયઃ કાર્યો નૃપૈરિહ ॥ રાજાએ, ઘણું કરીને પોતાની ઉપજમાંથી અર્ધભાગ, ત્રીજો ભાગ કે ચોથો ભાગ વ્યય (ખર્ચ) માટે રાખવો." તિ. ટી.

‡ અર્થવિભાગ કરવાની રીતિ એવી છે કેઃ—"ધર્માય યશસેઽર્થાય આત્મને સ્વજનાય ચ ॥ પંચધા વિભજન્વિત્તમિહામુત્ર ચ મોદતે ॥ મનુષ્ય જે પોતાના ધનના ધર્મકાર્યો માટે, કીર્તિ પ્રાપ્ત કરવાનાં કાર્યો માટે, દ્રવ્યપ્રાપ્તિનાં કાર્યો માટે, પોતાના દેહના રક્ષણાર્થે તથા કુટુંબીઓના માટે, એમ જુદા જુદા પાંચ વિભાગ પાડી વ્યય કરે, તો તે આ લોક તથા પરલોકમાં સુખી થાય છે."

અને હાથી ઘોડા વગેરે વાહનોપર આરોહણ કરવામાં તથા તેઓને અનેક પ્રકારની ગતિઓ શીખવવામાં કુશળ હતા.[૨૮] એ રામચંદ્ર ધનુર્વિદ્યા જાણનારાઓમાં શ્રેષ્ઠ, સર્વ લોકોમાં અતિરથીતરીકે પ્રખ્યાત થયેલા, શત્રુની સેનાની સામે થનારા, શત્રુઓપર પ્રહાર કરનારા, સેનાના ચક્રવ્યૂહ વગેરે આકારો રચવામાં નિપુણ,[૨૯] સંગ્રામને વિષે ક્રોધયુક્ત થયેલા દેવો તથા દૈત્યોથી પણ પરાભવ નહિ પામનારા, અસૂયા, ક્રોધ તથા ગર્વ વિનાના અને પારકી સંપત્તિ જોઇને તેપર દ્વેષ નહિ કરનારા હતા.[૩૦] સર્વ પ્રાણીઓમાં કોઈ પણ તેમની ઉપેક્ષા કરવાને સમર્થ ન હતું; તેમજ પોતે પણ પ્રાકૃત મનુષ્યની પેઠે કાલના વશવર્તી ન હતા. એ પ્રમાણે સર્વ ઉત્તમ ગુણોએ મહારાજા દશરથના જ્યેષ્ઠ પુત્ર રામચંદ્રમાં એકી વખતે વાસ કર્યો હતો.[૩૧] એ રામચંદ્ર, પૃથ્વીના જેવા ક્ષમાદિ ગુણયુક્ત હોવાથી ત્રણે લોકોમાં સંમત થયા હતા. દેવોના ગુરૂ બૃહસ્પતિસરખા બુદ્ધિવાળા તથા ઇંદ્રસરખા પરાક્રમી એ રામચંદ્ર પોતાના પૂર્વોક્ત ઉત્તમ ગુણો, કે જે પ્રજાને ઇષ્ટ તથા પિતા દશરથને પ્રીતિ ઉપજાવનારા હતા તેવડે, જેમ પ્રકાશમાન સૂર્ય પોતાનાં કિરણોવડે શોભે છે તેમ શોભતા હતા.[૩૨,૩૩]

ઇંદ્રસરખા તેજસ્વી રામચંદ્રને ઉત્તમ લક્ષણો તથા અજેય પરાક્રમસંપન્ન જોઇને, પૃથ્વીપર વસનારી સર્વ પ્રજા "આ રામચંદ્ર આપણા નાથ-પાલક થાય તો સારૂં." એમ ઇચ્છવા લાગી.[૩૪] વળી લાંબા આયુષ્યવાળા અને વૃદ્ધ થયેલા મહારાજા દશરથને પણ, ઉપર્યુક્ત અનેક શ્રેષ્ઠ ગુણયુક્ત રામચંદ્રને જોઇને અતિશય આનંદ થયો. તેઓ વિચાર કરવા લાગ્યા કેઃ—"મારા જીવતાં રામચંદ્ર રાજા કેવી રીતે થાય? હાલમાં મારા હૃદયને વિષે 'હું મારા પુત્રને રાજ્યાભિષિક્ત થયેલો ક્યારે જોઈશ?' એવી અભિલાષા થઇ આવી છે તે ક્યારે પૂર્ણ થાય?[૩૫-૩૭] અહો!! મારો

પુત્ર રામચંદ્ર પ્રજાની આબાદી ઈચ્છનાર હોવાથી તથા સર્વ પ્રાણીઓપર દયા કરનાર હોવાથી વૃષ્ટિ કરનારા મેઘની પેઠે, સર્વ લોકમાં મારા કરતાં પણ પ્રિય થઈ પડયો છે.[૩૮] મારો પુત્ર રામ, યમ અને ઇંદ્રસરખો પરાક્રમી, બૃહસ્પતિસમાન બુદ્ધિવાળો, પર્વત જેવા ધૈર્યવાળો અને મારાથી પણ વિશેષ ગુણવાળો છે.[૩૯] માટે હું મારી આ વૃદ્ધાવસ્થામાંજ મારા પુત્રને આ આખી પૃથ્વીનું રાજ્ય કરતો જોઈશ; અને તે પછી યોગ્ય કાલ આવતાં સ્વર્ગમાં જઈશ."[૪૦] એવો વિચાર કરીને, મહારાજા દશરથે પોતાના પુત્ર રામચંદ્ર, કે જે અત્યંત શ્રેષ્ઠ અને બીજા રાજપુત્રોમાં ન હોય એવા લોકોત્તર અમાપ ગુણોથી યુક્ત હતા, તેમનો યુવરાજપદે અભિષેક કરવા માટે પોતાના પ્રધાનોસાથે મળીને નિશ્ચય કર્યો.[૪૧,૪૨] એ સમયે નક્ષત્રમંડળમાં, અંતરિક્ષમાં અને પૃથ્વી ઉપર મહાભયંકર ઉત્પાત થતા જોઈને તથા પોતાના શરીરમાં વૃદ્ધાવસ્થા આવેલી જોઈને, દશરથરાજાએ "હવે આ શરીરનો ભરોસો નથી, માટે રામને રાજ્યાભિષેક શીઘ્ર કરવો!" એમ પોતાના મંત્રિઓને જણાવ્યું.[૪૩] વળી પોતે પણ જાણતા હતા, કે પૂર્ણિમાના ચંદ્રસમાન મુખવાળા મહાત્મા રામચંદ્રને રાજ્યાભિષેક કરવાથી પોતાના શોકની નિવૃત્તિ તથા પ્રજાને હર્ષની પ્રાપ્તિ થશે.[૪૪] માટેજ તેમણે રામચંદ્ર ઉપર પ્રજાની પ્રીતિ હોવાને લીધે અને 'રામ રાજા થવાથી પ્રજા સુખી થાઓ' એવો પોતાનો પ્રજાપર શુભભાવ હોવાને લીધે પોતાના તથા પ્રજાના કલ્યાણાર્થે રૂડો સમય આવેલો જોઈને, રામચંદ્રના રાજ્યાભિષેકસંબંધી સઘળાં સાહિત્યો તૈયાર કરવા માટે મંત્રીઓને ઉતાવળા થવાનું કહ્યું.[૪૫] પછી દશરથરાજાએ તુરતજ જુદાંજુદાં નગરોમાં વસનારા મુખ્ય મુખ્ય પુરૂષોને તથા જુદા જુદા દેશના રાજાઓને પોતાના મંત્રીઓદ્વારા તેડાવ્યા.[૪૬] આવેલા રાજાઓ વગેરેને યોગ્ય ઉતારા આપીને અનેક પ્રકારનાં આભૂષણ વગેરે પદાર્થોવડે તેઓનો સત્કાર કર્યો. એ સમયે જેમ બ્રહ્મદેવ પોતાની પ્રજાને જુએ, તેમ દશરથરાજા આનંદયુક્ત થયેલી પોતાની સર્વ પ્રજાને જોવા લાગ્યા.[૪૭] રાજ્યાભિષેકની ઉતાવળને લીધે મહારાજા દશરથ, કેકયરાજાને તથા જનકરાજાને તેડાવી શક્યા નહિ, પરંતુ તેમણે વિચાર્યું કે ભલે, તેઓ આ પ્રિય વાર્તા પાછળથી સાંભળશે.[૪૮] ત્યારપછી જ્યારે શત્રુઓનાં નગરોનો નાશ કરનારા મહારાજા દશરથ પોતાની સભામાં આવી રાજ્યાસનપર વિરાજ્યા, ત્યારે રાજ્યાભિષેક મહોત્સવ જોવાને આવેલા લોકસંમત સર્વ રાજાઓએ પણ તે સભામાં પ્રવેશ કર્યો.[૪૯] તેઓ દશરથરાજાએ દર્શાવેલાં અનેક પ્રકારનાં આસનોપર પોતપોતાની યોગ્યતાનુસાર, દશરથરાજાની સન્મુખ બેઠા.[૫૦] એ સમયે પોતાની સમીપ બેઠેલા, લોકોમાં માન પામેલા અને વિનયયુક્ત એવા અનેક દેશના રાજાઓ, મુખ્ય પુરૂષો તથા અયોધ્યાનિવાસી રાજસેવકો વગેરેથી વીંટાઈને બેઠેલા મહારાજા દશરથ, દેવોથી વીંટાયેલા ઇંદ્રની પેઠે શોભવા લાગ્યા.[૫૧]

स लभ्यमानैर्विनयान्वितैर्नृपैः पुरालयैर्जानपदैश्च मानवैः ॥ उपोपविष्टैर्नृपतिर्वृतो बभौ सहस्रचक्षुर्भगवानिवामरैः ॥ ५१ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં પહેલો સર્ગ સંપૂર્ણ. ૧

## સર્ગ ૨ જો.

રાજ્યાભિષેક માટે સભાસદોની સંમતિ.

ततः परिषदं सर्वामामंत्र्य वसुधाधिपः ॥
हितमुद्धर्षणं चैवमुवाच प्रथितं वचः ॥ १ ॥

સર્વ સભાસદો રાજસભામાં સ્વસ્થચિત્ત થઈ બેઠા; ત્યારપછી મહારાજા દશરથે તે સર્વને સંબોધીને સઘળી સભા સાંભળી શકે એવી રીતે હિતકર અને હર્ષજનક વચન કહેવા માંડયાં.[૧] આ વેળા મહારાજા દશરથનો સ્વર, હર્ષને લીધે દુંદુભિસમાન ગંભીર, પ્રતિધ્વનિવાળો, રાજલક્ષણયુક્ત, મનોહર, અનુપમ

અને રસયુક્ત હતો. એવા પ્રૌઢ સ્વરવડે મેઘની પેઠે સર્વ દિશાઓને ગજાવતાં તેમણે સર્વ સભાસદો પ્રત્યે કહ્યું કે:-૨,૩ "હે નરવીરો! તમે સર્વ જાણો છો કે આ મારા રાજ્યને મારા પૂર્વજ રાજેંદ્રોએ પુત્રની પેઠે પાળીને ઉત્તમ બનાવ્યું છે.૪ તેજ ઇક્ષ્વાકુકુળમાં ઉત્પન્ન થયેલા રાજાઓએ પાલન કરવાથી સુખી થયેલા આ સમસ્ત રાજ્યને હું આજે તેથી પણ અધિક સુખી કરવા ઇચ્છું છું.૫ મારા પૂર્વજોએ આચરેલા માર્ગને અનુસરી ચાલતાં મારા સુખને પણ નહિ ઇચ્છીને, મેં આજદિનસુધી યથાશક્તિ નિરંતર પ્રજાનું રક્ષણ કર્યું છે.૬ મેં સઘળી પ્રજાનું હિત સાધતાં આ શ્વેત છત્રની છાયા નીચે રહીને મારા આ શરીરને વૃદ્ધાવસ્થાએ પહોંચાડ્યું છે.૭ હે સભ્યજનો! હું, સાઠ હજારવર્ષ જેટલું ઘણું લાંબું આયુષ્ય ભોગવીને અત્યંત જીર્ણ થયેલા આ શરીરને પ્રજાપાલન કરવાની ચિંતાથી નિવૃત્ત કરી વિશ્રાંતિ આપવા ઇચ્છું છું.૮ ક્ષત્રિયોના શૌર્ય વગેરે પ્રભાવોવડે વહન થઈ શકે એવી સઘળા રાજ્યની મોટી ધર્મધુંસરી, કે જેને અજિતેંદ્રિય મનુષ્યો વહન કરવાને અસમર્થ છે, તેને લાંબા કાળથી વહન કરવાને લીધે હું શ્રમિત થઈ ગયો છું.૯ માટે મારી સમીપ બેઠેલા આ સર્વ શ્રેષ્ઠ દ્વિજોની સંમતિથી હું મારા પુત્ર રામચંદ્રને પ્રજાહિતના કાર્ય (રાજ્ય)માં જોડીને વિશ્રામ લેવા ઇચ્છું છું.૧૦ હે નૃપતિઓ! મારો પુત્ર રામચંદ્ર ઇંદ્રસમાન પરાક્રમી, શત્રુઓનાં નગરોને જીતનાર અને સર્વ ગુણસંપન્ન હોવાથી મારા કરતાં પણ શ્રેષ્ઠ છે.૧૧ માટે હું પુષ્યનક્ષત્રસંયુક્ત ચંદ્રની પેઠે સર્વ કાર્યને સિદ્ધ કરનાર અને ધર્મજ્ઞોમાં શ્રેષ્ઠ એવા પુરુષોત્તમ રામચંદ્રને કાલે પ્રાતઃકાળે યુવરાજપદપર અભિષેક કરવાનો છું. (તેને તમે સર્વ માન્ય કરશો.)૧૨ હું ધારું છું કે લક્ષ્મણના મોટા ભાઈ શ્રીમાન્ રામચંદ્ર તમો સર્વને માટે યોગ્ય રાજા છે. એનું આધિપત્ય થવાથી તમે તો શું પણ આખું ત્રૈલોક્ય સનાથ થશે.૧૩ માટે હવે હું શીઘ્ર આ સમગ્ર પૃથ્વી રામચંદ્રને સ્વાધીન કરીને પ્રજાને અત્યંત સુખી કરીશ, અને પ્રજાપાલનનો સઘળો ભાર પુત્રને સોંપીને ક્લેશરહિત થઈશ.૧૪ હે સભ્યજનો! મારો આ વિચાર જો તમો સર્વને અનુકૂળ અને યોગ્ય જણાતો હોય તો તમે સર્વ મને અનુમતિ આપો. જો કદાચ તમારો વિચાર મારાથી જુદો હોય તો મને કહો કે મારે શું કરવું?૧૫ રામચંદ્રને રાજ્યાભિષેક કરવાનો મારો વિચાર જો કે મને તો અત્યંત પ્રીતિકર છે, પરંતુ તેથી બિજા જો બીજું કાંઇ સર્વનું હિત થાય એવું હોય તો વિચારીને કહો; કેમકે રાગદ્વેષરહિત મધ્યસ્થ પુરુષોએ પૂર્વાપર પક્ષ બાંધીને કરેલો વિચાર અધિક સુખ આપનાર નિવડે છે."૧૬

દશરથરાજાનાં વચન સાંભળીને, હર્ષિત થયેલા રાજાઓ વગેરે સર્વ સભાસદોએ વરસતા મેઘમંડળને જોઇને મધુર કેકારવ* કરનારા મયૂરોની પેઠે, મધુરી વાણીથી દશરથરાજાની પ્રશંસા કરીને, તેમનાં વચનોને અંગીકાર કર્યાં.૧૭ તે સમયે સર્વ સામંતરાજાઓ અને અન્ય જનસમૂહનો એક સામટો હર્ષજન્ય ધ્વનિ થવાથી આખી પૃથ્વીને કંપાવે એવો પ્રતિધ્વનિ થયો.૧૮ પછી સભામાં એકઠા થયેલા બ્રાહ્મણો, રાજાઓ અને નગર તથા દેશદેશાંતરના પુરુષો, ધર્માર્થકાર્યમાં વિવેકવાળા દશરથરાજાના સંપૂર્ણ અભિપ્રાયને જાણીને રામચંદ્રને રાજ્યાભિષેક કરવા માટે પરસ્પર વિચાર કરવા લાગ્યા; અને વારંવાર પૂર્વાપર વિચારોનું મનન કરવાથી એક સરખો નિશ્ચય કરીને, વૃદ્ધ મહારાજા દશરથને કહેવા લાગ્યા કે:-૧૯,૨૦ "હે પાર્થિવ! તમે હજારો વર્ષના વૃદ્ધ છો, માટે યુવરાજપદને યોગ્ય રામચંદ્રનો રાજ્યાભિષેક કરો.૨૧ હે મહારાજ! મોટી ભુજાઓવાળા અને મહાન્ બળવાળા શૂરવીર રામચંદ્ર મોટા હાથી ઉપર બેસીને જતા હોય તથા તેમનું શ્રીમુખ રાજછત્રની

* મયૂરોની વાણી 'કેકારવ' નામથી પણ ઓળખાય છે.

છાયાથી ઢંકાયું હોય એવું જોવાની અમે ઇચ્છા રાખીએ છીએ."[૨૨]

પોતાના મનને પ્રિય લાગે એવું સભાસદોનું વચન સાંભળીને, મહારાજા દશરથે તેઓના વિચારને વિશેષ સ્પષ્ટ કરવા માટે અજાણ્યા થઇને પૂછ્યું કે:-[૨૩] "હે નૃપો! તમે કહો છો તે સત્ય છે, પરંતુ તમારૂં વચન સાંભળી મારા મનમાં એક સંશય ઉત્પન્ન થાય છે તે સાંભળો અને તેનો યથાર્થ ઉત્તર આપો. હું તમારો રાજા છું અને ધર્મવડે પૃથ્વીનું પાલન કર્યે જાઉં છું, છતાં તમે સૌ મહાબળવાન્ યુવરાજ રામચંદ્રને રાજ્યાભિષેક કરાવી પોતાના રાજા થયેલા જોવાને કેમ ઇચ્છો છો?"[૨૪,૨૫]

મહારાજાનું પ્રશ્નવચન સાંભળીને, સર્વ સભાસદોએ ઉત્તર આપ્યો કે:-"હે મહારાજ! દેવસરખી કાંતિવાળા અને બુદ્ધિમાન્ તમારા પુત્ર રામચંદ્રમાં પ્રજાનું કલ્યાણ કરનારા અને શત્રુઓને પણ પ્રીતિ તથા આનંદ ઉપજાવનારા અનેક ગુણો રહેલા છે, તે તમને કહીએ છીએ, સાંભળો.[૨૬,૨૭] હે મહારાજાધિરાજ! તમારા યુવરાજકુમાર રામચંદ્ર, દિવ્ય ગુણોએ કરી ઇંદ્રસરખા સત્ય પરાક્રમી છે; અને ઇક્ષ્વાકુકુળમાં ઉત્પન્ન થયેલા સર્વ પુરૂષોકરતાં અધિક છે.[૨૮] આ લોકમાં એ રામચંદ્ર સત્યવાદી, સત્યપરાયણ અને સત્પુરૂષ છે, તથા આ જગતમાં ઋદ્ધિસિદ્ધિસહિત ધર્મ તેમના લીધેજ પ્રવૃત્ત થયો છે.[૨૯] વળી તમારા પુત્ર રામચંદ્ર પ્રજાને સુખ આપવામાં ચંદ્રસરખા, ક્ષમા કરવામાં પૃથ્વીસરખા, બુદ્ધિમાં બૃહસ્પતિસરખા અને પરાક્રમમાં સાક્ષાત્ ઇંદ્ર જેવા છે.[૩૦] એ રામચંદ્ર ધર્મને જાણનારા, સત્યપ્રતિજ્ઞાવાળા, ઉત્તમ સ્વભાવવાળા, ઇર્ષ્યારહિત, ક્ષમાવાન્, દુઃખીજનને શાંતિ આપનારા, મધુર વચન બોલનારા, કરેલા ઉપકારને જાણનારા, જિતેંદ્રિય,[૩૧] નમ્ર, દૃઢ નિશ્ચયવાળા, નિરંતર દર્શનીય સ્વરૂપવાળા, કોઇની પણ નિંદા નહિ કરનારા, સર્વ પ્રાણીઓપ્રત્યે પ્રિય તથા સત્ય વચન કહેનારા[૩૨] અને બહુશ્રુત વૃદ્ધ બ્રાહ્મણોની સેવા કરનારા છે. તેમની અતુલિત કીર્તિ, યશ, અને તેજ નિરંતર વૃદ્ધિ પામે છે.[૩૩] એ રામચંદ્ર દેવ, અસુર તથા મનુષ્યોની સર્વ પ્રકારની અસ્ત્રવિદ્યામાં કુશળ છે, તેમણે રૂડીરીતે બ્રહ્મચર્યવ્રત પાળીને વિદ્યાભ્યાસ કર્યો છે; અને છએ અંગોસહિત યથાર્થ વેદાધ્યયન કર્યું છે.[૩૪] તે ગાંધર્વવેદમાં તો આખી પૃથ્વીમાં શ્રેષ્ઠ છે. તે કલ્યાણોની નિવાસભૂમિ, સજ્જન, દીનતારહિત તથા મહાબુદ્ધિશાળી છે.[૩૫] હે રાજાધિરાજ! ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્રમાં કુશળ બ્રાહ્મણોએ તેમને શિક્ષણ આપેલું છે. વળી તમારા પુત્ર એ રામચંદ્ર ગ્રામ અથવા નગરનું રક્ષણ કરવા અર્થે જ્યારે પોતાના નાના ભ્રાતા લક્ષ્મણને સાથે લઇને સંગ્રામમાં શત્રુની સામે જાય છે ત્યારે જિત્યાવિના પાછા ફરતા નથી; સંગ્રામમાંથી જિતીને પાછા આવ્યા પછી, હાથી કે અશ્વપર આરૂઢ થયેલા એ રામચંદ્ર, જેમ પિતા પોતાના પુત્રોને કુશળ પૂછે તેમ સર્વ નગરવાસીઓને સ્વજનતુલ્ય ગણીને તેઓનાં પુત્રો, અગ્નિ, સ્ત્રીઓ, દૂતો અને શિષ્યોસંબંધે સર્વ પ્રકારની કુશળતા પૂછે છે. તે નરશ્રેષ્ઠ રામચંદ્ર બ્રાહ્મણોને આ પ્રમાણે પૂછે છે કે "હે મહાત્માઓ! આપના શિષ્યો સદાકાળ આપની શુશ્રૂષા તો કરે છે?" વળી ક્ષત્રિયોને પૂછે છે કે "તમારા સેવકો શસ્ત્રાસ્ત્રને ધારણ કરી સાવધાનપણે નિત્ય તમારી આજ્ઞાને અનુસરે છે?" વળી એ રામચંદ્ર અન્ય મનુષ્યોને દુઃખી જોઇને પોતે દુઃખયુક્ત થાય છે.[૩૬-૪૦] જ્યારે પ્રજાને ઉત્સવના દિવસો હોય છે ત્યારે રામચંદ્ર પિતાની પેઠે સંતુષ્ટ રહે છે. એ સત્યવચની, મોટા ધનુષ્યને ધારણ કરનારા, વૃદ્ધવડિલ જનોનું સેવન કરનારા, ઇંદ્રિયોને વશ કરનારા,[૪૧] અલ્પ હાસ્યપૂર્વક ભાષણ કરનારા, સર્વ પ્રકારે ધર્મનો આશ્રય કરનારા, સર્વને ઉત્તમ માર્ગે દોરનારા, કલેશ કે અર્થ વિનાની વાતોઓમાં પ્રીતિ નહિ રાખનારા,[૪૨] ઉત્તરોત્તર યુક્તિઓ કહેવામાં બૃહસ્પતિસરખા, સુંદર ભ્રુકુટીવાળા, અને કર્ણપર્યંત વિશાળ

તથા રતાશ મારતાં નેત્રવાળા છે. હે મહારાજા! તમારા પુત્ર રામચંદ્રનું અસાધારણ સ્વરૂપ-સૌંદર્ય જોતાં અમને તો એમ લાગે છે કે તે સાક્ષાત વિષ્ણુજ છે.[૪૩] હે મહારાજાધિરાજ! સર્વ લોકને આનંદ આપનારા તમારા પુત્ર રામચંદ્ર શૌર્ય, વીર્ય તથા પરાક્રમ વગેરે પ્રજાપાલન કરવાના સઘળા ગુણોથી યુક્ત છે. તેમની ઇંદ્રિયો વિષયોમાં લુબ્ધ થયેલી નહિ હોવાથી તે, સઘળા ત્રૈલોક્યનું રાજ્ય કરવાને સમર્થ છે, તો પછી એકલી આ પૃથ્વી (અયોધ્યારાજ્ય)નું રાજ્ય કરવું એ એમને શું વિસાતમાં છે? હે મહારાજ! રામચંદ્રનો ક્રોધ કે કૃપા કદાપિ નિરર્થક થતાં નથી.[૪૪,૪૫] વળી રામચંદ્ર હણવાયોગ્ય અપરાધીઓને ન્યાયથી હણે છે, નિરપરાધીઓ ઉપર ક્રોધ કરતા નથી; તથા જેના પર પોતે પ્રસન્ન થાય, તેને હર્ષપૂર્વક યથેચ્છ પદાર્થો આપી સંતુષ્ટ કરે છે.[૪૬] સર્વ જનને હિતકર તથા મનુષ્યોને પ્રીતિ ઉપજાવનારા, તથા સ્વમનોનિગ્રહાદિ ઉત્તમ ગુણોવાળા રામચંદ્ર જેમ પ્રકાશમાન સૂર્ય પોતાનાં કિરણોવડે શોભે છે તેમ શોભી રહ્યા છે.[૪૭] સર્વત્ર પૂર્વાપર વસનારી સર્વ પ્રજા 'સર્વ ગુણસંપન્ન, સત્યપરાક્રમી અને ઇંદ્રસરખા તેજસ્વી રામચંદ્ર અમારા રાજા થાય.' એમ ઇચ્છે છે.[૪૮] હે રઘુકુલોત્પન્ન રાજન્! તમારા પુત્ર રામચંદ્ર અમારા સર્વના ભાગ્યે પ્રજાપાલન કરવામાં સમર્થ થયા; અને તમે પણ પોતાના ભાગ્યયોગને લીધે મરીચિપુત્ર કશ્યપસરખા ઉત્તમ ગુણયુક્ત પુત્રને પ્રાપ્ત થયા; એ બહુ રૂડું થયું.[૪૯] હે મહારાજાધિરાજ! એકલા અમેજ નહિ, પરંતુ સ્વર્ગમાં વસનારા દેવો, અસુરો, મનુષ્યો, ગંધર્વો, નાગલોકો તેમજ આખા રાજ્યમાં વસનારાં સર્વ મનુષ્યો અને સેવક વગેરે સૌ કોઈ મહાસમર્થ રામચંદ્રનાં બલ, આયુષ્ય તથા આરોગ્યની અભિવૃદ્ધિ ઇચ્છે છે.[૫૦,૫૧] આખા રાજ્યમાં વસનારી વૃદ્ધ તથા યુવાન સર્વ સ્ત્રીઓ પણ રામચંદ્રને રાજ્યાભિષેક થવા માટે સાંજસવાર દેવોને પ્રણામ કરી પ્રાર્થના કરે છે. માટે હે દેવ! તમારી કૃપાવડે તેઓ સર્વની ઇચ્છા પરિપૂર્ણ થાઓ.[૫૨] હે રાજશ્રેષ્ઠ! અમે સર્વ નીલ કમળસરખા શ્યામવર્ણવાળા અને સર્વ શત્રુઓનો સંહાર કરનારા તમારા પુત્ર રામચંદ્રને યુવરાજપદે અભિષિક્ત થયેલા જોવા ઇચ્છીએ છીએ.[૫૩] હે વરદ! છેવટે અમારી એટલીજ વિનતિ છે કે તમે સર્વ લોકનું હિત કરવામાં પ્રીતિવાળા, ઉદાર ગુણવાળા અને વિષ્ણુસરખા સ્વરૂપવાન્ તમારા પુત્ર રામચંદ્રનો અમો સર્વના હિતાર્થે સત્વર રાજ્યાભિષેક કરો."[૫૪]

तं देवदेवोपममात्मजं ते सर्वस्य लोकस्य हिते निविष्टम् ॥ हिताय नः क्षिप्रमुदारजुष्टं मुदाभिषेक्तुं वरद त्वमर्हसि ॥ ५४ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં બીજો સર્ગ સંપૂર્ણ. ૨

## सर्ग ३ जो.

### રાજ્યાભિષેક માટેની તૈયારીઓ.

तेषामञ्जलिपद्मानि प्रगृहीतानि सर्वशः ॥
प्रतिगृह्याब्रवीद्राजा तेभ्यः प्रियहितं वचः ॥ १ ॥

સર્વ સભાસદોએ હાથ જોડીને કહેલાં વચનોને યથાયોગ્ય માન્ય કરીને મહારાજા દશરથે તેઓ સર્વ પ્રત્યે હિતકર અને પ્રિય વચન કહ્યું કે:-[૧] "અહો! હું આજ પરમ આનંદને પ્રાપ્ત થયો છું; અને મારો પ્રભાવ અતુલિત થયો છે, કારણ કે તમે સર્વ મારા પ્રિય પુત્ર રામચંદ્રને યુવરાજપદે વિરાજેલા જોવાને ઇચ્છો છો."[૨] એવું કહીને દશરથરાજાએ સર્વ સભાસદોનો સત્કાર કર્યો; અને પછી તેઓ સર્વના સાંભળતાં મહર્ષિ વસિષ્ઠ તથા વામદેવને કહ્યું કે:-[૩] "હે મુનિશ્રેષ્ઠો! આપણા રામચંદ્રને યુવરાજપદે અભિષેક કરવા માટે સર્વ સાહિત્યો હમણાંજ તૈયાર કરાવો, કારણ કે સાંપ્રતમાં વનોને પુષ્પોવડે સુશોભિત કરનારી ઋતુ વસંત અને પવિત્ર માસ ચૈત્ર ચાલે છે."[૪]

મહારાજા દશરથનું આટલું વાક્ય પૂરું

થતાંમાં તો સર્વ સભાજનોનો મોટો હર્ષનાદ થવા લાગ્યો. થોડીક વારે એ મહાનાદ શાંત થયો એટલે દશરથરાજાએ વસિષ્ઠ તથા વામદેવઋષિને પુનઃ પણ કહ્યું કે:–"હે ભગવન્! હવે વિલંબ નહિ કરતાં રામચંદ્રને પટ્ટાભિષેક કરવા માટે જે જે સાહિત્યોની જરૂર હોય તે સર્વ તૈયાર કરવા સારૂ આજેજ તમારે પ્રધાનોને આજ્ઞા કરવી જોઇએ."

દશરથરાજાનું વચન સાંભળી, મુનિશ્રેષ્ઠ વસિષ્ઠે તરતજ તેમની આગળ હાથ જોડીને ઉભા રહેલા પ્રધાનોને આજ્ઞા આપતાં કહ્યું કે:–"હે પ્રધાનવરો! તમે સત્વર આટલી વસ્તુઓ તૈયાર કરો. સુવર્ણ વગેરે રત્નો*, વિઘ્નનિવારણાર્થે પૂજાનાં દ્રવ્યો, સર્વૌષધિ,[૮] શ્વેત પુષ્પ, ડાંગર, મધથી ભરેલું પાત્ર, ઘૃતપાત્ર, અહતઃ÷વસ્રો, રથ, સર્વ પ્રકારનાં આયુધો,[૯] હાથી, અશ્વ, રથ તથા પદાતિવાળી ચતુરંગિણી સેના, રાજાને બેસવા યોગ્ય ઉત્તમ લક્ષણવાળો ગજેંદ્ર, બે ચામર, ધ્વજ, શ્વેત છત્ર,[૧૦] અગ્નિ સરખા દેદીપ્યમાન એકસો સોનાના કળશ, સુવર્ણનાં શિંગડાંવાળો વૃષભ, નખસહિત અખંડિત વ્યાઘ્રચર્મ,[૧૧] અને એ ઉપરાંત બીજી પણ જે જે વસ્તુઓ ઉપયોગી જણાય, તે સર્વ પ્રાતઃકાળે આપણા મહારાજાની અગ્નિહોત્રશાળામાં તૈયાર કરાવી રાખો.[૧૨] રાજમહેલનાં, અંતઃપુરનાં તથા સઘળાં નગરનાં દ્વારોને, ચંદન, પુષ્પમાળાઓ અને સુગંધવાળા ધૂપે કરી સુશોભિત કરો;[૧૩] તેમજ એક લક્ષ બ્રાહ્મણો તૃપ્ત થાય તેટલું ઉત્તમ સ્વાદિષ્ટ અન્ન દહીં તથા દૂધથી તૈયાર કરો,[૧૪] અને પ્રાતઃકાળે ઉત્તમ બ્રાહ્મણોને સત્કારપૂર્વક જમાડો તથા તેઓને ઘી, દહીં, ડાંગર અને પુષ્કળ દક્ષિણા આપો.[૧૫] કાલે સૂર્યોદય થતાંજ સ્વસ્તિવાચનની ક્રિયા થનાર છે, માટે હમણાંજ બ્રાહ્મણોને નિમંત્રણ કરાવો તથા તેઓને માટે આસનો પણ ગોઠવી તૈયાર રખાવો.[૧૬] આખા નગરમાં ચારે બાજુ પતાકાઓ બંધાવો, રાજમાર્ગો ઉપર જળનો છંટકાવ કરાવો, અને સુંદર અલંકારોને ધારણ કરનારી ગણિકાઓને તથા તાલ–સ્વરને જાણનારા પુરૂષોને રાજમહેલની બીજી દોઢી આગળ આવી ઉભા રહેવાનું કહો. વળી પ્રાતઃકાળે તમે નગરનાં સર્વ દેવસ્થાનો તથા રાજમાર્ગોની બન્ને બાજુપર આવેલાં વૃક્ષો આગળ જઇને, તે તે સ્થાનના અધિષ્ઠાતા દેવોનું ચંદન–પુષ્પાદિવડે પૂજન કરો; અને તેઓને દક્ષિણાસહિત ભાત તથા બીજા અનેક પ્રકારના ભક્ષ્ય પદાર્થોનાં પૃથક્ પૃથક્ બલિદાન મૂકો; તેમજ ઉત્તમ વસ્રાભૂષણોને ધારણ કરનારા શૂરવીર પુરૂષોને મોટી તલવાર અને ચર્મમય ઢાલને ગ્રહણ કરી મહારાજા દશરથના મહોત્સવયુક્ત આંગણામાં આવી ઉભા રહેવાનું કહો."

એ પ્રમાણે આજ્ઞા કરીને, બન્ને મહર્ષિઓ જે કાંઇ પોતાને (પુરોહિતને) કરવા યોગ્ય કાર્યો હતાં તે સર્વ કરવા લાગ્યા. વળી જે કાંઈ બાકી રહી જતું હતું તે પણ તેઓએ મહારાજાને જણાવીને સંપૂર્ણ કરી લીધું. પછી હર્ષયુક્ત થયેલા એ બન્ને મહાત્માઓએ દશરથરાજાને જણાવ્યું કે:–"હે રાજન્! તમારા કહેવા પ્રમાણે સર્વ વાતે તૈયારી થઇ રહી છે, માટે હવે તમારે પણ તત્પર થવું યોગ્ય છે."

એવું સાંભળીને, મહાન્ કાંતિવાળા દશરથરાજાએ પોતાના વૃદ્ધ પ્રધાન સુમંત્રને બોલાવી કહ્યું કે:–[૧૭-૨૨] "હે સુમંત્ર! તું ધર્મને વિષે દૃઢ નિશ્ચયવાળા રામચંદ્રને સત્વર મારી પાસે તેડી લાવ."

મહારાજા દશરથની આજ્ઞાને માન્ય કરી સુમંત્ર તુરત રથ જોડીને રામચંદ્રની પાસે ગયો; અને તેમને રથમાં બેસાડી રાજસભાપ્રત્યે આવવા લાગ્યો. એ સમયે રાજમહેલના પ્રાસાદ ઉપર મહારાજા દશરથ બેઠા હતા; અને તેમની પાસે ચારે તરફ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ દિશામાં આવેલા દેશોના રાજાઓ,

* સુવર્ણ, કુલિશ, નીલ, પદ્મરાગ, મૌક્તિક, એ પાંચ રત્નો કહેવાય છે.

÷ સાળપરથી વણાઈ ને તુરતમાં ઉતરેલા વસ્રને 'અહત વસ્ર' કહે છે.

મધ્ય દેશના આર્ય રાજાઓ અને બીજા પણ વનો તથા પર્વતોની તળેટીના મ્લેચ્છ રાજાઓ બેઠા હતા. તેઓ સર્વ, જેમ દેવો ઇંદ્રની ઉપાસના કરે તેમ મહારાજા દશરથની ઉપાસના કરતા હતા. સર્વ રાજાઓની મધ્યે વિરાજેલા દશરથરાજા મરુદ્‍ગણોની મધ્યે રહેલા ઇંદ્રની પેઠે શોભતા હતા.[૨૩-૨૬] તેમણે રાજમહેલના પ્રાસાદપર બેઠાં બેઠાંજ, ગંધર્વરાજસરખા સ્વરૂપવાળા અને સર્વત્ર પ્રખ્યાત પરાક્રમવાળા પોતાના પુત્ર રામચંદ્રને પોતાની તરફ આવતા જોયા.[૨૭] મોટી ભુજાઓવાળા, મહાન્ બળવાળા, મદોન્મત્ત હસ્તિસમાન ગતિ કરનારા, ચંદ્રસરખા રમણીય મુખવાળા, અત્યંત પ્રીતિ ઉપજાવે એવી આકૃતિવાળા,[૨૮] પોતાના રૂપ તથા ઔદાર્યના ગુણોએ કરી અન્ય મનુષ્યોની દૃષ્ટિ તથા ચિત્તને હરણ કરનારા અને ગરમીથી તાપ પામેલી પ્રજાને હર્ષ ઉપજાવનાર મેઘની પેઠે ધીમે ધીમે પોતાની સામે આવનારા રામચંદ્રની મનોહર મૂર્તિને વારંવાર નિરખવા છતાં પણ દશરથરાજા તૃપ્ત થયા નહિ. એમ કરતાં થોડીકવારમાં રામચંદ્રનો રથ રાજમહેલના દ્વાર આગળ આવી પહોંચ્યો; એટલે સુમંત્રે રામચંદ્રને તેમાંથી ઉતારીને રાજમહેલમાં પ્રવેશ કરાવ્યો; અને પોતે પણ હાથ જોડીને તેમની પાછળ ચાલ્યો. પોતાના પિતાની પાસે જવા માટે રામચંદ્ર કૈલાસપર્વતના શિખરસમાન રાજમહેલના એક પછી એક મજલાપર ચઢતાં સુમંત્રસહિત પ્રાસાદપર જઈ પહોંચ્યા. ત્યાં પહોંચતાંજ રામચંદ્રે હાથ જોડી નમ્રતાપૂર્વક પોતાના પિતાની પાસે જઈને અને પોતાના નામનું ઉચ્ચારણ કરીને* તેમના ચરણમાં પ્રણામ કર્યાં.

એ પ્રમાણે પોતાને પ્રણામ કરી હાથ જોડીને સમીપમાં ઉભા રહેલા પોતાના પ્રિય પુત્ર રામચંદ્રને, જોઈ મહારાજા દશરથે તેમને પોતાના બન્ને હાથથી ખેંચી લીધા; અને અત્યંત પ્રેમપૂર્વક હૃદય સાથે ચાંપીને, પ્રથમથી તૈયાર કરી રાખેલા મણિ તથા સુવર્ણજડિત રમણીય આસનપર બેસવાને આજ્ઞા કરી. રામચંદ્ર તે આસનપર વિરાજીને જેમ ઉદય વખતે સૂર્ય પોતાની કાંતિવડે મેરૂપર્વતને શોભાવે છે તેમ તે આસનને શોભાવવા લાગ્યા. એ સમયે રામચંદ્રના વિરાજવાથી પ્રકાશિત થયેલી સઘળી રાજસભા, શરદૃઋતુમાં ચંદ્રવડે પ્રકાશિત થયેલા નિર્મલ ગ્રહો તથા નક્ષત્રોવાળા આકાશની પેઠે શોભવા લાગી. મહારાજા દશરથ પણ, જાણે સંપૂર્ણ અલંકારોવડે સુશોભિત કરેલા અને પોતાની સામે રહેલા અરીસામાં પ્રતિબિંબિત થયેલા પોતાના સ્વરૂપનેજ જોતા હોયની ? એમ પોતાના પ્રિય પુત્ર રામચંદ્રને જોઈ સંતુષ્ટ થયા. પછી જેમ કશ્યપમુનિ પોતાના પુત્ર ઇંદ્રને બોલાવે તેમ પુત્રવાળાઓમાં શ્રેષ્ઠ દશરથરાજાએ આસનપર સ્વસ્થ થઈને બેઠેલા પોતાના પુત્ર રામચંદ્રને સંબોધીને કહ્યું કે:-"હે વત્સ રામ! મારી જ્યેષ્ઠ સ્ત્રીને વિષે તારા સરખો યોગ્ય પુત્ર ઉત્પન્ન થયો છે, તે જોઇ હું અતીવ આનંદમગ્ન થયો છું. હે પ્રિય પુત્ર! તું ગુણોએ કરી મારા કરતાં પણ શ્રેષ્ઠ થયો છે, માટે મને ઘણોજ પ્રિય લાગે છે. વળી પોતાના ગુણોવડે તેં સઘળી પ્રજાને પણ રંજિત કરી છે.[૨૯-૪૦] માટે આ પુષ્યયોગમાંજ* તું યુવરાજપદને ગ્રહણ કર. તું સહજ સ્વભાવથીજ ગુણવાન્ છે અને પ્રજાવર્ગે પણ તને રાજ્યાભિષેક કરવા માટે નિર્ણય કર્યો છે.[૪૧] હે પુત્ર! જો કે તું ગુણવાન્ છે; તોપણ તારાપરના અત્યંત સ્નેહને લીધે, હું તને હિત વચન કહું છું. તું વિનયવાન્ છે તે કરતાં પણ અધિક વિનયવાન્ થઈને નિરંતર ઇંદ્રિયોનો જય કરનાર થજે.[૪૨] હે વત્સ! કામ તથા ક્રોધથી ઉત્પન્ન થનારાં વ્યસનોથી÷ તું નિરંતર દૂર રહેજે.

* ગુરુ વગેરે વડિલોને અભિવંદન-પ્રણામ કરવામાં એવો નિયમ છે કે પોતાના નામ-ગોત્રાદિના ઉચ્ચારણપૂર્વક તેમને પ્રણામ કરવા જેમ કેઃ-

'મધુકનામા: અહં ભો ગુરો ત્વામભિવાદયામિ ।'

* ચંદ્ર અને પુષ્ય નક્ષત્રના યોગને 'પુષ્યયોગ' કહે છે.

÷ સ્ત્રી, દ્યૂત, મૃગયા અને મદ્યપાનાદિ વ્યસનો.

પોતાના ચારોના ÷ મુખથી અનેક દેશોની વાર્તાઓ જાણીને પોતાના તથા શત્રુઓના રાજ્યના બળાબળસંબંધે પરોક્ષ વિચાર કરજે. નિરંતર સભામાં બેસી પ્રજાનો ન્યાય કરવામાં પ્રત્યક્ષ વિચારવાન થજે.[૪૩] એ પ્રમાણે વર્તવાથી અમાત્યાદિ સર્વ પ્રજાને તું આનંદ આપનારો થજે. વળી કોષ્ઠાગાર÷ તથા આયુધાગાર× સહિત રત્ન, સુવર્ણ, રૌપ્ય અને ઉત્તમ વસ્ત્રાદિના ભંડારોને સારી રીતે પરિપૂર્ણ કરજે.[૪૪] હે રામ! જે રાજા પોતાની પ્રજાને રાજી રાખીને તેને પોતાના ઉપર સ્નેહવાળી બનાવે છે, તેના સર્વ મિત્રો તેને જોઇને, જેમ દેવો અમૃતને પામી આનંદયુક્ત થાય છે, તેમ આનંદ પામે છે.[૪૫] માટે હે પુત્ર! તું પોતાના મનનો નિગ્રહ રાખીને એ પ્રમાણે વર્તનારો થજે."

દશરથરાજાનાં ઉપર્યુક્ત વચન સાંભળીને, રામચંદ્રનું પરમ પ્રિય ઇચ્છનારા ગુહૃદોએ શીઘ્ર ગતિથી કૌસલ્યાપાસે જઈને રામચંદ્રને રાજ્યાભિષેક થવાની વધામણી કહી. એ સાંભળતાંજ મહાન્ હર્ષમાં આવેલાં કૌસલ્યાએ તે વધામણી કહેનારાઓને સુવર્ણ, ગાયો, તથા અનેક પ્રકારનાં રત્નો આપ્યાં.

સર્વ જનસમાજથી સન્માન પામેલા રામચંદ્ર પણ પોતાના પિતાને પ્રણામ કરીને તથા તેમની આજ્ઞા લઈને રથમાં બેસી પોતાના વિલાસભવન પ્રત્યે ગયા.[૪૬-૪૮]

ત્યાર પછી દશરથરાજાનાં પૂર્વોક્ત વચન સાંભળીને, જાણે પોતાને અભુધાર્યો ઇષ્ટલાભ થયો હોયની? એમ અત્યંત હર્ષિત થયેલા નગરનિવાસી જનો મહારાજા દશરથની આજ્ઞા લઈને પોતપોતાને ઘેર ગયા; અને રામચંદ્રને

કામથી ઉત્પન્ન થાય છે તથા વાણીની કટુતા, દંડની ક્રૂરતા, અને અર્થદૂષણ વગેરે ક્રોધથી ઉત્પન્ન થાય છે.

÷ ગુપ્ત દૂતોના.

÷ ધન-ધાન્ય સંચય કરવાના ભંડાર.

× શસ્ત્રાસ્ત્ર રાખવાના ભંડાર અથવા તે તૈયાર કરવાનાં કારખાનાં.

નિર્વિઘ્ને રાજ્યાભિષેક થવા માટે પોતપોતાના ઇષ્ટ દેવોનું પૂજન કરવા લાગ્યા.[૪૯]

**તે चापि पौरा नृपतेर्वचस्तच्छ्रुत्वा तदा लाभमिवेष्टमाशु ॥ नरेन्द्रमामन्त्र्य गृहाणि गत्वा देवान्समानर्चुरभिप्रहृष्टाः ॥ ४९ ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ત્રીજો સર્ગ સંપૂર્ણ. ૩

## સર્ગ ૪ થો.

### રામચંદ્રને રાજ્યાભિષેકનું નિવેદન.

**गतेष्वथ नृपो भूयः पौरेषु सहमंत्रिभिः ॥ मंत्रयित्वा ततश्चक्रे निश्चयज्ञः स निश्चयम् ॥ १ ॥**

સર્વ સભાસદો રાજાની આજ્ઞા મળવાથી વિદાય થયા પછી, દેશકાલના નિયમને જાણનારા મહારાજા દશરથે પુનઃ પણ મંત્રીઓસાથે વિચાર કરીને નિશ્ચય કર્યો કે:-[૧] "આવતી કાલે પુષ્યયોગ છે માટે કમળપત્રસરખાં નેત્રવાળા યુવરાજ રામચંદ્રને કાલેજ રાજ્યાભિષેક કરાવવો."[૨] એવો નિશ્ચય કરીને, મહારાજા દશરથ ત્યાંથી ઉઠી પોતાના અંતઃપુરમાં ગયા; અને સુમંત્રને બોલાવીને આજ્ઞા કરી કે:-"હે સુમંત્ર! તું પુનઃ રામચંદ્રને મારી પાસે તેડી લાવ."[૩] મહારાજાની આજ્ઞા થતાંજ તેને માન્ય કરીને, સુમંત્ર રામચંદ્રને તેડવા માટે સત્વર તેમના મહેલ આગળ જઈ પહોંચ્યો;[૪] અને દ્વારપાળોસાથે પોતાના આગમનના સમાચાર રામચંદ્રને વિદિત કરાવ્યા. ત્યારે રામચંદ્ર સુમંત્રને પુનઃ આવેલો સાંભળીને "અરે, હું હમણાંજ પિતાની પાસેથી આવ્યો છું, અને વળી પુનઃ તેમણે સુમંત્રને શા માટે મોકલ્યો હશે?" એવી શંકાયુક્ત થયા.[૫] પછી તેમણે દ્વારપાળો દ્વારા સુમંત્રને પોતાના ભુવનમાં પ્રવેશ કરાવ્યો; અને તેને ઉતાવળથી પૂછ્યું કે:-"હે સુમંત્ર! તારે મારી પાસે પુનઃ શા કારણે આવવું પડ્યું છે? તે સઘળું મને કહે!!"[૬]

રામચંદ્રનું વચન સાંભળીને સુમંત્રે કહ્યું

કે:—"હે નૃપનંદન! તમારા પિતા દશરથરાજા હાલમાં તમને મળવા ઇચ્છે છે, (એ સમાચાર કહેવાનેજ હું તમારી પાસે આવ્યો છું.) હવે તમારે પિતા પાસે આવવું કે ન આવવું, એ તમારી મરજી ઉપર છે."[૭]

સુમંત્રનું વચન સાંભળીને, રામચંદ્ર તેની સાથેજ પોતાના પિતાને મળવા માટે સત્વર રાજમહેલ પ્રત્યે ચાલ્યા.[૮] ત્યાં જઈ તેમણે દ્વારપાલોદ્વારા પોતાના આગમનની ખબર કરાવી. ત્યારે પોતાના પુત્રને પ્રિય સમાચાર કહેવાની ઇચ્છાવાળા દશરથરાજાએ તેમને અંદર આવવાને આજ્ઞા કરી. એટલે શ્રીમાન્ રામચંદ્રે પોતાના પિતાના ભુવનમાં પ્રવેશ કર્યો; અને ત્યાં બેઠેલા પિતાને દૂરથીજ જોઈને હાથ જોડી સાષ્ટાંગ પ્રણામ કર્યા.[૯,૧૦] દશરથરાજાએ પ્રણામ કરતા પોતાના પુત્ર રામચંદ્રને ઉઠાડીને પોતાના હૃદય સાથે ચાંપ્યા અને તેમને તથા સુમંત્રને આસનપર બેસવાની આજ્ઞા કરી. પછી મહારાજાએ કહ્યું કે:—[૧૧] "હે રામ! હવે હું લાંબું આયુષ્ય ભોગવી વૃદ્ધ થયો છું, મેં યથેષ્ટ ભોગો ભોગવ્યા છે; અને જેમાં ઘણાં અન્ન તથા દક્ષિણા અપાય છે એવા સેંકડો યજ્ઞોવડે દેવોનું યજન પણ કર્યું છે.[૧૨] વળી તારા સરખો પ્રિય અને અનુપમ પુત્ર પણ મને પ્રાપ્ત થયો છે. હે પુરૂષશ્રેષ્ઠ! મેં મારી ઉમ્મરમાં અનેક દાનો કર્યાં છે, યજ્ઞો કર્યાં છે તથા વિદ્યાભ્યાસ પણ કર્યો છે.[૧૩] હે વીર! મેં અનેક પ્રકારનાં ઇચ્છિત સુખોનો અનુભવ પણ કર્યો છે, અને હું દેવ, ઋષિ, પિતૃ, બ્રાહ્મણ તથા પોતાના ઋણથી મુક્ત થઈ ચૂક્યો છું.[૧૪] હવે મારે તને રાજ્યાભિષેક કરવા સિવાય બીજું કાંઈ પણ કર્તવ્ય અવશેષ રહ્યું નથી; માટે હું તને એ સંબંધે જે કાંઈ કહું, તે પ્રમાણે વર્તવાને યોગ્ય તું છે.[૧૫] હે પ્રિય રામ! આજે આપણી સર્વ પ્રજા તને રાજા થયેલો જોવા ઇચ્છે છે. માટે હે પુત્ર! હું તારો યુવરાજપદે અભિષેક કરીશ.[૧૬] હવે એ કાર્યમાં વિલંબ કરવો યોગ્ય નથી; કારણ કે આજ કાલ રાત્રિમાં મને અનેક અશુભસૂચક સ્વપ્નો જોવામાં આવે છે. હું દિવસે આકાશમાંથી વિજળીસહિત તારાઓને મોટા શબ્દ સાથે પડતા જોઉં છું.[૧૭] તેમજ જ્યોતિઃશાસ્ત્રને જાણનારા દૈવજ્ઞ લોકો સૂર્ય, મંગળ તથા રાહુ, એ ત્રણ પાપગ્રહોથી મારા જન્મનક્ષત્રને પીડિત થયેલું જણાવે છે.[૧૮] હે રામચંદ્ર! જ્યારે આવાં અશુભ ચિહ્નો જણાય, ત્યારે ઘણું કરીને રાજા ઘોર આપત્તિમાં આવી પડે છે અને મૃત્યુ પામે છે.[૧૯] માટે હે રાઘવ! જ્યાં સુધી મારૂં ચિત્ત તને રાજ્યાભિષેક કરવા માટે દૃઢ નિશ્ચયવાળું છે, ત્યાં સુધીમાં તું પોતાનો રાજ્યાભિષેક કરાવી લે. કેમકે પ્રાણિમાત્રની મતિ ચલાયમાન હોય છે.[૨૦] આજે ચંદ્રનું પુનર્વસુ નક્ષત્ર છે અને આવતી કાલે અવશ્ય ચંદ્રનો પુષ્યનક્ષત્ર સાથે યોગ થશે, એમ ગણિત શાસ્ત્રને જાણનારા જ્યોતિષિઓ કહે છે.[૨૧] હે શત્રુઓને તપાવનારા રામ! એ ઉત્તમ પુષ્યયોગમાંજ તને રાજ્યાભિષેક કરવા માટે મારૂં મન બહુ ઉતાવળ કરી રહ્યું છે. માટે હું આવતી કાલે તને યૌવરાજ્યાભિષેક કરીશ.[૨૨] આજે પ્રદોષસમયથી આરંભી આખી રાત્રિ પર્યંત તારે તથા સીતાએ દર્ભની સાદડી ઉપર શયન કરીને નિયમપૂર્વક રહેવું.[૨૩] વળી તારા અંગરક્ષકો કે જેઓ તારાપર પૂર્ણ પ્રીતિવાળા અને આલસ્યરહિત હોય તેઓએ આજે ચારે બાજુથી તારી રક્ષા કરવી ઉચિત છે; કારણ કે આવાં કાર્યોમાં અનેક પ્રકારનાં વિઘ્નો આવી પડવાનો સંભવ રહે છે.[૨૪] હે વત્સ! હાલમાં ભરત અહીંથી પોતાના મોસાળ ગયો છે, તો તેના આવ્યા પહેલાં તને રાજ્યાભિષેક કરવો, એવો મારો નિશ્ચય છે.[૨૫] હે રામ! જો કે તારો ભ્રાતા ભરત, સત્પુરૂષોનાં આચરણોમાં રહેલો, ધર્માત્મા, દયાવાન્, જિતેંદ્રિય અને પોતાના જ્યેષ્ઠ બંધુની આજ્ઞા પ્રમાણે વર્તનારો છે;[૨૬] તો પણ હું નિશ્ચયપૂર્વક કહું છું કે મનુષ્યોનું

ચિત્ત ચંચળ છે. ધાર્મિક અને સાધુ પુરુષોનાં ચિત્તપણ સમયફેર થવાને લીધે ઘણીવાર રાગ-દ્વેષાદિથી વિકારયુક્ત થયેલાં જોવામાં આવે છે.૨૭ માટે આવતી કાલેજ તને રાજ્યાભિષેક થશે. આ મારો નિશ્ચય તને જણાવ્યો. હે રામ! હવે તારે તારા ભુવન પ્રત્યે જવું હોય તો સુખેથી જા."

પિતાનાં વચન સાંભળી તેમની આજ્ઞા લઈને, રામચંદ્ર પોતાના વિલાસભુવન પ્રત્યે ગયા;૨૮ અને વિચાર્યું કે "આજે જે જે નિયમો પાળવાના છે તે સર્વ સીતાને પણ જણાવું." પછી તેમણે પોતાના અંતર્ગૃહમાં પ્રવેશ કરી જોયું તો ત્યાં સીતા જણાયાં નહિ; એટલે તુરતજ તે પોતાની માતા કૌશલ્યાના મંદિરમાં ગયા.૨૯ ત્યાં તેમણે રેશમી વસ્ત્રને ધારણ કરનારાં પોતાની માતા કૌશલ્યાને, વાણીને નિયમમાં રાખી દેવમંદિરમાં દેવનું આરાધન કરતાં અને "મારા પુત્ર રામને રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થાઓ" એવી પ્રાર્થના કરતાં જોયાં.૩૦ સુમિત્રા અને લક્ષ્મણ તો ત્યાં અગાઉથીજ આવેલાં હતાં. અને રામચંદ્રના રાજ્યાભિષેકની વધામણી સાંભળીને, કૌશલ્યાએ સીતાને પણ પ્રથમથીજ પોતાની પાસે તેડાવી લીધાં હતાં.૩૧ રામચંદ્ર ત્યાં આવ્યા તે સમયે નેત્ર મીંચીને બેઠેલાં કૌશલ્યા પુણ્યયોગમાં રામચંદ્રને રાજ્યાભિષેક થવાના સમાચાર સાંભળીને, પ્રાણાયામે કરી જનાર્દન વિષ્ણુભગવાનનું ધ્યાન ધરી રહ્યાં હતાં; અને સુમિત્રા, સીતા તથા લક્ષ્મણ તેમની ઉપાસના કરતાં હતાં.૩૨.૩૩ એ પ્રમાણે નિયમપૂર્વક બેઠેલાં પોતાની માતા કૌશલ્યાની પાસે જઈને, રામચંદ્રે પ્રણામ કર્યા; અને મધુર વાણીવડે હર્ષ ઉપજાવતાં કહ્યું કે:–૩૪ "હે માતા! મને મારા પિતાએ પ્રજાપાલન કરવાના કાર્યમાં નિયુક્ત કર્યો છે; અને તેમની આજ્ઞા પ્રમાણે આવતી કાલે મને રાજ્યાભિષેક થવાનો છે.૩૫ ઉપાધ્યાયોની સૂચનાથી આજે મારા પિતાએ મને આજ્ઞા કરી છે તે પ્રમાણે આજની રાત્રિ મારે તથા સીતાએ દર્ભની સાદડી ઉપર શયન કરી નિયમપૂર્વક રહેવાનું છે.૩૬ હે માતા! આવતી કાલે થનારા રાજ્યાભિષેક સંબંધે મને તથા સીતાને જે જે માંગલિક કાર્યો કરવાનાં હોય તે સર્વ તમે કરાવો."૩૭

લાંબા સમયથી પોતાના મનમાં જે ઇચ્છા હતી તે પારપડે એવું રામચંદ્રનું વચન સાંભળીને, કૌશલ્યાના નેત્રમાં હર્ષનાં અશ્રુ ભરાઇ આવ્યાં; અને તેમણે ગદ્‌ગદ કંઠે કહ્યું કે:–૩૮ "હે વત્સ રામ! તું ચિરંજીવ રહે. તારા શત્રુઓનો નાશ થાઓ. તું રાજ્યલક્ષ્મીને પ્રાપ્ત થઇ મારાં તથા સુમિત્રાનાં સંબંધીઓના આનંદમાં અભિવૃદ્ધિ કર.૩૯ હે પુત્ર! તું મારાથી શુભ નક્ષત્રમાં જન્મ પામ્યો છે, કે જેથી તેં તારા શ્રેષ્ઠ ગુણોવડે તારા પિતાને પ્રસન્ન કર્યા છે.૪૦ સર્વ કામનાઓનો ત્યાગ કરીને મેં કમળસરખાં નેત્રવાળા પુરુષોત્તમ શ્રીવિષ્ણુભગવાનને પ્રસન્ન કરવા માટે જે કાંઇ વ્રત ઉપવાસાદિ કર્યાં છે તે સર્વ આજે સફળ થયાં; કારણ કે હે પુત્ર! ઇક્ષ્વાકુકુળની રાજ્યશ્રી આજે તારો આશ્રય કરશે."૪૧

માતાનાં વચન સાંભળી આનંદ પામેલા રામચંદ્રે નમ્રતાયુક્ત થઇ હાથ જોડીને બેઠેલા લક્ષ્મણની સામું જોઇને, સ્મિતપૂર્વક કહ્યું કે:–૪૨ "હે લક્ષ્મણ! તું મારી સાથે રહીને આ પૃથ્વીનું પાલન કર, અર્થાત્ રાજ્યકાર્યમાં સહાયક થા. હે ભાઈ! તું મારા બીજા અંતરાત્મારૂપજ છે, માટે આ રાજ્યશ્રી તનેજ પ્રાપ્ત થઈ છે, એમ સમજ.૪૩ હે સુમિત્રાનંદન! તું મને અત્યંત પ્રિય છે, હું મારું જીવિત અને આ રાજ્ય પણ તારા માટેજ ઇચ્છું છું; તેથી તું મારી સાથે રહીને પોતાને ઇષ્ટ એવા અનેક પ્રકારના ભોગ તથા રાજ્યફળને ભોગવ."૪૪

એ પ્રમાણે પોતાના નાના ભાઇ લક્ષ્મણને કહીને તથા પોતાની બન્ને માતાઓને નમસ્કાર કરીને અને સીતાને પોતાની સાથે આવવા માટે બન્ને માતાઓની આજ્ઞા અપાવીને, રામચંદ્ર પોતાના વિલાસભુવન પ્રત્યે પધાર્યા.૪૫

इत्युक्त्वा लक्ष्मणं रामो मातरावभिवाद्य च ॥
अभ्यनुज्ञाप्य सीतां च ययौ स्वं च निवेशनम् ॥४८॥

ઇતિ શ્રીવાલ્મીકિય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ચોથો સર્ગ સંપૂર્ણ. ૪

## સર્ગ ૫ મો.

વસિષ્ઠમુનિનું રામના ભુવન પ્રત્યે જવું.

संदिश्य रामं नृपतिः श्वोभाविन्यभिषेचने ॥
पुरोहितं समाहूय वसिष्ठमिदमब्रवीत् ॥ १ ॥

દશરથરાજાએ, પોતાના પુત્ર રામચંદ્રને "આવતી કાલે રાજ્યાભિષેક થશે માટે આજની રાત્રિ નિયમપૂર્વક રહેવું" એવી સૂચના કરીને વિદાય કર્યા. પછી તેમણે પોતાના પુરોહિત વસિષ્ઠમુનિને બોલાવી કહ્યું કે:-[1] "હે તપરૂપી ધનવાળા અને સંયમવાળા મુનિ! તમે આજે રામચંદ્રની પાસે જઇ તેમને નિર્વિઘ્ને કલ્યાણકારક રાજ્યની પ્રાપ્તિ થવા માટે સંકલ્પપૂર્વક ઉપવાસવ્રત કરાવો."[2]

દશરથરાજાનાં વચનને માન્ય કરીને વેદને જાણનારાઓમાં શ્રેષ્ઠ તથા ઉત્તમ વ્રતધારી વસિષ્ઠમુનિ, અશ્વો જોડીને તૈયાર કરેલા તથા બ્રાહ્મણોને બેસવા યોગ્ય પવિત્ર રથમાં બેસીને મંત્રશાસ્ત્રમાં નિપુણ અને શૂરવીર એવા રામચંદ્રને ઉપવાસસંકલ્પ કરાવવા માટે તેમના ભુવન પ્રત્યે ગયા.[3,4] શ્વેત વાદળાંઓ સરખી પ્રભાવાળા રામચંદ્રના ભુવન આગળ આવીને, મુનિશ્રેષ્ઠ વસિષ્ઠે તે ભુવનની એક પછી એક એમ ત્રણ ડેલીઓમાં રથ સહિતજ પ્રવેશ કર્યો.[5] 'મહર્ષિ વસિષ્ઠ પધારે છે,' એવી જાણ થતાંજ શ્રીમાન્ રામચંદ્ર માન આપવા યોગ્ય એ મહર્ષિનું સન્માન કરવા માટે અત્યંત આદરપૂર્વક પોતાના મંદિરમાંથી સત્વર બહાર આવ્યા;[6] અને ઉતાવળે રથ પાસે જઇને પોતના હસ્તવડે તેમનો હસ્ત ગ્રહણ કરીને રથમાંથી નીચે ઉતાર્યા.[7] પછી તેમને મંદિરમાં તેડી જઇને ઉત્તમ આસનપર બેસાડયા. મહર્ષિ વસિષ્ઠે, રામચંદ્રની અત્યંત નમ્રતા જોઇને, તેમને "હે વત્સ! હે તાત!" ઇત્યાદિ શબ્દોવડે સંબોધીને તથા અતિશય પ્રશંસા કરીને પ્રિય વાણીથી હર્ષ ઉપજાવતાં કહ્યું કે:-[8] "હે રામ! તમારા પિતા તમારા ઉપર પ્રસન્ન છે, તેથી તમે રાજ્યને પ્રાપ્ત થશો. જેમ નહુષરાજાએ યયાતિને રાજ્યાભિષેક કર્યો હતો તેમ કાલે પ્રાત:કાલે તમારા પિતા મહારાજા દશરથ પ્રીતિવડે તમને યુવરાજપદપર અભિષિક્ત કરશે. તે માટે આજે તમે સીતા સહવર્તમાન ઉપવાસવ્રત કરો."[9,10] એમ કહીને, યતવ્રત અને પવિત્ર એવા મહર્ષિ વસિષ્ઠે સીતાસહિત રામચંદ્રને મંત્રપૂર્વક ઉપવાસવ્રતનો સંકલ્પ કરાવ્યો.[11] પછી રામચંદ્રે પોતાના ગુરૂ વસિષ્ઠમુનિનું યથાયોગ્ય પૂજન કર્યું; એટલે એ મુનિ તેમને આશીર્વાદ દઇને ઉઠ્યા; અને તેમની આજ્ઞા લઇ વિદાય થયા.[12] રામચંદ્ર પણ પોતાના ઇષ્ટ મિત્રો સાથે કેટલીકવાર સુધી પ્રિય વાર્તાલાપ કરીને, તેઓથી સત્કાર પામ્યા અને તેઓને આજ્ઞા આપીને પોતાના અંત:ગૃહમાં ગયા.[13] એ સમયે રામચંદ્રના મંદિરમાં વસનારાં સઘળાં નરનારીઓ અત્યંત હર્ષયુક્ત જણાતાં હતાં; અને તેથી એ મંદિર, જેમ મદોન્મત્ત પક્ષિઓથી વીંટાએલું અને પ્રફુલ્લિત કમળોવાળું સરોવર શોભે તેમ શોભતું હતું.[14]

રામચંદ્રના ભુવનમાંથી બહાર નીકળીને, મહર્ષિ વસિષ્ઠે જોયું તો આખો રાજમાર્ગ અયોધ્યાવાસી મનુષ્યોથી ખીચોખીચ ભરાઇ ગયો હતો.[15] રામચંદ્રના રાજ્યાભિષેકમહોત્સવ માટે ધ્વજા-પતાકાઓ વગેરેથી આખા નગરને શણગારવા માંડયું હતું તે કૌતુક જોવા માટે અયોધ્યાવાસી મનુષ્યોનાં ટોળેટોળાં રાજમાર્ગોમાં જ્યાં ત્યાં ભેળાં થયાં હતાં.[16] લોકોનાં ટોળેટોળાં પરસ્પર મળીને રામચંદ્રના રાજ્યાભિષેક માટે પોતાનો હર્ષ પ્રકટ કરતાં હતાં. એ સર્વનો એક સામટો શબ્દસમૂહ મળવાથી રાજમાર્ગપર સમુદ્રની ગર્જના સરખો ઘોંઘાટ થઇ રહ્યો હતો.[17] તે દિવસે આખી અયોધ્યાના રાજમાર્ગો તથા શેરીઓ વાળીને શુદ્ધ કરી હતી

તથા તેપર જળનો છંટકાવ કર્યો હતો, પ્રત્યેક મંદિરોનાં દ્વારપર મંગળ તોરણો બાંધ્યાં હતાં; અને પ્રત્યેક ગૃહપર ધ્વજાઓ ચઢાવી દીધી હતી.[१८] અયોધ્યામાં વસનારાં સર્વ સ્ત્રી, બાળ તથા વૃદ્ધ જનો, પ્રજાના અલંકારરૂપ તથા સર્વના આનંદની વૃદ્ધિ કરનારા રામચંદ્રનો રાજ્યાભિષેકમહોત્સવ જોવા માટે એટલાં બધાં ઉત્કંઠિત થઇ વાટ જોઈ રહ્યાં હતાં કે સૂર્યોદય ક્યારે થાય? અને ક્યારે અમે રામચંદ્રને રાજ્યાસને અભિષિક્ત થયેલા જોઇએ.[१९,२०]

મનુષ્યોના સમૂહથી ખીચોખીચ ભરેલા રાજમાર્ગપર થઇને ચાલતો મહર્ષિ વસિષ્ઠનો રથ એ જનસમૂહને વારંવાર જોરે ખસેડતાં શનૈ: શનૈ: રાજમહેલ આગળ જઇ પહોંચ્યો.[२१] પછી રથમાંથી ઉતરીને વસિષ્ઠમુનિ હિમાલય પર્વતના શિખરસરખા પ્રાસાદપર ચઢયા; અને જેમ બૃહસ્પતિ ઇંદ્રની પાસે જાય તેમ દશરથ રાજાની પાસે ગયા.[२२] મહર્ષિ વસિષ્ઠને આવેલા જોઇને, મહારાજા દશરથે અને તેમની સાથે સભામાં બેઠેલા અનેક રાજાઓ વગેરે સભાસદોએ, પોતપોતાના આસનપરથી ઉભા થઇને તેમનું સન્માન કર્યું; અને તેમને ઉત્તમ આસનપર બેસાડયા પછી દશરથ રાજાના પૂછવાથી પુરોહિત વસિષ્ઠ મુનિએ પોતે રામચંદ્રને ઉપવાસસંકલ્પ કરાવ્યો એ સમાચાર કહી સંભળાવ્યા.[२३,२४] ત્યાર પછી ગુરૂ વસિષ્ઠની 'હવે તમે વિશ્રામ લો,' એવી આજ્ઞાથી સર્વ સભાસદોને વિદાય કરીને, સિંહ જેમ પર્વતની ગુફામાં પ્રવેશ કરે તેમ દશરથ રાજાએ પોતાના અંત:પુરમાં પ્રવેશ કર્યો.[२५] જેમ તારાઓના સમૂહથી ખીચોખીચ ભરેલા આકાશમંડળને પોતાની કાંતિવડે પ્રકાશિત કરતો ચંદ્ર તેમાં પ્રવેશ કરે, તેમ ઉત્તમ વેષવાળી સ્ત્રીઓથી ખીચોખીચ ભરેલા ઇંદ્રભુવન સરખા અંત:પુરને પ્રકાશિત કરતા મહારાજા દશરથે તેમાં પ્રવેશ કર્યો.[२६]

तदग्र्यवेश्मप्रमदाजनाकुलं महेन्द्रवेश्मप्रतिमं निवेशनम् ॥ व्यदीपयंश्चारु विवेश पार्थिवः शशीव तारागणसंकुलं नभः ॥ २६ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં પાંચમો સર્ગ સંપૂર્ણ. ૫

## સર્ગ ૬ ઠ્ઠો.

### ઉપવાસવ્રત અને પ્રજાજનોનો હર્ષ.

गते पुरोहिते रामः स्नातो नियतमानसः ॥
सह पत्न्या विशालाक्ष्या नारायणमुपागमत् ॥१॥

મહર્ષિ વસિષ્ઠ વ્રતસંકલ્પ કરાવીને ગયા ત્યાર પછી સંધ્યાસમય થયેલો જોઇને, રામચંદ્રે પોતાનાં પત્ની સીતા સહિત સ્નાન કર્યું, અને પોતાના અંતર્યામી નારાયણનું ધ્યાન કરવા માંડયું, અર્થાત્ સાયંસંધ્યા કરી.[१] પછી તેમણે સાયંકાળે અગ્નિમાં હોમ કરવા માટે હુતદ્રવ્યનું પાત્ર લઈ તેને પોતાના મસ્તકવડે નમસ્કાર કર્યા; અને કુંડમાંના અગ્નિને સારી રીતે પ્રજ્વલિત કરી, તેમાં ઘી વગેરે હુતદ્રવ્યની વિધિપૂર્વક આહુતિ આપી;[२] તથા પોતાનું પ્રિય થવા માટે બાકી રહેલા હુતદ્રવ્યનું પ્રાશન કર્યું. પછી વાણીને નિયમમાં રાખીને, પોતાનાં પત્ની સીતા સહિત દશરથપુત્ર રામચંદ્રે પોતાના અંતર્યામી નારાયણનું ધ્યાન કરતાં, એ અગ્નિશાળામાં દર્ભની સાદડી ઉપર શયન કર્યું.[३,४] જ્યારે પાછલી એક પ્રહર રાત્રિ રહી ત્યારે રામચંદ્ર જાગ્રત થયા; અને શૌચ-સ્નાનાદિથી પરવારીને પોતાના મંદિરને માંગલિક અલંકારોવડે સુશોભિત કરાવવા લાગ્યા.[५] એટલામાં સૂત, માગધ અને બંદિજનોનાં મુખથી ગવાતાં માંગલિક ગીતો સાંભળીને, રામચંદ્રે જાણ્યું કે હવે પ્રાત:કાળ થવા આવ્યો છે, તેથી તેમણે પ્રાત:સંધ્યા કરીને એકાગ્ર ચિત્તે ગાયત્રી મંત્રનો જપ કર્યો.[६] ત્યાર પછી શ્રીમાન્ રામચંદ્રે નિર્મલ રેશમી વસ્ત્ર ધારણ કરીને નમ્રતાથી શ્રી વિષ્ણુ પરમાત્માની સ્તુતિ કરી; અને બ્રાહ્મણો પાસે

સ્વસ્તિ–પુણ્યાહવાચન કરાવ્યું.[૭] તે સમયે એ બ્રાહ્મણોના પુણ્યાહવાચનનો તથા અનેક પ્રકારનાં વાજીંત્રોનો ગંભીર અને મધુર નાદ આખી અયોધ્યામાં પ્રતિધ્વનિત થવા લાગ્યો.[૮]

'રામચંદ્રને રાજ્યાભિષેક થવાનો છે અને તે માટે આજે તેમણે સીતા સહિત ઉપવાસવ્રત કર્યું છે' એવું જાણીને અયોધ્યાવાસી સર્વ મનુષ્યો અત્યંત હર્ષયુક્ત થયાં;[૯] અને પ્રાતઃકાળ થવા આવ્યો જાણીને તેઓ સત્વર નગરીને અલંકૃત કરવા લાગ્યાં.[૧૦] શ્વેત વાદળ સરખી પ્રભાવાળાં દેવમંદિરો, ચૌટાંઓ, નાના માર્ગો, યજ્ઞસ્થાનો, અટારીઓ,[૧૧] નાના પ્રકારની વસ્તુઓથી પરિપૂર્ણ વ્યાપારીઓની દુકાનો, સમૃદ્ધિવાળાં અને સુશોભિત એવાં કુટુંબિઓનાં ભુવનો,[૧૨] સભાસ્થાનો, તથા અત્યંત ઉંચાં વૃક્ષો ઇત્યાદિ સ્થાનોપર ધ્વજાપતાકાઓ ફરફરવા લાગી.[૧૩] ગાયન આલાપી રહેલા ગાયકો, નટો અને નર્તકોની મધુરી તથા કર્ણને આનંદ આપનારી વાણી લોકોના કાને પડવા લાગી,[૧૪] અને રામના અભિષેકનો સમય નજીક આવતો હોવાથી સર્વ જનો ચૌટાંઓમાં તથા ગૃહોમાં પરસ્પર એકઠા થવા સમયે રામચંદ્રના રાજ્યાભિષેક સંબંધિજ વાર્તાઓ કરવા લાગ્યા.[૧૫] પ્રત્યેક ગૃહોનાં આંગણાંમાં ટોળે મળી રમતાં બાળકો પણ પરસ્પર 'રામચંદ્ર આપણા રાજા થશે.' એવાજ શબ્દો બોલતાં હતાં.[૧૬] રામચંદ્રના રાજ્યાભિષેકમહોત્સવમાં ભાગ લેનારા નગરવાસીઓએ, સઘળા રાજમાર્ગોને શુદ્ધ કરી તથા તેપર જળનો છંટકાવ કરી, પુષ્પાવલિના તથા ધૂપોના સુગંધવડે સુવાસિત કર્યા.[૧૭] અને 'રાજ્યાભિષેક થયા પછી ગજેંદ્રપર આરૂઢ થઇ રામચંદ્ર નગરમાં ફરવાને નીકળે, તે પહેલાં કદાચ રાત્રિ પડી જાય?' એવી શંકાને લીધે પ્રકાશ માટે તેઓએ નાના મોટા સઘળા માર્ગોપર ઝળકતાં દીવાઓનાં ઝાડ ગોઠવી દીધાં.[૧૮] એ પ્રમાણે નગરને અલંકૃત કરીને સર્વ નગરવાસી જનો રામચંદ્રનો યુવરાજપદે અભિષેક થવાનીજ વાટ જોતા હતા;[૧૯] અને સભાસ્થાનોમાં તથા ચૌટાંઓમાં મળીને પરસ્પર રામાભિષેક સંબંધિજ વાર્તાલાપ કરતા હતા.

વળી તેઓ મહારાજા દશરથની પ્રશંસા કરતા બોલતા હતા કે;[૨૦] "અહો, ઇક્ષ્વાકુ કુળને દીપાવનારા મહાત્મા દશરથરાજાને ધન્ય છે, કે જે પોતાના શરીરને વૃદ્ધ થયેલું જાણી, રામચંદ્રને રાજ્યાભિષેક કરશે![૨૧] અહો, પૂર્વાપરની લોકસ્થિતિને જાણનારા રામચંદ્ર ઘણા કાળપર્યંત આપણું રક્ષણ કરનારા રાજા થશે, એ આપણાપર ઈશ્વરનો મોટો અનુગ્રહ થયો છે![૨૨] શાંત ચિત્તવાળા, ધર્માત્મા; ભ્રાતૃપ્રેમી અને વિદ્વાન્ રામચંદ્ર પોતાના ભાઇઓપર જેવી પ્રીતિ રાખે છે, તેવીજ આપણાપર પણ રાખતા આવ્યા છે.[૨૩] અમારી ઈશ્વર પ્રત્યે એટલી પ્રાર્થના છે કે ધર્માત્મા અને નિષ્પાપ મહારાજા દશરથ ચિરંજીવ રહો કે જેની કૃપાથી આપણે રામચંદ્રને રાજ્યાભિષિક્ત થયેલા જોઇશું."[૨૪]

રામના રાજ્યાભિષેકના સમાચાર જાણી મહોત્સવ જોવા માટે અનેક દેશદેશાંતરથી આવેલા લોકો અવધવાસીઓના મુખથી બોલાતાં ઉપર્યુક્ત વચનોને સાંભળી આનંદ પામવા લાગ્યા.[૨૫] જેઓને પાછળથી સમાચાર મળ્યા હતા એવા વિદેશવાસી મનુષ્યોના સમૂહો રામાભિષેકમહોત્સવ જોવા માટે અયોધ્યામાં આવવાથી આખી અયોધ્યાનગરી ખીચોખીચ ભરાઇ ગઈ.[૨૬] એ સમયે અયોધ્યામાં અનેક દેશોથી આવેલા મનુષ્યોનો ભારે કોલાહલ,ભરતી વખતે થતા સમુદ્રના ગડગડાટ સરખો સંભળાતો હતો.[૨૭] સાક્ષાત્ ઇંદ્રની અમરાવતી સરખી એ અયોધ્યાપુરી, રામાભિષેક જોવા માટે અનેક દેશથી આવેલા અસંખ્ય જનસમૂહોથી ભરાવાનેલીધે તથા ચારેબાજુ ભારે કોલાહલ થવાનેલીધે, અત્યંત મોટા મગર–મચ્છોથી ખીચોખીચ ભરેલા સમુદ્રના જેવી જણાતી હતી.[૨૮]

ततस्तदिन्द्रक्षयसन्निभं पुरं दिदृक्षुभिर्जान पदैरुपाहितैः ॥ समंततः सस्वनमाकुलं बभौ समुद्रयादोभिरिवार्णवोदकम् ॥ २८ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના બાલકાંડમાં છઠ્ઠો સર્ગ સંપૂર્ણ. ૬

## સર્ગ ૭ મો.

### મન્થરા અને કૈકેયી.

ज्ञातिदासी यतो जाता कैकेय्या तु सहोषिता ॥ प्रासादं चंद्रसंकाशमारुरोह यदृच्छया ॥ १ ॥

(હવે જે દિવસે રાજ્યાભિષેક થવાનો હતો, તેની આગલી રાત્રિએ એટલે રામચંદ્રે ઉપવાસસંકલ્પ કર્યો હતો તે દિવસની રાત્રિમાં, રામચંદ્રના રાજ્યાભિષેકમાં વિઘ્ન નાખવા માટે મંથરા દાસી તથા કૈકેયીએ જે કાંઇ આચરણ કર્યું હતું તે કહે છે.*)

મહારાજા દશરથને પટ્ટરાણીઓમાં સર્વથી પ્રિય કૈકેયી હતી. એ કૈકેયીની 'મંથરા' નામની એક દાસી હતી કે જે કૈકેયીના પિયરમાંજ દાસી તરીકે રહીને તેની સાથે ગાઢ પ્રેમવાળી બની હતી. તે મંથરાનો જન્મ કોના કુળમાં થયો હતો તેની કોઇને પણ ખબર ન હતી, અને તે અયોધ્યામાં કૈકેયીની પાસે તેની દાસી તરીકે વસતી હતી. તે મંથરા આજે એટલે રામના અભિષેકના આગલા દિવસે સાંજના પહોરે વાયુસેવનની ઇચ્છાથી કૈકેયીના ચંદ્રસરખા શ્વેત કાંતિવાળા મહેલ ઉપર ચઢી.[1] ત્યાં રહી તેણે આખી અયોધ્યા નગરીને વિચિત્ર પ્રકારના અલંકારોવડે સુશોભિત કરેલી જોઇ. અયોધ્યાના સઘળા રાજમાર્ગોપર ચંદનયુક્ત જળનો છંટકાવ કર્યો હતો, સર્વત્ર કમળપુષ્પો વેરેલાં હતાં, ઉત્તમ ધ્વજાઓ તથા પતાકાઓથી તેને અલંકૃત કરી હતી, અભ્યંગ સ્નાન કરી પવિત્ર થયેલા મનુષ્યો જ્યાં ત્યાં ફરતા હતા,[2,3] ઉત્તમ બ્રાહ્મણો રામચંદ્રને ભેટ આપવા માટે પુષ્પમાળાઓ તથા મોદક ગ્રહણ કરીને રાજમહેલ તરફ જતા હતા, દેવમંદિરો ચુનાવડે ધોળેલાં હોવાથી શ્વેત જણાતાં હતાં, અનેક પ્રકારનાં માંગલિક વાજીંત્રોના નાદ થતા હતા,[4] સર્વ લોકો હર્ષયુક્ત જણાતા હતા, જ્યાં ત્યાં વેદધ્વનિ સાંભળવામાં આવતો હતો, હસ્તીઓ તથા અશ્વો પણ આનંદયુક્ત જણાતા હતા, અને વૃષભો હર્ષથી મોટા નાદ કરતા હતા.[5] હૃષ્ટપુષ્ટ અને આનંદયુક્ત નગરવાસીઓ જેમાં આમતેમ ફરી રહ્યાં હતાં એવી સઘળી અયોધ્યાપુરીને શ્રેષ્ઠ ધ્વજા-પતાકાઓવડે અલંકૃત કરેલી જોઇને મંથરા દાસી અત્યંત વિસ્મિત થઇ અને 'આજે આ શું હશે?' એમ વિચાર કરવા લાગી.[6] એટલામાં પાસેનાજ મહેલ ઉપર શ્વેત રેશમી વસ્ત્ર ધારણ કરનારી રામચંદ્રની ધાત્રી પોતાની હર્ષપૂર્ણ દૃષ્ટિથી નગરશોભાને નીરખતી ઉભી હતી, તેને મંથરાએ લાંબા સાદથી બોલાવીને પૂછ્યું કે,[7] "ઓ બ્હેન! આજે આ શાનો ઉત્સવ જણાય છે? પોતાની સર્વ ઇચ્છિત કામનાઓ પૂર્ણ થઇ હોય એવાં રામચંદ્રની માતા કૌસલ્યા અત્યંત હર્ષથી આજે શા કારણથી મનુષ્યોને ધન આપે છે?[8] આજે આ અયોધ્યાવાસી જનોને આટલો બધો હર્ષ કેમ પ્રાપ્ત થયો છે? અને અત્યંત હર્ષિત થયેલા દશરથરાજા આજે શું કરાવનારા છે?"[9]

મંથરાદાસીનું વચન સાંભળીને, અત્યંત હર્ષથી

* આ વખતે રાવણવધ કરાવવાની ઇચ્છાવાળા દેવોએ વિચાર્યું કે—"જો રામચંદ્ર રાજ્યગાદીએ બેસશે, તો રાવણવધનું કાર્ય અટકી પડશે; કારણ કે સીતા રાવણને ત્યાં ન જાય ત્યાં સુધી રાવણનો વધ થવો અસંભવિત છે." એમ ધારીને દેવોએ મંથરાના ચિત્તમાં વિકાર ઉત્પન્ન કરી, તેના દ્વારા કૈકેયીને ભ્રમિત કરી; અને તેથીજ કૈકેયીએ પણ દશરથ પાસે રામને વનમાં મોકલવાનું વરદાન માગ્યું. એટલી હકીકત અધ્યાત્મરામાયણ વગેરે સંસ્કૃત તથા તુલસીદાસકૃત વગેરે પ્રાકૃત રામાયણોમાં દૃષ્ટિએ પડે છે એ પુરાણોની છાયા હોય એમ લાગે છે.

ઉભરાઈ જતી ધાત્રીએ તેને કહ્યું કે "બ્હેન! શું તું જાણતી નથી? આપણા પાટવી રાજકુમાર રામચંદ્ર કે જે ક્રોધને જિતેલા અને નિષ્પાપ છે, તેમનો, મહારાજા દશરથ આવતી કાલે પુષ્યયોગમાં યુવરાજપદે અભિષેક કરવાના છે."[૧૦,૧૧]

ધાત્રીનું વચન સાંભળતાંજ કુબ્જા÷ મંથરાના મનમાં ઈર્ષ્યા ઉપજી આવી અને તે સત્વર કૈલાસપર્વતના શિખરસરખા પ્રાસાદપરથી નીચે ઉતરી, ક્રોધાવેશથી કૈકેયીના શયનગૃહમાં ગઇ. ત્યાં જઇ તેણે રામચંદ્રને થનારા રાજ્યાભિષેકમાં ભરતનું અહિત સમાયલું છે, એમ જણાવતાં પલંગપર સૂતેલી કૈકેયીને કહ્યું કે:—[૧૨,૧૩] "હે મૂઢ બુદ્ધિવાળી કૈકેયિ! ઉઠ, ઉઠ, તું આમ નિરાંતે શું સૂઈ રહી છે? અરે, તારા ઉપર મોટું ભય આવી પડયું છે! અરે, તારો આત્મા મોટા દુઃખસાગરમાં આવી પડયો છે, તે તું કેમ નથી જાણતી?[૧૪] અરે, મૂર્ખ! તું તારા સ્વામીનો તારાપર પ્રેમ જોઇને તારા સૌભાગ્યનો ગર્વ ધરે છે; પરંતુ એ તારો સ્વામી (દશરથ)તો માત્ર ઉપરથીજ પ્રીતિ દર્શાવનારો છે. વસ્તુતઃ તારાપર પ્રીતિરહિત છે. માટે તારો સૌભાગ્યનો ગર્વ મિથ્યા છે. અરે તારૂં સૌભાગ્ય તો ઉનાળામાં ક્ષીણ થયેલા નદીના પ્રવાહસરખું ચંચલ છે."[૧૫]

ક્રોધયુક્ત થયેલી કુબ્જાનાં ભરતસંબંધી અહિત દર્શાવનારાં એવાં કઠોર વચન સાંભળીને કૈકેયીને અત્યંત ખેદ થયો.[૧૬] તેણે મંથરાને શાંતિથી પૂછ્યું કે:—"હે મંથરા! હું તને હાલમાં ઘણીજ દુઃખી અને ખેદયુક્ત મુખમુદ્રાવાળી જોઉં છું માટે પૂછું છું કે સાંપ્રતમાં મારૂં કુશળ નથી શું?"[૧૭]

કૈકેયીનું એવું મધુર વચન સાંભળીને તો વાક્ચતુર મંથરાને વળી વિશેષ ક્રોધ ચઢયો; અને તે જાણે અત્યંત ખેદયુક્ત થઇને કૈકેયીનુંજ હિત ઇચ્છતી હોયની, એમ પોતાનાં વાક્યોથી કૈકેયીના અંતઃકરણમાં ખેદ ઉપજાવતી અને રામચંદ્ર ઉપરના તેના પ્રેમને નષ્ટ કરતી કહેવા લાગી કે:—[૧૮,૧૯] "હે દેવિ પાછળથી જેના નિવારણનો કોઇ પણ ઉપાય થવો અશક્ય છે, એવું તારા સૌભાગ્યને નષ્ટ કરનારૂં મોટું કારણ આવી પડયું છે. તે એજ કે મહારાજા દશરથ આવતી કાલે કૌશલ્યાના પુત્ર રામનો યુવરાજપદે અભિષેક કરશે.[૨૦] એ વાત જ્યારથી મારા સાંભળવામાં આવી છે, ત્યારથી હું અગાધ ભયમાં ડૂબી ગઈ છું; અને દુઃખ તથા શોકયુક્ત થવાથી જાણે અગ્નિની જ્વાળામાં બળતી હોઉં એમ પરિતાપ પામું છું. તેથી તારૂં હિત થાય એટલા માટે તને સમજાવવાસારૂ હું તારી પાસે આવી છું.[૨૧] હે કૈકેયિ! હું તારા દુઃખે દુઃખી અને તારા સુખે સુખી છું, એ નિઃસંશય છે.[૨૨] હે દેવિ! તું ઉત્તમ રાજકુળમાં ઉત્પન્ન થયેલી તથા દશરથરાજાની પટ્ટરાણી છે; છતાં રાજનીતિની ઉગ્રતાને કેમ જાણતી નથી.[૨૩] વળી તું તારા પતિ દશરથને ધાર્મિક, શુદ્ધભાવવાળો અને મધુર ભાષણ કરનારો જાણે છે, પરંતુ તે માત્ર ઉપરથીજ ધર્મિષ્ઠ અને શુદ્ધભાવયુક્ત છે; વસ્તુતઃ તો તે દારૂણ પ્રકૃતિવાળો છે. તેણેજ તારી સાથે આવી રીતે કપટ કર્યું છે. (એટલે કે તારા પુત્ર ભરતને મોસાળ મોકલી, પાછળથી રામચંદ્રને રાજ્યાભિષેક કરવા માંડયો છે.)[૨૪] હે કૈકેયિ! આજ દિન સુધી તારો સ્વામી તારી પાસે આવીને નિરર્થક પ્રિય વચનો બોલતો હતો, વાસ્તવિક રીતે તો તેણે આજેજ કૌશલ્યાનો મનોરથ પૂર્ણ કરવાનો પ્રારંભ કર્યો છે.[૨૫] જો તો ખરી, તારો સ્વામી કેવો દુષ્ટાત્મા છે. તેણે તારા પુત્ર ભરતને તેના મોસાળમાં મોકલીને પાછળથી ખરેખરો સમય સાધીને કૌશલ્યાના પુત્ર રામને નિષ્કંટક રાજ્યાસનપર અભિષેક કરવાનો નિશ્ચય કર્યો છે![૨૬] હે બાળા! જેવી રીતે કોઈ સ્ત્રી પોતાનું હિત થવાની ઇચ્છાથી માતાની પેઠે અન્ન–પાનાદિથી સર્પનું પોષણ કરે અને તેને બાળકની પેઠે

÷ મંથરાનું શરીર કુબ્જું હતું, તેથી તેને લોકો 'કુબ્જા' પણ કહેતા હતા.

પોતાના શરીરપર ધારણ કરે, પણ છેવટે તેને તે શત્રુરૂપ થઈ પડે છે તેવી રીતે તેં પોતાનું હિત ઇચ્છીને અનેક પ્રકારના ભોગોથી તૃપ્ત કરેલા સર્પ જેવા દશરથરાજાને પોતાના પતિ-તરીકે અંગીકાર કર્યો; પરંતુ છેવટે તે તારો શત્રુ થઈ પડયો છે.[૨૭] અરે, તું વિચાર તો કર! ઉપેક્ષા કરેલો શત્રુ અથવા સર્પ, ઉપેક્ષા કરનારને જેવું ફળ આપે તેવુંજ ફળ દશરથ-રાજાએ તને અને તારા પુત્રને આજે આપ્યું છે![૨૮] હે બાલા! પાપી બુદ્ધિવાળા અને અસત્ય પ્રિયવાક્ય બોલનારા તારા પતિએ, રામચંદ્રના રાજ્યાભિષેકની તૈયારી કરવાથી તું કે જે નિરંતર સુખમાં રહેવા યોગ્ય છે તેને પુત્રાદિબંધુ વર્ગ સહિત હણી છે; અર્થાત્ તારી શોક્યનો પુત્ર રામ રાજા થવાથી તું ભાગ્યહીન થઈ ગઈ છે.[૨૯] હે વિસ્મયદર્શના* કૈકેયિ! સમય પ્રાપ્ત થયે જેમ યોગ્ય લાગે, તેમ તારૂં હિત થાય એવો ઉપાય કરીને તારા પુત્રનું, તારૂં અને મારૂં રક્ષણ કર.[૩૦]

મંથરાનું વચન સાંભળવા છતાં કૈકેયીને કાંઇ પણ ખોટું લાગ્યું નહિ; પરંતુ ઉલટી તે રામચંદ્રને રાજ્યાભિષેક થવાના સમાચાર જાણીને કૌશલ્યાની પેઠે હર્ષિત થઇ; અને તેનું મુખ શરદઋતુના ચંદ્ર સરખું નિર્મળ જણાવા લાગ્યું. સહસા માંગલિક વધામણી સાંભળીને વિસ્મિત તથા સંતુષ્ટ થયેલી કૈકેયી એકદમ પોતાની શય્યામાંથી ઉઠી અને તેણે પોતાના શરીરપરનું એક દિવ્ય આભૂષણ ઉતારીને મંથ-રાને વધામણીમાં આપ્યું.[૩૧,૩૨] પછી કૈકેયીએ મંથરાને હર્ષપૂર્વક કહ્યું કે:–[૩૩] "હે મંથરા! તેં રામચંદ્રને રાજ્યાભિષેક થવાની પ્રિય વાર્તા મને કહી તેથી હું તારાપર પ્રસન્ન થઇ છું. તું કહે હું તારૂં બીજું શું પ્રિય કરૂં?[૩૪] 'મહારાજા દશરથ શ્રીરામચંદ્રને રાજ્યાભિષેક કરે છે.' એ વાર્તા સાંભળીને હું અત્યંત સંતુષ્ટ થઇ છું; કેમકે રામચંદ્રમાં કે મારા પુત્ર ભરતમાં હું કાંઇ પણ ન્યૂનાધિકપણું જોતી નથી.[૩૫]

* વિસ્મય પામી હોય તેવા આકૃતિવાળી.

હે પ્રિયાર્હા* મંથરા! તેં અમૃતતુલ્ય અને મધુર વચન કહ્યું તે ઉપરાંત મને બીજું કાંઇ પણ અધિક પ્રિય નથી. માટે વધામણી લાવ-વાના બદલામાં તને બીજી જે કંઇ ઉત્તમ વસ્તુની ઇચ્છા હોય તે તું મારી પાસેથી માગી લે."[૩૬]

नमे परं किंचिदितो वरं पुनः प्रियं प्रियार्हे सुवचं वचोमृतम् ॥ तथाब्रवोचस्त्वमतः प्रियो-त्तरं वरं परं ते प्रददामि तं वृणु ॥ ३६ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં સાતમો સર્ગ સંપૂર્ણ. ૭

## सर्ग ८ मो.

### મંથરાએ કૈકયીને કરેલો દુર્બોધ.

मंथरा त्वभ्यसूय्यैनामुत्सृज्याभरणं हि तत् ॥ उवाचेदं ततो वाक्यं कोपदुःखसमन्विता ॥१॥

કૈકેયીનું વચન સાંભળીને દુઃખયુક્ત થ-યેલી મંથરાએ તેનાપર રીસ ચઢાવીને, તેણે વધામણીમાં આપેલું આભૂષણ દૂર ફેંકી દીધું; અને ક્રોધદર્શક ભ્રુકુટી ચઢાવીને તેને કહ્યું કે:–[૧] "અરે મૂર્ખ બુદ્ધિવાળી! તું શોક કરવાના સમયે ઉલટો હર્ષ કેમ બતાવે છે? અરેરે તું દુઃખસમુદ્રમાં ડૂબી રહી છે તે કેમ જાણતી નથી?[૨] અરે તારા દુઃખથી પીડાતી હું મારા દુઃખને મનમાં ને મનમાંજ સહન કરી રહી છું! હે દેવિ! તારે માથે મોટું કષ્ટ આવી પડયું છે છતાં તને શોક કરવાને બદલે હર્ષ કેમ થાય છે?[૩] હે બ્હેન! હું તારી અલ્પ-બુદ્ધિનો શોક કરૂં છું, કે અરે! પોતાની શોક્યના પુત્રની વૃદ્ધિ કે જે મૃત્યુ કરતાં પણ વિશેષ છે, તે જોઇને કયી બુદ્ધિશાળી સ્ત્રી હર્ષ પામે? કોઇ નહિ.[૪] હે કૈકેયિ! જો કે ચારે ભાઇઓનો રાજ્ય ઉપર એકસરખો હક છે, તો પણ જન્મના અનુક્રમથી રામ પછીજ ભરતનો હક ગણાય છે; છતાં તારાપર અત્યંત

* ઉત્તમ વધામણી લાવેલી હોવાથી પ્રિય વસ્તુ દેવા યોગ્ય.

પ્રીતિ હોવાને લીધે દશરથરાજા કદાચ ભરતને રાજ્ય આપે તો તેથી રામને ભય રહે કે નહિ? રહેજ. કારણ કે તેના હાથમાં મુખ્ય નહિ પણ સાધારણ રાજ્ય વૈભવજ રહે. એથી તારે સમજવું જોઇએ કે, રામ વગેરે સર્વના ધારવામાં એવું છે કે 'કૈકેયીપર અત્યંત પ્રીતિ હોવાથી રાજા તેના પુત્ર ભરતનેજ રાજ્ય આપશે.' એવા વિચારથી રામના અંતરમાં ભરતનો છૂપો ભય છેજ. એ પ્રમાણે ભય પામેલાના હાથમાં જ્યારે આખું રાજ્ય આવશે ત્યારે ભરતનો વિનાશ થવા સંબંધિ ભય કેમ નહિ રહે? કેમકે ભય પામેલા પ્રાણિથીજ ભય થાય છે. આવા વિચારથી હું અત્યંત ખેદ પામું છું.[૫] કદાચ તું કહીશ કે રાજાને ચાર પુત્રો છે તેમાં રામને એકલા ભરત તરફના ભયનું શું કારણ છે? તો એમ નથી, સાંભળ! મહાસમર્થ લક્ષ્મણ મન, વચન અને કાયાએ કરી રામચંદ્રની સાથે ઐક્યભાવને પામેલો છે, એટલે તેના તરફનો રામને કાંઈ પણ ભય નથી. વળી શત્રુઘ્ન પણ જેમ લક્ષ્મણ રામને અનુસરે છે તેમ ભરતને અનુસરી રહ્યો છે; એટલે તેના તરફનો પણ ભય નથી, કેમ કે ભરતના વિનાશથીજ શત્રુઘ્નના વિનાશનો સંભવ છે.[૬] હે ભામિનિ! જન્મના અનુક્રમથી પણ રામના પછી ભરતનોજ રાજ્યાધિકાર આવે છે; અને લક્ષ્મણ તથા શત્રુઘ્ન તો નાના હોવાથી તેમનો રાજ્યાધિકાર દૂર રહે છે; એટલે રામને તે બન્ને તરફના ભયનું કંઈ પણ કારણ નથી.[૭] માટે હે બ્હેન! હું તારા પુત્ર ભરતને સંભારીને, એ રામ કે જે સર્વ શાસ્ત્રોને જાણનારો, ક્ષત્રિયોની રીતભાતમાં બુદ્ધિમાન્ અને સમય પ્રાપ્ત થયે કાર્યસિદ્ધિ કરી લેનારો છે, તેના ભયથી થરથર કંપું છું![૮] આવતી કાલે પુષ્યયોગમાં ઉત્તમ બ્રાહ્મણો રામને રાજ્યાભિષેક કરશે, એટલે કૌશલ્યા અવશ્ય સૌભાગ્યવાળી થશે; અને તારાસરખી શોક્યરૂપ શત્રુને હણીને આખી પૃથ્વીનું રાજ્ય ભોગવવાના આનંદને પ્રાપ્ત થશે. જો એમ થશે તો તું અમો (તારી દાસીઓ) સહિત, કૌશલ્યાની આગળ હાથ જોડીને ઉભી રહીશ; અને તેની આજ્ઞા ઉઠાવનારી દાસી થઈશ. તારો પુત્ર ભરત પણ પોતાના દાસવર્ગસહિત રામની આજ્ઞા ઉઠાવનારો દાસ થઈને રહેશે.[૯-૧૧] રામને રાજ્ય મળવાથી સીતા તથા તેની સખીઓ વગેરે અત્યંત હર્ષ પામશે અને ભરતનો પ્રભાવ ક્ષીણ થવાથી તારી વહૂઓ (ભરતની સ્ત્રીઓ) હર્ષરહિત થઈને, દાસીની પેઠે સીતાની આજ્ઞા ઉઠાવશે."[૧૨]

રામચંદ્ર ઉપર પ્રીતિવિનાની મંથરાનાં ઉપર્યુક્ત વચન સાંભળીને કૈકેયી તેનું સાંત્વન કરતાં રામચંદ્રના ગુણોની પ્રશંસા કરવા લાગી કે:[૧૩] હે પ્રિયસખી મંથરા! તું આ શું બોલે છે? એ રામ પરમ ધર્મજ્ઞ, ગુણવાન્, જિતેંદ્રિય, કૃતજ્ઞ, સત્યવાદી અને પવિત્ર છે. તે મહારાજા દશરથના જ્યેષ્ઠ પુત્ર હોવાથી યુવરાજપદને યોગ્ય છે.[૧૪] દીર્ઘ આયુષ્યવાળો એ રામ જ્યારે રાજા થશે ત્યારે તો ઉલટો વિશેષ પ્રીતિમાન્ થઈને પોતાના બાંધવો તથા સેવકવર્ગનું પિતાની પેઠે પાલન કરશે. એવા ગુણવાન્ રામને રાજ્યાભિષેક થવાનો જાણીને, હે કુબ્જા! તું હર્ષને બદલે આટલો બધો પરિતાપ કેમ કરે છે?[૧૫] પિતૃપિતામહની પરંપરાથી પ્રાપ્ત થયેલું રામચંદ્રનું રાજ્ય સો વર્ષ પછી ભરતને પણ પ્રાપ્ત થશે.[૧૬] તો હે મંથરા! આમ વર્તમાન સમયે રામાભિષેકમહોત્સવ ચાલે છે, અને આગળ ઉપર ભરતને પણ રાજ્યાભિષેક થવાનો છે, છતાં તું હાલમાં શા માટે પરિતાપ પામે છે?[૧૭] હે મંથરા! મને મારો પુત્ર ભરત જેટલો માન્ય છે, તે કરતાં પણ રામચંદ્ર વિશેષ માન્ય છે; કારણ કે તે કૌશલ્યાની શુશ્રૂષા કરવા કરતાં પણ મારી અધિક શુશ્રૂષા કરે છે.[૧૮] વળી રામચંદ્રને રાજ્ય પ્રાપ્ત થશે તો પણ તે ભરતનુંજ છે; કેમકે રામચંદ્ર પોતાના ત્રણે ભાઈઓને પોતાના આત્મારૂપજ માને છે."[૧૯]

કૈકેયીનું એવું વચન સાંભળીને મંથરા વળી ઘણીજ દુઃખયુક્ત થઈ; અને તેણે લાંબા

નિસાસા નાખીને કહ્યું કે:–[૨૦] "હે સત્યને અસત્યરૂપે જોનારી કૈકેયિ! તું પોતાની મૂર્ખતાને લીધે શોક અને દુઃખના વિસ્તીર્ણ સમુદ્રમાં ડૂબતા પોતાના આત્માને જાણતી નથી! [૨૧] અરે અલ્પ બુદ્ધિવાળી! તું કહે છે કે રામના પછી ભરતને રાજ્ય મળશે પણ તે તારી ભૂલ છે; કેમકે રામના પછી તો તેનો જે પુત્ર હશે તે રાજા થશે (એવો પરંપરાથી ચાલતો નિયમ છે), તેથી તારો પુત્ર ભરત તો અદ્દલ રાજવંશમાંથીજ નીકળી જશે.[૨૨] હે ભામિનિ! રાજાના સર્વ પુત્રો કાંઈ રાજ્યગાદીપર બેસતા નથી. જો એમ થાય તો પરસ્પર ઈર્ષ્યાને લીધે પ્રજાને પીડા થવારૂપ મોટો અન્યાય થાય;[૨૩] માટે હે રમણીય અંગોવાળી કૈકેયિ! રાજાઓ સઘળું રાજ્યતંત્ર પોતાના જ્યેષ્ઠ પુત્રનેજ સોંપે છે. હા, કદાચ જ્યેષ્ઠ પુત્ર પ્રજાપાલન કરવાના ગુણોથી રહિત હોય તો તેના ગુણવાળા કનિષ્ઠ પુત્રને પણ રાજ્યતંત્ર સોંપાય ખરૂં, પરંતુ અત્ર તો તેવું નથી. (એટલે કે જ્યેષ્ઠપુત્ર રામજ સર્વ ગુણસંપન્ન છે.)[૨૪] હે દયાળુ બ્હેન! તારો પુત્ર ભરત રાજ્ય નહિ મળવાને લીધે અનાથની પેઠે સર્વ પ્રકારનાં સુખથીરહિત થશે અને છેવટે રાજવંશમાંથી પણ ભ્રષ્ટ થશે.[૨૫] અરે તું કંઈક વિચાર કર. તારે માથે આવું કષ્ટ આવેલું જાણીને, હું તેના નિવારણાર્થે તારી પાસે આવી છું છતાં તું તો મારા વચનને ધ્યાનમાં પણ લેતી નથી; અને ઉલટી પોતાની શોક્યની ચઢતી સાંભળીને મને વધામણીમાં પારિતોષિક આપે છે![૨૬] પરંતુ એવા ભોળા દિલની કૈકેયિ! તું નિશ્ચય રાખજે કે રામને નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત થશું કે તુરતજ તે તારા પુત્ર ભરતને કાંઈ દેશાંતર પ્રત્યે કે લોકાંતર પ્રત્યે મોકલી દેશે.*[૨૭] હે કૈકેયિ! ભરત હજી બાળક છે છતાં તેં તેને મોસાળ મોકલ્યો છે, એ પણ તેં પોતાના હાથેજ પોતાના અનર્થનું કારણ વોરી લીધું છે. વળી લક્ષ્મણ જેમ રામઉપર પ્રીતિવાળો છે, તેમ ભરત ઉપર પ્રીતિમાન્ હોવાને લીધે શત્રુઘ્ન પણ તેની સાથેજ ગયો છે. જો એ બન્ને ભાઈઓ અહીં હોત તો દશરથરાજાની તેમના પર થોડી પણ પ્રીતિ રહેત; કારણ કે નિરંતર પાસે વસવાથી સ્નેહ બંધાઈ રહે છે. અરે તું કંઈક તો વિચાર કર; નિરંતર પાસે પાસે વસેલાં વૃક્ષ, લતા તથા ગુલ્મ વગેરે જડ પ્રાણિઓ પણ પરસ્પર સ્નેહવાળાં જણાય છે; અને તેઓ એકએકના દુઃખમાં સહાયક બને છે.[૨૮,૨૯] સાંભળવામાં આવ્યું છે કે એક સમયે કાષ્ઠ ઉપર આજીવિકા કરનારા કઠિયારાઓ એક વૃક્ષને કાપવાને તૈયાર થયા હતા, પરંતુ તેની આસપાસ કાંટાવાળાં અનેક નાનાં નાનાં ઝાડવાં વિંટાયેલાં હતાં, તેથી તે વૃક્ષ મોટા ભયમાંથી બચી ગયું, (એટલે કે કાંટાવાળાં નાનાં ઝાડવાંના ભયથી કઠિયારાઓએ તે વૃક્ષને કાપ્યું નહિ.)[૩૦] રામ અને લક્ષ્મણ તો પરસ્પર એકબીજાની રક્ષા કરનારા છે; અને તેઓનો નિર્મળ ભ્રાતૃભાવ અશ્વિનીકુમારોના સરખો સર્વત્ર પ્રસિદ્ધ છે.[૩૧] માટે રાજ્ય મળ્યા પછી પણ રામ કદાપિ લક્ષ્મણનું અનિષ્ટ કરશે નહિ. પરંતુ તારા પુત્ર ભરતનો તો અવશ્ય નાશજ કરશે.[૩૨] માટે હે કૈકેયિ! મારી એવી માન્યતા છે કે ભરત પોતાના મામાને ઘેરથી અહીં પાછો ન આવતાં ભલે પરબારો વનમાં જાય. અહીં આવશે તો રામ હરકોઈ ઉપાયવડે તેનો નાશ કરશે; માટે તે વનમાં વસીને પણ જીવતો રહે એ મને ઘણું સારૂં લાગે છે. જો ભરત વનમાં જઈને ઉગરે અથવા તેને ધર્મપૂર્વક પિતાનું રાજ્ય પ્રાપ્ત થાય તો તારૂં અને તારાં સંબંધી-બાંધવોનું અત્યંત હિત તથા શ્રેય થાય.[૩૩,૩૪] અરે તું વિચાર તો કર! સ્વાર્થથી* ભ્રષ્ટ થયેલો અને સુખમાં ઉછરેલો તારો પુત્ર ભરત રાજ્યને પ્રાપ્ત થયેલા

* લોકાંતર પ્રત્યે મોકલી દેશે; એટલે પરલોકમાં મોકલશે—મારી નાખશે.

* રાજ્યપ્રાપ્તિરૂપ સ્વાર્થથી.

સહજ રિપુ÷ રામને અધીન થઈને કેવી રીતે જીવી શકશે.[૩૫] માટે જેમ કોઈ શૂરવીર મનુષ્ય અરણ્યમાં સિંહે પરાભવ પમાડેલા હાથીનું રક્ષણ કરે, તેમ તું રાજ્યગાદી મળવાથી પ્રબળ થયેલા રામે પરાભવ પમાડેલા ભરતનું રક્ષણ કર.[૩૬] હે કૈકેયિ ! પૂર્વે તેં પોતાના સૌભાગ્યના ગર્વથી રામની માતા કૌશલ્યાનો તિરસ્કાર કર્યો છે, તેથી પોતાના પુત્ર રામને રાજગાદી પ્રાપ્ત થયા પછી, એ તારી શોક્ય કૌશલ્યા પોતાનો પૂર્વ વૈરનો બદલો કેમ નહિ લે ?[૩૭]

હે ભામિનિ ! જ્યારે રામ, રત્નસમૂહવાળા સમુદ્રો તથા પર્વતોવાળી પૃથ્વીના રાજ્યને પ્રાપ્ત થશે, ત્યારે હીનપણાને પ્રાપ્ત થયેલી તું પોતાના પુત્ર ભરત સહિત દાસત્વની અશુભ સ્થિતિને પામીશ.[૩૮] હે બ્હેન ! જ્યારે રામ રાજા થશે ત્યારે ભરત અવશ્ય નાશ પામશે. માટે હું તને પ્રથમથી સૂચવું છું કે તું પોતાના પુત્ર ભરતને રાજ્ય મળે; અને રામ, લક્ષ્મણ તથા સીતાને વનવાસમાં જવું પડે, એવો ઉપાય વિચારીને સત્વર યોજ."[૩૯]

यदा हि रामः पृथिवीमवाप्स्यते ध्रुवं प्रणष्टो भरतो भविष्यति ॥ अतो हि संचिन्तय राज्यमात्मजे परस्य चैवास्य विवासकारणम् ॥३९॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં આઠમો સર્ગ સંપૂર્ણ. ૮

---

## સર્ગ ૯ મો.

### કૈકેયીનો કોપાગારમાં પ્રવેશ.

एवमुक्ता तु कैकेयी क्रोधेन ज्वलितानना ॥ दीर्घमुष्णं च निःश्वस्य मन्थरामिदमब्रवीत् ॥१॥

*મંથરા દાસીનું વચન સાંભળીને કૈકેયીની મુખાકૃતિ ક્રોધના આવેશને લીધે લાલચોળ થઇ ગઇ; અને તેણે લાંબો નિસાસો નાખીને કહ્યું કેઃ–[૧] "હે પ્રિય મંથરા ! અત્યારસુધી તો હું કાંઇ સમજતી ન હતી, પરંતુ હે મારી વ્હાલી સખિ ! તારા પ્રયાસથી હવે મારી આંખ ઉઘડી છે. હું આજેજ રામને વનમાં મોકલવા માટે અને મારા પુત્ર ભરતને રાજ્યાભિષેક કરાવવા માટે પ્રયત્ન કરીશ.[૨] ભરતને રાજ્ય પ્રાપ્ત થાય અને રામને કોઈ પણ પ્રકારે રાજ્ય ન મળતાં વનવાસ મળે, એવો માટે શો ઉપાય કરવો ? તે તું વિચાર કરીને કહે.[૩]

કૈકેયીનું વચન સાંભળી, પોતાનો પ્રયત્ન સફળ થયો જાણીને પાપી દૃષ્ટિવાળી મંથરા ઘણીજ પ્રસન્ન થઇ; અને રામચંદ્રને થવાના રાજ્યાભિષેકમાં વિઘ્ન નાખવાનો ઉપાય બતાવતી કહેવા લાગી કેઃ–[૪] "હે કૈકેયિ ! તું કાંઇ પણ ચિંતા કરીશ નહિ, મારૂં સામર્થ્ય તો જો. તારા પુત્ર ભરતનેજ રાજ્ય મળે અને રામને વનવાસ જવું પડે એવો ઉપાય હું તને બતાવું છું; સાંભળ ![૫] હે કૈકેયિ ! હું જે કહેવા ધારૂં છું તે ઉપાય તો તારા હાથમાંજ છે. એ ઉપાય કરવા માટે એક જુની વાત કે જે તેંજ મને કહેલી છે તે શું તને નથી સાંભરતી ? અથવા તને સાંભરે છે છતાં પોતાના હિતની વાત મારા મુખથી સાંભળવા માટે મારાથી ગુપ્ત રાખે છે ?[૬] ભલે, જો તારે મારા મુખથીજ સાંભળવાની ઇચ્છા હોય તો હુંજ કહું છું સાંભળ; અને પછી તે પ્રમાણે સત્વર કર."[૭]

મંથરાનું વચન સાંભળીને, કૈકેયી હર્ષપૂર્વક પોતાના પલંગપર બેઠી થઈ અને કહેવા લાગી કેઃ–[૮] "હે મંથરા ! મારા પુત્ર ભરતને રાજ્ય મળે અને રામને ન મળે, એવો શો ઉપાય છે ? તે મને સત્વર કહે ! !"[૯]

એવું સાંભળી, રામને થવાના રાજ્યાભિષેકમાં વિઘ્ન કરનારી પાપકર્મિણી મંથરાએ કૈકેયીને કહ્યું કેઃ–[૧૦] "હે કૈકેયિ ! પૂર્વે દેવો અને અસુરોનો સંગ્રામ થયો હતો, ત્યારે દેવોના રાજા ઇંદ્રને સહાય કરવા માટે કેટલાક

÷ સ્વાભાવિક શત્રુ. રાજ્યની બાબતમાં ભાઈઓ પરસ્પર સ્વાભાવિક શત્રુતાવાળાજ હોય છે.

* આમ મંથરાએ ત્રણ વાર ઉપદેશ કર્યો, તેથી કૈકેયીની ચિત્તવૃત્તિ ફરી ગઈ અને 'હવે શો ઉપાય કરવો ?' એ પૂછે છે.

રાજાઓસહિત તારો પતિ દશરથ તને સાથે લઈને દક્ષિણ દિશામાં આવેલા દંડકારણ્યની રાજધાની વૈજયંતનગર પ્રત્યે ગયો હતો, કે જે નગરમાં 'તિમિધ્વજ' નામનો અસુર રાજ્ય કરતો હતો.[11,12] એ અસુર મહાબળવાન્ અને સેંકડો માયાઓને જાણનારો હતો; અને તેનું બીજું નામ 'શંબરાસુર' હતું. તેણે પોતાના બળનો ગર્વ ધરીને સર્વ દેવગણો-સંહિત ઇંદ્રની સાથે યુદ્ધ આરંભ્યું હતું.[13] તેમાં તેણે ઘણોજ અનર્થ કર્યો હતો. દિવસે યુદ્ધ કરવાથી શ્રમિત થયેલા અને શસ્ત્રાસ્ત્રોના પ્રહારોથી છેદાયલા દેવપક્ષના યોદ્ધાઓ, કે જેઓ રાત્રે વિશ્રામ માટે સૂતા હોય, તેઓને ત્યાંથી ખેંચી જઈને અસુરો મારી નાખતા હતા.[14] એવો અન્યાય થતો જોઈને, મહાબાહુ દશરથરાજાએ તેજ સમયે અસુરોની સાથે તુમુલ યુદ્ધ આરંભ્યું અને તે ત્યાંસુધી કે તેનાં સર્વ અંગો અસુરોનાં શસ્ત્રવડે વિંધાઈ ગયાં,[15] અને તે પોતે મૂર્છિત થઈ રથમાં પડી ગયો. હે દેવિ! એ વેળા રથ હાંકવાને-માટે સારથિના સ્થાનપર બેઠેલી તું, તારા પતિને બચાવવા માટે સંગ્રામભૂમિમાંથી રથને દૂર લઈ ગઈ. ત્યાં પણ શત્રુઓના શસ્ત્રોના પ્રહાર થતા જોઈને, તેથી નહિ ગભરાતાં, તેં ત્યાંથી પણ રથને ઘણે દૂર લઈ જઈને તારા પતિ દશરથની રક્ષા કરી હતી.[16] હે રમણીય સ્વરૂપવાળી કૈકેયિ! ત્યાર પછી જ્યારે તારા પતિની મૂર્છા વળી અને સ્વસ્થચિત્ત થઈ તેણે જાણ્યું કે 'આ વખતે કૈકેયીએજ મારા પ્રાણ બચાવ્યા છે,' એટલે તેણે પ્રસન્ન થઈને તને બે વરદાન માગવાને કહ્યું. ત્યારે હે દેવિ! તેં તુરતમાંજ વર નહિ માગતાં કહ્યું કે,–"મારી ઇચ્છા થશે, ત્યારે હું તમારી પાસેથી બે વરદાન માગીશ." એવું સાંભળી તારા પતિ દશરથે પણ તે માન્ય કર્યું. હે બ્હેન! જો કે પ્રથમ હું આ વાર્તા જાણતી ન હતી, પણ પૂર્વે મને તેંજ કહેલી હતી, કે જે તારા સ્નેહને લીધે મેં મારા સ્મરણમાં રાખી છે. હે કૈકેયિ! એ બે વરદાનો કે જે પ્રથમથી તેં તારા સ્વામિની પાસે થાપણ તરીકે રાખી મૂક્યાં છે તે હમણાં માગી લે. અને બલાત્કારે પણ રાજાને એ વરદાનોથી બાંધી લઈને રામચંદ્રના રાજ્યાભિષેક માટે થતી તૈયારીઓને નિવૃત્ત કર.[17-19] હે કૈકેયિ! તું તારા સ્વામિની પાસેથી એક વરદાનમાં ભરતને રાજ્યાભિષેક થવાનું અને બીજામાં રામને ચૌદ વર્ષ વનવાસ મોકલવાનું માગ;[20] કેમકે રામ ચૌદ વર્ષ પર્યંત વનમાં રહેશે એટલી મુદ્દતમાં તેનાપરનો પ્રજાનો સ્નેહ નષ્ટ થશે અને તારો પુત્ર ભરત પ્રજાના સ્નેહનું પાત્ર થઈ રાજ્યમાં સ્થિર થશે.[21] માટે હે અશ્વપતિની પુત્રિ કૈકેયિ! હું કહું, તેમ કર. આજે રાત્રે રાજાને આવવાનો સમય થાય ત્યારે સર્વ અલંકારોનો ત્યાગ કરીને અને મલિન વસ્ત્રો ધારણ કરીને તું ક્રોધાગારમાં જા અને ત્યાં ક્રોધાયમાન જેવી થઈને, પૃથ્વીપર કાંઈ પણ બિછાના વિનાજ શયન કર.[22] જ્યારે રાજા તારી પાસે આવે, ત્યારે તું તેની સામું જોઈશ નહિ, કે તેની સાથે સંભાષણ પણ કરીશ નહિ; પરંતુ તેને જોઈ ને તું માત્ર રોદનજ કર્યા કરજે, અને પૃથ્વીપર શોકાવસ્થામાં પડી રહેજે.[23] હે કૈકેયિ! તારે એટલું તો નક્કી જાણવું, કે તારા સ્વામિને તું તેના પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે, તેથી તે દશરથ તારા માટે અગ્નિમાં પ્રવેશ કરવાને પણ સંકોચાય તેમ નથી.[24] હે કૈકેયિ! દશરથરાજા તને ક્રોધ પામેલી જોવાને સમર્થ નથી તો પછી ક્રોધ પમાડવાને તો ક્યાંથીજ સમર્થ હોય? તારૂં પ્રિય કરવાને માટે તે પોતાના પ્રાણનો પણ ત્યાગ કરવાને તૈયાર છે.[25] અરે, હે મંદસ્વભાવવાળી! તું પોતાના સૌભાગ્યબળનો તો વિચાર કર, કે તારો સ્વામી કદાપિ તારા વચનનું ઉલ્લંઘન કરી શકે એમ છેજ નહિ.[26] વળી જો હું તને પ્રથમથીજ સૂચવું છું કે દશરથરાજા તને અનેક પ્રકારના મણિ, મુક્તાફળ, અને સુવર્ણ વગેરે આપવાનું કહે, તો પણ

તેથી તું લલચાતી નહિ.[૨૭] પરંતુ પૂર્વે દેવાસુરના સંગ્રામસમયે દશરથરાજાએ આપેલાં બે વરદાનોને સ્મરણમાં લાવ્યા કરજે, કે જેથી તું રામને વનવાસ અને ભરતને રાજ્યપ્રાપ્તિ થવારૂપ સ્વાર્થથી ભ્રષ્ટ થાય નહિ.[૨૮] જ્યારે દશરથરાજા પોતાના હાથથીજ તને ઉઠાડીને વરદાન માગવાને કહે ત્યારે તારો અભિપ્રાય તેની આગળ એકદમ પ્રકટ નહિ કરતાં પ્રથમ તેને શપથ (સોગંદ) પૂર્વક પ્રતિજ્ઞા કરાવીને પછી વરદાન માગજે.[૨૯] હે બ્હેન! વરદાન માગતી વેળા તું રાજાને આ પ્રમાણે કહેજે કે હે રાજાઓમાં શ્રેષ્ઠ દશરથ! એક વરદાનથી રામચંદ્રને ચૌદ વર્ષ પર્યંત વનમાં મોકલો; અને બીજા વરદાનથી ભરતને સઘળી પૃથ્વીનું રાજ્ય આપો.[૩૦] હે કૈકેયિ! એ પ્રમાણે માગવાથી જો દશરથરાજા રામને ચૌદવર્ષ વનમાં મોકલશે તો એટલા અરસામાં તારા પુત્ર ભરતના રાજ્યનાં મૂળ દૃઢ થઈને, સેનાવગેરે રાજ્યસંપત્તિ તેને વશ થઇ જશે; અને તે સંપૂર્ણ આયુષ્ય ભોગવતાં સુધી રાજ્યાસનપર સ્થિર રહેશે.[૩૧] માટે હે બ્હેન! હું તને આગ્રહપૂર્વક કહું છું કે, તું રાજાપાસેથી રામને વનવાસ મોકલવાનું વરદાન માગજે, કે જેથી તારા પુત્ર ભરતનો સર્વ અર્થ સિદ્ધ થશે.[૩૨] ચૌદ વર્ષ પર્યંત વનમાં રહેવાથી રામ અરામ (પ્રજાને રમાડી રાખવામાં અસમર્થ-પ્રજાને અપ્રિય) થઈ પડશે; એમ થશે એટલે તારો પુત્ર ભરત નિષ્કંટક રાજ્ય ભોગવશે.[૩૩] કદાચ ચૌદવર્ષે પૂરાં થયાં પછી રામ વનમાંથી પાછો આવશે તો પણ તેનો કાંઇ ઉપાય ચાલશે નહિ, કારણ કે એટલા સમયમાં તો તારા પુત્ર ભરતનાં મૂળ પ્રજામાં સર્વત્ર દૃઢ થશે; અને રૂડી રીતે પાલન કરવાથી પ્રજા તથા સુહૃદ્વર્ગનો પ્રેમ તેના પર અવિચળ બંધાઈ જશે. માટે હે પ્રિય સખિ! જ્યારે રાજા તારી પાસે આવે ત્યારે તું નિર્ભય થઇને તેને શપથવડે બાંધી લે, અને રામચંદ્રને રાજ્યાભિષેક કરવાના તેના વિચારને વૃથા કર.

એ પ્રમાણે મંથરાદાસીએ કહેલાં અનર્થકારક વચનોને કૈકેયીએ અર્થકારક સમજીને સ્વીકાર્યાં.[૩૪-૩૬] પછી જેમ અશ્વિની (ઘોડી) ચાબૂકવાળા સ્વારને અધીન છતાં પોતાના વછેરાને માટે ઉન્માર્ગે દોડી જાય તેમ કૈકેયી દશરથરાજાને અધીન છતાં, ભરતને માટે મંથરાદાસીના કહેવાથી ઉન્માર્ગે પ્રવૃત્ત થઈ* અને 'અહો! હું કાંઇ પણ જાણતી ન હતી, એવું મારૂં હિત આ મારી દાસીએ કેમ કરી શોધી કાઢ્યું?' એવા વિચારથી વિસ્મિત થઈને, તે કૈકેયી મંથરાને હર્ષપૂર્વક કહેવા લાગી કે, "હે ઉત્તમઉપદેશ કરનારી મંથરા! તારી આવી શ્રેષ્ઠ બુદ્ધિ છે, એમ હું જાણતી ન હતી.[૩૭,૩૮] હે કુબ્જા! આ પૃથ્વી ઉપર દાસીપણું કરનારી સઘળી કુબ્જા સ્ત્રીઓમાં તું એકજ કાર્યાકાર્યવિચારમાં કુશળ બુદ્ધિવાળી છે, તથા મારાં કાર્ય સિદ્ધ કરવામાં નિરંતર સદિચ્છાપૂર્વક પ્રયત્ન કરનારી તુંજ છે.[૩૯] હે પ્રિય સખિ! ભરતને મોસાળ મોકલીને, રામને રાજ્યાભિષેક કરવાની દશરથરાજાની વિપરીત ઇચ્છાને અત્યાર સુધી હું બિલકુલ જાણતી ન હતી, આ બાબતમાં તેંજ મને સાવધ કરી છે, માટે તું બીજી કુબ્જા દાસીઓ કરતાં ઘણીજ ઉત્તમ છે. હે મંથરા! તારા સિવાય મારા રાજ્યમાં બીજી અનેક દાસીઓ છે; પરંતુ તે સર્વ દુષ્ટ અંગોવાળી, વાંકી અને પાપરૂપ દેખાવવાળી છે; પણ તું તો તે સર્વ કરતાં વિલક્ષણજ

*રામાભિષેકમાં વિઘ્ન કરવારૂપ નિંદ્ય કર્મમાં પ્રવૃત્ત થઈ.

કૈકેયીની આવી મતિ થવાનું કારણ કેટલેક સ્થળે આ પ્રમાણે દર્શાવ્યું છે-જ્યારે કૈકેયી બાલ્યાવસ્થામાં પોતાના પિતા કેકયરાજાને ત્યાં હતી, ત્યારે ત્યાં આવેલા કોઈ એક કદરૂપા બ્રાહ્મણને જોઈને, તેણે તેની ઘણીજ હાંસી અને નિંદા કરી, તેથી ક્રોધયુક્ત થયેલા એ મહાત્મા બ્રાહ્મણે તેને શાપ આપ્યો કે:-તું પોતાના સ્વરૂપના મદથી આંધળી થઈને મારા કદરૂપ શરીરને નિંદે છે, માટે તું પણ આ જગતમાં અત્યંત નીચ નિંદાને પ્રાપ્ત થઈશ." એવા શાપને લીધે, કૈકેયી સમજુ છતાં મંથરાના વચનને અધીન થઈ.

છે.[40] હે બ્હેન! તું વાયુથી નમેલા કમળની પેઠે નમેલી (વાંકી મુખવાળી) છતાં મનોહર દેખાવવાળી છે. તારૂં વક્ષઃસ્થળ (છાતીનો ભાગ) ખુંધને લીધે સ્કંધ પર્યંત ઉંચું છે,[41] અને તેની નીચે આવેલું સુંદર નાભિવાળું ઉદર જાણે વક્ષઃસ્થળની ઉંચાઇને જોઈને લજ્જા પામતું હોય ની, તેમ લજ્જાથી કૃશ થયેલું જણાય છે. તારૂં જઘન અત્યંત વિસ્તૃત છે, તથા બન્ને સ્તનો સમાન અને સ્થૂળ છે.[42] હે મંથરા! નિર્મલ ચંદ્રસરખા તારા મુખથી તું અત્યંત શોભે છે. તારૂં જઘન રોમરહિત છે; અને કટિમાં ધારણ કરેલી સુવર્ણમેખલાથી સુશોભિત તથા ઘુઘરીઓથી શબ્દાયમાન થઈ રહ્યું છે.[43] તારી બન્ને જંઘાઓ જાનુની સાથે મળેલી છે, બન્ને ચરણ પહોળા છે; અને પીઠનો ભાગ વિશાળ તથા સુંદર છે. હે મંથરા જ્યારે તું રેશમી વસ્ત્ર ધારણ કરીને મારી આગળ ચાલે છે ત્યારે તું અત્યંત શોભે છે. અસુરોના રાજા શંબરાસુરમાં જે સેંકડો માયાઓ હતી,[44,45] અને સાંપ્રતમાં જે અન્ય પ્રકારની હજારો માયાઓ છે તે સઘળી તારા હૃદયમાં રહેલી જણાય છે, અને તેથીજ તારૂં વક્ષઃસ્થળ રથના પૈડાના નાયડા સમાન વિસ્તૃત તેમજ દીર્ઘ ખુંધવાળું જણાય છે,[46] તથા તેમાં તત્કાળ કાર્યનું સ્ફુરણ થાય એવી બુદ્ધિ અને રાજનીતિ ભરેલી છે. હે કુબ્જા! જ્યારે ભરતને રાજ્યાભિષેક થશે; અને રામ વનવાસમાં જશે ત્યારે હું ઉત્તમ સુવર્ણથી બનાવેલો ચંદ્રહાર તારા વક્ષઃસ્થળ ઉપર પહેરાવીશ.[47,48] હે સુંદરિ! જ્યારે મારી ઇચ્છા પરિપૂર્ણ થશે, ત્યારે હું સંતુષ્ટ થઈને તારી ખુંધવાળા ભાગ ઉપર ચંદન વગેરે સુગંધ પદાર્થોનો લેપ કરીશ; અને તારા લલાટમાં સુવર્ણમય ચાંદલો ચોડીને તારા મુખને સુશોભિત કરીશ.[49] હે કુબ્જા! એ ઉપરાંત તારી ઇચ્છામાં આવશે તેવાં સુંદર વસ્ત્રાભૂષણો તને આપીશ, કે જેને ધારણ કરવાથી સાક્ષાત્ દેવાંગના સરખી થઈને તું રાજમહેલમાં વિચરીશ.[50] હે મંથરા! એ પ્રમાણે તું મારી માનીતી થવાને લીધે, ચંદ્રની પણ સ્પર્ધા કરનારૂં તારૂં મુખ અપ્રાતિમ શોભાવાળું થશે; અને પોતાના સૌંદર્યનો ગર્વ ધરનારી તું શત્રુ વર્ગમાં પણ શ્રેષ્ઠતાને પામીશ.[51] જેમ તું મારા ચરણની સેવા કરે છે, તેમ રણવાસની સઘળી દાસીઓ નિરંતર તારા ચરણની સેવા કરશે. અર્થાત્ મારી ઇચ્છા પૂર્ણ થશે એટલે તું દરેક પ્રકારે સુખી થઈશ, અને મારા જેટલું માન પામીશ."[52]

એવું સાંભળીને હર્ષ પામેલી મંથરા યજ્ઞમાં વેદીપર રહેલી અગ્નિશિખાની પેઠે શ્વેત શય્યાપર સૂતેલી કૈકેયીને કહેવા લાગી કેઃ—[53] "હે કલ્યાણિ પાણી વહી ગયા પછી કાંઇ પાળ બંધાતી નથી; અર્થાત્ પાણી વહી ગયા પછી પાળ બાંધવી વ્યર્થ છે, માટે હમણાંજ ઉઠ અને ક્રોધાગારમાં જઈને, મારા કહેવા પ્રમાણે રાજાને તારૂં સ્વરૂપ દર્શાવ."[54]

મંથરાએ કરેલા પ્રોત્સાહનથી, પોતાના સૌભાગ્યનો ગર્વ ધરનારી અને વિશાળ નેત્રવાળી કૈકેયી પલંગપરથી ઉઠી, અને મંથરાને સાથે લઈને ક્રોધાગારમાં ગઈ.[55] ત્યાં જઇ તેણે પોતાના કંઠમાં રહેલો સેંકડો અને હજારો સોનામહોરોની કિંમતનો મુક્તાહાર તથા બીજાં અનેક જાતનાં અમૂલ્ય વસ્ત્રાભૂષણો ઉતારી નાખ્યાં;[56] અને કુબ્જા દાસીના વચનને માન્ય કરીને પૃથ્વીપરજ શયન કર્યું. પછી તેણે મંથરાને કહ્યું કે,[57] "હે કુબ્જા જો મારી ઇચ્છા પૂર્ણ નહિ થાય તો તું રાજાને મારા મરણના સમાચાર કહેજે; અર્થાત્ મારૂં ઇચ્છિત પૂર્ણ નહિ થાય તો હું મરી જઇશ, અથવા તો રામચંદ્ર વનમાં જવાથી ભરતને રાજ્ય પ્રાપ્ત થશે.[58] હે પ્રિયસખિ! મારે સુવર્ણમુદ્રાઓ, અનેક પ્રકારનાં રત્નો કે ઉત્તમ ભોજન વગેરે કશાનું પ્રયોજન નથી. જો રામને રાજ્યાભિષેક થયો, તો મારા જીવતરનો અંત આવી રહ્યો એમ તું નિશ્ચય જાણજે.[59] કૈકેયીનાં ઉપર્યુક્ત વચન સાંભળીને, દુષ્ટ મંથરા દાસી પોતાના ઉપદેશને દૃઢ કરવાની

ઇચ્છાથી ભરતનું પ્રિય કરવા માટે અને રામનું અપ્રિય કરવા માટે રાજમહિષી કૈકેયીને પુનઃ પણ અતિ ક્રૂર વચનો કહેવા લાગી કે,[૬૦] "હે કૈકેયિ! જો રામને રાજ્ય મળ્યું તો તું તથા તારો પુત્ર ભરત અવશ્ય પરિતાપને પ્રાપ્ત થશો; માટે હે કલ્યાણિ! તું મારા કહેવા પ્રમાણે પ્રથમથીજ એવો યત્ન કર કે જેથી તારા પુત્ર ભરતનેજ રાજ્યાભિષેક થાય."[૬૧]

મંથરાનાં વચન રૂપી બાણોવડે વારંવાર હૃદયમાં વિંધાયેલી અને ક્રોધ પામેલી કૈકેયી 'અરે, હાય! શું રાજાએ મને આમ છેક છેતરી?' એમ માની વિસ્મયને લીધે પોતાના બન્ને હાથ પોતાના હૃદયપર રાખી કુબ્જા દાસીને કહેવા લાગી કે:-[૬૨] "હે પ્રિય સખિ! તું યાદ રાખજે કે કાંતો રામને રાજ્ય મળવાથી તું મારા મરણના સમાચાર રાજાને કહીશ એવો સમય આવશે અથવા રામને લાંબી મુદત સુધી વનવાસ મળવાથી મારા પુત્ર ભરતને રાજ્યાસને બેઠેલો જોવાનો સમય આવશે.[૬૩] હે કુબ્જા! જો રામ વનમાં ન જાય તો ઉત્તમ શય્યાઓ, પુષ્પમાળાઓ, સુગંધચંદનો, અંજન, પાનપદાર્થો અને અનેક પ્રકારના ભોજન પદાર્થોને તો શું, પરંતુ હું મારા જીવિતને પણ ઇચ્છતી નથી."[૬૪]

એ પ્રમાણે પોતાનો દારૂણ નિશ્ચય પ્રકટ રીતે જણાવીને, કૈકેયીએ પોતાના શરીરપરનાં સઘળાં વસ્ત્રાભૂષણો ઉતારી નાખ્યાં; અને પુણ્યનો ક્ષય થવાથી પૃથ્વીપર પડેલી કિન્નરસ્ત્રીની પેઠે, તે કૈકેયી કાંઇ પણ બિછાના વિના પૃથ્વીપર સૂઇ રહી.[૬૫] તે વેળા અત્યંત ખિન્ન થયેલી દશરથરાજાની પટ્ટરાણી કૈકેયી પોતાના શરીરપરનાં ઉત્તમ આભૂષણો તથા પુષ્પમાલાઓનો ત્યાગ કરવાથી અને ઉત્કટ ક્રોધાવેશને લીધે મુખપર છવાયેલી શ્યામતાથી, અંધકારવડે વ્યાપ્ત અને અસ્ત પામેલા તારાઓવાળા આકાશ સરખી જણાતી હતી.[૬૬]

उदीर्णसंरंभतमोवृताननाा तदावमुक्तोत्तममाल्यभूषणा ॥ नरेंद्रपत्नी विमना बभूव सा तमोवृता द्यौरिव मग्नतारका ॥ ६६ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં નવમો સર્ગ સંપૂર્ણ. ૯

## સર્ગ ૧૦ મો.

### મહારાજા દશરથ અને કૈકેયી.

विदर्शिता यदा देवी कुब्जया पापया भृशम ॥ तदा शेते स्म सा भूमौ दिग्धविद्धेव किन्नरी ॥१॥

દુષ્ટ કુબ્જા દાસીએ કરેલા વિપરીત ઉપદેશને માન્ય કરીને કૈકેયી, જેમ કિન્નરસ્ત્રી વિષયુક્તબાણથી વિંધાઈને પૃથ્વીપર પડે તેમ પૃથ્વીપર સૂઈ રહી.[૧] વિચક્ષણ બુદ્ધિવાળી કૈકેયીએ પોતાના મનમાં ને મનમાં "મંથરાએ કહ્યું તેજ સત્ય છે" એવો નિશ્ચય કરીને, ધીમે સ્વરે મંથરાને પણ તેમ કહ્યું.[૨] મંથરાનાં પૂર્વોક્ત વાક્યોનું સ્મરણ કરીને, નાગકન્યાની પેઠે લાંબા નિઃશ્વાસ મૂકતી એ કૈકેયી 'મંથરાનાં વાક્યો ભવિષ્યમાં મને સુખકારક કેવી રીતે થશે?' એવા વિચારને વશ થઇ. કૈકેયીનું હિત ઇચ્છનારી મંથરા પણ તેનો આવો દૃઢ નિશ્ચય જોઇને પોતાને જાણે કોઇ સિદ્ધિજ પ્રાપ્ત થઇ હોયની, એમ ઘણીજ પ્રસન્ન થઈ. પછી ક્રોધયુક્ત થયેલી રાજમહિષી કૈકેયી પોતાના નિશ્ચયને સારી રીતે દૃઢ કરીને અને ભ્રુકુટીભંગ* વગેરે કોપદર્શક ચિહ્નો ધારણ કરીને પૃથ્વીપર સૂતી અને તેણે પોતાનાં ચિત્રવિચિત્ર આભૂષણો તથા પુષ્પમાળાઓ વગેરે આમતેમ ફેંકી દીધાં; તેથી ક્રોધાગારની ભૂમિ ચારે બાજુ તારાઓથી છવાયેલા આકાશની પેઠે શોભવા લાગી. મલિન વસ્ત્ર ધારણ કરીને અને પોતાના મસ્તકપરની એક વેણી બાંધીને, કૈકેયી ક્ષીણ બળવાળી કિન્નરસ્ત્રીની પેઠે ક્રોધાગારમાં સૂઈ રહી.

રાજસભામાં મહારાજા દશરથે રામચંદ્રને રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય કરીને પુરોહિત તથા મંત્રીઓ વગેરેને સાહિત્ય તૈયાર કરવાની આજ્ઞા આપી; અને તેઓ સર્વેને પોત પોતાના ઘેર જવાનું કહીને, પોતાના અંતઃપુરમાં પ્રવેશ કર્યો. આ સમયે તેમણે વિચાર્યું કે: 'આજે રામચંદ્રને રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય

* ક્રોધથી ભ્રકુટી વાંકી થઈ જાય છે તે.

કર્યો છે, તે હજી સુધી કૈકેયીના જાણવામાં આવ્યો નથી, માટે પ્રિય વાર્તા કહેવાયોગ્ય કૈકેયીને મારે આ સમાચાર પ્રથમ જણાવવા જોઈએ.' એવા વિચારથી મહાયશસ્વી મહારાજા દશરથે શ્વેત વાદળાંવાળા અને રાહુગ્રહથી યુક્ત થયેલા આકાશમાં જેમ ચંદ્ર પ્રવેશ કરે તેમ પોતાના રણવાસમાં આવેલા કૈકેયીના સુશોભિત રંગમહેલમાં પ્રવેશ* કર્યો. ત્યાં સ્થળે સ્થળે મૈના-પોપટ, મયૂર, ક્રૌંચ અને રાજહંસ વગેરે પક્ષીઓના મધુર શબ્દો સાંભળવામાં આવતા હતા.[૩-૧૨] અનેક પ્રકારનાં વાજીંત્રો વાગી રહ્યાં હતાં, અને અનેક કુબ્જા તથા વામનિકા + દાસીઓ આમતેમ ફરતી હતી. વળી એ મહેલની આસપાસ બગીચામાં અનેક લતાગૃહો શોભી રહ્યાં હતાં, અને ચંપક, અશોક તથા નિત્ય પુષ્પ અને ફળ આપનારાં અનેક વૃક્ષોથી રમણીય જણાતી વાવો ત્યાં આવનાર મનુષ્યને સુખ આપતી હતી. એ મહેલમાં અનેક પ્રકારનાં ચિત્રગૃહો જોનારને આશ્ચર્યચકિત કરતાં હતાં. સ્થળે સ્થળે હાથીદાંતની, રૂપાની તથા સુવર્ણની બેઠકો બનાવેલી હતી. અમૂલ્ય વસ્ત્રાભૂષણો તથા ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય, ચોષ્ય, એ ચાર પ્રકારના ભોજનના પદાર્થોથી ભરેલા ભંડારો તેમાં જોવામાં આવતા હતા. એ પ્રમાણે ઉત્તમ સમૃદ્ધિયુક્ત હોવાને લીધે અમરાવતીસમાન શોભી રહેલા કૈકેયીના અંતઃપુરમાં મહારાજા દશરથે પ્રવેશ કર્યો.[૧૩-૧૬]

અંદર જઈ નિત્યના નિયમ પ્રમાણે તપાસ કરતાં, તેમણે સુંવાળી શય્યાપર પોતાની પ્રિય પત્ની કૈકેયીને દેખી નહિ. કોઈ પણ સમયે નહિ બનેલો બનાવ જોઈને મહારાજા દશરથ અત્યંત ખેદયુક્ત થઈ ગયા, કેમકે આજ દિન સુધીમાં કદીપણ કૈકેયીએ રાજાના આવવાના સમયનું ઉલ્લંઘન કર્યું ન હતું. તેમ રાજાએ પણ કૈકેયી વિનાના શૂન્ય અંતઃપુરમાં કદાપિ પ્રવેશ કર્યો ન હતો. કામવેગને લીધે અત્યંત વિહ્વળ થયેલા મહારાજા દશરથે કાર્યાકાર્યના વિચારવિનાની પોતાની પત્ની કૈકેયીની ઇચ્છાને જાણ્યા સિવાય પ્રથમની પેઠેજ અંતઃપુરના દ્વાર આગળ આવીને પ્રતિહારીને પૂછ્યું; ત્યારે તેણે મનમાં ત્રાસ પામી હાથ જોડીને મહારાજા દશરથને જણાવ્યું કે:-[૧૭-૨૦] "હે મહારાજ! મહારાણી કૈકેયી આજ ઘણાંજ કોપાયમાન થઇને ક્રોધાગારમાં ગયાં છે."

એવું સાંભળતાંજ દશરથરાજાના મનમાં અત્યંત ખેદ ઉત્પન્ન થયો;[૨૧] અને તેમની સઘળી ઇંદ્રિયો વ્યાકુળ તથા શિથિલ થઈ ગઈ. પછી અત્યંત દુઃખયુક્ત થયેલા પૃથ્વીપતિ દશરથ તુરતજ ક્રોધાગાર પ્રત્યે ગયા; અંદર જઇને જોયું તો તેમણે કૈકેયીને અયોગ્ય સ્થિતિમાં પૃથ્વીપર સૂતેલી દીઠી. કોઇએ કાપી નાખવાથી પૃથ્વીપર પડેલી લતાની પેઠે, પુણ્યક્ષીણ થવાનેલીધે સ્વર્ગમાંથી પડેલી દેવીની પેઠે, પોતાના લોકમાંથી ભ્રષ્ટ થયેલી કિન્નરસ્ત્રીની પેઠે, દેવલોકમાંથી પડેલી અપ્સરાની પેઠે, શત્રુઓને મોહિત કરવાને પ્રેરેલી માયા (ઇંદ્રજાળ)ની પેઠે અને પારધીના ફાંસામાં ફસાયેલી હરિણીની પેઠે કાંઈ પણ બિછાવ્યા વિના પૃથ્વીપર મલિન વસ્ત્ર ધારણ કરીને પડેલી, પાપી નિશ્ચયવાળી અને રામચંદ્રને રાજ્યાભિષેક થવાનું સાંભળી અત્યંત દુઃખી થઇ ગયેલી તથા યુવાન હોવાથી પોતાના (દશરથના) પ્રાણ કરતાં પણ પ્રિય એવી કૈકેયીને જોઇને મહારાજા દશરથ વૃદ્ધ છતાં પણ કામી હોવાથી અરણ્યમાં પારધીએ વિષયુક્ત બાણથી હણેલી હાથણીને જોઇને હાથી જેમ સ્નેહનેલીધે દુઃખી થાય તેમ દુઃખી થઇ ગયા અને ધીરજ નહિ રહેવાથી તુરતજ તેની પાસે જઈ બેસી ગયા.[૨૨-૨૮] 'અરે આ સમયે કૈકેયી મને શું કહેશે અને શું કરશે?' એવી

* કૈકેયીના મહેલ ચૂનાથી ધોળેલા હોવાથી શ્વેત હતા અને તેમાં કૈકેયી અત્યંત ક્રોધાવિષ્ટ થઈને રહેલી હતી. માટે તે મહેલને શ્વેત વાદળ અને રાહુયુક્ત આકાશની ઉપમા આપવામાં આવી છે.

+ કુબ્જા એટલે કદરૂપી સ્ત્રીઓ; અને વામનિકા એટલે ઠીંગણી સ્ત્રીઓ. એવી સ્ત્રીઓ ઘણે ભાગે અંતઃપુરમાં દાસીઓ તરીકે રહેતી હતી.

શંકાને લીધે મહારાજા દશરથ કામી હોવાથી ભયભીત થઇ ગયા; અને કમળપત્રસરખાં નેત્રવાળી કૈકેયીને પોતાના હાથવડે સ્પર્શ કરીને કહેવા લાગ્યા કેઃ[૨૭] "હે દેવિ ! આજે તું મારા ઉપર ક્રોધે ભરાઇ છે, તેનું કારણ હું જાણી શકતો નથી. હે પ્રિયા ! મારા તરફથી કદી પણ તને ક્રોધ થવો સંભવતોજ નથી; તો પછી કહે કેઃ–શું કોઇએ તારૂં અપમાન કર્યું છે કે તારી નિંદા કરી છે ?[૨૮] હે કલ્યાણિ ! હું નિરંતર તારાપરજ આસક્ત રહું છું, છતાં મારા ચિત્તમાં ગ્લાનિ ઉપજાવતી તું આમ છેક ભૂત ભરાયાની પેઠે મને દુઃખી કરવાને કાંઈ પણ બિછાના વિના પૃથ્વીપર શામાટે સૂતી છે ? વળી હે ભામિનિ ! જો તારા શરીરમાં કાંઇ વ્યાધિ થઇ આવ્યો હોય તો સત્વર કહે કે જેથી નિદાન કરવામાં કુશળ અને મારાથી વારંવાર સત્કાર પામનારા વૈદ્યો ક્ષણવારમાં તારા સર્વ વ્યાધિને દૂર કરી તને સુખી કરશે."

આટલું કહેવા છતાં પણ જ્યારે કૈકેયી કાંઇ બોલી નહિ; અને ક્રોધાવેશમાંજ રોદન કરતી પડી રહી, ત્યારે મહારાજા દશરથે તેને પુનઃ પણ કહ્યું કેઃ–"હે પ્રિયા ! આજે તું મારાપર આમ છેક નિર્દય કેમ થઈ ગઈ છે ? શું તારે કોઈનું પ્રિય કરવું છે ? અથવા તારૂં કોઇએ અપ્રિય કર્યું છે ? તે કહે.[૨૯-૩૧] હે સુંદરિ ! તું કહે, હું કોનું પ્રિય કરૂં ? અથવા કોનું અપ્રિય કરૂં ? હે સુમુખિ ! તારા મનની જે વાત હોય તે કહી દે ! આમ રોદન કરીને તું પોતાના શરીરનું વ્યર્થ શોષણ ન કર.[૩૨] હે દેવિ ! તારો અપરાધ કરનાર એવો કોણ છે કે જે વધ કરવા યોગ્ય નહિ છતાં મારાથી વધરૂપ શિક્ષાને પ્રાપ્ત થાય; અથવા વધ કરવા યોગ્ય છતાં પણ તને પ્રસન્ન કરવા માટે હું કયા પુરૂષને જીવતો છોડી દઉં ? તે કહે. તેમજ હે પ્રિયા ! તું કયા દરિદ્રી મનુષ્યને ધનવાન્ બનાવવા ઇચ્છે છે અથવા કયા ધનવાનને નિર્ધન કરવા ઇચ્છે છે ? તે કહે.[૩૩] હે દેવિ ! વિશેષ શું કહું ? હું અને મારા સર્વ સેવકો તારે અધીન છીએ. તારા ઉપર મારો જે અગાધ પ્રેમ છે, તેને તું જાણે છે, તેથી 'રાજા મારા કહેવા પ્રમાણે કરશે કે નહિ' એવી શંકા રાખવી એ તને અયોગ્ય છે. તારા મનમાં જે પ્રાપ્સિત હોય તે કહી દે. હું મારા પ્રાણ જતાં પણ તારા અભિપ્રાયને હણવાને સમર્થ નથી; અર્થાત્ તું કહીશ તેમ હું અવશ્ય કરીશ.[૩૪,૩૫] હું મારા પુણ્યના સોગંદ લઇને કહું છું કે હરકોઈ ઉપાયવડે હું તને પ્રસન્ન કરીશ. હે દેવિ ! આકાશમાં રહેલા સૂર્યનાં કિરણો જેટલી પૃથ્વીને પ્રકાશિત કરે છે તેટલી પૃથ્વી કે જેને વિષે દ્રાવિડ, સિંધુ, સૌવીર, સૌરાષ્ટ્ર, દક્ષિણાપથ, વંગ, અંગ, મગધ, મત્સ્ય અને સમૃદ્ધિવાળા કાશી તથા કોશલ વગેરે દેશો આવેલા છે તે, તથા તેમાં ઉત્પન્ન થતાં ધન, ધાન્ય અને પશુઓ વગેરે સર્વ દ્રવ્ય મારે સ્વાધીન છે; માટે હે કૈકેયિ ! એ સર્વમાંથી જે કંઈ તને અભીષ્ટ હોય તે મારી પાસેથી માગી લે[૩૬-૩૮] હે શોભના ! ઉઠ, ઉઠ, આમ વ્યર્થ પરિશ્રમ કરવાની શી જરૂર છે ? હે કૈકેયિ ! જેનાથી તને આમ ભયનું કારણ ઉપસ્થિત થયું હોય તે મને કહે, એટલે સૂર્ય જેમ ઝાકળને નિવૃત્ત કરે તેમ હું તેને નિવૃત્ત કરૂં."[૩૯]

એ પ્રમાણે કહીને, દશરથરાજાએ કૈકેયીનું ઘણું આશ્વાસન કર્યું; ત્યારે તેણે રામચંદ્રને થનારા રાજ્યાભિષેકમાં વિઘ્ન નાખવારૂપ અપ્રિય વચન બોલવાની ઇચ્છાથી કંઇક આંખ ઉંચી કરી; અને દારૂણ વચનોવડે રાજાને અધિક પીડિત કરવાને તૈયાર થઇ.[૪૦]

**तयोक्ता सा समाश्वस्ता वक्तुकामा तदप्रियम् ॥**
**परिपीडयितुं भूयो भर्तारमुपचक्रमे ॥ ४० ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં દશમો સર્ગ સંપૂર્ણ. ૧૦.

## સર્ગ ૧૧ મો.

**દશરથની પ્રતિજ્ઞા અને કૈકેયીની વરયાચના.**

**तं मन्मथशरैर्विद्धं कामवेगवशानुगम् ॥**
**उवाच पृथिवीपालं कैकेयी दारुणं वचः ॥१॥**

કૈકેયી કામદેવનાં બાણવડે પીડિત અને કામવેગને વશીભૂત થયેલા પૃથ્વીપતિ દશરથરાજા પ્રત્યે દારૂણ વચન કહેવા લાગી કે:[૧] "હે દેવ! હું રોગવડે પીડાએલી નથી, તેમ કોઈએ મારૂં અપમાન પણ કર્યું નથી; પરંતુ મારા મનમાં જે કંઈ અભિપ્રાય છે તેને હું તમારી પાસેથી સંપાદન કરવાને ઇચ્છું છું.[૨] જો તમે મારો અભિપ્રાય સંપાદન કરીને મને સુખી કરવા ઇચ્છતા હો તો પ્રથમ તે કાર્ય કરવા માટે દૃઢ પ્રતિજ્ઞા કરો, એટલે મારો જે અભિપ્રાય છે તે હું તમને નિવેદન કરૂં."[૩]

એવું સાંભળીને આનંદ પામેલા મહારાજા દશરથે કંઇક હાસ્ય કરતાં પૃથ્વીપર પડેલી કૈકેયીના મસ્તકપર પોતાના હાથનો સ્પર્શ કરીને કહ્યું કે:-[૪] "હે સ્વરૂપ-સૌંદર્યના ગર્વવાળી કૈકેયિ! શું તું નથી જાણતી કે પુરૂષોમાં વ્યાઘ્રસરખા એક રામચંદ્ર સિવાય બીજું કોઇપણ મને તારાથી અધિક પ્રિય નથી; અર્થાત્ મને સર્વકરતાં તું પ્રિય છે અને તારાથી માત્ર એક રામચંદ્રજ વિશેષ પ્રિય છે, બીજું કોઈ પણ નથી.[૫] માટે શત્રુઓથી પરાજય નહિ પામનારા અને મારા જીવનરૂપ એ મહાત્મા રામચંદ્રના શપથપૂર્વક કહું છું કે તારા મનમાં જે ઇચ્છિત હોય તે કહી દે. હું તે પ્રમાણે કરીશ.[૬] જેને જોયા વિના હું એક મુહૂર્ત પણ જીવી શકું નહિ, તે રામચંદ્રના શપથ લઇને પુનઃ પણ કહું છું કે હું તારા કહેવા પ્રમાણે કરીશ.[૭] હે કૈકેયિ! આમ બેવાર કહેવા છતાં પણ જો તને મારા વચનપર વિશ્વાસ ન આવતો હોય તો ત્રીજીવાર કહું છું. સાંભળ. પુરૂષોમાં શ્રેષ્ઠ રામ કે જે મારા આત્મા તથા મારા બીજા સર્વ પુત્રોકરતાં મને અધિક પ્રિય છે તેના સોગંદ છે કે જો હું તારૂં પ્રિય ન કરૂં.[૮] હે કલ્યાણિ! મારૂં અંતઃકરણ તારૂં પ્રિય કરવામાં તત્પર છે, તેનો વિચાર કરીને તું તારો અભિપ્રાય પ્રકટ કર અને મારો ઉદ્ધાર કર. હે કૈકેયિ! રામચંદ્ર મને અત્યંત પ્રિય છે એ બાબત ધ્યાનમાં રાખીને તું જે ઉત્તમ માનતી હોઉ તે કહે; અર્થાત્ રામચંદ્રને કષ્ટ થાય એવી બાબત સિવાય તારે જે કહેવું હોય તે કહે.[૯] હું નિરંતર તારી પ્રીતિને વશ હોવાથી તારા કહેવા પ્રમાણેજ કરીશ. પોતાની બલવાન્ સત્તાને વિચારીને તું 'રાજા મારા કહેવા પ્રમાણે કરશે કે નહિ?' એવી શંકા કરીશ નહિ. હું મારા સુકૃત(પુણ્ય)ના શપથપૂર્વક કહું છું કે, તારા કહેવા પ્રમાણે હું અવશ્ય કરીશ."[૧૦]

એ પ્રમાણે દશરથરાજાએ આગ્રહપૂર્વક ઉપરાઉપરી ત્રણવાર કૈકેયીના કહેવા પ્રમાણે કરવાની પ્રતિજ્ઞા કરી. ત્યારે હર્ષયુક્ત થયેલી અને પોતાના ઇચ્છિત અર્થનું મનન કરનારી કૈકેયી, દશરથરાજાના કાળસરખો પોતાનો ભયંકર અભિપ્રાય પ્રકટ કરવાને તત્પર થઈ; અને પોતાના પુત્ર ભરતપરના પક્ષપાતને લીધે આનંદપૂર્વક ક્રૂર વચન કહેવા લાગી કે:-[૧૧,૧૨] "હે રાજન્! તમે મારૂં ઇચ્છિત પૂર્ણ કરવાને પોતાના પ્રિય પુત્ર તથા સુકૃત વગેરેના શપથ લઇ ચૂક્યા છો. માટે તમારી એ પ્રતિજ્ઞાને ઈંદ્રાદિ તેત્રીશ દેવો, ચંદ્રસૂર્યાદિ ગ્રહો, આકાશ, રાત્રિ, દિવસ, દિશાઓ, સ્વર્ગ વગેરે ભુવનો અને પૃથ્વીના અધિષ્ઠાતા દેવો, ગંધર્વો, રાક્ષસો, રાત્રિમાં વિચરનારાં પ્રાણીઓ, વાસ્તુદેવતાઓ તથા બીજાં પણ જે ભૂત-પ્રાણીઓ હોય, તે સઘળાં શ્રવણ કરો અને જાણો."[૧૩-૧૫] એટલું કહીને વળી તેણે અદૃશ્ય રહેલા તે સર્વ દેવોને સંબોધીને કહ્યું કે:-"હે દેવલોકો! સત્ય પ્રતિજ્ઞાવાળા, ધર્મને જાણનારા, પવિત્ર, સત્યવાદી અને મહાતેજસ્વી આ દશરથરાજા મને ઇચ્છિત વરદાન આપવાને પ્રતિજ્ઞા કરે છે, તેને તમે સૌ સાંભળો; અર્થાત્ તમે તેમાં સાક્ષીભૂત થાઓ."[૧૬]

એ પ્રમાણે મોટા ધનુષ્યવાળા મહારાજા દશરથને પોતાનાં વચનોવડે બાંધી લઈને તથા તેમની પ્રશંસા કરીને, કૈકેયી કહેવા લાગી કે:–[17] "હે રાજન્! પૂર્વે થયેલા દેવાસુર સંગ્રામના વૃત્તાંતનું તમે સ્મરણ કરો, કે જે સંગ્રામમાં રાત્રિના વખતે તમારા શત્રુ શંબરાસુરે તમને પ્રાણરહિત નહિ કરતાં માત્ર મૂર્છિત કર્યા હતા.[18] તે સમયે હું જાગતી હતી, તેથી મેં પ્રયત્નપૂર્વક શત્રુના પ્રહારોથી તમારૂં રક્ષણ કર્યું હતું. એ જોઈ મૂર્છા વળ્યા પછી પ્રસન્ન થયેલા તમોએ મને બે વરદાન માગવાનું કહ્યું,[19] ત્યારે એ વેળા ન માગતાં મેં તે બન્ને વરદાન "જરૂર પડશે, ત્યારે માગીશ." એમ કહીને તમારી પાસે લહેણાં રાખ્યાં હતાં. હે પૃથ્વીપતિ રઘુનંદન! તે વરદાન તમે આજે મને ઇચ્છિત આપવાને તૈયાર થયા છો માટે હું તમારી પાસેથી માગી લેવા ધારૂં છું.[20] હે સ્વામિન્! તમોએ મને ઇચ્છિત વર આપવાની પ્રતિજ્ઞા પણ કરી છે; એટલે હવે જો મારૂં માગેલું વરદાન નહિ આપો તો 'તમોએ મારૂં અપમાન કર્યું' એમ માનીને હું આજેજ મારા જીવિતનો ત્યાગ કરીશ."[21]

એ પ્રમાણે કૈકેયીએ વચન માત્રથી પોતાને વશ કરેલા મહારાજા દશરથ જેમ હરિણ પોતાનાજ નાશને માટે જાળમાં બંધાય છે તેમ ધર્મરૂપી પાશવડે બંધાયા.[22] પછી કૈકેયીએ પોતાની જાળમાં ફસાવાને લીધે વરદાન આપવાને તૈયાર થયેલા દશરથરાજાને કહ્યું કે:–"હે પૃથ્વીપતિ! પૂર્વે દેવાસુરસંગ્રામમાં લહેણાં રાખેલાં બે વરદાન તમારે આજે મને આપવાં પડશે. તેમાં પહેલા વરદાનથી હું એવું માગું છું કે તમોએ રામને રાજ્યાભિષેક કરવા માટે જે સમારંભ આદર્યો છે, તેજ સમારંભ-સાહિત્યથી મારા પુત્ર ભરતને રાજ્યાભિષેક કરો. વળી એ દેવાસુરસંગ્રામમાં તમોએ પ્રસન્ન થઈને મને જે બીજું વરદાન માગવાને કહ્યું હતું, તેનો પણ સમય આવી પહોંચ્યો હોવાથી એ બીજું વરદાન હું એવું માગું છું કે મહાન્ ધૈર્યવાળો તમારો જ્યેષ્ઠ પુત્ર રામ, ચીર તથા મૃગચર્મ ધારણ કરીને તપસ્વીપણે ચૌદ વર્ષપર્યંત દંડકારણ્યમાં* નિવાસ કરે અને મારો પુત્ર ભરત નિષ્કંટક રાજ્ય ભોગવે.[23-27] હે મહારાજા! મારી એટલીજ ઉત્કૃષ્ટ ઇચ્છા છે અને તે પૂર્ણ કરવાને મેં, તમોએ પૂર્વે કહેલાંજ વરદાન માગી લીધાં છે. હે રાજન્! હવે હું આજેજ રામને વનમાં જવાને તત્પર થયેલો જોવાને ઇચ્છું છું.[28] હે મહારાજા દશરથ! તમે મારાં માગેલાં બે વરદાન આપીને સત્યવાદી થાઓ; અને પોતાના કુલ, શીલ તથા જન્મપરિચયનું÷ રક્ષણ કરો; કારણ કે 'મનુષ્યોને પરલોકને વિષે પણ પોતાનું સત્ય વચનજ હિતકારક અને પ્રશંસનીય છે.' એમ વિચારવાન પુરૂષો કહે છે."[29]

स राजराजो भव सत्यसंगरः कुलं च शीलं च हि जन्म रक्ष च ॥ परत्र वासे हि वदन्त्यनुत्तमं तपोधनाः सत्यवचो हितं नृणाम् ॥२९॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં અગીઆરમો સર્ગ સંપૂર્ણ. ૧૧

## સર્ગ ૧૨ મો.

### દશરથનો પરિતાપ અને કૈકેયીને આક્રોશ.

ततः श्रुत्वा महाराजः कैकेय्या दारुणं वचः ॥
चिन्तामभिसमापेदे मुहूर्तं प्रततापं च ॥ १ ॥

કૈકેયીનું દારૂણ વચન સાંભળતાંજ મહારાજા દશરથ એક મુહૂર્તપર્યંત સંતાપને લીધે સ્તબ્ધ થઈ રહ્યા; અને મનમાં ચિંતા કરવા લાગ્યા કે:–[1] "અરે, આ શું, મને દિવસે સ્વપ્ન તો નથી આવ્યું? શું મારા ચિત્તને વિષે મોહ તો નથી પ્રકટ્યો? અથવા પૂર્વજન્મમાં અનુભવેલી ભાવનાનું સ્ફુરણ તો નથી થયું? અરે, મારા મનમાં કાંઈ રોગાદિને લીધે વિકારતો નથી પ્રકટ્યો.?"[2] આમ વિચાર કરતાં, મહારાજા દશરથ કૈકેયીએ કહેલાં વચનો સાંભળવાથી પ્રકટેલા સંતાપને લીધે અત્યંત દુઃખી થઇ ગયા; અને છેવટે એ ક્રોધાગારમાં કાંઇ પણ

* આર્યાવર્તની દક્ષિણે આવેલું ઘોર અરણ્ય-વન.
÷ જન્મ આપનાર માત-પિતાની કીર્તિનું

બિછાના વિનાની પૃથ્વીપર મૂર્છિત થઈ પડયા.

પછી કેટલીકવારે મૂર્છા વળવાથી સચેત થઈ ને, વગર પાથરેલી જમીનપર બેઠેલા દશરથરાજા, હરિણ જેમ વાઘણને જોઈને દીન થઈ જાય, તેમ કૈકેયીને જોઈને દીન તથા દુઃખી થઈ ગયા, અને મંત્રબળે કરી મંડળમાં રૂંધાયેલો સર્પ જેમ નિઃશ્વાસ મૂકે,તેમ દીર્ઘ નિઃશ્વાસ મૂકવા લાગ્યા; તથા શોક અને ક્રોધનેલીધે "અહો, ધિક્કાર છે, ધિક્કાર છે," એમ બોલતાં, તે પુનઃ પણ મૂર્છિત થઈ પડયા.

પછી કેટલીકવારે જ્યારે દશરથરાજા પોતાની મેળે સાવધ થયા ત્યારે અસહ્ય દુઃખને લીધે ક્રોધયુક્ત થઇને જાણે પોતાના તેજવડે કૈકેયીને ભસ્મીભૂત કરતા હોયની? તેમ બોલવા લાગ્યા કેઃ-

"હે ક્રૂર સ્વભાવવાળી! હે દુષ્ટ ચરિત્રવાળી! તું આજે મારા કુળનો વિનાશ કરવાને તૈયાર થઇ છે ![૭-૭] અરે પાપિનિ! મારા પુત્ર રામચંદ્રે અથવા મેં તારૂં શું અનિષ્ટ કર્યું છે? અરે, રામચંદ્ર તો તારા ઉપર નિરંતર પોતાની માતાસરખી વૃત્તિ રાખીને તારી સેવા કરે છે;[૮] છતાં તું આજે તેનુંજ અનિષ્ટ કરવાને કેમ તત્પર થઇ છે? અરેરે, જેમ કોઇ મનુષ્ય અજ્ઞાનને વશ થઇ ઝેરીલી સાપણને પોતાના ઘરમાં રાખે તેમ મેં અજ્ઞાનથી તને રાજપુત્રી જાણીને મારાજ વિનાશને અર્થે મારા ઘરમાં રાખી છે! અરે, સઘળી પ્રજા જ્યારે રામના ઉત્તમ ગુણોનું સ્તવન કરે છે, ત્યારે હું કયા અપરાધને ઉદ્દેશી રામનો ત્યાગ કરી શકું? કદાચ કોઈ કારણને લીધે હું કૌસલ્યા તથા સુમિત્રાસહિત સઘળી રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરૂં; પરંતુ મારા જીવનના આધારભૂત પિતૃવત્સલ જ્યેષ્ઠ પુત્ર રામચંદ્રનો ત્યાગ તો કરી શકું નહિજ; કારણ કે તેને જોવાથી મને અત્યંત પ્રીતિ ઉપજે છે.[૯-૧૨] જો હું એક ક્ષણ પણ રામને ન જોઉં તો મારૂં સઘળું ચૈતન્ય નષ્ટ થઈ જાય. અરે, કદાચ આ જગત્ સૂર્યવિના રહી શકે અને ખેતરમાં વાવેલાં ડાંગર વગેરે ધાન્ય જળ વિના પણ રહી શકે, પરંતુ રામવિના મારા દેહમાં પ્રાણ ટકી શકે નહિ! માટે હે પાપી નિશ્ચયવાળી! હવે આટલેથીજ બસ કર, અને તારા પાપી નિશ્ચયનો ત્યાગ કર.[૧૩,૧૪] જો તું કહેતી હોય તો હું મારા મસ્તકવડે તારા ચરણનો સ્પર્શ કરવા સરખું અઘટિત કાર્ય પણ કરૂં; પરંતુ તું મારાપર પ્રસન્ન થઇને આ નીચ આગ્રહને મૂકી દે. હે પાપિનિ! તેં આવો દારૂણ વિચાર શા કારણથી કર્યો છે?[૧૫] હે કૈકેયિ! કદાચ તું ભરત રાજાને પ્રિય છે કે નહિ? એ બાબતનો નિર્ણય કરવા માટે આવું વરદાન માગીને મારી પરીક્ષા કરતી હોઇશ, પરંતુ ભરતપર મારી કેટલી પ્રીતિ છે તે તો પ્રથમથીજ તારા જાણવામાં છે. ભલે, તેં કહ્યું તે પ્રમાણે ભરતને રાજ્યાભિષેક થાઓ; પરંતુ રામને વનવાસ મોકલવાની તારે શી જરૂર છે?[૧૬] કદાચ 'શ્રીમાન રામચંદ્ર મારા જ્યેષ્ઠ પુત્ર છે અને ધર્મન્યાયે કરીને રાજ્યાસનના અધિકારી પણ તેજ છે' એમ માનીને, માત્ર ઉપર ઉપરથી પ્રિયવચન બોલનારી તેં પોતાની શુશ્રૂષા કરાવવા માટેજ આવું વરદાન માગ્યું હશે?[૧૭] હે કૈકેયિ! રામચંદ્રના રાજ્યાભિષેકની વાર્તા સાંભળીને, તું આમ એકાએક શોકયુક્ત થઇ ક્રૂર વચનોવડે મારા મનમાં અત્યંત સંતાપ શામાટે ઉપજાવી રહી છે? હે કૈકેયિ! મને તો લાગે છે કેઃ-તું આવા શુન્ય ક્રોધાગારમાં રહી છે, તેથી તારા ચિત્તમાં કોઈ ભૂતાદિનો આવેશ થયો છે; અથવા તો કોઇ દુષ્ટ માણસની શિખવણીથી તને આવી અવળી મતિ સૂઝી છે.[૧૮]

હે દેવિ! તું 'જ્યેષ્ઠપુત્રનેજ રાજ્યાભિષેક થવો જોઈએ.' એવી નીતિને જાણનારી છે, છતાં તારી બુદ્ધિમાં આવો વિકાર ઉત્પન્ન થયેલો જોઇ મને નિશ્ચય થાય છે કે હવે ઇક્ષ્વાકુકુળમાં અન્યાયનો પ્રવેશ થયો.[૧૯] હે વિશાળ નેત્રવાળી! તેં પૂર્વે કદાપિ મારૂં અપ્રિય કર્યું નથી, તે કારણથી 'આ દુષ્ટ અભિપ્રાય

તારો પોતાનોજ હોય.' એવું મારા માનવામાં આવતું નથી.[૨૦] હે કૈકેયિ! મારો જ્યેષ્ઠપુત્ર રામ, તને ભરતના જેટલોજ પ્રિય છે; અને તે માટે તું મને ઘણીવાર રામ ઉપરની પ્રીતિવાળી વાર્તાઓ કહ્યા કરે છે.[૨૧] છતાં હે દેવિ! આજે તું ધર્માત્મા અને યશસ્વી રામને ચૌદ વર્ષપર્યંત વનવાસ મોકલવાને કેમ ઇચ્છે છે?[૨૨] અરે, અત્યંત સુકુમાર અને ધર્મમાં પ્રીતિવાળા રામને ભયંકર વનમાં કાઢવાનું તને કેમ રૂચે છે?[૨૩] હે સુંદર નેત્રવાળી! સર્વલોકને આનંદ આપનાર રામ કે જે નિરંતર તારી શુશ્રૂષા કરે છે, તેને વનમાં મોકલવાનું તને કેમ ગમે છે?[૨૪] હે કૈકેયિ! તારા પુત્ર ભરત કરતાં પણ રામચંદ્ર તારી ઘણીજ સેવા કરે છે. એથી તારા સંબંધમાં તેના કરતાં ભરતની કાંઈ પણ વિશેષતા જણાતી નથી.[૨૫] મારો જ્યેષ્ઠ પુત્ર રામ નિરંતર તારી સેવા કરે છે, તારૂં બહુ માન જાળવે છે, તને પૂજ્ય માને છે અને તારી આજ્ઞા પાળે છે; એથી વિશેષ બીજું કોણ કરી શકે એમ છે?[૨૬] મારે ત્યાં હજારો સ્ત્રીઓ છે; પરંતુ તેમાંથી કોઇએ હજીસુધી મારા પુત્ર રામચંદ્રના સંબંધમાં પરિવાદ* કે અપવાદ÷ વચનો કહ્યાં નથી.[૨૭] મનુષ્યોમાં સિંહસરખા એ રામચંદ્ર પોતાના શુદ્ધ અંતઃકરણથી સર્વ ભૂત-પ્રાણીઓની સાંત્વના કરે છે; અને સર્વને ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ કરાવીને પોતાના વશીભૂત બનાવે છે.[૨૮] મારો પુત્ર રામ, પોતાના બળવડે સર્વ લોકોને, દાનાદિ સત્કારવડે બ્રાહ્મણોને, શુશ્રૂષા કરવાવડે ગુરૂજનોને અને સંગ્રામમાં ધનુષ્યવડે શત્રુઓને પોતાને વશ કરે છે.[૨૯] સત્ય, દાન, તપ, ત્યાગ, મૈત્રી, શૌચ, આર્જવ, વિદ્યા અને ગુરૂની શુશ્રૂષા, એટલા ગુણો તો રામમાં નિરંતર અવિચળપણે રહેલા છે.[૩૦] એવા ઉત્તમ ગુણસંપન્ન, દેવતુલ્ય કાંતિવાળા અને મહર્ષિસરખા પ્રભાવવાળા રામને તું શા માટે વનમાં મોકલવાને ઇચ્છે છે?[૩૧] હે કૈકેયિ! સર્વની સાથે પ્રિય વચન બોલનારા રામે કોઈ દિવસે પણ કોઇને અપ્રિય વચન કહ્યું હોય એમ મને સાંભરતું નથી, તો પછી માત્ર તારી પ્રીતિ સંપાદન કરવાને માટેજ હું આજે મારા પ્રિય પુત્ર રામને 'તું વનમાં જા.' એવું અપ્રિય વચન કેમ કહી શકું?[૩૨] જેને વિષે ક્ષમા, તપ, ત્યાગ, સત્ય, ધર્મ, કૃતજ્ઞતા અને અહિંસા આદિ ઉત્તમ ગુણો સદૈવ રહેલા છે, તે રામ વનમાં જાય તો મારી શી ગતિ થાય?[૩૩] હે કૈકેયિ! હવે તો હું વૃદ્ધ અને છેક છેલ્લી અવસ્થાએ પહોંચેલો હોવાથી શોચનીય થઈ પડયો છું; તથા તારી પ્રીતિને લીધે દીનની પેઠે તારી આજીજી કરી રહ્યો છું, માટે તારે મારાપર દયા કરવી જોઇએ.[૩૪] હે કૈકેયિ! જો તું કહેતી હોય તો આ સમુદ્ર પર્યંતની સમગ્ર પૃથ્વીમાં જે કંઈ મારૂં છે, તે સર્વ હું તને અર્પણ કરૂં; પરંતુ જેથી મારૂં મરણ થાય એવા આ તારા અનિષ્ટ અભિપ્રાયને વશ થવાનું મને કહીશ નહિ.[૩૫] હે કૈકેયિ! છેવટે હું તને હાથ જોડીને તથા તારા ચરણમાં પ્રણામ કરીને કહું છું કે જ્યેષ્ઠ પુત્ર હયાત છતાં કનિષ્ઠ પુત્રને રાજ્યાભિષેક કરવારૂપ તથા નિરપરાધી રામને વનવાસમાં મોકલવારૂપ અધર્મથી તું મારો ઉદ્ધાર કરીને મારૂં તથા રામનું રક્ષણ કર."[૩૬]

અત્યંત દુઃખ તથા શોકને લીધે આકુળવ્યાકુળ થઈ વિલાપ કરતા, બેભાન સ્થિતિમાં આવી પડેલા તથા પોતાને ઉપજેલા શોકસમુદ્રનો સત્વર અંત લાવવા ઇચ્છતા મહારાજા દશરથનાં વચન સાંભળીને, ક્રૂર સ્વભાવવાળી અને ભયંકર સ્વરૂપવાળી કૈકેયી પુનઃ પણ અત્યંત દારૂણ વચન કહેવા લાગી કે:-[૩૭,૩૮]

"હે શૂરવીર રાજન્! તમે મને વરદાન આપવાનું કહીને, હવે તે આપવા માટે પોતાની અશક્તિ બતાવો છો, તો જગતમાં

* કારણ હોવાને લીધે અપકીર્તિ થાય તે પરિવાદ.
÷ કારણ નહિ છતાં અપકીર્તિ થાય તે અપવાદ.

તમને ધર્મિષ્ઠ તથા સત્યવાદી કોણ કહેશે?[૩૯] હે ધર્મજ્ઞ! જ્યારે તમે કોઈ સ્થળે એકઠા થયેલા ઘણા રાજર્ષિઓની સભામાં જશો ત્યારે તેઓની સાથે આ વરદાનસંબંધી વાર્તાલાપ કરતાં શો પ્રત્યુત્તર આપશો?[૪૦] છેવટે તમારે કહેવુંજ પડશે કે 'જેણે શંબરાસુરની સાથે થયેલા યુદ્ધસમયે મારું રક્ષણ કર્યું હતું અને જેના અનુગ્રહથી હજી હું જીવું છું તે કૈકેયીને એ વરદાન માગવાને આપેલું વચન મેં મિથ્યા કર્યું છે![૪૧] વળી હે નરાધિપ! તમે વરદાન આપવાની પ્રતિજ્ઞા કરીને હવે આજેજ પાછા ઉલટું બોલો છો તેથી અવશ્ય તમે પોતાના સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલા રાજાઓની પવિત્ર કીર્તિને ઝાંખ લગાડશો.[૪૨] હે રાજન્! તમે જાણતા હશો કે પૂર્વે થઈ ગયેલા શૈબ્યરાજાએ શ્યેન* અને ×કપોતપક્ષીના પ્રસંગમાં પોતાના શરીરનું માંસ આપીને પણ પોતાનું વચન પાળ્યું છે;‡ તેમજ 'અલર્ક' નામનો રાજા પણ પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા-માટે યાચના કરનારા અંધ બ્રાહ્મણને પોતાનાં બન્ને નેત્ર આપીને ઉત્તમ ગતિને પ્રાપ્ત થયો છે.[૪૩] વળી સમુદ્ર પણ પૂર્વે પ્રતિજ્ઞા કરેલી હોવાને લીધે મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી. માટે તમે પણ એ શૈબ્ય વગેરે પૂર્વજોનાં ચરિત્રને સંભારીને પોતાની પ્રતિજ્ઞાને અસત્ય ન કરો.[૪૪] અરે, શું તમારી મતિ દુષ્ટ થઈ છે કે જેથી પોતાની પ્રતિજ્ઞા પાળવારૂપ ધર્મનો ત્યાગ કરીને અને રામને રાજ્યાસન આપીને તમે નિરંતર કૌશલ્યાની સાથે રમણ કરવા ઇચ્છો છો?[૪૫] હે રાજન્! રામને વનવાસ તથા ભરતને રાજ્યાભિષેક થવાનું મેં જે માગ્યું છે, તે ભલે ધર્મ હો કે અધર્મ હો, અને તમોએ મને ઇચ્છિત આપવા માટે કરેલી

* બાજપક્ષી.

× હોલો અથવા કબુતરપક્ષી.

‡ શૈબ્યરાજા સત્યવાદી અને પરોપકારી ઉદાર સ્વભાવનો હતો. કોઈક સમયે તેની ઉદારતાની પરીક્ષા કરવા માટે ઇંદ્ર તથા અગ્નિ બાજ અને હોલાનું સ્વરૂપ ધારણ કરીને અર્થાત્ ભક્ષ્ય (હોલો) અને ભક્ષક (બાજ)રૂપ થઈને શૈબ્યરાજાની પાસે આવ્યા. બાજથી ભયભીત થયેલો હોલો પોતાના બચાવ માટે શૈબ્યરાજાના ખોળામાં ભરાઈ બેઠો. ત્યારે રાજાએ દયાથી તેને "હું તારું રક્ષણ કરીશ" એવું અભય વચન આપ્યું. પછી હોલાનું ભક્ષણ કરવાને, તેની પાછળ લાગેલા બાજપક્ષીએ આવી રાજાને કહ્યું કે, "હે રાજન્! આ હોલો તો ઈશ્વરે મારા માટે ભક્ષ્યરૂપેજ નિર્માણ કરેલો છે, માટે તેને છોડી દે." એવું સાંભળી ધર્મસંકટમાં આવી પડેલા શૈબ્યરાજાએ વિચાર કર્યો કે, 'જો હું હોલાને છોડી દઉં, તો શરણાગતની રક્ષા નહિ કર્યાનું અને પ્રતિજ્ઞા મિથ્યા થયાનું મને પાપ લાગે છે, અને ન છોડી દઉં તો દેવવિહિત ભક્ષ્યપર આજીવિકા કરનાર બાજપક્ષી ભૂખ્યો રહે છે; એ પણ પાપનું મૂળ છે; તેમજ બાજપક્ષીને આહાર આપી તૃપ્ત કરવા માટે બીજા જીવની હિંસા કરવી એ પણ અનર્થરૂપ છે; માટે હું મારા શરીરનું માંસ આપીનેજ મારી પ્રતિજ્ઞા પાળીશ.' એવો દૃઢ નિશ્ચય કરીને શૈબ્યરાજાએ બાજને કહ્યું કે:- "મારે શરણે આવેલા હોલાનો હું ત્યાગ નહિ કરું; પરંતુ તેના બદલે તે હોલાના શરીરના બરોબર હું તને મારા શરીરનું માંસ આપીશ." બાજપક્ષીએ તે કબુલ કર્યું; એટલે તુલા અર્થાત્ એક ત્રાજવામાં હોલાને રાખ્યો, અને બીજામાં રાજાએ પોતાના શરીરનું માંસ કાપી કાપીને મૂકવા માંડ્યું. જેમ જેમ રાજા માંસ મૂકતા જાય, તેમ તેમ હોલો પોતાના શરીરનું વજન વધારતો જાય. એમ કરતાં રાજાના આખા શરીરનું માંસ ત્રાજવામાં એકઠું થયું, તોપણ હોલાના શરીરના બરોબર થયું નહિ. ત્યારે રાજા પોતે ત્રાજવામાં બેસી ગયો, અર્થાત્ પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા માટે પોતાનો દેહ અર્પણ કર્યો. આ જોઈ બાજ અને હોલારૂપે આવેલા ઇંદ્ર અને અગ્નિ બન્ને દેવો પ્રસન્ન થયા; અને પોતાનું ખરું સ્વરૂપ પ્રકટ કરીને તથા રાજાના દેહને પૂર્વવત્ બનાવીને તેની ઉદારતાની પ્રશંસા કરતા સ્વર્ગપ્રત્યે ગયા.

† અલર્કરાજા સત્યપ્રતિજ્ઞ હતો. તેણે કોઈક સમયે પોતાની પાસે આવેલા અંધ બ્રાહ્મણને ઇચ્છિત આપવાને કહ્યું, ત્યારે તે બ્રાહ્મણે પોતાને નેત્ર નહિ હોવાથી રાજાનાં નેત્ર માગ્યાં. તેથી અલર્કરાજાએ કાંઈ પણ આનાકાની કર્યા સિવાય તેને પોતાનાં નેત્ર આપીને પોતાની પ્રતિજ્ઞા સત્ય કરી.

આ શૈબ્ય અને અલર્કરાજાની કથાનું તાત્પર્ય માત્ર એટલુંજ છે કે મનુષ્યે ગમેતેમ થાય, પરંતુ પોતાનું વચન મિથ્યા કરવું યોગ્ય નથી.

પ્રતિજ્ઞા પણ ભલે સત્ય હો કે અસત્ય હો; પરંતુ તે પાળ્યા વિના છૂટકોજ નથી.[૪૬] એમ છતાં પણ જો કદાચ તમે રામને રાજ્યાભિષેક કરશો, તો હું તમારા દેખતાંજ તમારી આમન્યા રાખ્યા સિવાય હાલાહલ વિષનું પાન કરીને મરણ પામીશ.[૪૭] રામને રાજ્યાભિષેક થવાથી રાજમાતાપદને પ્રાપ્ત થયેલી કૌસલ્યાને પ્રજાજનો હાથજોડીને પ્રણામ કરે, એવું એકાદ દિવસ પણ મારા જોવામાં આવે તે કરતાં મારૂં મૃત્યુ થાય એ શ્રેયસ્કર છે.[૪૮] હે મનુજાધિપ! હું મારા પ્રિયપુત્ર ભરતના શપથપૂર્વક કહું છું કે રામને વનવાસમાં મોકલ્યા સિવાય બીજા કોઈ પણ ઉપાયથી મને સંતોષ થશે નહિ."[૪૯]

એટલું કહીને કૈકેયી વિરામ પામી; અને અનેક પ્રકારનાં કરૂણાજનક વચનોથી પ્રાર્થના કરતા દશરથરાજા તરફ તેણે કાંઈ પણ લક્ષ આપ્યું નહિ.[૫૦]

રામને વનવાસ મોકલવા સંબંધી તથા ભરતને રાજ્યશ્રી સોંપવા સંબંધી કૈકેયીનું ઘણુંજ અયોગ્ય વચન સાંભળવાથી મહારાજા દશરથની સર્વ ઇંદ્રિયો શોકને લીધે આકુળવ્યાકુળ થઇ ગઇ; અને અપ્રિય વચન બોલનારી પોતાની પ્રિય પત્ની કૈકેયીને એક મુહૂર્ત પર્યંત કાંઈ પણ પ્રત્યુત્તર નહિ આપતાં, તે એકીટસે કૈકેયીના સામું જોઇ રહ્યા.[૫૧,૫૨] કૈકેયીનાં વજ્રસમાન કઠોર, હૃદયને અપ્રિય લાગનારાં અને દુઃખ તથા શોક ઉત્પન્ન કરનારાં વચનો વારંવાર સાંભરી આવવાથી દશરથરાજાને અધિકાધિક કષ્ટ થવા લાગ્યું.[૫૩] વળી રામને વનવાસ મોકલવાના દૃઢ નિશ્ચયથી નહિ ફરવા માટે કૈકેયીએ ભરતના જે ભયંકર સોગંદ લીધા હતા, એનું સ્મરણ કરીને તો દશરથરાજા "હા રામ! હા રામ!" એમ બોલતાં દીર્ઘ નિઃશ્વાસ મૂકીને, મૂળમાંથી કપાયેલા વૃક્ષની પેઠે મૂર્છિત થઇ પૃથ્વીપર પડી ગયા.[૫૪] આ સમયે મહારાજા દશરથ, નષ્ટચિત્ત÷ થયેલા ઉન્મત્તની પેઠે, સંનિપાતના વિકારથી ઘેરાયેલા રોગીની પેઠે, અને મણિ અથવા મંત્રૌષધિથી નષ્ટ થયેલા તેજવાળા સર્પની પેઠે પરાધીન દશામાં આવી પડયા.[૫૫] કેટલીક વારે કાંઇક સાવધ થઇને તેમણે દીન અને આતુર વાણીથી કૈકેયીને કહ્યું કે:-

"હે કૈકેયિ! તને આવા અનર્થનો અર્થરૂપે કોણે ઉપદેશ કર્યો છે?[૫૬] અરે, તું જાણે પરવશ થઇ હોયની? એમ મારી સાથે આવું અયોગ્ય બોલતાં શરમાતી પણ નથી? પૂર્વે કોઈ પણ સમયે મેં તારો આવો અવિવેક જોયો નથી.[૫૭] હે કૈકેયિ! તારો પ્રથમનો સ્વભાવ બદલાઈ જઈને હાલમાં વિપરીતપણાને પ્રાપ્ત થયો હોય એમ મને ભાસે છે. હે કૈકેયિ! તું મને કહે તો ખરી; તને રામથી શો ભય પ્રકટયો છે કે જેથી તું રામને વનમાં મોકલીને ભરતને રાજ્યાભિષેક કરાવવાનું આવું વિપરીત વરદાન માગે છે? હે પાપી નિશ્ચયવાળી! હે ક્રૂર અને હલકા સ્વભાવવાળી! હે દુષ્કૃત કરનારી કૈકેયિ! હું તને છેવટે એટલુંજ કહું છું કે જો તારે મારૂં, સર્વ પ્રજાનું અને તારા પુત્ર ભરતનું પ્રિય કરવું હોય તો તું આ અસત્યરૂપ દુષ્ટ આગ્રહનો ત્યાગ કર."[૫૮-૬૦]

આટલું બોલી, શોક અને દુઃખને લીધે શ્રમિત થયેલા દશરથરાજા આગળ નહિ બોલી શકવાથી વિરામ પામ્યા; પરંતુ ક્રૂર અને નિર્દય કૈકેયીને તેથી કાંઇ પણ દયા આવી નહિ. તે તો ઉલટી વિશેષ આગ્રહે ભરાઈ હોય એવી જણાવા લાગી. પછી થોડીકવારે સ્વસ્થ થયેલા મહારાજા દશરથ તેને સમજાવતાં દયાજનક વાણીથી પુનઃ પણ કહેવા લાગ્યા કે:-

"હે કૈકેયિ! શું તને મારામાં અને રામમાં દુઃખ અને દોષજ જોવામાં આવે છે? અરે, તું નિશ્ચય માન કે રામવિના ભરત કદાપિ રાજ્યને સ્વીકારશે નહિ;[૬૧] કેમકે તે રામ કરતાં પણ વિશેષ ધર્મિષ્ઠ છે. હે કૈકેયિ! હું તો રામને 'તું વનમાં જા' એમ કહીશ; પરંતુ તું પોતાના મુખથી તેને તેમ કરવાનું કેમ કહી શકીશ? કારણ કે તને રામ અત્યંત પ્રિય છે.[૬૨]

÷ જેનું ચિત્ત નષ્ટ થયેલું છે એવો-કર્તવ્યાકર્તવ્યવિચારશૂન્ય.

અરેરે, જ્યારે હું રામને "ચૌદ વર્ષ પર્યંત વનમાં વાસ કર,' એમ કહીશ ત્યારે તેનું મુખારવિંદ રાહુએ ગ્રસેલા ચંદ્રમા જેવું મલિન થઇ જશે તે હું કેમ કરી જોઇ શકીશ. મેં મારા સર્વ સ્નેહી જનોની સંમતિથી કાલે સવારે રામને રાજ્યાભિષેક કરવાનો ઉત્તમ નિશ્ચય કર્યો છે; પરંતુ હવે શત્રુઓથી હણાએલી સેનાની પેઠે પરાભવ પામેલા એ નિશ્ચયને હું કેવી રીતે ફેરવી શકીશ? વળી મારે ત્યાં રાજ્યાભિષેક મહોત્સવમાં અનેક દેશદેશાન્તરેથી આવેલા રાજાઓ મારા સંબંધમાં શું કહેશે?[૬૩,૬૪] તેઓ અવશ્ય એવુંજ કહેશે કે 'ઇક્ષ્વાકુકુળનો રાજા દશરથ બાળક બુદ્ધિવાળો છે. તેણે આટલા લાંબા કાળપર્યંત કેવી રીતે રાજ્ય કર્યું હશે?' વળી જ્યારે મારી આજ્ઞાથી રામ વનમાં જશે ત્યારે અનેક શાસ્ત્રોને જાણનારા તથા ગુણવાન એવા કેટલાએક વૃદ્ધ નાગરિકો મારી પાસે આવીને મને પૂછશે, કે 'રામ ક્યાં ગયા?' ત્યારે હું તેઓને શો પ્રત્યુત્તર આપી શકીશ? જો હું તેઓને 'કૈકેયીએ માગેલા વરદાનને વશ થવાથી દુઃખી થયેલા મેં રામને વનમાં મોકલ્યા છે' એવું સાચે સાચું કહીશ, તો પણ તેઓ સાચું માનશે નહિ. વળી રામ વનમાં જશે ત્યારે તેની માતા કૌસલ્યા મને શું પૂછશે? અને હું તેનું આવું અનિષ્ટ કરીને તેને શો ઉત્તર આપીશ? અરે, નિરંતર પ્રિય વચન બોલનારી, પોતાના પુત્ર રામ ઉપર પ્રેમવાળી અને મારૂં હિત ઇચ્છનારી એ કૌસલ્યા સદાકાળ મારી શુશ્રૂષા કરવા સમયે દાસીની પેઠે, એકાંત વાર્તાલાપ કરવામાં સખીની પેઠે, ધર્મક્રિયા કરવામાં પત્નીની પેઠે, હિતોપદેશ કરવામાં બ્હેનની પેઠે તથા ભોજન કરાવવામાં માતાની પેઠે વર્તે છે. એવા ઉત્તમ ગુણોને લીધે મારાથી સત્કાર પામવાને યોગ્ય એ કૌશલ્યાનો, મેં તને પ્રસન્ન રાખવા માટે અદ્યાપિ સુધી કશો પણ સત્કાર કર્યો નથી. અરે, તારી પ્રીતિમાં લોભાઇને તારી સાથે મેં જે કાંઇ ઉત્તમ આચરણ કર્યું છે તે સઘળું, જેમ કુપથ્ય રસાદિના સ્વાદવાળું ભોજન રોગીને સંતાપ કરે છે, તેમ મને આજે સંતાપ આપી રહ્યું છે. અરે, રામનો રાજ્યાભિષેક નહિ થતાં તેમને વનવાસ મળેલો જોઇને, પોતાના પુત્ર (લક્ષ્મણ)-ના સંબંધમાં મારાથી શંકિત થયેલી સુમિત્રા પણ મારો વિશ્વાસ કેમ રાખશે? અરેરે, મહાકષ્ટની વાત તો એ છે કે વિદેહપુત્રી સીતા રામનો વનવાસ તથા તેને લીધે થયેલું મારૂં મરણ એ બન્ને અપ્રિય સમાચાર સાંભળીને હિમાલયના પ્રદેશમાં પોતાના પતિથી વિખૂટી પડેલી કિન્નરીની પેઠે મહાશોકસાગરમાં ડૂબીને પોતાના પ્રાણનો ત્યાગ કરશે. અરેરે, રામચંદ્રને વન તરફ પ્રયાણ કરતા જોઇને તથા તેમનો વિયોગ થવાને લીધે સીતાને રોદન કરતી જોઇને હું લાંબો વખત જીવી શકીશ નહિ. આ સઘળાં કારણોથી નિશ્ચય હું મરણ પામીશ. એટલે હે કૈકેયિ! તું વિધવા થઇને તારા પુત્રદ્વારા સુખેથી રાજ્ય કરજે![૬૫-૭૫]

એટલું કહીને વળી દશરથરાજા શ્રમને લીધે થોડીકવાર શાંત રહ્યા; અને કેટલોક વિચાર કરીને પુનઃ પણ કહેવા લાગ્યા કેઃ- હે કૈકેયિ! જેવી રીતે મનુષ્ય મદિરાની મોહક શક્તિવડે મોહિત થઈને તેનું પાન કરે છે; પરંતુ છેવટે તેને વિષવત્ સમજે છે, અર્થાત્ મનુષ્ય પ્રથમ મોહને લીધે મદિરાપાન કરીને દુઃખી થાય છે પણ તેનો મદ ઉતર્યા પછી તેને વિષતુલ્ય હાનિકારક સમજે છે, તેવી રીતે મેં આજ સુધી તને સતી સમજીને તારો સમાગમ કર્યો; પરંતુ હવે મારા સમજવામાં આવી ગયું કે તું તો ખરેખરી સતીના વેષવાળી અસતીજ છે![૭૬] અરેરે, હાય!! પારધી જેમ ગાયનના આલાપથી વશ થયેલા હરિણને જાળમાં ફસાવી મારી નાખે છે, તેમ તું મિથ્યા સાંત્વન વચનો બોલીને મને આજે મારવાને તૈયાર થઇ છે![૭૭] જેમ આર્ય (શ્રેષ્ઠ આચારવાળા) જનો મદિરાપાન કરનારને ધિક્કારે છે, તેમ અયોધ્યાવાસી જનો રાજમાર્ગોમાં પરસ્પર મળીને 'અરે, જુઓ તો ખરા, દશરથ-

રાજાએ પોતાની વહાલી સ્ત્રી કૈકેયીની પાસેથી રતિસુખ મેળવવા માટે પોતાના વહાલા પુત્ર રામને વનમાં મોકલવા રૂપ ક્રમ આદરીને તેને રાજી રાખી; અર્થાત્ રતિસુખ માટે પોતાના પુત્રને પણ વેચ્યો! તે રાજા મહાપાપી અને અનાર્ય છે, એમ બોલી મને ધિક્કારશે.[૭૮] અહો! મારા સરખો કીર્તિમાન્ રાજા આ બાબતમાં તારી આવી વાણીને સહન કરે, એ કેટલું બધું કષ્ટ છે? ખરેખર લાગે છે કે પૂર્વજન્મમાં કરેલા અશુભ કર્મને લીધેજ મને આવું મહાદુઃખ પ્રાપ્ત થયું છે.[૭૯] હે પાપિનિ! જેમ કોઇ મનુષ્ય પોતાના કંઠમાં રહેલી ફાંસાની દોરડીનું અજ્ઞાનને લીધે રક્ષણ કરે છે, તેમ મિથ્યાપ્રતિજ્ઞ થયેલા મેં પણ અજ્ઞાનને લીધેજ આજદિન સુધી તારી રક્ષા કરી છે![૮૦] જેમ એકાંતમાં ક્રીડા કરતો બાળક અજ્ઞાનપણાથી પોતાના હાથવડે કાળા એવી સર્પને સ્પર્શ કરે, તેમ મેં એકાંતમાં રતિક્રીડા કરતાં તારો સ્પર્શ કર્યો; પરંતુ તું આવી રીતે મારા મૃત્યુરૂપ થઇશ એમ મેં જાણ્યું નહિ![૮૧] અરે, હું કે જે દુરાત્મા છું તે જીવતાં છતાં મારો પુત્ર રામ પિતૃહીનની પેઠે વનમાં જશે તે જોઇને સર્વ મનુષ્યો અવશ્ય કહેશેજ કે,[૮૨] 'અરે! વિષયાત્મા દશરથરાજા અત્યંત મૂર્ખ છે, કે જે પોતાની સ્ત્રીને રાજી રાખવાને માટે પોતાના પ્રિયપુત્રને વનમાં મોકલે છે![૮૩] અરે, વિવિધ પ્રકારના રાજવૈભવો ભોગવવાને સમયે મારો પુત્ર રામ, વનમાં રહીને વેદાધ્યયન, બ્રહ્મચર્યપાલન તથા ગુરુજનોની સેવા વગેરે કરવાથી શરીરે બહુ કૃશ થઈને દુઃખી થશે![૮૪] અહો!! મારા પુત્ર રામની કેટલી બધી સરળતા છે? જ્યારે હું તેને કહીશ કે 'તું ચૌદવર્ષ પર્યંત વનમાં વાસ કર' ત્યારે તે બીજો કાંઈ પણ પ્રત્યુત્તર નહિ આપતાં 'પિતાશ્રી! બહુ સારૂં' એટલુંજ કહેશે.[૮૫] અરે, હું તેને વનમાં જવાની આજ્ઞા આપું છતાં જો તે મારા કહેવા પ્રમાણે ન કરે તો તો મારૂં ઘણુંજ પ્રિય થાય, પણ તે તેમ કરશેજ નહિને![૮૬] જ્યારે રામચંદ્ર વનમાં જશે ત્યારે હું કે જે સર્વ લોકોમાં ધિક્કાર પામીને નિંદનીય સ્થાને પ્રાપ્ત થઇશ તેને મૃત્યુ યમલોકમાં લઈ જશે; અર્થાત્ રામ વનમાં જવાથી હું નિંદાપાત્ર થઇને મરણ પામીશ.[૮૭] એવું થયા પછી હે કૈકેયિ! તું તારા આવા ક્રૂર સ્વભાવને લીધે મારી પાછળ જીવતાં રહેલાં કૈસલ્યા વગેરે મારાં ઇષ્ટજનોને કોણ જાણે શાં શાં કષ્ટ આપીશ?[૮૮] અથવા, પણ તેઓ તારી આગળ રહેશેજ ક્યાંથી? મારાથી તથા રામથી વિખૂટી પડેલી કૌસલ્યા અને પોતાના બન્ને પુત્રો-(લક્ષ્મણ અને શત્રુઘ્ન)થી રહિત થયેલી સુમિત્રા* મારા મરણનું તથા પુત્રવિયોગનું દુઃખ સહન નહિ કરી શકવાને લીધે અવશ્ય મૃત્યુ પામીને મારી પાછળજ આવશે.[૮૯]

"હે કૈકેયિ! રામ, લક્ષ્મણ તથા શત્રુઘ્નસહિત મને, કૌસલ્યાને અને સુમિત્રાને મહાદુઃખમાં નાખીને ભલે તું એકલી સુખી થજે![૯૦] વળી મેં તથા રામે ત્યાગ કરવાથી અવ્યવસ્થિત થયેલું ઇક્ષ્વાકુકુળ, કે જે ઘણા કાળથી ગુણવાન પુરૂષોવડે સત્કાર પામેલું હોઇ કોઇથી પણ ક્ષોભ નહિ પામનારૂં છે, તેનું પણ તું પાલન કરજે![૯૧] હે કૈકેયિ! રામને વનવાસ મોકલવાનું, જો ભરતને સંમત હોય તો હું કહું છું કે ભરત મારો પુત્રજ નહિ; કેમકે મારા પુત્રમાં મારા જેવાજ ગુણો હોવા જોઈએ. એમ છતાં જો ભરતને રામનો વનવાસ રૂચિકરજ હોય તો તેણે મારા મરણ પછવાડે મારી પ્રેતક્રિયા કરવી નહિ.[૯૨] હે કૈકેયિ! રામ વનમાં જશે અને હું મરણ પામીશ; એટલે વિધવા થયેલી તું પોતાના પુત્રસહિત રાજ્ય કરજે.[૯૩] અરે, મારા દુર્દૈવને-

*સુમિત્રા લક્ષ્મણ અને શત્રુઘ્નથી રહિત થશે, એવી આશંકા કરવામાં દશરથરાજાનું એવું તાત્પર્ય હતું, કે લક્ષ્મણ તો અવશ્ય રામની સાથે વનમાં જશે. અને શત્રુઘ્ન ભરતને અનુસરનાર છે. છતાં કૈકેયીએ પોતાના ક્રૂર સ્વભાવે કરી જેમ રામને વનમાં મોકલી તેનો તિરસ્કાર કર્યો, તેમ કદાચ શત્રુઘ્નનો પણ કરે તો તે શત્રુઘ્ન પણ વનમાંજ ચાલ્યો જાય. ટિ. ટી.

લીધેજ તું રાજપુત્રીરૂપે અવતરીને મારા ઘરમાં આવી રહી છે! તારેજ લીધે લોકોમાં, પાપી મનુષ્યની પેઠે મારા સંબંધમાં અપકીર્તિ, ધિક્કાર તથા અપમાન ગવાશે![૯૪] અરેરે, વિચાર કરવાથી મને બીજું પણ કષ્ટ થાય છે, કે નિરંતર રથ, હાથી તથા અશ્વ વગેરે વાહનોપર બેસીને ગતિ કરનારો મારો પ્રિય પુત્ર રામ, દારૂણ અરણ્યમાં પોતાના કોમળ ચરણવડે કેમ કરી ચાલી શકશે.[૯૫] અરેરે, જેને ભોજન કરવાના સમયે કુંડલાદિ અલંકારોને ધારણ કરનારા રસોઈઆઓ, આનંદપૂર્વક ઉત્તમોત્તમ ભોજન તથા પાન પદાર્થો તૈયાર કરીને 'હું પહેલો, હું પહેલો' એમ આગ્રહ દર્શાવતાં પીરસે છે.[૯૬] તે મારો પુત્ર રામ વનમાં ઉત્પન્ન થયેલાં કડવાં, તીખાં અને કષાયેલાં કંદમૂળ તથા ફળનો આહાર કરીને કેવી રીતે રહી શકશે.[૯૭] અરેરે, હાય, નિરંતર સુખમાં ઉછરેલો અને અમૂલ્ય વસ્ત્રને ધારણ કરનારો રામ હવે વનમાં રહીને વલ્કલ વસ્ત્રને કેમ ધારણ કરી શકશે?[૯૮] ઓ કૈકેયિ! તું કહે તો ખરી કે રામને વનવાસ આપવો તથા ભરતને રાજ્યાભિષેક કરવો, એવો દારૂણ ઉપદેશ તને કોણે કર્યો છે?[૯૯]

આટલું આટલું કહેવા છતાં પણ જ્યારે કૈકેયી તરફથી કાંઇ પણ પ્રત્યુત્તર મળ્યો નહિ ત્યારે છેવટે અકળાઇને રાજાએ કહ્યું કેઃ– "અહો!! નિરંતર શઠ તથા સ્વાર્થમાંજ તત્પર રહેનારી સ્ત્રી જાતિનેજ ધિક્કાર છે. પણ રે, આથી હું કાંઇ સઘળી સ્ત્રીઓને કહેતો નથી; પરંતુ એકલી આ ભરતની માતા કૈકેયીનેજ કહું છું; અર્થાત્ સઘળી સ્ત્રીજાતિ ધિક્કારવા યોગ્ય હોતી નથી, પરંતુ કેટલેક અંશે આ કૈકેયીસરખી સ્ત્રીઓ ધિક્કારવા જેવી હોય છે. હું પણ તે કૈકેયીનેજ ધિક્કારૂં છું."[૧૦૦] (હવે કૈકેયીને સંબોધીને કહે છે કેઃ–) "હે અનર્થમાં અર્થ જોનારી અને ક્રૂર સ્વભાવવાળી કૈકેયિ! મને પરિતાપ પમાડવા માટે ઈશ્વરેજ તારા મનમાં આવો દુરાગ્રહ ઉત્પન્ન કર્યો હોય એમ લાગે છે. નહિ તો બતાવ તો ખરી કે સર્વ જગતનું હિત કરનારા રામે અથવા મેં તારૂં શું અપ્રિય કર્યું છે; કે જેથી તેં આવો દુરાગ્રહ ધારણ કર્યો છે?[૧] હે કૈકેયિ! રામને વનવાસના દુઃખમાં આવી પડેલા જોઇને, કૌસલ્યા વગેરે અમે એકલાજ નહિ, પરંતુ સઘળું જગત્ તારાપર કોપાયમાન થશે; અને રામના ઉપર અત્યંત સ્નેહ હોવાને લીધે પિતાઓ પોતાના પ્રિય પુત્રોનો, પુત્રો પિતાઓનો, સ્ત્રીઓ પતિનો તથા પતિ સ્ત્રીઓનો ત્યાગ કરીને રામની સાથે વનમાં જશે.[૨] અહો! દેવકુમાર સરખા સ્વરૂપવાન્ અને ઉત્તમ અલંકારોને ધારણ કરનારા મારા પુત્ર રામને મારી પાસે આવતો સાંભળીને હું જાણે તેને પ્રત્યક્ષ જોતો હોઉંની, એટલો આનંદ પામું છું; અને તેને મારી પાસે આવેલો જોઇને તો હર્ષને લીધે હૃષ્ટપુષ્ટ થયેલો હું પુનઃ યુવાન્ સરખોજ થઈ જાઉં છું![૩] અરે! સૂર્ય વિના અથવા વજ્રધારી ઇંદ્રે વૃષ્ટિ કર્યા વિના કદાચ જગતનો વ્યવહાર ચાલી શકે, પરંતુ અયોધ્યામાંથી નીકળી વનમાં જતા રામને જોઇને ખરેખર કોઈ પણ જીવી શકે નહિ, એમ મારૂં માનવું છે.[૪] હે કૈકેયિ! તું કે જે મારો વિનાશ કરવાની ઇચ્છાવાળી અને મારૂં અહિત કરનારી છે તેને મેં અજ્ઞાનને લીધે, જેમ કોઈ મનુષ્ય પોતાના મૃત્યુને પોતાના ઘરમાં સંઘરે તેમ આજદિન સુધી મારા ઘરમાં સંઘરી રાખી છે. અરે, મહા ખેદની વાત છે કે મેં મોહને લીધે તને મહાઝેરી સર્પિણીરૂપ નહિ જાણતાં, ઘણાકાળ પર્યંત ઉત્સંગમાં રમાડી અને તેથીજ હું હણાયો છું.[૫] હે દુષ્ટ! મારાથી તથા રામલક્ષ્મણથી રહિત થયેલો ભરત ભલે તારી સાથે રહીને નગરનું તથા સઘળા રાજ્યનું પાલન કરે અને તું પણ મારા સર્વ બાંધવ-સંબંધીઓને હણીને ભલે મારા શત્રુઓને હર્ષ પમાડ."[૬]

"અરેરે! ઓ ક્રૂર કર્મવાળી અને પુત્રવિયોગરૂપ પ્રહાર કરનારી કૈકેયિ! તું આવી રીતે હઠ પકડીને નિર્દયપણે બોલે છે, તેથી તારા દાંતના હજારો ટૂકડા થઇને તારા મુખમાંથી

કેમ ખરી પડતા નથી ?[7] હે કૈકેયિ ! ગુણવાન મનુષ્યોમાં માન પામેલા અને નિરંતર સર્વને આનંદ આપે એવું ભાષણ કરનારા મારા પુત્ર રામે, તને કદાપિ કઠોર અને અપ્રિય વચનો કહ્યાં નથી; અને તે તેવાં વચનો બોલી જાણતા પણ નથી; છતાં આજે તું તેને ચીર વસ્ત્ર ધારણ કરાવીને વનમાં મોકલવાનું કેમ કહે છે ?[8] હે કેકયરાજાના કુળને કલંક લગાડનારી ! ભલે, તું અત્યંત દુઃખ પામીને ખેદ કર્યા કર, અગ્નિમાં પડીને બળી મર, વિષ ભક્ષણ કરીને મર; કે જીવતાજીવે પૃથ્વી ખોદીને તેમાં દટાઇ મર; પરંતુ હું, જેથી સર્વનું અહિત થાય એવું દારૂણ કર્મ કદાપિ કરીશ નહિ.[9] ઓ નિરંતર મિથ્યા પ્રિય બોલનારી ! ઓ દુષ્ટ સ્વભાવવાળી ! ઓ પોતાના કુળનો વિનાશ કરનારી ! ઓ પ્રાણસહિત મારા હૃદયને દહન કરનારી કૈકેયિ ! તું કે જે માત્ર રૂપ અને લાવણ્યવડે ઉપર ઉપરથીજ મોહિત કરનારી છે તેને હું હવે જીવાડવાનો ઉત્સાહ રાખતો નથી; અર્થાત્ હવે તો તું મારી આગળથી મરી જાય તો સારૂં."[10]

(એ પ્રમાણે તેને ભય ઉપજાવનારાં વચનો કહીને દશરથરાજા પુનઃ નમ્રતાથી સમજાવવા લાગ્યા.) "અરે ! મારા પ્રિય પુત્ર રામવિના હું જીવી શકું એમજ નથી; તોપછી મને સુખ તો ક્યાંથીજ હોય ? ખરૂં છે કે મમત્વવાળા મનુષ્યોને સુખ થતુંજ નથી. હે દેવિ ! તું મારૂં અહિત કરવાને યોગ્ય નથી. હવે બહુ થયું, તું કહેતી હોય તો હું તને પ્રણામ કરૂં, પરંતુ તું મારાપર પ્રસન્ન થઇને આ દુરાગ્રહનો ત્યાગ કર."[11]

એ પ્રમાણે અનાથની પેઠે આજીજી કરતા પૃથ્વીપતિ દશરથરાજા મર્યાદાનું ઉલ્લંઘન કરી ગયેલી કૈકેયીને વશ થયેલા હોવાથી તેના ચરણનો સ્પર્શ કરવા માટે તેની સમીપ જવા લાગ્યા. પરંતુ અશક્તિ અને દુઃખને લીધે ત્યાં સુધી નહિ પહોંચી શકતાં, રોગી મનુષ્ય જેમ અશક્ત હોવાથી બોલતાં બોલતાં અધવચજ અટકી જાય છે, તેમ કૈકેયીએ લાંબા કરેલા તેના ચરણો આગળજ પડી ગયા.[12]

स भूमिपालो विलपन्ननाथवत् स्त्रिया गृहीतो हृदयेऽतिमात्रया ॥ पपात देव्याश्चरणौ प्रसारिता- वभावसंप्राप्य यथातुरस्तथा ॥१२॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં બારમો સર્ગ સંપૂર્ણ. ૧૨

---

## सर्ग १३ मो.

### દશરથવિલાપ.

अतदर्हं महाराजं शयानमतथोचितम् ॥ ययातिमिव पुण्यान्ते देवलोकात्परिच्युतम् ॥१॥

એ પ્રમાણે સ્ત્રીને પ્રણામ કરવાને અયોગ્ય અને કદી પણ પૃથ્વીપર નહિ સૂતેલા મહારાજા દશરથ જેમ પુણ્ય ક્ષીણ થવાને લીધે પૂર્વે યયાતિરાજા સ્વર્ગમાંથી પડયો હતો તેમ કાંઈ પણ બિછાના વગરની પૃથ્વીપર પડી રહ્યા હતા.[1] એ એવા છતાં કઠોર હૃદયવાળી પાપિની કૈકેયી, કે જેનું પ્રયોજન હજી સુધી સિદ્ધ થયું ન હતું તથા જે લોકાપવાદથી પણ ડરતી ન હતી, તે પુનઃ પણ રાજાને ભય દર્શાવતી કહેવા લાગી કે;[2] "હે મહારાજા ! તમે નિરંતર મારી આગળ પોતાનાં સત્યવાદીપણાની તથા દૃઢવ્રતપણાની આત્મશ્લાઘા કરો છો, અને વળી આજે તો તમોએ મને ઇચ્છિત આપવા માટે અનેક શપથપૂર્વક પ્રતિજ્ઞા કરી છે, છતાં મારૂં માગેલું વરદાન આપવાની ના શા કારણથી કહો છો ?"[3]

કૈકેયીનું વચન સાંભળીને, મહારાજા દશરથ દુઃખને લીધે એક મુહૂર્તપર્યંત વિહ્વલ થઇ ગયા; અને પછી ક્રોધયુક્ત થઇને બોલ્યા કે;[4] "હે અનાર્ય સ્વભાવવાળી ! હે મારી શત્રુરૂપ કૈકેયિ ! ભલે ત્યારે હું મરણ પામું અને મનુષ્યોમાં શ્રેષ્ઠ રામ વનવાસમાં જાય, એટલે પછી તું પોતાની ઇચ્છાને સફળ કરીને સુખી થજે.[5] અરેરે, હું મરણ પામીને સ્વર્ગમાં જઇશ, પરંતુ ત્યાં પણ દેવો મને રામના કુશળસમા-

ચાર પૂછશે ત્યારે હું તેઓને શું ઉત્તર આપીશ? અરે, કદાચ હું તેઓને 'મેં રામને વનમાં મોકલ્યા છે.' એવું કહીશ, તોપણ તેઓ 'અરે, એવા શ્રેષ્ઠ અને ગુણવાન્ જ્યેષ્ઠ પુત્રને વનમાં કેમ મોકલ્યો?' એમ મને ઠપકો આપશે. હાય!! તે હું કેવી રીતે સહન કરીશ?[૬] જો હું તેઓને ખરેખરૂં કહીશ કે 'કૈકેયીને રાજી રાખવા માટે મેં રામને વનમાં મોકલ્યા છે' તોપણ તેઓ તેને અસત્ય માનશે.[૭] હે કૈકેયિ! પ્રથમ હું ઘણા કાળ સુધી પુત્રહીન હતો, અને પાછળથી મહાન્ પરિશ્રમે કરી અત્યંત તેજસ્વી રામસરખા પુત્રને પ્રાપ્ત થયો છું; તો હવે તુંજ કહે કે તેનો હું કેમ કરી ત્યાગ કરી શકું?[૮] અહો! કમળપત્રસરખાં નેત્રવાળા શૂરવીર રામચંદ્ર કે જે સર્વ પ્રાણીપર ક્ષમા રાખનારા છે, જેણે સંપૂર્ણ વિદ્યાઓનો અભ્યાસ કર્યો છે અને જે ક્રોધને જિતેલા છે, તેને વિના અપરાધે મારાથી વનવાસમાં કેમ મોકલી શકાય?[૯] અરે! નીલ કમળસમાન વર્ણવાળા, દીર્ઘ ભુજાઓવાળા, મહાન્ બળવાળા અને સર્વ પ્રાણીઓને આનંદ આપનારા એ રામને હું દંડકારણ્યપ્રત્યે કેવી રીતે મોકલી શકીશ?[૧૦] અરેરે, સુખમાંજ ઉછરેલા અને દુઃખ તો જેણે સ્વપ્નમાં પણ જોયું નથી એવા બુદ્ધિમાન રામનું વનવાસ જતી વેળાનું દુઃખ હું કેમ કરી જોઈ શકીશ?[૧૧] અરેરે, તેવો સમય આવતા પહેલાંજ મારો આત્મા આ દેહમાંથી નીકળી સ્વર્ગમાં ચાલ્યો જાય તો હું સુખી થાઉં, કે જેથી દુઃખ ભોગવવાને યોગ્ય નહિ એવા રામનું દુઃખ મારે નજરે જોવું ન પડે.[૧૨] અરેરે, ઓ ક્રૂર અને પાપી વિચારવાળી કૈકેયિ! મેં એવું તે તારૂં શું અપ્રિય કર્યું છે કે જેથી તું સત્ય પરાક્રમવાળા મારા પ્રિય પુત્ર રામનો મને વિયોગ કરાવે છે?[૧૩] અરેરે, તારા કહેવા પ્રમાણે કરવાથી જગતમાં મારી એવી તો ભારે અપકીર્તિ થશે કે જેથી મારી પ્રથમની કીર્તિ નષ્ટ થઇ જશે."

એ પ્રમાણે વિલાપ કરતાં મહારાજા દશરથનું ચિત્ત અત્યંત વ્યથિત થઈ ગયું.[૧૪] એટલામાં સૂર્ય અસ્ત થયો અને રાત્રિ શરૂ થઇ. જો કે તે રાત્રિ ચંદ્રનાં શીતળ કિરણોવડે રળીઆમણી જણાતી હતી અને ઋતુ વસંત હોવાથી સર્વને શાંતિ વર્ષાવી રહી હતી; પરંતુ દુઃખને લીધે વિલાપ કરતા વૃદ્ધ મહારાજા દશરથને તો તેથી કાંઇ પણ સુખ થયું નહિ. તેઓ ઉલટા ઉષ્ણ અને દીર્ઘ નિઃશ્વાસ નાખતા આર્તજનની પેઠે વિલાપ કરવા લાગ્યા, અને આકાશ તરફ દૃષ્ટિ કરી રાત્રિને સંબોધીને કહેવા લાગ્યા કેઃ–

"હે નક્ષત્રો તથા ચંદ્રના પ્રકાશથી શોભતી રાત્રિ! હું તને બન્ને હાથ જોડીને પ્રાર્થના કરૂં છું, કે તું મારાપર દયા કરીને આમ ને આમજ રહેજે! હું તારી નિવૃત્તિ થયા પછી આવનારા પ્રભાતને જોવા ઇચ્છતો નથી.* અથવા હે કલ્યાણિ! ભલે, તું સત્વર નિવૃત્ત થઈ જા! હવે હું, આ ક્રૂર અને દયાવગરની કૈકેયી, કે જેને લીધે મને આવું મહાન્ કષ્ટ આવી પડ્યું છે તેને જોવા ઇચ્છતો નથી!" એટલું કહીને, રાજધર્મને યથાર્થ રીતે જાણનારા એ દશરથરાજા હાથ જોડીને પુનઃ પણ કૈકેયીને પ્રસન્ન કરવા માટે કહેવા લાગ્યા કેઃ–

"હે દેવિ! હું કે જે ઉત્તમ આચરણવાળો છું, વૃદ્ધ છું અને વળી વિશેષમાં પૃથ્વીપતિ રાજા છું; તે તારે અધીન થઇ દીનની પેઠે વિનંતિ કરૂં છું, કે હે કલ્યાણિ! હવે તું મારા પર કૃપા કર. હે સુશ્રોણિ! રામને રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય કાંઇ મેં એકલાએ એકાંતમાં બેસીને કર્યો નથી, પરંતુ સઘળી સભાની મધ્યે કર્યો છે; માટે હે બાલા! તું ઘણી સમજણી છે, તેથી સભ્યજનોમાં મારો ઉપહાસ ન થાય એવી કૃપા કર. હે દેવિ! હું તારી

* પ્રભાત થાય, તો રામને વનવાસ મોકલવા પડે અને તેથી રામનો વિયોગ થાય, એવા ભયથી દશરથરાજાએ આવું વચન કહ્યું.

સાચે વચનથી બંધાયેલો હોવાથી આ સઘળું અભિલાષી રાજ્ય તારુંજ છે; માટે તું પ્રસન્ન થઇને તારા હાથથીજ રામનો રાજ્યાભિષેક કર; કે જેથી હે સુંદર નેત્રવાળી! તું જગતમાં પવિત્ર કીર્તિને પ્રાપ્ત થઇશ. હે સુમધ્યમે! એમ કરવાથી મારું, રામનું, સર્વે પ્રજાનું અને વસિષ્ઠ વગેરે ગુરુ વર્ગનું પણ પ્રિય થશે."[૧૫-૨૩]

એ પ્રમાણે શુદ્ધ ભાવવાળા મહારાજા દશરથ દીનની પેઠે અનેક પ્રકારે કરૂણાજનક વિલાપ કરવા લાગ્યા અને અત્યંત રોદન કરવાથી તેમનાં આંસુ ભરેલાં નેત્ર લાલચોળ થઇ ગયાં. આ સઘળું સાંભળવા તથા જોવા છતાં કૈકેયીએ પોતાના પતિ ઉપર કાંઇપણ દયા કરી નહિ.[૨૪] પછી મહારાજા દશરથ પ્રતિકૂળ ભાષણ કરનારી પોતાની પ્રિયા કૈકેયીનો એવો ને એવો દુરાગ્રહ જોઇને તથા પ્રિય પુત્ર રામને વનમાં મોકલવાથી ભવિષ્યમાં પોતાને થનારૂં દુઃખ વિચારીને મૂર્છિત થઇ પૃથ્વીપર પડયા.[૨૫] મહાન કષ્ટને લીધે દીર્ઘ નિઃશ્વાસ નાખતા દશરથરાજાની એ રાત્રિ દુઃખમાં ને દુઃખમાંજ વ્યતીત થઇ. પ્રભાત થતાં રાજાને જાગ્રત કરવા માટે નિત્યના નિયમ પ્રમાણે બંદીજનો કૈકેયીના અંતઃપુર આગળ આવીને મંગળગીત તથા વાજીંત્રોના નાદથી રાજાને જગાડવા લાગ્યા; પરંતુ દુઃખને લીધે તેમાંનું કશુંએ નહિ રૂચવાથી રાજાએ બંદીજનોનાં ગીત-વાજીંત્રોને બંધ કરાવ્યાં.[૨૬]

**इतीव राज्ञो व्यथितस्य सा निशा जगाम घोरं श्वसतो मनस्विनः ॥ विबोध्यमानः प्रतिबोधनं तदा निवारयामास स राजसत्तमः ॥२६॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં તેરમો સર્ગ સંપૂર્ણ. ૧૩

## સર્ગ ૧૪ મો.

કૈકેયીનો દુરાગ્રહ અને મુહૂર્તસમય.

**पुत्रशोकार्दितं पापा विसंज्ञं पतितं भुवि ॥ विचेष्टमानमुत्प्रेक्ष्य ऐक्ष्वाकमिदमब्रवीत् ॥ १ ॥**

પુત્રવિયોગના શોકની પીડાને લીધે મૂર્છિત થઇ પૃથ્વીપર પડેલા મહારાજા દશરથને અત્યંત દુઃખી દશામાં જોવા છતાં હઠીલી અને ક્રૂર કૈકેયીનું હૃદય જરાપણ પીગળ્યું નહિ. પરંતુ ઉલટી જાણે ઠપકો આપતી હોયની! એમ તે દશરથરાજાને કહેવા લાગી કે:–[૧] "હે રાજન! પ્રથમ તમોએ મને ઇચ્છિત આપવાનું કબૂલ કર્યું અને હવે જાણે પોતાથી મોટું પાપ થઇ ગયું હોયની! એમ ખેદયુક્ત થઇ પૃથ્વીપર પડી રહીને તમે પશ્ચાત્તાપ કરો છો, એ શું તમને યોગ્ય છે? નહિજ. માટે સત્વર ઉઠો, અને પોતાની પ્રતિજ્ઞા પાલન કરવારૂપ મર્યાદાનું રક્ષણ કરો.[૨] હે રાજન! ધર્મના તત્ત્વને જાણનારા પુરૂષો સત્યનું પાલન કરવું એનેજ પરમધર્મ કહે છે; અને મેં પણ સત્ય ધર્મનો આશ્રય કરીનેજ તમને આ કાર્યમાં પ્રેર્યા છે; અર્થાત્ તમારી હાલની પ્રતિજ્ઞા અને પૂર્વે આપેલાં બે વરદાન વચનોને સત્ય કરવા માટેજ મેં તમારી પાસે આવું વરદાન માગ્યું છે; કેમકે પ્રતિજ્ઞા કર્યા પછી તેનું સંપાદન કર્યા વિના મરણ પામનારની પરલોકમાં દુર્ગતિ થાય છે.[૩] મેં તમને પ્રથમજ જણાવ્યું છે અને તમે પણ જાણોજ છો કે પૂર્વે પૃથ્વીપતિ શૈબ્યરાજા બાજપક્ષીને રક્ષણ કરવાનું વચન આપ્યા પછી પોતાના શરીરનું સઘળું માંસ આપીને પણ ઉત્તમ ગતિ પામ્યો છે.[૪] તેજસ્વી અલર્કરાજાએ પણ પોતાનું વચન સત્ય કરવા માટે યાચના કરનારા વેદવેત્તા અંધ બ્રાહ્મણને શુદ્ધભાવથી પોતાનાં નેત્રો આપ્યાં હતાં.[૫] સત્યવડે બંધાયલો નદીઓનો પતિ સમુદ્ર પણ દેવોની આગળ કહેલું પોતાનું વચન મિથ્યા થવાના ભયથીજ

પર્વણિસમયે પણ મર્યાદાનું જરાએ ઉલ્લંઘન કરતો નથી.[6] સત્ય એજ પરબ્રહ્મ પરમાત્માનો વાચક ૐકાર છે, સત્યમાંજ ધર્મ છે, અવિનાશી વેદો પણ સત્યજ છે, અને સત્યરૂપ ધર્મવડેજ પરબ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે.[7] હે વર આપનારાઓમાં શ્રેષ્ઠ રાજન્! જો તમારી મતિ ધર્મમાં સ્થિર હોય તો સત્યને અનુસરો; અને ભરતને રાજ્ય તથા રામને વનવાસ આપવાનું મારૂં માગેલું વરદાન સફલ કરો.[8] હે મહારાજા! હું તમને નિશ્ચયપૂર્વક ત્રણવાર કહું છું, કે તમે મારી માગણી પૂર્ણ કરવા માટે અને ધર્મની અભિવૃદ્ધિ કરવા માટે "રામને વનમાં મોકલો, વનમાં મોકલો, વનમાં મોકલો."[9] હે આર્ય! જો તમે તેમ નહિ કરો, તો હું તમારી આગળજ મારા જીવિતનો ત્યાગ કરીશ."[10]

હઠીલી કૈકેયીએ નિઃશંકપણે કહેલાં વચનો સાંભળી, દશરથરાજા અત્યંત દુઃખી થઈ ગયા અને ઇંદ્રે પ્રેરેલા વામનભગવાનના વચનરૂપી પાશથી બંધાયલો બલિરાજા જેમ પોતાના આત્મા (દેહ)ને કોઇપણ ઉપાય વડે મુક્ત કરી શક્યો ન હતો, તેમ તે દશરથરાજા કોઈ પણ ઉપાયવડે કૈકેયીના વચનરૂપી પાશથી મુક્ત થઈ શક્યા નહિ.[11] તેમનું મુખ મ્લાન તથા હૃદય આકુળવ્યાકુળ થઈ ગયું; અને જેમ બળદ રથનાં બન્ને પૈડાંની વચમાં આવીને પ્રયત્ન કરતાં પણ નીકળી શકતો નથી તેમ દશરથરાજા પુત્રપ્રેમ તથા પ્રતિજ્ઞારક્ષણરૂપ બન્ને સંકડામણમાં આવવાને લીધે એ મહાન કષ્ટમાંથી નીકળી શક્યા નહિ.[12] એ વેળા મહારાજા દશરથ પોતાનાં અશ્રુપૂર્ણ નેત્રથી કૈકેયીના સામું નહિ જોતાં બળાત્કારે પોતાના વિહ્વલિત ચિત્તને સ્થિર કરીને વળી તેને કહેવા લાગ્યા કે:—[13]

"હે પાપિનિ! હવે મારો બીજો કોઇ પણ ઉપાય નથી, પરંતુ તું કે જે અત્યંત દુષ્ટ થઇ છે; તેનો ત્યાગ કરવો યોગ્ય છે. વિવાહસમયે શાસ્ત્રોક્ત વિધિવડે સ્થાપિત કરેલા અગ્નિસમક્ષ મંત્રપૂર્વક મેં તારૂં પાણિગ્રહણ કર્યું છે તે (પતિ—પત્નીના) વ્યહવારનો તથા મારાથી ઉત્પન્ન થયેલા તારા પુત્ર ભરતનો પણ તારી સાથે હું ત્યાગ કરૂં છું.[14] હે દેવિ! રાત્રિ વ્યતીત થઇ ગઈ છે, અને સૂર્યોદય થવા આવ્યો છે, માટે હમણાં મારા ગુરુજનો (વસિષ્ઠાદિ) આવીને અભિષેક માટે અવશ્ય ઉતાવળ કરશે.[15] એમ છતાં પણ હે અશુભ આચારવાળી! જો તું બળાત્કારે રામાભિષેકમાં વિઘ્ન નાખીશ તો મારૂં મરણજ થશે; અને જો તેમ થાય તો પછી સાંપ્રતમાં રામાભિષેક માટે જે જે સાહિત્યો સંપાદન કરેલાં છે તેજ સાહિત્યોવડે મારા ગુરુજનો રામચંદ્રના હાથથી મારી જળદાનાદિ ઉત્તર ક્રિયા કરાવશે; પરંતુ તારે કે તારા પુત્ર ભરતે તો મારી ઉત્તર ક્રિયા કરવીજ નહિ.[16,17] અરે! 'રામને રાજ્યાભિષેક થવાનો છે.' એવું સાંભળીને, જેઓનાં મુખ આનંદને લીધે પ્રફુલ્લિત થઇ રહ્યાં છે તેઓનેજ 'રામ વનમાં જાય છે.' એવું અપ્રિય સાંભળવાથી હર્ષરહિત તથા આનંદશૂન્ય થયેલાં જોવાને હું સમર્થ નથી."[18]

એ પ્રમાણે મહારાજા દશરથ કહેતા હતા, એટલામાં રાત્રિ વીતી, પ્રભાત થયું, નક્ષત્ર તથા તારાઓ અસ્ત પામ્યા અને ચંદ્ર નિસ્તેજ થયો.[19]

રાજાએ આટલું આટલું સમજાવ્યા છતાં, ક્રૂર સ્વભાવવાળી, પાપી આચરણવાળી અને વાક્ય બોલી જાણનારી કૈકેયી અત્યંત ક્રોધ કરીને પુનઃપણ કઠોર વચન કહેવા લાગી કે:—[20] "હે રાજન! વિષભક્ષણ કરવાથી તથા રોગ ઉત્પન્ન થવાથી મનુષ્યને જેવી પીડા થાય છે તેવી પીડા ઉપજાવનારૂં આવું મિથ્યા તમે કેમ બોલો છો? હવે તો સર્વ પરિતાપનો ત્યાગ કરી મારાં માગેલાં બન્ને વરદાન આપીનેજ અહીંથી ઉઠો. હે મહારાજ! તમારા પુત્ર રામને અહીંજ તેડાવો અને તેને ચૌદ વર્ષ વનમાં જવાની આજ્ઞા આપો.[21]

હે રાજન્! જ્યારે તમે મારા પુત્ર ભરતનો રાજ્યાભિષેક કરીને તથા રામને વનવાસમાં મોકલીને મને શત્રુવગરની કરશો, ત્યારેજ તમે કૃતકૃત્ય થશો."[૨૨]

કૈકેયીનાં ઉપર્યુક્ત વચન સાંભળી ધર્મપાશવડે બંધાયલા સત્યવાદી મહારાજા દશરથ જેમ ચાબૂકના પ્રહારથી અશ્વ પોતાના સ્વારને અધીન થાય છે તેમ કૈકેયીના વચનને અધીન થઇ કહેવા લાગ્યા કે;[૨૩] "હાય! શું કરૂં? હુ ધર્મરૂપ બન્ધનવડે બંધાઈ ચૂકયો છું અને મારો વિનાશકાળ સમીપ આવેલો હોવાથી મારી બુદ્ધિ નષ્ટ થઇ છે; માટે હવે ભલે જે થવાનું હોય તે થાઓ! પરંતુ છેવટે હું મારા ધર્મિષ્ઠ અને જ્યેષ્ઠ એવા પ્રિય પુત્ર રામચંદ્રને એકવાર નયન ભરી જોવા ઇચ્છું છું."[૨૪] (એટલું કહીને દશરથરાજા મૂર્છિતની પેઠે પૃથ્વીપર પડી રહ્યા.)

રાત્રિ વ્યતીત થઈ, સૂર્યનારાયણનાં ઝળહળતાં કિરણો સર્વત્ર ફેલાઇ ગયાં; અને પવિત્ર પુષ્યનક્ષત્રનો યોગ તથા રાજ્યાભિષેકના મુહૂર્તનો સમય આવી પહોંચ્યો.[૨૫] એ સમયે પોતાના સર્વ શિષ્યોસહિત પુરોહિત વસિષ્ઠઋષિએ રાજ્યાભિષેક કરવા માટે દર્ભાદિ સર્વ સાહિત્યો લઇને અયોધ્યાનગરીમાં પ્રવેશ કર્યો.*[૨૬] આ વેળા આગળ વર્ણવ્યા પ્રમાણે આખી અયોધ્યાનગરીના સઘળા માર્ગો વાળીઝાડીને ચંદન વગેરે સુગંધી જળથી છાંટી સુશોભિત કરી રાખ્યા હતા, સ્થળે સ્થળે ઉત્તમ ધ્વજા-પતાકાઓ ફરકી રહી હતી, ચંદન તથા અગુરૂ વગેરેનો સુગંધ સર્વત્ર બહેકી રહ્યો હતો, રામાભિષેકમહોત્સવ જોવામાટે અનેક દેશોથી આવેલાં મનુષ્યો આનંદભેર આમતેમ ફરતાં હતાં, અને વ્યાપારી લોકોએ પોતપોતાની દુકાનો અનેક પ્રકારના વિક્રેય પદાર્થોથી ભરી રાખી હતી.[૨૭,૨૮]

મહોત્સવને લીધે ઇંદ્રની અમરાવતીસરખી રળીઆમણી જણાતી અવધપુરીના સઘળા રાજમાર્ગો વટાવીને, શિષ્યસહિત શ્રીમાન્ વસિષ્ઠમુનિ રાજમહેલ આગળ આવી પહોંચ્યા. રાજમહેલ ઉપર ચિત્રવિચિત્ર ધ્વજાઓ ફરકી રહી હતી, જ્યાં ત્યાં દેશ-દેશાંતરથી આવેલા તથા નગરના લોકોની ઠઠ જામી રહી હતી; અને બ્રાહ્મણો આમતેમ ફરી રહ્યા હતા. આગળ જતાં રાજાના અંતઃપુર આગળ સુવર્ણદંડને ધારણ કરનારા રાજસેવકો ઉભા હતા, અને શણગારેલા ઉત્તમ અશ્વો હણહણી રહ્યા હતા.[૨૯,૩૦] આ સર્વ વટાવીને મહર્ષિ વસિષ્ઠે પોતાના સર્વ શિષ્યોસહિત રાજાના અંતઃપુરમાં પ્રવેશ કર્યો.[૩૧] દ્વારમાં પ્રવેશતાંજ મહારાજા દશરથનો 'સુમંત્ર' નામનો સચિવ કે જે અંતઃપુરમાંથી બહાર આવતો હતો તથા જેણે ઉત્તમ વસ્ત્રાભૂષણો ધારણ કર્યા હતાં તે મળ્યો, તેને જોઈને મહાતેજસ્વી વસિષ્ઠઋષિએ કહ્યું કેઃ-

"હે સુમંત્ર! તું મહારાજા દશરથને મારૂં આગમન વિદિત કર; અને રાજ્યાભિષેક કરવાનાં સર્વ સાહિત્યો તૈયાર થયેલાં છે તે પણ કહે.[૩૨,૩૩] હે મંત્રિન્! રાજ્યાભિષેકના કાર્યમાં ઉપયોગી એવા ગંગાજળ તથા સમુદ્રજળથી ભરેલા સુવર્ણકુંભો આણ્યા છે, અને અભિષેક માટે ઉંબરાના કાષ્ઠનું ભદ્રપીઠ પણ આણ્યું છે.[૩૪] તે ઉપરાંત સર્વપ્રકારની ઔષધીઓ, સુગંધ પદાર્થો, વિવિધ પ્રકારનાં રત્નો, મધ, દહીં, ઘૃત, ડાંગર, દર્ભ, પુષ્પ, દૂધ,[૩૫] આઠ કુંવારી કન્યાઓ, મદમત્ત હાથી, ચાર અશ્વો જોડેલો સુશોભિત રથ, તલવાર, ઉત્તમ ધનુષ્ય,[૩૬] ઉંચકનારાસહિત પાલખી, ચંદ્રસરખું શ્વેત છત્ર, બે શ્વેત ચામર, સુવર્ણની ઝારી,[૩૭] સુવર્ણની સાંકળથી બાંધેલો તથા ભારે કાંધવાળો શ્વેત વૃષભ, ચાર દાઢોવાળો તથા ઉત્તમ

* આથી એમ સમજાય છે, કે વસિષ્ઠઋષિ રાજાના પુરોહિત હોવા છતાં પણ નગર બહાર પોતાના આશ્રમમાંજ વસતા હતા.

કેશવાળી વાળો* મહાબળવાન્ શ્રેષ્ઠ અશ્વ,[૩૮] સિંહાસન, વ્યાઘ્રચર્મ, સમિધાઓ, હોમ કરવા-માટે પવિત્ર અગ્નિ, સર્વ પ્રકારનાં વાજીંત્રો, નૃત્ય કરનારી વેશ્યાઓ અને ઉત્તમ અલંકા-રોને ધારણ કરનારી બીજી ગાનારી સ્ત્રીઓ વગેરે તૈયાર છે;[૩૯] તેમજ આચાર્યો, બ્રાહ્મણો, પવિત્ર ગાયો, મૃગો તથા પક્ષીઓ પણ અભિ-ષેકમહોત્સવ જોવાને ઉત્કંઠિત થઈ રહ્યાં છે. બીજા પણ પ્રિયવાદી અને પોતપોતાના સેવકો-સહિત દેશદેશાંતરથી આવેલા રાજાઓ તથા દેશદેશાંતરના પ્રખ્યાત વ્યાપારીઓ રામચંદ્રનો રાજ્યાભિષેકમહોત્સવ જોવા માટે દ્વાર આગળ આવી ઉભા છે[૪૦,૪૧] માટે હે સુમંત્ર! તું સત્વર અંતઃપુરમાં જા અને જેમ બનેતેમ ચઢતા પહોરે પવિત્ર પુષ્ય નક્ષત્રના યોગમાં રામચંદ્રને રાજ્યાભિષેક થઈ જાય એમ રાજાને ઉતાવળ કરાવ."[૪૨]

વસિષ્ઠમુનિનું વચન સાંભળીને મહાબળ-વાન્ સુમંત્ર પાછો વળ્યો; અને તેણે રાજાના ગુણોની પ્રશંસા કરતાં, અંતઃપુરમાં પ્રવેશ કર્યો.[૪૩] સઘળા દ્વારપાળોને દશરથરાજાએ પ્રથમથીજ "સુમંત્રને કદાપિ અટકાવવો નહિ." એવી આજ્ઞા કરી મૂકેલી હતી; તેથી રાજાનું પ્રિય ઇચ્છનારા કોઈ પણ દ્વારપાળે સુમંત્રને અંતઃપુરમાં જતાં અટકાવ્યો નહિ.[૪૪] સુમંત્રપણ જ્યાં મહારાજા દશરથ હતા ત્યાં ગયો; અને તેમની પાસે ઉભો રહી, તેમની તે સમયની સ્થિતિ જાણ્યા સિવાયજ પ્રથ-મની પેઠે હાથ જોડીને પરમ મધુરી વાણીવડે સ્તુતિ કરવા લાગ્યો કે:–[૪૫,૪૬] "હે મહારાજા-ધિરાજ! જેમ સૂર્યોદયવેળાએ સમુદ્ર અત્યંત તેજસ્વી થઈને સ્નાન કરનારાં મનુષ્યોને હર્ષ ઉપજાવે છે, તેમ આપ પણ ઉઠીને, પોતાના પ્રીતિવાળા મન વડે અમને આનંદ પમાડો.[૪૭] હે મહારાજ! પૂર્વે આ વેળાએ ઇંદ્રના 'માતલિ' નામના સારથિએ પોતાના સ્વામી ઇંદ્રની સ્તુતિ કરી હતી; અને તેથી તે ઇંદ્ર સર્વ દાનવોને જિત્યો હતો; તેમ હું પણ આપને સ્તુતિવડે જાગ્રત કરૂં છું.[૪૮] જેમ છએ અંગ-સહિત વેદો તથા વિદ્યાઓ સ્વયંભૂ બ્રહ્મદેવને સ્તુતિવડે જાગ્રત કરે છે, તેમ હું પણ આપને સ્તુતિવડે જાગ્રત કરૂં છું.[૪૯] જેમ સૂર્ય તથા ચંદ્ર પોતાના ઉદયવડે સર્વ પ્રાણીઓને પોત-પોતાનાં કાર્યોમાં પ્રેરે છે, તેમ હું પણ સ્તુતિવડે આપને જાગ્રત કરીને સ્વકાર્યમાં પ્રેરૂં છું.[૫૦] હે મહારાજાધિરાજ! ઉઠો અને સ્નાનાદિ નિત્ય કર્મ આટોપી તથા માંગલિક વસ્ત્રાભૂષણો ધારણ કરી, જેમ સૂર્ય મેરૂપર્વત-પર પોતાના તેજવડે પ્રકાશે છે તેમ પોતાના સિંહાસનપર બેસી સ્વતેજને પ્રકાશિત કરો.[૫૧] હે રાજન્! રામચંદ્રને રાજ્યાભિષેક કરવા-માટેનાં સઘળાં સાહિત્યો તૈયાર થઈ ગયાં છે, નગરના તથા પરદેશના લોકો અને વ્યા-પારીઓ રાજ્યાભિષેકમહોત્સવ જોવાને હાથ જોડી રાજદ્વાર આગળ ઉભા રહ્યા છે.[૫૨] ભગવાન્ શ્રીવસિષ્ઠમુનિ પણ ઋષિઓસહિત દ્વારઆગળ આવી ઉભા છે, માટે હે રાજન્! ઉઠો અને રામચંદ્રને રાજ્યાભિષેક કરવા-ની સત્વર આજ્ઞા કરો.[૫૩] કેમકે જેમ પાલન કરનારવિનાનાં પશુ, નાયકવિનાની સેના, ચંદ્ર-વિનાની રાત્રિ તથા વૃષભવિનાની ગાય, એ સર્વ શોભતાં નથી, તેમ જ્યારે રાજા નહિ રહે ત્યારે રાજ્ય પણ શોભશે નહિ."

આ પ્રમાણે અર્થયુક્ત અને શાંતિભરેલાં સુમંત્રનાં વચન સાંભળીને, પૃથ્વીપતિ દશરથ-રાજા વિશેષ શોકગ્રસ્ત થઇ ગયા. પછી પુત્ર-વિયોગ થવાના ભયને લીધે હર્ષરહિત થયેલા તથા અત્યંત રોદન કરવાથી રક્તનેત્ર થયેલા ધર્મજ્ઞ મહારાજા દશરથે ધીમેથી સુમંત્રની સામે દૃષ્ટિ કરીને કહ્યું કે:–"હે સુમંત્ર! તું મારી દશાને જાણતો નથી, તેથીજ કૈકેયીનાં વાગ્બાણોવડે વીંધાયલા મારા હૃદયને તું સ્તુતિ-વચનોવડે વિશેષ વીંધે છે!"[૫૪-૫૭]

દશરથરાજાનું કરૂણાભરેલું વચન સાંભળીને

* અશ્વના સ્કંધ ઉપર જે લાંબા કેશ હોય છે તેને કેશવાળી કહે છે.

તથા તેમને દીનતામાં આવી પડેલા જોઈને, સુમંત્ર કાંઈક ભ્રાંતિ પામી પાછો હઠયો; અને હવે પછી મહારાજા શું કહે છે? એ સાંભળવાની વાટ જોતો હાથ જોડીને ઉભો રહ્યો.[૫૮] પરંતુ દીનતાને લીધે દશરથરાજા જ્યારે કાંઇ પણ બોલી શક્યા નહિ, ત્યારે વાક્ય બોલવામાં કુશળ કૈકેયી સુમંત્રને કહેવા લાગી કે;[૫૯] "હે સુમંત્ર! શું તું જાણતો નથી કે રામને રાજ્યાભિષેક કરવાના અત્યંત હર્ષોત્સાહને લીધે મહારાજાએ આખી રાત્રિ જાગરણ કર્યું છે; તેથી શ્રાંત થઈ તે હમણાંજ નિદ્રાવશ થયા છે।[૬૦] માટે તું સત્વર જા અને બીજો કાંઇ પણ વિચાર કર્યા સિવાય યશસ્વી રામને અહીં તેડી લાવ."[૬૧]

કૈકેયીનું વચન સાંભળીને સુમંત્રે કહ્યું કે "હે મહાદેવિ! ભલે, તમારા કહેવા પ્રમાણે હશે; પરંતુ મહારાજાનું વચન સાંભળ્યા વિના હું કેવી રીતે જઈ શકું?"

સુમંત્રનું વચન સાંભળીને મહારાજા દશરથ પોતાના મનથી સુમંત્રની પ્રશંસા કરીને કહેવા લાગ્યા કે,[૬૨] "હે સુમંત્ર! હું સુંદર આકૃતિવાળા રામચંદ્રને જોવા ઇચ્છું છું, માટે તું સત્વર જઈને તેમને અહીં તેડી લાવ."

મહારાજાની આજ્ઞા થતાં અત્યંત હર્ષિત થયેલો સુમંત્ર તુરતજ ત્યાંથી રામચંદ્રને બોલાવવા માટે ચાલ્યો. ત્યારે વળી કૈકેયીએ રામચંદ્રને સત્વર તેડી લાવવાને પુન: પણ તેને પ્રેરણા કરી એથી સુમંત્ર વિચાર કરવા લાગ્યો કે,[૬૩,૬૪] "અહો! મહારાજા દશરથ રામચંદ્રને રાજ્યાભિષેક કરવા માટે અત્યંત શ્રમ ઉઠાવી રહ્યા છે; અને તેથીજ તે કાંઈ બોલી શક્યા નથી. કૈકયી પણ રામચંદ્રને રાજ્યાભિષેક કરાવવા માટે આટલી બધી ઉતાવળ કરે છે, એ શું?" એ પ્રમાણે વિચાર કરતો અને રામચંદ્રનાં દર્શનની ઈચ્છાથી હર્ષયુક્ત થયેલો મહાતેજસ્વી સુમંત્ર સમુદ્રના ધરાસરખા ગંભીર એવા રાજાના અંત:પુરમાંથી બહાર નીકળ્યો.[૬૫,૬૬] તે સમયે સુમંત્રે રાજદ્વારની અંદર આવી ઉભા રહેલા અધિકારીઓને તથા દ્વારની બહાર એકઠા મળેલા ધનવાન નાગરિકોને રામાભિષેકની વાટ જોતા દીઠા.[૬૭]

ततः पुरस्तात्सहसा विनिःसृतो महीपतेर्द्वारगतान्विलोकयन् ॥ ददर्श पौरान्विविधान्महाधनानुपस्थितान्द्वारमुपेत्य विष्ठितान् ॥ ६७ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ચૌદમો સર્ગ સંપૂર્ણ. ૧૪

## સર્ગ ૧૫ મો.

### સુમંત્રનું પ્રત્યાગમન અને તેનું રામસમીપ જવું.

ते तु तां रजनीमुष्य ब्राह्मणा वेदपारगाः ॥
उपतस्थुरुपस्थानं सह राजपुरोहिताः ॥ १ ॥

પ્રથમ જણાવ્યા પ્રમાણે રામચંદ્રને રાજ્યાભિષેક કરવા માટે દશરથરાજાએ પ્રેરેલા વેદને જાણનારા બ્રાહ્મણો, રાજગુરૂઓ, અમાત્યવર્ગ, સેનાના મુખ્ય મુખ્ય યોદ્ધાઓ, તથા મુખ્ય મુખ્ય વ્યાપારીઓ એ સર્વે પ્રાત:કાળ થતાં પ્રસન્ન ચિત્તે રાજદ્વાર આગળ આવી એકત્ર થવા લાગ્યા.[૧,૨] જ્યારે નિર્મળ કિરણોવાળો સૂર્ય ઉદય પામ્યો, પુષ્યનક્ષત્રનો યોગ થયો; અને રામચંદ્રના જન્મસમયનું કર્કલગ્ન આવી પહોંચ્યું,[૩] ત્યારે વસિષ્ઠ આદિ સર્વ બ્રાહ્મણોએ રામચંદ્રને રાજ્યાભિષેક કરવા માટે સુવર્ણના જળપૂર્ણ કુંભો, સુશોભિત ભદ્રપીઠ, ચકચકિત વ્યાઘ્રચર્મથી મઢેલો રથ, ગંગા તથા યમુનાના પવિત્ર સંગમમાંથી આણેલું જળ, બીજી પણ પવિત્ર નદીઓનાં જળ, ધરાનાં જળ, કુવાનાં સરોવરનાં જળ, પૂર્વ–પશ્ચિમ તરફ વહેતી નદીઓનાં જળ, ઉત્તર–દક્ષિણ તરફ વહેતી નદીઓનાં જળ, સર્વ સમુદ્રોમાંથી આણેલાં જળ, મધ, દહીં, ઘૃત, ડાંગર, દર્ભ, પુષ્પ, દૂધ, પવિત્ર આઠ કુમારિકાઓ, મહોન્મત્ત હસ્તી, દૂધાળાં વૃક્ષોનાં* પલ્લવો વડે આચ્છાદિત,

* દૂધાળાં એટલે જેમાંથી દૂધ જેવો ધોળો પદાર્થ નીકળે છે. તેવાં વડ વગેરે વૃક્ષો.

કમળયુક્ત અને જળથી ભરેલા સોના-રૂપાના કલશો, ચંદ્રનાં કિરણોસરખી શ્વેત કાંતિવાળું રત્નજડિત ઉત્તમ ચામર, ચંદ્રમંડળસમાન શ્વેત તથા દેદીપ્યમાન છત્ર, શ્વેત વર્ણનો વૃષભ અને ઉત્તમ અશ્વ વગેરે અભિષેકનાં સર્વ સાહિત્યો તૈયાર કર્યાં.[૪-૧૧] અભિષેક મહોત્સવ માટે અનેક પ્રકારનાં વાજીંત્રો તથા બંદીજનો રાજદ્વાર આગળ આવી ઉભા રહ્યા. એ પ્રમાણે અભિષેક કરવા સમયે ઇક્ષ્વાકુકુળમાં વંશપરંપરાથી ચાલતા આવેલા રિવાજ પ્રમાણે જેજે સાહિત્યો તૈયાર કરવાં જોઈએ, તે સર્વ મહારાજા દશરથની આજ્ઞાથી તૈયાર કરી અમાત્યવર્ગ વગેરે રાજપુરૂષો દશરથરાજાને મળવાની ઇચ્છાથી રાજદ્વાર આગળ આવીને ઉભા.[૧૨,૧૩] પણ હજીસુધી રાજાને અંત:પુરમાંથી બહાર આવેલા નહિ જોઈને, તેઓ સર્વ પરસ્પર કહેવા લાગ્યા કે:-"આપણ સર્વ અહીં આવ્યા છીએ એવી ખબર રાજાને કોણ આપશે ? જુઓ તો ખરા, આ સૂર્ય ઉદય પામ્યો અને રામચંદ્રને યુવરાજપદેઅભિષેક કરવા માટેનાં સઘળાં સાહિત્યો પણ તૈયાર થઇ ગયાં છતાં હજી મહારાજા અંત:પુરમાંથી બહાર પધાર્યા નથી ! આ શું ?"

આમ તેઓ કહેતા હતા, એટલામાં રાજ્યમાં સત્કાર પામેલો સુમંત્ર દશરથરાજાની આજ્ઞાથી રામચંદ્રને તેડવાસારૂ અંત:પુરમાંથી બહાર નીકળ્યો. તેણે ઉપર્યુક્ત રાજપુરૂષોનો વાર્તાલાપ સાંભળીને, કહ્યું કે:-"હે ભાઇઓ ! હું હાલમાં રાજાની આજ્ઞાથી રામચંદ્રને સત્વર તેડી લાવવાને જાઉં છું.[૧૪-૧૬] પરંતુ તમે સર્વ દશરથરાજાને તથા રામચંદ્રને અત્યંત માનનીય છો, એથી તમારા કહેવાથી હું પ્રથમ અંત:પુરમાં જઇ જાગ્રત થયેલા મહારાજાને અંત:પુરમાંથી બહાર નહિ આવવાનું શું કારણ છે ? એ જાણી આવીને તમને નિવેદન કરીશ." એટલું કહીને, પુરાતન કથાઓને જાણનાર સુમંત્ર તુરતજ પાછો અંત:પુરના દ્વારપાસે ગયો.[૧૭,૧૮]

રાજાની આજ્ઞાથી તેને અંત:પુરમાં જવાની સદાકાળ છૂટજ હતી, તેથી તેણે પીએથી અંદર પ્રવેશ કર્યો; અને મહારાજા દશરથના વંશની સ્તુતિ કરતો તે શયનસ્થાન આગળના પડદા નજીક જઇ ઉભો રહ્યો, તથા આશીર્વાદપૂર્વક સ્તુતિવચનોથી કહેવા લાગ્યો કે:-"હે કકુત્સ્થકુળમાં ઉત્પન્ન થયેલા મહારાજા ! સૂર્ય, ચંદ્ર, શંકર, કુબેર, વરૂણ, અગ્નિ અને ઇંદ્ર વગેરે દેવો તમને વિજય આપો. રમણીય રાત્રિ નિવૃત્ત થઇ છે; અને કલ્યાણકારક સૂર્ય ઉદય પામ્યો છે;[૧૯-૨૨] માટે હે રાજશાર્દૂલ ! જાગ્રત થાઓ અને હવે પછી કરવાનાં કાર્યમાં પ્રવૃત્ત થાઓ. હે મહારાજા ! વસિષ્ઠાદિ બ્રાહ્મણો સેનાના નાયકો તથા વ્યાપારી લોકો વગેરે સઘળી પ્રજા રાજદ્વાર આગળ આવી ઉભી છે; અને આપનાં દર્શન કરવા ઇચ્છે છે, માટે જાગ્રત થાઓ અને બહાર પધારો."

રાજકાર્યસંબંધી શુભ વિચાર કરવામાં કુશળ સુમંત્રનાં ઉપર્યુક્ત સ્તુતિવચન સાંભળીને મહારાજા દશરથે સાવધ થઇ કહ્યું કે:-"હે સુમંત્ર ! 'તું રામચંદ્રને અહીં બોલાવી લાવ.' એવી મેં તને આજ્ઞા કરી છે છતાં તેનું ઉલ્લંઘન કરવાનું શું કારણ છે ? અરે, હું કાંઈ નિદ્રાવશ નથી; માટે સત્વર જા; અને રામચંદ્રને અહીં તેડી લાવ."[૨૩-૨૬]

એ પ્રમાણે દશરથરાજાએ પુન: પણ તેની તેજ આજ્ઞા કરી, ત્યારે મહારાજાની આજ્ઞાને માન્ય કરીને સુમંત્ર આનંદ પામતો અંત:પુરમાંથી બહાર નીકળ્યો; અને દ્વાર આગળ ઉભેલા પુરૂષોને 'હવે રાજા જાગ્રત થયા છે.' એટલુંજ કહીને, પ્રથમથી તૈયાર કરી રાખેલા રથપર બેસી ગયો. પછી તેણે પતાકાઓ તથા ધ્વજાઓ વડે સુસજ્જિત કરેલા રાજમાર્ગ ઉપર પોતાનો રથ હાંક્યો. નગરશોભાને જોતો તથા સ્થળે સ્થળે હૃષ્ટપુષ્ટ થયેલા લોકોનાં મુખથી રામચંદ્રને થનારા રાજ્યાભિષેકસંબંધી પ્રિય વાર્તાઓ સાંભળતો એ સુમંત્ર રામચંદ્રના મહેલ પ્રત્યે જવા લાગ્યો. અલ્પ

સમયમાં તેણે દૂરથી કૈલાસપર્વત સરખો શ્વેત કાંતિવાળો અને ઇંદ્રભવનજેવો દેદીપ્યમાન રામચંદ્રનો મહેલ જોયો.

એ મહેલનાં મોટાં મોટાં દ્વારો બંધ હતાં. તે મહેલમાં સેંકડો વેદિકાઓ રચવામાં આવી હતી.[૨૭-૩૧] આગલા ભાગમાં સુવર્ણની સેંકડો પુતળીઓ ગોઠવેલી હતી. મુખ્ય દ્વારોમાં પ્રકાશમાન્ મણિ અને વિદ્રુમ (પરવાળાં)નાં તોરણો લટકી રહ્યાં હતાં. તે આખો મહેલ ઉંચા ચકચકિત પાષાણોવડે બનાવેલ હોવાથી શરદ્ ઋતુનાં સ્વચ્છ વાદળ જેવી ધોળી કાંતિવાળો જણાતો હતો. અંદરના ભાગમાં મેરૂપર્વતની મોટી ગુફા સરખો તે વિસ્તીર્ણ હતો.[૩૨] સ્થળે સ્થળે બાંધેલા ચંદરવાની ચારે બાજુએ લટકતી ઝુલો સુવર્ણનિર્મિત પુષ્પમાલાઓથી અને વચ્ચે વચ્ચે શોભાને માટે લટકાવેલા ઉત્તમ હીરા તથા મણિઓથી સુશોભિત જણાતી હતી. દરેક સ્થળ મોતી અને મણિઓથીજ વ્યાપ્ત હતું. જ્યાં ત્યાં ચંદન તથા અગરૂના સુગંધયુક્ત જળનો છંટકાવ કરેલો હોવાથી એ મહેલ મલયાચળની પેઠે મનને હર્ષ ઉપજાવે એવા સુગંધીવડે સુવાસિત થઇ રહેલો હતો. સારસો અને મયૂરો પોતાના કલરવથી તેને વિશેષ રમણીય બનાવી રહ્યાં હતાં.[૩૩,૩૪] સ્થળે સ્થળે સોના તથા રૂપાથી બનાવેલી વૃક-વ્યાઘ્ર આદિની મૂર્તિઓ શોભી રહી હતી. ઉત્તમ શિલ્પિઓએ પોતાની સઘળી કારીગરી વાપરીને ચીતરેલાં તથાં કોતરેલાં અનેક તરેહનાં ચિત્રો એ મહેલની રમણીયતામાં વધારો કરી રહ્યાં હતાં, અને તેની ઉત્તમ શોભાને નીરખનારાં ભૂત-પ્રાણિઓનાં નેત્ર તથા અંતઃકરણ તૃપ્ત થતાં નહતાં.[૩૫] ચંદ્ર અને સૂર્યસમાન પ્રકાશમાન, કુબેર અથવા ઇંદ્રના ભવનની ઉપમા આપી શકાય એવા તથા અનેક પ્રકારનાં પક્ષીઓવડે વ્યાપ્ત હોવાને લીધે મેરૂપર્વતના શિખરસરખા રમણીય જણાતા એ રામચંદ્રના મહેલને સુમંત્રે દૂરથી જોયો. વળી રામાભિષેકમહોત્સવસંબંધી આનંદમાં મગ્ન થઈ ગયેલા દેશદેશાંતરથી આવેલા લોકો હાથમાં ભેટ ગ્રહણ કરીને ત્યાં આવેલા હતા; પરંતુ દ્વારપાળોએ રોકાણ કરવાથી તેઓ સર્વ દ્વાર આગળજ હાથ જોડીને તથા ઉંચાં મુખ કરીને રામભવનની શોભા નિરખતા ઉભા રહ્યા હતા.[૩૬-૩૮] શરદૃઋતુના મેઘસરખું ઉજ્જ્વળ કાંતિવાળું તથા નાના પ્રકારનાં રત્નોથી વ્યાપ્ત એવું એ ઉત્તમ રામભવન, એ વેળા કાર્યોમાં વ્યાકુળ થયેલાં અનેક દાસ-દાસીઓની આવજાવથી ભીડવાળું જણાતું હતું.[૩૯]

એવા ઉત્તમ મહેલને નિરખતો સુમંત્ર અશ્વ જોડેલા અને છત્રવાળા રથમાં બેસીને સર્વ નગરવાસીઓનાં અંતઃકરણમાં હર્ષ ઉપજાવતો તથા હસ્તીઓ વગેરેની ભીડવાળા રાજમાર્ગને શોભાવતો, રામભવન પાસે આવી પહોંચ્યો.[૪૦] પછી આનંદવડે પુલકિત થયેલા એ સુમંત્ર સારથિએ ઇંદ્રના ભવનસરખા રમણીય અને ચિત્રવિચિત્ર હરિણ તથા મયૂરોવડે વ્યાપ્ત એવા રામચંદ્રના ભવનમાં પ્રવેશ કર્યો.[૪૧] પ્રથમ ઉત્તમ તોરણ આદિથી સુશોભિત કરેલી તથા કૈલાસપર્વત અને દેવમંદિરસમાન રમણીય જણાતી ત્રણ ડોઢીઓ વટાવીને અને સ્થળે સ્થળે ઉભેલા રામચંદ્રના પ્રીતિપાત્ર શ્રેષ્ઠ મનુષ્યોની સાથે યથાયોગ્ય વાર્તાલાપ કરીને એ સુમંત્ર સારથિ રામચંદ્રના શુદ્ધ અંતઃપુર આગળ આવી પહોંચ્યો.[૪૨] ત્યાં તેણે રામચંદ્રના રાજ્યાભિષેક સંબંધી કાર્ય કરનારા મનુષ્યોએ ઉચ્ચારેલી આનંદયુક્ત અને માંગલિક વાણી સાંભળી.[૪૩] વળી મેરૂપર્વતસરખું ઉંચું, પોતાની ઝળહળતી કાંતિવડે પ્રકાશતું અને અનેક પ્રકારનાં મૃગો તથા પક્ષીઓવડે રમણીય જણાતું ઇંદ્રભવન જેવું રામચંદ્રનું ભવન પણ જોયું.[૪૪] વળી પોતપોતાનાં વાહનોપરથી ઉતરીને તથા ભેટ લઇને દ્વાર આગળ આવી ઉભેલા દેશાંતરના અસંખ્ય લોકોને પણ જોયા.[૪૫] રામચંદ્રના દ્વાર આગળ ઝુલી રહેલો અને તેમને સ્વારી કરવાનો 'શત્રુંજય'* નામનો

* શત્રુને જીતનાર, તે શત્રુંજય.

હાથી પણ એ સુમંત્રના જોવામાં આવ્યો, કે જે (હાથી) મેઘસુક્ત મહાન પર્વતસરખી મોટી કાયાવાળો, અંકુશને પણ ન ગણકારે એવો અને અન્વર્થનામવાળો હતો.[૪૬] ત્યાંથી આગળ ચાલતાં સુમંત્રે મહારાજા દશરથના પ્રિય અને મુખ્ય અમાત્યોને અશ્વ, રથ તથા હાથી વગેરે વાહનોપર બેસીને દ્વાર આગળ આવી ઉભેલા જોયા. પછી એ સઘળાઓને વટાવીને તેણે, જેમ મગર અનેક રત્નોવાળા સમુદ્રમાં પ્રવેશ કરે, તેમ પર્વતના શિખરપર રહેલા મેઘસરખા ઊંચા અને વિમાનની ઉપમા અપાય એવાં ઉપગૃહોયુક્ત તથા મહાસમૃદ્ધિવાળા રામચંદ્રના અંતઃપુરમાં અનિવાર્યપણે પ્રવેશ કર્યો.[૪૭,૪૮]

ततोऽद्रिकूटाचलमेघसन्निभं महाविमानोपमवेश्मसंयुतम् ॥ अवार्यमाणः प्रविवेश सारथिः प्रभूतरत्नं मकरो यथार्णवम् ॥ ४८ ॥

ઈતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં પંદરમો સર્ગ સંપૂર્ણ. ૧૫

## सर्ग १६ मो.

### રામચંદ્ર અને સુમંત્ર.

स तदन्तःपुरद्वारं समतीत्य जनाकुलम् ॥ प्रविविक्तां ततः कक्ष्यामाससाद पुराणवित् ॥१॥

અનેક મનુષ્યોની ભીડવાળું પ્રથમ દ્વાર ઉલ્લંઘીને, પ્રાચીન વાર્તાઓને જાણનારો સુમંત્ર જનસમૂહની ભીડવિનાના અંદરના દ્વાર આગળ ગયો.[૧] ત્યાં તેણે પ્રાસ, ધનુષ્ય વગેરે આયુધો તથા કુંડલાદિ અલંકારોને ધારણ કરનારા, આલસ્યરહિત, પરસ્પર પ્રીતિવાળા અને એકાગ્ર ચિત્તવાળા રામચંદ્રના વૃદ્ધ સેવકોને જોયા.[૨] કાષાય વસ્ત્ર તથા ચંદનાદિ અલંકારને ધારણ કરનાર, એકાગ્ર ચિત્તવાળા અને અંતઃપુરમાં સ્ત્રીઓની પાસે જવાને યોગ્ય એવા એ વૃદ્ધ પુરૂષો અંતઃપુરના દ્વારની રક્ષા કરવા માટે પોતાના હાથમાં દંડગ્રહણ કરીને બેઠા હતા.[૩] રામચંદ્રનું પ્રિય કરવાની ઇચ્છાવાળા તે સર્વ દ્વારપાલો, સુમંત્રને આવતો જોઇને સંભ્રમને લીધે પોતપોતાનાં આસનપરથી એકાએક ઉભા થઇ ગયા.[૪] ત્યારે રાજકાર્યમાં નિપુણ સુમંત્રે નમ્રભાવથી તેઓને કહ્યું કેઃ-"હે દ્વારપાલો! તમે સત્વર રામચંદ્રની પાસે જઇ મારા આગમનના સમાચાર કહો."[૫]

સુમંત્રનું વચન સાંભળીને, પોતાના સ્વામિનું હિત કરવાની ઇચ્છાવાળા તે વૃદ્ધ દ્વારપાલોએ તુરત અંદર જઇને સીતાસહવર્તમાન રામચંદ્રને સુમંત્ર આવવાના સમાચાર જણાવ્યા.[૬] રામચંદ્રે સુમંત્રને પોતાના પિતાનો અંતરંગ પ્રધાન જાણીને, પોતાના પિતાનું પ્રિય કરવાની ઇચ્છાથી તેને પોતાની પાસે બોલાવી લાવવાની દ્વારપાલોને આજ્ઞા કરી, (એટલે તુરતજ દ્વારપાલોએ સુમંત્રને અંતઃપુરમાં પ્રવેશ કરાવ્યો.)[૭] પછી સુમંત્ર અંદર ગયો. ત્યાં તેણે કુબેરસમાન ઐશ્વર્યવાળા અને ઉત્તમ અલંકારોને ધારણ કરનારા રામચંદ્રને નિર્મળ બિછાનાયુક્ત સુવર્ણના પર્યંકપર વિરાજેલા દીઠા.[૮] શત્રુઓને તપાવનારા રામચંદ્રના શરીરપર વરાહના રૂધિર સરખું લાલ અને શ્રેષ્ઠ પવિત્ર સુગંધી ચંદન ચર્ચેલું હતું,[૯] અને જેમ ચંદ્રની પાસે ચિત્રા નક્ષત્ર હોય તેમ સતીશિરોમણિ સીતા પોતાના હાથમાં પંખો લઇને તેમની પાસે ઉભાં હતાં.[૧૦] પછી વિનયને જાણનારા સુમંત્રસારથિએ સૂર્યસરખા પોતાના તેજવડે પ્રકાશી રહેલા રામચંદ્રની સમીપ જઈ વિનીતભાવથી તેમના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા.[૧૧] પછી દશરથરાજાના પ્રિય સારથિ સુમંત્રે ઉભા થઇને તથા બન્ને હાથ જોડીને, સુખાસનપર પ્રસન્નવદને વિરાજેલા રામચંદ્રને કહ્યું કેઃ[૧૨] "હે રામચંદ્ર! તમારા સરખા ઉત્તમ પુત્ર હોવાને લીધે તમારી માતા કૌસલ્યાને ધન્ય છે!! હે મહારાજ! મહારાણી કૈકેયીસહિત તમારા પિતા સાંપ્રતમાં તમારાં દર્શન ઇચ્છે છે; માટે નિર્વિલંબે તમે મારી સાથે ત્યાં પધારો."[૧૩]

સુમંત્રનાં એ વચનને, મનુષ્યોમાં સિંહસરખા પરાક્રમી તથા મોટી કાંતિવાળા રામચંદ્રે માન્ય કર્યાં અને પોતાની પ્રિય પત્ની સીતા પ્રત્યે કહ્યું કે;[૧૪] "હે દેવિ! મહારાજા દશરથ અને મહારાણી કૈકેયી મને સત્વર મળવાને ઇચ્છે છે; તેથી હુ નિશ્ચય ધારૂં છે કે તેઓ પરસ્પર મળીને મારા રાજ્યાભિષેકસંબંધે કાંઇક વિચાર કરતાં હશે.[૧૫] કેક્યદેશના રાજાની પુત્રી મારી માતા કૈકેયી કે જે નિરંતર મારા પિતાનું હિત ઇચ્છનારી, સમર્થ અને મને રાજ્યરૂપ અર્થ પ્રાપ્ત કરાવવાની ઇચ્છાવાળી છે તે મને રાજ્યાભિષેક કરવાનો મારા પિતાનો અભિપ્રાય જાણીને અત્યંત હર્ષ પામી હશે; અને તેથીજ તે મારા માટે રાજાને ઉતાવળ કરાવતી હશે.[૧૬,૧૭] વળી આ પણ એક મારા ઉત્તમ ભાગ્યનીજ વાત છે કે મારા પિતા દશરથરાજાએ પોતાની મહારાણી કૈકેયીની સાથે વિચાર કરીને આ સુમંત્ર કે જે મારા અર્થ તથા કામને સિદ્ધ કરનાર છે, તેને દૂત તરીકે મોકલ્યો છે.[૧૮] રાજાના અંતઃપુરમાં મારૂં હિત ઇચ્છનારી જેવી પરિષત્ (સભા) છે, તેવોજ આ દૂત પણ આવ્યો છે, અર્થાત્ આ સુમંત્ર મારૂં હિત ઇચ્છનારોજ છે. હું નક્કી ધારૂં છું કે મારા પિતા આજે મને અવશ્ય યુવરાજપદે અભિષેક કરશે.[૧૯] હવે હું અહીંથી જઇને મારા પિતાનાં દર્શન કરીશ. હે સતિ! તમે તમારી સખીઓ સાથે અહીં રહીને સુખપૂર્વક ક્રીડા કરો."

એટલું કહીને રામચંદ્રે ત્યાંથી ઉઠીને સુમંત્રની સાથે ચાલવા માંડ્યું,[૨૦] ત્યારે પોતાના પતિથી સન્માન પામેલાં કમલસરખાં નેત્રવાળાં સીતા પણ તેમની સાથે ઉભાં થયાં; અને છેક અંતઃપુરના દ્વાર સુધી તેમની પાછળ જઇને જુદાં પડતી વખતે માંગલિક અભિલાષાપૂર્વક કહેવા લાગ્યાં કે;[૨૧] "હે સ્વામિન્! જેવી રીતે બ્રહ્મદેવે ઇંદ્રને દેવરાજ્યપદપર અભિષિક્ત કર્યો હતો તેવી રીતે મહારાજા દશરથ આજે બ્રાહ્મણાદિ પ્રજાની સંમતિથી આપને યુવરાજપદપર અભિષિક્ત કરીને પછી (સમય પ્રાપ્ત થયે) રાજસૂયયજ્ઞ કરવાને યોગ્ય મહારાજપદ ઉપર પણ અભિષિક્ત કરશે.[૨૨] યુવરાજપદ પ્રાપ્ત થયા પછી જ્યારે તમે રાજસૂયયજ્ઞની દીક્ષા ધારણ કરશો ત્યારે ઉત્તમ મૃગચર્મ ધારણ કરનારા, પવિત્રતાના નિયમો પાળનારા અને હાથમાં કાળા હરિણના શૃંગને ધારણ કરનારા એવા તમને વ્રતસંપન્ન જોઇને આનંદ પામતી હું તમારી સેવા કરીશ.[૨૩] હે પ્રિય! પૂર્વદિશામાં ઇંદ્ર, દક્ષિણદિશામાં યમ, પશ્ચિમદિશામાં વરૂણ અને ઉત્તરદિશામાં કુબેર તમારૂં રક્ષણ કરો."[૨૪]

એ પ્રમાણે સીતાએ માંગલિક વચનો ઉચ્ચારીને અભિષેક કાર્ય માટે જતા રામચંદ્રને શુભ શકુન આપ્યા. પછી રામચંદ્ર પણ તેમને પાછાં વાળીને સિંહ જેમ પર્વતની ગુફામાંથી બહાર નીકળે તેમ સુમંત્રની સાથે પોતાના ભવનમાંથી બહાર નીકળ્યા. એ સમયે તેમણે પોતાના પ્રિય બાંધવ લક્ષ્મણને દ્વારઆગળજ હાથ જોડીને ઉભેલો જોયો.[૨૫,૨૬] તેમણે તુરતજ તેને સાથે લઇને સુમંત્ર વગેરે સુહૃદ્વર્ગસહિત રામચંદ્ર, વચલી દોઢી આગળ આવી પહોંચ્યા. ત્યાં આગળ પોતાનાં દર્શન કરવાની ઇચ્છાથી ઉભેલા મનુષ્યોને જોઇને તેઓને યથાયોગ્ય રીતે મળ્યા; અને તેઓને મધુર વાણીવડે હર્ષિત કર્યા.[૨૭] પછી પુરૂષશ્રેષ્ઠ રામચંદ્ર દ્વાર આગળ ઉભેલા અગ્નિસમાન પ્રકાશમાન અને વ્યાઘ્રચર્મથી મઢેલા ઉત્તમ સુવર્ણમય રથપર આરૂઢ થયા.[૨૮] એ રથનો ગડગડાટ મેઘનાદસરખો હતો, તેમાં બેસવાની જગા વિશાળ હતી, અમૂલ્ય મણિઓથી તે જડેલો હતો, અને તેના ઉપર સૂર્યનું તેજ પડવાથી ઝળહળિત થવાને લીધે જોનારાં મનુષ્યોનાં નેત્ર અંજાઇ જતાં હતાં.[૨૯] એ રથને હાથીનાં બચ્ચાંસરખા હૃષ્ટપુષ્ટ અશ્વો જોડેલા હતા. જેમ શીઘ્ર ગતિ કરનારા અશ્વો જોડેલા રથમાં ઇંદ્ર બેસે તેમ પોતાની કાંતિવડે પ્રકાશમાન રામચંદ્ર ઉપર્યુક્ત રથમાં

બેસીને આકાશમાં રહેલો મેઘ જેમ દિશાઓને શબ્દાયમાન કરે છે તેમ રથના ગડગડાટવડે સઘળી દિશાઓને શબ્દાયમાન કરતા ચાલ્યા.[૩૦,૩૧] જેમ વાદળાંમાંથી ચંદ્ર બહાર નીકળે તેમ શ્રીમાન્ રામચંદ્ર રથમાં વિરાજીને પોતાના મહેલમાંથી બહાર નીકળ્યા. આ સમયે તેમનો નાનો ભ્રાતા લક્ષ્મણ પોતાના હાથમાં વિચિત્ર દાંડીવાળું ચામર ગ્રહણ કરીને ઉપર્યુક્ત રથમાં તેમની પાછળ બેઠો; અને ચામર ઢોળવા લાગ્યો. રામચંદ્રનો રથ બહાર નીકળ્યો એ વેળાએ ત્યાં એકઠા થયેલા જનસમૂહે મહાન્ હર્ષવડે મચાવેલા જયજયકારનો મોટો ધ્વનિ થવા લાગ્યો.

એ સમયે રામચંદ્રના રથ આગળ ચંદન-અગુરૂ વગેરે સુગંધ દ્રવ્યોથી વિભૂષિત થયેલા તથા તલવાર અને ધનુષ્ય વગેરે આયુધોને ધારણ કરનારા યોદ્ધાઓ પોતપોતાનાં વાહનોપર બેસીને, અભિષેક સંબંધી માંગલિક ધ્વનિ કરતા ચાલતા હતા; અને પાછળ ઉત્તમ અશ્વો તથા પર્વતસરખા દેહવાળા હાથીઓપર આરૂઢ થયેલા હજારો અધિકારિઓ ચાલતા હતા. માર્ગમાં ચોમેર વાજીંત્રોના નાદો, બંદીજનોએ કરેલી સ્તુતિના શબ્દો અને શૂરવીર પુરૂષોએ હર્ષવડે કરેલા સિંહનાદો એકી વખતે સંભળાતા હતા. સોળે શણગારો સજીને મહેલની બારીઓ તથા અટારીઓમાં બેઠેલી સુંદરીઓ, શત્રુઓનું દમન કરનારા રામચંદ્ર ઉપર ચારે બાજુથી પુષ્પવૃષ્ટિ કરતી હતી. વળી પ્રશંસનીય સ્વરૂપવાળી તેઓ તથા માર્ગમાં આવી ઉભેલી બીજી સ્ત્રીઓ, રામચંદ્રને પ્રસન્ન કરવામાટે ઉત્તમ વચનોવડે તેમની સ્તુતિ કરી કહેતી હતી કેઃ—"હે માતાને આનંદ આપનાર રામચંદ્ર! આજે તમારી માતા કૌસલ્યાને ધન્ય છે કે જે તમને પોતાના પિતાના રાજ્યાસનપર વિરાજેલા જોઈને અત્યંત આનંદ પામશે. વળી રામચંદ્રની પ્રિયા સતીશિરોમણિ સીતા તો જગતમાં સર્વ સ્ત્રીઓકરતાં શ્રેષ્ઠપદને પ્રાપ્ત થઇ છે અને તેને હજારો ધન્યવાદ ઘટે છે, કેમકે રોહિણી જેમ ચંદ્રમાની સાથે સંયોગ પામે તેમ તે રામચંદ્રની સાથે સંયોગ પામી છે. એથી નિશ્ચય થાય છે કે તેણે પૂર્વજન્મમાં મોટું તપ આચર્યું હશે." એ પ્રમાણે રાજમાર્ગપર આવેલા મહેલોની બારીઓ તથા અટારીઓમાં રહેલી સ્ત્રીઓએ ઉચ્ચારેલી પ્રિય વાણીને સાંભળતા રામચંદ્ર રાજમાર્ગમાં જતા હતા.[૩૨-૪૨] રાજમાર્ગમાં એકત્ર થયેલા લોકો હર્ષથી રામચંદ્રસંબંધે અનેક પ્રકારની માંગલિક વાણી બોલતા હતા તે પણ રામચંદ્રના સાંભળવામાં આવતી હતી.[૪૩] રાજમાર્ગપરના લોકો પરસ્પર કહેતા હતા કેઃ—"અહો! દશરથરાજાની કૃપાથી જેમનો આજેજ રાજ્યાભિષેક થનારો છે એવા આ રામચંદ્ર પોતાના પિતાની પાસે જાય છે! તેમનું દર્શન થવાથી આપણે સૌ ધન્યવાદને પાત્ર થયા છીએ! હવે આ રામચંદ્ર આપણા રાજા થશે, એટલે આપણી સઘળી કામનાઓ પૂર્ણ થશે, અને એ સઘળા દેશના અધિપતિ થશે એટલે આપણને કોઇને કદાપિ ખેદ કે અપ્રિય થવાનું કશું કારણ રહેશે નહિ." એ પ્રમાણે સર્વત્ર પ્રશંસા પામતા રામચંદ્ર પોતાના પિતાની પાસે જવા લાગ્યા.[૪૪,૪૫] તેમની આગળ જય જય શબ્દનો ઉચ્ચાર કરનારા બંદીજનો, સ્તુતિ કરનારા સૂત લોકો અને વંશાવલિનું ગાન કરનારા માગધો ચાલતા હતા તથા પાછળના ભાગમાં હણહણાટ શબ્દ કરનારા અશ્વો તથા ચીત્કારશબ્દ કરનારા હાથીઓપર આરૂઢ થયેલા અધિકારિઓ ચાલતા હતા.

એ પ્રમાણે સર્વથી સ્તુતિ કરાતા રામચંદ્ર, યક્ષરાજ કુબેરની પેઠે શોભતા હતા.[૪૬] એ વેળા આખો રાજમાર્ગ હાથીઓ, હાથિણીઓ, રથો અને અશ્વોથી ખીચોખીચ જણાતો હતો. માર્ગમાં આવેલાં ચોટાંઓ રામચંદ્રની સ્વારી જોવાને મળેલા જનસમૂહોથી ઉભરાઇ જતાં હતાં, વ્યાપારીઓએ પોતપોતાની દુકાનો અમૂલ્ય રત્ન વગેરે સર્વ પ્રકારના વેચવાના પદાર્થોથી ભરી દીધી હતી, એથી સઘળો રાજમાર્ગ

રળીયામણો જણાતો હતો. એ સર્વને નિરખતા રામચંદ્ર પોતાના પિતાના મહેલ પ્રત્યે જવા લાગ્યા.[४७]

करेणुमातंगरथाश्वसंकुलं महाजनौघैः परिपूर्णचत्वरम् ॥ प्रभूतरत्नं बहुपण्यसंचयं ददर्श रामो विमलं महापथम् ॥४७॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં સોળમો સર્ગ સંપૂર્ણ. ૧૬.

---

## सर्ग १७ मो.

### નગરવાસીજનોનો હર્ષ.

स रामो रथमास्थाय संप्रहृष्टसुहृज्जनः ॥
पताकाध्वजसंपन्नं महार्हागुरुधूपितम् ॥ १ ॥

પ્રથમ વર્ણવ્યા પ્રમાણે લક્ષ્મણસહિત રામચંદ્ર રથમાં બેસીને, પતાકાઓ અને ધ્વજાઓથી સુશોભિત જણાતા, ઉત્તમ અગુરૂ વેગેરેના ધૂપોથી સુવાસિત થયેલા સ્વચ્છ વાદળો સરખા મહેલોથી રમણીય દેખાવવાળા તથા અનેક દેશોથી આવેલા મનુષ્યોના વસવાટવાળા અયોધ્યાનગરને નિરખતા, રાજમાર્ગપર જતા હતા. એ રાજમાર્ગની બન્ને બાજુપર આવેલાં ગૃહો તથા દુકાનો ચંદન, અગુરૂ વગેરે ઉત્તમ સુગંધ પદાર્થો, સૂતરનાં વસ્ત્રો, રેશમી વસ્ત્રો, વીંધેલાં અને વગર વીંધેલાં મોતીઓ, ઉત્તમ સ્ફટિક મણિઓ તથા અનેક પ્રકારનાં પુષ્પો તેમજ ભક્ષ્ય પદાર્થોથી ભરપૂર જણાતાં હતાં.[१-५] પ્રત્યેક ચોટાંઓ દહીં, અક્ષત, નૈવેદ્ય, ડાંગર, અગુરૂ વગેરેના ધૂપ, પુષ્પ અને ચંદન વગેરે ઉપચારોવડે પરિપૂજિત કરેલાં હતાં. એવા રળીયામણા માર્ગપર થઈને જતા અનેક લોકો રામચંદ્રના સંબંધમાં આશીર્વાદની માંગલિક વાણી બોલતા હતા; તે સર્વને સાંભળતા તથા તે તે મનુષ્યોને યથાયોગ્ય માન આપતા રામચંદ્ર ચાલ્યા જતા હતા.

રામચંદ્રને ઉદ્દેશી લોકો કહેતા હતા કે:-"આજે દશરથરાજાની કૃપાથી રાજ્યાભિષિક્ત થયેલા રામચંદ્ર, પોતાના પિતામહ તથા પ્રપિતામહ વગેરે પૂર્વજોએ આચરેલા માર્ગનું ચિરકાળ પર્યંત પાલન કરો. તેમના પિતા દશરથરાજાએ તથા તેમના પૂર્વજોએ પાલન કરવાથી આપણે જેટલા સુખી થયા છીએ તેથી પણ રામચંદ્રના રાજ્યમાં વિશેષ સુખી થઈશું.[६-९] રાજ્યાભિષેક થયા પછી જ્યારે આપણે રામચંદ્રને રાજભવનથી બહાર નીકળેલા જોઈશું ત્યારે આપણને આ લોકનાં સુખ ભોગવવાની તથા પરલોકમાં સુખ આપનારાં પુણ્યકર્મો કરવાની પણ જરૂર રહેશે નહિ; અર્થાત્ રામચંદ્રને રાજ્યાભિષેક થવાથી આપણી સઘળી ઇચ્છાઓ પૂર્ણ થશે.[१०] અત્યંત તેજસ્વી રામચંદ્રને રાજ્યાભિષેક થાય તે કરતાં આપણને બીજું કાંઈ પણ પ્રિય નથી."[११]

એ પ્રમાણે પોતાના ઉપર સ્નેહવાળાં મનુષ્યોએ ઉચ્ચારેલાં પોતાની પ્રશંસા તથા આશીર્વાદનાં વચનોને સાંભળવા છતાં તેથી કાંઈ પણ વિકાર નહિ પામતા શ્રીમાન્ રામચંદ્ર રાજમાર્ગપર જતા હતા.[१२] યુવરાજ રામચંદ્રનો રથ ઘણે દૂર જવા છતાં તેમનાં દર્શનની અભિલાષાવાળાં મનુષ્યો પાછળથી તાકી તાકીને જોતાં હતાં. કોઈ પણ મનુષ્યનાં મન અથવા નેત્ર નરશ્રેષ્ઠ રામચંદ્રના દર્શનથી તૃપ્ત થતાં ન હતાં; અર્થાત્ રામચંદ્રના દર્શનની ઇચ્છા મનુષ્યોના અંતઃકરણમાં એવી ને એવીજ રહેતી હતી.[१३] આ વેળાએ જેણે રામચંદ્રનું દર્શન કર્યું નહિ અથવા રામચંદ્રે જેના તરફ દૃષ્ટિ કરી નહિ તેઓ સર્વ લોકોમાં નિંદાપાત્ર થઈને પોતાના અંતઃકરણથીજ પોતાને ધિક્કારવા લાગ્યા.[१४] ધર્માત્મા રામચંદ્ર બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર, એ ચારે વર્ણનાં મનુષ્યોપર અવસ્થાનુસારે યથાયોગ્ય દયાભાવ દાખવતા હતા; અને તેથી તે ચારે વર્ણ (સઘળી પ્રજા) પણ પોતાનાં મન, વાણી અને કાયાએ કરી નિરંતર રામચંદ્રમાં પ્રીતિવાળા રહેતા હતા.[१५] એ પ્રમાણે રાજમહેલ પ્રત્યે જતાં માર્ગમાં આવતાં ચોટાં, દેવમાર્ગો, દેવમંદિરો તથા પાઠશાળાઓ વગેરે માનનીય સ્થાનોને જમણાં

રાખી ચાલતા રામચંદ્ર પોતાના પિતા દશરથ-રાજાના રાજમહેલ આગળ આવી પહોંચ્યા. એ રાજમહેલની અંદરનાં અત્યંત ઉંચા અને મેઘસમૂહસરખાં પ્રાસાદશિખરો ખરેખર કૈલાસપર્વતનાં શિખરસરખાં લાગતાં હતાં.[૧૬,૧૭] વળી એ રાજમહેલની ચોમેર આવી રહેલાં અત્યંત ઉંચાં રત્નજડિત ક્રીડાગૃહો ગગનચુંબિત હોવાને લીધે, જાણે શ્વેત વિમાનોજ હોયની ? એવાં જણાતાં હતાં.[૧૮] આખી પૃથ્વીમાં જેના સમાન બીજો કોઇ પણ મહેલ નહિ હોવાથી તેને ઇંદ્રભવનનીજ ઉપમા આપી શકાય એવા એ રાજમહેલના મુખ્ય દ્વારમાં પ્રવેશ કરીને દેદીપ્યમાન કાંતિવાળા રામચંદ્ર પોતાના સઘળા સાથીઓ તથા રથસહિત ધનુષ્યધારી શૂરવીર પહેરેગીરો જેની ચોકી કરતા હતા એવા ત્રણ દરવાજા વટાવીને અંદર ગયા. પછી રથમાંથી નીચે ઉતરીને રામચંદ્ર પોતાના સઘળા સાથીઓસહિત પગે ચાલતા બીજા બે દરવાજા વટાવી અંદર ગયા.[૧૯,૨૦] એ પ્રમાણે પાંચ દરવાજા સુધી જઇને રામચંદ્રે, પોતાની સાથેના સર્વ જનોને ત્યાં ઉભા રાખ્યા; અને પોતે એકલા પિતાના અંતઃપુરમાં ગયા.[૨૧]

રામચંદ્રે જ્યારે પિતાના અંતઃપુરમાં પ્રવેશ કર્યો ત્યારે બહાર ઉભેલા સર્વ જનો અત્યંત હર્ષયુક્ત થયા; અને જેમ સમુદ્ર ચંદ્રના ઉદયની વાટ જુએ; તેમ તેઓ સર્વ રામચંદ્રના બહાર આવવાની વાટ જોઇ રહ્યા; અર્થાત્ 'દશરથરાજાની આજ્ઞા પામીને રામચંદ્ર હમણાં બહાર આવશે; અને તેમને રાજ્યાભિષેક થશે' એવી ઇચ્છાથી તેઓ રામચંદ્રની વાટ જોતા ઉભા રહ્યા.[૨૨]

तस्मिन्प्रविष्टे पितुरन्तिकं तदा जनः स सर्वो मुदितो नृपात्मजे ॥ प्रतीक्षते तस्य पुनः स्म निर्गमं यथोदयं चंद्रमसः सरित्पतिः॥२२॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં સત્તરમો સર્ગ સંપૂર્ણ. ૧૭

## સર્ગ ૧૮ મો.

### રામચંદ્ર અને કૈકેયી.

स ददर्शासने रामो विषण्णं पितरं शुभे ॥ कैकेय्या सहितं दीनं मुखेन परिशुष्यता ॥ १ ॥

પૂર્વે જણાવ્યું તેમ પોતાના સઘળા અનુગામિઓને બહાર ઉભા રાખીને રામચંદ્ર પોતાના પિતાની પાસે ગયા; પરંતુ નિત્ય કરતાં આજે તો કાંઇક વિલક્ષણ પ્રકાર તેમના જોવામાં આવ્યો. પોતાના પિતા મહારાજા દશરથ ખેદયુક્ત થઇને કૈકેયીની પાસે એક પલંગ ઉપર દયામણી સ્થિતિમાં પડેલા હતા, અને અત્યંત શોકાવેશને લીધે તેમનું મુખ સૂકાઇ જતું હતું.[૧] આવી સ્થિતિ જોતાં જો કે રામચંદ્રને બહુજ આશ્ચર્ય લાગ્યું, તો પણ તેમણે પ્રથમની પેઠે, નમ્રતાથી પિતાના ચરણમાં અભિવંદન કર્યું; અને પછી સ્વસ્થ ચિત્તથી કૈકેયીના ચરણોનું પણ વંદન કર્યું.[૨] રામચંદ્રને આવેલા જાણીને, મહારાજા દશરથનાં નેત્રમાં હર્ષ તથા શોકને લીધે આંસુ ભરાઈ આવ્યાં; અને તે અત્યંત દીનપણે "હે રામ !" એ શબ્દ ઉપરાંત બીજું કાંઈ પણ બોલી શક્યા નહિ; તેમ રામચંદ્રના સામું પણ જોઇ શક્યા નહિ.[૩] આમ એકાએક કોઇ પણ સમયે નહિ જોવામાં આવેલી પોતાના પિતાની ભયંકર સ્થિતિ જોઈને રામચંદ્ર પણ જેમ સર્પ ઉપર પગ પડયો હોય તેમ ભયભીત થઇ ગયા.[૪]

એ સમયે શોક અને સંતાપથી દુઃખી થતા મહારાજા દશરથની સઘળી ઇંદ્રિયો ખિન્ન થયેલી હતી, આંતરિક પીડાને લીધે તે લાંબા નિઃશ્વાસ મૂકતા હતા,[૫] ક્ષોભ ન પામે એવો સમુદ્ર પણ જાણે ક્ષોભ પામેલો હોય તેના જેવી તેમની સ્થિતિ જણાતી હતી, રાહુએ ગળેલા સૂર્યની પેઠે તે નિસ્તેજ થઇ ગયા હતા; અને જેમ કોઈ સત્પુરૂષ અસત્ય વચન બોલવાથી દુઃખી થાય, તેમ તે દુઃખી થતા હતા.[૬] પોતાના પિતાની એવી સ્થિતિ જોઇને 'અરે ! આજે મારા પિતાને આટલો બધો શોક થવાનું

શું કારણ હશે? એમ વિચારતા રામચંદ્ર સમુદ્ર જેમ પૂર્ણિમાને દિવસે ક્ષોભ પામે તેમ અત્યંત ક્ષોભ પામ્યા.[7] પિતાનું હિત કરવામાં પ્રીતિવાળા રામચંદ્ર પોતાના મનમાં ને મનમાં વિચારવા લાગ્યા કે, અરે, આજે મારા પિતા મને જોઇને કેમ હર્ષિત થતા નથી.[8] અરે, આડે દહાડે તો તેઓ કોઇના ઉપર ક્રોધ પામ્યા હોય તોપણ મને જોતાંવેંતજ પ્રસન્ન થાય છે; પરંતુ કોણ જાણે આજે મને જોઇને ઉલટા વધારે ખેદ શાથી પામે છે? એ કાંઇ સમજાતું નથી. (માટે હું મારી માતા કૈકેયીને પૂછી જોઉં.)[9] એવો વિચાર કરીને, શોકવડે દીન તથા દુઃખી થયેલા રામચંદ્રે ઉતરી ગયેલે મુખે કૈકેયીને પ્રણામ કરીને પૂછ્યું કેઃ–[10]

"હે માતા! મેં અજાણ્યથી મારા પિતાનો કાંઈ અપરાધ તો નથી કર્યો કે જેથી મારા પિતા ક્રોધાયમાન થયેલા જણાય છે? જો કદાચ તેમ હોય તો તમેજ તેમના ક્રોધની શાંતિ કરી તેમને પ્રસન્ન કરો.[11] અરે, નિરંતર મારા ઉપર પ્રસન્ન રહેનારા મારા પિતા આજે ખેદયુક્ત થયેલા દીનની પેઠે ઉદાસચિત્ત થઇને કેમ પડી રહ્યા છે? અરે, તેઓ મારી સાથે બોલતા પણ કેમ નથી?[12] શું તેમના શરીરને કોઈ પ્રકારનો વ્યાધિ* કે મનને આધિ× તો નથી થયો? દેહધારી મનુષ્યને સદાકાળ સુખ દુર્લભ હોય છે.[13] અરે, શું મારા પિતા મારા પ્રિય ભ્રાતા ભરતના, મહા પરાક્રમી શત્રુઘ્નના કે મારી માતાઓના કોઇ અપરાધને લીધે આમ ક્રોધે ભરાયા છે?[14] અરે, મારા પિતા જ્યારે ક્રોધ પામ્યા હોય ત્યારે તેમને પ્રસન્ન કર્યા વિના અથવા તેમની આજ્ઞા પ્રમાણે વર્ત્યા વિના હું એક મુહૂર્ત પણ જીવવાને ઇચ્છતો નથી![15] અહો! જેની કૃપાથી આ પૃથ્વીમાં જન્મ પ્રાપ્ત થયો; અને જે પ્રત્યક્ષ દેવસ્વરૂપ છે, તેવા પિતાને અનુકૂળ થઇને કયો પુત્ર ન રહે? અર્થાત્ સર્વ પ્રકારે પિતાને અનુકૂળ વર્તવું તથા તેમની આજ્ઞા પાળવી એ પુત્રનો આવશ્યક ધર્મ છે.‡[16] અથવા હે માતા! શું તમોએ અભિમાન કે ક્રોધને વશ થઇને, મારા પિતાને કાંઇ કઠોર વચનો તો નથી કહ્યાં કે જેથી તેમનું અંતઃકરણ આટલા બધા ખેદને પ્રાપ્ત થયું છે?[17] હે દેવિ! હે માતા! મારા પિતાના ચિત્તમાં કોઈ સમયે નહિ થયેલો એવો વિકાર આજે શા કારણથી થયો છે? એ જાણવાની ઇચ્છાથી હું તમને પૂછું છું, માટે તમે મને યથાર્થ રીતે કહો."[18]

એ પ્રમાણે મહાત્મા રામચંદ્રે અત્યંત વિનયપૂર્વક પૂછ્યું. ત્યારે નિર્લજ્જ કૈકેયી બેધડક રીતે પોતાનું હિત સાધનારાં વચન કહેવા લાગી કેઃ–[19]

"હે રામ! તારા પિતા કોઇના ઉપર ક્રોધ પામ્યા નથી, તેમ તેમને કાંઇ દુઃખ પણ નથી, પરંતુ એમને મનમાં કંઈક વિચાર ઉપજ્યો છે, તે તારા ભયને લીધે પ્રકટપણે કહી શકતા નથી.[20] હે રામ! તું તારા પિતાને અત્યંત પ્રિય છે, એટલે તે તને અપ્રિય વચન કહી શકતા નથી; પરંતુ એમણે મારી આગળ જે કાર્ય કરવાની પ્રતિજ્ઞા લીધી છે, તે કાર્ય ભલે તને અપ્રિય હોય તોપણ તારે અવશ્ય કરવુંજ જોઇએ. (કારણ કે પિતાની આજ્ઞા પાળવી અને તેમનું વચન સત્ય કરવું, એ પુત્રનો ધર્મ છે.)[21] તારા પિતાએ પ્રથમ મારો સત્કાર કરીને મને બે વરદાન આપ્યાં હતાં, અને સાંપ્રતમાં પણ 'તું જે માગીશ તે હું તને આપીશ' એવી પ્રતિજ્ઞા કરી છે, છતાં હવે પ્રાકૃત મનુષ્યની પેઠે નિરર્થક પશ્ચાત્તાપ કરે છે, અને પાણી વહી ગયા પછી પાળ બાંધ-

* શરીરમાં રોગાદિથી પીડા થાય તેને વ્યાધિ કહે છે.

× મનમાં ચિંતા વગેરેથી દુઃખ થાય તેને આધિ કહે છે.

‡ आयुर्यशो बलं वित्तमाकांक्षद्भिः प्रियाणि च ॥
पितृआराधनीयोऽसौ दैवतं हि पिता महत् ॥

આયુષ્ય, યશ, બલ, ધન અને કલ્યાણને ઇચ્છનારા પુરુષોએ અવશ્ય પોતાના પિતાનીજ સેવા કરવી જોઇએ; કારણ કે પિતા એજ પરમ દૈવત છે.

વાનો વૃથા શ્રમ ઉઠાવે છે.[૨૨,૨૩] હે રામ! 'સત્ય એજ ધર્મનું મૂળ છે' એવું મહાત્મા સત્પુરુષોએ કહેલું છે; માટે આ સમયે તારા પિતા તારા ઉપરના પ્રેમને લીધે મારાપર ક્રોધ કરીને પોતાના સત્યવાદીપણાનો ત્યાગ ન કરે એમ કરવું તને ઉચિત છે; અર્થાત્ પિતાનું અધર્મથી રક્ષણ કરવું એ પુત્રનો ધર્મ છે.*[૨૪] હે રામ! તારા પિતા તને શુભ વા અશુભ જે કાંઈ કહેવાના છે, તે જો તું કરે એમ હોય તો હું તને સઘળું કહી સંભળાવું.[૨૫] હે રામ! પુનઃ પણ તને દૃઢ નિશ્ચય કરાવવા માટે કહું છું કે રાજાની સંમતિથી હું તને જે કાંઇ કહું તે જો વ્યર્થ ન જાય તોજ હું તને કહીશ. રાજા પોતાના મુખથી તને તે કહી શકશે નહિ."[૨૬]

કૈકેયીનું ભેદભર્યું વચન સાંભળીને, મહાત્મા રામચંદ્રના મનમાં અત્યંત વ્યથા ઉત્પન્ન થઇ, તેથી તેમણે પોતાના પિતાની સમક્ષ કહ્યું કેઃ-[૨૭] "હે દેવિ! હે માતા! હું મારા પિતાની આજ્ઞાથી અગ્નિમાં પડવાને પણ તૈયાર છું છતાં તમે મને આવાં અયોગ્ય વચન કહો છો તેથી મને ધિક્કાર છે![૨૮] હે માતા! વિશેષ શું કહું? આ મારા પિતા દશરથરાજા કે જે મારૂં હિત ઇચ્છનારા છે અને ગુરુ છે, તેની આજ્ઞાથી હું હાલાહલ વિષપાન કરવાને કે સમુદ્રમાં ઝંપાપાત કરવાને પણ કદી અચકાઉં તેમ નથી![૨૯] માટે હે દેવિ! મહારાજાનું જે કાંઇ ઇચ્છિત હોય તે મને નિઃશંકપણે કહો હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે અવશ્ય હું તે પ્રમાણે કરીશ. હે માતા! તમે સ્મરણમાં રાખજો કે રામ કદાપિ બેવચની થતો નથી."[૩૦]

એ પ્રમાણે સત્યવાદી રામચંદ્રનાં વિનયયુક્ત વચન સાંભળીને નિર્દય અને લજ્જાવિનાની કૈકેયીએ અત્યંત દારૂણ વચનો કહેવાનો આરંભ કર્યો.[૩૧]

કૈકેયી કહે છેઃ-"હે રાઘવ! પૂર્વે દેવો તથા દૈત્યોના સંગ્રામમાં મેં તારા પિતાનું શત્રુઓનાં શસ્ત્રોથી રક્ષણ કર્યું હતું, તેથી તે વેળાએ તેમણે પ્રસન્ન થઇને મને બે વરદાન આપ્યાં હતાં (અને તે આજ દિનસુધી ન્યાસ-થાપણરૂપે માગ્યા વિના રહ્યાં હતાં).[૩૨] હે રામ! આજે પ્રસંગ મળવાથી મેં તે બે વરદાનો તારા પિતાની પાસે માગ્યાં છે. તેમાં એકથી ભરતને રાજ્યાભિષેક અને બીજાથી તારે આજેજ દંડકારણ્યમાં જવું એવી મેં માગણી કરી છે.[૩૩] માટે હે નરશ્રેષ્ઠ રામ! જો તું પોતાની તથા પોતાના પિતાની પ્રતિજ્ઞાને સત્ય કરવા ઇચ્છતો હોય તો મારૂં વચન સાંભળ અને તે પ્રમાણે કર.[૩૪] હે રાઘવ! તારા પિતાએ મને જે વચન આપ્યું છે તે પ્રમાણે વર્તીને તું ચૌદ વર્ષસુધી દંડકારણ્યમાં નિવાસ કર અને રાજાએ તને રાજ્યાભિષેક કરવા માટે જે જે સાહિત્યો એકત્રિત કર્યાં છે તેવડે મારા પુત્ર ભરતને રાજ્યાભિષેક થાઓ.[૩૫,૩૬] હે રામ! તું આ અભિષેક મહોત્સવનો તથા આખા રાજ્યનો સર્વથા ત્યાગ કરીને અને મસ્તકપર જટા તથા વલ્કલ ધારણ કરનારો તપસ્વી થઇને ચૌદ વર્ષ પર્યંત દંડકારણ્યમાં જઇને વાસ કર;[૩૭] અને મારો પુત્ર ભરત અનેક પ્રકારનાં રત્નો, અશ્વો તથા રથાદિની સમૃદ્ધિવાળી દશરથરાજાની પૃથ્વી-(રાજ્ય)નું પાલન કરો.[૩૮] હે રઘુનંદન! એટલા કારણથીજ તારા પિતા દશરથરાજા શોક તથા કરૂણાવડે વ્યાપ્ત થઇ તારી સામે જોઇ પણ શકતા નથી.[૩૯] માટે હે રામ! મેં કહ્યું તેમ કરી તું તારા પિતાનું વચન પાળ અને તેમના સત્યવાદીપણાનું રક્ષણ કરીને તેમનો ઉદ્ધાર કર."[૪૦]

કૈકેયીનાં કઠોર અને દારૂણ વચનો સાંભળવા છતાં મહાન ધૈર્યવાળા રામચંદ્ર યત્કિંચિત પણ શોકને અધીન થયા નહિ, પરંતુ મહાનુભાવ દશરથરાજા ભવિષ્યમાં થનારા પુત્ર-

* કહ્યું છે કેઃ—"પુન્નામ્નો નરકાદ્યસ્માત્ પિતરં ત્રાયતે સુતઃ ॥ તસ્માત્પુત્ર ઇતિ પ્રોક્તઃ સ્વયમેવ સ્વયંભુવા ॥ પુત્ર, પિતાને દુઃખરૂપ નરકમાંથી બચાવે છે, માટે બ્રહ્માએ તેનું 'પુત્ર' એવું નામ પાડયું છે."

વિયોગના દુઃખને લીધે અત્યંત સંતાપ પામ્યા.[૪૧]

इतीव तस्यां परुषं वदन्त्यां न चैव रामः प्रविवेश शोकम् ॥ प्रविव्यथे चापि महानुभावो राजा च पुत्रव्यसनाभितप्तः ॥४१॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં અઢારમો સર્ગ સંપૂર્ણ. ૧૮

---

## સર્ગ ૧૯ મો.

રામચંદ્રે વનવાસ જવા માટે પ્રતિજ્ઞા કરી.

तदप्रियममित्रघ्नो वचनं मरणोपमम् ॥ श्रुत्वा न विव्यथे रामः कैकेयीं चेदमब्रवीत् ॥१॥

અત્યંત અપ્રિય અને મરણસમાન દુઃખ આપનારાં કૈકેયીનાં વચન સાંભળવા છતાં કંઈ પણ વ્યથા નહિ પામતાં રામચંદ્ર વિનયપૂર્વક તેને કહેવા લાગ્યા કે:–[૧] "હે માતા! ભલે, તમારા કહેવા પ્રમાણે થાઓ. મસ્તકપર જટા તથા વલ્કલવસ્ત્ર ધારણ કરીને મારા પિતાની આજ્ઞાનું પાલન કરતો હું દંડકારણ્યમાં ચૌદ વર્ષ પર્યંત રહેવા માટે જઈશ.[૨] પરંતુ હું આટલું જાણવા ઇચ્છું છું કે શત્રુઓનું દમન કરનારા મારા પિતા આજે મારી સાથે પ્રથમની પેઠે આનંદપૂર્વક કેમ બોલતા નથી?[૩] હે દેવિ! આવું પૂછવાથી તમે મારાપર રુષ્ટ થશો નહિ. હું તમારી આગળ નિશ્ચયપૂર્વક કહું છું કે, હું જટા તથા વલ્કલ વસ્ત્ર ધારણ કરીને અવશ્ય વનમાં જઇશ. તમે પ્રસન્ન રહો.[૪] મારૂં હિત કરનારા અને કૃતજ્ઞ એવા ગુરુરૂપ મારા પિતાની આજ્ઞા થયા છતાં, શું હું નિઃશંકપણે તમારૂં પ્રિય નહિ કરૂં? કરીશજ.[૫] પરંતુ મહારાજા હજી સુધી પોતાના મુખથી 'મારે ભરતને રાજ્યાભિષેક કરવો છે' એવું કહેતા નથી, એ કારણથી મારૂં હૃદય બહુ તાપ પામે છે![૬] હે માતા! પિતાની આજ્ઞા તો દૂર રહી, પરંતુ માત્ર તમારાજ કહેવાથી હું આનંદપૂર્વક મારા ભ્રાતા ભરતને આખું રાજ્ય, ધન, સીતા અને પ્રિય પ્રાણ સુદ્ધાં સર્વસ્વ આપી દેવામાં અચકાઉં એમ નથી;[૭] તો પછી સ્વયમેવ મારા પિતાની આજ્ઞાથી અને તેમાં વળી તમારૂં પ્રિય કરવા-માટે તથા મારી પ્રતિજ્ઞા સત્ય કરવા માટે ભરતને એકલું રાજ્ય આપી દઉં એમાં શું આશ્ચર્ય?[૮] પરંતુ મારા પિતા અને વનમાં જવાની આજ્ઞા આપવામાં સંકોચાતા હોવાને-લીધે પૃથ્વી તરફ નેત્ર ઢાળીને અશ્રુપાત કરી રહ્યા છે, તેમનું તમે આશ્વાસન કરો.[૯] હે માતા! મહારાજાની આજ્ઞા પ્રમાણે દૂત-લોકો શીઘ્ર ગતિવાળા અશ્વોપર આરૂઢ થઇને ભરતને તેના મોસાળથી તેડી લાવવા માટે આજેજ રવાના થાઓ.[૧૦] હું પણ પિતાની આજ્ઞા યોગ્ય છે કે અયોગ્ય છે એનો વિચાર કર્યા સિવાય આજેજ ચૌદ વર્ષ પર્યંત નિવાસ કરવા માટે નિર્વિલંબે દંડકારણ્યપ્રત્યે જાઉં છું."[૧૧]

રામચંદ્રનાં વચન સાંભળીને, કૈકેયી ઘણીજ હર્ષિત થઇ અને હવે રામ અવશ્ય વનમાં જશે; એવો દૃઢ નિશ્ચય કરીને પ્રયાણમાટે ઉતાવળ કરાવતી કહેવા લાગી કે,[૧૨] "હે રામ! ભલે, તારા કહેવા પ્રમાણે ભરતને તેના મોસાળથી તેડી લાવવા માટે દૂતો શીઘ્રગતિવાળા અશ્વોપર બેસીને જશે;[૧૩] પરંતુ હું ધારૂં છું કે વનમાં જવાને ઉત્કંઠાવાળા તારે હવે વિલંબ કરવો યોગ્ય નથી; માટે હે રામ! અહીંથી તું સત્વર વનપ્રત્યે પ્રયાણ કર.[૧૪] તારા પિતા 'મારૂં સત્યવાદીપણું રહેશે કે નહિ?' એવી શંકાને લીધે લજ્જિત થયેલા હોવાથી તારી સામે બોલી શકતા નથી અને દીન થઈ ગયા છે; પરંતુ એ કાંઇ મોટું કારણ નથી. માટે હે નરશ્રેષ્ઠ! તું વનમાં જઈ તેમને સત્યવાદી બનાવીને તેમનાં શોક તથા દીનતાને દૂર કર.[૧૫] હે રામ! જ્યાંસુધી તું સત્વર અયોધ્યામાંથી નીકળી વનમાં જઇશ નહિ, ત્યાંસુધી તારા પિતા સ્નાન કે ભોજન પણ કરશે નહિ."[૧૬]

કૈકેયીનાં ઉલટાં વચન સાંભળીને, અત્યંત શોક-ભરત થયેલા મહારાજા દશરથ "હાય, મહા કષ્ટ!

મહા દુઃખ! અરે ધિક્કાર છે દુષ્ટા કૈકેયીને!!” એમ નિઃશ્વાસ નાખતાં મૂર્છિત થઈ પલંગ ઉપર પડી ગયા.[૧૭] ત્યારે રામચંદ્રે પોતાના હાથથી તેમને ઝાળવીને બેઠા કર્યા; અને આશ્વાસન કર્યું. પછી ચાબુકના પ્રહારથી અશ્વ જેમ સત્વર પ્રયાણ કરે તેમ કૈકેયીનાં વચનરૂપ ચાબુકના પ્રહારથી રામચંદ્ર વનમાં જવાને ત્વરા કરવા લાગ્યા.[૧૮] રામચંદ્રે દુષ્ટ એવી કૈકેયીનાં અત્યંત દારૂણ અને શત્રુવટભરેલાં વચનો સાંભળ્યાં છતાં તેથી કાંઈ પણ ગ્લાનિ નહિ પામતાં, તેમણે તેને કહ્યું કે:–[૧૯] “હે દેવિ! તમે મને નિર્મળ ધર્મમાં આસક્ત થયેલા ઋષિસરખો જાણજો. હું કાંઇ રાજ્યાદિ દ્રવ્યનો લાલસાવાળો થઇને અયોધ્યામાં રહેવા ઇચ્છતો નથી.[૨૦] મારે મારા પૂજ્ય પિતાશ્રીનું જે કંઈ પ્રિય કરવાનું છે, તે સઘળું મેં મારા પ્રિય પ્રાણોનો પણ ત્યાગ કરીને કરેલું છે.[૨૧]

न ह्यतो धर्मचरणं किंचिदस्ति महत्तरम् ।
यथा पितरि शुश्रूषा तस्य वा वचनक्रिया ॥

કેમકે:–પુત્રે પિતાની સેવા કરવી અને તેનાં વચન (આજ્ઞા) પ્રમાણે વર્તવું એ કરતાં બીજું કાંઈ પણ ઉત્તમોત્તમ ધર્માચરણ નથી.[૨૨] હે જનનિ! મારા પૂજ્ય પિતાએ મને હજી સુધી વનમાં જવાનું કહ્યું નથી; છતાં માત્ર તમારા કહેવાથીજ હું ઉજ્જડ અરણ્યમાં વસીશ.[૨૩] હે માતા કૈકેયિ! તમે મારાં અધીશ્વરી હોવા છતાં, એક આવા તુચ્છ કાર્યને માટે મારા પિતાની પાસે માગણી કરી; એથી સમજાય છે કે મારામાં રહેલા ઉત્તમ ગુણોને* તમે હજી સુધી જાણી શક્યાંજ નથી; અર્થાત્ હું પોતે તમારા કહેવા પ્રમાણે કરૂં એમ છું અને તમે મને આજ્ઞા કરવાને યોગ્ય છો, છતાં મને કહેવાને બદલે મારા પિતાને કહ્યું એ તમોએ મોટી ભૂલ કરી છે.[૨૪] ભલે, જે થયું તે ખરૂં. હવે હું ‘દંડક’ નામના મહા અરણ્યમાં આજેજ જઈશ; પણ પ્રથમ મારી માતા કૌસલ્યાની આજ્ઞા લઈને સીતાને ધીરજ આપું એટલા વિલંબ માટે તમે મને ક્ષમા કરશો.[૨૫] હે માતા! છેવટે હું વિનતિ કરીને તમને એટલુંજ કહું છું કે મારો પ્રિય ભ્રાતા ભરત જેવી રીતે ન્યાયપૂર્વક પ્રજાપાલન કરીને પિતાની શુશ્રૂષા કરે, તેવી રીતની યોજના તમારે કરવી; કારણ કે ‘ન્યાયથી પ્રજાપાલન કરવું તથા પિતાની સેવા કરવી’ એજ સત્ય સનાતન ધર્મ છે.”[૨૬]

રામચંદ્રે કૈકેયી પ્રત્યે કહેલાં વચન સાંભળીને અત્યંત દુઃખ પામેલા મહારાજા દશરથ શોકને લીધે કાંઇ પણ બોલી ન શકવાથી મુક્તકંઠે રોદન કરતા મૂર્છિત થઈ પડી ગયા.[૨૭] આવો પ્રકાર જોઈને પાસેજ ઉભેલો લક્ષ્મણ ઘણોજ દુઃખી થઈ ગયો; પરંતુ પોતાના મોટા ભાઈની આજ્ઞા સિવાય તે કાંઈ પણ બોલી શક્યો નહિ. ત્યારપછી મહાતેજસ્વી રામચંદ્ર ગ્લાન અવસ્થામાં પડેલા પિતાના અને દુષ્ટ સ્વભાવવાળી કૈકેયીના ચરણોનું વંદન કરીને તથા તેમની પ્રદક્ષિણા કરીને અંતઃપુરમાંથી બહાર નીકળ્યા. તે વેળા અત્યંત ક્રોધયુક્ત થયેલો તથા અશ્રુવડે પરિપૂર્ણ નેત્રવાળો સુમિત્રાપુત્ર લક્ષ્મણ પણ તેમની પાછળ પાછળ અંતઃપુરમાંથી બહાર નીકળ્યો.

એવી રીતે પોતાના અનુજ લક્ષ્મણસહિત અંતઃપુરમાંથી બહાર નીકળીને, રામચંદ્રે જોયું તો ત્યાં પોતાના સઘળા સુહૃજ્જનો વાટ જોતા ઉભા રહ્યા હતા.[૨૮-૩૦] ત્યાંથી આગળ ચાલતાં અભિષેકશાળા આવી કે જ્યાં આગળ અભિષેક કરવાનાં સર્વ સાહિત્યો તૈયાર કરી રાખેલાં હતાં. તે જોઈને, જોકે પોતાને વનમાં જવાનીજ ઇચ્છા હતી, તોપણ તે ઇચ્છાને બીજા લોક ન જાણી જાય એટલા માટે તેમણે તેની પ્રદક્ષિણા કરી, અને તેનાપર દૃષ્ટિ કરતા તે શનૈઃ શનૈઃ આગળ ચાલવા લાગ્યા.[૩૧] પોતાને પ્રાપ્ત થનારા રાજ્યનો આમ એકાએક નાશ થયો, તોપણ જેમ કૃષ્ણપક્ષમાં કળાની ક્ષીણતા થવાથી ચંદ્રની શોભા ઘટતી નથી, તેમ રામ-

* જેવી રીતે પિતાની આજ્ઞા પાળવી, તેવી રીતે તેની સ્ત્રીઓની પણ પાળવી ઈત્યાદિ ગુણો.

ચંદ્રની સાહજિક* કાંતિમાં યત્કિંચિત્ પણ વિકાર થયો નહિ;[૩૨] તેમજ પોતાની જન્મભૂમિનો ત્યાગ કરી વનમાં જતી વેળાએ તેમના અંત:કરણમાં જીવન્મુક્તની પેઠે કાંઇ પણ વિકાર જણાયો નહિ.[૩૩] આ સમયે મહાન ધૈર્યવાળા રામચંદ્ર, પોતાની ઉપર ધરાતા ઉત્તમ છત્ર તથા રત્નજડિત દાંડીવાળા ચામરોનો પ્રતિષેધ કરીને અને સ્વજનોને, નગરલોકોને તથા રથને પણ વિદાય કરીને, પોતાની માતા કૌસલ્યાને પોતાને વનમાં જવાના સમાચાર વિદિત કરવા માટે તેમના અંત:પુરભણી ચાલ્યા. એ વેળાએ તેમણે પોતાના મનમાં ઉપજેલું દુ:ખ મનમાં ને મનમાંજ દબાવી રાખીને, ઇંદ્રિયોનું એવું તો નિયમન કર્યું કે જેથી આનંદને લીધે વસ્ત્રાલંકારાદિ ધારણ કરી બહાર ઉભા રહેલા મનુષ્યો, સત્યવાદી રામચંદ્રના મુખપર રાજ્ય નહિ મળવાનું કશું પણ (દુ:ખદર્શક ઉદાસી વગેરે) ચિહ્ન કળી શક્યા નહિ.[૩૪-૩૬] જેમ શરદૃઋતુમાં પરિપૂર્ણ કળાઓવડે ઉદય પામેલો ચંદ્ર પોતાના તેજનો યત્કિંચિત્ પણ ત્યાગ કરતો નથી, તેમ નિયમિત અંત:કરણવાળા મહાબાહુ રામચંદ્રે પોતાની હર્ષયુક્ત મુખમુદ્રાને યત્કિંચિત્ પણ નિસ્તેજ થવા દીધી નહિ.[૩૭] માર્ગમાં ઉભેલા સર્વ લોકોનું પોતાની મધુરી વાણીવડે યથાયોગ્ય સન્માન કરતા ધર્માત્મા અને મહાયશસ્વી રામચંદ્રે પોતાની માતા કૌસલ્યાના ગૃહમાં પ્રવેશ કર્યો.[૩૮] આ વેળા અત્યંત પરાક્રમી લક્ષ્મણ, કે જે શાંતિ વગેરે ગુણોએ કરી રામચંદ્રના સરખોજ હતો, તે પણ રામચંદ્રને રાજ્ય નહિ મળવાથી પોતાના મનમાં ઉપજેલા દુ:ખને મનમાંજ દબાવી રાખીને તેમની પાછળ પાછળ જતો હતો.[૩૯]

કૌસલ્યાના અંત:પુરમાં પ્રવેશ કરતાંજ રામચંદ્રે ત્યાં અત્યંત આનંદ પ્રસરી રહેલો જોયો, તેથી તેમના મનમાં, પોતે વનમાં જવાથી પોતાનાં માત-પિતા (કૌસલ્યા-દશરથ) ઉપર આવી પડનારી વિપત્તિનો વિચાર થઈ આવ્યો; અને તેથી તે અત્યંત ચિંતાતુર થયા; પરંતુ પોતાનો રાજ્યભ્રંશ થયો તે સંબંધે તો તેમના મનમાં કાંઇ પણ વિકાર કે ખેદ થવા પામ્યો નહિ.[૪૦]

प्रविश्य वेश्मातिभृशं मुदायुतं समीक्ष्य तां चार्थविपत्तिमागताम् ॥ न चैव रामोऽत्र जगाम विक्रियां सुहृज्जनस्यात्मविपत्तिशंकया ॥४०॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ઓગણીશમો સર્ગ સંપૂર્ણ ૧૯

## सर्ग २० मो.

### કૌસલ્યાપરિતાપ.

तस्मिंस्तु पुरुषव्याघ्रे निष्क्रामति कृतांजलौ ॥ आर्तशब्दो महाञ्जज्ञे स्त्रीणामन्तःपुरे तदा ॥१॥

કૈકેયીએ ઘણી ઉતાવળ કરાવ્યાથી રામચંદ્ર હાથ જોડીને કૈકેયીના ગૃહમાંથી નીકળી જ્યારે કૌસલ્યાના ગૃહપ્રત્યે ચાલ્યા, ત્યારે દશરથરાજાના અંત:પુરની સઘળી સ્ત્રીઓ ભાવિ રામવિયોગના અત્યંત શોકને લીધે મહાન્ આર્તનાદ કરવા લાગી;[૧] અને પરસ્પર કહેવા લાગી કે:-"અરે, જે રામચંદ્ર પોતાના પિતાની આજ્ઞાની વાટ પણ ન જોતાં આપણા સર્વનાં કાર્ય સિદ્ધ કરી આપે છે અને જે આપણી ગતિ તેમજ શરણ-આધારરૂપ છે તે આજે વનમાં જશે![૨] અરે! જે જન્મથી આરંભીનેજ આપણ સર્વને પોતાની જનની કૌસલ્યાસમાન ગણી, આપણી સેવા બજાવે છે,[૩] કોઇ કઠોર વચન કહે તો પણ જે ક્રોધ પામતા નથી અથવા કોઇને ક્રોધ ઉપજે એવું કરતા નથી; તથા ક્રોધ પામેલાં મનુષ્યોને હરેક પ્રકારે પ્રસન્ન કરે છે તે ઉત્તમ ગુણવાળા રામચંદ્ર આજે અહીંથી વનમાં જશે![૪] અરેરે, જુઓ તો ખરાં, આજે મહારાજાને શી કુબુદ્ધિ થઇ આવી છે કે જેથી તેઓ પ્રાણીઓની ગતિ અને આધારરૂપ પોતાના પ્યારા પુત્રનો પરિત્યાગ કરે છે? અરે! આથી તો એવું સમજાય છે કે મહારાજા

* સાહજિક: એટલે સ્વભાવસિદ્ધ અથવા જન્મસિદ્ધ.

એકલા પોતાના પુત્રનો પરિત્યાગ કરે છે એમ નહિ, પણ તેની સાથે સઘળી પ્રજાનો નાશ પણ કરે છે."[૫]

એ પ્રમાણે પોતાના પતિ દશરથરાજાને નિંદતી સઘળી સ્ત્રીઓ વાછરડારહિત થયેલી ગાયની પેઠે કરૂણાજનક શબ્દથી રોદન કરવા લાગી.[૬] તેઓનો ઘોર આર્તનાદ સાંભળીને, પુત્ર-વિયોગના શોકથી સંતાપ પામેલા પૃથ્વીપતિ મહારાજા દશરથ જાણે લજ્જિત થયા હોયની, તેમ વસ્ત્રવડે પોતાનું આખું શરીર ઢાંકીને અવળા મુખે સૂઈ રહ્યા.[૭]

પોતાના ભ્રાતા લક્ષ્મણસહિત રામચંદ્ર, પ્રથમ વર્ણવ્યા પ્રમાણે પોતાનાં સ્વજનોપર ભવિષ્યમાં થનારાં દુઃખનો વિચાર કરી ખેદયુક્ત થયેલા છતાં, પોતાનું અંતઃકરણ સ્વાધીન હોવાને લીધે નિઃશ્વાસ મૂકવા વગેરે શોકચિહ્નને નહિ પ્રકટ કરતા, હાથીની પેઠે મંદગતિથી ચાલી પોતાની માતા કૌસલ્યાના અંતઃપુર આગળ આવી પહોંચ્યા.[૮] અંતઃપુરના દ્વાર આગળ રાજ્યમાં સત્કાર પામેલો એક વૃદ્ધ પુરૂષ તથા બીજા કેટલાક દ્વારપાળો બેઠેલા હતા.[૯] તેઓ સર્વ રામલક્ષ્મણને આવતા જોઈને જયજયકાર કરતા ઉભા થઈ ગયા; અને બંને ભાઈઓને સત્કારપૂર્વક અંતઃપુરમાં પ્રવેશ કરાવ્યો.[૧૦] ત્યાંથી આગળ ચાલીને રામચંદ્ર બીજા દ્વાર ઉપર ગયા, તો ત્યાં મહારાજા દશરથથી સત્કાર પામેલા વેદવેત્તા વૃદ્ધ બ્રાહ્મણો ઉભેલા હતા, તેઓને પ્રણામ કરીને તેમણે ત્રીજા દ્વારમાં પ્રવેશ કર્યો. ત્યાં આગળ વળી કેટલીક યુવાન સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધા સ્ત્રીઓ દ્વારનું રક્ષણ કરતી બેઠી હતી.[૧૧,૧૨] તેમણે રામચંદ્રને આવતા જોઇને હર્ષભેર 'કૌસલ્યાપુત્રનો જય થાઓ' એમ બોલી આશીર્વાદ આપ્યો; અને કેટલીક સ્ત્રીઓએ સત્વર અંતઃપુરમાં જઇને કૌસલ્યાને રામચંદ્રના આવવાના પ્રિય સમાચાર જણાવ્યા.[૧૩] એ વેળા પુત્રનું હિત ઇચ્છતાં મહારાણી કૌસલ્યા આખી રાત્રિ નિયમથી રહીને, પ્રાતઃકાળમાં પોતાના કુળદેવ સૂર્યનું પૂજન કરી પરવાર્યાં હતાં,[૧૪] અને પોતાનાં શરીરપર સૌભાગ્યદર્શક, શણુગાર સજીને તથા રેશમી વસ્ત્ર ધારણ કરીને નિયમિતરીતે મંત્ર ભણી અગ્નિમાં આહુતિ આપતાં હતાં.[૧૫] માતાની આજ્ઞા મળ્યા પછી રામ-લક્ષ્મણ બન્ને ભાઈઓએ અંતઃપુરમાં પ્રવેશ કર્યો. ત્યાં તેમણે પોતાની માતા કૌસલ્યાને બ્રાહ્મણોદ્વારા અગ્નિમાં હોમ કરાવતાં જોયાં.[૧૬] તેમની આસપાસ દહીં, અક્ષત, ઘી, મોદક, સમિધ આદિ હુતદ્રવ્ય, ડાંગર, શ્વેત પુષ્પ, દૂધપાક, તલમિશ્ર ભાત, અને જળપૂર્ણ કલશ વગેરે દેવકાર્યમાં ઉપયોગી સાહિત્યો તૈયાર રાખેલાં હતાં.[૧૭,૧૮] કૌસલ્યા પોતાના પુત્રનો અભ્યુદય થવાની ઇચ્છાથી વ્રતાચરણ તથા ઉપવાસ કરવાને લીધે શરીરે કૃશ થઇ ગયાં હતાં; અને શ્વેત રેશમી વસ્ત્ર પહેરીને જળવડે દેવતાઓને તૃપ્ત કરી રહ્યાં હતાં.[૧૯] ઘણા સમયથી જેના દર્શનની અભિલાષા હતી એવા પોતાને આનંદ આપનારા પુત્ર રામચંદ્રને આવેલા જોઈ ને, વડવા (ઘોડી) જેમ પોતાના વછેરાને જોઇને હર્ષિત થાય, તેમ હર્ષયુક્ત થયેલાં કૌસલ્યા એકાએક ઉભાં થઈ સામાં ગયાં.[૨૦] બન્ને ભાઈઓ માતાને સાષ્ટાંગ પ્રણામ કરી સન્મુખ ઉભા રહ્યા. ત્યારે કૌસલ્યાએ પોતાના બન્ને હાથ લાંબા કરી, પોતાના પ્રિય પુત્ર રામચંદ્રને પ્રેમથી પોતાના હૃદયસરસા ચાંપીને, તેમનું મસ્તક સુંઘ્યું.[૨૧] પછી સૌભાગ્યવતી મહારાણી કૌસલ્યા કોઈથી પણ પરાભવ ન પામે એવા પોતાના પુત્ર રામચંદ્ર પ્રત્યે પુત્રપ્રેમને વશ થઇ પ્રિય તથા હિતકર વચન કહેવા લાગ્યાં કેઃ-[૨૨]

"હે આયુષ્માન પુત્ર! તું વૃદ્ધ, ધર્મશીલ તથા મહાત્મા રાજર્ષિઓનાં જેવાં આયુષ્ય, કીર્તિ તથા આપણા કુળના ઉચિત ધર્મને પ્રાપ્ત થા.[૨૩] હે રાઘવ! જો, તારા ધર્માત્મા પિતા કેવા સત્ય પ્રતિજ્ઞાવાળા છે કે જેઓ તને આજેજ યુવરાજપદપર અભિષેક કરવાને તૈયાર થયા છે?"[૨૪] એટલું કહીને, તેમણે

રામચંદ્રને બેસવા માટે આસન આપ્યું અને કહ્યું કેઃ-"હે વત્સ! તું કાલનો નિરાહાર છે; માટે આ આસનપર બેસ, અને ભોજન કરી લે."

માતાનું વચન સાંભળીને મહાત્મા રામચંદ્ર કે જે કેવળ વનમાં જવાની આજ્ઞા લેવાનેજ આવ્યા હતા, તેમણે આસનને માત્ર સ્પર્શ કરીને અને હાથ જોડીને કૌસલ્યાને કહેવા માંડ્યું.[૨૫] જો કે તેમને પોતાને તો કૈકેયીએ કહેલી પિતાની આજ્ઞા પ્રમાણે વનમાંજ જવાની ત્વરા હતી, તો પણ પોતે સ્વભાવે કરીનેજ વિનીત હોવાને લીધે તથા પોતાની માતા-પ્રત્યેના ગૌરવને લીધે નમ્ર થઇ, તે પોતાની માતા પાસે વનમાં જવાની આજ્ઞા માગતા કહેવા લાગ્યા કેઃ-[૨૬]

"હે માતા! હાલમાં સીતા, લક્ષ્મણ તથા તમારા ઉપર મોટું ભય આવી પડ્યું છે તે તમારા જાણવામાં નથી. જો કે એ વાર્તા જણાવવાથી તમને દુઃખ થાય એમ છે તો પણ જણાવ્યા સિવાય છૂટકો નથી, માટે કહું છું સાંભળો.[૨૭] હે જનની હું હવે દંડકારણ્યમાં જવાનો છું, માટે મારે આવા રત્નજડિત આસનનું શું પ્રયોજન છે? હવે તો દર્ભાસનપર બેસવાનો સમય આવી પહોંચ્યો છે.[૨૮] હવેથી રાજાને યોગ્ય ઉત્તમ ભોજન-પદાર્થોનો ત્યાગ કરીને, મુનિની પેઠે કંદ-મૂળ તથા ફળનો આહાર કરતો હું ચૌદ વર્ષ પર્યંત નિર્જન અરણ્યમાં વાસ કરીશ.[૨૯] હે માતા! મારા પિતા દશરથરાજા ભરતને યુવરાજપદ આપે છે અને મને તપસ્વીનો વેષ ધારણ કરાવીને દંડકારણ્યમાં મોકલે છે,[૩૦] માટે એ નિર્જન દંડકારણ્યમાં જઇને, આજથી આરંભી ચૌદ વર્ષસુધી હું વાનપ્રસ્થની પેઠે વલ્કલ વસ્ત્રને ધારણ કરતો તથા ફલ-મૂળનો આહાર કરતો રહીશ."[૩૧]

વજ્રપાતસરખાં રામચંદ્રનાં વચન સાંભળતાંજ કૌસલ્યા, જેમ કુહાડીવડે છેદાયેલી વૃક્ષની શાખા પૃથ્વીપર પડે અથવા સ્વર્ગમાંથી ભ્રષ્ટ થયેલી દેવાંગના એકાએક ભૂમિપર આવી પડે તેમ એકાએક પૃથ્વીપર પડી ગયાં.[૩૨] કપાઈ ગયેલી કેળની પેઠે એકદમ મૂર્છિત થઇને પડેલાં તથા દુઃખ ભોગવવાને અયોગ્ય એવાં પોતાની માતા કૌસલ્યાને, રામચંદ્રે પોતાના હાથથી બેઠાં કર્યાં;[૩૩] અને અતિશય ભારને વહન કરવાથી શ્રમિત થયેલી વડવા (ઘોડી) પૃથ્વીપર આળોટીને ઉભી થઇ જાય તે સમયે જેમ તેના શરીરપર રજ વળગે છે, તેમ પૃથ્વીપર પડી જવાથી કૌસલ્યાના શરીરપર ચોંટેલી રજને, રામચંદ્રે પોતાના હાથથી ખંખેરી નાખી.[૩૪] પછી થોડીક વારે સ્વસ્થ થઇને બેઠેલાં મહારાણી કૌસલ્યા શૂરવીર લક્ષ્મણના સાંભળતાં પુરુષશ્રેષ્ઠ રામચંદ્રને કહેવા લાગ્યાં કેઃ-[૩૫]

"અરેરે વત્સ! તું આ શું કહે છે? સત્યવાદી રાજાની બુદ્ધિમાં આમ એકાએક ફેરફાર કેમ થઇ ગયો? હે રાઘવ! જો તું મારા ગર્ભમાં આવ્યોજ ન હોત અર્થાત્ હું વાંઝણી રહી હોત તો મારે અત્યારે આવું પુત્રવિયોગનું દુઃખ દેખવું ન પડત; કારણ કે પુત્ર ન હોત તો પુત્રવિયોગનું દુઃખ ક્યાંથી થાત?[૩૬] વળી હે પુત્ર! વાંઝણી સ્ત્રીને તો માત્ર એક માનસિક દુઃખજ હોય છે કે 'હાય! મારે સંતાન નથી.' એ સિવાય બીજો કોઈ રીતનો સંતાપ તેને હોતો નથી.[૩૭] હે રામ! પૂર્વે મેં કોઈ પણ દિવસે પતિની પ્રીતિથી પ્રાપ્ત થનારૂં ઇષ્ટ વસ્ત્રાભરણાદિ સૌભાગ્યસુખ જોયું નથી; પરંતુ માત્ર તને જોઇનેજ આનંદ માનતી હું 'હવે, મારા પુત્રના અધિકારમાં મને સર્વ પ્રકારનાં સુખ પ્રાપ્ત થશે' એવી આશા રાખી મારૂં જીવિત ધારણ કરી રહી છું.[૩૮] હે વત્સ! આવી રીતે દુઃખમાંને દુઃખમાં વૃદ્ધાવસ્થાએ પહોંચેલી હું બીજી સ્ત્રીઓ (શોકયો) કરતાં મોટી હોવા છતાં પણ હવે મારી નાની શોકયોનાં મર્મભેદી વચનોને શ્રવણ કરૂં, એ કરતાં સ્ત્રીઓને વિશેષ દુઃખ શું છે? અર્થાત્ શોકયોનાં માર્મિક

વચનો સાંભળવા ઉપરાંત સ્ત્રીઓને વિશેષ દુઃખ બીજું કાંઇ પણ હોતું નથી. એ માટે મારા મનમાં જે શોક અને વિલાપ ઉભરાઈ રહ્યા છે, તેનું વર્ણન કરવું અશક્ય છે.[૩૯,૪૦] હે પુત્ર! સાંપ્રતમાં તું અહીં વિદ્યમાન છે છતાં કોઇ કોઇ વખત કૈકેયી મારો તિરસ્કાર કરવા ચૂકતી નથી, તો પછી જ્યારે તું ચૌદ વર્ષ પર્યંત વનમાં જઈશ ત્યારે એ દુષ્ટા મને દુઃખ દેવામાં શું ખામી રાખશે? હાય, નક્કી મારૂં મરણજ થશે.[૪૧] હે પુત્ર! હું મારા સ્વામીની સદાને માટે અણમાનિતી છું, તેને લીધે કૈકેયીની દાસીઓની સમાન અથવા તો એથી પણ ઉતરતી પંક્તિમાં મારી ગણના થઇ ચૂકી છે.[૪૨] હે વત્સ! સાંપ્રતમાં જે મનુષ્યો મારી સેવા કરે છે અથવા મારા આશ્રય નીચે રહેલાં છે તેઓ પણ જ્યારે ભરતને જુએ છે ત્યારે તેના તથા કૈકેયીના ભયથી મને બોલાવી શકતાં પણ નથી. (તો તારા જવા પછી મારી કેવી દશા થશે? તેનો વિચાર કર.)[૪૩] હે પ્રિય પુત્ર! તું વનમાં ગયા પછી, મારી દુર્દશા થયેલી જોઇને હર્ષ પામતી કૈકેયી વારંવાર ક્રોધપૂર્વક મને કઠોર વચનો સંભળાવશે, તે વેળા હું તેના મુખને કેમ કરી જોઈ શકીશ?[૪૪] હે રાઘવ! 'તું રાજાનો જ્યેષ્ઠ પુત્ર છે, માટે રાજ્યાસને બેસીશ એટલે મારાં દુઃખનો નાશ થશે.' એવી આશાથી મેં તને ઉપનયન સંસ્કાર થયા પછી આજદિન સુધીમાં સત્તર વર્ષ તો મહાકષ્ટે કાઢયાં છે,[૪૫]* તો પણ છેવટે તો મારે દુઃખને દુઃખજ રહ્યું! હે રાઘવ! લાંબા કાળથી દુઃખમાં રહીને છેક વૃદ્ધ થયેલી હું હવે શોકયોએ કરેલો તિરસ્કારને સહન કરી શકું એમ નથી.[૪૬] વળી હે પુત્ર! એ દુઃખ ઉપરાંત, તારા પૂર્ણિમાના ચંદ્રસરખા મુખારવિંદનું દર્શન નહિ થવાથી કૃપણતાને પામેલી હું કેમ કરી જીવન ધારણ કરી શકીશ?[૪૭] હે વત્સ! આ જગતમાં મારા જેવી ભાગ્યહીન સ્ત્રી કોણ હશે? અરે, અનેક પ્રકારના ઉપવાસો, વ્રતો અને દેવપૂજન વગેરે પરિશ્રમ વેઠી દુઃખે કરી તને ઉછેરીને મોટો કર્યો; પરંતુ આજે તું વનમાં જવાથી તે સઘળું વ્યર્થ જશે.[૪૮] હાય! આટલું

* આ સ્થળે રામાયણના સંસ્કૃતટીકાકારો રામચંદ્રના વયસંબંધે જુદી જુદી કલ્પનાઓ કરી ભિન્ન ભિન્ન મત દર્શાવે છે, એથી જોઈએ તેવો નિર્ણય મળતો નથી. પરંતુ એક રીતે આ કલ્પના ઠીક જણાય છે કે વિશ્વામિત્રમુનિ તેડવા આવ્યા તે વખતે રામચંદ્રનું વય સોળ વર્ષમાં હતું એટલું: અને પૂરાં સોળ વર્ષ થતાં જાનકીસાથે લગ્ન. ત્યારપછી બાર વર્ષસુધી તેમણે અયોધ્યામાં રહી સુખ ભોગવ્યું. એ વેળાએ દશરથે રામચંદ્રને યુવરાજપદે સ્થાપવાની ઇચ્છા કરી એટલે ને સમયે રામચંદ્રનું વય અઠ્ઠાવીશ વર્ષનું હોવું જોઈએ. હવે 'એકાદશે રાજન્યમ્ અગીઆરમે વર્ષે ક્ષત્રિયપુત્રને ઉપનયન સંસ્કાર કરવો' એ વચન પ્રમાણે રામચંદ્રને અગીઆરમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવામાં આવેલો, જેથી ઉપનયન સમયના અગીઆરમા વર્ષમાં સત્તરવર્ષ ઉમેરતાં રામચંદ્રનું અઠ્ઠાવીશ વર્ષનું વય સમજાઇ રહે છે. તેથીજ કૌસલ્યાએ અત્ર ઉપનયન સમયના વર્ષથી સત્તરવર્ષ કહ્યાં છે. વનમાં ગયા પછી રામચંદ્રે દશ વર્ષ જુદા જુદા ઋષિઓના આશ્રમે માં ગાળ્યાં; અને ત્રણ વર્ષ પંચવટીમાં રહ્યા તે અરસામાં રાવણે સીતાનું હરણ કર્યું. આ ગણત્રી પ્રમાણે જોતાં વનવાસના છેલ્લા વર્ષમાં રાવણને હણી સીતાને લઈને અયોધ્યામાં આવતી વેળા રામચંદ્રનું વય ૪૨ વર્ષનું હોવું જોઈએ. ઉપરની ગણત્રી નીચેના કોષ્ટકપરથી સ્પષ્ટ સમજાશે.

| | |
|---|---|
| લગ્ન સમયે, | ૧૬ |
| રાજ્યમાં નિવાસ. | ૧૨ |
| વનવાસમાં. | ૧૪ |
| અયોધ્યામાં આવતાં રામચંદ્રનું વય. | ૪૨ |

જોકે ઉપરની ગણત્રી રામાયણમાં સર્વે સ્થળે મળતી આવતી નથી, તો પણ જે જે સ્થળે સીતા વગેરેનાં વચનોથી સંશય ઉપજે છે, તે તે સ્થળે પ્રસંગભેદ, અર્થભેદ કે અધિકારીભેદથી સમજીને સમાધાન કરવું ઉચિત છે.

અનું દુઃખ પ્રાપ્ત થયા છતાં પણ મારું હૃદય, જેમ વર્ષાઋતુમાં નવા જળના વેગથી નદીના કિનારા ભેદાઈ જાય છે તેમ ભેદાઈ જતું નથી એથી હું માનું છું કે મારું હૃદય વજ્ર-સમાન છે!<sup>૪૯</sup> હાય! વિધાતાએ મારે માટે મરણજ નિર્મ્યું નહિ હોય. અથવા તો યમ-લોકમાં પણ મારે માટે જગ્યા નહિ હોય; નહિ તો હું કે જે અસહ્ય દુઃખને લીધે રોદન કરી રહી છું તેને, સિંહ જેમ હરિણીને લઈ જાય તેમ કાળ કેમ લઇ જતો નથી?<sup>૫૦</sup> અહો! હવે મને બરાબર નિશ્ચય થયો કે, આ મારું હૃદય લોહથીજ બનેલું છે. જો એમ ન હોય તો, તારા વનવાસ જવાના સમાચાર સાંભળતાંજ તે પૃથ્વીપર પછડાઈને કેમ ફાટી ન ગયું? અહો! આવું ભારે દુઃખ પડવા છતાં પણ આ દેહ નાશ પામતો નથી, પરંતુ તે દુઃખને સહન કરી રહ્યો છે, એથી સમજાય છે કે કાળ આવ્યા વિના પ્રાણીનું મરણ થતું નથી।<sup>૫૧</sup> અરેરે! પુત્રસુખ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી મેં, જે અનેક વ્રત, દાન, નિયમ તથા તપ કર્યા, તે સઘળાં ઉપર (ખારાપાટની) પૃથ્વીપર વાવેલાં બીજની પેઠે આજે નિષ્ફળ નીવડયાં છે.<sup>૫૨</sup> હાય, મહાદુઃખથી પીડાતો કોઈ પણ મનુષ્ય જો યદૃચ્છાએ અકાળ મરણ પામીને, પોતાના દુઃખમાંથી મુક્ત થતો હોત તો તારા ભાવિ વિયોગદુઃખથી વત્સવિનાની ગાયની પેઠે પીડાતી હું પણ સત્વર યમલોકમાં જઇ કંઇક સુખી થાત.<sup>૫૩</sup> હે ચંદ્રસમાન મુખવાળા રામ! તારા વિનાનું મારું અપવિત્ર જીવન વૃથા છે; માટે દુર્બલ ગાય જેમ સ્નેહનેલીધે પોતાના વત્સની પાછળ જાય, તેમ હું તારી પાછળ વનમાંજ આવીશ."<sup>૫૪</sup>

એ પ્રમાણે વિલાપ કરતાં મહારાણી કૌસલ્યા પોતાની શોક્ય કૈકેયીએ ઉપજાવેલા ભાવિ રામવિયોગરૂપ મહાદુઃખને સહન નહિ કરી શકવાથી મોટા સંતાપને પ્રાપ્ત થયાં, અને પોતાના પુત્ર રામચંદ્રને સત્યવચનરૂપ પાશમાં બંધાયલા જોઇને, કિન્નરીની પેઠે વિલાપ કરવા લાગ્યાં.<sup>૫૫</sup>

भृशमसुखममर्षिता यदा बहु विललाप समीक्ष्य राघवम् ॥ व्यसनमुपनिशाम्य सा महत् सुतमिव बद्धमवेक्ष्य किन्नरी ॥ ५५ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં વીશમો સર્ગ સંપૂર્ણ. ૨૦

## सर्ग २१ मो.

કૌસલ્યા–રામ–લક્ષ્મણ સંવાદ.

तथा तु विलपन्तीं तां कौसल्यां राममातरम् ॥ उवाच लक्ष्मणो दीनस्तत्कालसदृशं वचः ॥१॥

કૌસલ્યાને વિલાપ કરતાં જોઇને અત્યંત દીન થઈ ગયેલા લક્ષ્મણે સમયને અનુસરી કહ્યું કે:–<sup>૧</sup> "હે પૂજ્ય માતા! મારા મોટા ભાઈ રામચંદ્ર રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરીને વનમાં જાય એ મને પણ રુચતું નથી. વળી વૃદ્ધ છતાં પણ વિષયોમાં ઘેરાઈ રહેલા અને વિપરીત ભાવને પામેલા અમારા પિતા દશરથરાજા સ્ત્રીના વચનને વશ થઈ તેનીજ પ્રેરણાથી આવી અનુચિત આજ્ઞા કરે છે, તે શું યોગ્ય ગણાય? કદી પણ નહિ.<sup>૨,૩</sup> રામચંદ્રે કદી પણ પિતાનો અપરાધ કર્યો હોય કે પ્રજાવધ આદિ પાતક કર્યું હોય, એવું મારા જાણવામાં નથી, છતાં પિતા તેમને શા કારણથી વનમાં મોકલે છે? એ સમજાતું નથી.<sup>૪</sup> રામચંદ્રે પરિત્યાગ કર્યો હોય અને તેમના ઉપર અત્યંત શત્રુવટ રાખતો હોય તેવો કોઇ પણ પુરુષ મારા જોવામાં આવ્યો નથી કે જે તેમની પાછળ પણ તેમના સંબંધમાં દોષ બોલતો હોય!<sup>૫</sup> અહો! દેવસરખી કાંતિવાળા અને સરળ સ્વભાવવાળા રામચંદ્ર કે જે શત્રુઓ ઉપર પણ સ્નેહ રાખનારા છે અને જેમણે ગુરુજનોની પાસેથી ઉત્તમ વિદ્યાઓ પ્રાપ્ત કરી છે, તેના જેવા ઉત્તમ પુત્રનો, મહારાજા દશરથ સિવાય બીજો કયો ધર્મજ્ઞ પુરુષ વિના અપરાધે ત્યાગ કરે?<sup>૬</sup> તેમજ બુદ્ધિભ્રષ્ટ થયેલા

અને કામવશ થયેલા રાજાનાં આવાં અયોગ્ય વચનોને, રાજનીતિને જાણનારો કયો પુત્ર પોતાના હૃદયથી માન્ય પણ કરે?"[7] (એ પ્રમાણે કૌસલ્યા માતા પ્રત્યે કહીને, પછી મહાત્મા લક્ષ્મણ રામચંદ્ર પ્રત્યે કહેવા લાગ્યો.)

"હે આર્ય ભ્રાતા! મારી એક વિનતિ છે, તમે તે શ્રવણ કરો. આપણા પિતા દશરથરાજાની અનુમતિથી કૈકેયીએ તમને વનમાં જવાની જે આજ્ઞા આપી છે તેને જ્યાંસુધી કોઇ પણ મનુષ્યે જાણી નથી તેટલામાં આ ચાલતા મુહૂર્તમાંજ તમે મારી સહાયથી પોતાનો રાજ્યાભિષેક કરી લઇ રાજ્યને સ્વાધીન કરી લો.[8] હે રાઘવ! એમ કરવામાં તમારે કોઈ પણ પ્રકારનો ભય રાખવો નહિ, કેમકે હું તમારૂં રક્ષણ કરવાને માટે હાથમાં ધનુષ્ય ગ્રહણ કરીને તમારી પાસે ઉભોજ છું હે રામ! જ્યાં હું કાળની પેઠે ક્રોધે ભરાઈને તમારી સહાયમાં ઉભો રહીશ ત્યાં વિઘ્ન કરવાને કોણ સમર્થ છે?[9] હે મનુષ્યોમાં શ્રેષ્ઠ રામ! આખી અયોધ્યાનગરીમાં એક કૈકેયી સિવાય બીજું કોઈ પણ તમારા વિરૂદ્ધ પક્ષમાં નથી છતાં પણ જો કદાચ કોઈ મનુષ્ય વિરૂદ્ધ પક્ષમાં મળીને તમારૂં વિપ્રિય કરવા તૈયાર થશે તો હું આખી અયોધ્યાનગરીને મારાં તીક્ષ્ણ બાણોવડે મનુષ્યવગરની કરી મૂકીશ.[10] હે રામ! ભરતનો પક્ષ કરનાર તેના મામા વગેરે અથવા તો તેના હિતેચ્છુ મિત્ર વગેરે જે કોઇ તમારી વિરુદ્ધમાં હશે તે સર્વનો હું વધ કરીશ; કારણ કે સાંપ્રતમાં આપણો વિપત્તિ કાળ છે, માટે આ સમયે જો આપણે કોમળપણું રાખીશું તો આપણો પરાભવ થશે.[11] હે આર્ય! કૈકેયીમાંજ આસક્ત રહેલા આપણા પિતા દશરથરાજા જો કદાચ કૈકેયીનીજ ઉશ્કેરણીથી આપણા શત્રુરૂપે, સામા થશે, તો આપણે તેમને અવશ્ય કેદ કરીશું, અથવા (કાંઇ પણ નહિ ચાલે) તો છેવટે હણીશું.[12] હે ભ્રાતા! એમ કરવામાં આપણને કાંઇ પણ પાતક લાગે એમ નથી; કેમ કે:–

गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः ॥
उत्पथप्रतिपन्नस्य कार्यं भवति शासनम् ॥

'હું સર્વનો ગુરુ છું, મને કોણ કહેનાર છે, અને માત્ર મારૂં તો વચનજ પ્રમાણરૂપ છે!' એવા અભિમાનથી ઘેરાયેલો હોવાને લીધે, કરવા યોગ્ય કે ન કરવા યોગ્ય કાર્યોને નહિ જાણનારો અને ઉલટા માર્ગે ચઢી દુરાચરણી બનેલો પુરુષ, જો ગુરુ હોય તો પણ તેને શિક્ષા કરવી, એવું ધર્મશાસ્ત્રમાં કહેલું છે.[13] હે પુરુષોમાં શ્રેષ્ઠ રામચંદ્ર! 'જ્યેષ્ઠ પુત્રજ યુવરાજપદને યોગ્ય છે' એ ન્યાયદૃષ્ટિએ જોતાં તો આ રાજ્ય તમને સ્વતઃ પ્રાપ્ત થઈ ચૂકેલુંજ છે; છતાં મને કહો તો ખરા કે મહારાજા દશરથ કયા ધર્મશાસ્ત્રને અનુસરીને અથવા કયા કારણને લીધે કિંવા કયા બળનો આશ્રય કરીને તમારા અધિકારવાળું રાજ્ય કૈકેયીના પુત્ર ભરતને આપવા ઇચ્છે છે?[14] હે શત્રુદમન રામ! ભલે ગમે તેમ હો, પરંતુ તમારી અને મારી સાથે મોટું વૈર બાંધીને તમારા અધિકારનું રાજ્ય ભરતને આપવાની દશરથરાજાને શી સત્તા છે?"[15]

(એટલું રામચંદ્રને કહીને વળી લક્ષ્મણે કૌસલ્યામાતા પ્રત્યે કહ્યું કે:–)

"હે દેવિ! હું મારાં સત્ય, ધનુષ્ય, દાન–પુણ્ય અને ઇષ્ટના શપથ લઈને કહું છું, કે મારૂં અંતઃકરણ યથાર્થરીતે શુદ્ધ ભાવથી મારા જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્ર ઉપર અનુરક્ત છે;[16] તેથી જો કદાચ મારા પ્રાણપ્રિય રામચંદ્રને અરણ્યમાં અથવા પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કરવો પડશે, તો હે દેવિ! મેં તેમના પૂર્વેજ તેમ કર્યું છે, એમ તમારે નિશ્ચય જાણવું.[17] હે માતાજી! જેમ સૂર્ય ઉદય પામીને અંધકારનો નાશ કરે છે તેમ હું મારા પરાક્રમવડે તમારાં સર્વ દુઃખનો એક ક્ષણમાત્રમાં નાશ કરીશ. તેને તમે (કૌસલ્યા,) રામચંદ્ર અને બીજાં પણ સર્વ મનુષ્યો જુઓ.[18] વળી કૈકેયીમાંજ આસક્ત થયેલા અને વૃદ્ધ છતાં બાળક સમાન

નિંદ્ય ભાવને પ્રાપ્ત થયેલા મારા પિતાનો તો હું હમણાંજ નાશ કરીશ."[૧૯]

મહાત્મા લક્ષ્મણનાં વચન સાંભળીને શોકનેલીધે રોદન કરતાં મહારાણી કૌસલ્યા રામચંદ્રને કહેવા લાગ્યાં કે:-[૨૦] "હે પુત્ર! આ તારા ભાઈ લક્ષ્મણનાં વચન તેં સાંભળ્યાં? તે જો તને રૂચતાં હોય તો તેમ કર.[૨૧] હે પુત્ર! મારી શોક્ય કૈકેયીનાં અધર્મયુક્ત વચન સાંભળીને ઉપજેલા શોકવડે સંતાપ પામેલી આ તારી વૃદ્ધ માતાનો ત્યાગ કરી તું વનમાં જવાને યોગ્ય નથી.[૨૨] હે ધર્મજ્ઞ પુત્ર! જો તું ધર્માચરણ કરવાનેજ ઇચ્છતો હોય તો આ સઘળું રાજ્ય કૈકેયીને આપીને, વનમાં નહિ જતાં તું અહીં મારી પાસેજ રહે, અને મારી સેવા કરીને ઉત્તમોત્તમ ધર્મને પ્રાપ્ત કર.[૨૩] હે પુત્ર! પૂર્વે કશ્યપમુનિના પુત્ર ઇંદ્રે પોતાના ઘરમાં રહીને માતાની સેવા કરી હતી; અને માતૃસેવારૂપ તપશ્ચર્યાનેલીધે તે સ્વર્ગલોકમાં જઇને ઉત્તમ પ્રજાપતિપણાને પ્રાપ્ત થયો છે.[૨૪] હે વત્સ! તને તારા પિતા જેટલા પૂજ્ય છે તે કરતાં હું દશગણી પૂજ્ય છું,* માટે હુંજ તને આજ્ઞા કરૂં છું કે મને અહીં મૂકીને તારે વનમાં જવું નહિ.[૨૫] જો મને તારો વિયોગ થાય તો પછી મારે મારા જીવિત કે સુખનું પણ શું પ્રયોજન છે? તારા વિના મારૂં જીવવું એ મરણસમાનજ છે; અને સુખ પણ દુઃખરૂપજ છે માટે હું આગ્રહપૂર્વક કહું છું કે જો તું વનમાં જઈશ તો હું પણ તારી સાથેજ આવીશ. તારી સાથે વનમાં રહેતાં કદાચ મારે તૃણભક્ષણ કરવું પડશે, અર્થાત્ એવા સંકટનો સમય આવશે તો પણ મને સુખ રહેશે.[૨૬] આટલું આટલું કહેવા છતાં પણ જો તું શોકપીડિત એવી મને તજીને વનમાં જઇશ તો હું અન્નપાન ગ્રહણ કર્યા સિવાય અહીંજ બેસી રહીશ અને મારા જીવિતનો ત્યાગ કરીશ.[૨૭] હે પુત્ર! જો એમ થશે તો નદીઓનો પતિ સમુદ્ર જેમ અધર્મનેલીધે બ્રહ્મહત્યાને પ્રાપ્ત થવા યોગ્ય નરકના દુઃખને પામ્યો હતો,* તેમ તું પણ જગપ્રસિદ્ધ અપકીર્તિરૂપ નરકને પ્રાપ્ત થઈશ."[૨૮]

પછી અત્યંત દીનપણે વિલાપ કરતાં પોતાની માતા કૌસલ્યાનું આશ્વાસન કરતા ધર્માત્મા રામચંદ્રે ધર્મયુક્ત વચન કહ્યું કે:-[૨૯] "હે માતા! આ વેળાએ મારા ઉપર બન્ને તરફથી સંકટ આવી પડયું છે, માટે શું કરૂં? જો પિતાનું વચન પાળું છું તો તમને દુઃખ થાય છે, અને તમારૂં પ્રિય કરૂં છું તો પિતાની આજ્ઞા ન પાળવારૂપ મોટો અધર્મ પ્રાપ્ત થાય છે; માટે હે જનનિ! હું મસ્તકવડે તમારા ચરણમાં પ્રણામ કરીને કહું છું કે તમે પ્રસન્ન થાઓ; અને મને વનમાં જવાની આજ્ઞા આપો. મારા પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની શક્તિ મારામાં નથી.[૩૦] હે માતા! વિચાર તો કરો કે પૂર્વે વનમાં રહેનારા 'કંડુ' નામના ઋષિ કે જે મહાન્ વિદ્વાન્ હતા છતાં તેમણે પિતાનું વચન પાળવા માટે ધર્મવિરૂદ્ધ હોવા છતાં પણ ગોહત્યા કરી હતી.[૩૧] વળી આપણા સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલા સગરરાજાના પુત્રોએ પોતાના પિતાની આજ્ઞાથી આખી પૃથ્વીને ખોદતાં બ્રાહ્મણ(કપિલમુનિ)ના ક્રોધથી પોતાનોજ વધ કરાવ્યો હતો, અર્થાત્ પોતાનો પ્રાણ ખોઈને પણ પિતાનું વચન પાળ્યું હતું.[૩૨] વળી તપોવનમાં રહેનારા જમદગ્નિઋષિના પુત્ર પરશુરામે પોતાના પિતાની આજ્ઞા થવાથી પોતાની જનની રેણુકાનો

* મનુભગવાન કહે છે કે,—

"ઉપાધ્યાયાન્દશાચાર્ય આચાર્યાણાં શતં પિતા।
પિતુર્દશગુણં માતા ગૌરવેણાતિરિચ્યતે॥

ઉપાધ્યાયકરતાં આચાર્યનું, આચાર્યકરતાં પિતાનું અને પિતાકરતાં માતાનું ગૌરવ દશગણું છે."

* પૂર્વે કોઇક કલ્પમાં સમુદ્રે માતાને દુઃખ આપ્યું હતું. તેથી 'પિપ્પલાદ' નામના બ્રહ્મર્ષિએ સમુદ્રે કરેલા અપરાધની શિક્ષામાટે એક કૃત્યા ઉત્પન્ન કરીને તેની પાછળ મૂકી હતી તેથી સમુદ્ર નરકવાસ તુલ્ય મહાન્ દુઃખ પામ્યો હતો. એવી કથા પુરાણમાં છે. ટિ. ટી.

પરશુવડે પોતાનાજ હાથે વધ કર્યો હતો.[૩૩] હે માતા! પૂર્વ કાળમાં થયેલા એ કંડુઋષિ વગેરે અનેક મહાત્માઓ કે જેઓ દેવસમાન હતા તેઓએ પણ પોતાના પિતાની આજ્ઞા પ્રમાણેજ વર્તન કરેલું છે; માટે હું પણ અડગ રહીને પિતાની આજ્ઞાનું પાલન કરીશ.[૩૪] હે દેવિ! કોઈ પણ ઉપાયેકરી પુત્રે પોતાની આજ્ઞાનું પાલન કરવું જોઇએ, એ શાસ્ત્રનિયમ પ્રમાણે વર્તવાને હું એકલો કાંઈ આજેજ પ્રવૃત્ત થતો નથી, અથવા તમારાથી પ્રતિકૂળ વર્તીને, હું કાંઇ પિતાની આજ્ઞા પાળવારૂપ નવીન ધર્મને પ્રવર્તાવતો નથી; પરંતુ હમણાં મેં તમને પૂર્વના જે મહાન્ પુરૂષોનાં નામો કહી સંભળાવ્યાં, તેઓએ જે માર્ગ ચલાવ્યો છે તેનેજ હું મારૂં કર્તવ્ય સમજીને અનુસરૂં છું. હે માતા! આ ભૂલોકમાં પિતાની આજ્ઞા પ્રમાણે વર્તનારો પુરૂષ કોઈ પણ પ્રકારે દૂષિત થતો નથી."[૩૫-૩૭]

એ પ્રમાણે માતા કૌસલ્યાને કહીને, બોલવામાં ચતુર તથા ધનુષ્યધારીઓમાં શ્રેષ્ઠ રામચંદ્રે લક્ષ્મણને કહ્યું કે:-[૩૮] "હે લક્ષ્મણ! મારાપરના તારા ઉત્તમોત્તમ સ્નેહને તથા તારાં પરાક્રમ, બળ અને અસહ્ય તેજને હું સારી રીતે જાણું છું. તું સર્વ કાંઇ કરવાને સમર્થ છે.[૩૯] હે ઉત્તમ લક્ષણવાળા સૌમિત્રિ! મારી માતા કૌસલ્યાને મારા વનવાસના સમાચાર સાંભળવાથી જે મહા ભયંકર દુઃખ થઈ આવ્યું છે, તેનું કારણ માત્ર એટલુંજ છે કે તેમણે સત્યરૂપ ધર્મનું રહસ્ય યથાર્થરીતે જાણેલું નથી.[૪૦] આ લોકમાં ધર્મ એજ સર્વોત્તમ છે, ધર્મમાંજ સત્ય રહેલું છે અને ઉત્તમોત્તમ પિતાની આ આજ્ઞા પણ ધર્મરૂપ છે.[૪૧] હે વીર! ધર્મનો આશ્રય કરનારા પુરુષે પિતા, માતા અથવા બ્રાહ્મણના વચન પ્રમાણે વર્તવાની પ્રતિજ્ઞા લઇને પછી તે નિષ્ફળ કરવી યોગ્ય નથી.[૪૨] માટે હે વીર લક્ષ્મણ! સત્ય ધર્મનેજ શ્રેષ્ઠ માનનારો હું, આપણા પિતાના કહેવાથી કૈકેયીએ મને આપેલી આજ્ઞાનું ઉલ્લંઘન કરવા સમર્થ નથી,[૪૩] અને તું પણ મારો અનુવર્તી હોવાથી આવી ક્ષાત્ર ધર્મવાળી* ઉગ્ર બુદ્ધિનો આશ્રય કરવાને યોગ્ય નથી, માટે એવી તીક્ષ્ણતાનો÷ ત્યાગ કરી મારા વિચારને મળતો થા."[૪૪]

ભ્રાતૃસ્નેહને લીધે લક્ષ્મણને એવો ઉપદેશ કરીને રામચંદ્રે પુનઃ પણ પોતાની માતા કૌસલ્યા પ્રત્યે હાથ જોડીને તથા મસ્તકવડે નમન કરીને કહ્યું કે:-[૪૫] "હે દેવિ! હું તમને મારા પ્રાણના શપથ આપીને કહું છું કે તમે મને વનમાં જવાની આજ્ઞા આપો; અને કોઈ પણ પ્રકારે શોકાણ નહિ કરતાં પ્રસ્થાનસમયે જે કાંઈ માંગલિક કર્તવ્ય હોય તે કરો.[૪૬] હે જનનિ! પૂર્વે જેમ રાજર્ષિ યયાતિ સ્વર્ગમાંથી ભૂમિપર પડયા પછી પુનઃ સ્વર્ગમાં ગયો હતો તેમ હું પણ મારા પિતાની આજ્ઞા પ્રમાણે મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરીને (ચૌદ વર્ષ વીત્યા પછી) વનમાંથી પુનઃ અયોધ્યાનગરીમાં આવીશ.[૪૭] હે માતા! તમે કાંઇ પણ શોક કરશો નહિ, અને મારા પિતા મારા જવા પછી જેમ શોકાક્રાંત ન થાય તેમ કરજો. તમે નિશ્ચય રાખજો કે હું પિતાનું વચન સત્ય કરીને વનવાસમાંથી પાછો તમારી સાંનિધ્યમાં આવીશ.[૪૮] હે જનનિ! તમારે તો શોક કરવો યોગ્યજ નથી, કેમકે તમારે, મારે, સીતાએ, લક્ષ્મણે અને સુમિત્રાએ તો મારા પિતાની આજ્ઞામાંજ રહેવું, એવો સનાતન ધર્મ છે.[૪૯] માટે હે અંબ! રાજાએ મને રાજ્યાભિષેક કરવા માટે તૈયાર કરેલાં સાહિત્યોસંબંધે કાંઇ પણ વિચાર ન કરતાં, પોતાના હૃદયનાં દુઃખને દૂર કરીને તમે વનવાસમાં જવાની મારી ધાર્મિક બુદ્ધિને માન્ય કરો; અર્થાત્ મને વનમાં

* પોતાને પ્રાપ્ત થનારા રાજ્યમાં વિઘ્ન કરનારનો નાશ કરવો; એવો ક્ષત્રિયોનો ધર્મ છે. પછી તે વિઘ્ન કરનાર ભલે પોતાનો પિતા અથવા ભ્રાતા વગેરે કોઈ પણ હોય, પરંતુ તેનો વધજ કરવો. એવો ઉગ્ર ક્ષાત્ર ધર્મ છે.

÷ રજોગુણ અને તમોગુણની વિશેષતા હોવાથી ક્ષત્રિયના સ્વભાવને ઉગ્ર અથવા તીક્ષ્ણ કહ્યો છે.

જવાની આજ્ઞા આપો."[૫૦]

રામચંદ્રનાં ધર્મયુક્ત, ભયરહિત અને ધૈર્યવાળાં વચનો સાંભળવા છતાં પણ શોકને લીધે કૌસલ્યા મૂર્છિત થઇ ગયાં. પછી થોડીક વારે સચેત થઈ પુનઃ તે કહેવા લાગ્યાં કેઃ–[૫૧] "હે પુત્ર! તને તારા પિતા જેમ પૂજ્ય છે તેમ પાલન–પોષણ વગેરે ધર્મે તથા પિતાથી વિશેષ સ્નેહવાળી હોવાથી હું પણ પૂજ્ય છું; માટે હજી પણ હું તને વનમાં જવાની આજ્ઞા આપતી નથી; એટલે તું અત્યંત દુઃખીઆરી એવી મને તજીને વનમાં જવાને યોગ્ય નથી.[૫૨] હે વત્સ! મારે તો એક મુહુર્ત માત્ર પણ તારી સમીપ રહેવું એજ શ્રેયસ્કર છે. જો તું ન હોય તો મારે મારા જીવિતથી, કંતર સંબંધિવર્ગથી, દેવો અથવા પિતૃઓના પૂજનથી, મોક્ષના સાધનરૂપ તત્ત્વજ્ઞાનથી કે સઘળા જીવલોકથી પણ શું પ્રયોજન છે? કાંઇ પણ નહિ."[૫૩]

માતાનો કરૂણાજનક વિલાપ સાંભળીને રામચંદ્ર અંધકારમાં ઉબાડીયાંથી દાઝેલા હાથીની પેઠે પુનઃ અત્યંત સંતપ્ત થયા;[૫૪] પરંતુ પોતાના ધાર્મિક વિચારને કિંચિત્ પણ નહિ બદલતાં તેમણે પોતાની શોકાકુલ માતાને અને અત્યંત સંતાપને લીધે મૂર્છિતસરખા થયેલા લક્ષ્મણને તે સમયે જેવાં કહેવાં ઘટે તેવાં ધર્મયુક્ત વચનો કહેવા માંડયાં.[૫૫] રામચંદ્ર કહે છેઃ–"હે લક્ષ્મણ! મારાપરના તારા પ્રેમને તથા શત્રુઓનું દમન કરનારા તારા પરાક્રમને હું સારી રીતે જાણું છું, છતાં માતા અને તું, ધર્મ પ્રમાણેજ વર્તવાના મારા અભિપ્રાયને જાણ્યા સિવાય, મને દુઃખ થાય તેવી રીતે શોદી વારંવાર પીડિત કરો છો એ યોગ્ય નથી.[૫૬] હે વીર! જગત્‌માં ધર્મસમાન બીજું કાંઇ પણ નથી. આ મનુષ્યજન્મમાં જે ધર્મ, અર્થ અને કામ પ્રાપ્ત થાય છે, તે પણ પૂર્વ જન્મમાં કરેલા ધર્મનુંજ ફળ છે. જેમ પતિના અભિપ્રાયપ્રમાણે વર્તનારી પુત્રવાળી સ્ત્રી પોતાના પતિને અતિથિપૂજન આદિ ધર્મસાધન, સુખભોગ આદિ કામસાધન અને પરલોકપ્રાપ્તિરૂપ અર્થસાધનને સિદ્ધ કરી આપે છે તેમ ધર્મ પણ પૂર્વોક્ત ત્રણે પુરૂષાર્થોને સિદ્ધ કરે છે, એ નિઃસંદેહ છે.[૫૭] વળી શાસ્ત્રમાં કહ્યું છે કે,

> यस्मिंस्तु सर्वे स्युरसंनिविष्टा।
> धर्मो यतः स्यात्तदुपक्रमेत ॥
> द्वेष्यो भवत्यर्थपरो हि लोके।
> कामात्मता खल्वति न प्रशस्ता ॥

જે કાર્યમાં ધર્મ વગેરે ત્રણે પુરૂષાર્થો ન હોય તેનો આરંભજ કરવો નહિ. કદાચ કોઇ કાર્યમાં એકલો ધર્મ હોય અને બીજા બે (અર્થ અને કામ)ન હોય તો પણ તેનો આરંભ કરવો, કેમકે ધર્મથી અર્થ અને કામ સ્વયમેવ આવી મળે છે. એકલા અર્થવાળા કે એકલા કામવાળા કાર્યનો તો કદી આરંભજ કરવો નહિ, કેમકે કેવળ અર્થમાંજ તત્પર રહેનારો પુરુષ જગતમાં દ્વેષનું પાત્ર બને છે; અને કેવળ કામવાસનાવાળો પુરુષ નિંદાને પ્રાપ્ત થાય છે,[૫૮] માટે હે લક્ષ્મણ! પોતાને વિદ્યા ભણાવનાર ગુરુ, રાજા, પિતા અને વૃદ્ધજન ક્રોધથી, હર્ષથી કે કોઇ પણ પ્રકારની અભિલાષાથી જે કંઇ કાર્ય કરવાની આજ્ઞા આપે તેને ધર્મ જાણીને માન્ય કરવી. જગતમાં એવો કયો નીચ વૃત્તિવાળો પુરુષ છે, કે જે પૂર્વોક્ત ગુરૂ વગેરેની આજ્ઞા પ્રમાણે ન વર્તે?[૫૯] માટે હે તાત! હું પિતાની આજ્ઞાને સંપૂર્ણ રીતે પાળીશ, તેમાં તારે દુઃખી થવું યોગ્ય નથી; દશરથરાજા આપણ બન્નેના ગુરૂ છે, તેથી આપણે તેમની આજ્ઞા પ્રમાણે વર્તવુંજ જોઇએ, તેમજ માતા કૌસલ્યાએ પણ તેમની આજ્ઞામાંજ રહેવું જોઇએ, કારણ કે સ્ત્રીઓને પોતાનો પતિ એજ પરમગતિ રૂપ છે અને તેની સેવા એજ પરમધર્મ છે.[૬૦] અતિશય પુત્રસ્નેહને લીધે માતા કૌસલ્યા મારી સાથે વનમાં આવવા ઈચ્છે છે; પરંતુ જ્યાં સુધી પોતાના સત્ય વચનરૂપ ધર્મનું પ્રતિપાલન કરનારા દશરથરાજા વિદ્યમાન છે ત્યાં સુધી તેમણે

પોતાના પ્રિય પુત્રનો ત્યાગ કરીને પણ તેમની પાસેજ રહેવું જોઈએ. જેમ વિધવા સ્ત્રી પોતાના પુત્રની પાછળ જાય તેમ તેણે રાજાનો ત્યાગ કરી મારી સાથે વનમાં આવવું યોગ્ય નથી."૬૧

લક્ષ્મણપ્રત્યે એટલું કહીને પછી રામચંદ્રે પોતાની માતા કૌસલ્યાને કહ્યું કેઃ-"હે જનનિ! તમે મને વનમાં જવાની આજ્ઞા આપો; અને જેમ યયાતિરાજા સત્યધર્મે કરી પુનઃ સ્વર્ગમાં ગયો હતો તેમ ચૌદ વર્ષ પૂરાં થતાં હું પુનઃ આનંદપૂર્વક પાછો આવું તેવીરીતનાં મંગલ કૃત્યો કરીને મને પ્રયાણ કરાવો.૬૨ હે માતા! હું કેવલ અધર્મરૂપ રાજ્યમાં લોભાઇને પિતાની આજ્ઞા પાળવાથી પ્રાપ્ત થનારી મોટી કીર્તિનો ત્યાગ કરવાને સમર્થ નથી. હે દેવિ! જીવન કાંઇ શાશ્વત નથી, તો તેનેમાટે ધર્મથી વિરુદ્ધ વર્તી તુચ્છ રાજ્યસુખને હું ઇચ્છતો નથી."૬૩

એ પ્રમાણે પોતાના ધૈર્યબળનો આશ્રય કરીને દંડકારણ્યમાં જવાને ઇચ્છતા પુરુષશ્રેષ્ઠ રામચંદ્ર પોતાની માતાનું આશ્વાસન કરીને તથા તેની પ્રદક્ષિણા કરીને અને પોતાના નાના ભાઈ લક્ષ્મણને સ્વસંમત× ધર્મ રહસ્યનો ઉપદેશ કરીને, ત્યાંથી વિદાય થવાનો વિચાર કરવા લાગ્યા."૬૪

**प्रसादयन्नरवृषभः स मातरं पराक्रमाज्जिगमिषुरेव दंडकान् ॥ अथानुजं भृशमनुशास्य दर्शनं चकार तां हृदि जननीं प्रदक्षिणम् ॥ ६४ ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં એકવીશમો સર્ગ સંપૂર્ણ ૨૧

## સર્ગ ૨૨ મો.

દૈવનો પ્રભાવ અને લક્ષ્મણનું સાંત્વન.

**अथ तं व्यथया दीनं सविशेषममर्षितम् ॥ सरोषमिव नागेन्द्रं रोषविस्फारितेक्षणम् ॥१॥**

રામચંદ્રના રાજ્યાભિષેકમાં વિઘ્ન થવાથી ઉત્પન્ન થયેલા દુઃખને લીધે દીન થઇ ગયેલો અને રામચંદ્ર ઉપર સર્વથી અધિક પ્રેમવાળો લક્ષ્મણ પોતાના ક્રોધને સમાવી શકયો નહિ. તેનાં નેત્ર ચઢી ગયાં; અને ક્રોધ પામેલા હાથીની પેઠે તે નિઃશ્વાસ નાખવા લાગ્યો.[1] પોતાના પ્રિય ભ્રાતા લક્ષ્મણને દુઃખ અને ક્રોધથી યુક્ત થયેલો જોઈને ધૈર્યવડે પોતાની માનસિક વ્યથા જણાવા નહિ દેતાં રામચંદ્ર તેને સંબોધીને કહેવા લાગ્યા કેઃ-[2] "હે પ્રિય ભ્રાતા લક્ષ્મણ! તારે પ્રાકૃત મનુષ્યની પેઠે નિરર્થક ક્રોધ કે શોક કરવો યોગ્ય નથી. હવે તો તું મારા કહેવાથી ધૈર્ય રાખી તારા ક્રોધ તથા શોકનું નિયમન કર. મને વનવાસમાં જવાનું થયું એનો વિચાર કરીને તું દુઃખી થા નહિ; પરંતુ પ્રતિજ્ઞા સત્ય થવાથી આપણા પિતાને ઉત્તમ લોકની પ્રાપ્તિ થશે, એમ ધારી હર્ષયુક્ત થા.[3] મને રાજ્યાભિષેક કરવા માટે પિતાએ તૈયાર કરાવેલાં સર્વ સાહિત્યોને નિવૃત્ત કરીને હવે તું સત્વર મારે વનમાં જવા માટેની તૈયારીઓ કર.[4] હે લક્ષ્મણ! મારો રાજ્યાભિષેક કરવા માટે જે ઉતાવળ કરવામાં આવે છે તે હવે મારા વનવાસગમનના કાર્યમાં બદલાઈ જવી જોઇએ, અર્થાત્ રાજ્યાભિષેકની ઉતાવળ નહિ કરતાં મને વનવાસ જવાની તૈયારી થાય એવી વ્યવસ્થા કર![5] હે સુમિત્રાનંદન! તારે આપણી માતા કૈકેયી કે જે મારા રાજ્યાભિષેકના સમાચાર સાંભળીને અત્યંત પરિતાપ પામેલી છે તેને કોઇ પણ પ્રકારની શંકા ન આવે એમ કરવું ઉચિત છે, કેમકે તેના મનમાં ઉપજેલા શંકારૂપ દુઃખને હું એક મુહૂર્ત માત્ર પણ સહન કરી શકું એમ નથી.[6,7] હે લક્ષ્મણ! મેં પિતાનું કે માતાઓનું, જાણતાં કે અજાણતાં કદી પણ અપ્રિય કર્યું હોય એવું મને સાંભરતું નથી.[8] વળી સત્ય પરાક્રમવાળા અને સત્ય પ્રતિજ્ઞાવાળા આપણા પિતા દશરથરાજા પણ જો રામ આજેજ વનમાં નહિ જાય તો મારૂં વચન અસત્ય થશે

× પોતે માન્ય કરેલો ધર્મ.

અને તેને લીધે પરલોકમાં મારી દુર્ગતિ થશે, એવા વિચારથી બહુ ભય પામે છે, માટે જેમ કરવાથી તે નિર્ભય થાય તેમ સત્વર મને વનમાં જવાની તૈયારી કરાવ.[૯] હે લક્ષ્મણ! જો આપણે આ રાજ્યાભિષેકનાં કાર્યો બંધ રખાવીને મારે વનવાસ જવાની તૈયારી નહિ કરાવીએ તો પોતાનું વચન ભંગ થવાના ભયથી મહારાજા અત્યંત પરિતાપ પામશે, અને તેવું જોઈને 'જે પુત્રથી પિતાને દુઃખ થાય તે પુત્રનો જન્મજ વ્યર્થ છે' એવા વિચારથી મને પણ મોટો સંતાપ થશે;[૧૦] માટે હે ભાઈ! હું આ સઘળી અભિષેક સામગ્રીઓને નિવૃત્ત કરીને અહીંથી સત્વર વનમાં જવા ઇચ્છું છું.[૧૧] હે લક્ષ્મણ! હું આજેજ વનમાં જઇશ. પછી આનંદયુક્ત થયેલી અને પોતાના આત્માને કૃતકૃત્ય માનતી કૈકેયી ભલે, પોતાના પુત્ર ભરતને રાજ્યાભિષેક કરે.[૧૨] જ્યારે વલ્કલ, મૃગચર્મ અને જટા વગેરે ધારણ કરી તાપસના વેષે હું વનમાં જઇશ ત્યારેજ કૈકેયીના મનમાં સુખ થશે.[૧૩]

"હે પ્રિય બાંધવ લક્ષ્મણ! આ ઉપરથી તું એવી શંકા ન આણતો કે મારા રાજ્યાભિષેકમાં વિઘ્ન કરનારા આપણા પિતા દશરથરાજા કે કૈકેયી છે! કૈકેયીને જેણે આવી બુદ્ધિ આપી અને તેના મનમાં આવું ઠસાવ્યું તે તો કોઇ જુદુંજ છે; અને તે પ્રકટ કરવાની કાંઈ જરૂર નથી, તેમ તેને શિક્ષા કરવાને પણ હું ઇચ્છતો નથી. હે ભાઈ! હવે વિલંબ ન કર. મારે વનમાં જવાનીજ ઇચ્છા છે.[૧૪] હે સુમિત્રાપુત્ર! મને થનારા રાજ્યાભિષેકમાં વિઘ્ન કરનાર તથા વનમાં મોકલનાર બીજું કોઈ નથી, પણ મારૂં દૈવ (પ્રારબ્ધ)જ છે, એમ સમજવું.[૧૫] નહિ તો ઘણા સમયથી મારાપર સ્નેહવાળી કૈકેયીની મને ભયંકર વનમાં મોકલવાની બુદ્ધિ કેમજ થાય?[૧૬] હે સૌમ્ય! તારા જાણવામાંજ છે કે કૌસલ્યા વગેરે માતાઓમાં જેમ મને કાંઇ પણ અંતર નથી, તેમ કૈકેયીને પણ મારામાં કે પોતાના પુત્ર ભરતમાં કાંઈ પણ અંતર નથી, છતાં સાંપ્રતમાં તેને દૈવેજ ભમાવી છે, જેથી મારાપર તેનો આટલો બધો દુર્ભાવ થયો છે.[૧૭] જો કદાચ તેમ ન હોય તો કૈકેયી મને થતા રાજ્યાભિષેકમાં વિઘ્ન કરી મને વનમાં મોકલવા માટે આવાં ક્રૂર વાક્યો કદાપિ બોલી શકેજ નહિ. વળી તે કૈકેયી પોતે ઉત્તમ સ્વભાવસંપન્ન ગુણવાન્ રાજપુત્રી હોવા છતાં પતિની આજ્ઞામાં વર્તવારૂપ શ્રેષ્ઠ ગુણનો ત્યાગ કરીને પ્રાકૃત સ્ત્રીની પેઠે, પોતાના સ્વામીની સમીપમાંજ મને પીડા થાય એવાં વચનો કેમ ઉચ્ચારે? માટે કૈકેયીની આવી મતિ થવામાં મારા દૈવ સિવાય બીજું કાંઈ પણ કારણ નથી.[૧૮,૧૯] હે લક્ષ્મણ! હું સ્પષ્ટ કહું છું કે દેશ-કાલ વગેરેથી જેનું ચિંતન થઈ શકતું નથી; અને સર્વ પ્રાણીઓના અધિષ્ઠાતા બ્રહ્મદેવ આદિ પણ જેને ટાળી શકવાને અસમર્થ છે, એવા મારા દૈવેં (ભાગ્યે)જ મારી તથા કૈકેયીની વચ્ચે અંતરાય નાખ્યો છે.[૨૦] હે સૌમિત્રિ! જગતમાં એવો કયો પુરૂષ છે કે જે દૈવની સાથે યુદ્ધ કરવાનો ઉત્સાહ ધરી શકે? અર્થાત્ તેને ટાળી શકે? કોઇજ નહિ. કર્મ ફળ ભોગવ્યા સિવાય બીજા કોઇ પણ ઉપાયથી દૈવનો નાશ થતો નથી.[૨૧]* હે લક્ષ્મણ! કદાચ તું કહીશ કે 'ત્યારે શું પુરૂષાર્થ વ્યર્થજ છે?' તો સાંભળ! જેને 'પૌરૂષ' અથવા 'પુરૂષાર્થ' કહે છે તે તો કાકતાલીય ન્યાયની પેઠે છે, એટલે કે કાગડાનું બેસવું અને તાડના ફળનું પડવું, એ બન્ને જેમ કોઈક વખત સાથે થઇ જાય છે તેમ પુરૂષાર્થથી કદાચિત્ ફળ મળી જાય છે, પરંતુ સર્વ વાતે દૈવજ બળવાન્ છે; અને પ્રાણીમાત્રને સુખ, દુઃખ,

* જ્યાંસુધી દૈવ ફળ ન આપે ત્યાંસુધી તો દૈવનું જ્ઞાન થવુંજ અશક્ય છે: જેનું જ્ઞાન નથી થયું તેની સાથે યુદ્ધ શી રીતે થઈ શકે? જ્યારે દૈવ ફળ આપે છે, ત્યારે તે જણાઇ રહે છે; પરંતુ પછી તેની સાથે યુદ્ધ કરવું નિષ્ફળ છે; કેમકે ફળ આપીને તે દૈવ સ્વયમેવ પોતાની મેળેજ નષ્ટ થઇ જાય છે. ટિ. ટી.

ભય, ક્રોધ, લાભ, હાનિ, બંધ તથા મોક્ષ; એ સઘળાંમાંથી જે કંઈ પ્રાપ્ત થાય છે. તે દૈવનુંજ કાર્ય છે.[૨૨] જો, અત્યંત તીવ્ર તપશ્ચર્યા કરનારા ઋષિઓ પણ દૈવની પ્રેરણાથી કેટલીક વાર પોતાના ઉત્તમ નિયમોનો ત્યાગ કરીને કામ-ક્રોધાદિવડે પરાભવ પામે છે.[૨૩] હે લક્ષ્મણ! મોટા પ્રયત્નો વડે આરંભેલાં કાર્યોનો એકાએક વિનાશ કરીને વચમાંજ જે કંઈ અણધારેલો પ્રસંગ આવી પડે છે, તે દૈવનુંજ કાર્ય છે; એમ તું નિશ્ચય જાણ.[૨૪] હે સુમિત્રાપુત્ર! મેં એવા યથાર્થ વિચારવાળી બુદ્ધિવડે મારા અંતઃકરણને સ્થિર કરેલું હોવાથી રાજ્યાભિષેકમાં વિઘ્ન થવા છતાં પણ મને કશો પરિતાપ થતો નથી; માટે તું પણ તેવા યથાર્થ વિચારથી પોતાના અંતઃકરણને સ્થિર કરી મારા રાજ્યભ્રંશના સંબંધમાં સંતાપરહિત થા, અને મારા વિચારોને અનુસરીને* તું સત્વર અભિષેકક્રિયાનું નિવારણ કર.[૨૫,૨૬] હે લક્ષ્મણ! આ સઘળા જળપૂર્ણ સુવર્ણકલશો કે જે મારો રાજ્યાભિષેક કરવા માટે તૈયાર કરેલા છે તેના જળથીજ હવે મારે આચરવાનાં તપસ્વીનાં વ્રતોનો સંકલ્પ તથા સ્નાનક્રિયા થશે.[૨૭] અથવા તો આ રાજદ્રવ્યરૂપ સુવર્ણકલશમાં ભરેલા જળનું હવે મારે શું પ્રયોજન છે? તપસ્વીએ તો પોતાના હાથથીજ પવિત્રપણે જળ ભરી લેવું જોઇએ, માટે કૂવામાંથી કે નદીમાંથી મારા હાથેજ ભરી લાવેલું જળ મારી તાપસવ્રતસંકલ્પ વગેરેની ક્રિયામાં ઉપયોગી થશે.[૨૮] હે લક્ષ્મણ! મને રાજ્ય મળવાનું હતું તેને બદલે વનવાસ મળ્યો, એ સંબંધે તું કંઈ પણ સંતાપ કરીશ નહિ, કારણ કે રાજ્યલક્ષ્મી અને વનવાસ એ બેમાં વનવાસ મને વિશેષ ફલદાયક છે; અર્થાત્ વનમાં જવાથી દુઃખ વેઠીને પણ પિતાની આજ્ઞા પાળવા સંબંધે મારી મોટી કીર્તિ જગતમાં ફેલાશે."[૨૯]

*આથી રામે લક્ષ્મણને પણ પોતાની સાથે વનમાં આવવાની સૂચના કરી.

"હે લક્ષ્મણ! તું દૈવના એવા અતુલિત પ્રભાવને જાણે છે, માટે મારા રાજ્યાભિષેકમાં વિઘ્ન નાખવાના કાર્યમાં આપણી કનિષ્ઠ માતા કૈકેયીને કે પિતા દશરથરાજાને અભિશાપ આપવા યોગ્ય નથી, કેમકે તેઓ પણ દૈવનેજ અધીન છે."[૩૦]

न लक्ष्मणास्मिन्मम राज्यविघ्ने माता यवीयस्यभिशङ्कनीया ॥ दैवाभिपन्ना न पिता कथंचिज्जानासि दैवं हि तथाप्रभावम् ॥३०॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં બાવીશમો સર્ગ સંપૂર્ણ. ૨૨

## सर्ग २३ मो.

લક્ષ્મણનો ક્રોધ અને પુરૂષાર્થની પ્રબળતા.

इति ब्रुवति रामे तु लक्ष्मणोऽवाक्शिरा इव ॥ ध्यात्वा मध्यं जगामाशु सहसा दैन्यहर्षयोः ॥१॥

નીચું મુખ કરી વિચાર કરતો બેઠેલો લક્ષ્મણ, રામચંદ્રનાં પૂર્વોક્ત વચન સાંભળીને એકાએક હર્ષ અને ખેદની વચમાં આવી પડ્યો, અર્થાત્ રામચંદ્રનું અડગ ધૈર્ય જોઇને તેને હર્ષ થયો અને રાજ્યભ્રંશના વિચારથી ખેદ થયો.[૧] આ વેળા પુરૂષશ્રેષ્ઠ લક્ષ્મણના ક્રોધનો પાર રહ્યો નહિ. તેની ભ્રુકુટી ઉંચી ચઢી ગઇ, નેત્રો લાલ થઇ ગયાં તથા તેનું મુખ ક્રોધ પામેલા સિંહના સરખું વિકરાલ ભાસવા લાગ્યું. જેમ બીલના બિલ(દર)માં પેઠેલો સર્પ છંછેડાઇને ફુંફાડા નાખે તેમ તે લક્ષ્મણ દીર્ઘ નિઃશ્વાસ નાખવા લાગ્યો.[૨,૩] પછી જેમ હાથી પોતાની સુંઢને હલાવે છે, તેમ પોતાના હસ્તને ઉંચે નીચે હલાવતો તથા ક્રોધને લીધે મસ્તક ધુણાવતો લક્ષ્મણ રામચંદ્રની સામું જોઇને કહેવાલાગ્યો કે:-

"હે રાઘવ! 'જો હું મારી પ્રતિજ્ઞા મિથ્યા કરીશ તો પિતાની આજ્ઞા વ્યર્થ થશે' એમ ધર્મ હાનિના ભયથી; અને 'જો હું પિતાની આજ્ઞા નહિ પાળું તો અન્યલોકો પણ તેમજ કરશે' એમ લોકમર્યાદા નષ્ટ થવાના ભયથી

તમે જે વનમાં જવાની ઉતાવળ કરો છો, તે ઘણીજ અયોગ્ય છે; કારણ કે તમારા સરખો ભ્રાંતિરહિત પુરૂષ પોતાના મુખથી અસમર્થ (કંગાલ અથવા પાંગળા) દૈવને સમર્થ કેમજ કહે? હે ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ રામ! તમે દૈવને ટાળવાને સમર્થ છો અને સઘળું સમજો છો છતાં કાંઇ પણ કરવાને અશક્ત તથા કંગાલસરખા દૈવની પ્રશંસા કેમ કરો છો?[૪-૭] હે ધર્માત્મા રાઘવ! પાપી નિશ્ચયવાળા મહારાજા દશરથ અને કૈકેયી ઉપર કંઈ પણ શંકા ન લાવતાં તમે તેઓને દૈવપ્રેરિત* કેમ માનો છો? અરે, તેઓ તો માત્ર બહારથીજ ધર્મપરાયણ છે તે શું તમે નથી જાણતા?[૮] હે આર્ય! આ બનાવથી તો એવું સમજાય છે કે આપણા પિતા દશરથ તથા કૈકેયી ગુપ્ત રીતે તમારી સાથે કપટ કરીને તમને વનમાં મોકલી ભરતને રાજ્ય આપવારૂપ સ્વાર્થ સાધવાની વૃત્તિ રાખે છે; અને તેને માટે તેમણે પ્રથમથીજ સારી રીતે વિચાર ગોઠવી રાખ્યો હશે. જો તેમ ન હોય તો પ્રથમથી તમારા માટે રાજ્યાભિષેકનો આરંભ કરીને હવે તેઓ તેમાં આવું મોટું વિઘ્ન શા માટે નાખે? વળી તેમનો વરદાન આપવા-લેવાનો પ્રસંગ તો ઘણા લાંબા સમયનો છે; તો શું આજદિન સુધી કૈકેયી એ બે વરદાન માંગ્યા વિના રહે ખરી? અથવા નીતિને જાણનારા દશરથરાજા પ્રતિજ્ઞા કરેલાં વરદાન કૈકેયીના માગ્યા સિવાય પણ તેને શા માટે ન આપી દે? પરંતુ એમાં કાંઈ પણ સત્ય હોય ત્યારેની?[૯] હે શૂરવીર રામ! ભલે, એ સઘળું ગમે તેમ હો, પરન્તુ જ્યેષ્ઠ પુત્ર વિદ્યમાન છતાં કનિષ્ઠ પુત્રનો રાજ્યાભિષેક કરવાનું કાર્ય કે, જે પ્રત્યક્ષ રીતે લોકના વ્યવહારથી તથા શાસ્ત્રમર્યાદાથી વિરૂદ્ધ છે તેને હું સહન કરી શકતો નથી; અને એથીજ તમે વડિલ ભ્રાતા હોવા છતાં, હું આ વિષયમાં તમને નિર્મર્યાદ થઇને પ્રત્યુત્તર આપવારૂપ અપરાધ કરૂં છું. તમે તે ક્ષમા કરશો.[૧૦] હે વિશાળ બુદ્ધિવાળા રાઘવ! 'પિતાની આજ્ઞા પ્રમાણેજ વર્તવું' એવો જે ધર્મ કે જેને લીધે મોહ પામેલી તમારી બુદ્ધિ આમ છેક દ્વિધા+ થઇ ગઇ છે, તે ધર્મનો પણ હું દ્વેષ કરૂં છું; કારણ કે તે ધર્મ નહિ પણ માત્ર ધર્માભાસ‡ છે.[૧૧] હે રામ! તમે પોતાના પુરૂષાર્થના બળે કરી દૈવને પણ ટાળવાને સમર્થ હોવા છતાં, માત્ર કૈકેયીને વશ થઇને કેવળ અધર્મયુક્ત તથા લોકનિંદિત વાક્ય બોલનારા પિતા (દશરથરાજા)ની આજ્ઞા કેવી રીતે પાળી શકશો?[૧૨] વળી તેઓએ કપટથી ખોટું બહાનું કાઢીને તમારા રાજ્યાભિષેકમાં વિઘ્ન કર્યું છે એ વાતને તમે ધ્યાનમાં લેતા નથી તેથી મને વિશેષ દુઃખ થાય છે. માતા-પિતાનું વર્તન સ્પષ્ટ રીતે કપટયુક્ત હોવા છતાં, તમારા સરખા વીર પુરૂષે આવી રીતે ધર્મમાં આસક્તિ રાખવી એ નિંદ્ય છે.[૧૩] હે રાઘવ! તમોએ પિતાની આજ્ઞા પ્રમાણે વનમાં જવા ધારેલું કાર્ય આ લોકમાં અતિ નિંદનીય છે. તમારા વિના બીજો કયો પુરૂષ નીચ વૃત્તિવાળાં, નિરંતર અહિત કરનારાં અને માત્ર 'માતા-પિતા' એવું નામજ ધારણ કરનારાં પરંતુ વાસ્તવિક રીતે શત્રુરૂપ થઇ પડેલાં મનુષ્યો (દશરથ-કૈકેયી)ની આજ્ઞાને મનમાં પણ લાવે? અર્થાત્ સાંપ્રતમાં તમારે વનગમનની આજ્ઞા મનમાં પણ લાવવી યોગ્ય નથી, તો પછી વર્તનમાં મૂકવી એ તો હોયજ ક્યાંથી?[૧૪] હે રાઘવ! દશરથરાજા તથા કૈકેયીના અંતઃકરણને વિષે તમારા રાજ્યાભિષેકમાં વિઘ્ન કરવાની બુદ્ધિ દૈવેજ પ્રેરી છે, એવો જો તમારો મત હોય તો તે પણ તમારા પ્રિય બાંધવ એવા મને અસંમત હોવાથી તમારે તજવોજ જોઇએ. (કેમકે શૂરવીર પુરૂષ અવગણું કરનારા દૈવનો પણ તિરસ્કાર કરે છે.)[૧૫] વળી કહ્યું છે કે,

* દૈવે (ભાગ્યે) જેમની બુદ્ધિમાં પ્રેરણા કરી છે એવા.
વા. રા. ૧૭

+ પ્રથમ રાજ્ય લેવું અને હવે નહિ લેવું એમ બે પ્રકારની.

‡ ધર્મ નહિ છતાં ધર્મરૂપે જણાય તેને ધર્માભાસ કહે છે.

**विक्लवो वीर्यहीनो यः स दैवमनुवर्तते ॥**
**वीराः संभावितात्मानो न दैवं पर्युपासते ॥**

જે પુરૂષો વીર્યહીન* તથા બ્હીકણુ હોય છે તેઓ દૈવનો આશ્રય કરે છે; પરંતુ જેઓ પ્રસિદ્ધ પરાક્રમવાળા અને શુરવીર હોય છે, તેઓ કદાપિ તેમ કરતાજ નથી.[૧૬] વળી

**दैवं पुरुषकारेण यः समर्थः प्रबाधितुम् ॥**
**न दैवेन विपन्नार्थः पुरुषः सोऽवसीदति ॥**

જે પુરૂષ પોતાના પુરૂષપ્રયત્ને કરી દૈવને પણ બાધ (અન્યથા) કરવાને સમર્થ છે, તેનાં કાર્યોનો કદાચ દૈવથી વિનાશ થાય તોપણ તે ખેદ પામતો નથી; અર્થાત્ દૈવે કાર્ય બગાડ્યું હોય તોપણ સમર્થ પુરૂષ પોતાના સામર્થ્યવડે તે કાર્યને સુધારી શકે છે.[૧૭] હે રઘુનંદન ! દૈવ અને પુરૂષાર્થ એ બેમાં વિશેષ બળ કોનું છે ? એ સ્પષ્ટ રીતે આજે સર્વ લોકોના જાણવામાં આવશે.[૧૮] જેઓએ આજે તમારા રાજ્યાભિષેકને દૈવથી હણાયેલો જોયો છે તેઓ આજેજ મારા પુરૂષાર્થવડે દૈવને હણાયેલું જોશે.[૧૯] હે રાઘવ ! ઝરતા મદને લીધે ઉન્મત્ત થયેલા અને અંકુશ તથા બાંધવાની સાંકળથી રહિત હોવાને લીધે નિર્ભયપણે સામે ધસી આવતા હાથીના જેવા સબળ દૈવને હું આજે મારા પુરૂષાર્થવડે નિવૃત્ત કરીશ.[૨૦] હે રામચંદ્ર ! વિશેષ શું કહું; ત્રૈલોક્ય તથા સઘળા લોકપાલો પણ તમને થનારા રાજ્યાભિષેકમાં વિઘ્ન કરવા સમર્થ નથી તો પછી દશરથરાજાના શા ભાર છે ?[૨૧] હે મહાત્મા ! જેમણે પરસ્પર કપટયુક્ત વિચાર કરીને તમને વનમાં મોકલવાનો નિશ્ચય કર્યો છે તેઓ (દશરથ–કૈકેયી) જ આજે વનમાં ચૌદ વર્ષ સુધી નિવાસ કરવા માટે પ્રયાણ કરશે; અર્થાત્ મારા સામર્થ્યથી હું તેમનેજ વનમાં મોકલીશ ![૨૨] હે રાઘવ ! મહારાજા દશરથ તથા કૈકેયીની તમને વનમાં મોકલી ભરતને રાજ્ય આપવાની આશાને આજે હું બાળીને ભસ્મ કરીશ.[૨૩] એ કાર્યમાં જે કોઇ મારી વિરૂદ્ધ આચરણ કરવાને આગળ થશે, તેને દુ:ખ દેવામાં મારૂં ઉગ્ર પૌરૂષ જેટલું સમર્થ થશે તેટલું તેનું દૈવ તેના દુ:ખને ટાળવામાં સમર્થ થશે નહિ.[૨૪] હે રાઘવ ! સાંપ્રતમાં તમે રાજ્યાસનપર વિરાજી પ્રજાપાલન કરવાને યોગ્ય છો, વનમાં જવાને યોગ્ય નથી. જ્યારે તમે હજાર વર્ષ પર્યંત રાજ્ય ભોગવીને પોતાના પુત્રને સઘળો રાજ્ય ભાર સોંપી પોતાના કલ્યાણાર્થે વનમાં જશો ત્યારે પણ તમારા પુત્રોજ પ્રજાપાલન કરશે. તમે દશરથરાજાના જ્યેષ્ઠ અને માન્ય પુત્ર હોવાથી તમારા પછી તમારા પુત્રોજ રાજ્યાસનના અધિકારી થશે.[૨૫] હે રામચંદ્ર ! આપણા પૂર્વજ રાજર્ષિઓ પણ પોતાની વૃદ્ધાવસ્થામાં પોતાના પુત્રોને પ્રજાપાલનનું કાર્ય સોંપીને વનમાં જતા હતા; પણ કાંઈ તમારી પેઠે યુવાવસ્થામાંજ તેમ કરતા ન હતા.[૨૬] હે ધર્માત્મા વીર ! આપણા પિતા મહારાજા દશરથ અત્યંત કામવશ હોવાને-લીધે પોતાને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થયા છતાં હજી સુધી વનમાં ગયા નથી; અને એથી તેમનું ચિત્ત સ્થિર નથી, એમ સમજીને તમે કદાચ પોતાનો રાજ્યભ્રંશ થવાની શંકા રાખતા હો. અને તેથીજ રાજ્યાસન અંગીકાર ન કરતાં વનવાસમાં જતા હો તો તમારે તેવી શંકા રાખવી યોગ્ય નથી; કેમકે હે વીર ! હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું, કે જેમ કિનારાની ભૂમિ સમુદ્રની મર્યાદાનું રક્ષણ કરે છે તેમ હું તમારી સહાયમાં રહીને તમારા રાજ્યનું રક્ષણ કરીશ. જો તેમ ન કરૂં તો શૂરવીર પુરૂષોને મળતી ઉત્તમ લોકની પ્રાપ્તિ મને ન થાઓ.[૨૭,૨૮] હવે તમે કાંઇ પણ વિલંબ કર્યા સિવાય એકત્ર કરેલાં માંગલિક સાહિત્યોવડે વસિષ્ઠાદિ મહાત્માઓની સંમતિ પ્રમાણે પોતાના રાજ્યાભિષેકના કાર્યનો આરંભ કરાવો. એ કાર્યમાં દશરથ કે કૈકેયીના પક્ષમાં મળેલો કોઇ પણ રાજા વિઘ્ન કરવા માટે આવશે તો હું એકલોજ પોતાના બળે કરી

*દૈવને અન્યથા કરવામાં અસમર્થ (પ્રાકૃત પુરુષ). રા. ટી.

સઘળી પૃથ્વીના રાજાઓને જીતવા સમર્થ છું.[૨૯] હે વીર ભ્રાતા! આ મારા બન્ને હાથ કાંઇ શોભાને અર્થે નથી, પરંતુ પરાક્રમ કરવાને અર્થે છે. આ ધનુષ્ય આભૂષણરૂપ માનીને ધારણ કર્યું નથી, પણ શત્રુઓનાં શરીર છેદવા-માટે ધારણ કર્યું છે. આ તલવાર શૂરવીર ક્ષત્રિયનો શણગાર છે એમ માનીને કાંઇ કંમરે બાંધી નથી, પરંતુ શત્રુઓનાં મસ્તક છેદવા-માટે રાખી છે. આ બાણ માત્ર ભાથામાંજ રાખી મૂકવાનાં નથી, પણ શત્રુઓ સામે છોડવાનાં છે.[૩૦] હે રામ! એવી રીતે એ ચારે વસ્તુઓ શત્રુઓને વશ કરવા માટેજ મેં ધારણ કરેલી છે; અને તેને લીધે હું જે કોઈ મનુષ્ય આપણા શત્રુપક્ષમાં મળી આપણો શત્રુ બને છે તેને કાંઇ પણ વિસાતમાં ગણતો નથી.[૩૧] ભલે, આપણો શત્રુ કોઈ પ્રાકૃત મનુષ્ય હોય કે દેવોનો રાજા ઇંદ્ર હોય, તો પણ હું તીક્ષ્ણ ધારવાળી અને વિજળીસમાન ચળકતી આ મારી તલવાર-વડે તેના ટુકડે ટુકડા કરી ફેંકી દેવાને સમર્થ છું.[૩૨] હે રામ! મારી તલવારવડે છેદાઇ પડેલી હાથીઓની સૂંઢો, અશ્વના ચરણો અને યોદ્ધાઓનાં મસ્તકોથી આખી પૃથ્વી એવી તો વ્યાપ્ત થઇ જશે કે જેનાપર ચાલવાની જગા પણ નહિ રહે.[૩૩] આજે મારી તલવારના ઘા થવાથી રૂધિરવડે રંગાઇને દેદીપ્યમાન અગ્નિ-સમાન જણાતા શત્રુઓ જેમ આકાશમાંથી વિજળીસહિત મેઘ પૃથ્વીપર પડે તેમ રણ-ભૂમિમાં પડશે.[૩૪] હે રાઘવ! પ્રથમ તો હું ધનુષ્ય ગ્રહણ કરીને તથા ગોધાંગુલિત્રાણ* પહેરીને રણક્ષેત્રમાં ઉભો રહીશ, તે વેળા પોતાને શૂરવીર માનનારો કયો પુરુષ મારી સામે ઉભો રહેવાને સમર્થ છે?[૩૫] હું અનેક બાણોવડે શત્રુપક્ષના અનેક મુખ્ય યોદ્ધાઓને તથા એક બાણવડે અનેક સાધારણ યોદ્ધા-ઓને પૃથ્વીપર સુવાડી દઇશ; અને પછી તે પડેલા શૂરવીર પુરુષો, હાથી, તથા અશ્વ વગેરેનાં મર્મસ્થાનોને મારાં તીક્ષ્ણ બાણોવડે વિંધી નાખીશ.[૩૬] હે પ્રભો! એ પ્રમાણે મારાં અસ્ત્ર-શસ્ત્રોનો પ્રભાવ, આજે મહારાજા દશરથની અપ્રભુતા કરીને તમારી પ્રભુતા સ્થાપવામાં સમર્થ થશે.[૩૭] હે રામચંદ્ર! આ મારા બંને હાથ, કે જેના ઉપર નિરંતર ઉત્તમ ચંદન ચર્ચાય છે; જે બાજુબંધ વગેરે આભૂષણને ધારણ કરે છે, પૃથ્વી વગેરેનાં દાન કરે છે, અને સુહૃદવર્ગનું પાલન કરે છે. તે હાથ આજે તમારા રાજ્યાભિષેકમાં વિઘ્ન કરનારાઓનો વિનાશ કરવાનું કામ સારી રીતે બજાવશે.[૩૮.૩૯] હે રઘુનંદન! તમે મને આજ્ઞા કરો કે હું તમારા કયા શત્રુને આજેજ પ્રાણ, કીર્તિ તથા સુહૃદ્વર્ગથી વિખૂટો કરૂં? હે પ્રિય ભ્રાતા! હું તમારો કિંકર છું; માટે તમે મને એવી આજ્ઞા આપો કે જેથી આખી પૃથ્વી તમારે સ્વાધીન થઈ જાય."[૪૦]

પોતાનાં શૌર્ય બળ અને રામચંદ્રપરના અસીમ સ્નેહાવેશને લીધે એમ બોલી રહેલા લક્ષ્મણનાં નેત્રમાં આંસુ ભરાઈ આવ્યાં, ત્યારે રઘુવંશની વૃદ્ધિ કરનારા રામચંદ્રે પોતાના હસ્તે કરી લક્ષ્મણનાં અશ્રુ-બિંદુઓને લૂછી નાખ્યાં, અને વારંવાર સાંત્વન કરતાં કહ્યું કે:–"હે ભાઇ! તું નિશ્ચય જાણજે કે પુત્રે માતા–પિતાની આજ્ઞા પાળવી એજ ઉત્તમોત્તમ માર્ગ–ધર્મ છે, માટેજ હું પિતાની આજ્ઞા પ્રમાણે વર્તવાને તૈયાર થયો છું."[૪૧]

**विमृज्य बाष्पे परिसान्त्व्य चासकृत्स लक्ष्मणं राघववंशवर्धनः ॥ उवाच पित्र्ये वचने व्यवस्थितं निबोध मामेष हि सौम्य सत्पथः ॥ ४१ ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ત્રેવીશમો સર્ગ સંપૂર્ણ. ૨૩

---

*ધનુષ્યની પણછના પ્રતિઘાતથી બચાવ થવા માટે હાથમાં પહેરવાના ઘોના ચામડાનાં બનાવેલ મોજાં.

## સર્ગ ૨૪ મો.

### કૌશલ્યા અને દૃઢપ્રતિજ્ઞ રામ.

तं समीक्ष्य व्यवसितं पितुर्निर्देशपालने ॥
कौसल्यावाष्पसंरुद्धा वचो धर्मिष्ठमब्रवीत् ॥१॥

બન્ને ભાઈઓ(રામ-લક્ષ્મણ)ના વાદવિવાદને એકચિત્તે સાંભળી રહેલાં માતા કૌસલ્યા રામચંદ્રની પિતાની આજ્ઞા પાળવાની નિશ્ચિત બુદ્ધિ જોઈને અત્યંત ખેદ પામ્યાં; તેમનાં નેત્રો પુન: આંસુવડે ભરાઇ આવ્યાં અને કંઠ રૂંધાઈ જવાથી બોલી પણ શકાયું નહિ. છેવટે તે બળાત્કારે ગદ્‌ગદ્ કંઠે ધર્મયુક્ત વચનો કહેવા લાગ્યાં કે:-[1] "અરેરે, શું રામ નક્કી વનમાં જશેજ ! હાય, દશરથરાજાથી મારે વિષે ઉત્પન્ન થયેલો ધર્માત્મા રામ કે જે સર્વ ભૂત-પ્રાણીઓ પ્રત્યે હિત વચન બોલનાર છે, અને જેણે કદાપિ દુ:ખ તો નજરે પણ જોયું નથી, તે રામ વનમાં જઈ ઉચ્છવૃત્તિવડે* પોતાનો નિર્વાહ કેવી રીતે કરી શકશે ?[2] અરે, જેનાં દાસ-દાસીઓ પણ નિત્ય મિષ્ટાન્ન ભોજન કરે છે તે રામ વનમાં રહી કંદ-મૂળ તથા ફળ વગેરેનું ભક્ષણ કેમ કરી શકશે ?[3] હાય ! દશરથરાજા પોતાના ગુણવાન અને પ્રિય પુત્ર રામને વનમાં મોકલે છે ! એ વાત સાંભળીને પણ કોણ સાચી માનશે અને કોને ભય નહિ ઉપજે ?[4] (એવી રીતે વિલાપ કરતાં કૌસલ્યા વળી રામચંદ્ર પ્રત્યે કહેવા લાગ્યાં કે:-)" હે પ્રિય પુત્ર રામ ! 'આ જગતમાં પ્રાણીમાત્રને સુખ-દુ:ખમાં યોજનાર દૈવજ બળવાન્ છે' એમ હું નિશ્ચય માનું છું, કારણ કે સર્વ લોકમાં પ્રિય થઇ પડેલો તું પણ આજે તે દૈવને વશ થઇનેજ વનમાં જવાને ઇચ્છે છે ![5] હે પ્રિય રામ ! સાંપ્રતમાં આવો વિપરીત પ્રસંગ આવી પડવાથી મારા અંત:કરણમાં મહાન્ શોકરૂપી અગ્નિ પ્રજ્વલિત થયો છે. એ અગ્નિને હવે ઘણા કાળપર્યંત* તારૂં દર્શન નહિ થાય, એવા ભયરૂપી વાયુ વૃદ્ધિ પમાડે છે, તથા તારા વિયોગજન્ય વિલાપનાં દુ:ખરૂપી ઇંધનથી તે હમેશાં પ્રજ્વલિત રહેવાનો છે. રોદન કરવાથી પડતાં અશ્રુબિંદુરૂપી આહુતિઓ જેમાં અત્યારથીજ હોમાઇ રહી છે, ચિંતાને લીધે નાસિકા અને મુખમાંથી નીકળતી વરાળોના ગોટારૂપી જેનો ધૂમાડો છે, 'અને ઘણા કાળપર્યંત દૂર દેશમાં રહેલો પુત્ર ક્ષેમ કુશળ પાછો ક્યારે આવશે ?' એવા દીર્ઘ વિચારને લીધે ઉપજતા નિ:શ્વાસરૂપી વાયુના સખ્ત ઝપાટાથી જે મોટું સ્વરૂપ ધારણ કરીને મારા શરીરમાં દાહ કરી રહ્યો છે તે અગ્નિ, તું વનમાંથી પાછો આવીશ ત્યાં સુધી, જેમ ગ્રીષ્મઋતુમાં સૂર્ય પોતાના તેજવડે વૃક્ષો, લતાઓ, તૃણ, પત્ર તથા પુષ્પ વગેરેને તાપ પમાડે છે, તેમ મને અત્યંત સંતપ્ત કરશે.[6,8] માટે હે વત્સ ! જેમ ગાય પોતાના વાછરડાની પાછળ પાછળ જાય છે તેમ હું પણ તું જ્યાં જઇશ ત્યાં તારી પાછળ પાછળ આવીશ."[9]

ભાવિ પુત્રવિયોગના ભયને લીધે અત્યંત દુ:ખી થયેલાં કૌસલ્યાનાં એવાં વચન સાંભળીને, પુરુષશ્રેષ્ઠ રામચંદ્ર તેમને કહેવા લાગ્યા કે:-[10]

"હે માતા ! તમે શોકનો ત્યાગ કરી મને વનમાં જવાની આજ્ઞા આપો. તમારે મારી સાથે વનમાં આવવું યોગ્ય નથી. કૈકેયીએ આવો પ્રસંગ લાવીને દુ:ખયુક્ત કરેલા મારા પિતા દશરથરાજાનો ત્યાગ કરીને જો તમે પણ મારી સાથેજ આવશો તો તેઓ કોઇ પણ પ્રકારે જીવી શકશે નહિ.[11] વળી 'સ્ત્રીએ પોતાના પતિનો ત્યાગ કરવો' એ ઘણુંજ નિંદ્ય છે, માટે એવું અયોગ્ય કાર્ય તો તમારે મનથી પણ કરવું ન જોઇએ, અર્થાત્ 'હું તારી સાથે વનમાં આવીશ'

* ખેડુત લોકો ખેતરમાંથી કે ખળામાંથી અનાજ લઇ ગયા પછી તે સ્થળે ક્યાંક ક્યાંક વેરાઈ પડેલા અનાજના દાણા અથવા કણસલાંને વીણી એકઠાં કરી તે વડે વનમાં રહેનારા વાનપ્રસ્થો પોતાનો નિર્વાહ કરે છે, તેને 'શિલોચ્છવૃત્તિ' અથવા 'ઉચ્છવૃત્તિ' કહે છે.

* ચૌદ વર્ષ સુધી.

એવો વિચાર પણ કરવો ન જોઇએ.[૧૨] હે જનનિ! જ્યાં સુધી મારા પિતા દશરથરાજા જીવે છે ત્યાંસુધી તો તમે તેમનીજ શુશ્રૂષા કરો; કેમકે 'સ્ત્રીઓએ પતિનીજ સેવા કરવી' એવો સનાતન ધર્મ છે."[૧૩]

શોકને શમાવે એવાં રામચંદ્રનાં વચન સાંભળીને, પ્રસન્નચિત્ત થયેલાં કલ્યાણમૂર્તિ કૌસલ્યાએ કહ્યું કે:–"હે પુત્ર! તું કહે છે તે સઘળું યથાર્થ છે. ભલે, તેમ થાઓ."[૧૪]

માતાનું વચન સાંભળીને; ધર્માત્મા રામચંદ્રે પુનઃ તેમને કહ્યું કે:–[૧૫] "હે જનનિ! મારે તથા તમારે મારા પિતાનું વચન પાળવુંજ જોઈએ; કારણ કે તેઓ આપણા સૌનું પાલન–પોષણ કરનારા છે, ઉત્તમ અને હિતાવહ શિખામણ આપનારા હોવાથી શ્રેષ્ઠ ગુરૂ છે, અને સર્વ પ્રજાના ઈશ્વર છે.[૧૬] હે માતા! હું મારા પિતાની આજ્ઞા પ્રમાણે ચૌદ વર્ષ પર્યંત દંડકારણ્યમાં વિહાર કરીને જ્યારે પાછો આવીશ ત્યારે તમારી આજ્ઞા પ્રમાણે વર્તીશ; પરંતુ હાલમાં તો મારે મારા પિતાની આજ્ઞાનું પાલન કરવું એજ મારૂં કર્તવ્ય છે."[૧૭]

રામચંદ્રનુ વચન સાંભળીને, અતિ દુઃખી થયેલાં વાત્સલ્યભાવવાળાં કૌસલ્યાએ આંસુભર્યે મુખે કહ્યું કે:–[૧૮] "હે કાકુત્સ્થ રામ! જો તું તારા પિતાની આજ્ઞા પ્રમાણે વનમાં જવાને ઇચ્છતો હોય તો મને પણ તારી સાથે વનમાંજ તેડી જા. હું કૈકેયી જેવી ક્રૂર શોક્યોની વચ્ચે રહેવાને સમર્થ નથી. હે રામ! જેમ વનમાંજ ઉત્પન્ન થયેલી હરિણી વનમાંજ આનંદમગ્ન રહે છે તેમ હું પણ તારી સાથે વનમાં આનંદપૂર્વક રહીશ."

એ પ્રમાણે બોલી રોદન કરતાં કૌસલ્યાને રામચંદ્રે ધૈર્ય આપતાં કહ્યું કે:–[૧૯,૨૦] "હે માતુશ્રી સ્ત્રીઓને જીવતાં સુધી પોતાનો પતિ એજ પરમેશ્વર અને ખરૂં દૈવત છે. મહારાજા દશરથ તમને અને મને શિક્ષા તથા અનુગ્રહ કરવાને સમર્થ છે.[૨૧] હે જનનિ! આપણ સૌ એ બુદ્ધિમાન્ અને લોકોના અધિપતિ દશરથરાજાને લીધે સનાથ છીએ. તેમના હોવા છતાં તમારે અનાથની પેઠે વર્તવું યોગ્ય નથી. હે માતા! સર્વ પ્રાણીઓ પ્રત્યે પ્રિય વચન બોલનારો ધર્માત્મા ભરત તમને અનુકૂળ થઇને વર્તશે; કારણ કે તે નિરંતર ધર્મમાંજ આસક્તિવાળો છે. હે જનનિ! હવે હું તમને વિનતિ કરીને એટલીજ ભલામણ કરૂં છું કે મારા વનમાં ગયા પછી મારા પિતા મારા વિયોગના દુઃખથી સંતાપ ન પામે અને અત્યંત દારૂણ શોકનો વેગ તેમનો વિનાશ ન કરે, એવી રીતે સાવધાન પણે રહીને તમે તેમની સેવા કરશો.[૨૨,૨૪] હે માતુશ્રી! તમે પોતાના ચિત્તને સ્થિર કરીને, વૃદ્ધાવસ્થાએ પહોંચેલા મહારાજાનું નિરંતર હિતજ કર્યા કરશો. કારણ કે,

**व्रतोपवासनिरता या नारी परमोत्तमा ॥**
**भर्तारं नानुवर्तेत सा तु पापगतिर्भवेत् ॥**

વ્રત તથા ઉપવાસાદિ નિયમમાં તત્પર રહેનારી ધર્મિષ્ઠ સ્ત્રી પણ જો પોતાના પતિને અનુકૂળ વર્તે નહિ તો તે સ્ત્રી અધમ ગતિને પ્રાપ્ત થાય છે.

**अपि या निर्नमस्कारा निवृत्ता देवपूजनात् ॥**
**भर्तुः शुश्रूषया नारी लभते स्वर्गमुत्तमम् ॥**

ભલેને, સ્ત્રી દેવતાઓ વગેરેનાં પૂજન અર્ચન તથા નમસ્કારાદિ ન કરતી હોય, છતાં પણ જો પોતાના પતિની સેવા કરતી હોય તો તે વડે તેને ઉત્તમ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. માટે

**शुश्रूषामेव कुर्वीत भर्तुः प्रियहिते रता ॥**
**एष धर्मः स्त्रिया नित्यो वेदे लोके श्रुतः स्मृतः ॥**

પોતાના પતિનું હિત ઇચ્છનારી પ્રત્યેક સ્ત્રીઓએ (બીજાં સર્વ કાર્યો તજીને) પોતાના પતિની સેવામાંજ તત્પર રહેવું. વેદમાં તથા સ્મૃતિમાં સ્ત્રીઓ માટે એજ ધર્મ કહેલો છે.

માટે હે જનનિ! તમારે મારા પિતાની સંમતિ પ્રમાણે તેમનાં અગ્નિહોત્રાદિ કાર્યો તથા પુષ્પાદિવડે દેવપૂજનનાં કાર્યોમાં તત્પર રહેવું.[૨૫-૨૮] હે માતા! મારૂં શ્રેય કરવા માટે

તું કયા નરકમાં જવાની ઇચ્છા કરે છે? અર્થાત્ રામનું વનગમન તો મેં કબુલ કર્યું છે; પરંતુ એથી પણ આગળ વધીને તું સીતાને પણ ચીર-વસ્ત્ર ધારણ કરાવે છે, એથી તને કેવું અસહ્ય નરકદુઃખ ભોગવવું પડશે? એ કહી શકાતું નથી."[11]

પછી વનમાં જવાને તત્પર થયેલા રામચંદ્રે કષ્ટને લીધે નીચું મુખ કરી બેઠેલા પોતાના પિતાને નમ્રતાપૂર્વક કહ્યું કેઃ-[12] "હે ધર્મજ્ઞ પિતા! મારાં યશસ્વિની માતા કૌસલ્યા કે જે વૃદ્ધાવસ્થાએ પહોંચ્યાં છે, શ્રેષ્ઠ શિયલવાળાં છે, અને તમોએ મને વનમાં જવાની આજ્ઞા કરી છે તથા હું પણ તે પ્રમાણે વનમાં જવાને તૈયાર થયો છું તો પણ જે તમારાપર દ્વેષબુદ્ધિ રાખતાં નથી, તેમજ જેણે પૂર્વે કદી પણ આવું દુઃખ જોયું નથી, તેઓ મારા ગયા પછી શોકસાગરમાં ડુબીને કષ્ટ ન પામે; માટે તેમની વિશેષે કરી સંભાળ રાખજો.[13,14] હે ઇંદ્રસમાન ઐશ્વર્યવાળા પિતા! મારા વનમાં ગયા પછી નિરંતર મારાં દર્શનની આકાંક્ષા ધરનારાં મારાં માતા કૌસલ્યા, અતિ શોકને લીધે કૃશ થઇને પોતાના જીવિતનો ત્યાગ કરી પરલોકમાં પ્રયાણ ન કરે તેવી રીતે તમે તેમની સંભાળ રાખજો."[15]

इमां महेन्द्रोपम जातगर्धिनीं तथा विधातुं जननीं ममार्हसि ॥ यथा वनस्थे मयि शोककर्शिता न जीवितं न्यस्य यमक्षयं व्रजेत् ॥१६॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં આડત્રીશમો સર્ગ સંપૂર્ણ. ૩૮

## સર્ગ ૩૯ મો.

દશરથનો તાપ-કૌસલ્યા અને સીતા.

रामस्य तु वचः श्रुत्वा मुनिवेषधरं च तम् ॥ समीक्ष्य सह भार्याभी राजा वचनमब्रवीत् ॥१॥

મહાત્મા રામચંદ્રનાં વચન સાંભળીને તથા તેમણે ધારણ કરેલો મુનિસમાન વેષ જોઇને, પોતાની સઘળી રાણીઓસહિત મહારાજા દશરથ 'હવે શું કરવું' એવા વિચારથી કર્તવ્યશૂન્ય થઈ ગયા.[1] આ વેળા મહારાજા દશરથને એટલું બધું તો દુઃખ થયું કે જેથી તેઓ રામચંદ્રના સામું જોઇ શક્યા નહિ, તેમજ તેમની સાથે બોલી પણ શક્યા નહિ.[2] મહારાજા દશરથ એક મુહૂર્ત પર્યંત ચેતનારહિત થઈ રહ્યા. પછી થોડી વારે સાવધ થઇને, રામચંદ્રનુંજ ચિંતન કરતા તે, અત્યંત દુઃખને લીધે વિલાપ કરતાં કહેવા લાગ્યા કેઃ-[3] "ખરેખર, મેં પૂર્વજન્મને વિષે ઘણી ગાયોને તેનાં વાછરડાંથી વિયોગ પડાવ્યો હશે અથવા અનેક પ્રાણીઓની હિંસા કરી હશે, કે જેથી સાંપ્રતમાં મારા માથે મારા પ્રિય પુત્ર રામચંદ્રના વિયોગનું દુઃખ આવી પડયું છે![4] અરેરે! કૈકયીથી હું આટલું બધું કષ્ટ પામું છું છતાં મારૂં મૃત્યુ થતું નથી એ ઉપરથી મને નિશ્ચય થાય છે, કે કાળ આવી પહોંચ્યા સિવાય પ્રાણીના દેહથી જીવ છૂટો પડી શકતો નથી![5] અરેરે, હું કેટલો ક્રૂર છું, કે પોતાનાં ઉત્તમ સૂક્ષ્મ વસ્ત્રોનો ત્યાગ કરીને અને માત્ર તપસ્વીના જેવાં વસ્ત્રો પહેરીને મારી આગળ ઉભા રહેલા અગ્નિસરખા તેજસ્વી મારા પ્રિય પુત્ર રામને હજી પણ જોઇ રહ્યો છું![6] અરે! પોતાનો સ્વાર્થ સાધવામાંજ પ્રયત્ન કરનારી કૈકેયીએ મને કપટથી છેતરીને, રામને વનવાસમાં કાઢવા માંડયો છે! અરેરે! એકલી આ દુષ્ટ કૈકેયીને લીધેજ આજે સઘળાં મનુષ્યો કલેશ પામી રહ્યાં છે!"[7]

એટલું બોલતાંમાં તો મહારાજા દશરથની સઘળી ઇંદ્રિયો શોકને લીધે શિથિલ થઈ ગઇ; અને તે આંખમાં આંસું લાવીને માત્ર "હે રામ!" એ શબ્દ સિવાય બીજું કાંઈ પણ બોલી શક્યા નહિ.[8] એક મુહૂર્ત વીત્યા પછી કાંઇક સાવધ થઇને, પૃથ્વીપતિ દશરથરાજાએ આંસુભર્યાં નેત્રે સુમંત્રની સામું જોઈને કહ્યું કેઃ-[9] "હે સુમંત્ર! હવે વિલંબ ન કરતાં તું સત્વર જા; અને સ્વારી કરવામાં ઉપયોગી

તથા ઉત્તમ અશ્વોથી જોડેલો રથ અહીં લઈ આવ અને આ મહાભાગ્યવાન રામને તેમાં બેસાડીને આપણા કોસલદેશથી દૂર બીજા દેશ-(દક્ષિણદિશા) પ્રત્યે પહોંચાડ!![10] અરે! આ મહાન્ શૂરવીર અને સદ્‌ગુણસંપન્ન રામને, તેનાં માતાપિતા વનમાં મોકલે છે, એથી હું એમજ માનું છું કે આ જગતમાં ગુણવાન મનુષ્યોના ગુણોનું ફળ આવુંજ હશે!!"[11]

મહારાજાની આજ્ઞા સાંભળતાંજ સુમંત્ર, સુવર્ણજડિત અને અશ્વયુક્ત રથ જોડીને ઉતાવળે ત્યાં લાવ્યો, અને હાથ જોડીને રામચંદ્રને નિવેદન કર્યું કે:—"હે રાજપુત્ર! ઉત્તમ અશ્વોથી જોડેલો સુશોભિત રથ તૈયાર છે."[12,13]

એ વેળા દેશકાળને જાણનારા તથા ઋણ ઋણથી મુક્ત થયેલા મહારાજા દશરથે પોતાના ધનાધ્યક્ષને બોલાવીને આજ્ઞા કરી કે;[14] "વિદેહપુત્રી સીતાને માટે ચૌદ વર્ષ સુધી વનવાસમાં પહેરવા પહોંચે એટલાં શ્રેષ્ઠ મનુષ્યોને પહેરવા યોગ્ય ઉત્તમ વસ્ત્રાભૂષણો તું ભંડારમાંથી સત્વર લઈ આવ."[15] મહારાજાની આજ્ઞા થતાંજ ધનાધ્યક્ષે કોશગૃહમાંથી તેમના કહેવા પ્રમાણે સત્વર વસ્ત્રાભૂષણો લાવીને સતીશિરોમણિ સીતાને આપ્યાં.[16] ત્યારે ઉત્તમકુળમાં જન્મ પામેલાં સતી સીતાએ, સામુદ્રિક શાસ્ત્રોક્ત ચિહ્નોવાળાં પોતાનાં સર્વ અંગોને વિચિત્ર પ્રકારનાં વસ્ત્રાલંકારોવડે વિભૂષિત કર્યાં.[17] એ વેળા, જેમ પ્રાત:કાળમાં ઉદય પામતા સૂર્યની કાંતિ નિર્મલ આકાશને શોભાવે છે તેમ ઉત્તમ વસ્ત્રાલંકારોથી સુસજ્જિત થયેલાં સીતા આખા અંત:પુરને શોભાવવા લાગ્યાં; અર્થાત્ રામવિયોગના શોકથી દુ:ખી થયેલાં અંત:પુરવાસી જનોને સીતાનું સ્વરૂપ જોઈને હર્ષ થયો.[18]

પછી ઉત્તમ આચરણવાળાં અને પતિસેવામાં તત્પર રહેનારાં સીતાએ પોતાની સાસુ કૌસલ્યાની પાસે જઈ તેમના ચરણમાં વંદન કર્યું. કૌસલ્યાએ પણ ઉભાં થઈ પોતાના બન્ને હાથ પસારી તેમને ગ્રહણ કર્યાં; અને પોતાના હૃદયસરસાં ચાંપીને તથા મસ્તક સુંઘીને કહ્યું કે,[19] "હે જાનકિ! જે સ્ત્રીઓ ઐશ્વર્યથી ભ્રષ્ટ થયેલા અને દુ:ખમાં આવી પડેલા પોતાના સ્વામીને સેવતી નથી તેઓ જો કે પોતાનાં સ્વામી વગેરે પ્રિય જનોથી વારંવાર માન પામેલી હોય તો પણ આ લોક તથા પરલોકમાં અસતી ગણાય છે.[20] અસતી સ્ત્રીઓ પોતાના પતિને આપત્તિસમય નથી હોતો ત્યારે તો તેની સાથે રહીને સુખોપભોગ કરે છે; પરંતુ જ્યારે પતિને રોગ અથવા દારિદ્રય વગેરે કંઈ આપત્તિ આવી પડે છે ત્યારે તેના દુ:ખમાં સહાય ન થતાં ઉલટી તેને અનેક પ્રકારનાં દૂષિત વચનો કહે છે, અને છેવટે ત્યાગ પણ કરે છે.[21] અસતી સ્ત્રીઓ અસત્ય ભાષણને તો પોતાનું શિયળ માને છે, તેમનાં નેત્ર વગેરેના ચાળા વિકારયુક્ત હોય છે, તેઓ ગમે તેવો દુષ્ટ—પાપી પુરૂષ હોય તો પણ તેની પાસે જવામાં અચકાતી નથી, તેમનો પોતાના પતિ ઉપર પ્રેમ હોતો નથી, તેઓ નિરંતર જારકર્મ કરવાના સંકલ્પવિકલ્પ કર્યા કરે છે, અને અલ્પ નિમિત્તનેલીધે પણ ક્ષણવારમાં પોતાના પતિ વગેરેના સ્નેહનો વિનાશ કરી નાખે છે.[22] અસતી સ્ત્રીઓનાં હૃદય અસ્થિર હોવાથી તેઓને કુળની મર્યાદા, કોઈએ કરેલો ઉપકાર, ગુરૂએ ઉપદેશેલો ધર્મ, પતિ વગેરેએ આપેલાં ઇચ્છિત વસ્ત્રાભૂષણો તથા વિવાહસમયની પ્રતિજ્ઞા વગેરે બાબતો પણ સ્થિરતા આપી શકતાં નથી; અર્થાત્ તેનું જ્ઞાન ભાન તેને રહેતું નથી.[23]

**साध्वीनां हि स्थितानां तु शीले सत्ये श्रुते स्थिरे॥**
**स्त्रीणां पवित्रं परमं पतिरेको विशिष्यते ॥**

હે સીતા! પતિવ્રતા સ્ત્રીઓ પોતાના પતિનેજ પૂજનીય દેવતરૂપ માને છે. પતિવ્રતા સ્ત્રીઓ નિરંતર પોતાના શીયળવ્રતનું રક્ષણ કરે છે, સત્ય ભાષણ કરે છે, ગુરૂજનોના ઉપદેશ પ્રમાણે વર્તે છે, અને પોતાના કુળની મર્યાદાનું કદી પણ ઉલ્લંઘન કરતી નથી."[24]

"હે જનકનંદિનિ! આ મારા પુત્ર રામ, કે જેને પોતાના પિતાએ વનવાસ આપ્યો છે, જે તમારા પતિ હોવાથી તમારે દેવની પેઠે પૂજવા યોગ્ય છે, તે નિર્ધન અવસ્થામાં હોય કે સધન અવસ્થામાં હોય, તો પણ તમારે તેની કદાપિ અવજ્ઞા કરવી યોગ્ય નથી."[૨૫]

પોતાનાં સાસુજી કૌસલ્યાનાં ધર્મયુક્ત વચન સાંભળીને અને તેના તાત્પર્યને સમજીને સતીશિરોમણિ જનકનંદિની સીતાએ, તેમની સન્મુખ ઉભાં રહી હાથ જોડીને કહ્યું કે,[૨૬] "હે સાસુજી! પૂજ્ય અને વડિલ એવાં આપ મને જેવી આજ્ઞા કરો છો, તેવીજ રીતે હું વર્તીશ. સાધ્વી સ્ત્રીએ પતિની સેવા કેવી રીતે કરવી એ હું સારી રીતે જાણું છું, અને મારાં માતાપિતાએ પણ મને એજ ઉપદેશ આપેલો છે.[૨૭] આપ મને અસતી સ્ત્રીઓસમાન ગણશો નહિ. જેમ ચંદ્રની કાન્તિ ચંદ્રથી ચલાયમાન થવાને સમર્થ નથી, તેમ હું પતિસેવારૂપ ધર્મથી કદી પણ ચલાયમાન થવાને સમર્થ નથી.[૨૮] હે પૂજ્ય સાસુજી! તમે નિશ્ચય જાણજો કે,

**नातन्त्री विद्यते वीणा नाचक्रो विद्यते रथः ॥**
**नापतिः सुखमेधेत या स्यादपि शतात्मजा ॥**

જેમ તાર વિનાની વીણા વગાડી શકાતી નથી, અને ચક્ર વિનાનો રથ ચલાવી શકાતો નથી, તેમ પતિ વિનાની સ્ત્રી ભલે સો પુત્રવાળી હોય તો પણ સુખ ભોગવી શકતી નથી.[૨૯]

**मितं ददाति हि पिता मितं भ्राता मितं सुतः ॥**
**अमितस्य तु दातारं भर्तारं का न पूजयेत् ॥**

પિતા, માતા, ભ્રાતા તથા પુત્ર વગેરે સંબંધીઓ તો સ્ત્રીને માત્ર નિયમિત સુખ આપી શકે છે, પણ પતિ તો મોક્ષરૂપ ઉત્તમોત્તમ સુખ આપનારો છે છતાં એવી કોણ દુષ્ટ સ્ત્રી હોય કે જે પોતાના પતિની સેવા ન કરે?[૩૦]

હે આર્યા! 'સ્ત્રીઓને પોતાનો પતિજ પરમ પૂજ્ય દેવતારૂપ છે!' એવું હું જાણું છું, અને તમારાથી તથા મારી માતા આદિથી મેં સ્ત્રીઓના સામાન્ય અને વિશેષ ધર્મોને યથાર્થ રીતે જાણેલા છે, તો પછી હું શું અસતી સ્ત્રીઓની પેઠે પોતાના પતિની અવજ્ઞા કરીશ?"[૩૧] એ પ્રમાણે અંતઃકરણમાં આનંદ ઉપજાવે એવાં સીતાનાં ઉત્તમ વચન સાંભળીને, શુદ્ધ ચિત્તવાળાં કૌસલ્યા દુઃખ તથા હર્ષનેલીધે* પોતાનાં નેત્રમાંથી અશ્રુપાત કરવા લાગ્યાં.[૩૨]

પછી ધર્માત્મા રામચંદ્રે પોતાની સર્વ માતાઓની મધ્યે અત્યંત સત્કાર પામેલાં માતા કૌસલ્યાને રોદન કરતાં જોઈને નમ્રતાથી કહ્યું કેઃ-[૩૩] "હે અંબ! હવે તમે શોકાકુલ થઈને, મારા પિતાને દુઃખી કરો નહિ. તમારે તો હવે મારા પિતાની સંભાળ રાખવી યોગ્ય છે. તમારે મારા તરફની કાંઇ પણ ચિંતા કરવી નહિ. હે માતા! તમારી કૃપાથી વનવાસની અવધિ સત્વર પૂર્ણ થઈ જશે.[૩૪] હે માતા! વનવાસનાં ચૌદ વર્ષ તો તમને સૂતેલાંની પેઠે વ્યતીત થઈ જશે, અને તમે સત્વર અમો ત્રણને ક્ષેમકુશળ પાછાં આવેલાં જોશો."[૩૫] મહાત્મા રામચંદ્રે માતા કૌસલ્યાને દૃઢ નિશ્ચયયુક્ત વચન કહીને પોતાની ત્રણસેંને પચાસ અપર માતાઓ કે જેઓ ભાવિ રામવિયોગનેલીધે કૌસલ્યાની પેઠેજ દુઃખી થઇ ગઈ હતી, તેઓને હાથ જોડીને કહ્યું કેઃ-[૩૬,૩૭] "હે માતુશ્રીઓ! તમારી સાથેના વિશેષ સહવાસને લીધે મેં તમને કાંઇ પણ કઠોર વચન કહ્યાં હોય અથવા અજાણપણે તમારૂં અપ્રિય કર્યું હોય તે સર્વમાટે હું તમારી સૌની ક્ષમા માગીને હવે વનમાં જવાની રજા લઉં છું."[૩૮]

રામચંદ્રનું ધર્મયુક્ત અને શાંતિ આપનારૂં વચન સાંભળીને, દશરથરાજાની સઘળી

* સીતાની પતિઉપર દૃઢ નિષ્ઠા જોઈને હર્ષ; અને તેમના વનવાસનો વિચાર થવાથી દુઃખ.

રાણીઓ અતિ શોકનેલીધે ઉદ્વિગ્નચિત્ત થઇ ગઈ; અને ક્રૌંચીની પેઠે અત્યંત વિલાપ કરવા લાગી.[૩૯,૪૦]

અહા, દશરથરાજાનું જે અંતઃપુર પૂર્વે મૃદંગ, પણવ અને મેઘ * વગેરે વાજીંત્રોના નાદથી ગાજી રહેતું હતું તેજ અંતઃપુર આ સમયે અત્યંત દુઃખ, ખેદ, કષ્ટ અને વિલાપોના પોકારોથી ભરાઈ ગયું.[૪૧]

मुरजपणवमेघघोषवद्दशरथवेश्म बभूव यत्पुरा ॥ विलपितपरिदेवनाकुलं व्यसनगतं तदभूत्सुदुःखितम् ॥ ४१ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણના અયોધ્યાકાંડમાં ઓગણચાળીશમો સર્ગ સંપૂર્ણ. ૩૯

## સર્ગ ૪૦ મો.

### વનપ્રયાણ-રામવિયોગ.

अथ रामश्च सीता च लक्ष्मणश्च कृताञ्जलिः ॥ उपसंगृह्य राजानं चक्रुर्दीनाः प्रदक्षिणम् ॥ १ ॥

ત્યાર પછી સીતા તથા લક્ષ્મણસહિત ધર્મજ્ઞ રામચંદ્રે પોતાના પિતા દશરથરાજાની આજ્ઞા મેળવીને, તેમના ચરણમાં પ્રણામ કર્યા અને પ્રદક્ષિણા કરી, તેમજ માતા કૌસલ્યાનું દુઃખ જોઈને દુઃખી થયેલા રઘુકુલોત્પન્ન રામચંદ્રે સીતાસહિત પોતાની માતાને પ્રણામ કર્યા.[૧,૨] રામચંદ્રની સમક્ષ લક્ષ્મણે પણ પોતાના જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્રની માતાને પ્રણામ કરીને પોતાની જનની સુમિત્રાના ચરણોનું વંદન કર્યું.[૩] એ જોઈ દુઃખને લીધે રોદન કરતાં અને પોતાના પુત્રનું હિત ઇચ્છતાં સુમિત્રાએ મોટી ભુજાવાળા લક્ષ્મણને પ્રીતિથી હૃદયસરસા ચાંપ્યા; અને તેનું મસ્તક સુંઘીને શિખામણ દેતાં કહ્યું કે,[૪] "હે લક્ષ્મણ! જો કે તું અહીં રહેલાં સુહૃજ્જનોમાં પ્રીતિવાળો છે તો પણ મેં તને તારા જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્રની સાથે વનમાં જવાની આજ્ઞા આપી છે, માટે તું હવે રામચંદ્રની સાથે રહેવામાં કાંઈ પણ પ્રમાદ કરીશ નહિ.[૫] હે નિષ્પાપ પુત્ર! આ તારા જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્રજ તારી ગતિરૂપ છે, માટે તે દુઃખી દશામાં હોય કે સુખી દશામાં હોય તો પણ સદા સર્વદા તારે તેમની આજ્ઞામાંજ રહેવું યોગ્ય છે, કેમકેઃ—

" एष लोके सतां धर्मो यज्ज्येष्ठवशगो भवेत् ।

આ લોકમાં કનિષ્ઠ ભ્રાતાએ જ્યેષ્ઠ ભ્રાતાને અનુકૂળ થઈને વર્તવું એજ સત્પુરૂષોનો ધર્મ છે."[૬] વળી હે વીરપુત્ર! આપણા રઘુકુળની સનાતન રીતિ એવી છે કે સત્પાત્રને દાન આપવું, યજ્ઞ કરવા અને યુદ્ધમાં આ ક્ષણિક દેહની આકાંક્ષા ન રાખતાં ઉજ્જ્વળ યશનીજ આકાંક્ષા રાખવી, અર્થાત્ દેહ પડે તો ભલે, પરંતુ જીવતા રહીને અપકીર્તિને પાત્ર ન થવું."[૭]

આટલું કહીને, વળી એ સુમિત્રા પ્રયાણ કરવાને તત્પર થયેલા, સીતા તથા લક્ષ્મણસહિત રામચંદ્રને શુભશકુનપ્રાપ્તિમાટે પુનઃપુનઃ કહેવા લાગ્યાં કે, "હવે વિલંબ ન કરતાં સત્વર વન પ્રત્યે જાઓ અને ચૌદ વર્ષનો અવધિ પૂર્ણ થતાં, સત્વર ક્ષેમકુશળ પાછાં આવો"[૮] વળી તેણે પોતાના પુત્ર લક્ષ્મણને કહ્યું કે, "હે તાત! હવે હું તને છેવટે એટલુંજ કહું છું કે રામચંદ્રની સાથે તું સુખેથી વનમાં જા. હે પુત્ર! વનમાં રહી તારા પિતા વગેરે અમો સર્વને સંભારીને, તારા જ્યેષ્ઠભ્રાતા રામચંદ્રની સેવામાં પ્રમાદ કરીશ નહિ. હે લક્ષ્મણ! તું વનના માર્ગને અયોધ્યાનગરીના રાજમાર્ગ જેવા ગણજે, તારા જ્યેષ્ઠભ્રાતા રામચંદ્રને તારા પિતારૂપ ગણજે અને જનકતનયા સીતાને મારારૂપ ગણજે."[૯]

પછી સર્વ સુહૃદ્વર્ગની આજ્ઞા મેળવીને વનમાં જવાને તૈયાર થયેલા સીતા તથા લક્ષ્મણસહિત રામચંદ્રને, માતલિ સારથિ જેમ ઇંદ્રને કહે, તેમ સુમંત્રે હાથ જોડીને કહ્યું કે,[૧૦] "હે મહાયશસ્વી રાજપુત્ર! તમારૂં કલ્યાણ થાઓ. તમારા માટે રથ તૈયાર છે. માટે હવે વિલંબ ન કરતાં, તમે રથ ઉપર વિરાજમાન થાઓ, એટલે હે રામ! તમે

* એક જાતનું વાદ્ય વિશેષ.

મને જ્યાં કહેશો ત્યાં હું સત્વર પહોંચાડીશ.[૧૧] તમારે ચૌદવર્ષ પર્યંત વનમાં વસવાનું છે તેનો આરંભ આજેજ કરવો યોગ્ય છે, કેમકે મહાદેવી કૈકેયીએ તમને 'આજેજ વનમાં જવું' એવી આજ્ઞા કરી છે."[૧૨]

ત્યાર પછી રામચંદ્રની આજ્ઞાથી સતીશિરોમણિ સીતા હર્ષયુક્ત થઇને સૂર્યસમાન ઝળહળતા રથની સમીપ ગયાં; અને પોતાના સસરા દશરથરાજાએ વનવાસમાં ચૌદવર્ષ સુધી ચાલે એટલાં જે વસ્ત્રાલંકારો આપ્યાં હતાં તે તથા રામલક્ષ્મણનાં સઘળાં આયુધો, કવચો, કોદાળી અને ચામડાથી મઢેલો વાંસનો કરંડીઓ એ સઘળી વસ્તુઓ તેમણે રથમાં મૂકી, અને પછી પોતે પણ તે રથમાં બેઠાં.[૧૩-૧૫] ત્યાર પછી બન્ને ભાઇઓ પણ સુવર્ણથી મઢેલા અને અગ્નિસરખા તેજસ્વી રથમાં વિરાજમાન થયા.[૧૬] રામલક્ષ્મણ તથા સીતા, એ ત્રણે જણાં રથપર આરૂઢ થયાં, કે તુરતજ સુમંત્રે પોતાના પવનવેગી અશ્વોને હંકાર્યા અને રથ ચાલતો થયો.[૧૭]

જ્યારે રઘુકુળદીપક શ્રીમાન રામચંદ્ર અયોધ્યાનો ત્યાગ કરીને લાંબા સમયનેમાટે દંડકારણ્યપ્રત્યે વિદાય થયા. ત્યારે ત્યાં ઉભેલાં સર્વ કોઇને તથા આખા નગરની પ્રજાને અને હાથી, ઘોડા વગેરે પશુપક્ષીઓને પણ અતિ દુઃખને લીધે મૂર્છા આવી ગઇ.[૧૮] એ વેળા આખું અયોધ્યાનગર કર્તવ્યશૂન્ય થઇ ગયું. લોકો રામચંદ્રની પાછળ જવા માટે દોડા દોડ કરવા લાગ્યા. મદોન્મત્ત હસ્તીઓ બંધનો તોડી નાખી ચીત્કાર શબ્દ કરવા લાગ્યા. અશ્વો મોટા સંતાપને લીધે હણહણાટ કરવા લાગ્યા. આખા અયોધ્યાનગરમાં મહાન્ કોલાહલ મચી રહ્યો.[૧૯] એ સમયે બાળકો, વૃદ્ધો, સ્ત્રીઓ તથા પુરૂષો આદિ અયોધ્યાવાસી સર્વજનો રામવિયોગના દુઃખથી અતિપીડિત થઇને, જેમ ગ્રીષ્મઋતુમાં તાપથી પીડા પામેલાં પ્રાણી જલાશયપ્રત્યે દોડે, તેમ શ્રીમાન રામચંદ્રની પાછળ દોડવા લાગ્યાં.[૨૦] સર્વ નગરવાસીઓનાં મુખ અશ્રુજળથી ભીંજાયેલાં હતાં તથા તેઓ પરસ્પર પોતપોતાનાં દુઃખનું વર્ણન કરતાં અને શ્રીમાન રામચંદ્રના સામું જોતાં, તેમની પાછળ દોડતાં હતાં. કેટલાએક તો બળાત્કારે રથને પહોંચી વળીને રથની બન્ને બાજુએ તથા પાછળના ભાગમાં રહીને બોલતા હતા કે,[૨૧] "હે સુમંત્ર! તું અમારાપર દયા કરીને અશ્વોની લગામ ખેંચી રાખ અને રથને ધીમેથી જવા દે. અરે, અમે મહાત્મા રામચંદ્રના મુખનું દર્શન કરી લઇએ, કેમકે હવે ઘણા કાળસુધી તે દર્શન અમે પામવાના નથી.[૨૨] અરે, આ રામચંદ્રની માતાનું હૃદય નિશ્ચય લોહમયજ છે, કારણ કે આવો કાર્તિકેય જેવો સુકુમાર પુત્ર વનમાં જાય છે તો પણ તે ભેદાઇ જતું નથી![૨૩] અહો! જનકનંદિની સીતાને ધન્ય છે, કે જે નિરંતર છાયાની પેઠે પોતાના પતિનીજ સહગામિની થઇ છે, અને જેમ સૂર્યની કાંતિ મેરૂપર્વતને તજતી નથી તેમ તે (સીતા) કદી પણ પોતાના પતિ રામચંદ્રનો ત્યાગ કરતી નથી![૨૪] હે લક્ષ્મણ! તું પણ ખરેખર કૃતકૃત્ય થઇ ચૂક્યો છે, કેમકે દેવસરખી કાંતિવાળા અને નિરંતર પ્રિય વચન બોલનારા પોતાના જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્રની સેવામાં તું તત્પર રહીશ![૨૫] હે વીર લક્ષ્મણ! તને ધન્ય છે! તારી બુદ્ધિ ઘણીજ ઉત્તમ છે કે જેથી તું પોતાના જ્યેષ્ઠ ભ્રાતાની સાથે વનમાં જાય છે! અહો, આ લોકમાં અભ્યુદય પ્રાપ્ત કરવાનો તથા પરલોકમાં સ્વર્ગસુખ મેળવવાનો ખરેખર સત્ય માર્ગ તો આજ છે!"[૨૬] એ પ્રમાણે વિલાપ કરતા અને ચોધાર આંસુએ રોદન કરતા નગરવાસી જનો પોતાના પ્રિય રામચંદ્રની પાછળ દોડવા લાગ્યા.[૨૭]

દુઃખને લીધે અતિ દીન થઇ ગયેલી પોતાની સઘળી સ્ત્રીઓથી વીંટાયેલા મહારાજા દશરથ પણ "હા રામ! હા પ્રિય પુત્ર! અરેરે! મને મારા પુત્રનાં દર્શન કરાવો! અરે! મને એની પાછળ જવા દો!" એમ બોલતાં પોતાના અંતઃપુરમાંથી બહાર નીકળ્યા

અને રામચંદ્રની પાછળ જવા લાગ્યા.[૧૮] એ વેળા દશરથરાજાની આગળ સઘળી સ્ત્રીઓ, જેમ હાથીને બંધાયેલો જોઇને હાથણીઓ મોટા ચીત્કાર નાદ કરે તેમ ચોધાર આંસુએ રૂદન કરતી મહાન કલ્પાંત કરવા લાગી. તે સાંભળીને મહારાજા દશરથ રાહુએ ગ્રસેલા પૂર્ણ ચંદ્રની પેઠે નિસ્તેજ થઈ ગયા.[૧૯,૨૦]

આ સમયે અભિમાન વિનાના શ્રીમાન્ રામચંદ્રે પોતાના પિતાને પોતાની પાછળ આવતા જોઈને "રખેને, વનવાસ જવામાં વિઘ્ન થાય" એવા ભયથી પોતાના સારથિ સુમંત્રને ઉતાવળે રથ હાંકવાને આજ્ઞા કરી.[૨૧] પાછળ આવનારા નગરવાસી જનો સુમંત્રને "રથ ઉભો રાખ, ઉભો રાખ," એમ કહી રહ્યા હતા. એટલામાં વળી રામચંદ્રે કહ્યું કે,—"રથ ઉતાવળો ચલાવ" આમ એકી વખતે બે પ્રકારનાં આજ્ઞાવચનો સાંભળવાથી સુમંત્રને શું કરવું? એ સૂઝ્યું નહિ.[૩૨]

જ્યારે મહાબાહુ રામચંદ્ર નગરથી બહાર નીકળવા લાગ્યા ત્યારે તેમના રથના વેગથી તથા અશ્વોની ખરીઓથી ઉડેલી પૃથ્વીની રજ નગરવાસીજનોની અશ્રુધારાઓવડે ભીંજાઈને શાંત થઈ ગઈ.[૩૩] રામચંદ્રના વનપ્રયાણ-સમયે આખું અયોધ્યાનગર ઉત્સાહ અને ચેતનવિનાનું તથા અત્યંત પીડિત થયેલા નગરજનોના હાહાકારથી પરિપૂર્ણ થઈ ગયું.[૩૪] જેમ વર્ષાઋતુમાં સરોવરને વિષે મત્સ્યોએ હલાવેલાં કમળોમાંથી વર્ષાદનું ભરાઇ રહેલું જળ સ્રવે છે, તેમ રામચંદ્રના વિયોગદુઃખને-લીધે અયોધ્યાવાસી સર્વ સ્ત્રીઓનાં નેત્રોમાંથી અશ્રુજળ સ્રવવા લાગ્યું.[૩૫]

એ પ્રમાણે આખી અયોધ્યાનગરીને માત્ર રામચંદ્રને માટે દુઃખી થયેલી જોઇને શ્રીમાન્ દશરથરાજા મૂળમાંથી કપાઇ ગયેલા વૃક્ષની પેઠે એકાએક મૂર્છિત થઇ પૃથ્વીપર પડી ગયા. એ જોઇને રામચંદ્રની પાછળ જતા કેટલાએક લોકો "હા રામ! હા રામમાતા કૌસલ્યા!" એવા એવા અનેક પોકારો કરવા લાગ્યા. આ વેળા રામચંદ્રે પાછું વાળીને જોયું તો તેમણે સઘળા રણવાસસહિત પોતાના પિતા દશરથરાજા અને માતાજી કૌસલ્યા કે જેઓ માર્ગમાં પોતાની પાછળ આવતાં હતાં તેમને ખેદયુક્ત થઇ મહાન્ આક્રોશ કરતાં દીઠાં.[૩૬-૩૯] નિરંતર સુખ ભોગવનારાં અને દુઃખ તો જેમણે નજરે પણ જોયું નથી એવાં તથા રથ વગેરે વાહનોમાં બેસીનેજ જનારાં એવાં પોતાનાં વૃદ્ધ માતા પિતાને આમ અત્યંત દુઃખી તથા પગે ચાલતાં જોઈને ધર્મપાશવડે બંધાયેલા મહાત્મા રામચંદ્ર અતિશય ગ્લાનિ પામ્યા; અને તે તેમના સામું પણ જોઇ શક્યા નહિ! તેમણે સુમંત્રને કહ્યું કે "તું રથને શીઘ્ર ચલાવ!"[૪૦,૪૧]

જેમ અંકુશના પ્રહારથી પીડાયેલો હસ્તી પાછળની વસ્તુને જોઈ શકતો નથી તેમ કૈકેયીનાં ક્રૂર વચનરૂપી અંકુશથી પીડાયેલા રામચંદ્ર પાછળ આવતાં પોતાનાં દુઃખયુક્ત માતાપિતાનાં દર્શન કરવાને સમર્થ ન હતા.[૪૨]

જેમ વાછરડાથી વિખુટી પડેલી ગાય પોતાના નિવાસસ્થાન પ્રત્યે આવતાં, વાછરડાને જોઇને તેની તરફ દોડી જાય છે, તેમ એ વેળા માતાજી કૌસલ્યા શ્રીમાન રામચંદ્રની પાછળ દોડવા લાગ્યાં.[૪૩] "હા રામ! હા રામ! હા સીતા! હા લક્ષ્મણ!" એવી રીતે મોટા નાદે આક્રોશ કરતાં અને રથની પાછળ દોડતાં માતા કૌસલ્યાનાં નેત્રમાંથી રામ, લક્ષ્મણ તથા સીતાના વિયોગને લીધે અશ્રુપ્રવાહ વહેતો હતો અને તે લથડી પડતાં હતાં; તોપણ બળાત્કારે ઉભાં થઈને દોડતાં હતાં.

પોતાની માતાનું અસહ્ય દુઃખ ન જોઈ શકાવાથી મહાત્મા રામચંદ્રે સુમંત્રને "શીઘ્ર રથ હંકાર" એમ આજ્ઞા કરી, અને પછવાડેથી મહારાજા દશરથે "હે સુમંત્ર! રથને ઉભો રાખ, ઉભો રાખ." એવો પોકાર કર્યો. આવી

રીતે બન્ને તરફની અતિમાન્ય આજ્ઞાઓ થવાથી સુમંત્રનો અંતરાત્મા, યુદ્ધ કરવાને તત્પર થયેલી બે સેનાઓની મધ્યે આવી ગયેલા કોઇ તટસ્થ પુરૂષની પેઠે વિચારવમળમાં પડી ગયો.[૪૪-૪૬] ત્યારે ધર્મજ્ઞ શ્રીમાન રામચંદ્રે તેનું સમાધાન કરતાં કહ્યું કે, "હે સુમંત્ર! તું રથને ઉતાવળેજ ચાલવા દે. કદાચ પાછા ફર્યા પછી મહારાજા તને ઠપકો આપે તો કહેજે કે, "એ સમયે રથનો ઘોંઘાટ થતો હોવાને લીધે મેં આપનું બોલવું સાંભળ્યું નહિ હોય." કદાચ તું કહીશ કે એવું અસત્ય કેમ બોલાય? તો સાંભળ. મનુષ્યથી એકે કાળે બે પ્રસંગ સાચવી શકાતા નથી, માટે જ્યારે જ્યારે આવું બન્ને બાજુથી ધર્મસંકટ પ્રાપ્ત થાય, ત્યારે વિચારવાન મનુષ્યે જેમાં અલ્પ દોષ હોય તે તરફ લક્ષ્ય આપવું અને વિશેષ દોષવાળા પક્ષનો ત્યાગ કરવો. સાંપ્રતમાં મહારાજાની આજ્ઞા પ્રમાણે વર્તવાથી અહીં ઘણોજ વિલંબ થઇ જશે; અને તેથી તેમને ઘણુંજ દુઃખ તથા સંતાપ ખમવાં પડશે. એવું થાય તે મહાન્ અનર્થરૂપ છે, માટે હાલમાં રથને સત્વર હંકારવો એજ સ્વલ્પ દોષવાળું હોવાથી શ્રેયસ્કર છે."[૪૭]

રામચંદ્રનું વચન સાંભળીને સુમંત્રે પાછળ આવતા સર્વ જનોને વિદાય કરીને તથા તેઓની અનુમતિ લઇને અશ્વોને ઘણાજ વેગથી દોડાવ્યા.[૪૮] ત્યારે રાજસંબંધી સેવક તથા અધિકારી વર્ગનાં મનુષ્યો અતિ શ્રમિત થવાથી રામચંદ્રની પ્રદક્ષિણા કરીને પછવાડે દોડતાં અટક્યાં, પરંતુ તેઓનાં અત્યંત વેગવાળાં અંતઃકરણ તો અટક્યાંજ નહિ, અર્થાત્ સર્વનાં મન રામચંદ્રમાંજ ચોંટી રહ્યાં હતાં. કેટલાએક જનો તો હજી પણ ન અટકતાં શ્વાસભેર દોડતાજ રહ્યા.[૪૯] કેટલાએક અમાત્યો તથા બીજા અધિકારી વર્ગો પાછા વળીને મહારાજાની પાસે આવ્યા, અને કહ્યું કે, "**यमिच्छेत्पुनरायातं नैनं दूरमनुव्रजेत्।** આપણે જે મનુષ્યને ક્ષેમકુશળ પાછો આવેલો જોવાને ઇચ્છતા હોઇએ તેની પાછળ ઘણે દૂર સુધી જવું નહિ" એમ કહી મહારાજા વગેરે સર્વ દુઃખી જનોનું આશ્વાસન કર્યું.[૫૦]

પોતાના અમાત્યો વગેરે અધિકારી વર્ગનું વચન સાંભળીને, અત્યંત શ્રમને લીધે જેનું શરીર પ્રસ્વેદથી ભરાઈ ગયું હતું અને માર્ગમાં ઉડતી રજ પડવાને લીધે જેનું સ્વરૂપ ધુંસરૂં થઈ ગયું હતું એવા મહારાજા દશરથ કૃપણની પેઠે રોદન કરતા પોતાની સ્ત્રીઓસહિત રામચંદ્રની પાછળ દૃષ્ટિ નાખતા ઉભા રહ્યા.[૫૧]

**तेषां वचःसर्वगुणोपपन्नः प्रस्विन्नगात्रः प्रविषण्णरूपः ॥ निशम्य राजा कृपणः सभार्यो व्यवस्थितस्तं सुतमीक्षमाणः ॥ ५१ ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ચાળીશમો સર્ગ સંપૂર્ણ. ૪૦

---

## સર્ગ ૪૧ મો.

### રામવિયોગનું દુઃખ.

**तस्मिंस्तु पुरुषव्याघ्रे निष्क्रामति कृताञ्जलौ ॥ आर्तशब्दो हि संजज्ञे स्त्रीणामंतःपुरे महान् ॥१॥**

*પુરૂષવ્યાઘ્ર રામચંદ્ર જ્યારે અયોધ્યાનગરીની બહાર નીકળ્યા ત્યારે અંતઃપુરની સઘળી સ્ત્રીઓએ ઘણોજ વિલાપ કરવા માંડયો.[૧] તેઓ પરસ્પર કહેવા લાગી કે:–"અરે! જે રામચંદ્ર અત્યંત સંતાપને લીધે દુર્બલ તથા અનાથસરખા થઇ ગયેલા આ મહારાજા દશરથરાજાના ગતિ–શરણરૂપ છે તે ક્યાં જાય છે?[૨] અરે! એ રામચંદ્રના ઉપર કોઇએ કાંઈ પણ અભિશાપ મૂકયો હોય તો પણ તે તેનાપર ક્રોધ કરતા નથી, તેમજ કોઈને પણ ક્રોધ ઉપજે એવું આચરણ તેમના વિષે નથી, તે રામચંદ્ર તો ક્રોધ પામેલાને પ્રસન્ન કરવાના ઉત્તમ ગુણો ધરાવે છે, અને બીજાના

* આદિકવિ વાલ્મીકિમુનિ શોકાવેશને લીધે સિંહાવલોકન ન્યાયથી પુનઃપણ રામવિયોગના દુઃખનું વર્ણન કરે છે.

દુઃખથી પોતે દુઃખી થાય છે. અરેરે! હાય, એવા ઉત્તમ ગુણવાળા કમળનેત્ર રામચંદ્ર આજે ક્યાં જાય છે?[૩] અરે! એ મહા તેજસ્વી રામચંદ્ર પોતાની જનની કૌસલ્યાની સાથે જેવી રીતે વર્તે છે તેવીજ રીતે આપણ સર્વની સાથે વર્તે છે તે મહાત્મા આજે ક્યાં જાય છે?[૪] અરે હાય! હાય! દુષ્ટા કૈકેયીએ ક્લેશ આપવાથી દશરથરાજાએ સર્વ જનોના આધારરૂપ પોતાના પુત્ર શ્રીમાન રામચંદ્રને વનમાં કાઢયા. અરેરે!! કમળસરખા કોમળ ચરણવાળા એ રામચંદ્ર આજે ક્યાં જશે?"[૫] અહો! મહારાજા દશરથ સર્વ જીવોના આશ્રયસ્થાનરૂપ, ધર્માત્મા તથા સત્યસંધ પોતાના પુત્ર રામચંદ્રને વનવાસમાં મોકલે છે, માટે નિશ્ચય તે જ્ઞાનશૂન્ય થયેલા છે!"[૬] એ પ્રમાણે દશરથરાજાની સઘળી રાણીઓ, વાછરડાથી વિખુટી પડેલી ગાયોની પેઠે, મહાન દુઃખને લીધે આક્રોશપૂર્વક રોદન કરવા લાગી.[૭] સ્ત્રીઓનો આર્તનાદ સાંભળીને, પુત્રશોકથી સંતાપ પામેલા મહારાજા દશરથ વળી વિશેષ દુઃખને પ્રાપ્ત થયા.[૮]

આ સમયે અયોધ્યાનગરીમાં રહેનારા સર્વ અગ્નિહોત્રી દ્વિજો રામવનપ્રયાણના શોકને લીધે અગ્નિમાં આહુતિ આપતા અટકી ગયા, દિવસ ઘણો બાકી હોવા છતાં સૂર્ય પણ અસ્ત પામેલા સરખો નિસ્તેજ થઈ ગયો, હાથીઓએ પોતાના ચર્વણના ગ્રાસ ત્યજી દીધા તથા ગાયોએ પોતાનાં વાછરડાંઓને સ્તનપાન કરાવવું ત્યજી દીધું.[૯] આકાશમાં પણ એવાજ દુઃખજનક ઉત્પાત જણાવા લાગ્યા. દક્ષિણ દિશામાં રહેલો ત્રિશંકુ*, મંગળ, બૃહસ્પતિ, બુધ, શનિ તથા શુક્ર વગેરે સઘળા ગ્રહો ચંદ્રની પાસે આવીને દારૂણગતિથી ભ્રમણ કરવા લાગ્યા.[૧૦] આકાશમાંનાં વિશાખા વગેરે નક્ષત્રો તથા સર્વ ગ્રહો પોતાની સ્વાભાવિક કાંતિ વિનાનાં અને નિસ્તેજ થઈ ગયાં, અને જાણે ધુમાડાથી ઘેરાયેલાં હોયની એવાં જણાવા લાગ્યાં![૧૧] આકાશમાં રહેલું મેઘમંડળ વાયુના ઝપાટાને લીધે સમુદ્રની પેઠે ઉછળવા લાગ્યું, સઘળી દિશાઓ જાણે અંધકારથીજ વ્યાપ્ત થઇ ગઇ હોયની, એવી જણાવા લાગી; અને રાત્રિને વિષે આકાશમાંના ગ્રહો તથા નક્ષત્રો પ્રકાશહીન દેખાવા લાગ્યાં. એ પ્રમાણે અનેક ઉત્પાતો સાથે ધરતીકંપ થવાથી આખું અયોધ્યાનગર ચલાયમાન થઇ ગયું.[૧૨,૧૩] એ સમયે અયોધ્યાપુરીમાં વસનારાં સર્વ મનુષ્યો એકાએક એટલાં બધાં તો દીન થઈ ગયાં, કે તેઓએ આહારવિહારાદિ કાર્યોને પણ ત્યજી દીધાં,[૧૪] અને તેઓ રામવિયોગના શોકને લીધે ઘણોજ સંતાપ પામીને વારંવાર દીર્ઘ નિઃશ્વાસ નાખવા લાગ્યાં તથા પૃથ્વીપતિ દશરથરાજાની નિંદા કરવા લાગ્યાં.[૧૫] એ સમયે રામચંદ્રની પાછળ જવાને માટે રાજમાર્ગ ઉપર દોડાદોડ કરતા પ્રજાજનોનાં મુખ અશ્રુપ્રવાહથી ભીંજાયેલાં જણાતાં હતાં; અને આખી અયોધ્યાનગરીમાં જ્યાં ત્યાં સર્વ કોઈ શોકગ્રસ્ત હતું. કોઇ પણ હર્ષયુક્ત જોવામાં આવતું ન હતું.[૧૬] એ વેળા પવન પણ ઘણોજ ઉષ્ણ વાતો હતો, ચંદ્ર નિસ્તેજ હોવાથી શાંતિ આપતો ન હતો અને સૂર્ય પણ નિસ્તેજ થઇ જવાથી પ્રકાશ આપતો ન હતો. એ પ્રમાણે રામવિયોગને લીધે આખું જગત આકુળવ્યાકુળ થઇ રહ્યું હતું.[૧૭] પુત્રો પોતાનાં માતાપિતાની, માતાપિતા પુત્રોની, સ્ત્રીઓ પતિની અને પતિ સ્ત્રીઓની તથા ભાઈ ભાઇની અપેક્ષા મૂકીને, માત્ર એક રામચંદ્રનુંજ ચિંતન કરતાં હતાં.[૧૮] રામચંદ્રના સુહૃજ્જનો મહાન્ શોકાવેશને લીધે એવા તો મૂઢચિત્ત થઇ ગયા કે તેઓએ "હા રામ!! હા રામ!!" એવો ઉચ્ચાર કરતાં નિદ્રાનો પણ ત્યાગ કર્યો.[૧૯]

મહાત્મા રામચંદ્રનો વિયોગ થવાને લીધે ભય તથા શોકથી શૂન્યસરખી જણાતી અયોધ્યાનગરીમાં રહેલા હસ્તીઓ, યોદ્ધાઓ

* એ નામનો તારો.

અને અશ્વો જોવા તો ઘોર નાદ કરવા લાગ્યા, કે જેથી અયોધ્યાનગરી, જેમ ઇંદ્ર વિના સુમેરૂપર્વતસહિત આખી પૃથ્વી કંપાયમાન થાય તેમ કંપાયમાન થઇ ગઈ.[૨૦]

ततस्त्वयोध्या रहिता महात्मना पुरंदरेणेव मही सपर्वता ॥ चचाल घोरं भयशोकदीपिता सनागयोधाश्वगणा ननाद च ॥ २० ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં એકતાલીશમો સર્ગ સંપૂર્ણ. ૪૧

## सर्ग ४२ मो.

### દશરથ.

यावत्तु निर्यतस्तस्य रजोरूपमदृश्यत ॥ नैवेक्ष्वाकुवरस्तावत्संजहारात्मचक्षुषी ॥ १ ॥

મહાત્મા રામચંદ્ર અયોધ્યાનગરીને શોકસાગરમાં ડુબતી મૂકીને, તેના દરવાજા બહાર નીકળ્યા અને રથને વેગથી ચલાવ્યો. 'આ જાય આ જાય' એમ કરતાં કરતાં થોડીક વારમાં રામચંદ્રનો રથ ઘણે દૂર જવાથી અદૃશ્ય થયો, અને પાછળ આવતા મહારાજા દશરથ વગેરે જનોને માત્ર રથ ચાલવાથી ઉડતી રજ દેખાવા લાગી. છતાં મહારાજા દશરથે નગરથી બહાર નીકળી ગયેલા રામચંદ્રના રથની ઉડતી રજનું જ્યાં સુધી દર્શન થતું હતું ત્યાંસુધી તે તરફ જોયાજ કર્યું.[૧] જો કે મહારાજા દશરથના નિર્બલ શરીરમાં હવે ક્ષણવાર પણ ઉભા રહેવાની શક્તિ ન હતી, તો પણ જ્યાં સુધી ઉડતી રજદ્વારા પણ પોતાના પ્રિય પુત્ર રામચંદ્રનાં દર્શન થયાં ત્યાં સુધી પુત્રદર્શનની આકાંક્ષાથી મહારાજાએ પોતાના શરીરને પૃથ્વીપર ઉભું ટકાવી રાખ્યું[૨] જ્યારે રજદ્વારા પણ રામચંદ્રનાં દર્શન બંધ થયાં, અર્થાત્ ઉડતી રજ પણ દેખાતી બંધ થઈ, ત્યારે નિરાશ થયેલા મહારાજા દશરથ અત્યંત પીડા તથા ખેદયુક્ત થઈને પૃથ્વીપર પડી ગયા.[૩] એ જોતાંજ શોકમાં નિમગ્ન થયેલાં કૌસલ્યા સાવધાન થઈને, મહારાજાનો જમણો હાથ પકડીને ઉઠાડવા લાગ્યાં, ત્યારે મહાન દુઃખને ઉપસ્થિત કરનારી કૈકેયી કે જે રામચંદ્રને વિદાય કરવા માટે સાથે આવી હતી તેણે તેમનો ડાબો હાથ પકડીને ઉઠાડવામાં સહાય કરવા માંડી.[૪] કૈકેયીને જોતાંજ જેની ઇંદ્રિયો આકુળવ્યાકુળ થઇ ગઈ છે એવા અને ધર્મ, નીતિ તથા વિનયસંપન્ન મહારાજા દશરથે તેને કહ્યું કે,[૫]

"હે પાપી નિશ્ચયવાળી કૈકેયિ! તું મારા શરીરને સ્પર્શ કરીશ નહિ. હે દુષ્ટા! હું તને જોવાને પણ ઇચ્છતો નથી. હવે તું મારી સ્ત્રી નથી, તેમ દાસી પણ નથી.[૬] જે મનુષ્યો તારા આશ્રયનીચે રહેલા છે તેઓનો હું સ્વામી નથી અને મારા તેઓ સેવક નથી. તું પોતાના ધર્મનો ત્યાગ કરીને કેવળ સ્વાર્થપરાયણ થઈ છે માટે હું તારો ત્યાગ કરૂં છું.[૭] મેં વિવાહસમયે તારૂં પાણિગ્રહણ કરીને તથા તારી સાથે મંગળફેરા ફરીને આજદિનસુધીમાં અગ્નિહોત્રાદિ જે પુણ્ય કાર્ય કર્યું છે, તે સઘળું હવેથી તારે ફોકટરૂપજ સમજવું. હે કૈકેયિ! એ અગ્નિહોત્રાદિ પુણ્ય કર્મથી પ્રાપ્ત થનારા સ્વર્ગાદિ લોકોમાંના તારી સાથેના ભાવિ સંબંધને પણ હું તોડી નાખું છું.[૮] અરે! તારો પુત્ર ભરત પણ જો તેં આપેલા આ અવિનાશી રાજ્યને પ્રાપ્ત થઇને સંતુષ્ટ થશે, તો મારા મરણ પછી મને પિતા જાણીને, તેણે કરેલાં ઉદકદાન તથા શ્રાદ્ધ વગેરે કૃત્યો મને પરલોકમાં પહોંચશે નહિ."

મહારાજા દશરથનાં ઉપર્યુક્ત તિરસ્કારભર્યાં વચન સાંભળીને લજ્જિત થયેલી કૈકેયી દૂર ખસી ગઇ.[૯] પછી પૃથ્વીપર પડી જવાથી ધૂળમાં લપટાયેલા પોતાના પતિ દશરથરાજાને કૌસલ્યાએ બેઠા કર્યા; અને તેમની સાથે શોકયુક્ત થયેલાં તેઓ પોતાના ઘર તરફ પાછાં વળ્યાં[૧૦] એ વેળા મહારાજા દશરથ પોતાના પુત્ર રામચંદ્રનું ચિંતન કરીને જેમ કોઈ મનુષ્ય ઇચ્છાપૂર્વક બ્રહ્મહત્યા કરીને કે હાથે કરી અગ્નિનો સ્પર્શ કરીને સંતાપ પામે

તેમ સંતાપ પામવા લાગ્યા.[11] મહારાજા દશરથ માર્ગમાં ચાલતાં વારંવાર રથચક્રનું દર્શન કરીને* દુઃખી થવા લાગ્યા. આ વેળા તેમનું સ્વરૂપ રાહુએ ગ્રસેલા સૂર્ય જેવું નિસ્તેજ જણાતું હતું.[12] પોતાના પ્રિય પુત્રનું સ્મરણ કરીને વિલાપ કરતા મહારાજા દશરથ નગરસમીપ આવી પહોંચ્યા. એ સમયે વળી તેમને સાંભળી આવ્યું કે-

"અરેરે! મારો પુત્ર હવે અયોધ્યાની સીમા ઉલ્લંઘી ગયો હશે![13] અરેરે! મારા પુત્ર રામના રથે જોડેલા શ્રેષ્ઠ અશ્વોનાં પગલાં તો આ પૃથ્વીપર પડેલાં દેખાય છે, પરંતુ મારો પુત્ર દેખાતો નથી![14] અરેરે! જેના શરીર ઉપર નિરંતર ચંદનનો લેપ થતો હતો, અને ઉત્તમ શય્યામાં સુંવાળાં ઓશીકાંપર મસ્તક રાખીને શયન કરતી વેળા અમૂલ્ય વસ્ત્રાભરણોને ધારણ કરનારી સ્ત્રીઓ જેને વાયુ ઢોળતી હતી, તે મારો પુત્ર રામ આજે અરણ્યમાં ગમે તેવા સ્થળને વિષે સૂકું લાકડું અથવા પાષાણને પોતાના મસ્તકતળે રાખીને શયન કરશે!![15,16] હાય!! જેનાં ઉઠવા સમયે બંદીજનો અનેક પ્રકારનાં સ્તુતિવચનો બોલતા હતા, તે મારો પુત્ર રામ, હસ્તીની પેઠે રજથી ખરડાયેલા શરીરે પર્વતની તળેટીમાંથી નિઃશ્વાસ નાખતો ઉઠશે!![17] અરેરે! નિદ્રામાંથી ઉઠીને પ્રયાણ કરતા દીર્ઘબાહુ મારા પુત્ર રામને હવે વનચર લોકો પગે ચાલતો જોશે!![18] અરેરે! હાય!! સદાકાળ સુખમાં ઉછરેલી જનકરાજાની જ્યેષ્ઠ પુત્રી સીતા અનેક કાંટા વાગવાથી પીડાતી વનના વિકટ માર્ગોમાં પ્રયાણ કરશે!![19] અરેરે! વનનાં સંકટોથી અજાણી એ જનકનંદિની સીતા, સિંહ તથા વ્યાઘ્ર વગેરે ભયંકર પ્રાણીઓના ગંભીર અને રૂંવાડાં ઉભાં કરે એવા શબ્દો સાંભળીને અવશ્ય ભય પામશે![20] હે નિર્દય કૈકેયિ! હવે તું પોતાની કામનાને પૂર્ણ કર! અરે, હવે તું વિધવા થઈને રાજ્ય કર! પુરુષવ્યાઘ્ર રામવિના હવે હું ક્ષણવાર પણ જીવન ધારણ કરવાનો ઉત્સાહ રાખતો નથી."[21]

એવી રીતે વિલાપ કરતા અને જનસમૂહથી વીંટાયેલા મહારાજા દશરથે મરણસંબંધી સ્નાન કરીને આવેલા મનુષ્યની પેઠે, દુઃખરૂપ થઈ પડેલા પોતાના રાજમહેલમાં પ્રવેશ કર્યો.[22] આ સમયે આખી અયોધ્યાનગરીનાં ચોટાં, ગૃહોના આગલા ભાગ તથા ગૃહોના મધ્યભાગ એ સર્વ મનુષ્યોવિનાના શૂન્ય થઇ પડયાં હતાં, બજારમાં વ્યાપારીઓએ પોતપોતાની દુકાનો બંધ કરીને હડતાળ પાડી હતી, જેઓ દુર્બલ અને અતિ દુઃખનેલીધે ચાલવાને અશક્ત હતા તેઓજ માત્ર અયોધ્યામાં દૃષ્ટિએ પડતા હતા, અને નગરના રાજમાર્ગો મનુષ્યોની ભીડ વિના શૂન્ય જેવા થયા હતા.[23] પોતાની અયોધ્યાનગરીને શૂન્ય–ઉજ્જડ સરખી જોઇને "હા રામ! હા રામ!" એવું ચિંતન કરતા અને વિલાપ કરતા મહારાજાએ, સૂર્ય જેમ વાદળાંમાં પ્રવેશ કરે તેમ, ગરૂડે જેમાંથી સર્પોનો વિનાશ કર્યો છે એવા મહાહ્રદ સરખા* અક્ષોભ્ય† તથા રામ, લક્ષ્મણ અને સીતાથી રહિત થઇ પડેલા પોતાના શૂન્ય રાજગૃહમાં પ્રવેશ કર્યો.[24,25] અંદર જતાંજ ગૃહને શૂન્ય જોઈને, પૃથ્વીપતિ દશરથરાજાએ ગદ્‌ગદ્ કંઠે વિલાપ કરતાં મંદસ્વરથી દીનપણે કહ્યું કેઃ–[26] "અરે! મને સત્વર રામની માતા કૌસલ્યાના અંતર્ગૃહમાં લઈ જાઓ; હવે તેના સિવાય બીજે કોઈ પણ સ્થળે મારા દુઃખી હૃદયને વિશ્રામ મળે તેમ નથી."[27] મહારાજાનું વચન સાંભળીને તેમની આગળ ચાલનારા છડીદારો અતિનમ્રપણે બોલનારા મહારાજાને કૌસલ્યાના અંતર્ગૃહમાં લઈ ગયા; અને ત્યાં એક ઉત્તમ પર્યંક ઉપર બેસાડયા.[28] ત્યાં પણ પુત્રવિયોગનેલીધે તેમનું અંતઃકરણ અત્યંત ખેદ-

* રથ જવાનો માર્ગ—જેને 'ચીલો' કહે છે તેને જોઈને.

* મોટા જળના ધરા જેવું.

† જેમાં કદી પણ ક્ષોભ ન થાય એવું.

મુક્ત થઈ જવાથી કેટલીક વાર સુધી તે નીચે મુખે બેસી રહ્યા.[૨૯]

પોતાના બન્ને પુત્ર રામ-લક્ષ્મણ અને પુત્રવધૂ સીતાથી રહિત થયેલા એ અંતઃપુરને, ચંદ્ર, નક્ષત્ર તથા તારાથી રહિત થયેલા આકાશની પેઠે શૂન્ય જોઈને, મહા પરાક્રમી દશરથરાજા એકાએક ઉંચો હાથ કરીને મોટા સ્વરથી હાહાકાર કરતા બોલવા લાગ્યા કે, "હા રામ! હા રામ! શું તું તારાં વૃદ્ધ માતાપિતાને ત્યજીને વનમાં ચાલ્યો ગયો??[૩૦,૩૧] અહા! રામ વનમાંથી પાછો આવશે ત્યાંસુધી જે મનુષ્યો પોતાના જીવનને ધારણ કરી રાખશે તેઓ અવશ્ય સુખી અને ધન્ય ગણાશે, કેમકે તેઓ વનમાંથી પાછા આવેલા રામને ભેટીને તથા તેમનું દર્શન કરીને આનંદ પામશે."[૩૨]

એવી રીતે અનેક પ્રકારે વિલાપ કરતાં રાત્રિ પડી. એ રાત્રિ મહારાજા દશરથને કાલરાત્રિસમાન ભાસવા લાગી. મહારાજાનું ચિત ઘણું આકુળવ્યાકુળ થઈ રહ્યું હતું; અને તેમને કોઈ પણ પ્રકારે શાંતિ વળતી ન હતી. એમ કરતાં અર્ધ રાત્રિ વ્યતીત થઈ, ત્યારે વળી શોકમગ્ન દશરથરાજાએ કૌસલ્યાને કહ્યું કે,[૩૩] "હે કૌસલ્યા! મારી દૃષ્ટિ રામની પાછળ ગયેલી છે તે હજીપણ પાછી વળતી નથી. હું તને જોઈ શકતો નથી; માટે તું તારા હાથવડે મારા શરીરે સ્પર્શ કર."[૩૪]

એ પ્રમાણે રામચંદ્રનુંજ ચિંતન કરતા અને શય્યામાં નિશ્ચલપણે સૂતેલા પોતાના પતિ મહારાજા દશરથને વિશેષ દુઃખયુક્ત નિઃશ્વાસ મૂકતા જોઈને મહારાણી કૌસલ્યા ઘણાંજ પીડિત થયાં; અને તેમની શય્યાસમીપ બેસીને વિલાપ કરવા લાગ્યાં.[૩૫]

तं रामदेवानुविचिन्तयन्तं समीक्ष्य देवी शयने नरेन्द्रम् ॥ उपोपविश्याधिकमार्तरूपा विनिःश्वसन्तं विललाप कृच्छ्रम् ॥ ३६ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં બેતાળીશમો સર્ગ સંપૂર્ણ. ૪૨

## સર્ગ ૪૩ મો.

### કૌસલ્યાનો વિલાપ.

ततः समीक्ष्य शयने सन्नं शोकेन पार्थिवम् ।
कौसल्या पुत्रशोकार्ता तमुवाच महीपतिम् ॥१॥

ઉત્તમ શય્યામાં સૂતેલા મહારાજા દશરથને પુત્રવિયોગના શોકથી ખેદયુક્ત થયેલા જોઈને મહારાણી કૌસલ્યાએ આર્ત સ્વરે કહ્યું કે,[૧] "હે પ્રિય સ્વામિન્! સાપણીના સરખી કુટિલ ગતિવાળી તમારી પ્રિય પત્ની કૈકેયીએ પોતામાં રહેલું કપટરૂપ વિષ, મારા પુત્ર રામ ઉપર નાખ્યું; અને રામને તથા આપણુ સર્વને મોટા દુઃખસમુદ્રમાં ડૂબાવ્યાં! હવે એ દુષ્ટા કૈકેયી, સર્પિણી જેમ પોતાના શરીરપરની કંચુકીનો ત્યાગ કરીને યથેચ્છ વિચરે તેમ સુખથી યથેચ્છ વિચરશે![૨] હે પ્રિય! તમારી માનિતી હોવાથી ઉત્તમ ભાગ્યશાલી એવી જે કૈકેયી મને વારંવાર ત્રાસ આપતી હતી તે આજે રામને વનમાં મોકલીને ભયરહિત તથા સ્થિરચિત્તવાળી થઈ છે, અને તેની સઘળી કામનાઓ પૂર્ણ થઈ છે! હવે તો તે દુષ્ટા ઘરમાં રહેલી સર્પિણીની પેઠે મને વારંવાર ત્રાસ આપશે![૩] અરે! કૈકેયીએ પોતાના પુત્ર ભરતને રાજ્યાસન આપવામાટે તમારી પાસેથી વરદાન માગ્યું એ સંબંધમાં તો મને કાંઈ પણ દ્વેષ નથી, કેમકે હું રામમાં કે ભરતમાં ભિન્નતા જોતી નથી, પરંતુ રામને વનમાં મોકલવાનું વરદાન ન માગતાં તેણે રામને પોતાનો દાસ બનાવવાનું કે ભિક્ષા માગીને પણ નગરમાં રહેવા દેવાનું વરદાન માગ્યું હોત તો તે મને ઘણુંજ પ્રિય થઈ પડત![૪] અરે, આતો તેણે યજ્ઞ કરનારા અગ્નિહોત્રી દ્વિજો જેમ પર્વણીના દિવસે રાક્ષસોનો ભાગ કાઢીને ફેંકી દે છે, તેમ પોતાની ઇચ્છા પ્રમાણે રામચંદ્રને રાજ્યથી ભ્રષ્ટ કરીને, નગર કે દેશમાંથી તો શું પરંતુ જનસમાજમાંથી પણ સમૂળો કાઢી નાખ્યો![૫] અરેરે! હાથીસરખી ચાલવાળા,

ધનુષ્યને ધારણ કરનારા અને મોટી ભુજાવાળા મારા શૂરવીર પુત્ર રામે, પોતાના ભાઇ લક્ષ્મણ તથા સીતાસહિત અત્યારે વનમાં કોણ જાણે કેવા દુઃખદ સ્થળમાં પ્રવેશ કર્યો હશે ?[૬] અરેરે ! કૈકેયીની અનુમતિથી તમોએ વનવાસમાં મોકલેલાં રામ, લક્ષ્મણ તથા સીતા, કે જેઓએ કદી પણ દુઃખ દીઠું નથી તેઓની વનમાં રાક્ષસોનાં ભક્ષ્યરૂપ થવા સિવાય બીજી શી દશા થશે ? અર્થાત્ તેઓને વનના રાક્ષસો ભક્ષણ કરી જશે. અરે, તેઓ જીવતાં ઘેર આવે એ સર્વથા અસંભવિત છે ![૭] અરેરે ! હાય ! યુવાવસ્થામાં આવેલાં અને રાજ્યભોગ ભોગવવાને યોગ્ય થયેલાં એ ત્રણે જણાં, ઉત્તમ વસ્તુઓથી રહિત થઈને વનને વિષે ફળ તથા કંદમૂળનો આહાર કરીને કૃપણની પેઠે કેવી રીતે રહી શકશે ?[૮] અરે ! હું પોતાના પ્રિય બાંધવ લક્ષ્મણ તથા સીતાસહિત રામને વનમાંથી પાછા આવેલા જોઉં એવો મારા શોકનો નાશ કરી કલ્યાણ કરનારો સમય આવશે શું ?"[૯]

"અરે ! સીતાસહિત રામલક્ષ્મણને વનમાંથી પાછા આવેલા જાણીને, ઉત્તમ યશવાળી આ અયોધ્યાનગરી પુનઃ આનંદિત મનુષ્યોવાળી અને ધ્વજપતાકાઓથી સુશોભિત ક્યારે થશે ?[૧૦] પુરુષવ્યાઘ્ર રામ-લક્ષ્મણને અરણ્યમાંથી પાછા આવેલા જોઇને, પૂર્ણિમાના દિવસે ચંદ્રને જોઈને ઉછળતા સમુદ્રની પેઠે આ અયોધ્યાનગરી આનંદપૂર્ણ થયેલી ક્યારે જણાશે ?[૧૧] અરે ! વૃષભ જેમ ગાયને આગળ કરીને પોતાના નિવાસસ્થાનમાં પ્રવેશ કરે;* તેમ શૂરવીર અને મહાબાહુ રામ સીતાને રથને વિષે આગળ રાખીને અયોધ્યામાં ક્યારે પ્રવેશ કરશે ?[૧૨] અરે ! અયોધ્યાનગરમાં પ્રવેશ કરીને રાજમાર્ગ ઉપર પ્રયાણ કરતા શત્રુદમન મારા બન્ને પુત્ર રામ-લક્ષ્મણને, હજારો લોકો અક્ષતવડે ક્યારે વધાવશે ?[૧૩] નિર્મળ કુંડલોને ધારણ કરનારા અને અત્યંત ઉંચાં ધનુષ્ય તથા તલવારો ધારણ કરવાથી તેની અણીયોને લીધે શિખરોવાળા પર્વતસમાન દેખાતા મારા બન્ને પુત્રોને હું અયોધ્યાનગરીમાં પ્રવેશ કરતા ક્યારે જોઇશ ?[૧૪] રામ-લક્ષ્મણ-સીતાને નગરમાં પ્રવેશ કરીને રાજગૃહ પ્રત્યે આવતાં જોઈ ને તેઓને, નગરની પવિત્ર કુમારિકાઓ માંગલિક પુષ્પો તથા ઉત્તમ દ્વિજો આશીર્વચનરૂપી ફળો ક્યારે અર્પણ કરશે ? અને તેમ થવાથી હર્ષ પામેલાં એ ત્રણે જણાં નગરજનોને હર્ષિત કરવા માટે આ અવધપુરીની ક્યારે પ્રદક્ષિણા કરશે ?[૧૫] દેવસમાન યુવાવસ્થાવાળો અને જ્ઞાનવૃદ્ધ એવો મારો પુત્ર રામ સુકાળ વર્ષની પેઠે પ્રજાને આનંદ આપતો વનમાંથી પાછો ક્યારે આવશે ?"[૧૬]

"હે શૂરવીર મહારાજા ! આમાં કોઇનો પણ અપરાધ નથી, પરંતુ મારા પૂર્વજન્મનોજ કાંઈ દોષ હશે. અરેરે ! કદર્ય સ્વભાવવાળી મેં પૂર્વજન્મમાં સ્તનપાન કરવાને ઇચ્છતા વાછરડાઓની માતાનાં સ્તન છેદી નાખ્યાં હશે, કે જેથી હે પુરુષવ્યાઘ્ર ! તમોએ તથા તમારી પ્રિય રાણી કૈકેયીએ, જેમ સિંહ તથા સિંહણ પોતાના નાના વાછરડાપર પ્રેમવાળી ગાયને તેના વાછરડાવિનાની કરે તેમ પુત્રપ્રેમવાળી મને પુત્રવિનાની કરી છે ![૧૭,૧૮] હે સ્વામિન્ ! માત્ર એકજ પુત્રવાળી હું હવે એ ઉત્તમ ગુણવાળા અને સર્વ શાસ્ત્રોને જાણનારા મારા પ્રિય પુત્ર રામવિના જીવવાને ઇચ્છતી નથી.[૧૯] મહાબળવાન્ મારા પ્રિય પુત્ર રામ-લક્ષ્મણને જોયા સિવાય હું જીવવાને સમર્થજ નથી.[૨૦] અરે ! ગ્રીષ્મઋતુમાં તીક્ષ્ણ તેજને ધારણ કરનારો ભગવાન્ સૂર્ય જેમ પોતાનાં ઉષ્ણ કિરણોવડે પૃથ્વીને તપાવે છે,

* બીજો અર્થઃ—'વૃષભ' શબ્દનો અર્થ 'સૂર્ય' પણ થાય છે અને 'ગો' શબ્દનો અર્થ 'કિરણ' પણ થાય છે; માટે "સૂર્ય જેમ પોતાનાં કિરણોને આગળ કરી આકાશમાં પ્રવેશ કરે, તેમ." એવો અર્થ પણ થઇ શકે છે. રામા. ભૂ. ટી.

તેમ મારૂં અહિત કરનારો અને પુત્રવિયોગથી ઉત્પન્ન થયેલો શોકરૂપી અગ્નિ આજે મને ઘણોજ સંતાપે છે."૨૧

अयं हि मां दीपयतेऽद्य [illegible]प्रभवो महाहितः ॥ महीमिमां रश्मिभिरुत्तमप्रभो यथा निदाघे भगवान् दिवाकरः ॥ २१ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ત્રેતાળીશમો સર્ગ સંપૂર્ણ. ૪૩

## सर्ग ४४ मो.

### કૌસલ્યાનું સુમિત્રાએ કરેલું આશ્વાસન.

विलपन्तीं तथा तां तु कौसल्यां प्रमदोत्तमाम् ॥ इदं धर्मे स्थिता धर्म्यं सुमित्रा वाक्यमब्रवीत् ॥१॥

મહારાણી કૌસલ્યાને વિલાપ કરતાં જોઇને ધર્મ પ્રમાણે વર્તનારાં સુમિત્રાએ તેમનું સાંત્વન કરવામાટે ધર્મયુક્ત વચનો કહેવા માંડયાં કે:–[1] "હે આર્યા! તમારા પુત્ર રામચંદ્ર શ્રેષ્ઠ ગુણોથી યુક્ત છે અને સર્વ પુરૂષોમાં ઉત્તમ છે, તો તમારે આવી રીતે વિલાપ કરવો અથવા કૃપણની પેઠે રોદન કરવું એ યોગ્ય નથી.[2] હે આર્યા! મહા બળવાન્ તમારા પુત્ર રામચંદ્ર રાજ્યનો ત્યાગ કરીને પોતાના પિતાને સત્યવાદી કરવા માટેજ વનમાં ગયા છે; અને શ્રેષ્ઠ પુરૂષોએ જેનું આચરણ કર્યું છે તથા મરણ પછી પણ જે ઉત્તમ ફળને આપનાર છે એવા પવિત્ર ધર્મમાર્ગનું અનુસરણ કર્યું છે. તેમનું એ કાર્ય ઘણુંજ પ્રશંસનીય છે, માટે તમારે તેમના સંબંધે શોક કરવો યોગ્ય નથી.[3,4] નિષ્પાપ અને સર્વ પ્રાણીઓપર દયા રાખનારો લક્ષ્મણ પોતાના મોટા ભાઈ રામચંદ્રને વિષે પિતાસમાન બુદ્ધિ રાખીને, તેમની શુશ્રૂષા કરે છે, એ પણ તેને મહાન્ લાભરૂપ છે.[5] નિરંતર સુખ ભોગવવા યોગ્ય જનકતનયા સીતા વનવાસનાં દુ:ખોને જાણ્યા છતાં પણ પોતાના પતિસંગે રહેવામાં સુખ માની તમારા પુત્ર ધર્માત્મા રામચંદ્રની સાથે વનમાં ગયાં છે, એ ઘણુંજ ઉત્તમ છે.[6] હે આર્યા! ધર્મજ્ઞ અને સત્યસંધ તમારા પુત્ર રામચંદ્ર કે જેની કીર્તિરૂપ પતાકાઓ આખા જગતમાં ફરકી રહી છે તેમને કયા ઉત્તમ પદાર્થો પ્રાપ્ત ન થાય એમ છે?[7] અરે, રામચંદ્રની ઉત્તમ પવિત્રતા તથા તેમના શ્રેષ્ઠ માહાત્મ્યને જાણીને, ભગવાન્ સૂર્ય પણ પોતાનાં પ્રખર કિરણોવડે તેમને તપાવવાને સમર્થ નથી, તો પછી તેમને દુ:ખી કરવાનું બીજાનું શું સામર્થ્ય છે?[8] હે દેવિ! સર્વ કાળને વિષે સુખરૂપ, કલ્યાણકારક તથા ઘણો શીતળ પણ નહિ તેમ ઘણો ઉષ્ણ પણ નહિ એવો વનનો પવન રામચંદ્રનું નિરંતર સેવન કરશે.[9] ગરમી–તાપને શમાવનારો ચંદ્ર રાત્રિને વિષે સૂતેલા રામચંદ્રને પોતાના પિતાની પેઠે શીતળ કિરણોવડે સ્પર્શ કરી આનંદ આપશે.[10] વળી 'સંગ્રામમાં તિમિધ્વજના પુત્ર સુબાહુને હણવાનો છે' એમ જાણીને બ્રહ્મર્ષિ વિશ્વામિત્રે તેમને પૂર્વે જે દિવ્ય અસ્રો આપેલાં છે તે તમે જાણો છોજ.[11] એ અસ્રોની સહાયથી પુરૂષવ્યાઘ્ર રામચંદ્ર પોતાના બાહુબળે કરીને કાંઇ પણ ભય પામ્યા વિના અરણ્યમાં પોતાના ઘરની પેઠે નિવાસ કરશે.[12] અરે, જેના બાણના લક્ષ્યમાં આવતાંવેંતજ સઘળા શત્રુઓ વિનાશ પામે છે તે રામચંદ્રની આજ્ઞામાં આખી પૃથ્વી કેમ ન રહે?[13] હે દેવિ! વિશેષ શું કહું? તમારા પુત્ર રામચંદ્રની શરીરશોભા, તેમનું શૌર્ય અને તેમની ઉત્તમ તથા સર્વથી વિલક્ષણ એવી શક્તિ–બલ, એ સર્વ જોતાં તો નિશ્ચય થાય છે કે તે વનમાંથી જ્યારે પાછા આવશે ત્યારે તુરતજ પોતાના સંપૂર્ણ રાજ્યાધિકારને પ્રાપ્ત થશે.[14] હે કૌસલ્યા! તમારા પુત્ર રામચંદ્ર સૂર્યનો પણ સૂર્ય, અગ્નિનો પણ અગ્નિ, પ્રભુનો પણ પ્રભુ, શ્રીની પણ શ્રી, કીર્તિની પણ કીર્તિ, ક્ષમાની પણ ક્ષમા અને દેવોનો પણ દેવ છે, તથા આખા જગતનાં ભૂત–પ્રાણીઓમાં શ્રેષ્ઠ અને સર્વના નિયંતારૂપ છે; તો પછી હે દેવિ!

તે વનમાં વસે કિંવા નગરમાં રહે તો પણ તેમને કયા દુર્ગુણો દુઃખી કરી શકે એમ છે ?"[૧૫,૧૬]

"હે આર્યા ! તમે ધૈર્ય રાખો, થોડા સમયમાં વસિષ્ઠાદિ ઋષિઓ સમગ્ર પૃથ્વી, વૈદેહી તથા રાજ્યલક્ષ્મીસહિત રામચંદ્રને રાજ્યાભિષેક કરશે.[૧૭] હે આર્યા ! રામચંદ્રને અયોધ્યામાંથી નીકળતા જોઇને, શોકાવેશને લીધે મૂઢચિત્ત થયેલા નગરવાસી સર્વ જનો હજી પણ પોતાનાં નેત્રમાંથી દુઃખાશ્રુ વર્ષાવી રહ્યા છે, તે ઉપરથી તેઓનો રામચંદ્ર ઉપર કેટલો બધો અસીમ સ્નેહ છે એ જણાઇ આવે છે; અને એથી અનુમાન થાય છે કે વનમાંથી આવ્યા પછી રામચંદ્ર તુરતજ રાજ્યાસનપર વિરાજશે.[૧૮] હે દેવિ ! દર્ભનાં ચીર-વલ્કલ વસ્ત્ર ધારણ કરનારા અને કોઇથી પણ પરાભવ નહિ પામનારા રામચંદ્ર વનમાં ગયા છે, તથા સાક્ષાત્ લક્ષ્મીજીસરખાં જનકનંદિની સીતા પણ તેમની સાથે ગયેલાં છે, તો પછી તેમને શું દુર્લભ છે ?[૧૯] વળી સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ અને તલવાર તથા બાણ વગેરે અસ્ત્ર-શસ્ત્રોને ધારણ કરનારો મહાસમર્થ વીર લક્ષ્મણ તેમની આગળ ચાલનાર થયો છે, તો પછી તેમને શું દુર્લભ છે ?[૨૦] હે દેવિ ! હું તમને સત્ય કહું છું કે તમે અલ્પ સમયમાંજ રામચંદ્રને વનવાસથી પાછા આવેલા જોશો. તમે શોક તથા મોહનો ત્યાગ કરી સ્વસ્થ થાઓ.[૨૧] હે કલ્યાણિ ! વનવાસનો અવધિ પૂર્ણ થતાંજ તમારા પુત્ર રામચંદ્ર કુશળ-ક્ષેમ પાછા આવશે અને ઉદય પામેલા ચંદ્ર સમાન શાંત આકૃતિવાળા તે, તમારા બન્ને ચરણોનું વંદન કરશે.[૨૨] રામચંદ્ર વનમાંથી આવશે અને તેમનો મોટી રાજ્યશ્રીસહિત રાજ્યાભિષેક થશે, એ જોઇને તત્કાળ તમારાં નેત્રોમાંથી આનંદાશ્રુ વહેવા લાગશે.[૨૩] હે દેવિ ! હું તમને પુનઃ પુનઃ કહું છું કે રામચંદ્રને વિષે એવો એક પણ દુર્ગુણ નથી કે જેથી તેમનું કોઇ પણ સ્થળે અશુભ થાય. હે દેવિ ! તમે સીતા તથા લક્ષ્મણસહિત રામચંદ્રને થોડા કાળમાં અહીં આવેલા જોશો. તમે શોક-દુઃખનો ત્યાગ કરો.[૨૪] હે પાપરહિત આર્યા ! સાંપ્રતમાં તમારે તો ઉલટું અન્ય સર્વજનોનું આશ્વાસન કરવું જોઇએ, તેને બદલે તમે પોતેજ પોતાના હૃદયમાં આટલો બધો ખેદ કરો છો તે શું યોગ્ય છે ?[૨૫] હે દેવિ ! તમને રામચંદ્ર જેવા ઉત્તમ ગુણવાન પુત્ર પ્રાપ્ત થયા છે, માટે તમારે કોઇ પણ પ્રકારે શોક કરવો યોગ્ય નથી. આ જગતમાં રામચંદ્રના જેવો સન્માર્ગે વર્તનાર બીજો કોઇ પણ પુરૂષ નથી.[૨૬] હે આર્યા ! પુનઃ પણ હું કહું છું કે સર્વને ઇચ્છિત આપનારા રામચંદ્ર સીતા તથા લક્ષ્મણસહિત શીઘ્ર વનમાંથી પાછા આવી પોતાના સુકોમળ હસ્તવડે તમારા ચરણને સ્પર્શ કરશે તથા તમને પ્રણામ કરશે અને તમે પણ જેમ વર્ષાઋતુમાં મેઘની પંક્તિ વૃષ્ટિધારાવડે પર્વતનું પ્રોક્ષણ કરે તેમ તમારા પ્રિય પુત્ર રામચંદ્રને આનંદાશ્રુની ધારા વડે પ્રોક્ષણ કરશો."[૨૭-૨૯]

એવી રીતે વિવિધ પ્રકારનાં વાક્યોવડે રામમાતા કૌસલ્યાનું આશ્વાસન કરીને, વાક્ય બોલવામાં ચતુર અને અનિંદિત કર્મવાળાં સુમિત્રા વિરામ પામ્યાં.[૩૦] લક્ષ્મણની માતા સુમિત્રાનાં શાંતિભરેલાં વચન સાંભળી મહારાણી કૌસલ્યાનો સઘળો શોક, શરદઋતુના અલ્પ જળવાળા મેઘની પેઠે તુરત નાશ પામ્યો.[૩૧]

निशम्य तल्लक्ष्मणमातृवाक्यं रामस्य मातुर्नरदेवपत्न्याः ॥ सद्यः शरीरे विननाश शोकः शरद्गतो मेघ इवाल्पतोयः ॥ ३१ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ચુંમાળીશમો સર્ગ સંપૂર્ણ. ૪૪

## સર્ગ ૪૫ મો.

રામચંદ્ર અને અનુગામી વિપ્રો.

**अनुरक्ता महात्मानं रामं सत्यपराक्रमम् ।**
**अनुजग्मुः प्रयान्तं तं वनवासाय मानवाः॥१॥**

મહારાજા દશરથની આજ્ઞા પ્રમાણે ચૌદ વર્ષ સુધી વનમાં નિવાસ કરવા માટે પ્રયાણ કરતા સત્યપરાક્રમી મહાત્મા રામચંદ્ર ઉપર અત્યંત પ્રીતિવાળા કેટલાએક અવધવાસી જનો રામચંદ્રની પાછળ પાછળ ગયા હતા. તેઓનું શું થયું, તે કહે છે.[1] 'આપણે જેને પાછો આવેલો જોવાને ઈચ્છતા હોઈએ, તેની પાછળ દૂર સુધી જવું નહિ.' એવા સંબંધીના ધર્મ પ્રમાણે મહારાજા દશરથ તો શોક કરતા પાછા વળ્યા, પરંતુ જેઓ રામચંદ્રના રથની પાછળ ગયા હતા તેઓ તો પાછા વળ્યાજ નહિ.[2] અયોધ્યામાં વસનારા સર્વે નગરજનોને મહાયશસ્વી અને સર્વ ગુણસંપન્ન રામચંદ્ર સોળે કળાથી પ્રકાશિત થયેલા ચંદ્રસમાન પ્રિય હતા.[3] રામચંદ્રના ઉપર ગાઢ પ્રેમવાળી સઘળી પ્રજાએ તેમને ઘણી ઘણી વિનતિ કરીને પાછાં વળવાને કહ્યું; છતાં તેઓ પાછા નહિ વળતાં પોતાના પિતાનું વચન સત્ય કરવા માટે વન પ્રત્યેજ ચાલ્યા.[4] પોતાની પાછળ આવતા જનોનું આશ્વાસન કરી તેઓને પાછા વાળવા માટે રામચંદ્રે રથમાંથી પોતાનું મુખ બહાર કાઢીને તેઓના તરફ સંપૂર્ણ સ્નેહ દૃષ્ટિ વડે જોતાં કહ્યું કે:-[5]

"હે પ્રિય સુહૃજ્જનો! તમે સૌ મારા ઉપર અત્યંત પ્રીતિ તથા માન ધરાવો છો, તેથી હું ઘણો જ પ્રસન્ન છું; પરંતુ હવે જો તમે મારૂં પ્રિય કરવા ઈચ્છતા હો તો તે પ્રીતિ તથા માન હવે મારાપરથી ઉતારીને મારા બાંધવ ભરત ઉપર ધારણ કરો.[6] કૈકેયીને આનંદ આપનારો તથા પવિત્ર ચરિત્રવાળો ભરત હવે તમારો રાજા થયો છે, માટે તેજ તમારૂં આ લોક તથા પરલોક સંબંધી હિત સિદ્ધ કરી આપશે.[7] હે પ્રજાજનો! જો કે ભરત અવસ્થાએ કરી બાળક છે છતાં તેણે ઉત્તમ જ્ઞાન સંપાદન કરેલું હોવાથી તે જ્ઞાનવૃદ્ધ છે. વળી તે કોમળ સ્વભાવવાળો હોઈ પરાક્રમ સંપન્ન છે. એ ભરત તમારો રાજા થયો છે તે યોગ્યજ છે. અવશ્ય એ, પોતાના પરાક્રમે કરી તમો સર્વને નિર્ભય કરશે.[8] ભરત મારા કરતાં પણ ઉત્તમ રાજગુણોથી યુક્ત હોવાને લીધેજ મહારાજા દશરથે તેને યુવરાજપદે સ્થાપવાનો નિશ્ચય કર્યો છે, માટે તમારે પણ મહારાજાની આજ્ઞા પાળવી જોઈએ.[9] હે સજ્જનો! મારા વનમાં ગયા પછી તમો સર્વેએ, મારૂં પ્રિય કરવા માટે એવી રીતે વર્તવું કે જેથી મારા પિતાને કોઈ પણ પ્રકારનો સંતાપ થાય નહિ."[10]

એવી રીતે દાશરથિ રામચંદ્ર જેમ જેમ ધર્મયુક્ત વચનો કહેતા ગયા, તેમ તેમ પ્રજાજનો ઉલટા રામચંદ્રનેજ પોતાના રાજા બનાવવાને ઈચ્છવા લાગ્યા.[11] લક્ષ્મણસહિત મહાત્મા રામચંદ્ર પણ વારંવાર રોદન કરવાથી દીન થયેલા તથા આંસુભર્યાં નેત્રવાળા એ નગરવાસી જનોને જાણે પોતાના ઉત્તમ ગુણોરૂપી પાશવડે બાંધીને પોતાની તરફ ખેંચતા હોયની? એમ આગળ વધવા લાગ્યા. અર્થાત્ રામચંદ્રે આશ્વાસનપૂર્વક એટલું એટલું સમજાવ્યું તો પણ તેમના ગુણોથી આકર્ષાઈને, પ્રજાજનો તેમની પાછળજ જવા લાગ્યા.[12] તે પ્રજાજનોમાં બ્રાહ્મણો પણ હતા, તેમાં કેટલાએક જ્ઞાનવૃદ્ધ÷ કેટલાક તપોવૃદ્ધ* અને કેટલાક વયોવૃદ્ધ× હતા, કે જેઓનાં મસ્તક અવસ્થાને લીધે કંપાયમાન થઈ રહ્યાં હતાં. તેઓએ દૂરથીજ રામચંદ્રના રથે જોડેલા

÷ જ્ઞાને (વિદ્યાએ) કરી વૃદ્ધ-વિશેષ જ્ઞાનવાળા હોવાથી જ્ઞાનવૃદ્ધ.

* તપશ્ચર્યાએ કરી વૃદ્ધ-વિશેષ તપશ્ચર્યા કરનારા હોવાથી તપોવૃદ્ધ.

× અવસ્થાએ કરી વૃદ્ધ-ઘણો તથા વિશેષ વયવાળા હોવાથી વયોવૃદ્ધ.

અશ્વોને ઉદ્દેશીને કહ્યું કેઃ-[૧૩] "હે મોટા વેગથી રામચંદ્રને વહન કરનારા જાતવાન અશ્વો! ઉભા રહો અને પાછા વળો. હે અશ્વો! અમો બ્રાહ્મણોની આજ્ઞા પ્રમાણે વર્તીને તમે પોતાના સ્વામી રામચંદ્રનું હિત કરો.[૧૪] હે અશ્વો! ભૂત-પ્રાણી માત્ર કર્ણેન્દ્રિયયુક્ત છે, તેમાં વળી અશ્વોની તો સઘળી ઇંદ્રિયો વિશેષ બળવાળી હોય છે, માટે અમારી યાચના સાંભળીને હવે તમે આગળ ચાલવાથી નિવૃત્ત થાઓ.[૧૫] હે અશ્વો! ધર્મ પ્રમાણે વિચારી જોતાં તો તમારે શુદ્ધ અંતઃકરણવાળા તથા દૃઢવ્રતવાળા તમારા સ્વામી રામચંદ્રને નગરમાંજ લઇ આવવા યોગ્ય છે, પરંતુ નગરમાંથી વનમાં લઇ જવા યોગ્ય નથી."[૧૬]

વૃદ્ધ બ્રાહ્મણોના ઉપર્યુક્ત આર્તપ્રલાપ સાંભળીને, સીતા તથા લક્ષ્મણસહિત રામચંદ્ર રથમાંથી નીચે ઉતર્યા; અને પાછળ આવતા એ વૃદ્ધ બ્રાહ્મણો આવી મળે એટલા માટે ધીમી ચાલથી વન તરફ ચાલવા લાગ્યા.[૧૭,૧૮] શિષ્ટ જનોનાં ચારિત્ર્યને સાચવનારા અને દયાળુ દૃષ્ટિવાળા રામચંદ્રે સર્વ બ્રાહ્મણોને પગપાળા ચાલતા જોઈને પોતે રથમાં બેસીને આગળ ચાલવું અથવા રથને શીઘ્ર ચલાવીને તેઓનો ત્યાગ કરી જવું, એમાંથી એકે યોગ્ય ધાર્યું નહિ; તેથી તે પોતેજ રથમાંથી ઉતરીને ધીમે ધીમે ચાલવા લાગ્યા.[૧૯] રામચંદ્રને રથમાંથી નીચે ઉતરીને પણ ચાલતાજ જોઈને બ્રાહ્મણોના મનમાં ઉલટો વધારે શોક ઉદ્ભવ્યો કે "હાય હવે તો રામચંદ્ર પાછા નહિજ વળે!" તેથી તેઓ અતિ સંતાપ પામીને કહેવા લાગ્યા કેઃ-[૨૦] "હે રઘુકુળદિવાકર રામ! તમે બ્રાહ્મણોનું હિત કરનારા છો, તેથી આ સર્વે બ્રાહ્મણો અગ્નિહોત્રનાં સર્વ સાધનો પોતાના સ્કંધ ઉપર લઇને તમારી પાછળ આવે છે![૨૧] જુઓ તો ખરા, 'વાજપેય' નામનો યજ્ઞ કરવાથી પ્રાપ્ત થયેલાં કેટલાએક બ્રાહ્મણોનાં શરદૃઋતુના મેઘ જેવાં નિર્મળ શ્વેત છત્રો તમારી પાછળ આવે છે.*[૨૨] હે રામ! તમારી પાસે છાયા કરવા માટે છત્ર નથી, તેથી જ્યારે જ્યારે સૂર્યનાં કિરણો તમને તાપ આપશે ત્યારે ત્યારે અમે અમારાં આ વાજપેયયજ્ઞસંબંધી છત્રોથી તમારા ઉપર છાયા કરીશું.[૨૩] હે વત્સ રામ! આજદિન સુધી અમારી જે બુદ્ધિ વેદમંત્રોના પાઠમાં અનુસરનારી હતી, તેને આજે અમોએ તમારા માટે તમારી સાથે વનવાસમાં અનુસરનારી કરી છે.[૨૪] હે રામ! અમારૂં પરમ સર્વસ્વ એવું જે વેદરૂપી ધન છે તે તો અમારા હૃદયમંડળમાંજ રહેલું છે અને તે અમારી સાથેજ આવે છે, એટલે એના સંબંધમાં કાંઇ પણ ભય નથી; તેમજ અમારી સ્ત્રીઓ પણ પોતાના ઉત્તમ પાતિવ્રત્ય ધર્મથી સુરક્ષિત થઈને ઘરમાંજ રહેશે એટલે તે સંબંધે પણ ભય જેવું નથી.[૨૫] હે રામ! અમોએ તમારી સાથે વનમાં આવવાનો દૃઢ નિશ્ચય પ્રથમથીજ કરી રાખ્યો છે, માટે અમે તમારી સાથે વનમાંજ આવીશું. હે રામ! અમારે તમને કહેવાનું માત્ર એટલુંજ છે કે જ્યારે તમે પોતેજ આવી રીતે 'બ્રાહ્મણની આજ્ઞા અવશ્ય પાળવી જોઈએ' એવા ધર્મનો અનાદર કરશો, ત્યારે બીજું કોણ તે ધર્મ પ્રમાણે આચરણ કરશે?[૨૬] હે નિશ્ચિત આચારયુક્ત ધર્મ પાળનારા રામ! પૃથ્વીપર પડવાથી જેમનાં શરીર ધળવડે ધુસરાં થઇ ગયાં છે એવા અમે હંસપક્ષી જેવાં શ્વેત કેશવાળાં અમારાં મસ્તકો નમાવીને તમારી યાચના કરીએ છીએ કે તમે વનમાં નહિ જતાં પાછા વળો.[૨૭] હે રાઘવ! ઘણા બ્રાહ્મણો કે જેઓ અત્ર આવેલા છે તેઓના સાંપ્રતમાં અનેક યજ્ઞો વિસ્તાર પામેલા છે અને તે સર્વ યજ્ઞો જો તમે પાછા નહિ વળો તો પૂર્ણ થશે નહિ, તેથી તે સંબંધી દોષ તમારા શિરપર આવશે.[૨૮] હે રઘુનંદન! આવી પ્રાર્થના એકલા અમેજ કરીએ છીએ એમ નથી, પરંતુ જગતમાંનાં સ્થાવર જંગમ સર્વ

* વાજપેય યજ્ઞ કરનાર દ્વિજ, રાજાની પેઠે છત્ર-ચામર વગેરે રાખી શકે, એવું શ્રુતિમાં પ્રસિદ્ધ છે. તિ. ટી.

પ્રાણીઓ તમારા ઉપર સ્નેહવાળાં હોવાથી તમને પાછા વળવા માટે વિનવે છે; માટે તમે પાછા વળીને તેઓપર પોતાની કૃપા દર્શાવો.[૨૯] હે મહાત્મન્! આ વૃક્ષો પોતાનાં મૂળ પૃથ્વીમાં ચોંટેલાં હોવાથી તમારી સાથે આવવાને અશક્ત છે, તોપણ અતિ ઉંચાં હોવાને લીધે પવનના ઝપાટા લાગવાથી તેઓ જાણે તમને પાછા વાળવા માટે મોટા આ ક્રોશપૂર્વક યાચના કરતાં હોયની ? એવાં જણાય છે.[૩૦] હે રામ! આ સઘળાં પક્ષીઓ પણ પોતાની સર્વ પ્રકારની ક્રિયાને તથા આહાર-વિહારને ત્યજીને અને માત્ર પોતાના નિવાસ-સ્થાન વૃક્ષ ઉપરજ બેસીને 'તમે પાછા વળીને સર્વ ભૂત પ્રાણીઓ ઉપર દયા કરો' એવી યાચના કરે છે."[૩૧] એવી રીતે રામ-ચંદ્રને પાછા વાળવા માટે મોટા સ્વરથી આક્રોશ કરતા સર્વ બ્રાહ્મણો તથા અન્ય નગરવાસી જનો તેમની પાછળ ચાલ્યા જતા હતા. એવામાં જાણે માર્ગમાં આડે આવીને, રામચંદ્રને વનમાં જતાં રોકતી હોયની ? એવી તમસાનદી સર્વના જોવામાં આવી; અર્થાત્ તેઓ સર્વ તમસાનદીના તટપર જઇ પહોંચ્યા.[૩૨] આ વેળા સંધ્યાકાળ થવા આવ્યો હતો તેથી સુમંત્રે થાકી ગયેલા અશ્વોને રથથી છોડીને શ્રમ નિવૃત્ત કરવામાટે પરિભ્રમણ કરાવ્યું; તથા તેઓને જળપાન કરાવીને તથા નવ-રાવીને નદીના કિનારાપર થોડેક દૂર ચરવાને છુટા મૂક્યા.[૩૩]

ततः सुमंत्रोऽपि रथाद्विमुच्य श्रान्तान्हयान्संपरिवर्त्य शीघ्रम् । पीतोदकांस्तोयपरिप्लुताङ्गानचारयद्वै तमसाविदूरे ॥ ३३ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં પીસ્તાળીશમો સર્ગ સંપૂર્ણ ૪૫.

---

## સર્ગ ૪૬ મો.

### વનવાસની પ્રથમ રાત્રિ—અનુગામિઓનો ત્યાગ.

ततस्तु तमसातीरं रम्यमाश्रित्य राघवः ॥ सीतामुद्वीक्ष्य सौमित्रिमिदं वचनमब्रवीत् ॥१॥

સંધ્યાકાળ થવા આવેલો હોવાથી રઘુકુળ-દીપક રામચંદ્રે તમસાનદીને કિનારે ઉતારો કર્યો, અને સીતાને ઉદ્દેશીને લક્ષ્મણ પ્રત્યે કહ્યું કે,[૧] "હે પ્રિયભ્રાતા લક્ષ્મણ! રાજ્ય છોડીને વનવાસમાં નીકળેલા આપણને ચૌદ વર્ષની રાત્રિઓમાંની આ પહેલીજ રાત્રિ પ્રાપ્ત થઇ છે, માટે તું હવે અયોધ્યાનું સ્મરણ કરી સંતાપ પામીશ નહિ.[૨] હે ભાઇ! તું જો તો ખરો, આપણને વનમાં આવેલા જોઇને ચારે બાજુથી શૂન્ય જણાતું આ અરણ્ય પણ, મૃગો તથા પક્ષીઓ પોતપોતાના નિવાસ-સ્થાનમાં શબ્દસહિત પ્રવેશ કરતાં હોવાને-લીધે જાણે ખેદ પામીને રડતુંજ હોય એવું જણાય છે![૩] અરે, આપણા પિતાની રાજ-ધાની અયોધ્યામાં વસનારાં સર્વ નગરજનો તો આપણા વિયોગને લીધે ઘણોજ શોક ધરશે![૪] હે નરવ્યાઘ્ર! એટલુંજ નહિ પણ એ અયોધ્યાવાસીજનો ઉત્તમ ગુણોએ કરી આપણા આખા કુટુંબને વિષે અત્યંત પ્રીતિ-વાળા છે, તેથી તેઓ મહારાજા દશરથ, હું, તું, માતાજી કૌસલ્યા, ભરત અને શત્રુઘ્ન, એ સઘળાની દુઃખી અવસ્થા જોઇને શોકયુક્ત થશે![૫] અરે, હું આપણા પિતા દશરથરાજા તથા માતા કૌસલ્યાને સંભારીને એટલા માટે શોચ ધરૂં છું કે તેઓ વારંવાર રોદન કર-વાથી રખેને આંધળાં ન થાય ?[૬] પરંતુ ભરત ઘણોજ ધર્માત્મા છે, તેથી મને નિશ્ચય થાય છે કે તે ભરત પોતાની માતા કૈકેયીની પેઠે ક્રૂર ન થતાં આપણા માતાપિતાનું અનેક પ્રકા-રનાં નમ્ર વચનોવડે આશ્વાસન કરશે.[૭] હે મહાભુજ! હું વારંવાર ભરતની સરળતાને સંભારીનેજ આપણાં માતાપિતા સંબંધે વિશેષ શોક ધરતો નથી, અર્થાત્ ભરત

ધ્રુરાજ સમજુ અને વિનીત છે એટલે તે આપણાં માતાપિતાને દુભશે નહિ, એવો નિશ્ચય હોવાથી મને વિશેષ શોક થતો નથી.[૮] હે નરવ્યાઘ્ર લક્ષ્મણ! તેં પણ મારી સાથે વનમાં આવીને પોતાનું કર્તવ્ય પૂરેપુરૂં બજાવ્યું છે, કેમકે જો તું સાથે ન હોત તો મારે સીતાના રક્ષણમાટે કોઈ પણ પ્રકારનું સહાયક મંડળ શોધવું પડત, પરંતુ તું સાથે હોવાથી હવે મને એ સંબંધે કાંઇ પણ ચિંતા નથી. હવે તારે આજથી આરંભીને વનમાં સીતાનું રક્ષણ કરવું અને તેનેમાટે આહાર–ફળ વગેરે લાવી આપવું.[૯] હે સુમિત્રાપુત્ર! આ વનમાંથી અનેકવિધનાં ફળ–મૂળાદિ પ્રાપ્ત થઇ શકે એમ છે, તોપણ આપણા રઘુવંશના વનવાસરૂપી મહાવ્રતનો આજનો પ્રથમ દિવસ હોવાથી હું આજની રાત્રિ માત્ર જળપાન કરીનેજ રહીશ."[૧૦] એટલું લક્ષ્મણને કહીને પછી રામચંદ્રે સુમંત્રને કહ્યું કેઃ– "હે સૌમ્ય! તું પણ આલસ્યરહિત થઈને અશ્વોની સારી રીતે સંભાળ રાખજે."[૧૧]

એમ વાતચિત કરતાં સૂર્યાસ્ત થયો એટલે સુમંત્રે થોડેક દૂર ચરતા અશ્વોને દોરી લાવી પાસેના એક વૃક્ષના થડે બાંધીને તેઓને ખાવા માટે ઘાસ નીર્યું. પછી સુમંત્ર રામચંદ્રની સંમુખ આવીને બેઠો[૧૨] સંધ્યાકાળ થયો જાણીને તે સર્વેએ સંધ્યોપાસન કર્યું. પછી રાત્રિ પડેલી જોઇને મહાત્મા લક્ષ્મણ તથા સુમંત્રે મળી અનેક પ્રકારનાં પાંદડાં એકઠાં કર્યાં; અને તેવડે રામચંદ્રને માટે ઉત્તમ શય્યા બનાવી. એ જોઇને પ્રસન્ન થયેલા રામચંદ્ર, લક્ષ્મણ તથા સીતાસહિત તેપર વિરાજ્યા; અને કેટલીક વાર પછી શયન કરી નિદ્રાવશ થયા. (પરંતુ લક્ષ્મણ તો તેમની રક્ષાને અર્થે જાગતાજ રહ્યા, કેમકે તેણે પ્રથમથીજ રામચંદ્રને કહ્યું હતું કે "જ્યારે સીતાસહિત તમે નિદ્રાધીન થશો ત્યારે હું તમારૂં રક્ષણ કરીશ.")[૧૩,૧૪] અત્યંત શ્રમિત થયેલા સીતાસહિત રામચંદ્રને નિદ્રાવશ થયેલા જોઇને લક્ષ્મણ તથા સુમંત્ર પરસ્પર રામચંદ્રના અનેક ગુણોનું વર્ણન કરવા લાગ્યા.[૧૫] એ પ્રમાણે જાગ્રત રહીને પરસ્પર રામગુણવર્ણન કરતાં રાત્રિ વ્યતીત થઇ અને અરૂણોદય થવા આવ્યો.[૧૬] એવી રીતે ગાયોનાં ધણોથી વ્યાપ્ત થયેલી તમસાનદીના તટપર મહાત્મા રામચંદ્રે પોતાની પાછળ આવેલા પ્રજાજનોસહિત એક રાત્રી નિવાસ કર્યો.[૧૭]

અરૂણોદય થતાંજ મહા તેજસ્વી રામચંદ્ર જાગ્રત થયા. તેમણે પોતાની પાછળ આવેલા નગરજનોને દિવસના અતિ શ્રમને લીધે નિદ્રિત થયેલા જોઇને પોતાના વીર ભ્રાતા લક્ષ્મણને ધીમેથી કહ્યું કેઃ–[૧૮] "હે લક્ષ્મણ! પોતાના ગૃહ–કુટુંબનો ત્યાગ કરીને માત્ર આપણી સાથે વનમાં આવવાનેજ ઇચ્છતા આ નગરવાસીઓને તું જો! અરે, તેઓ અત્યંત શ્રમિત થયેલા હોવાને લીધે અરૂણોદય થયો છે તો પણ હજુ વૃક્ષોનાં મૂળોમાં સૂતેલાજ છે![૧૯] અહો, આ નગરવાસીજનો આપણને પાછા વાળવાને માટે જે મહાન્ યત્ન કરી રહ્યા છે, તે હું સમજું છું! અરે, તેઓ પોતાના પ્રાણનો ત્યાગ કરશે પણ પોતાના દૃઢ નિશ્ચયને મૂકશે નહિ![૨૦] માટે હે ભાઈ! તેઓ જાગ્રત થાય તે પહેલાં આપણે તેઓના જાણવામાં ન આવે તેમ ધીમેથી રથમાં બેસીને નિર્ભય વનમાર્ગમાં આગળ ચાલી નીકળીએ તો ઠીક.[૨૧] આ નગરવાસીજનો આપણા ઉપર એટલી બધી પ્રીતિ ધરાવે છે, કે તેઓ જાગી ઉઠશે તો પછી આપણે તેઓને ત્યજીને આગળ જઇ શકીશું નહિ. વળી જો કદાચ તેઓ આપણા વિચારને જાણી જશે તો પુનઃ આવી રીતે વૃક્ષના થડમાં નિશ્ચિંતપણે શયન કરશે નહિ.[૨૨] હે લક્ષ્મણ! રાજપુત્રો(ક્ષત્રિયો)એ પોતાની પ્રજાને પોતાના તરફથી થતા દુઃખમાંથી મુક્ત કરવી જોઇએ, પોતાને લીધે દુઃખી કરવી જોઇએ નહિ, માટે આપણે આપણી પ્રજાને વનવાસનાં દુઃખોથી મુક્ત કરીશું."[૨૩]

ધર્માત્મા રામચંદ્રનાં વચન સાંભળીને

જવાથી જ્યારે રામચંદ્ર, લક્ષ્મણ તથા સીતાને, તે સુમંત્ર પોતાની દષ્ટિવડે જોઈ શક્યો નહિ ત્યારે અતિ સંતાપ પામીને તેણે ચોધાર આંસુએ રડવા માંડ્યું. ગુહરાજાએ તેનું અનેક પ્રકારે સાંત્વન કર્યું ત્યારે તે સુમંત્ર કાંઈક સાવધ થઈને ગુહની આગળ રામચંદ્રના ગુણોનું વર્ણન કરવા લાગ્યો.[૧૦૦]

ગંગાપાર ઉતરીને લોકપાળ સરખા પ્રભાવવાળા અને ભક્તોની ઇચ્છાઓને પૂર્ણ કરનારા મહાત્મા રામચંદ્રે સીતા તથા લક્ષ્મણસહિત આગળ પ્રયાણ કરવા માંડ્યું. તે ત્રણે જણાં, થોડાક સમયમાં અતિ સમૃદ્ધિવાળા અને ઉત્તમ ધાન્યોવડે ભરપૂર એવા 'વત્સ' નામના પ્રાંતની સીમામાં આવી પહોંચ્યાં.[૧૦૧] ત્યાં આગળ રામલક્ષ્મણે મનુષ્ય ચઢાવીને પોતાના ક્ષત્રિયધર્મ પ્રમાણે વરાહ, ઋષ્ય, પૃષત્ અને મહારૂરૂ, એવા ચાર જાતના મહાન્ ક્રૂર વન મૃગોને હણ્યા.* ત્યાર પછી પાછલા બે દિવસના ઉપવાસોને લીધે તેમને જ્યારે ક્ષુધા પીડવા લાગી, ત્યારે તેઓ આહાર માટે વનનાં પવિત્ર+ ફળ તથા કંદ-મૂળ ગ્રહણ કરીને વિશ્રામ કરવા સારૂ પાસે જણાતા એક વૃક્ષ તરફ વળ્યા.[૧૦૨]

**तौ तत्र हत्वा चतुरो महामृगान्वराहमृष्यं पृषतं महारुरुम्॥ आदाय मेध्यं त्वरितं बुभुक्षितौ वासाय काले ययतुर्वनस्पतिम् ॥ १०२ ॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં બાવનમો સર્ગ સંપૂર્ણ. ૫૨

---

* જે પ્રાણીઓથી પ્રજાને હાનિ પહોંચે તેવાં પ્રાણીઓનો વિનાશ કરવો, તે (મૃગયા) ને ક્ષત્રિયધર્મ ગણ્યો છે.

\+ વનનાં ફળો પવિત્રજ હોય છે: પરંતુ 'મેધ્ય' શબ્દનો અર્થ એવો છે કે વ્રતધારી મનુષ્યોના ઉપયોગમાં આવી શકે એવાં ફળો. શિરોમણિટીકા.

## સર્ગ ૫૩ મો.

### રામનો ગુહસંબંધિ ખેદ અને માતૃપ્રેમ.

**स तं वृक्षं समासाद्य संध्यामन्वास्य पश्चिमाम् ॥ रामो रमयतां श्रेष्ठ इति होवाच लक्ष्मणम् ॥१॥**

સાયંકાળ થતાં, સીતાસહિત રામલક્ષ્મણે પૂર્વોક્ત વૃક્ષ નીચે જઈને સંધ્યોપાસન કર્યું. પછી રંજન કરનારાઓમાં શ્રેષ્ઠ રામચંદ્રે લક્ષ્મણને કહ્યું કે:–[૧] "હે પ્રિય બાંધવ! આપણા દેશમાંથી બહાર નીકળીને આપણે સુમંત્ર વિનાની આજની પહેલીજ રાત્રી વ્યતીત કરવાની છે; અર્થાત્ આજસુધી આપણે સ્વભૂમિમાંજ હતા, પરંતુ હવે દેશની બહાર નીકળીને બીજા પ્રદેશમાં આવ્યા છીએ અને આપણને સુમંત્રનો પણ વિયોગ થયો છે. હે ભાઇ! હવે આપણે ચૌદ વર્ષ સુધી આવી રીતેજ રહેવાનું છે, માટે તું ધૈર્ય રાખજે. હે લક્ષ્મણ! હવે તું અયોધ્યાનું સુખ સંભારીને સંતાપ પામીશ નહિ.[૨] આપણે આજથી આરંભીને આલસ્યનો ત્યાગ કરી સઘળી રાત્રીઓ જાગવું જોઇએ; કેમકે હવે સીતાનાં યોગક્ષેમ આપણેજ અધીન છે; અર્થાત્ સીતાનું રક્ષણ આપણેજ કરવાનું છે.[૩] હે ભાઇ! આજની રાત્રી તો આપણે જેમ તેમ કરીને નિભાવી લેવાની છે; માટે સૂકાં પાંદડાં તથા તૃણ વગેરે એકત્ર કરીને આપણે પૃથ્વીપર શય્યા બનાવી લઇશું."[૪] એવું કહીને, રામલક્ષ્મણે તૃણ તથા પાંદડાં એકત્રિત કરીને શય્યા રચી. પછી અમૂલ્ય શય્યાપર સૂવાને યોગ્ય રઘુવીર એ તૃણશય્યાપર વિરાજ્યા, અને લક્ષ્મણની સાથે અનેક પ્રકારની વાર્તાઓ કરવા લાગ્યા.[૫]

(રામચંદ્ર ખેદ દર્શાવતાં લક્ષ્મણને કહે છે.)–"હે લક્ષ્મણ! આજે આપણા પિતા દશરથરાજા દુઃખી અવસ્થામાં સૂતા હશે; અને કૈકેયી પોતાની ઇચ્છા પાર પડવાને લીધે સંતુષ્ટ–આનંદિત થઇ હશે.[૬] હે ભાઇ! મને એકતરફથી એવો પણ ભય લાગે છે કે એ કૈકેયી મોસાળથી આવેલા પોતાના પુત્ર ભર-

તને જોઈને તેનો રાજ્યાભિષેક કરી સ્વતંત્ર થવા માટે કદાચ આપણા પિતાને પ્રાણમુક્ત તો નહિ કરે![7] અરે, મારા વિયોગને લીધે અનાથ થયેલા અને કામાત્મા હોવાને લીધે કૈકેયીને વશ થઈ પડેલા આપણા વૃદ્ધ પિતા દશરથરાજા શું કરી શકે એમ છે?[8] અરે! દશરથરાજાની બુદ્ધિમાં આવેલો વિભ્રમ અને તેથી ઉત્પન્ન થયેલું મોટું દુઃખ, એ જોઇને મને દૃઢ નિશ્ચય થાય છે કે આ જગતમાં ધર્મ અને અર્થ એ બન્ને પુરૂષાર્થીકરતાં ત્રીજો પુરૂષાર્થ-કામ વિશેષ બલવાન્ છે![9] હે લક્ષ્મણ! જેવી રીતે આપણા પિતાએ મારો ત્યાગ કર્યો છે તેવી રીતે આ જગતમાં કયો અવિદ્વાન્ મૂર્ખ પુરૂષ સ્ત્રીને માટે પોતાની આજ્ઞા પ્રમાણે વર્તનારા પુત્રનો ત્યાગ કરે એમ છે?[10] અહો! હવે તો એકલો કૈકેયીનો પુત્ર ભરતજ ભાગ્યશાળી થયો છે, કેમકે તે ચક્રવર્તીની પેઠે ઘણી સમૃદ્ધિવાળા કોસલદેશનું રાજ્ય કરશે.[11] આપણા પિતા હવે છેક વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા છે, અને મેં આવી રીતે વનનો આશ્રય કર્યો છે, એટલે હવે તો ભરત એકલોજ સઘળું રાજ્યસુખ ભોગવશે![12] હે ભાઈ! ખરેખર, જે મનુષ્ય અર્થ અને ધર્મનો પરિત્યાગ કરીને કેવળ કામને વિષેજ આસક્ત થાય છે, તે આપણા પિતા દશરથરાજાની પેઠે સત્વર દુઃખયુક્ત થાય છે.[13] હે સૌમ્ય! હું એવું માનું છું કે એ કૈકેયી દશરથરાજાનો અંત આણવા માટે, મને વનવાસમાં મોકલવા માટે તથા ભરતને રાજ્યાસન અપાવવા માટેજ રાજ્યમાં આવી હશે."[14]

"વળી હે લક્ષ્મણ! મને એક ચિંતા થાય છે કે રાજ્ય મળવાથી સૌભાગ્યના મદવડે ગર્વિષ્ઠ થયેલી કૈકેયી મને દુઃખી કરવા માટે પાછળથી માતા કૌસલ્યા તથા સુમિત્રાને તો દુઃખ નહિ આપે?[15] હે લક્ષ્મણ! એ કૈકેયીનો મને બહુજ ભય લાગે છે, તે અવશ્ય મારી માતા કૌસલ્યાને દુઃખી કરશે અને તારી માતા સુમિત્રાને પણ આપણા માટે ઘણું દુઃખ ભોગવવું પડશે, માટે આજની રાત્રી વીતી જાય એટલે કાલે સવારે તું પાછો અયોધ્યા પ્રત્યે જા. હે ભાઇ! તું ત્યાં જવાથી આપણી અનાથ માતા કૌસલ્યા તથા સુમિત્રાનું રક્ષણ કરી શકીશ. તારે મારી કાંઈ પણ ચિંતા કરવી નહિ. હું એકલોજ સીતાને સાથે લઇને સુખેથી દંડકારણ્યમાં જઇશ.[16,17] વળી હે સૌમિત્રિ! ક્ષુદ્ર-ક્રૂર કર્મ કરનારી એ કૈકેયી દ્વેષને લીધે અન્યાય કરતાં પણ અચકે એમ નથી. અરે! તું નિશ્ચય જાણજે કે તે ક્રૂર કૈકેયી પોતાનો લાગ ફાવ્યે તારી માતાને તથા મારી માતાને વિષ દેવા પણ ચૂકે એવી નથી.[18] અરેરે! નિશ્ચય મારી માતા કૌસલ્યાએ પૂર્વજન્મને વિષે અનેક સ્ત્રીઓને તેમના પુત્રોનો વિયોગ પડાવ્યો હશે, તેથીજ તેને આ જન્મને વિષે જીવતાંજ પુત્રવિયોગનું ઘોર દુઃખ ઉપસ્થિત થયું છે.[19] અરે! મારી માતાએ મને ઘણાં ઘણાં કષ્ટ વેઠીને ઉછેરી મોટો કર્યો તથા હૃષ્ટપુષ્ટ કર્યો, તેને પુત્રસુખનો અનુભવ કરાવવાને બદલે મેં તેને પુત્રવિયોગના દુઃખમાંજ ડુબાવી દીધી! અરે, મને ધિક્કાર છે![20] હે સૌમિત્રિ! હું સાંપ્રતમાં મારી માતાને સુખને બદલે અનંત દુઃખ આપી રહ્યો છું, માટે કહું છું કે જગતમાં કોઇ પણ સ્ત્રી મારા સરખા પુત્રને જન્મ આપશો નહિ![21] અરે, મારા કરતાં તો મારી માતાએ પાળેલી મેના પણ મારી માતા ઉપર વિશેષ પ્રીતિ ધરાવે છે, કેમકે તે મેના વારંવાર પોતાના પતિ પોપટને કહે છે કેઃ—"હે શુક! તું શત્રુના ચરણને દંશ કર!'* અર્થાત્ પક્ષીજાતિની મેના પણ મારી માતાની વાચિક સેવા બજાવે છે; પરંતુ સાંપ્રતમાં હું, મારી માતા માટે એટલું

* "હે શુક! તું શત્રુ (બિલાડા) ના ચરણને દંશ કર!!" એ વાક્યને વક્રોક્તિથી રામચંદ્રે એવી રીતે ઘટાવ્યું કે "હે શુક! તું તારૂં પાલન કરનારી કૌસલ્યાના શત્રુના ચરણને દંશ કર!!"

પણ કરી શકતો નથી, માટે મને ધિક્કાર છે![22] હે શત્રુઓનું દમન કરનારા લક્ષ્મણ! નિરંતર મારે માટે શોક કરતી અલ્પ ભાગ્યવાળી મારી માતા કે જેનો હું કાંઇ પણ ઉપકાર કરી શકતો નથી તેને મારા જેવા પુત્રનું શું પ્રયોજન છે?[23] ખરેખર, મારી માતા ઘણીજ અલ્પ ભાગ્યવાળી છે, કેમકે નિરંતર દુઃખ પામતી તથા શોકસમુદ્રમાં પડેલી તે સાંપ્રતમાં મારા વિયોગને લીધે દીર્ઘ નિઃશ્વાસ નાખતી સૂતી હશે![24] હે લક્ષ્મણ! જો કદાચ હું એકલોજ ક્રોધયુક્ત થાઉં તો એક અયોધ્યાનગરીને તો શું, પણ આખી પૃથ્વીને પણ બાણવડે વશ કરવાને સમર્થ છું, પરંતુ હાલમાં તેમ કરવું યોગ્ય નથી.[25] આપણા પિતાની પ્રતિજ્ઞા ભંગ થવાથી થનારો અધર્મ તથા તેથી થનારો પિતાના પરલોકનો નાશ, એ બન્નેના ભયથીજ મેં પોતાને માટે રાજ્યાભિષેક અંગીકાર કર્યો નથી."[26] એ પ્રમાણે નિર્જન અરણ્યમાં ઘણી ઘણી રીતે કરૂણાજનક વિલાપ કરીને, શ્રીમાન રામચંદ્ર આંસુભર્યા મુખે દીનની પેઠે બેસી રહ્યા.[27]

જ્વાળાવિનાના અગ્નિસરખા તથા તરંગવિનાના સમુદ્રસરખા રામચંદ્ર જ્યારે વિલાપ કરતા બંધ પડ્યા ત્યારે લક્ષ્મણે તેમનું આશ્વાસન કરતાં કહ્યું કેઃ-[28] "હે શૂરવીર રામ! સત્યજ છે કે તમે જ્યારથી વન તરફ નીકળ્યા ત્યારથી આખી અયોધ્યાનગરી ચંદ્રવિનાની રાત્રીની પેઠે કાંતિવિનાની થઈ ગઈ હશે.[29] છતાં હે પુરુષર્ષભ! સાંપ્રતમાં તમારે આવી રીતે સંતાપ ધરવો યોગ્ય નથી, કેમકે એમ કરવાથી તો ઉલટું તમે મને તથા સીતાને પણ ખેદ ઉપજાવો છો![30] વળી હે રઘુવર! જેમ જળમાંથી બહાર કાઢેલાં મત્સ્ય એક મુહૂર્ત પણ જીવી શકે નહિ તેમ તમારાથી વિખુટાં પડેલાં હું તથા સીતા એક મુહૂર્ત પણ જીવી શકીએ એમ નથી.[31] હે રાઘવ! વધારે શું કહું, તમારા વિના તો હું આપણા પિતાને, શત્રુઘ્નને, સુમિત્રાને અને છેવટે સ્વર્ગને પણ ઇચ્છતો નથી."[32]

એવી રીતે પોતાના ગૃહસંબંધી વાર્તાલાપ કરીને તથા લક્ષ્મણનો દૃઢ નિશ્ચય જાણીને, રામચંદ્ર અને સતીશિરોમણિ સીતા લક્ષ્મણે તૈયાર કરી રાખેલી પર્ણશય્યાપર સૂઈ રહ્યાં.[33]

લક્ષ્મણનાં દૃઢ નિશ્ચયવાળાં વચનો સાંભળીને, રામચંદ્રે તેને ચૌદ વર્ષ પર્યંત પોતાની સાથે વનમાં રહેવાની આજ્ઞા આપી.[34] પછી નિર્જન અને મહાન્ ભયંકર એવા અરણ્યને વિષે રહેલા મહાબળવાન્ રામલક્ષ્મણ પર્વતના શિખરમાં વસનારા બે સિંહોની પેઠે, કાંઈ પણ પ્રકારનો ભય કિંવા ઉદ્વેગ નહિ પામતાં આખી રાત્રી એ વટવૃક્ષ નીચે રહ્યા.[35]

ततस्तु तस्मिन्विजने म[illegible] महावने राघववंशवर्धनौ ॥ न तौ भयं संभ्रममभ्युपेयतुर्यथैव सिंहौ गिरिसानुगोचरौ ॥ ३८ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ત્રેપનમો સર્ગ સંપૂર્ણ ૫૩

## સર્ગ ૫૪ મો.

### ભરદ્વાજમુનિનો સમાગમ.

ते तु तस्मिन्महावृक्षे उषित्वा रजनीं शुभाम् ॥ विमलेऽभ्युदिते सूर्ये तस्माद्देशात्प्रतस्थिरे ॥१॥

સીતા અને લક્ષ્મણસહિત રામચંદ્રે તે રાત્રી વૃક્ષ નીચે નિર્ગમન કરી, પ્રાતઃકાળે સૂર્યોદય થતાં ત્યાંથી આગળ પ્રયાણ કર્યું.[1] જ્યાં આગળ ભાગીરથી ગંગા અને યમુનાનો અતિપવિત્ર સંગમ થાય છે એવા પ્રયાગક્ષેત્રને ઉદ્દેશીને તે તરફ જવા માટે રામચંદ્રે મહાવનના માર્ગમાં પ્રવેશ કર્યો.[2] સીતા તથા લક્ષ્મણસહિત રામચંદ્ર, પૂર્વે કદી નહિ જોયેલા વિવિધ પ્રકારના ભૂભાગોને, રમણીય પ્રદેશોને તથા ખીલેલાં પુષ્પોવાળાં અનેક તરેહનાં વૃક્ષોને નિરખતા નિરખતા મહાવનમાં

જવા લાગ્યા. જ્યારે દિવસ પૂર્ણ થયો અને સૂર્ય અસ્તાચળ ઉપર ગયો, ત્યારે રામચંદ્રે લક્ષ્મણને કહ્યું કે:–[3,4] "હે સૌમિત્રિ! હવે આપણે તીર્થરાજ પ્રયાગની સમીપ આવી પહોંચ્યા છીએ. જો, પેલો અગ્નિની ધ્વજારૂપ પવિત્ર ધુમાડો આકાશમાર્ગે જતો દેખાય છે, એથી હું માનું છું કે મહાત્મા ભરદ્વાજમુનિનો આશ્રમ હવે પાસેજ છે.[5] હે ભાઈ! સાંભળતો ખરો, જાણે બે નદીના પ્રવાહ એકઠા થતા હોય, એવો આ મોટો ઘમઘમાટ શબ્દ સંભળાય છે, તેથી નિશ્ચય હવે આપણે ગંગા–યમુનાના સંગમની નજીક આવી પહોંચ્યા છીએ.[6] વળી વનમાં વસનારાં અને વનનાં ફળ તથા વૃક્ષાદિથીજ પોતાનો નિર્વાહ ચલાવનારાં મનુષ્યોએ આશ્રમ બાંધવા માટે કાપેલાં અનેક પ્રકારનાં કાષ્ઠ તથા વૃક્ષો જોવામાં આવે છે."[7]

એ રીતે વાર્તાલાપ કરતા ધનુષ્યધારી રામલક્ષ્મણ, સંધ્યાકાળ થતાં ગંગા–યમુનાના સંગમ આગળ આવેલા મુનિશ્રેષ્ઠ ભરદ્વાજના આશ્રમ પ્રત્યે પહોંચ્યા.[8] ધનુષ્યધારી રામચંદ્રને જોતાંજ ત્યાંનાં ક્રૂર પ્રાણીઓ ત્રાસ પામી નાસી જવા લાગ્યાં. સીતા તથા લક્ષ્મણસહિત રામચંદ્ર અલ્પ સમયમાં ભરદ્વાજમુનિના આશ્રમે જઈને "હાલમાં મુનિને અવકાશ હશે કે નહિ" એ જાણવા માટે આશ્રમના દ્વાર આગળજ ઉભા રહ્યા.[9,10] એટલામાં બહાર આવેલા કોઈ એક શિષ્યના મુખથી "હાલમાં મુનિ સાયંકાળનો અગ્નિહોત્ર કરીને સાવકાશ બેઠેલા છે" એવું જાણીને તેમણે આશ્રમમાં પ્રવેશ કર્યો. ત્યાં એકાગ્ર મનવાળા, પ્રશંસનીય વ્રતવાળા અને તપશ્ચર્યાના પ્રભાવથી ભૂત, ભવિષ્યત્ તથા વર્તમાનને જાણનારા મહાત્મા ભરદ્વાજમુનિ પોતાના શિષ્યમંડળથી વીંટાઈને બેઠા હતા. તેમને જોઈને સીતા તથા લક્ષ્મણસહિત રામચંદ્રે હાથ જોડીને પ્રણામ કર્યા.[11,12]

પછી લક્ષ્મણના મોટા ભાઈ રામચંદ્રે હાથ જોડીને પોતાનું નામ વગેરે નિવેદન કરતાં કહ્યું કે:– "હે ભગવન્! અમે બન્ને દશરથરાજાના 'રામ' તથા 'લક્ષ્મણ' નામના પુત્રો છીએ,[13] અને જનકરાજાની પુત્રી આ સીતા મારી ધર્મપત્ની છે. હે મહાભાગ! હું મારા પિતાની આજ્ઞા પાળવાને માટે તપોવનમાં નીકળ્યો છું. મારાપર અતિ પ્રીતિવાળો મારો નાનો ભાઈ આ લક્ષ્મણ તથા શીલવ્રત પાળનાર સીતા પણ મારી સાથે આવેલ છે.[14,15] હે મહામુનિ! હવે અમે પિતાની આજ્ઞા પાળવા માટે તપોવનમાં જઈશું, અને કંદ-મૂળ તથા ફળનો આહાર કરીને વાનપ્રસ્થ ધર્મનું આચરણ કરીશું."[16]

બુદ્ધિમાન રામચંદ્રનું વચન સાંભળીને, ધર્મને જાણનારા ભરદ્વાજમુનિએ તુરતજ એક વૃષભ*, અર્ઘ્ય અને ચરણપ્રક્ષાલન કરવા માટે જળ મંગાવીને ધર્મ પ્રમાણે તેમનું આતિથ્ય કર્યું.[17] પછી તેમને ભોજન કરવા માટે ઉત્તમ રસ–સ્વાદવાળાં વનનાં કંદ–મૂળ, ફળ તથા પીવા માટે શીતળ જળ મંગાવી આપ્યું, અને સૂવા માટે યોગ્ય સ્થળનો બંદોબસ્ત કર્યો.[18] વનનાં મૃગ-પક્ષીઓથી તથા પોતાના શિષ્યોથી વીંટાયેલા મહાત્મા ભરદ્વાજમુનિએ આતિથ્યસત્કાર થઈ રહ્યા બાદ સ્વસ્થચિત્તે બેઠેલા રામચંદ્રને ધર્મયુક્ત વચન કહ્યું કે:–[19,20] "હે કાકુત્સ્થ! હું ઘણા કાળથી તમારાં દર્શનની ઇચ્છા રાખતો હતો, તે આજે કૃપા કરીને તમોએ પોતેજ મને દર્શન આપ્યાં છે, તેથી હું કૃતાર્થ થયો છું. હે દશરથનંદન! તમારા પિતાએ વિના અપરાધે તમને વનવાસ આપ્યો છે, એ મારા સાંભળવામાં આવ્યું છે.[21] હે રામ! ગંગા અને યમુના એ બન્ને મહા નદીઓના

* પ્રાચીન સમયમાં રાજાઓનું કે રાજપુત્રોનું આતિથ્ય કરતી વખતે વૃષભ અથવા ગાય આપવાનો રિવાજ હતો. તેને 'મધુપર્ક' કહેતા હતા. હજી પણ પ્રાયઃ વિવાહાદિ પ્રસંગે વર વગેરેનું એવું આતિથ્ય કરવામાં આવે છે.

પવિત્ર સંગમ આગળનું આ સ્થળ ઘણું રમણીય અને એકાંતવાળું છે, માટે તમે સુખેથી અહીંજ નિવાસ કરો.”૨૨

ભરદ્વાજમુનિનું વચન સાંભળીને, સર્વનું હિત કરનારા રઘુકુલોત્પન્ન રામચંદ્રે તેમને મધુર વાણીથી કહ્યું કે:–૨૩ “હે ભગવન્! આપે જે આજ્ઞા કરી તે ઘણીજ યોગ્ય છે, પરંતુ મને અહીં રહેલો જાણીને તમારા આશ્રમથી થોડે થોડે દૂર આવેલાં ગ્રામ તથા નગરના લોકો મારાં તથા જનકતનયા સીતાનાં દર્શન કરવાને માટે અહીં આવ્યા કરશે અને મને વારંવાર ઉપાધિ કરશે, એ કારણથી હું અત્ર રહેવું યોગ્ય ધારતો નથી.૨૪,૨૫ હે ભગવન્! આપ મને એવું કોઈ એકાંતીક અને રમણીય સ્થાન બતાવો કે જ્યાં આ જનકનંદિની સીતા સુખેથી રહે; અને આનંદ કરે.”૨૬

રામચંદ્રનું વચન સાંભળીને, મહામુનિ ભરદ્વાજે તેમના વાક્યના પ્રયોજનને સિદ્ધ કરનારૂં વચન કહ્યું કે:–૨૭ “હે તાત! ભલે, તમારી એવી ઇચ્છા છે તો સાંભળો. અહીંથી દશ કોશ ઉપર એક ‘ચિત્રકૂટ’ નામનો અતિ રમણીય અને પવિત્ર પર્વત આવેલો છે. તે પર્વત સુંદર દેખાવવાળો, મહર્ષિઓએ સેવેલો, ગોલાંગુલ જાતિના તથા અન્ય જાતિના વાનરો અને રીંછ વગેરે વનપશુઓથી પરિપૂર્ણ તથા ગંધમાદનપર્વતસમાન શોભાવાળો છે. એ ચિત્રકૂટપર્વતમાં તમે સુખપૂર્વક રહી શકશો.૨૮,૨૯ હે નરર્ષભ! એ પર્વતનો એવો મોટો પ્રભાવ છે કે જે મનુષ્ય દૂરથી તેનાં શિખરોનું અવલોકનજ કરે, તે મનુષ્ય તુરતજ પોતાના કલ્યાણ તરફ વળે છે; અને તેનું મન સંસારના મોહમાં લપટાતું નથી.૩૦ હે રાજકુમાર! એ પર્વતને વિષે વસનારા અનેક ઋષિઓ કે જેઓનાં મસ્તકના કેશ વૃદ્ધાવસ્થાને લીધે શ્વેત થઈ ગયા હતા તેઓ પણ સેંકડો વર્ષ પર્યંત એ પર્વતપર તપશ્ચરણ કરીને સ્વર્ગમાં ગયા છે.૩૧ હે રામ! તમારે-માટે એકાંત અને સુખરૂપ નિવાસ સ્થાન તો એ પર્વતનેજ હું માનું છું, માટે તમારી ઇચ્છા હોય તો ત્યાં જઇને તમે વાસ કરો અથવા અહીંયાં મારા આશ્રમને વિષેજ રહો.”૩૨ એવી રીતે કહીને મહર્ષિ ભરદ્વાજે અનેક પ્રકારના સત્કારોવડે સીતા તથા લક્ષ્મણસહિત રામચંદ્રને પ્રસન્ન કર્યા.૩૩

પ્રયાગતીર્થમાં ભરદ્વાજમુનિની સાથે અનેક પ્રકારે વાર્તાલાપ કરતાં કેટલીક રાત્રી વ્યતીત થઈ; ત્યાર પછી દિવસે ચાલવાથી અતિશ્રમિત થયેલા સીતા તથા લક્ષ્મણસહિત રામચંદ્ર મહર્ષિએ પ્રથમથી તૈયાર કરાવેલી શય્યામાં જઈને સુખેથી સૂતા. તેમની એ રાત્રી ભરદ્વાજમુનિના પવિત્ર આશ્રમમાંજ વ્યતીત થઇ.૩૪,૩૫ બીજે દિવસે પ્રભાત થતાંજ નરશાર્દૂલ રામચંદ્રે દેદીપ્યમાન કાંતિવાળા ભરદ્વાજમુનિની આગળ જઈને કહ્યું કે:–૩૬ “હે સત્યશીલ ભગવાન્! અમે આજની રાત્રી સુખે કરીને આપના આશ્રમને વિષે રહ્યાં છીએ, પરંતુ હવે અમારે ચિત્રકૂટ પર્વતમાં જવાની ઇચ્છા છે, માટે આપ અમને આજ્ઞા આપો!!”૩૭

એવું સાંભળી મહર્ષિ ભરદ્વાજે રામચંદ્રને કહ્યું કે:–“હે મહાબળવાન્ રામ! ભલે, તમારી ઇચ્છા છે તો અનેક પ્રકારના મધુરસ, ફળ તથા કંદમૂળથી પરિપૂર્ણ એવા ચિત્રકૂટ પ્રત્યે તમે સુખેથી જાઓ. હે રામ! એ પર્વત તમારે નિવાસ કરવામાં ઘણોજ સુખરૂપ અને ઉપયુક્ત થશે એવું મારૂં માનવું છે. એ ચિત્રકૂટ પર્વતને વિષે અનેક પ્રકારનાં વૃક્ષો શોભી રહ્યાં છે, કિન્નરો અને નાગ લોકો ક્રીડા અર્થે ત્યાં આવે છે, મોટા મોટા મદોન્મત્ત હસ્તીઓ ત્યાં વસે છે, અને મયૂર વગેરે પક્ષીઓના મધુર શબ્દોથી તે નિરંતર શબ્દાયમાન રહે છે. હે રામ! તમે પવિત્ર અને રમણીય એવા એ ‘ચિત્રકૂટ’ નામના પર્વત પ્રત્યે જાઓ. હે રાઘવ! સીતાસહિત તમે ત્યાં ફરતાં વિચિત્ર પ્રકારનાં હસ્તીઓ

તથા મૃગોનાં યૂથોને જોઈને, તેમજ નદીઓ, ટપકતાં જળબિંદુઓ, રમણીય શિલાઓ, પર્વતોની સંધિઓ, ગુફાઓ અને ઝરણાં, એ સઘળું જોઇને આનંદ પામશો.[૩૮-૪૨] હે રઘુનંદન! તમે, મદમત્ત કોકિલા તથા ટીંટોડાના મધુર શબ્દોવડે આનંદ આપનારા, અને અનેક તરેહનાં મૃગો તથા હસ્તીઓથી અતિ રમણીય જણાતા એ પરમ કલ્યાણ તથા સુખરૂપ ચિત્રકૂટ પર્વતમાં જઈને સુખેથી નિવાસ કરો."[૪૩]

[illegible] नोदयन्तौ च सुखं परं शिवम् ॥ मृगैश्च मत्तैर्बहुभिश्च कुञ्जरैः सुरम्यमासाद्य समावसाश्रयम् ॥ ४३ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ચોપનમો સર્ગ સંપૂર્ણ ૫૪.

## સર્ગ ૫૫ મો.

ચિત્રકૂટનો માર્ગ અને યમુનાતટે રાત્રિવાસ.

**उषित्वा रजनीं तत्र राजपुत्रावरिंदमौ ॥ महर्षिमभिवाद्याथ जग्मतुस्तं गिरिं प्रति ॥ १ ॥**

મુનિશ્રેષ્ઠ ભરદ્વાજના આશ્રમમાં એક રાત્રી રહીને પ્રાતઃકાળ થતાં મહર્ષિને પ્રણામ કરીને અને તેમની આજ્ઞા લઈને, સતીશિરોમણિ સીતાસહિત બન્ને રાજકુમારો ચિત્રકૂટ પર્વતપ્રત્યે જવાને તૈયાર થયા.[૧] એ વેળા જેમ પ્રસ્થાન કરાવતી વખતે પિતા પોતાના પુત્રને મંગળ કાર્ય કરે, તેમ ભરદ્વાજમુનિએ રામલક્ષ્મણસીતાની મંગળરક્ષા કરી.[૨] પછી મહામુનિ ભરદ્વાજે રામચંદ્ર ચિત્રકૂટના માર્ગથી અજાણ્યા છે, એવો વિચાર કરીને તેમને માર્ગ દર્શાવતાં કહ્યું કેઃ–[૩] "હે નરર્ષભ! પ્રથમ તો તમે આ ગંગા-યમુનાના સંગમથી કંઈક પશ્ચિમાભિમુખે વહન કરનારી યમુનાનદીના કાંઠે કાંઠે જજો. પછી આગળ જતાં જ્યાં યમુના બીજી તરફ વળે છે ત્યાં આગળ હે રાઘવ! તમે વટેમાર્ગુઓને ઉતરવાનો આરો શોધી કહાડજો. ત્યાં કંઈક તરવાનું સાધન બનાવીને તમે એ યમુના નદીને સામે પાર જજો.[૪,૫] પછી ત્યાંથી દક્ષિણ દિશા તરફ આગળ ચાલતાં એક ઘણોજ મોટો, ચોતરફ લીલાં પાંદડાંવાળો, અનેક વૃક્ષોવડે વીંટાયેલો અને સિદ્ધ પુરૂષોએ સેવેલો 'શ્યામ' નામનો વડ આવશે.[૬] તે શ્યામવડની સમીપ જઈને, સીતાએ હાથ જોડીને, વનમાંથી ક્ષેમકુશળ પાછા આવવા માટે પ્રાર્થના કરવી. પછી જો ઇચ્છા હોય તો તમે ત્યાં એક રાત્રી રહેજો, નહિ તો સુખેથી આગળ જજો![૭] ત્યાંથી વળી યમુનાના કિનારે કિનારે એક કોશ સુધી જશો, એટલે વાંસ અને બોરડીનાં વૃક્ષોથી પરિપૂર્ણ એવું શ્યામ વર્ણવાળું વન આવશે. હે રામ! એ વન યમુના નદીની બન્ને બાજુપર આવેલાં વૃક્ષોને લીધે અત્યંત રમણીય જણાય છે.[૮] ત્યાંથી ચિત્રકૂટ પર્વત પ્રત્યે જવાનો અતિ રળીયામણો, સુંવાળી રેતીવાળો અને દવરહિત* માર્ગ આવશે. એ માર્ગે થઈને હું ઘણી વાર ચિત્રકૂટ પર્વતપ્રત્યે ગયેલો છું."[૯] એવી રીતે મહર્ષિ ભરદ્વાજે કેટલેક સુધી રામચંદ્રની સાથે જઇ ચિત્રકૂટનો માર્ગ બતાવ્યો. ત્યારે મહાત્મા રામચંદ્રે "બહુ સારૂં" એમ કહીને તેમને પ્રણામ કર્યાં, અને પાછા વળવાને આગ્રહ કર્યો, એટલે ભરદ્વાજમુનિ સીતા તથા લક્ષ્મણસહિત રામચંદ્રને અનેક આશિષ આપીને પાછા વળ્યા.[૧૦]

માર્ગક્રમ દર્શાવીને મહર્ષિ ભરદ્વાજ પાછા વળ્યા એટલે, પુરૂષવ્યાઘ્ર રામલક્ષ્મણે સીતાને આગળ કરી, મુનિએ બતાવેલા માર્ગે થઈને યમુનાનદી પ્રત્યે ચાલવા માંડ્યું. માર્ગમાં ચાલતાં, રામચંદ્રે લક્ષ્મણને કહ્યું કે, "હે વીર! આપણે ઘણાજ ભાગ્યશાળી છીએ, કેમકે ભરદ્વાજસરખા મહર્ષિ આપણા ઉપર આટલી બધી દયા રાખે છે! અહો! એ મહર્ષિના આશીર્વાદથી આપણે ક્ષેમકુશળ વનમાંથી પાછા આવીશું."[૧૧,૧૨] એવી રીતે વાર્તાલાપ કરતાં તેઓ શીઘ્ર વેગવાળી યમુના નદીના ઉતરવાયોગ્ય

* દાવાગ્નિ વિનાનો.

તટપર આવી પહોંચ્યા; અને "તેને સામે પાર કેવી રીતે જવું ?" એ સંબંધે વિચાર કરવા લાગ્યા.[૧૩] ભરદ્વાજમુનિનું વચન યાદ આવતાંજ તેમણે આસપાસનાં વનોમાંથી સૂકાઈ ગયેલાં વાંસ વગેરે હલકાં કાષ્ઠ એકઠાં કર્યાં, અને વીરણના વાળા–ઘાસથી તેઓને પરસ્પર બાંધીને એક મોટો ત્રાપો બનાવ્યો.[૧૪] મહાપરાક્રમી લક્ષ્મણે, નેતરની તથા જાંબુવૃક્ષની કેટલીક ડાળીઓ કાપી તે ત્રાપાપર બિછાવી, સીતાને માટે ઉત્તમ સુખાસન બનાવ્યું. પછી એ ત્રાપાને યમુનાનદીના જળમાં તરતો મૂક્યો.[૧૫] ત્યારપછી દશરથનંદન રામચંદ્રે લક્ષ્મીસમાન અચિન્ત્ય સ્વરૂપવાળાં પોતાનાં ધર્મપત્ની સીતા કે જે આવો પ્રસંગ પહેલ વહેલોજ હોવાથી કંઈક લજ્જાયમાન થતાં હતાં તેમને સ્વહસ્તે કરી તે ત્રાપાપર બેસાડ્યાં,[૧૬] અને તેમનાં વસ્ત્રાભૂષણો તથા ખનિત્રો અને વાંસની પેટી વગેરે સાહિત્યો તેમની પાસેજ મૂક્યાં.[૧૭] એવી રીતે ત્રાપાપર પ્રથમ સીતાને બેસાડીને પછી, બન્ને ભાઈઓ પણ બેસી ગયા અને તેમણે પોતાના હાથમાં રાખેલી બે લાંબી લાકડીઓરૂપી હલેસાંવડે ત્રાપાને ચાલતો કર્યો.[૧૮]

જ્યારે એ ત્રાપો યમુનાનદીના મધ્ય ભાગે આવી પહોંચ્યો, ત્યારે સતીશિરોમણિ સીતાએ પ્રણામ કરીને કહ્યું કેઃ—"હે યમુના ! હું તને તરીને સામે પાર જાઉં છું. હે કલ્યાણિ ! તું મારા પતિ રામચંદ્રના ચૌદ વર્ષ વનમાં વસવાના સંકલ્પને કુશળપણે પાર પાડ.[૧૯] હે કાલિંદિ ! જ્યારે રામચંદ્ર વનમાંથી કુશળપણે પાછા આવીને ઇક્ષ્વાકુવંશી રાજાઓએ પાલન કરેલી અયોધ્યાનગરીમાં પ્રવેશ કરશે ત્યારે હું, બ્રાહ્મણોને એકહજાર ગાયોનું દાન આપીને દેવોને દુર્લભ એવા સેંકડો પદાર્થોવડે તારૂં પૂજન કરીશ."[૨૦] એ પ્રમાણે હાથ જોડીને પ્રાર્થના કરતાં સીતાસહિત રામલક્ષ્મણ સામાં જણાતાં વૃક્ષોની સરતે શીઘ્ર વેગવાળી યમુનાનદીના દક્ષિણ તટપર આવી પહોંચ્યા.[૨૧,૨૨]

પછી સીતાસહિત બન્ને ભાઈઓ કિનારાપર ઉતર્યા, અને તેમણે જળમાંથી ત્રાપાને બહાર કાઢીને નદીના કિનારાપરના વનમાં મૂકીને આગળ ચાલવા માંડ્યું. દક્ષિણ દિશા ભણી ચાલતાં, થોડીકવારે તેઓ શીતળ છાયાવાળા અને લીલાછમ જણાતા શ્યામવડની નજીક આવી પહોંચ્યાં.[૨૩] તુરતજ સતીશિરોમણિ સીતાએ તે શ્યામવડની પાસે જઈને, પ્રણામ કરીને કહ્યું કેઃ—"હે મહાવૃક્ષ ! હું તને નમન કરૂં છું. તું મારા પતિની ચૌદ વર્ષ વનમાં વસવાની પ્રતિજ્ઞાને નિર્વિઘ્ને પાર પાડજે,[૨૪] અને અમે કુશળક્ષેમ પાછાં આવીને, પરમપૂજ્ય મહારાણી કૌસલ્યા તથા સુમિત્રાનાં પુનઃ દર્શન પામીએ; એવી દયા કરજે." એવી રીતે હાથ જોડીને પ્રાર્થના કરતાં સીતાએ મહાવૃક્ષ શ્યામવડની પ્રદક્ષિણા કરી.[૨૫] એ વેળા મહા સમર્થ રામચંદ્રે પોતાને અનુકૂળ વર્તનારાં અને પ્રશંસનીય આચરણવાળાં પોતાની પ્રિયા સીતાને આટલી બધી યાચના કરતાં જોઈને લક્ષ્મણ પ્રત્યે કહ્યું કેઃ—[૨૬] "હે ભરતાનુજ ! હવે તું પ્રથમની પેઠે સીતાની આગળ ચાલ, અને હું સઘળાં આયુધો ગ્રહણ કરીને તમો બન્નેની પાછળ ચાલીશ.[૨૭] હે ભાઈ ! માર્ગમાં આવતાં અનેક પ્રકારનાં વૃક્ષોનાં ફળો તથા પુષ્પોને જોઈને, જનકતનયા સીતા જે જે ફળ તથા પુષ્પની ઇચ્છા કરે, તે સર્વ તેને તું આપતો જજે !"[૨૮]

માર્ગમાં આવતાં અનેક વૃક્ષો, ગુચ્છો તથા પુષ્પવાળી લતાઓને જોઈને સીતા તેમાંનાં કેટલાંકને કદીપણ નહિ જોયેલાં હોવાથી તેની ઓળખાણ માટે રામચંદ્રને નમ્રતાથી પૂછતાં હતાં.[૨૯] એ વેળા મહાત્મા લક્ષ્મણ, સીતાનું વચન સાંભળીને, તુરતજ રામચંદ્રની આજ્ઞા પ્રમાણે અનેક તરેહનાં રમણીય વૃક્ષોનાં પુષ્પ તથા ફળ સીતાને લાવી આપતા હતા.[૩૦] અનેક પ્રકારનાં ફળ–પુષ્પને નિરખતાં જનકતનયા

સીતા, હંસ તથા સારસપક્ષીઓના નાદવાળી અને વિચિત્ર રેતીવાળી યમુનાનદીના કિનારે કિનારે ચાલતાં આનંદ પામવા લાગ્યાં.[31] એમ કરતાં સીતાસહિત બન્ને ભાઈઓ એક કોશ પર્યંત આગળ ચાલી નીકળ્યા અને માર્ગમાં આવતાં કેટલાંક મહામૃગોને હણીને યમુનાના વનને વિષે વિહાર કરવા લાગ્યા.[32] અનેક મયૂરોના નાદથી શબ્દાયમાન થયેલા તથા અનેક વાનરો અને હસ્તીઓથી પરિપૂર્ણ એવા યમુનાતટના વનને વિષે વિહાર કરીને, જ્યારે સંધ્યાસમય થયો ત્યારે નિત્ય કર્મ કરીને ઉત્તમ સ્વરૂપવાળાં એ ત્રણે જણાંએ યમુનાના ખાડા-ખાબોચીયાં વિનાના કિનારાપર જઈને રાતવાસો કર્યો.[33]

विहृत्य ते बर्हिणपूगनादिते शुभे वने वानरवारणायुते ॥ समं नदीवप्रमुपेत्य सत्वरं निवासमाजग्मुरदीनदर्शनाः ॥ ३३ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણના આદિકાવ્યના અયોધ્યાકાંડમાં પંચાવનમો સર્ગ સંપૂર્ણ ૫૫.

## સર્ગ ૫૬ મો.

### વનમાર્ગનું સૌન્દર્ય-ચિત્રકૂટનિવાસ.

अथ रात्र्यां व्यतीतायामवसुप्तमनन्तरम् ।
प्रबोधयामास शनैर्लक्ष्मणं रघुपुंगवः ॥ १ ॥

યમુનાનદીના ઉપવનમાં એ રાત્રિ વ્યતીત થતાં રામચંદ્ર નિદ્રા ત્યજીને જાગ્રત થયા, અને પોતાની પછી સૂતેલા લક્ષ્મણને જગાડવા લાગ્યા કે,[1] "હે સૌમિત્રિ! રાત્રિ વ્યતીત થવા આવી છે; સાંભળ, વનને વિષે પક્ષીઓનું મધુર કૂજન થઈ રહ્યું છે. હે શત્રુતાપન! હવે આપણે અહીંથી પ્રસ્થાન કરવાનો સમય થયો છે, માટે સાવધ થા."[2]

એ પ્રમાણે ઉષઃકાળના સમયે રામચંદ્રનાં વચન સાંભળીને મહાત્મા લક્ષ્મણ નિદ્રા, આલસ્ય તથા શ્રમનો ત્યાગ કરીને સાવધ થયા.[3] પછી સીતાસહિત રામલક્ષ્મણ બન્ને ભાઈઓ યમુનાના તટપર જઈ, તેના કલ્યાણકારક જળમાં સ્નાનાદિ નિત્ય કર્મ કરી ત્યાંથી અનેક ઋષિઓએ સેવેલા ચિત્રકૂટપર્વતના માર્ગે વિદાય થયા.[4] માર્ગમાં ચાલતાં, વસંતઋતુના દિવસો હોવાને લીધે અત્યંત ખીલી નીકળેલી વનલીલાને જોઈને રઘુવીર કમળની પાંખડીસરખાં નેત્રવાળાં સીતાને કહેવા લાગ્યા કે,–[5] "હે વૈદેહિ! તમે આ વસંતઋતુની શોભાને જુઓ આ ખાખરાનાં વૃક્ષો પોતાની ચારે બાજુ એકે સામટાં પુષ્પો ખીલી નીકળવાને લીધે, જાણે પ્રજ્વલિત થયેલાં હોયની+ અથવા જાણે તેઓએ પુષ્પોની માળાઓ ધારણ કરી હોયની, એવાં જણાય છે![6] હે જાનકિ! આ ભીલામાં તથા બીલીનાં વૃક્ષો, ફળ તથા પુષ્પોના ભારથી કેવાં નમી રહ્યાં છે? આ માર્ગમાં કોઈ પણ મનુષ્ય આવતું જતું નહોવાથી તેના ફળ-પુષ્પાદિનો ઉપયોગ થતો જણાતો નથી, તેથી આ ચિત્રકૂટના વનમાં આપણને અવશ્ય અનેક પ્રકારનાં ફળ-પુષ્પાદિ જીવનસાધનો મળી આવશે, અને આપણે ચિત્રકૂટપર્વતપર સુખેથી રહી શકીશું."[7] (એટલું સીતા પ્રત્યે કહીને, વળી રામચંદ્રે લક્ષ્મણને કહ્યું કે:-) "હે લક્ષ્મણ! જો તો ખરો, આ વનને વિષે પ્રત્યેક મોટાં મોટાં વૃક્ષો ઉપર મધમાંખીઓએ, એક એક દ્રોણ* જેટલા વજનના મધપૂડા રચ્યા છે! અહો! આ મધપૂડા વૃક્ષોની ડાળીઓપર કેવા લટકી રહ્યા છે?[8] અહો! આ તરફ વળી પુષ્પોના ગુચ્છોવડે આચ્છાદિત થયેલા રમણીય વૃક્ષ ઉપર બેઠેલો ચાતકપક્ષી બોલી રહ્યો છે, અને તેનો શબ્દ સાંભળીને વળી મયૂર, તેના સામે મધુરા ટોકા કરે છે, તેને જો!"[9] (એવી રીતે વાર્તાલાપ કરતાં, ચિત્રકૂટપર્વત નજીક આવવા લાગ્યો. તેને જોઇને વળી રામચંદ્રે લક્ષ્મણને કહ્યું કે:-) "હે ભાઇ લક્ષ્મણ! જો, સામે

+ ખાખરાનાં પુષ્પ રાતાંજ રાતાં હોવાથી અગ્નિની જ્વાળાસમાન લાગે છે; માટે એવી ઉત્પ્રેક્ષા કરી છે.

* સાડાત્રણ મણનો એક દ્રોણ કહ્યો છે અને કોઈ સ્થળે બત્રીસ શેરનો પણ કહ્યો છે.

ચિત્રકૂટપર્વત જણાય છે. અહો ! ! તેનાં શિખરો કેટલાં બધાં મોટાં છે ? એને વિષે મદોન્મત્ત અનેક હસ્તીઓનાં ટોળાં ફરી રહ્યાં છે, તેમજ સરોવરો તથા વૃક્ષોપર રહેલાં પક્ષીઓના નાદથી એ પર્વત ઘણોજ રમણીય જણાય છે.[10] હે તાત ! આપણે એ ચિત્રકૂટપર્વતના સપાટ જમીનવાળા, તથા અનેક પ્રકારનાં વૃક્ષોથી રમણીય જણાતા પવિત્ર વનને વિષે આનંદપૂર્વક નિવાસ કરીશું."[11]

એવી રીતે વાર્તાલાપ કરતા અને કોમળ ચરણથી ચાલતા બન્ને ભાઈઓ સીતાસહિત મનને આનંદ ઉપજાવે એવા રમણીય ચિત્રકૂટપર્વત પાસે આવી પહોંચ્યા.[12] પછી સીતાસહિત બન્ને ભાઈઓએ અનેક પક્ષીઓથી વ્યાપ્ત, ઘણાં કંદ-મૂળ તથા ફળોથી ભરપૂર અને સ્વાદિષ્ટ જળપૂર્ણ સરોવરોવાળા એ રમ્ય ચિત્રકૂટપર્વતપર ધીમે ધીમે ચઢવા માંડ્યું.[13] પર્વતની શોભા નિહાળતાંજ રામચંદ્રે લક્ષ્મણ પ્રત્યે કહ્યું કે:-"હે સૌમ્ય! આ પર્વત અનેક વૃક્ષો તથા લતાઓથી ભરપૂર હોવાને લીધે મનને હર્ષ ઉપજાવે એવો છે; તેમજ સ્થળે સ્થળે ઘણાંજ કંદ-મૂળ તથા ફળ વગેરે આજીવિકાનાં સાધનો પ્રાપ્ત થઇ શકે એમ હોવાને લીધે અત્યંત સુખરૂપ છે."[14] (વળી ઉપર જતાં, અનેક ઋષિઓના રમણીય આશ્રમો જોઈને રામચંદ્રે કહ્યું કે:-) "હે તાત લક્ષ્મણ ! તું જો તો ખરો, આ પર્વતને વિષે અનેક મહાત્મા ઋષિ-મુનિઓ આશ્રમો બાંધીને વસેલા છે. હે ભાઈ ! આપણે પણ આ પર્વતમાંજ વસીશું."[15] એ પ્રમાણે વાર્તાલાપ કરતા રામલક્ષ્મણ બન્ને ભાઈઓ પોતાને નિવાસ કરવા યોગ્ય સ્થળ શોધવા માટે એ પર્વતપર ફરવા લાગ્યા. ફરતાં ફરતાં તેઓ ત્યાં વસતા કોઇ એક 'વાલ્મીકિ' નામના મુનિના આશ્રમપર જઈ ચઢ્યા. એ મહાન્ તેજસ્વી મુનિને જોતાંજ સીતાસહિત બન્ને ભાઈઓએ તેમની પાસે જઇને હાથ જોડીને પ્રણામ કર્યા; અને પોતાનું નામ વગેરે જણાવ્યું.[16] રામચંદ્રનું વચન સાંભળી અત્યંત હર્ષયુક્ત થયેલા ધર્મજ્ઞ એવા એ વાલ્મીકિમુનિએ "આપ ભલે પધાર્યા." એમ કહીને તેઓને ઉત્તમ આસનપર બેસાડ્યા; અને તેઓનો સારી રીતે સત્કાર કર્યો.[17]

પછી મહા સમર્થ રામચંદ્રે પોતાને વનમાં આવવાનું સઘળું કારણ એ વાલ્મીકિમુનિને કહી સંભળાવ્યું, અને લક્ષ્મણને આજ્ઞા કરતાં કહ્યું કે:-[18] "હે લક્ષ્મણ ! હવે આપણે અહીંયાંજ આશ્રમ બાંધીને નિવાસ કરવો એવી મારી ઇચ્છા છે; માટે હે સૌમ્ય ! તું આ વનમાંથી દૃઢ અને ઉત્તમ સૂકાં કાષ્ઠ લઈ આવીને એક પર્ણશાળા બનાવ."[19]

પોતાના જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્રનું વચન સાંભળીને શત્રુઓનું દમન કરનારા મહાત્મા લક્ષ્મણે, તુરતજ આસપાસના વનમાંથી અનેક પ્રકારનાં શુદ્ધ વૃક્ષો આણીને, તે વડે એક પર્ણશાળા બનાવી.[20] બહારથી અને અંદરથી દૃઢ કાષ્ઠની ભીંતોવાળી તથા ઉપરના ભાગમાં છાપરાવાળી એ રમણીય પર્ણશાળાને જોઇને રામચંદ્ર લક્ષ્મણે કરેલી આટલી બધી સેવાથી તેનાપર પ્રસન્ન થયા, અને કહ્યું કે:-[21] "હે લક્ષ્મણ ! હવે તું મારી આગળ એક હરણ પકડી લાવ, કેમકે હે સૌમિત્રિ ! 'લાંબુ આયુષ્ય ભોગવવાને ઇચ્છનારા મનુષ્યે વાસ્તુશમન+ કરવું જોઈએ' એવો શાસ્ત્રનો નિયમ હોવાથી આપણે આ નવીન પર્ણશાળાનું શાલાકર્મ કરવાની જરૂર છે,[22] માટે હે લક્ષ્મણ ! તું શાસ્ત્રોક્ત વિધિનું અને કુલ પરંપરા પ્રાપ્ત રીતિનું સ્મરણ કરીને સત્વર જા, અને એક હરણને પકડી લઇ આવ."[23] પોતાના જ્યેષ્ઠ ભ્રાતાનું વચન સાંભળીને, શત્રુનાં સૈન્યને હણનારા શૂરવીર લક્ષ્મણે તે પ્રમાણે કર્યું, અર્થાત્ એક હરણ પકડીને ત્યાં આણ્યું. પછી રામચંદ્રે લક્ષ્મણને પુનઃ કહ્યું કે:-[24] "હે ભાઈ ! હવે વિલંબ ન કરતાં, તું આ મૃગને ભક્ષણ કરવા યોગ્ય વનનાં ફળ વગેરે

+ નવીન ગૃહમાં પ્રવેશ કરતી વેળા 'વાસ્તુશાંતિ' નામની ક્રિયા થાય છે તેને 'શાલાકર્મ' પણ કહે છે.

લાવીને અગ્નિમાં પકવીને શીઘ્ર તૈયાર કર. આ મૂહૂર્ત્ત શ્રેષ્ઠ છે, અને ધ્રુવ સંજ્ઞક છે. વિલંબ નહિ કરવાનું બીજું કારણ એ છે કે શાલાકર્મનો વિધિ દિવસેજ કરવો ચોગ્ય છે, માટે રાત્રિ ન પડી જાય તેમ ઉતાવળ કર !! " ૫

રામચંદ્રનું વચન સાંભળીને મહા પ્રતાપી લક્ષ્મણે અત્યંત પવિત્ર અને મૃગને ભક્ષણ કરવા ચોગ્ય ફળ લાવી પ્રજ્વલિત અગ્નિમાં નાંખ્યું.[૨૬] જ્યારે તે ફળ ઘણો સમય અગ્નિમાં રહેવાથી સારી રીતે પરિપક્વ થઇને રતાશ-વિનાનું* થયું, ત્યારે લક્ષ્મણે પુરૂષવ્યાઘ્ર રામચંદ્રને કહ્યું કે:-[૨૭] "હે દેવસમાન કાંતિવાળા રામચંદ્ર ! મેં તમારી આજ્ઞા પ્રમાણે સર્વ અવયવસંપન્ન આ કૃષ્ણ મૃગને ભક્ષણ કરવાનો પદાર્થ સિદ્ધ કર્યો છે. હવે તમે તે વડે દેવોનું યજન કરો. હે રામ ! તમે યજ્ઞકાર્યમાં અત્યંત કુશળ છો."[૨૮]

પછી રામચંદ્રે કૃષ્ણ મૃગને ભક્ષ્ય સમર્પણપૂર્વક સ્નાન કરીને, અર્થાત્ તે તે દેવતાઓને ઉદ્દેશી મૃગને ભક્ષ્ય પદાર્થ આપ્યા પછી સ્નાન કરીને, યજ્ઞ સમાપ્તિ પ્રયોજનના (પૂર્ણાહુતિના) સર્વ મંત્રોનું સંક્ષેપથી ઉચ્ચારણ કર્યું.[૨૯] એ પ્રમાણે વાસ્તુશમન કર્મમાં કહેલા સર્વ દેવોનું યજન કરીને, પવિત્ર થયેલા તથા અત્યંત તેજવાળા રઘુવીરે પર્ણશાળામાં અતિ હર્ષપૂર્વક પ્રવેશ કર્યો.[૩૦] ત્યાર પછી વાસ્તુદોષને નિવૃત્ત કરનારા મંગળપાઠ કરીને તેમણે પાસે વહેતી 'માલ્યવતી' નામની નદીમાં વિધિયુક્ત સ્નાન કર્યું, અને યથાર્થ જપ કર્યો. પછી પંચસૂનાદોષ નિવૃત્તિ અર્થે+ વૈશ્વદેવબલિ, રૌદ્રબલિ તથા વિષ્ણુબલિનું કર્મ કરીને, અને પર્ણશાળામાં રચેલી વજ્ઞવેદીની ચોતરફ અષ્ટ દિક્પાળોનું વિધાન કરીને ગણપતિ તથા વિષ્ણુ વગેરે દેવોનાં આયતન નિર્માણ કર્યાં.[૩૧-૩૩]

એ રીતે વિધિયુક્ત વાસ્તુકર્મ કર્યા પછી, ઉંચાણ-નિચાણ વિનાના સમાન સ્થળમાં બનાવેલી, વૃક્ષનાં પાંદડાંથી સારી રીતે છાયેલી, મનને આનંદ આપે તેવી અને જેમાં પવન પણ પ્રવેશ કરી શકે નહિ એવી એ પર્ણશાળામાં, જેમ દેવલોકો 'સુધર્મા' નામની સભામાં પ્રવેશ કરે તેમ સીતા, રામ તથા લક્ષ્મણે પ્રવેશ કર્યો.[૩૪] એ પ્રમાણે મહાત્મા રામચંદ્રે, અતિરમણીય ચિત્રકૂટપર્વતપર આવીને, મૃગ તથા પક્ષીઓએ સેવેલી અને પવિત્ર જળવાળી 'માલ્યવતી' નામની નદીના તટપર આશ્રમ બાંધીને નિવાસ કર્યો, અને ત્યાં વસતા અનેક ઋષિ-મુનિઓના સમાગમથી, તેમણે પોતાની અયોધ્યાનગરીના વિયોગનું સઘળું દુઃખ વિસારી મૂક્યું.[૩૫]

**सुरम्यमासाद्य तु चित्रकूटं नदीं च तां माल्यवतीं सुतीर्थाम् ॥ ननंद हृष्टो मृगपक्षिजुष्टां जहौ च दुःखं पुरविप्रवासात् ॥३५॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં છપ્પનમો સર્ગ સંપૂર્ણ. ૫૬.

## સર્ગ ૫૭ મો.

સુમંત્રનું આગમન-અયોધ્યામાં શોક.

**कथयित्वा तु दुःखार्तः सुमंत्रेण चिरं सह । रामे दक्षिणकूलस्थे जगाम स्वगृहं गुहः ॥१॥**

(રામચંદ્રે લક્ષ્મણ તથા સીતાસહિત ચિત્રકૂટમાં નિવાસ કર્યો, ત્યાં સુધીનું વર્ણન કરીને, હવે પાછળ ગંગાકિનારે રહેલા સુમંત્રનું શું થયું ? તેનું વર્ણન કરે છે.)

સીતાસહિત રામ-લક્ષ્મણ નૌકામાંથી ગંગાના દક્ષિણ તટપર ઉતરીને જ્યારે આગળ પ્રયાણ કરવા લાગ્યા અને અતિ દૂર જવાથી

* કેટલાંક ફળો પ્રથમથી રાતા રંગનાં હોય છે, પરંતુ પરિપક્વ થયા પછી તેનો તે રંગ બદલાઇ જાય છે.

\+ ગૃહસ્થાશ્રમીના ઘરમાં નિત્ય પંચસૂના (હિંસા) સ્થાન રહે છે. જેવાં કે:-कण्डणी पेषणी चुल्ली उदकुंभोऽथ मार्जनी । पञ्च सूना गृहस्थस्य ताभिः स्वर्गं न विन्दति ॥ ખાંડવાનાં, દળવાનાં, રાંધવાનાં, પાણી ભરવાનાં અને પૂંજો-વાસીદું વાળવાનાં; એમ મળી પાંચ પ્રકારનાં સાધનોથી ગૃહસ્થોના ઘરમાં દરરોજ હિંસા થાય છે. તે દોષની નિવૃત્તિ માટે પંચ મહાયજ્ઞ વિધાન દર્શાવેલું છે !!

અદ્દશ્ય થયા, ત્યારે ગંગાના ઉત્તર તટપર ઉભા રહીને રામચંદ્રની પાછળ જોઈ રહેલા ગુહરાજા તથા સુમંત્ર અતિ દુ:ખી થઇને કેટલીકવાર પરસ્પર રામગુણસંબંધી વાર્તાલાપ કર્યા પછી ત્યાંથી પાછા વળ્યા. તે વેળા અતિ વિલાપ કરતા સુમંત્રને ગુહરાજા પોતાના ઘેર–શૃંગવેરપુરમાં તેડી ગયો.[1] ત્યાં રહીને તેણે, ગુપ્ત દૂતોદ્વારા રામચંદ્રનું પ્રયાગમાં મુનિશ્રેષ્ઠ ભરદ્વાજના આશ્રમે જવું, મુનિએ કરેલો તેમનો સત્કાર અને ત્યાંથી તેમનું ચિત્રકૂટ-પર્વતપ્રત્યે જવું, ઈત્યાદિ સર્વ સમાચાર જાણ્યા.[2] ત્યાર પછી સુમંત્ર ગુહરાજાની આજ્ઞા લઇને તથા રથને ઉત્તમ અશ્વો જોડીને અતિ ઉદાસ ચિત્તે અયોધ્યા પ્રત્યે વિદાય થયો.[3] શૃંગવેર-પુરમાંથી નીકળીને, માર્ગમાં આવતાં અનેક સુગંધી વનો, રમણીય સરોવરો, નદીઓ, ગ્રામો તથા નગરોને નિરખતો એ સુમંત્ર સારથિ બીજે દિવસે સાયંકાળે આનંદરહિત થયેલી અયોધ્યાનગરીની સમીપ આવી પહોંચ્યો. તે વેળા પુરવાસીજનોના કોલાહલ શબ્દથી રહિત હોવાને લીધે શૂન્ય સરખી થઈ પડેલી અયોધ્યાનગરીને જોઇને અતિ ખેદ તથા શોકયુક્ત થયેલો સુમંત્ર વિચાર કરવા લાગ્યો કે:–[4,5] "અરે ! ! અશ્વો, હસ્તીઓ, મનુષ્યો અને મહારાજાસહિત આ અયોધ્યા-નગરી રામવિયોગના શોકરૂપી અગ્નિથી દગ્ધ તો નથી થઈ ગઇ ?" [7] એમ ચિંતા કરતો સુમંત્ર શીઘ્ર ગમન કરનારા અશ્વોથી થોડીક વારમાં અયોધ્યાના દરવાજા આગળ આવી પહોંચ્યો; અને તેણે નગરમાં પ્રવેશ કર્યો.[8] રથને જોતાંજ સેંકડો અને હજારો નગ-રવાસીજનો ટોળેટોળાં મળીને સુમંત્રની સામે દોડી આવી "રામ ક્યાં ? રામ ક્યાં ?" એમ પૂછવા લાગ્યા.[9] ત્યારે સુમંત્રે તેઓને કહ્યું કે:–"હે નગરજનો ! હું ગંગાના કિનારા સુધી ધર્માત્મા રામચંદ્રની સાથે ગયેલ હતો. અને ત્યાંથી તેમની આજ્ઞા થવાથી પાછો વળ્યો છું ! અરે, તે તો ગંગાની પાર ઉતરીને દક્ષિણ દિશા તરફના વનમાં સીધાવી ગયા છે !" સુમંત્રનું વચન સાંભળીને નગરવાસીજનો "અરે ! હાય, આપણને ધિક્કાર છે." એવો નિશ્વાસ નાખીને "હા રામ ! હા રામ ! !" એવો આક્રોશ કરવા લાગ્યા.[10,11] તેઓ સર્વ રાજમાર્ગ ઉપર ટોળે મળીને વિલાપ કરતાં બોલવા લાગ્યા કે:–"અરેરે ! હાય ! ! આ રથને વિષે રામચંદ્રને નહિ દેખનારા એવા અમો સર્વ હીનભાગ્ય છીએ ! અરેરે ! નક્કી, હવે એ રામચંદ્ર વિના આપણો વિનાશજ થશે ! અરેરે ! હવે પછી દાન, યજ્ઞ, વિવાહ તથા મોટા મોટા સમાજો–સભાઓને વિષે ધાર્મિક રામચંદ્રને આપણે મધ્ય ભાગે વિરાજેલા જોવા પામીશું નહિ ! અરેરે ! 'આ મારી પ્રજાને માટે શું કરવું યોગ્ય છે ? મારી પ્રજાને શું પ્રિય છે ? અને તેને શાથી સુખ થઇ શકે એમ છે ?' એવા એવા અનેક વિચારો કરનારા એ રામચંદ્રે, પિતા જેમ પુત્રનું પાલન કરે, તેમ આખા અયો-ધ્યારાજ્યનું પાલન કર્યું છે."

એ પ્રમાણે નગરવાસીજનોના અનેક પ્રકારના વિલાપ સાંભળતો સુમંત્ર, રથ હાંકીને રાજમહેલ ભણી ચાલ્યો જતો હતો.[12-14] બજાર વચ્ચે થઇને જતા સુમંત્રે મોટી મોટી હવેલીઓના ગોખમાં તથા અટારીઓમાં બેઠેલી સ્ત્રીઓ કે જેઓ રામવિયોગના શોક-વડે સંતાપ પામેલી હતી, તેમના અનેક પ્રકારના વિલાપનાં વચનો સાંભળ્યાં.[15] તેથી અતિશય ખેદ પામેલો સુમંત્ર, લજ્જાને લીધે* પોતાના મુખપર વસ્ત્ર ઢાંકીને, છેક દશરથ-રાજાના મહેલ આગળ આવ્યો.[16] તુરતજ સુમંત્રે રથમાંથી ઉતરીને રાજગૃહમાં પ્રવેશ કર્યો; અને નગરવાસી મહાજનોથી પરિપૂર્ણ એવી એક પછી એક એમ સાત દોઢીઓ વટાવીને અંદર ગયો.[17]

* પોતે સાથે ગયેલો છતાં, રામને વનમાંજ મૂકીને પાછો આવ્યો, એવા વિચારથી લજ્જા આવવાને લીધે.

આ વેળા રામચંદ્રનાં દર્શન માટે તલસતી અયોધ્યાના શ્રીમંતોની સ્ત્રીઓ મોટી મોટી હવેલીઓ, સાત મજલાવાળાં મંદિરો તથા ત્રણ મજલાવાળાં પ્રાસાદો ઉપર ચઢીને, રામચંદ્ર વિના એકલા સુમંત્રને પાછો આવેલો જોઇને હાહાકારયુક્ત કલ્પાંત કરવા લાગી;[૧૮] તેમજ અત્યંત દુઃખે કરી પીડાતી એ સ્ત્રીઓ પોતાનાં વિશાળ અને નિર્મળ આંસુ ભર્યાં નેત્રે પરસ્પર જોવા લાગી.[૧૯] એટલામાં તો સુમંત્રને એકલો આવેલો જોઇને રામચંદ્રના વિયોગથી તાપ પામેલી મહારાજા દશરથની સ્ત્રીઓ પોતાનાં ગૃહોથી નીચે ઉતરી આવીને ધીમે ધીમે સ્વરે વિલાપ કરવા લાગી. તે સઘળું સુમંત્રના સાંભળવામાં આવ્યું.[૨૦] મહારાજા દશરથની સ્ત્રીઓ ગદ્ગદ કંઠે બોલતી હતી કેઃ—"અરે! આ સુમંત્રસારથિ રામચંદ્રની સાથે વનમાં ગયો હતો; પરંતુ અત્યારે રામવિના નિરાશ થઈને તે એકલોજ પાછો આવ્યો છે. હવે અતિશય આક્રોશ કરતી કૌસલ્યાને સુમંત્ર શું ઉત્તર આપશે?[૨૧] અરે! આપણે રામચંદ્રસરખા પુત્રના વિયોગથી જીવન ધારણ કરવું દુઃખરૂપ માનીએ છીએ, પરંતુ એવું દુઃખરૂપ જીવન ત્યજવું એ કાંઈ સુલભ નથી! જુઓને, ન્યાય પ્રાપ્ત રાજ્યાભિષેકનો ત્યાગ કરીને પોતાના પુત્ર રામચંદ્ર વનમાં ગયા છે તોપણ હજી કૌસલ્યા જીવે છે!"[૨૨] રાજપત્નીઓનાં એવાં યથાર્થ વચનો સાંભળીને જાણે શોકાગ્નિથી પ્રજ્વલિત થતો હોય, એવી સ્થિતિમાં આવેલો સુમંત્ર, આઠમી દોઢી ઓળંગીને છેક મહારાજા બેઠા હતા ત્યાં જઈ પહોંચ્યો. એ વેળા તેણે શ્વેત અંતઃપુરમાં પુત્રવિયોગના શોકથી ખેદ પામેલા મહારાજા દશરથને દીન અને આતુરની પેઠે બેઠેલા જોયા.[૨૩,૨૪] તુરતજ સુમંત્રે મહારાજાની પાસે જઇને તેમને પ્રણામ કર્યા; અને રામચંદ્રના સઘળા સમાચાર નિવેદન કર્યા.[૨૫]

તે વેળા મહારાજા દશરથ, અસ્વસ્થચિત્ત હોવાથી કાંઈપણ બોલ્યા વિના, સુમંત્રે કહેલા સઘળા સમાચાર સાંભળીને, રામવિયોગના શોકનો વિશેષ આઘાત થવાથી એકાએક મૂર્છિત થઈ પૃથ્વીપર પડી ગયા.[૨૬] મહારાજાને મૂર્છિત થયેલા જોઈને, અંતઃપુરનાં સર્વ મનુષ્યો મહાન્ શોકને લીધે હાથ ઉંચા કરીને આક્રોશ કરવા લાગ્યાં.[૨૭] પછી મહારાણી કૌસલ્યા તથા સુમિત્રાએ દશરથરાજાને કેટલાક ઉપચારોથી સાવધ કરીને બેઠા કર્યા, અને કહ્યું કેઃ—[૨૮] "હે મહારાજા! ઉત્તમ રાજ્યસુખનો ત્યાગ કરી વનમાં જવારૂપી દુષ્કર કાર્ય કરનારા રામચંદ્રનો સારથિ સુમંત્ર કે જે રામચંદ્રની સાથે વનમાં ગયો હતો, તે દૂતતરીકે સંદેશો લઇને પાછો આવ્યો છે, છતાં તમે તેની સાથે કેમ બોલતા નથી?[૨૯] હે રાઘવ! પોતાના જ્યેષ્ઠ પુત્રને રાજ્યાસન નહિ આપતાં તેને વનમાં મોકલવારૂપ મોટો અન્યાય કરીને હવે તમે શરમાઓ છો શું? અરે, સુમંત્રની સાથે તમે કેમ બોલતા નથી? ખેર, થવાનું હતું તે થયું, પણ હવે તમે શોકનો ત્યાગ કરીને સાવધ થાઓ, અને પોતાના સત્યવાદીપણાના પુણ્યફળને પ્રાપ્ત કરો!! હે રાજન્! જો તમે આમ શોકજ કર્યા કરશો તો પછી તમને સહાય્ય કરનારાં આ સર્વ મનુષ્યો નાશ પામશે.[૩૦] હે દેવ! તમે જેના ભયને લીધે સુમંત્રની સાથે રામસંબંધી વાતચિત કરતાં અચકાઓ છો, તે કૈકેયી અહીં નથી, માટે નિઃશંક થઇને રામના સમાચાર પૂછો."[૩૧]

એવી રીતે ગદ્ગદ કંઠે મહારાજાને કહીને અતિશય શોકથી પીડિત થયેલાં મહારાણી કૌસલ્યા પૃથ્વીપર ઢળી પડયાં.[૩૨] વિલાપ કરતાં કૌસલ્યાને તથા દશરથરાજાને મૂર્છિત થઈ પૃથ્વીપર પડેલાં જોઈને અંતઃપુરની સર્વ સ્ત્રીઓ ચોમેર રોદન કરવા લાગી.[૩૩] આ વેળા મહારાજા દશરથના આખા અંતઃપુરમાં શોક-રોદનનો નાદ પ્રસરી રહ્યો. તે સાંભળીને નગરનાં સઘળાં બાળ, યુવાન અને વૃદ્ધ સ્ત્રી-પુરૂષો ચારે બાજુ રોદન કરવા

લાગ્યાં. એવી રીતે અયોધ્યાનગરી, કે જે રામચંદ્રના ગયા પછી અત્યાર સુધીમાં કાંઇક શાંત થઈ હતી તે પુનઃ પ્રથમના જેવાજ શોકસાગરમાં ડૂબી ગઈ.[૩૪]

ततस्समन्तात्पुरनादमुत्थितं समीक्ष्य वृद्धास्तरुणाश्च मानवाः। स्त्रियश्च सर्वा रुरुदुः समन्ततः पुरं तदासीत्पुनरेव संकुलम् ॥ ३४ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં સત્તાવનમો સર્ગ સંપૂર્ણ. ૫૭

## સર્ગ ૫૮ મો.

### દશરથપરિતાપ-રામનો સંદેશ.

प्रत्याश्वस्तो यदा राजा मोहात्प्रत्यागतस्मृतिः। तदाजुहाव तं सूतं रामवृत्तान्तकारणात् ॥ १ ॥

પછી સેવક જનોએ કેટલાક ઉપચારોથી મહારાજા દશરથને સાવધ કર્યા, અને તેમનું આશ્વાસન કર્યું ત્યારે તેમની મૂર્છા વળી અને તેમને સ્મૃતિ થઇ આવી, એટલે તુરતજ તેમણે પોતાના પ્રિય પુત્ર રામચંદ્રનું વૃત્તાંત જાણવા માટે સુમંત્રને પોતાની પાસે બોલાવ્યો.[૧] સુમંત્ર પણ રામચંદ્રનોજ શોક કરતા, દુઃખને લીધે અતિ પરિતાપ પામેલા, નવેનવા પકડાયેલા હાથીની પેઠે નિઃશ્વાસ નાંખતા અને વિચારવમળમાં ઘેરાયલા અતિવૃદ્ધ મહારાજા દશરથની પાસે જઇને, હાથ જોડી ઉભો રહ્યો.[૨,૩] મહારાજા દશરથે માર્ગની રજથી ખરડાયેલા શરીરવાળા અને આંસુભર્યા મુખવાળા સુમંત્રને, દીનની પેઠે પોતાની પાસે ઉભેલો જોઇને પૂછ્યું કેઃ-[૪].

"હે સુમંત્ર! વનનાં વૃક્ષો તથા ફળોના આશ્રયે રહેનારો મારો પુત્ર રામ હવે ક્યાં હશે? અરે! અતિશય સુખમાં રહેલો તે રામ હવે ક્ષુધા લાગશે ત્યારે વનમાં શાનું ભોજન કરશે?[૫] હે સુમંત્ર! જેણે કદી પણ દુઃખ જોયું નથી અને જે નિરંતર સુંવાળી શય્યાપર શયન કરનારો છે તે રાજપુત્ર રામ હવે અનાથની પેઠે કાંઇપણ બિછાના વિનાની પૃથ્વીપર કેમ કરી શયન કરશે?[૬] અહા!! સહેજસાજ મંદિરથી બહાર નીકળતી વેળા પણ રથો, અશ્વો અને હસ્તીઓપર આરૂઢ થયેલા કેટલાક અધિકારી પુરૂષો તથા અનેક પાળાઓ જેની પાછળ ચાલતા હતા, તે રામ હવે એકલોજ નિર્જન વનમાં કેવી રીતે રહી શકશે?[૭] અરે! ભયંકર અજગરો, કાળા સર્પો અને સિંહ વગેરે ક્રૂર વનપ્રાણીઓએ સેવેલા ઘોર વનમાં સીતાસાથે મારા બન્ને કુમારો કેમ કરી રહી શકશે?[૮] હે સુમંત્ર! નિરંતર ધર્મ પ્રમાણે વર્તનારી અને અત્યંત સુકુમાર અંગવાળી સીતાસહિત બન્ને ભાઇઓ રથમાંથી ઉતરી, પોતાના કોમળ ચરણોવડે ચાલીને મહાવનમાં કેવી રીતે જઇ શક્યા હશે?[૯] હે સૂત! હાલમાં માત્ર તું એકલોજ ભાગ્યશાળી અને કૃતકૃત્ય છે, કેમકે મંદરાચળ પર્વતમાં પ્રવેશ કરતા બે અશ્વિનીકુમારોની પેઠે મહા દારૂણ વનમાં પ્રવેશ કરતા મારા બન્ને પુત્રોને તેં નજરે જોયા છે![૧૦] હે સુમંત્ર! વનમાં ગયા પછી મારા પ્રિય પુત્ર રામે, લક્ષ્મણે તથા સીતાએ શાં શાં વચનો કહ્યાં હતાં?[૧૧] હે સૂત! મારો પુત્ર રામ વનમાં કેવા સ્થળે બેસતો હતો? કેવા સ્થળે શયન કરતો હતો? તથા શું ભોજન કરતો હતો? એ સઘળું તેં તેમની સાથે રહેવાથી જોયું હશે, માટે કહી સંભળાવ. હે સુમંત્ર! જેમ પૂર્વે સ્વર્ગમાંથી ભ્રષ્ટ થયેલો યયાતિરાજા સજ્જનોના સમાગમમાં આવવાથી, તેઓનાં ઉત્તમ વચનો સાંભળીને પોતાના દુઃખને વિસરી ગયો હતો અને સુખેથી જીવી શક્યો હતો,* તેમજ હું પણ પુત્ર સમાગમરૂપ સ્વર્ગ

* પૂર્વે સ્વર્ગમાંથી ભ્રષ્ટ થઇને પડતા યયાતિરાજાએ ઇંદ્રની પ્રાર્થના કરીને કહ્યું કેઃ-" જો મને મૃત્યુલોકમાં નાંખો તો સજ્જનોના સમાગમમાંજ નાખજો " એ સાંભળી ઇંદ્રે તેમ કર્યું, તેથી સજ્જનોના સમાગમમાં રહેલો યયાતિરાજા સજ્જનોનાં શાંતિપ્રદ ઉત્તમ વચનો સાંભળીને સ્વર્ગસુખને વિસરી ગયો હતો, અને મૃત્યુલોકમાં સ્વર્ગથી પણ વિશેષ સુખ ભોગવતો જીવી શક્યો હતો.

સુખથી ભ્રષ્ટ થયેલો હું તો પણ તારા સરખા સજ્જનના મુખથી મારા પ્રિયપુત્ર રામની વાતો સાંભળીને, રામના વિયોગનું દુ:ખ વિસરી શકીશ અને સુખેથી જીવી શકીશ"[૧૨] એ પ્રમાણે મહારાજા દશરથે આજ્ઞા કરી ત્યારે ગદ્ગદ્કંઠ થયેલા સુમંત્રે હૃદય ભરાઈ આવવાથી ટૂટક ટૂટક વાણીથી કહ્યું કે:-[૧૩] "હે મહારાજા! ધર્મનું પાલન કરનારા રામચંદ્રે જ્યારે મને અતિ આગ્રહથી પાછો વાળ્યો ત્યારે તેમણે આપને ઉદ્દેશીને બન્ને હાથ જોડી નમસ્કાર કર્યા, અને પછી જે કાંઈ કહ્યું તે સર્વ હું તમને તેમનાં વચનોમાંજ કહું છું. સાંભળો![૧૪] (રામે કહ્યું છે કે:-) "હે સૂત! તારે અયોધ્યામાં જઈને, પ્રથમ ધર્મિષ્ઠપણાથી પ્રસિદ્ધ અને વંદન કરવા યોગ્ય મારા પિતાના ચરણોનું મારી વતી વંદન કરવું.[૧૫] પછી અંત:પુરની મારી સર્વ માતાઓનું મારી વતી વંદન કરવું; અને તેઓ સર્વને મારી-વતી કુશળ પૂછવું.[૧૬] ત્યાર પછી મારાં માતુશ્રી કૌસલ્યાનું વંદન કરીને કુશળ પૂછવું અને તેમને, મારા વિયોગના શોકનો ત્યાગ કરી ધર્મમાં અપ્રમત્તપણું રાખવાને માટે કહેવું કે,[૧૭] "હે માતુશ્રી! તમારે નિરંતર ધર્મને વિષે નિષ્ઠા રાખીને અગ્નિહોત્રનાં કાર્યોમાં તત્પર રહેવું; અને મહારાજા દશરથના ચરણોનું, ભગવચ્ચરણારવિંદની પેઠે સેવન કરવું.[૧૮] હે માતુશ્રી! મારી સર્વ અપરમાતાઓની સાથે, તમારે અભિમાન તથા માનનો ત્યાગ કરીને સમાનભાવે વર્તવું; તેમજ હે અંબ! મહારાજા જેને વશ છે એવી કૈકેયી પણ ઉત્તમ સ્વભાવ-ગુણોવાળી થાય એમ તમારે કરવું. તેની સાથે કદી પણ વિરોધ કરવો નહિ.[૧૯] હે માતુશ્રી! 'અવસ્થા નાની હોય છતાં, જેને રાજ્ય મળે તે જ્યેષ્ઠ અને પૂજ્ય ગણાય છે.' એવા રાજધર્મને અનુસરીને તમારે ભરત વિષે રાજાસમાન વૃત્તિ કરવી."[૨૦]

"હે મહારાજા! એટલું કહીને, વળી તેમણે કહ્યું કે:-હે સૂત! તું મહાબાહુ ભરતને પણ મારી વતી કુશળ સમાચાર પૂછીને કહેજે કે, 'હે ભરત! તારે સર્વ માતાઓ પ્રત્યે ન્યાય પ્રમાણે વર્તવું; અને યુવરાજપદ પામીને, પ્રધાન રાજ્યાસનપર રહેલા આપણા પિતાનું સારી રીતે પાલન કરવું.[૨૧,૨૨] હે ભરત! હવે આપણા પિતા વૃદ્ધ થયા છે, માટે તારે તેમને રાજ્યપદથી ભ્રષ્ટ કરી દુ:ખી કરવા નહિ, પરંતુ આખા રાજ્યમાં તેમનીજ આજ્ઞા પ્રવર્તાવીને તારે પોતાના યુવરાજપદથીજ સંતુષ્ટ રહેવું, અર્થાત્ પિતાને દબાવીને, તારે રાજ્યાસન મેળવવું નહિ, પણ યુવરાજપદથીજ સંતોષ માનવો.'[૨૩] વળી હે મહારાજા! રામે અત્યંત રૂદન કરતાં, છેવટે ભરતને ઉદ્દેશીને કહ્યું છે કે:-'હે ભરત! નિરંતર પુત્રસુખને ઇચ્છનારી મારી માતા કૌસલ્યાને તારે પોતાની માતાસમાન ગણવી.'[૨૪] એટલું બોલતાં તો, હે નૃપ! મોટી કીર્તિવાળા મહાબાહુ રામચંદ્રનાં કમળપત્ર સમાન નેત્રમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં, અને ગદ્ગદ્ કંઠ થઈ જવાથી, તે પછી તે, કાંઇ પણ બોલી શકયા નહિ."[૨૫]

"પોતાના જ્યેષ્ઠ ભ્રાતા રામની એવી દુ:ખી અવસ્થા જોઈને અતિશય ક્રોધ પામેલા લક્ષ્મણે તે વેળા દીર્ઘ નિ:શ્વાસ મૂકીને કહ્યું કે:- "અરે, મારા જ્યેષ્ઠબંધુ રામચંદ્રને કયા અપરાધને લીધે વનવાસ આપવામાં આવ્યો છે, એ કાંઈ સમજાતું નથી![૨૬] અરે, પોતાના પુત્રનુંજ હિત ઇચ્છનારી દુષ્ટ કૈકેયીની એક તુચ્છ આજ્ઞા થતાં અમારા પિતા દશરથરાજાએ વગર વિચાર્યે અયોગ્ય કાર્ય કર્યું છે, કે જેને લીધે અમે પીડા પામીએ છીએ?[૨૭] ભલે, મહારાજાએ કૈકેયીની પ્રીતિ સંપાદન કરવાના લોભથી કિંવા વરદાનના કારણથી તેવું કાર્ય કર્યું, પરંતુ સર્વથા એ કાર્ય+ દુષિત-નિંદ્યજ છે.[૨૮] કદાચ કોઈ કહેશે કે રામચંદ્રને વનમાં મોકલવાનું કાર્ય તો મહારાજાથી

+ રામને વનવાસ અને ભરતને રાજ્ય આપવાનું કાર્ય.

ઈશ્વરેચ્છાને લીધે (પોતાની ઈચ્છા વિના) જ થઈ ગયું છે, ઈશ્વરની ઈચ્છાને ઉલંઘવાને કોણ સમર્થ છે? એમ હોય તો ભલે, પરંતુ રામચંદ્રને વનવાસ આપવામાં કાંઈ પણ વાસ્તવિક કારણ હોય એમ મને ભાસતું નથી. અર્થાત્ રામચંદ્રે એવો કોઈ પણ અપરાધ કર્યો નથી કે જેથી તેમને વનવાસ આપી શકાય.[૨૯] માટેજ હું કહું છું કે મહારાજા દશરથે પોતાના બુદ્ધિબળથી યોગ્યાયોગ્યનો કાંઈ પણ વિચાર કર્યા શિવાય શાસ્ત્ર વિરૂદ્ધ કાર્યનો આરંભ કર્યો છે, તેથી રામને વનવાસમાં મોકલવારૂપ આ કાર્ય, તેમને આ લોક તથા પરલોકમાં અત્યંત દુઃખરૂપ થઈ પડશે.[૩૦] અરે, આવું જોઈને હવે હું મહારાજા દશરથને વિષે પિતૃભાવ રાખી શકતો નથી! અરે! મારા પિતા, ભ્રાતા, સંબંધી તથા સ્વામી, એ સઘળું આ રામજ છે.[૩૧] સર્વ લોકોનું હિત કરવામાં પ્રીતિવાળા અને સર્વ લોકને અતિ પ્રિય એવા પોતાના પુત્ર રામચંદ્રનો ત્યાગ કરવાથી હવે મહારાજા દશરથ ઉપર પ્રજાજનો કેમ પ્રીતિ ધરાવશે?[૩૨] અરે, સઘળી પ્રજાને આનંદ આપનારા પોતાના ધર્મિષ્ઠ પુત્ર રામનો ત્યાગ કરવાથી સર્વ પ્રજાના વિરોધી થઈ પડેલા મહારાજા દશરથ રાજ્યાસનપર કેવી રીતે ટકી શકશે?* ”[૩૩]

“હે મહારાજા દશરથ! અતિશય ક્રોધાવેશમાં આવી ગયેલા લક્ષ્મણે એ પ્રમાણે કહ્યું તે વેળા ઉંડા વિચારમાં ગુંથાયેલાં, ગૃહસંબંધી વિશેષ સુખને વિસરી ગયેલાં અને દીર્ઘ નિઃશ્વાસ નાખતાં સતી શિરોમણિ સીતા તો જાણે ભૂતાવેશને લીધે ભ્રમિતજ થયાં હોયની, એમ પોતાના ચિત્તમાં આશ્ચર્ય પામતાં કાંઈ પણ બોલ્યા વિના ઉભાંજ રહ્યાં હતાં.[૩૪] તેમણે પૂર્વે કદી પણ દુઃખ જોયેલું ન હતું, તેથી વનવાસનાં મહાદુઃખને લીધે તે કેવળ રોદનજ કરતાં હતાં; અને તેથી તે મારી સાથે કાંઈ પણ બોલી શક્યાં નહિ.[૩૫] હે મહારાજા! હું તેમનાથી જુદો પડયો ત્યારે મને પાછો વળેલો જોઈને અતિ શોકને લીધે સીતાનો કંઠ સૂકાવા લાગ્યો; અને ‘અરે, સુમંત્ર રથ લઈને પાછો જશે એટલે મારા પતિ રામચંદ્રને પગપાળા ચાલવું પડશે!’ એવા વિચારથી તેઓ પોતાના હૃદયને ધારણા આપી શક્યાં નહિ, અને એકદમ ચોધાર આંસુએ રોદન કરવા લાગ્યાં.[૩૬] સીતાની એવી અવસ્થા જોઈને, મહાત્મા રામચંદ્રનાં નેત્રોમાં પણ આંસુ ભરાઈ આવ્યાં હતાં, અને તેમણે લક્ષ્મણની સહાયથીજ ટટાર ઉભાં રહીને, ઉપર્યુક્ત સંદેશો મને કહ્યો હતો. ચોધાર આંસુએ રોદન કરતાં જનકનંદિની સીતા તો આપના રથના પ્રત્યે તથા મારી પ્રત્યે જોતાં ઉભાંજ રહ્યાં હતાં.”[૩૭]

तथैव रामोऽश्रुमुखः कृतांजलिः स्थितोऽब्रवील्लक्ष्मणबाहुपालितः। तथैव सीता रुदती तपस्विनी निरीक्षते राजरथं तथैव माम्॥३७॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં અઠ્ઠાવનમો સર્ગ સંપૂર્ણ. ૫૮

## सर्ग ५९ मो.

### અયોધ્યાનું વૈપરીત્ય-દશરથશોક.

मम त्वश्वा निवृत्तस्य न प्रावर्तन्त वर्त्मनि।
उष्णमश्रु विमुंचंतो रामे संप्रस्थिते वनम्॥१॥

સુમંત્ર કહે છેઃ–“હે મહારાજા! મારી ઈચ્છા નહિ છતાં રામચંદ્રના અત્યાગ્રહથી હું બળાત્કારે પાછો વળ્યો, પરંતુ મેં કેળવેલા અશ્વો તો કોઈ પણ રીતે રામચંદ્રથી વિયુક્ત થવાને ઈચ્છતાજ ન હતા. તેઓ રામચંદ્રને વનમાં જતાં જોઈને ચોધાર આંસુએ રોદન કરવા લાગ્યા, અને પ્રથમની પેઠે રથને વહન ન કરતાં, પાછું વાળી વાળીને રામચંદ્રના સામુંજ જોવા લાગ્યા![૧] એ સઘળું દુઃખ સહન કરીને તથા રામ-લક્ષ્મણ બન્ને ભાઈ-

* લક્ષ્મણના આ વચનથી સમજાય છે કે પ્રાચીન સમયમાં પણ કેટલેક અંશે રાજ્યવ્યવસ્થામાં પ્રજાની સત્તા રહેતી હશે.

ઓને નમસ્કાર કરીને હું રથમાં બેઠો અને બળાત્કારે અશ્વોને પાછાવાળી ગુહરાજાની સાથે શૃંગવેરપુરમાં ગયો. 'રામચંદ્ર કદાચ મારાપર દયા લાવીને, મને પુનઃ પોતાની પાસે બોલાવી લેશે ' એવી આશાથી વાટ જોતો હું કેટલોક સમય ત્યાં રહ્યો, પરંતુ મારી તે આશા નિષ્ફળ થઇ. અંતે નિરાશ થઇને હું અહીં આવ્યો છું.[૨,૩] હે મહારાજ ! અહીં આવીને પણ હું તો આપના આખા દેશને રામવિયોગના મહાદુઃખમાં ગરક થયેલોજ જોઉં છું. અરે, સાંપ્રતમાં આખા કોસલદેશની અને અયોધ્યાની સ્થિતિ વર્ણવી શકાય એમ નથી ! હે નૃપ ! રામચંદ્રનો વિયોગ થવાથી આપણા દેશનાં મનુષ્યો તો શું, પણ વનમાં વૃક્ષો પણ અતિશય સંતાપને લીધે શુષ્ક થઇ ગયાં છે, તેઓને નવીન અંકુરો ફૂટતા નથી કે પુષ્પો ખીલતાં નથી ![૪] નદીઓ, નાની તલાવડીઓ અને મોટાં સરોવરોનાં જળ સૂકાઈ ગયાં છે, મોટાં મોટાં વનો અને ઉપવનો શુષ્ક થઈ ગયાં છે; તથા વનમાં વસનારાં વનચરો અને સર્પાદિ ક્રૂર પ્રાણીઓ પણ સ્વેચ્છાથી વિહાર કે આહાર કરવા અર્થે ફરતાં જણાતાં નથી ! એ પ્રમાણે આખું વન રામવિયોગના શોકમાં ડુબેલું જણાય છે.[૫,૬] નદીઓનાં જળ ડોહોળાઇ ગયાં છે, કમળો ખીલતાં નથી, કમલિનીઓ સૂકાઈ ગઈ છે, જળમાં રહેનારાં મીન વગેરે જળચરો તથા હંસ વગેરે પક્ષીઓ નિશ્ચળ થઈ ગયાં છે ![૭] જળમાં ઉત્પન્ન થનારાં કમળ વગેરે પુષ્પો તથા સ્થળ ઉપર ઉત્પન્ન થનારાં ગુલાબ વગેરે પુષ્પો અને ફળો અલ્પસુગંધ તથા અલ્પરસવાળાં થઇ જવાને લીધે પ્રથમની પેઠે શોભતાં નથી.[૮] હે મનુજર્ષભ ! અયોધ્યાનગરીની આસપાસ આવેલાં ઉપવનો તથા ઉદ્યાનો પણ પક્ષીઓ સંતાઇ જવાને લીધે શૂન્ય જેવાં જણાય છે.[૯]

"વળી મેં જ્યારે અયોધ્યામાં પ્રવેશ કર્યો, ત્યારે નગરવાસી સર્વજનો રથને રામચંદ્ર વિનાનો જોઇને વારંવાર લાંબા નિઃશ્વાસ મૂકવા લાગ્યાં. મને જોઇને કોઇપણ હર્ષયુક્ત થયું નહિ.[૧૦] હે ઇંદ્ર સરખા પ્રતાપી રાજન્ ! નગરવાસી જનો, દૂરથીજ મારા રથને રામચંદ્ર વિનાનો શૂન્ય જોઇને ચોધાર આંસુએ રૂદન કરતાં રાજમાર્ગપર ટોળે મળ્યાં, અને અત્યંત વિલાપ કરવા લાગ્યાં.[૧૧] મોટી મોટી હવેલીઓ, સાતમજલાવાળાં મંદિરો અને ત્રણ મજલાવાળા પ્રાસાદોના ઝરૂખા, અટારીઓ તથા ગોખ વગેરેમાં બેઠેલી સુંદરીઓ રામચંદ્રને ન જોવાથી હાહાકાર કરવા લાગી,[૧૨] અને અતિશય શોકપીડિત થઇને, પોતાનાં વિશાળ અને નિર્મળ નેત્રોમાં ચોધાર આંસુ લાવીને રોદન કરતી એકબીજાના સામું જોવા લાગી.[૧૩] હે રાજન્ ! સૌ કોઇને રામચંદ્રના વિયોગનો શોકસમાન હોવાને લીધે સાંપ્રતમાં મિત્રો, શત્રુઓ કે મધ્યસ્થોમાં કાંઈપણ ફેર જણાતો નથી, અર્થાત્ રામવિયોગને લીધે સર્વ મનુષ્યો સમાન દુઃખવાળાં અને સમાન વિચારવાળાં થઇ ગયાં છે.[૧૪] હે નૃપ ! રામચંદ્રના વનમાં જવાથી આખી અયોધ્યાનગરીને વિષે માત્ર મનુષ્યોજ હર્ષરહિત થઈ ગયાં છે એમ નહિ, પણ હસ્તીઓ તથા અશ્વો વગેરે અવાચક પ્રાણીઓ પણ અતિ દુઃખને લીધે દીન થઇ ગયાં છે. જ્યાં ત્યાં લોકો દીનતાસૂચક શબ્દોની સાથે લાંબો નિઃશ્વાસ મૂકતા જોવામાં આવે છે.[૧૫] હે મહારાજ ! રામવિયોગથી આતુર થયેલી અને આનંદરહિત બનેલી આખી અયોધ્યાનગરી, સાંપ્રતમાં પુત્રહીન કૌસલ્યાની પેઠે હર્ષરહિત જોવામાં આવે છે."[૧૬]

સુમંત્રનાં વચન સાંભળીને મહારાજા દશરથે અતિ દીન અને ગદ્‌ગદિત વાણીથી કહ્યું કેઃ-[૧૭] "હે પ્રિય સારથિ ! પાપી કુળમાં તથા પાપી પ્રદેશમાં જન્મેલી અને પાપી અભિપ્રાયવાળી દુષ્ટ કૈકેયીની પ્રેરણાથીજ માત્ર સ્રીના મોહમાં ફસાઇનેજ મેં આવું નિંદકાર્ય કર્યું ! અરેરે ! શાસ્ત્રોને જાણનારા

વૃદ્ધ સંબંધીજનોની સાથે તથા મંત્ર (વિચાર) કરવામાં કુશળ એવા મંત્રીઓની સાથે આ બાબતમાં મેં કાંઈ પણ વિચાર કર્યો નહિ।[૧૮,૧૯] હે સૂત! અરેખર, મ્હારા કુળના વિનાશ અર્થેજ આવું નિંદ્ય કાર્ય ભાવિની પ્રબળતાથી આપોઆપ થઈ ગયું છે।[૨૦] હે સૂત! હવે હું તને એટલુંજ કહું છું કે જો મેં તારો કાંઇ પણ ઉપકાર કર્યો હોય તો તેના બદલામાં તું મારા પ્રાણ ન નીકળી જાય તે પહેલાં મને મારા પ્રિય પુત્ર રામચંદ્રની પાસે સત્વર પહોંચાડ. અથવા મારી આજ્ઞાથી તું આજેજ રામને વનમાંથી પાછો તેડી લાવ. રામ વિના હું એક મુહૂર્ત પણ જીવવાને સમર્થ નથી.[૨૧,૨૨] અરે, પણ હે સૂત! હવે તો મહાબાહુ રામ વનમાં ઘણેજ દૂર નીકળી ગયો હશે, માટે તું મનેજ રથમાં બેસાડીને રામની પાસે સત્વર પહોંચાડ અને મને તેનાં દર્શન કરાવ.[૨૩] અહો! મોટા ધનુષ્યવાળો અને કુંદપુષ્પની કળીઓ સમાન દાંતવાળો લક્ષ્મણનો મોટો ભાઈ એ રામ સાંપ્રતમાં ક્યાં હશે? અરે! હું વનમાં જઈને સીતાસહિત રામનાં દર્શન પામું એટલીવાર જીવું તોપણ બહુ સારૂં.[૨૪] હાય! આથી બીજું મારે માટે વિશેષ દુઃખ કયું હશે કે આવી મરણ દશાએ પહોંચ્યા છતાં મને મારા પ્રિયપુત્ર રામનાં દર્શન થતાં નથી"?[૨૫]

એટલું કહીને અતિ દુઃખને લીધે બેભાન થઇ ગયેલા અને અપાર શોકસાગરમાં ડુબેલા મહારાજ દશરથ પુનઃ પણ મોટો આક્રોશ કરીને બોલી ઉઠયા કેઃ-"હા! રામ! હા રામાનુજ લક્ષ્મણ!! હા! હા! તપસ્વિની જનકનંદિની વૈદેહિ!! હું કે જે તમારા વિયોગના દુઃખે કરીને સાંપ્રતમાં અનાથની પેઠે મરણપથારીએ પડયો છું તેને શું તમે નથી જાણતાં?"[૨૬,૨૭]

એટલું બોલીને વળી મહારાજાએ કૌસલ્યાને ઉદ્દેશીને કહ્યું કેઃ-"હે કૌસલ્યા! ખરેખર, રામવિયોગનો શોક આજે એક મોટા સમુદ્ર સરખો થઇ પડયો છે. અરે! રામવિયોગના શોકરૂપી મહાવેગથી એ સમુદ્ર ઉછાળા મારી રહ્યો છે, વળી સીતાનો વિયોગ થવાથી તો તે અપાર થઇ પડયો છે, લોકોના નિઃશ્વાસરૂપી મોટાં વમળ તેમાં પડે છે, લોકોનાં નેત્રોમાંથી વહેતી અશ્રુધારાઓરૂપી નદીઓ તેમાં મળવાથી તેનું જળ ડોહોળાયેલું જણાય છે, તે દુઃખને લીધે લોકોના હાથ પછડાવા તથા ઉંચા-નીચા થવારૂપી મત્સ્યોવાળો છે, તેમાં લોકોના આક્રોશરૂપી ઘુઘવાટી સંભળાય છે, સ્ત્રી-પુરુષોની બેભાન દશાને લીધે છૂટા રહેલા કેશોરૂપી તેમાં સેવાળ જોવામાં આવે છે, તેમાં કૈકેયીરૂપી વડવાગ્નિ પ્રદીપ્ત થઇ રહ્યો છે, તે મંથરાદાસીરૂપી મોટા મગરવાળો અને ક્રૂર કૈકેયી માંગેલા વરદાનરૂપી તટવાળો છે.* હાય! હે દેવિ! આજે હું એ અપાર શોકસમુદ્રમાં ડૂબી ગયેલ છું. અરે, હાય! રામ વિના હું જીવતાં સુધી તો એ શોકસમુદ્રનો પાર પામી શકું એમ નથી.[૨૮-૩૧] અરેરે! હું મારા પ્રિય પુત્ર રામનાં, લક્ષ્મણ તથા સીતાસહિત દર્શન કરવા ઇચ્છું છું. છતાં મને તેમનાં દર્શન થતાં નથી! હાય, આ જગતમાં મારા જેવો પાપી કોણ હશે?"[૩૨]

એ પ્રમાણે અનેક પ્રકારે વિલાપ કરતા મહારાજા દશરથ, મૂર્છિત થઇને શય્યામાં પડી ગયા. રામને માટે કરુણાજનક વિલાપ કરીને, મૂર્છિત થઈ પડેલા પોતાના પતિ મહારાજા દશરથને જોઇને, મહારાણી કૌસલ્યા પુનઃ પણ અત્યંત ભયભીત થઈ ગયાં.[૩૩]

इति विलपति पार्थिवे प्रनष्टे करुणतरं द्विगुणं च रामहेतोः। वचनम-(नि)शम्य तस्य देव भयमगमत्पुनरेव राममाता ॥ ३३ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ઓગણસાઠમો સર્ગ સંપૂર્ણ. ૫૯

---

* તટ-મર્યાદા-અવધિ. ચૌદ વર્ષ સુધી રામચંદ્રને વનમાં રહેવાનું છે, એરૂપી તટ (અવધિ) વાળો છે.

## સર્ગ ૬૦ મો.

કૌસલ્યાનો શોક સુમંત્રે કરેલું સાંત્વન

**ततो भूतोपसृष्टेव वेपमाना पुनः पुनः ।**
**धरण्यां गतसत्त्वेव कौसल्या सूतमब्रवीत् ॥१॥**

અતિશય શોકાવેગનો આઘાત થવાથી અશક્ત થઇ પૃથ્વીપર પડેલાં અને જાણે ભૂતનો આવેશ થયો હોય તેમ થરથર ધ્રૂજતાં મહારાણી કૌસલ્યાએ સુમંત્ર પ્રત્યે કહ્યું કેઃ-[૧] "હે સૂત ! હવે તો તું જ્યાં રામ-લક્ષ્મણ અને સીતા હોય ત્યાં મને સત્વર લઇ જા, હું તેઓના વિના ક્ષણવાર પણ જીવન ધારણ કરી શકનાર નથી.[૨] હે સૂત ! તું રથને પાછો વાળ અને મહારાજાની સાથે મને પણ દંડકારણ્યમાં રામની પાસે તેડી જા. જો કદાચ હું રામ-લક્ષ્મણ અને સીતાની પાસે નહિ જાઉં તો અહીંયાંજ મરણ પામીને પરલોક પ્રત્યે જઇશ."[૩]

કૌસલ્યાનાં વચન સાંભળીને સુમંત્રે હાથ જોડી ગદગદ વાણીથી તેમનું આશ્વાસન કરતાં કહ્યું કેઃ-[૪] "હે દેવિ ! તમે શોક, મોહ તથા દુઃખથી ઉત્પન્ન થયેલા સંભ્રમનો ત્યાગ કરીને સાવધ થાઓ. રામચંદ્ર સર્વ શોક-સંતાપનો ત્યાગ કરીને વનમાં વસવાનો દૃઢ નિશ્ચય કર્યો છે, અર્થાત્ હવે રામચંદ્ર પાછા આવનાર નથી, માટે તમારે શોક કરવો વ્યર્થ છે.[૫] હે દેવિ ! વનમાં વસવાથી રામચંદ્ર જેવી રીતે કાંઇ પણ શોક-સંતાપ ધરતા નથી, તેવીજ રીતે ધર્મજ્ઞ લક્ષ્મણ પણ વનમાં જિતેંદ્રિયપણે રહીને કાંઇ પણ શોક-સંતાપ નહિ ધરતાં પોતાના જ્યેષ્ઠબંધુની સેવા કરે છે.[૬] સતી શિરોમણિ સીતા પણ નિરંતર પોતાના પતિને વિષેજ એકાગ્ર મનવાળાં હોવાથી નિર્જન અરણ્યમાં પણ પોતાના પતિની સાનિધ્યમાં વસીને પોતાના ઘરની પેઠે નિર્ભયપણે રહે છે.[૭] અરે ! એ જનકનંદિની સીતાના મનમાં કે તેના મુખ ઉપર પણ વનવાસથી થતું દુઃખ કે વિકાર જણાતાં નથી જાણે તે સીતા વનમાં પ્રવાસ કરવાને યોગ્યજ હોયની, એમ મને ભાસે છે; અર્થાત્ વનનાં દુઃખોથી સીતાના મનમાં કાંઇપણ ખેદ થતો નથી, એથી હું અનુમાન કરૂં છું કે તે વનવાસનાં દુઃખ સહન કરવાની શક્તિવાળાં છે.[૮] એ સીતા, આપણાં અયોધ્યાનાં ઉપવનોમાં જેવી રીતે ક્રીડા કરતાં હતાં તેવીજ રીતે નિર્જન અરણ્યોમાં પણ ક્રીડા કરે છે.[૯] હે કૌસલ્યા ! સાંપ્રતમાં નિર્જન અરણ્યને વિષે રહેવા છતાં પૂર્ણચંદ્રસમાન મુખવાળાં, ઉદાર અંતઃકરણવાળાં અને પતિની સાથે રહેવામાં સુખ-દુઃખને સમાન ગણનારાં સતીશિરોમણી સીતા, રામરૂપી આરામ (ક્રીડાસ્થાન)ને વિષે ક્રીડા કરે છે.[૧૦] સીતાનું હૃદય રામને વિષેજ રમી રહ્યું છે અને તેનું જીવિત પણ રામને અધીનજ છે; તેથી રામ વિનાની અયોધ્યાનગરીને તે અરણ્યજ માને છે.[૧૧] હે દેવિ ! એ જનકનંદિની સીતા માર્ગમાં આવતાં ગ્રામ, નગર, નદીઓના પ્રવાહ તથા અનેક પ્રકારનાં વૃક્ષોને જોઇને તેને ઓળખવા માટે પોતાના પતિ રામચંદ્ર અથવા લક્ષ્મણને પૂછે છે, અને તેનાં નામ વગેરે જાણીને બરાબર રીતે ઓળખે છે. એ પ્રમાણે જેમ અયોધ્યાથી થોડેક દૂર આવેલાં ઉપવનોમાં ક્રીડા કરે, તેમ સીતા ત્યાં (અરણ્યમાં) સુખેથી ક્રીડા કરે છે.[૧૨,૧૩] હે મહારાણી ! સાંપ્રતમાં હું સીતાના આટલાજ સુખને સંભારીને આનંદ પામું છું કે તે પોતાના પતિના સમાગમથી અતિ આનંદમાં રહે છે. હે કૌસલ્યા ! સીતાનું સઘળું વૃત્તાંત મેં તમને કહ્યું છે. વળી દુઃખના વેગને લીધે તેમણે કૈકેયીના સંબંધમાં પણ કાંઇક કહ્યું હતું, પરન્તુ હાલમાં મને તે બીલકુલ સાંભરતું નથી."[૧૪]

કૈકેયીને ઉદ્દેશી સીતાએ કહેલાં વચન સુમંત્રને સાંભરી આવ્યાં અને તેણે ભૂલથી તેનો પ્રસ્તાવ પણ કર્યો, પરંતુ 'એ કહેવાથી કૌસલ્યાને વિશેષ ખેદ થશે,' એમ ધારીને, તેણે એ પ્રસંગને પડતો મૂકી બીજાં આનંદ

ઉપજાવે એવાં મધુર વચન કહેવા માંડયાં.[૧૫] સુમંત્રે કહ્યું કે:-"હે કૌસલ્યા! તમારે સીતા માટે કાંઇ પણ ખેદ ધરવો નહિ; તેમને ત્યાં ઘણોજ આનંદ છે. હે દેવિ! અરણ્યના વિકટ માર્ગમાં ચાલતાં થતો પરિશ્રમ, વ્યાઘ્રાદિ ક્રૂર પ્રાણીઓથી થતો ભય, વંટોળીયા અને ઉષ્ણુકાળનો તડકો; એ વગેરેથી સીતાની ચંદ્ર સરખી નિર્મળ કાંતિ જરાએ ઝાંખી પડી નથી.[૧૬] ખીલેલા કમળ સરખું અને પૂર્ણ ચંદ્રસમાન નિર્મળ કાંતિવાળું સીતાનું મુખ કદી પણ મ્લાનપણાને પામતું નથી.[૧૭] વનમાં વસવાથી અળતાના રંગવિનાના, પણ લાખના રંગ સરખી રાતી કાંતિવાળા સીતાના બન્ને ચરણ, ગહન માર્ગમાં અડવાણાપગે ચાલવા છતાં હજી પણ કમળસમાન સુશોભિત જણાય છે.[૧૮] વળી તેમણે રામચંદ્રની પ્રીતિ સંપાદન કરવા માટે હજી પણ આભૂષણોનો પરિત્યાગ કર્યો નથી. એ જનકતનયા સીતા, પોતાના ચરણમાં રહેલા નૂપુરના શબ્દવડે હંસ વગેરે પક્ષીઓના મનોહર શબ્દોનો પણ તિરસ્કાર કરતાં આનંદપૂર્વક પ્રયાણ કરે છે.[૧૯] હે મહારાણી! નિરંતર રામચંદ્રના હસ્તનો આશ્રય કરીને ચાલનારાં એ મહાસતી સીતા, વનમાંનાં હસ્તી, સિંહ કિંવા વ્યાઘ્ર આદિ ભયંકર અને ક્રૂર પ્રાણીઓને જોઈને પણ ભય પામતાં નથી.[૨૦] માટે હે કૌસલ્યા! તમારે સીતા, રામ તથા લક્ષ્મણ સંબંધે, તેમજ પોતાના અથવા દશરથરાજાના સંબંધે કાંઇ પણ શોક ધરવો નહિ. રામચંદ્રનું આવું ઉત્તમ ચરિત્ર તો આ જગતમાં શાશ્વત રહેશે.[૨૧] હે દેવિ! રામ, લક્ષ્મણ તથા સીતા, એ ત્રણે જણાં સર્વ પ્રકારના શોક-સંતાપનો ત્યાગ કરીને તથા અત્યંત હર્ષિત મનવાળાં થઈને, મહર્ષિઓએ સેવેલા માર્ગ (ધર્મ)ને વિષે અતિમાન્ થયાં છે, તેથી તેઓનું ચરિત્ર ઉત્તમ રીતે આ જગત્માં પ્રચાર પામશે; કેમકે વનમાંજ રહીને તથા વનમાં ઉત્પન્ન થતાં કંદ-મૂળ અને ફળોનો આહાર કરીને, તેઓ પોતાના પિતાની પવિત્ર આજ્ઞાનું યથાર્થ રીતે પાલન કરે છે."[૨૨]

એ પ્રમાણે સુમંત્રે, કૌસલ્યાનું અનેક યુક્તિપૂર્વક આશ્વાસન કર્યું; તો પણ પુત્રવિયોગના ગાઢ શોકને લીધે તે કૌસલ્યા "હા મારા વ્હાલા દીકરા રામ! હા પ્રિયપુત્ર રાઘવ!!" એવા એવા ઉદ્ગારોથી વિલાપ કરતાં અટક્યાં નહિ.[૨૩]

तथापि सूतेन सुयुक्तवादिना निवार्यमाणा सुतशोककर्शिता ॥ न चैव देवी विरराम कूजिता-त्प्रियेति पुत्रेति च राघवेति च ॥ २३ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં સાઠમો સર્ગ સંપૂર્ણ. ૬૦

## सर्ग ६१ मो.

ક્રુદ્ધ કૌસલ્યા-દશરથઉપાલંભ.

वनं गते धर्मरते रामे रमयतां वरे ॥
कौसल्या रुदती चार्ता भर्तारमिदमब्रवीत् ॥१॥

સર્વ લોકોને આનંદ આપનારા અને ધર્મમાં પ્રીતિવાળા રામચંદ્ર વનમાં જવાથી અતિશય દુઃખે કરી પીડિત થવાને લીધે રોદન કરતાં મહારાણી કૌસલ્યા મહારાજા દશરથ પ્રત્યે કહેવા લાગ્યાં કે:-[૧] "હે સ્વામિન! ત્રણે લોકને વિષે 'દશરથરાજા અતિદયાળુ, ઉદાર અને પ્રિયવાદી છે,' એવી તમારી મોટી કીર્તિ વિસ્તાર પામી છે, છતાં હે નરશ્રેષ્ઠ! તમોએ સુખમાં ઉછરેલા સીતા સહિત પોતાના બન્ને પુત્રોનો ત્યાગ કેમ કર્યો? અર્થાત્ રામ-લક્ષ્મણનો ત્યાગ કર્યો એથી તમારી ત્રણે લોકમાં વિસ્તાર પામેલી કીર્તિ ઝાંખી પડશે. અરે, સીતાસહિત બન્ને ભાઈઓ વનવાસનાં દુઃખને કેમ કરી સહન કરી શકશે?[૨,૩] હે રાજન! નિરંતર સુખમાં રહેવા યોગ્ય, સુકુમારી, શ્યામા અને તરૂણી એવી એ જનક તનયા સીતા, વનને વિષે પડતાં અતિશય તાઢ-તડકાને શી રીતે સહન કરી શકશે?[૪] અરે! જેણે દરરોજ સ્વાદિષ્ટ શાક તથા અથાણાં વગેરે અનેક

સાહિત્યોસહિત ઉત્તમ ભોજન કરેલાં છે, તે વિશાલ નેત્રવાળી સીતા હવે વનમાં ઉત્પન્ન થતાં નીવાર આદિ ખડ ધાન્યનું ભોજન કેવી રીતે કરશે ?[૫] અરે, સૌભાગ્ય સૂચક અલંકારોને ધારણ કરનારી જે સીતાએ નિરંતર ગીત તથા વાજીંત્રોના મનોહર ઘોષ સાંભળ્યા છે, તે હવે વનમાંનાં સિંહ વગેરે ક્રૂર પ્રાણીઓના અમંગળ અને ભયંકર શબ્દોને કેમ કરી સાંભળી શકશે ?[૬] વળી હે મહારાજ ! મહેંદ્રધ્વજની પેઠે * સર્વ લોકને આનંદ આપનારા મહાબળવાન્ રામચંદ્ર પોતાની પરિઘસરખી મોટી ભુજાને મસ્તક નીચે ઓશીકાને ઠેકાણે રાખીને સૂઇ રહેશે શું ?[૭] અરે, સુંદર કેશવાળું, કમળસમાન નેત્રવાળું અને કમળના સુગંધ જેવા નિઃશ્વાસવાળું રઘુવીરનું વદનકમળ હું પુનઃ ક્યારે જોવા પામીશ ?[૮] અરે, નિશ્ચય, મારૂં હૃદય વજ્ર સારખી * બનેલું છે, કેમકે ઉત્તમ ગુણવાળા મારા પુત્ર રામનો વિયોગ થવા છતાં તે સહસ્રધા વિદીર્ણ થઇ જતું નથી ! અરે તેના હજારો ટુકડા કેમ થઇ જતા નથી ?[૯] હે નૃપ ! તમોએ વૃદ્ધજનોની સાથે કાંઇ પણ વિચાર કર્યા વિનાજ, કૈકેયીને અયોગ્ય વરદાન આપીને મારા ખરા સંબંધીરૂપ રામ, લક્ષ્મણ તથા સીતાને વનમાં કાઢયાં છે ! અરે, તેઓ નિરંતર સુખ ભોગવનારાં છતાં હવે દીન સરખાં થઇને અરણ્યને વિષે ચોતરફ ભટકતાં હશે ![૧૦] હે સ્વામિન્ ! તમે કહેશો કે 'ધીરજ રાખ, રૂદન ન કર, રામ શીઘ્ર પાછો આવીને તને મળશે.' અરે, તો પણ હું ધીરજ કેમ કરી ધરી શકું ? ચૌદ વર્ષ જેટલી લાંબી મુદત પૂરી થતાં સુધી મહા દારૂણ વનમાં મારો રામ કેવી રીતે જીવી શકશે ? કદાચ તે દીર્ઘાયુષ્યવાળો હોવાથી પંદરમે વર્ષે કુશળ-ક્ષેમ પાછો આવશે તોપણ પછી ભરત કાંઇ ઘણા દિવસથી જામેલા રાજ્યનો તથા ભંડારનો ત્યાગ કરે એ સંભવતું નથી."[૧૧]

કદાચ રામને આવેલા જોઇને, ભરત વિનયથીજ રાજ્યનો ત્યાગ કરશે, તો પણ ભરતે ભોગવવાથી ઉચ્છિષ્ટ થયેલા રાજ્યને મારો ધર્માત્મા પુત્ર ગ્રહણ કરશે નહિ. કોઇ પુરૂષ પોતાને ત્યાં શ્રાદ્ધને વિષે ઉત્તમ બ્રાહ્મણોને ભોજન કરવાનું નિમંત્રણ કરે, પરંતુ તેઓને ભોજન કરાવ્યા પહેલાં કાંઇક વિશેષ ફળની ઇચ્છાથી, તે બ્રાહ્મણો કરતાં અવસ્થા તથા ગુણોએ કરી હીન એવા પોતાના સંબંધી અથવા સ્નેહી એવા બીજા બ્રાહ્મણોને ભોજન કરાવી લે, અને પછી પોતે નિમંત્રણ કરેલા ઉત્તમ બ્રાહ્મણોની વાટ જુએ,[૧૨] પરંતુ પેલા ઉત્તમ બ્રાહ્મણો કે જેઓ ગુણવાન્ અને વિદ્વાન્ હોવાથી દેવ સમાન હોય છે તેઓ બીજાઓએ ભોજન કરતાં અવશેષ રહેલું અન્ન ગમે તો અમૃતસમાન હોય તો પણ તેનું ભોજન કરતા નથી.[૧૩] જેમ વૃષભ પોતાના શૃંગચ્છેદને* સહન કરી શકતો નથી, તેમ પોતા નિમિત્તે તૈયાર થએલા પાકમાંથી બીજા બ્રાહ્મણો જમી ગયા હોય તો વિદ્વાન્ અને ઉત્તમ બ્રાહ્મણો તેને પોતાનું અપમાન ગણીને, બાકી રહેલા શ્રેષ્ઠ પાકને પણ ઉચ્છિષ્ટ માને છે અને તે અંગીકાર કરતા નથી.[૧૪] તેવીજ રીતે હે પૃથ્વીપતિ દશરથ રાજન્ ! અવસ્થાએ કરી જ્યેષ્ઠ અને ગુણોએ કરી શ્રેષ્ઠ મારો પુત્ર રામ પોતાના નાના ભાઇ ભરતે ભોગવેલા ઉચ્છિષ્ટ રાજ્યને કેમ અંગીકાર કરશે ?[૧૫] જેમ વ્યાઘ્ર, બીજાએ આણેલા ભક્ષ્યને કદી પણ ગ્રહણ કરતો નથી, તેમ નરવ્યાઘ્ર-રામ, ભરતે ભોગવેલા રાજ્યને કદી પણ ગ્રહણ કરશે નહિ.[૧૬] જેમ એકવાર ઉપયોગમાં આવી ગયેલાં હુતદ્રવ્ય, ઘૃત, પુરોડાશ, દર્ભ અને ખેરના યૂપ વગેરે પદાર્થોને યાજ્ઞિકો પુનઃ બીજા યજ્ઞ કાર્યમાં વાપરતા નથી,[૧૭] તથા જેનો સાર ખેંચી લેવામાં આવ્યો હોય

* મહેંદ્રધ્વજ એટલે ઈંદ્ર ધનુષ્ય. આકાશને વિષે કોઇક સમયે તેવું ધનુષ્ય લોકોનો અતિ અભ્યુદય દર્શાવતું જણાય છે અને તેથી લોકોને આનંદ થાય છે.

* ઉત્તમોત્તમ લોહથી. ગો. ટી.

* શીંગડું છેદી નાખ્યું તેને.

એવી મદિરાને જેમ કોઈ ગ્રહણ કરતું નથી, તથા દૂષિત સોમવાળા યજ્ઞને જેમ દેવતાઓ માન્ય કરતા નથી, તેમ ભરતે ભોગવીને નિઃસાર કરેલા આ અયોધ્યારાજ્યને રામ પુનઃ અંગીકાર કરશે નહિ.[૧૮] જેમ બલવાન્ સિંહ પોતાના પુચ્છને કોઈ સ્પર્શ કરે તે સહન કરી શકતો નથી, તેમ રામચંદ્ર રાજ્યભ્રષ્ટ થવા રૂપ પોતાના અપમાનને સહન કરી શકશે નહિ.[૧૯] અરે! મહાસમર્થ રામની સામે યુદ્ધમાં ઉભા રહેવાને દેવો તથા અસુરોસહિત સર્વ લોક પણ સમર્થ નથી. શું તે રામ પોતાના અપમાનનો બદલો વાળ્યા વિના કદી પણ રહેશે? તમે કહેશો કે 'ત્યારે તેણે મારોજ પરાભવ કરીને રાજ્ય કેમ લીધું નહિ' તો એમ કહેવું યોગ્ય નથી; કેમકે જે ધર્માત્મા રામ અધર્મમાં પ્રવર્તેલાં મનુષ્યોને પણ દંડાદિ શિક્ષા કરવાવડે ધર્મમાં યોજનારા છે તે કદી પણ પોતાના પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવારૂપ અધર્મ કરે શું?[૨૦]"

"હે સ્વામિન્! હું નિશ્ચય કહું છું કે મોટી ભુજાઓવાળો અને અતિપરાક્રમી એ રામ જો ક્રોધ પામ્યો હોય તો પોતાનાં સુવર્ણનાં પુંખવાળાં તીક્ષ્ણ બાણોવડે યુગાંત સમયના અગ્નિની પેઠે સઘળા સમુદ્રોનું પણ શોષણ કરવાને સમર્થ છે.[૨૧] અરે! એવા ઉત્તમોત્તમ ગુણોવાળા, સિંહસમાન પરાક્રમવાળા અને વૃષભસમાન સ્કંધવાળા નરશ્રેષ્ઠ રામને, જેમ પોતાથીજ ઉત્પન્ન થયેલાં નાનાં મત્સ્યોને મોટાં મત્સ્યો હણે છે, તેમ તમોએ રાજ્યભ્રષ્ટ કરીને હણ્યો છે![૨૨] હે મહારાજ! પ્રાચીન ઋષિઓએ દિવ્યજ્ઞાનથી વેદોમાં નિર્ણય કરેલા ધર્મને જો તમે સત્ય માનતા હોત તો તમે પોતાના જ્યેષ્ઠ પુત્રનો ત્યાગ કરત નહિ. અરે, આવી રીતે ધર્મની ઉપેક્ષા કરીને પોતાના ધર્મજ્ઞ પુત્રનો ત્યાગ કરવાથી તો તમોએ સર્વથા મને પણ હણી છે-નિરાધાર કરી છે! શાસ્ત્રોમાં સ્ત્રીને માટે ત્રણ ગતિઓ વર્ણવી છે; એટલે કે એક તો સ્ત્રીને પતિ, બીજો પુત્ર અને ત્રીજી જ્ઞાતિ (સહોદર-સગાં વગેરે) એ ત્રણ ગતિ (આધાર) રૂપ છે. એ સિવાય સ્ત્રીને માટે ચોથી ગતિ છેજ નહિ. હે રાજન્! એ પ્રમાણે વિચાર કરતાં સાંપ્રતમાં મારે કોઈનો પણ આધાર રહ્યો નથી; કેમકે મારી પ્રથમ ગતિરૂપ તો તમે છો, પરંતુ તમે મારી શોક્ય કૈકેયીને વશ થઈ પડવાથી હવે મારા નથી, વળી બીજી ગતિરૂપ મારો પુત્ર રામ છે તે વનમાં ગયો છે; અને ત્રીજી ગતિરૂપ મારી જ્ઞાતિ (સગાં) મારી સમીપ નથી. હવે હું સર્વથા નિરાધાર થઈ પડી છું.[૨૩-૨૫] હે રાજન્! નિંદ્ય અને ક્રુર એવું આ કાર્ય કરીને તમોએ એકલા મારા પુત્રને તથા મનેજ નહિ, પરંતુ આખી અયોધ્યાનગરીને, આખા રાજ્યને અને પ્રધાન-અમાત્ય વર્ગ સહિત સઘળી પ્રજાને હણી નાખ્યા જેવી કરી છે! અરે! આ કાર્યથી તો માત્ર તમારો પુત્ર ભરત અને કૈકેયી એ બેજ હર્ષિત થયાં છે."[૨૬]

કૌસલ્યાનાં દારૂણ વચન સાંભળીને, અતિશય દુઃખી થયેલા મહારાજા દશરથ મુંઝાવા લાગ્યા; અને રામચંદ્રનુંજ સ્મરણ કરીને અત્યંત શોકાવિષ્ટ થયા. પછી 'અરે! મને આવું મહાન્ દુઃખ શાથી આવી પડયું હશે?' એવા વિચારથી તે મહારાજા પોતાથી પૂર્વે કાંઈ પણ દુષ્કૃત થયું હોય તેનું સ્મરણ કરવા લાગ્યા.[૨૭]

इमां गिरं दारुणशब्दसंहितां निशम्य रामेति मुमोह दुःखितः। ततः स शोकं प्रविवेश पार्थिवः स्वदुष्कृतं चापि पुनस्तथास्मरत्॥ २७॥

ઇતિ શ્રી વાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં એકસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૧

## સર્ગ ૬૨ મો.

### દશરથસાંત્વન.

एवं तु क्रुद्धया राजा राममात्रा सशोकया।
श्रावितः परुषं वाक्यं चिन्तयामास दुःखितः॥१॥

શોકાવિષ્ટ થયેલાં રામમાતા કૌસલ્યાએ,

ક્રોધના આવેશમાં આવી જઈને કહેલાં કઠોર વાક્યો સાંભળવાથી અતિ દુઃખી થયેલા મહારાજા દશરથ, ઊંડો નિઃશ્વાસ નાંખી પોતાના દુષ્કૃતને સંભારવા લાગ્યા. એ વેળા મૂર્ચ્છા આવી જવાથી તેમની સઘળી ઇંદ્રિયો શિથિલ થઈ ગઈ. કેટલીક વારે તેમની મૂર્ચ્છા વળી અને સાવધ થયા ત્યારે તે મહારાજા દીર્ઘ નિસાસા મૂકવા લાગ્યા તથા કૌસલ્યાને પોતાની પાસે બેઠેલાં જોઈને પુનઃ પણ વિચાર કરવા લાગ્યા.[૩] વિચાર કરતાં, શબ્દવેધી* મહારાજા દશરથને સાંભરી આવ્યું કે, "અરેરે! હાય! મેં પૂર્વે અજાણતાં એક મોટું પાપ કર્યું છે."[૪]

એ વેળા મહારાજા દશરથ, એક તો રામવિયોગનો શોક અને બીજો પૂર્વે કરેલા દુષ્કૃત–પાપકર્મનો શોક એમ બન્ને શોકવડે પીડિત થવા લાગ્યા.[૫] બન્ને મહાન્ શોકરૂપ અગ્નિથી સંતાપ પામતા અને અતિશય દુઃખી થયેલા દશરથરાજા થરથર ધ્રૂજવા લાગ્યા; અને ક્રુદ્ધ થયેલાં કૌસલ્યાને પ્રસન્ન કરવા અર્થે નીચું મુખ રાખીને તથા હાથ જોડીને કહેવા લાગ્યા:–[૬] "હે કૌસલ્યા! હું હાથ જોડીને તને પ્રસન્ન કરૂં છું. અરે, તું નિરંતર શત્રુઓ ઉપર પણ ક્રૂરતા રહિત તથા દયાળુ છે; તો પછી મારાપર તારે આમ ક્રોધ કરવો યોગ્ય નથી.[૭] હે પ્રિય! જો કે પોતાનો પતિ ગુણવાન્ હોય કિંવા ગુણરહિત હોય તોપણ ધર્મને જાણનારી સ્ત્રીઓને તો તે પ્રત્યક્ષ દેવતાજ છે.[૮] માટે હે દેવિ! તું કે જે નિરંતર ધર્મમાં તત્પર રહેનાર છે અને વારંવાર થતી લોકોની ચઢતી–પડતીને જોતી આવેલી છે, તેણે પોતાને દુઃખ થવા છતાં પણ પોતાના દુઃખીયા પતિને આવાં કઠોર વચન કહેવાં યોગ્ય નથી."[૯]

અત્યંત દીન થઈ ગયેલા પોતાના પતિ દશરથરાજાનું કરૂણાજનક વચન સાંભળીને, પતિવ્રતાઅણી કૌસલ્યા અતિશય ખેદ પામ્યાં; અને જેમ વર્ષાઋતુમાં ઘરના છાપરાંના નેવની આગળ બાંધેલાં પરનાળાંમાંથી વરસાદનું જળ વહે, તેમ તેમનાં નેત્રોમાંથી અશ્રુજળ વહેવા માંડયું.[૧૦] રોદન કરતાં અને "શું હું પણ કૈકેયીની પેઠે મારા પતિ પ્રત્યે કઠોર વચન બોલનારી થઈ?" એવા વિચારથી ભય પામેલાં મહારાણી કૌસલ્યા, રાજાએ જોડેલા બન્ને હાથને પોતાના હાથવડે ગ્રહણ કરીને તથા તેને કમળની પેઠે પોતાના મસ્તકપર ધારણ કરીને, અત્યંત આદર–ભાવપૂર્વક કહેવા લાગ્યાં કે:–[૧૧] "હે નાથ! મારી મોટી ભૂલ થઈ. હે સ્વામિન્! હું પૃથ્વીપર પડી પ્રણામ કરીને, આપની યાચના કરૂં છું કે આપ મારાપર પ્રસન્ન થાઓ. અરેરે, હાય! હે દેવ! જ્યારે આપે મારી ક્ષમા માગી ત્યારે તો હું મારા પતિવ્રત ધર્મથી ભ્રષ્ટજ થઇ છું! અરે! આજે મારા નિર્મળ શિયલ વ્રતને કાળો ડાઘ લાગ્યો છે! હે પ્રિય! તમારે મારાપર ક્ષમા કરવી યોગ્ય નથી. અરે!! તમે મને પોતાની દાસી જાણીને, મારા અવિનયની મને શિક્ષા કરો.[૧૨] અરે! અનેક પ્રકારે પ્રસન્ન કરવા યોગ્ય બુદ્ધિમાન પતિને જે સ્ત્રીને પ્રસન્ન કરવી પડે તે સ્ત્રી આ લોક તથા પરલોકને વિષે ઉત્તમ સુખને પ્રાપ્ત થતી નથી.[૧૩] હે ધર્મજ્ઞ સ્વામિન! સ્ત્રી–પુરૂષના પરસ્પર કેવા ધર્મ છે? તે સર્વ હું જાણું છું, તેમજ તમે સત્યવાદી છો એ પણ હું જાણું છું, છતાં પુત્રશોકની અતિશય પીડાને લીધે મેં આપને જે કાંઈ અયોગ્ય વચનો કહ્યાં છે તે માટે ક્ષમા કરો.[૧૪] હે રાજન્! શોક એવો છે કે તે મનુષ્યના જ્ઞાનને નષ્ટ કરે છે. કહ્યું છે કે:–

**शोको नाशयते धैर्यं शोको नाशयते श्रुतम् ॥**
**शोको नाशयते सर्वं नास्ति शोकसमो रिपुः ॥**

શોક મનુષ્યોના ધૈર્યનો, શાસ્ત્રશ્રવણ કરવાથી

* શબ્દવેધી એટલે લક્ષને જોયા સિવાય માત્ર શબ્દ-ના અવાજના આધારેથીજ પદાર્થને બાણથી વિંધનાર.

ઉત્પન્ન થયેલા જ્ઞાનનો અને સર્વસ્વનો નાશ કરે છે; માટે આ જગત્‌માં મનુષ્યોને શોક સરખો બીજો કોઇ પણ શત્રુ નથી.[૧૫]

મનુષ્યો કદાચ શત્રુઓના હાથથી થયેલા મહારોને સહન કરી શકે છે; પરંતુ એકાએક આવી પડેલા સ્વલ્પ પણ શોકને સહન કરી શકતાં નથી.[૧૬] હે નૃપ! જો કે રામચંદ્રને વનમાં ગયે આજે પાંચ રાત્રિજ થઈ છે, તો પણ મહાન્ શોકને લીધે હર્ષ રહિત થયેલી મને તે પાંચ વર્ષ સરખી થઇ પડી છે![૧૭] જેમ નદીઓના પ્રવાહને લીધે સમુદ્રનું મહાન્ જળ વૃદ્ધિ પામે છે, તેમ નિરંતર રામચંદ્રનુંજ ચિંતવન કરવાથી મારા હૃદયનો શોક પ્રતિક્ષણે વૃદ્ધિ પામે છે.[૧૮]

મહારાણી કૌસલ્યા ઉત્તમ વચનો બોલીને પોતાના પતિ દશરથરાજાને પ્રસન્ન કરતાં હતાં; એટલામાં સૂર્ય અસ્ત થયો; અને રાત્રિ પડી.[૧૯] એ વેળા અતિશય શોકથી વ્યાપ્ત; પરંતુ કૌસલ્યાનાં શુભ વચનોવડે કાંઇક શાંત થયેલા મહારાજા દશરથ નિદ્રાવશ થયા.[૨૦]

अथप्रह्लादितो वाक्यैर्देव्या कौसल्यया नृपः ॥ शोकेन च समाक्रान्तो निद्राया वशमेयिवान ॥२०॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં બાસઠમો સર્ગ સંપૂર્ણ ૬૨

## સર્ગ ૬૩ મો.

### પૂર્વકૃત દુષ્કર્મ-અવાખ્યાન.

प्रतिबुद्धो मुहूर्तेन शोको पहतचेतनः ॥
अथ राजा दशरथः स चिन्तामभ्यपद्यत ॥१॥

કૌસલ્યાનાં વચન સાંભળીને, કાંઇક શાંતિ વળવાથી મહારાજા દશરથ નિદ્રાવશ તો થયા, છતાં અત્યંત શોકને લીધે તે એક મુહૂર્ત પછી એકાએક જાગી ઉઠયા અને રામ-લક્ષ્મણને વનમાં મોકલવા સંબંધે ચિંતા કરતા નિશ્વાસ નાખવા લાગ્યા. આ વેળા મહારાજા દશરથ રાહુથી છવાયેલા સૂર્યની પેઠે નિસ્તેજ થઇ ગયા. આજે રામ, લક્ષ્મણ તથા સીતાને વનમાં મોકલ્યાને પાંચ રાત્રિ વ્યતીત થઇને છઠ્ઠી રાત્રિ ચાલતી હતી. પુત્ર વિયોગના શોકને લીધે થયેલા અજંપાથી એકાએક ચમકીને જાગી ઉઠેલા મહારાજાને, વિચાર કરતાં અર્ધી રાત્રે પોતે પૂર્વે કરેલું દુષ્કૃત (પાપ કર્મ) સાંભરી આવ્યું.[૧-૪] પુત્ર વિયોગના તથા સાંભરી આવેલા દુષ્કર્મના એમ બેવડા શોકથી અતિશય પીડાતા મહારાજા દશરથે કૌસલ્યા પ્રત્યે કહ્યું કે:-[૫]

"હે કલ્યાણિ! આ જગતને વિષે જે મનુષ્ય શુભ અથવા અશુભ જેવાં કર્મ કરે છે તેનાં તેવાંજ ફળને તે પ્રાપ્ત થાય છે.[૬] હે દેવિ! જે મનુષ્ય આ લોક સંબંધી અથવા પરલોક સંબંધી કર્મનો આરંભ કરતી વેળા તેનાં નાનાં મોટાં અથવા શુભાશુભ ફળનો કે ગુણ-દોષનો વિચાર કરે નહિ તે મનુષ્ય બાળકસમાન અલ્પ બુદ્ધિવાળો ગણાય છે.[૭] હે કૌસલ્યા! જેમ કોઇ મનુષ્ય આંબાના પુષ્પ કરતાં ખાખરાનું પુષ્પ અતિ મનોહર અને મોટું જોઇને વિચાર કરે કે-ખાખરાનું પુષ્પ આંબાના પુષ્પ કરતાં મોટું અને સુંદર છે, માટે તેનું ફળ પણ આંબાના ફળ કરતાં અવશ્ય મોટું અને સુંદર થતું હશે! એવા વિચારથી આંબાનાં વૃક્ષોને છેદી નાખીને, તેની જગ્યાએ ખાખરાના વૃક્ષોને ઉછેરે, પણ જ્યારે તે મોટાં થાય અને ફળ આવે ત્યારે પોતે ધારેલાં મોટાં અને સુંદર ફળોનો અભાવ જોઈને, તે નિરાશ થાય છે તથા આંબા કાપી નાખવા માટેનો શોચ કરે છે; તેમ જે મનુષ્ય શુભાશુભ ભાવિ ફળનો વિચાર કર્યા સિવાય માત્ર આલોક કિંવા પરલોક સંબંધી કર્મો કરવામાંજ પ્રવૃત્ત થાય છે તે ખાખરાના પુષ્પનું સેવન કરનારા મનુષ્યની પેઠે, ફળ પ્રાપ્તિ સમયે પશ્ચાત્તાપ પામે છે; અર્થાત્ છેવટે તેને પશ્ચાત્તાપ કરવો પડે છે.[૮-૯] હે કલ્યાણિ! અલ્પ બુદ્ધિવાળા મેં પણ તેવીજ રીતે રામચંદ્રરૂપી આંબાનું વૃક્ષ છેદી નાખીને કૈકેયીના વચન પ્રમાણે ભરતને અભિષેક કરવાનું સ્વીકારરૂપ ખાખરાના વૃક્ષને ઉછેર્યું

છે, જેને લીધે રામાભિષેકથી થનારા હર્ષરૂપ ફળપ્રાપ્તિને બદલે હું રામવિયોગના દુઃખને જોઈને પાછળથી શોક કરૂં છું.[10] હે કોસલ્યા! જ્યારે હું કુમારાવસ્થામાં હતો, એટલે કે મારાં માતા-પિતા જીવતાં હતાં તે સમયે હું શબ્દનું લક્ષ્ય કરીને બાણ છોડવાની ધનુર્વિદ્યા શીખ્યો હતો; અને થોડાજ સમયમાં મારી એવી પ્રખ્યાતિ થઈ હતી કે, "અજ-રાજાનો પુત્ર શબ્દવેધી છે." એ અરસામાં મારાથી એક મહાન્ પાપકર્મ થઇ ગયું છે.[11] હે દેવિ! જો કે તે કર્મ મેં બાલ્યાવસ્થામાં અજાણતાં કરેલું છે તો પણ જેમ બાળકે અજ્ઞાનથી ભક્ષણ કરેલું વિષ તે બાળકનો નાશ કરનારૂં થઇ પડે છે; તેમ મેં પોતેજ અજાણતાં કરેલા કર્મનું ફળ આજે મને પ્રાપ્ત થયું છે, એમ હું માનું છું.[12] જેમ કોઈ પ્રાકૃત મનુષ્ય ખાખરાનાં મનોહર પુષ્પ જોઇને મોહિત થાય તેમ હું પણ શબ્દવેધીપણું પામીને મોહને લીધે ઘણોજ હર્ષિત થયો; પરંતુ તેથી થનારા આવા દુષ્કૃત કર્મના ક્રૂર ફળને મેં જાણ્યું નહિ."[13]

(હવે એ મહાન્ દુષ્કૃત કેવી રીતે થવા પામ્યું; તે સઘળું મહારાજા દશરથ, કોસલ્યાને કહી સંભળાવે છે.)

"હે દેવિ! તારી સાથે મારાં લગ્ન થયા પૂર્વે જ્યારે હું યુવરાજપદે હતો ત્યારે એક સમયે મારા કામને વધારનારી વર્ષાઋતુ શરૂ થઇ હતી.[14] હે કોસલ્યે! વર્ષાઋતુ, કે જેમાં સૂર્ય પોતાનાં પ્રખર કિરણોવડે આખી પૃથ્વીને તપાવીને તથા તેના સઘળા રસોનું શોષણ કરીને દક્ષિણ દિશા તરફ ગમન કરે છે;[15] તેથી તુરતજ ઉષ્ણતા શાંત થઇને, આકાશમાં જળથી ભરેલા મેઘ ચઢી આવે છે; અને તેને જોઇને, દેડકાં, મયૂરો, તથા હરણ વગેરે પ્રાણીઓ હર્ષ પામે છે.[16] વરસાદના જળથી પાંખો ભીંજાઇ જવાને લીધે, જાણે કોઈ જળાશયનું સંબંધી સ્નાનજ કર્યું હોયની એવાં પક્ષીઓ વૃષ્ટિ અને વાયુના ઝપાટાવડે કંપી રહેલાં વૃક્ષોમાં નિવાસ કરવા માટે આવે છે.[17] એ ઋતુમાં, વારંવાર વરસેલાં અને વરસતાં જળવડે ઢંકાઈ ગયેલા પર્વતો જાણે જળના ઢગલાજ હોયની, એવા જણાય છે; અને તેમાં મદોન્મત્ત હસ્તીઓ જોવામાં આવે છે.[18] પર્વતોપર વરસેલાં જળ, જો કે પ્રથમ સ્વચ્છ હોય છે; પરંતુ પ્રવાહરૂપે વહન થયા પછી તેમાંની ગેરૂ વગેરે અનેક ધાતુઓને લીધે રાતાં, પીળાં અને ભૂરાં ઈત્યાદિ અનેક રંગ યુક્ત થઇને સર્પ સમાન આકૃતિથી વહે છે."[19]

"એવા અતિ સુખરૂપ વર્ષાઋતુના સમયમાં હું, અજીતેંદ્રિય હોવાથી રાત્રિના સમયેજ ધનુષ્ય-બાણ ગ્રહણ કરીને મૃગયા કરવાના વિચારથી સરયૂનદીના કિનારાપર ગયો; અને જળના આરા ઉપર જળપાન કરવાને આવનારાં જંગલી પાડા, હસ્તી, મૃગ કિંવા અન્ય કોઇ પણ હિંસક અને ક્રૂર પ્રાણીઓને હણવાની ઇચ્છાથી એક વૃક્ષ નીચે છૂપાઇ રહ્યો.[20,21] એટલામાં કેટલેક દૂર કે જ્યાં રાત્રિના અંધકારને લીધે દૃષ્ટિ ન પહોંચી શકે એવા સ્થાનમાં મેં જળથી ભરાતા ઘડાનો શબ્દ સાંભળ્યો. એ વેળા એ શબ્દ મદમસ્ત હાથીના નાદ જેવો મને જણાયો; અર્થાત 'જળ પીવાને કોઇ હાથી આવ્યો છે અને તે નાદ કરે છે' એવું મને લાગ્યું.[22] તેથી મેં તુરતજ તેને હણવા માટે મારા ભાથામાંથી એક સર્પ સરખું ઝેરી બાણ કાઢીને ધનુષ્યપર ચઢાવ્યું; અને જ્યાંથી તે શબ્દ આવ્યો હતો તે તરફ લક્ષ્ય બાંધીને ફેંક્યું.[23] ધનુષ્યમાંથી મારૂં તીક્ષ્ણ બાણ છૂટ્યું કે તુરતજ જે તરફ મેં લક્ષ્ય બાંધ્યું હતું તે તરફથી કોઇ વનવાસી મનુષ્ય કે જેના મર્મસ્થળમાં મારૂં બાણ વાગ્યું હતું તેણે જળમાં પડતાં "અરરર! હાય! હાય!" એવો આર્તનાદ કર્યો. તે મારા સાંભળવામાં આવ્યો."

"હું એકાએક સ્તબ્ધ થઇ વિચાર કરવા લાગ્યો, એટલામાં તો વળી મનુષ્યના સરખી

રુપષ્ટ વાણી મારા સાંભળવામાં આવી કે:-[૨૪,૨૫] “અરેરે ! ! મારા સરખો વનવાસી તપસ્વી, કે જેને કોઇની સાથે વેર નથી તેના ઉપર આ ઓચિંતું બાણ કેમ પડયું ! અરેરે ! રાત્રિના સમયમાં હું આ સરયૂનદીના મનુષ્ય વિનાના કિનારે માત્ર જળ લેવા આવેલો છું;[૨૬] એટલામાં મને કોણે બાણ માર્યું ? અરેરે ! મેં કોનો અપકાર કર્યો છે ? અરેરે ! હું વનમાં ઉત્પન્ન થનારાં કંદ-મૂળ વગેરેના આહારથીજ જીવું છું, મેં કોઈ ને પીડા કરવારૂપ અધર્મનો ત્યાગ કર્યો છે, અને હું મસ્તકપર જટા, વલ્કલ વસ્ત્ર તથા મૃગચર્મને ધારણ કરનારો છું; છતાં મારા સરખા ઋષિનો શસ્ત્રવડે વધ કેમ થયો ?[૨૭,૨૮] અરેરે ! મારો વધ કરવાથી તેનું શું વળે તેમ હતું ? અરેરે ! મેં તેનું શું બગાડયું હશે કે જેથી તેણે આવું કેવળ અનર્થયુક્ત અને કાંઇ પણ ફળ વિનાનું કર્મ કર્યું ?[૨૯] અરેરે ! જેમ ગુરૂપત્નીની ગમનરૂપ અતિનિંદ્ય કર્મ કરનારો પુરૂષ આ લોક તથા પરલોકમાં કેવળ નિંદાપાત્ર અને દુઃખ ભોગવનારો થાય છે તેમ આ કર્મ કરનાર પણ આ લોક તથા પરલોકમાં નિંદાપાત્ર થઇને દુઃખ પામશે. અરેરે ! હું કાંઇ મારા જીવતરનો શોચ કરતો નથી; પરંતુ જેનું હું ઘણા કાળથી પોષણ કરતો આવ્યો છું; અને જે મારો વધ સાંભળીને એક ક્ષણવાર પણ જીવી શકે એમ નથી એવા મારાં વૃદ્ધ માતા-પિતાનો શોચ કરૂં છું. અરેરે ! હાય ! મારા મરણ પછી મારાં વૃદ્ધ માતા-પિતા કેવી રીતે જીવી શકશે ? અરેરે ! એક બાણથી હું એકલોજ નહિ; પરંતુ મારી સાથે મારાં વૃદ્ધ માતા-પિતા પણ હણાયાંજ ![૩૦-૩૨] અરેરે ! એવો કોણ અતિશય બાળકબુદ્ધિવાળો અને અજીતેંદ્રિય હશે કે જેણે અમને ત્રણેને એકજ બાણવડે હણ્યાં ?”

“હે કૌશલ્યા ! એવી કરૂણાજનક વાણી સાંભળતાંજ નિરંતર ધર્મની અપેક્ષા રાખનારો હું અત્યંત ખેદ પામ્યો. મારૂં શરીર થરથર ધ્રૂજવા લાગ્યું, મારા હાથમાંથી બાણસહિત ધનુષ્ય પૃથ્વીપર પડી ગયું; અને ‘અરે ! મારા હાથથી કોઇ ઋષિપુત્રનો વધ થયો શું’ ![૩૩] એવા વિચારથી ઉદ્ભવેલા શોકને લીધે હું અત્યંત ઉદ્વેગ પામ્યો. પછી ‘તે મરનાર કોણ છે ?’ એ બરાબર જાણવા માટે તથા તેની પાસે જઈ કરેલા અપરાધની ક્ષમા યાચવા માટે હું ત્યાંથી ત્વરિતચિત્તે ચાલ્યો.[૩૪-૩૫] જ્યારે હું સરયૂનદીના તટપર ગયો ત્યારે ત્યાં મારા બાણથી હણાઈને ચત્તાપાટ પડેલા એક તપસ્વી પુરૂષને મેં દીઠો; તેની પાસે જઇને જોયું તો તેની જટા વિખરાઈ ગઇ હતી, હાથમાંનો કલશ ઉંધો વળી જવાથી તેમાંનું જળ ઢળી ગયું હતું,[૩૬] તેનું શરીર કાદવ તથા રૂધિરવડે ખરડાયું હતું, અને તેના મર્મસ્થળમાં બાણ ચોંટેલું હતું. આવો પ્રકાર જોતાંજ હું અતિશય ભયભીત થયો, તથા મારૂં ચિત્ત વ્યાકુળ-વ્યાકુળ થવા લાગ્યું. પૃથ્વીપર પડેલો એ તપસ્વી પણ જાણે પોતાનાં તેજવડે મને દગ્ધ કરતો હોયની, એમ બન્ને નેત્રોવડે મારા તરફ નજર કરીને ક્રૂર વચન કહેવા લાગ્યો કે:-

“હે રાજન્ ! હું કે જે વનવાસી છું અને મારાં માતા પિતાને અર્થે જળ લેવાને માટે અત્રે આવેલો છું, તેણે તારો શો અપરાધ કર્યો છે કે જેથી તેં મારા પર આવા તીક્ષ્ણ બાણનો પ્રહાર કર્યો ? અરે ! તેં મારા મર્મસ્થળમાં એકજ બાણ મારીને એકનેજ હણ્યો છે એમ નથી; પરંતુ અંધ અને વૃદ્ધ એવાં મારાં માતા-પિતાને પણ હણ્યાં છે, કેમકે તેમનું સર્વસ્વ હું જ છું. અરેરે ! એ મારાં બંન્ને અંધ અને દુર્બલ માતા-પિતા અત્યંત તરસ્યાં હોવાને લીધે ‘હમણાં આપણો પુત્ર જળ લાવશે’ એમ મારી વાટ જોતાં હશે તથા આશાએ આશાએ પોતાના તૃષાજન્ય દુઃખને સહન કરી રહ્યાં હશે ! અરેરે ! અમારાં જ્ઞાન કિંવા તપશ્ચરણનું અમને હજી સુધી એવું કાંઇપણ ફળ મળ્યું નથી, કે જેના પ્રભાવને લીધે

મારા પિતા મને આવી દશામાં પૃથ્વીપર પડેલો જાણી લે. અરે, તે જાણે તો પણ શું કરી શકે એમ છે? જેમ તૂટી પડતા એક પર્વતની રક્ષા કરવાને બીજો પર્વત અશક્ત છે, તેમ તેઓ અંધ હોવાથી મારી રક્ષા કરવાને અશક્ત છે, માટે હે રાઘવ! જેમ પ્રદીપ્ત થયેલો અગ્નિ વનને બાળી નાખે છે તેમ મારા માઠા સમાચાર સાંભળવાથી કોપ પામેલા મારા પિતા તને શાપ દઇને ભસ્મ ન કરે તે પહેલાં તું પોતેજ મારા પિતાની પાસે જઇને સત્વર આ સમાચાર નિવેદન કર કે જેથી તે તારી આવી મૂર્ખતા જાણીને તારાપર દયા કરે. હે રાજપુત્ર! જો આ એક સાંકડો પગ રસ્તો છે કે જ્યાં થઇને તું સીધો મારા આશ્રમે જઇ શકીશ. હે રાજન્! ત્યાં જઇને તું એવી રીતે મારા પિતા તને શાપ આપે નહિ તેવી રીતે તેમને પ્રસન્ન કરજે. હે ભાઇ! પ્રથમ તું મારા મર્મસ્થળમાંથી તારા આ બાણને ખેંચી કાઢ; કેમકે જળનો વેગ જેમ કોમળ રેતીવાળા ઉંચા કિનારાને ભેદે છે, તેમ આ તીક્ષ્ણ બાણ મારા કોમળ હૃદયને પીડા કરે છે.”

“હે દેવિ! એવાં તેનાં વચન સાંભળીને મને ઘણીજ ચિંતા થવા લાગી.× વળી મેં વિચાર કર્યો કે, ‘જો હું મારૂં બાણ એના મર્મસ્થળમાંજ રહેવા દઇશ તો તેને મહાન્ કષ્ટ થયા કરશે અને જો ખેંચી લઇશ તો એ તુરતજ મરણ પામશે.’ એવા વિચારને લીધે હું સ્તબ્ધ થઇને ઉભો રહ્યો. જ્યારે હું મહાન્ ચિંતા અને શોકને લીધે દુઃખી થઇને દીનની પેઠે સંતાપ કરતો ઉભો રહ્યો ત્યારે એ મુનિપુત્ર મારા મનની ચિંતા જાણી ગયો; અને તે પોતે અતિ દુઃખને લીધે પૃથ્વીપર પડયો હતો તથા મરણની તૈયારીપર હતો; તોપણ શાસ્ત્રના તત્ત્વને જાણનાર હોવાથી અતિ કષ્ટવડે પોતાના શોકને રોકીને માત્ર મારી ચિંતા નિવૃત્ત કરવા માટે મને કહેવા લાગ્યો કેઃ–

“હે રાજન્! મને કાંઈ પણ દુઃખ નથી, મારૂં ચિત્ત સ્થિર છે. હે રાજન્! તું મારૂં વચન સાંભળ.[૪૭-૪૯] હે રાજપુત્ર! ‘મેં બ્રહ્મહત્યા કરી.’ એવી તારા મનમાં જે ચિંતા પ્રકટી છે તેને તું દૂર કર. હું કાંઈ બ્રાહ્મણ નથી. એટલે તારે બ્રહ્મહત્યા સંબંધી ચિંતા ધરવી યોગ્ય નથી.[૫૦] હે રાજકુમાર! શૂદ્ર જાતિની માતાના પેટે વૈશ્ય જાતિના પિતાથી હું જન્મ પામેલો છું.”

એટલું બોલીને વળી તે ઉપરાંત તે, કાંઈક બોલવા જતો હતો; પણ મર્મસ્થળમાં વાગેલા બાણની પીડાને લીધે આગળ બોલી શકયો નહિ, તે શિથિલ અને નિશ્ચેષ્ટ થઈ પૃથ્વીપર પડી રહ્યો. ત્યારે મેં તેને વિશેષ પીડા ન થાય તેવી રીતે ઘણી સંભાળથી તેના મર્મસ્થળમાંથી બાણ ખેંચી કાઢયું. પછી થોડીજ વારમાં એ તપસ્વીએ મારા સામું જોઇને પોતાના પ્રિય પ્રાણનો ત્યાગ કર્યો.[૫૧,૫૨] “હે કૌસલ્યા! મર્મસ્થળમાં બાણ વાગવાથી અત્યંત વિલાપ કરીને તથા મરણ પામીને પડેલા અને જળવડે ભીંજાયેલા શરીરવાળા એ તપસ્વીને સરયૂનદીના તટપર સૂતેલો જોઇને હું ઘણોજ ખેદ પામ્યો.”[૫૩]

जलार्द्रगात्रं तु विलप्य कृच्छ्रं मर्मव्रणे संततमुच्छ्वसंतम् ॥ ततः सरय्वां तमहं शयानं समीक्ष्य भद्रे सुभृशं विषण्णः ॥५३॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ત્રેસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૩

## सर्ग ६४ मो.

### અજ્ઞાખ્યાન-દશરથ મરણ.

वधमप्रतिरूपं तु महर्षेस्तस्य राघवः ॥ विलपन्नेव धर्मात्मा कौसल्या मिदम ब्रवीत् ॥१॥

પોતે કરેલા તપસ્વીના અયોગ્ય વધનું સ્મરણ કરીને, પુત્ર વિયોગને લીધે વિલાપ કરતા

× અરે મારાથી બ્રાહ્મણના વધ થયો એવી ચિંતા થવા લાગી.

ધર્માત્મા દશરથરાજાએ પુનઃ પણ કૌસલ્યા પ્રત્યે કહ્યું કેઃ–[૧] "હે કૌસલ્યે! એ પ્રમાણે અજાણતાં મોટું પાપ થઇ જવાને લીધે હું અત્યંત ખેદ પામ્યો; અને વિચાર કરવા લાગ્યો કે, અરેરે! મારા હાથથી આવો અધર્મ થઇ ગયો! હવે મારે શું કરવું? અરે! હવે શું કરૂં તો એનું પ્રાયશ્ચિત્ત થાય!"[૨]

"પછી નિર્મળ જળથી ભરેલો એ તપસ્વીનો કળશ લઇને હું તેણે દર્શાવેલા માર્ગે થઈ તેના આશ્રમ પ્રતિ ચાલ્યો. આગળ જતાં એ સાંકડો માર્ગ એક આશ્રમમાં ગયેલો જોઇને "એ તપસ્વીનો આશ્રમ આજ હશે" એમ ધારીને હું તે આશ્રમમાં ગયો.[૩] ત્યાં અંધ, દુર્બલ અને વૃદ્ધ એવાં તે તપસ્વીનાં માતા–પિતા પોતાના પુત્ર સંબંધીજ વાર્તાલાપ કરતાં બેઠાં હતાં. એ વેળા તેઓ કોઇ પણ દોરનાર નહિ હોવાથી, પાંખ વિનાનાં પક્ષી જેવાં જણાતાં હતાં. તેઓ 'હમણાં પુત્ર જળ લઈ ને આવશે' એવી આશાથી અનાથની પેઠે વાટ જોઈ રહ્યાં હતાં અને મેં કરેલાં દુષ્કર્મને બીલકુલ પણ જાણતાં ન હતાં.[૪,૫] તેઓને દૂરથી જોતાંજ હું વિશેષ ખેદ પામ્યો. તે વેળા મારૂં ચિત્ત શોકવડે હણાઇ ગયું અને 'અરે! પોતાના પુત્રનો વધ સાંભળીને આ વૃદ્ધ મનુષ્યો મને શાપ દેશે' એવા ભયથી થરથર ધ્રુજવા લાગ્યો.[૬] મેં જ્યારે ધીમે ધીમે આશ્રમમાં પ્રવેશ કર્યો ત્યારે મારો પગરવ સાંભળીને અતિ ઉત્કંઠિત થયેલો વૃદ્ધ પુરૂષ આશાભેર બોલ્યો કે, "હે પુત્ર! તું વિલંબ કેમ કરે છે? હે તાત! તેં આટલી વારસુધી જળક્રીડા કરી હશે, એમ ધારીને તારી માતા તો તારા માટે ઘણીજ ચિન્તા કરી રહી છે; માટે સત્વર આશ્રમમાં આવ, અને શીઘ્ર જળ લાવ.[૭,૮] હે પુત્ર! કદાચ મેં અથવા તારી માતાએ તારૂં કાંઈ અપ્રિય કર્યું હોય તોપણ તું, કે જે તપસ્વી છે તેણે કંઇ પણ મનમાં લાવવું જોઇએ નહિ"[૯]

"હે કૌસલ્યા! એ વૃદ્ધ પુરુષનું એ વચન સાંભળવા છતાં પણ હું બોલ્યો નહિ, ત્યારે તેણે વિશેષ આતુરતાથી કહ્યું કે, "હે પુત્ર! તું અમો ગતિહીનનો ગતિરૂપ અને અમો અંધની આંખ્યરૂપ છે. અરે, અમારા પ્રાણ તારા વિષેજ રહ્યા છે, છતાં તું આજે અમારી સાથે કેમ બોલતો નથી!"[૧૦]

"પુત્ર પ્રેમને લીધે ગદ્ગદિત અને વૃદ્ધાવસ્થાને લીધે સ્પષ્ટ ન સમજાય એવી તે વૃદ્ધમુનિની વાણી સાંભળીને, મારૂં ચિત્ત અત્યંત ભય* પામ્યું; તોપણ જેમ તેમ કરી ધૈર્ય ધરીને અને મારી ભયભીત આકૃતિને છુપાવીને, મેં ગદ્ગદ્ વાણીથી ધીમે સ્વરે કહ્યું કે,[૧૧,૧૨] "હે મહાત્મન્! હું આપનો પુત્ર નથી, પરંતુ 'દશરથ' નામનો ક્ષત્રિય છું. મારા તથા તમારા પ્રારબ્ધના યોગે મેં જે કંઇ અતિનિંદાપાત્ર કર્મ કર્યું છે તે જણાવવાને માટે હું અત્રે આવ્યો છું.[૧૩] (એટલું સાંભળતાં તો અતિ નિરાશ થયેલાં એ વૃદ્ધોની મુખાકૃતિ કાંઇ વિલક્ષણ થઇ ગઇ; અને તેઓ મને આગળ પૂછે, તે પહેલાંજ મેં કહ્યું કેઃ–) હે ભગવન! હું આજે રાત્રિના સમયે હાથમાં ધનુષ્ય લઈ ને સરયૂનદીના કિનારે આવ્યો હતો, અને તેના તટપર જળપાન કરવા માટે આવનારા મદોન્મત્ત હસ્તી કિંવા અન્ય માંસાહારી ક્રૂર પ્રાણીઓનો શિકાર કરવા અર્થે કિનારાપરના એક વૃક્ષ નીચે છુપાઇ રહ્યો હતો.[૧૪] તેવામાં જળથી ભરાતા કળશનો શબ્દ કે જે મને હાથીના શબ્દ જેવો લાગ્યો, તેથી ત્યાં હાથી આવ્યા છે, એમ ધારીને મેં તે તરફ શબ્દવેધી બાણ ફેંક્યું.[૧૫] પરન્તુ તુરતજ મનુષ્યના જેવી વાણી મારા સાંભળવામાં આવી; એટલે હું સત્વર ત્યાં ગયો. ત્યાં જતાં વારજ મારૂં બાણ હૃદયમાં વાગવાથી પ્રાણરહિત જેવો થઇ પડેલો એક તપસ્વી મારા જોવામાં આવ્યો.[૧૬] હે મહાત્મન્! એ તપસ્વી પોતાનાં વૃદ્ધ માતાપિતારૂપ તમારો અતિશય શોચ કરતો હતો. તેણે મને જોઈને, પોતાના હૃદયમાંથી બાણ ખેંચી

* 'મુનિ મને અવશ્ય શાપ દેશે' એવો ભય.

કાઢવાને કહ્યું, ત્યારે મેં પણ તેની પાસે જઈને આસ્તેથી તેના હૃદયમાં ચોંટેલું બાણ ખેંચી કાઢયું.[૧૭] પછી તુરતજ તે તપસ્વી અંધ અને વૃદ્ધ એવાં આપ બન્નેનો શોક કરતો તથા વિલાપ કરતો સ્વર્ગ પ્રત્યે ચાલ્યો ગયો.[૧૮] હે મહાત્મન્! એવી રીતે મેં દુષ્ટે અજાણથી તમારા એકના એક આંધળાની લાકડીરૂપ પુત્રનો નાશ કર્યો છે; હવે તેમાં આપણો કાંઈ પણ ઉપાય ચાલે એમ નથી, માટે આપને જે કાંઇ કર્ત્તવ્ય હોય તે સર્વ મારાપર પ્રસન્ન થઈને મને કહો. હવેથી હું તમારા પુત્રની પેઠે નિરંતર તમારૂં રક્ષણ કરીશ."[૧૯] મારાં ક્રૂર અને દુઃખદાયક વચન સાંભળતાંજ તે બન્ને વૃદ્ધ સ્ત્રી-પુરૂષના પ્રાણ ગભરાઇ ગયા; અને તેઓ એકાએક મૂર્છિત થઈ પૃથ્વીપર પડયાં. એ જોઇને હું વિશેષ ચિંતાગ્રસ્ત થયો. 'અરેરે! મેં એકની તો હત્યા કરી, અને વળી આ બન્ને મરણ પામશે, તો તેમની હત્યા પણ મારે શિર ચોંટશે!' એવા વિચારથી હું થરથર ધ્રુજવા લાગ્યો. પછી મેં અનેક પ્રકારે તેઓનું આશ્વાસન કર્યું ત્યારે તેઓ કાંઇક સાવધ થયાં, અને મહા મહેનતે બેઠાં થઈને રૂદન કરવા લાગ્યાં. એ વેળા એ વૃદ્ધ મુનિના ક્રોધનો પાર ન હતો; પરંતુ મેં અજ્ઞાનથી કરેલું પોતાનું દુષ્કર્મ પોતેજ ઘણી નમ્રતાપૂર્વક જણાવ્યું હતું અને તે સાથે પુત્રની પેઠે તેમની શુશ્રૂષા કરવાનું કહીને તેમની ક્ષમા માગી હતી, તેથી મહા તેજસ્વી તે વૃદ્ધ ઋષિએ મને તીવ્ર શાપ દઇને મારો વિનાશ કર્યો નહિ, પણ અતિ શોકાવિષ્ટપણે લાંબા નિઃશ્વાસ નાખતાં તથા રૂદન કરતાં, હાથ જોડીને ઉભા રહેલા મને કહ્યું કેઃ-[૨૦,૨૧]

"હે ક્ષત્રિય પુત્ર! જો તેં આ પોતાનું અશુભ કર્મ જાતેજ આવીને મને કહ્યું ન હોત તો અવશ્ય મારા ક્રોધથી તારા મસ્તકના સેંકડો અને હજારો ટૂકડા થઈ જાત,[૨૨] કેમકે હે રાજપુત્ર! મારા સરખા (અંધ અને વૃદ્ધ) વાનપ્રસ્થાશ્રમી મનુષ્યના પુત્રનો જાણી જોઇને વધ કરનાર, કદાચ સ્વર્ગનો રાજા ઇંદ્ર હોય તોપણ તેને મારા સરખા અપંગનો ક્રોધ તત્કાળ પોતાના સ્થાનમાંથી ભ્રષ્ટ કરી નાખે, તો પછી તારા સરખા એક ક્ષત્રિય પુત્રનો નાશ કરે એમાં શું આશ્ચર્ય![૨૩] હે ક્ષત્રિય! મારા પુત્ર સરખા તપસ્વી અને બ્રહ્મવાદી મુનિ ઉપર જાણીબૂજીને શસ્ત્ર પ્રહાર કરનાર પુરૂષના મસ્તકના અનેક ટૂકડા થયા વિના રહેજ નહિ;[૨૪] પરંતુ આ કર્મ તેં અજાણતાં કર્યું છે તેથીજ તું જીવે છે. જો કદાચ જાણતાં છતાં તે કર્યું હોત તો તારો તો શું પણ તારા આખા કુળનો વિનાશ થઇ જાત.[૨૫] હે નૃપ! હવે, જે થવાનું હતું તે થયું; પણ હવે તું અમને અમારા પુત્રની પાસે લઇ જા. અમે હવે તેને છેલ્લીવાર જોવા ઈચ્છીએ છીએ.[૨૬] અરેરે! હાય!! અમારો એ એકનોએક લાડકવાયો પુત્ર પ્રાણરહિત થઈને પૃથ્વીપર પડયો હશે! અરેરે! તેનું આખું શરીર રૂધિરવડે ખરડાયું હશે. હાય! હાય! તેને ઓઢવાની મૃગ છાલા તેનાથી કયાંય દૂર પડી હશે; અને તે પોતાના દેહનો ત્યાગ કરીને ધર્મરાજને વશ થયો હશે."[૨૭]

"ત્યારપછી હે કૌસલ્યા! હું એકલોજ પુત્ર મરણથી અતિ દુઃખી થયેલાં એ બન્ને અંધ સ્ત્રી પુરૂષને દોરીને, જ્યાં તેમનો મૃત પુત્ર પડયો હતો ત્યાં તેડી ગયો; અને મેં તેમને મૃત પુત્રની પાસે બેસાડીને સ્પર્શ કરાવ્યો.[૨૮] પોતાના મૃત પુત્રના દેહનો સ્પર્શ કરતાંજ તે વૃદ્ધ અને અંધ તપસ્વી સ્ત્રી-પુરૂષ અતિ વિહ્વળ થઇને તે મૃત દેહપર પડયાં, અને અતિ કરૂણાજનક વિલાપ કરવા લાગ્યાં. વૃદ્ધ તપસ્વી વિલાપ કરતો બોલ્યો કે,[૨૯]

"હે વત્સ! તું આજે મને પ્રણામ કેમ કરતો નથી? અરેરે! તું મારી સાથે કેમ બોલતો નથી? હાય, તું આમ પૃથ્વીપર કેમ સૂતો છે? હે બાળ! શું તું મારાપર કોપાયમાન થયો છે?[૩૦] ભલે, કદાચ હું તને અપ્રિય હોઉં; પરંતુ ધર્મનિષ્ઠ એવી આ

તારી માતાની સામું તો જો। અરેરે! તું આજે અમને કેમ આલિંગન કરતો નથી? હે પુત્ર! તું તારી મધુરવાણી અમને એકવાર તો સંભળાવ![૩૧] અરેરે!! પાછલી રાત્રિના સમયમાં જાગૃત થઈને અધ્યયન કરનારા તારા વિના હવે હું હૃદયને પ્રિય લાગે એવાં શાસ્ત્ર તથા પુરાણાદિનાં મધુર વચનો કોના મુખથી સાંભળીશ![૩૨] અરેરે! હાય! તારા વિના હવે સ્નાન સંધ્યાદિ નિત્ય કર્મથી પરવારીને તથા અગ્નિહોત્ર કરીને, મારી સેવામાં તત્પર રહેનાર બીજો કયો પુરુષ અમને સારી રીતે ચોળીને સ્નાન કરાવશે?[૩૩] અરેરે! હું કે જે અંધ હોવાથી સ્નાનાદિ કાંઈ પણ ક્રિયા કરવાને અશક્ત છું, તેને તારા વિના હવે વનમાંથી કંદ-મૂળ તથા ફળ વગેરે લાવીને અતિથિની પેઠે કોણ ભોજન કરાવશે? અરે, મારી લાકડી ઝાલીને મને કોણ દોરશે?[૩૪] અરેરે! હાય! હે વત્સ! નિરંતર પુત્ર સુખની લાલસાવાળી અને તારા વિયોગથી કૃપણ સમાન થઇ ગયેલી આ તારી વૃદ્ધ અને અંધ તપસ્વિની માતાનું હવે હું તારા વિના કેવી રીતે પોષણ કરી શકીશ?[૩૫] ઓ પુત્ર! તું અમને મૂકીને ક્યાં જાય છે? ઉભો રહે, તું આજે ધર્મ રાજાને ત્યાં જઇશ નહિ, હું અને તારી માતા કાલે તારી સાથે આવીશું.[૩૬] હે તાત! તારા શોકથી પીડાતાં અમે બન્ને તારા વિના આ વનને વિષે કૃપણની પેઠે રહી શકીએ એમ નથી; માટે અમે પણ સત્વર તારી સાથે યમલોકમાંજ આવીશું.[૩૭] અને યમરાજાનાં દર્શન કરીને, તેમને કહીશું કે, હે ધર્મ (યમ)રાજ અમારા પૂર્વે કરેલા જે અપરાધના યોગે આજે અમને અમારા પુત્રનો વિયોગ થયો છે તે અપરાધ આપ ક્ષમા કરો, અને અમારૂં પાલન-પોષણ કરવા માટે આ અમારો પુત્ર અમને પાછો આપો.[૩૮] અમારી પ્રાર્થનાથી ધર્માત્મા અને અતિ યશસ્વી એવા ધર્મરાજા અમ સરખાં અનાથ અપંગપર દયા લાવીને અવશ્ય એટલી અભય દક્ષિણા આપશેજ.[૩૯] હે પુત્ર! તું તારા પૂર્વકૃત કોઇ પણ પ્રકારના પાપને લીધે આવી રીતે મરણ પામીને નિષ્પાપ થયો છે; માટે સંગ્રામમાં શસ્ત્રોવડે યુદ્ધ કરનારાઓને જે ગતિ પ્રાપ્ત થાય છે તે ગતિ તને સત્ય ધર્મે કરીને પ્રાપ્ત થાઓ.[૪૦] હે વત્સ! સંગ્રામને વિષે પાછા નહિ હઠનારા અને સામે રહીનેજ મરણ પામનારા શૂરવીર યોદ્ધાઓ જે લોકપ્રત્યે જાય છે તે લોકપ્રત્યે તું જા.[૪૧] હે પુત્ર! સગર, શૈબ્ય, દિલીપ, જનમેજય, નહુષ અને ધુંધુમાર વગેરે રાજાઓ જે લોકમાં નિવાસ કરે છે તે લોકમાં તું ચિરકાળ પર્યંત નિવાસ કર.[૪૨] હે પ્રિય પુત્ર! વેદાદિનું અધ્યયન કરનારાઓ, તપસ્વીઓ, પૃથ્વીનાં દાન કરનારાઓ, એક પત્નીવ્રત પાળનારાઓ, હજારો ગાયોનાં દાન કરનારાઓ, માતા-પિતા તથા ગુરૂ વગેરે પૂજ્યોની સેવા કરનારાઓ તથા યોગાભ્યાસવડે દેહ ત્યાગ કરનારાઓ, એ આદિ સર્વને જે ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે તે ઉત્તમ ગતિ તને પ્રાપ્ત થાઓ.[૪૩,૪૪] હે પુત્ર! આપણા તપસ્વી કુળમાં જન્મ પામેલો કોઈપણ પુરૂષ હજી સુધી અશુભગતિને પામ્યો નથી; પરંતુ મારા આધારરૂપ તને હણનારો તો અવશ્ય તેવી જ ગતિ પામશે."[૪૫]

એ પ્રમાણે એ વૃદ્ધ પુરૂષ પોતાની સ્ત્રી-સહિત ઘણો ઘણો વિલાપ કરીને, પોતાના મૃત પુત્રની ઉત્તરક્રિયા કરવા લાગ્યો.[૪૬] જ્યારે સઘળી ઉત્તરક્રિયા પૂર્ણ થઈ ત્યારે તે મુનિપુત્રને પોતાનાં પુણ્ય કર્મોથી* દિવ્ય દેહ પ્રાપ્ત થયો, અને સ્વર્ગનો રાજા ઇંદ્ર દિવ્ય વિમાન લઈને, તે મુનિપુત્રને તેડવાને આવ્યો. એ વેળા ઇંદ્રની આજ્ઞાથી એ મુનિપુત્રે, એક મુહૂર્ત સુધી પોતાનાં વૃદ્ધ માતાપિતાની આશ્વાસના કરી, અને કહ્યું કે:- "હે માતા પિતારૂપ પ્રત્યક્ષ દેવો! હું તમારી સેવા કરવાથી શ્રેષ્ઠ પદને પ્રાપ્ત થયો છું તમે

* માતા-પિતાની સેવારૂપી પુણ્ય કર્મોથી.

પણ થોડા સમયમાં મારી પાસે આવશો." એટલું કહીને દિવ્ય દેહ થયેલો અને જીતેંદ્રિય તે મુનિપુત્ર તુરતજ ઇંદ્રની સાથે વિમાનમાં બેસીને સ્વર્ગલોક પ્રત્યે ગયો.[૪૭-૫૦]

ત્યારપછી અંધ અને વૃદ્ધ એવા તેના પિતાએ ઉત્તર ક્રિયાથી પરવારીને મને કહ્યું કે:–[૫૧] "હે રાજપુત્ર! તેં જે બાણવડે મારા એકના એક પુત્રને હણીને મને પુત્રરહિત કર્યો છે, તેજ બાણે કરી તું મને આજેજ હણ. હવે જીવિત વ્યર્થ હોવાથી, મને મરણ માટે કાંઇ પણ પીડા થાય એમ નથી.[૫૨] હે દશરથ! તેં મારા પુત્રને અજાણતાં હણ્યો છે; તેથી હું તને પ્રત્યક્ષ રીતે બાળીને ભસ્મ ન કરતાં, માત્ર દારૂણ અને દુ:ખરૂપ શાપજ આપું છું કે,[૫૩] "સાંપ્રતમાં જેમ મને પુત્ર વિયોગ થવાથી મરણાંત કષ્ટ થાય છે, તેમ તું પણ પુત્રવિયોગના શોકે કરી મરણ પામીશ.[૫૪] હે નરાધિપ! એકતો તું ક્ષત્રિય છે, અને વળી તેં અજાણતાં મારા પુત્રનો વધ કર્યો છે, એટલે જો કે તને બ્રહ્મહત્યા સરખું મોટું પાપ લાગ્યું નથી;[૫૫] પરંતુ જેમ દાન કરનારા પુરૂષને દાનનું ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે તેમ તને પણ તારા આ કર્મનું ફળ અવશ્ય મળશે. મારી પેઠે પોતાની જીવન દોરીને તોડી નાખનારી આવી કષ્ટમય દશા તને નિશ્ચય પ્રાપ્ત થશે; અર્થાત્ તું પણ મારી પેઠે પુત્રવિયોગના દુ:ખથીજ મરણ પામીશ."[૫૬] હે કૌસલ્યે! એવી રીતે મને શાપ દઇને તથા ઘણો ઘણો વિલાપ કરીને તે બન્ને વૃદ્ધ સ્ત્રી–પુરૂષે મારી પાસે ચિતા ખડકાવીને તેમાં પ્રવેશ કર્યો. તેઓ પોતાના દેહનો ત્યાગ કરીને પોતાના પુત્રની પાછળ સ્વર્ગમાં ગયાં.[૫૭] હે દેવિ! શબ્દવેધી બાણ મારનારા મેં બાલ્યાવસ્થામાં આવું પાપકર્મ કર્યું હતું. આજે વિચાર કરતાં મને તે એની મેળેજ સાંભરી આવ્યું છે.[૫૮] "હે દેવિ! હું નિશ્ચય કરીને કહું છું કે જેમ અપથ્ય ભોજન કરનારા મનુષ્યને પાછળથી મોટો વ્યાધિ થાય છે, તેમ મને એ પાપકર્મના ફળ રૂપે આજે આ મરણ સમય પ્રાપ્ત થયો છે.[૫૯] હે કલ્યાણિ! ઉદાર મનવાળા એ વૃદ્ધ મુનિએ મને જે વચનો કહ્યાં હતાં તે આજે મારી સમક્ષ ઉપસ્થિત થયાં છે."

એટલું કહીને, મહારાજા રૂદન કરવા લાગ્યા; અને મરણના ભયથી ત્રાસ પામીને વળી પણ પોતાની પ્રિય પત્ની મહારાણી કૌસલ્યાને કહેવા લાગ્યા કે:–[૬૦] "હે કૌસલ્યા! હું પુત્ર શોકને લીધે અતિશય પીડાઉં છું. હવે હું વધુ સમય નભી શકીશ નહિ. હાય! હવે હું અલ્પ સમયમાં મારા જીવિતનો ત્યાગ કરીશ. હવે મને મરણનાં અશુભ ચિહ્નો જણાય છે. હે દેવિ! હું મારાં નેત્રોવડે તમને જોઇ શકતો નથી. યમલોકમાં જવાને તત્પર થયેલાં મનુષ્યોની દૃષ્ટિ લોપાઇ જાય છે, માટે તું મને સ્પર્શ કર. હે દેવિ! જો અત્યારે રામ પાછો આવીને મને સ્પર્શ કરે અથવા કાંઇ પણ સહાય્ય કરે કિંવા ધનભંડાર કે યૌવરાજ્યપદને અંગીકાર કરે તો હું જીવી શકું ખરો. હે દેવિ! મેં કાંઇ પણ અપરાધ સિવાય રામને વનમાં મોકલ્યા તે ઠીક કર્યું નથી.[૬૧-૬૩] પણ પિતાની આજ્ઞા પ્રમાણે વર્તવાનો પોતાનો ધર્મ જાણીને તેણે જે કાંઇ કર્યું છે તેજ યોગ્યજ છે. અરે! અમે તેવા દુરાચરણી પુત્રનો પણ મારી પેઠે ત્યાગ કરવાને કયો સમજુ પુરૂષ સમર્થ થાય? અને પિતાએ રાજ્ય ભ્રષ્ટ કરીને વનમાં કાઢેલો કયો પુત્ર પિતાપર દ્વેષ બુદ્ધિ ન રાખે?" (થોડીકવાર શાંત રહીને વળી મહારાજાએ કહ્યું કે:–) "હે કૌસલ્યા! હવે હું નેત્રથી જોઇ શકતો નથી અને પ્રતિક્ષણે મારી સ્મૃતિ નાશ પામતી જાય છે.[૬૪-૬૫] હે કૌસલ્યા! હવે આ યમરાજના દૂતો મને યમલોક પ્રત્યે લઇ જવાને ઉતાવળ કરે છે. અરેરે! હાય! હું મારા મરણ સમયે પણ સત્ય પરાક્રમવાળા ધર્મજ્ઞ મારા પુત્ર રામને જોવાને અશક્ત છું; એથી મને બીજું વિશેષ દુ:ખ શું હશે? અરેરે! મેં તેનો મોટો

અપકાર કર્યો; છતાં તેણે મારાપર સામો અપકાર કરવાની ઇચ્છા પણ કરી નથી, એવા મારા પુત્ર રામના વિયોગનો શોક, જેમ સૂર્યનો તાપ અલ્પજળનું શોષણ કરે છે તેમ મારા પ્રાણોનું શોષણ કરી રહ્યો છે. અહો! ચૌદ વર્ષ પૂરાં થયા પછી પંદરમે વર્ષે અયોધ્યામાં પાછા આવેલા મારા પ્રિય પુત્રના નિર્મળ કુંડળવાળા મુખકમળને જે મનુષ્યો જોશે તેઓને મનુષ્યો નહિ પણ ખરેખર દેવજ સમજવા! અહો! એ કમળપત્ર સમાન નેત્રવાળા, સુંદર ભ્રૂકુટી, દાઢયો તથા નાસિકાવાળા અને પ્રફુલ્લિત કમળ કિંવા શરદૃઋતુની પૂર્ણિમાના ચંદ્રસમાન રામના વદન કમળને જોનારાં મનુષ્યો હજારોવાર ધન્યવાદને પાત્ર થશે! અરે! વક્રમાર્ગનો ત્યાગ કરીને પોતાના સરલ માર્ગ પ્રવૃત થયેલા શુક્રગ્રહની* પેઠે વનવાસમાંથી નિવૃત્ત થઇને પુન: અયોધ્યાના સરલ માર્ગપર પ્રયાણ કરતા રામને જે મનુષ્યો જોશે તેઓ ખરેખર સુખી થશે." વળી થોડીવાર શાંત રહીને મહારાજા બોલ્યા:—"કૌસલ્યા! અત્યંત કષ્ટને લીધે હવે મારૂં હૃદય ઘણુંજ મુંઝાય છે,[૬૬-૭૨] અને હું ઇંદ્રિયોના શબ્દ, સ્પર્શ તથા રસ વગેરે વિષયોને જાણી શકતો નથી. અરે, જેમ તેલ આવી રહેવાથી (બળી જવાથી) દીપકનાં લાલ કિરણો આપોઆપ નષ્ટ થઇ જાય છે, તેમ ચિત્તનો નાશ થવાથી મારી સર્વ ઇંદ્રિયો આપોઆપ નષ્ટ થાય છે![૭૩] અરેરે!! હાય!! જેમ નદીનો પ્રવાહ પોતાનાજ કિનારાનો નાશ કરે છે, તેમ મારા ચિત્તમાંજ ઉત્પન્ન થયેલો આ મોટો શોક, અનાથ અને અચેતન સરખા થઇ પડેલા મારો વિનાશ કરે છે."[૭૪] (આમ વિલાપ કરતાં, મહારાજા દશરથ છેક મરણની અણીપર આવ્યા. અને છેવટે ઘણા કષ્ટથી ધીમે ધીમે બોલ્યા કે:—)

"હા, રાઘવ! હા, મહાબાહુ! હા, મારા શ્રમને નિવૃત્ત કરનાર! હા, પિતૃ પ્રિય! હા, નાથ! શું તું મને મૂકીને વનમાં ગયો![૭૫] હા! કૌસલ્યા! હા! તપસ્વિની સુમિત્રા!! હું તમને દેખી શકતો નથી. હા, કુળને દૂષણ લગાડનારી મારી શત્રુરૂપ ક્રૂર કૈકેયિ![૭૬]

રામમાતા કૌસલ્યા તથા સુમિત્રાની સમીપમાં એ પ્રમાણે શોચ કરતા મહારાજા દશરથે અર્ધરાત્રિના સમયે પોતાના આત્માને સ્થૂલ દેહથી મુક્ત કર્યો.[૭૭] પોતાના પ્રિયપુત્ર રામચંદ્રને વનમાં મોકલવાથી આતુર થએલા અને અતિ દુ:ખવડે પીડિત થએલા ઉદાર દર્શનવાળા મહારાજા દશરથે દીનની પેઠે પોતાના પુત્ર રામનુંજ સ્મરણ કરતાં અર્ધરાત્રિએ પોતાના પ્રાણ છોડયા.[૭૮]

तथा तु दीनः कथयन्नराधिपः प्रियस्य पुत्रस्य विवासनातुरः । गतेऽर्धरात्रे भृशदुःखपीडितस्तदा जहौ प्राणमुदारदर्शनः ॥ ७८ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ચોસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૪.

## सर्ग ६५ मो.

### રાણીઓનો વિલાપ.

अथ रात्र्यां व्यतीतायां प्रातरेवापरेऽहनि ॥
बन्दिनः पर्युपातिष्ठंस्तत्पार्थिवनिवेशनम् ॥१॥

એ રાત્રિ વ્યતીત થઇ અને બીજા દિવસનો પ્રાત:કાળ થયો ત્યાં સુધી મહારાજાના મરણની કોઇને પણ ખબર પડી ન હતી. નિત્યના નિયમ પ્રમાણે મહારાજાને જગાડવા માટે બંદીજનો અનેક મંગળવાજીંત્રો લઇને રાજમહેલ આગળ આવ્યા.[1] એ વેળા વ્યાકરણાદિશાસ્ત્રોમાં નિપુણ સૂતો, વંશાવળીનું કીર્તન કરનારા માગધો તથા વીણા વગેરેના લયને અનુસરીને ગાવામાં ચતુર ગાયકો પોતપોતાના નિયમ પ્રમાણે મહારાજાને જગાડવા સારૂ ઉંચા સ્વરથી આશીર્વાદ તથા સ્તુતિ શબ્દો સહિત કીર્તન કરવા લાગ્યા. તેઓના ગાયનનો શબ્દ આખા રાજમહેલમાં વ્યાપી ગયો.[૨-૩] એ વેળા ગાયનની રીતિમાં કુશળ અને હાથ-

* શુક્ર વક્રગતિનો થઇને પછી માર્ગી થાય છે તે.

વડે તાલ આપનારા પાણિવાદકો મહારાજાનાં થઈ ગયેલાં અદ્ભુત ચરિત્રોનું ગાન કરતા તાલ–માન આપવા લાગ્યા. એ શબ્દ સાંભળીને મહારાજાના અંતઃપુરમાંનાં વૃક્ષોની શાખાપર વસનારાં તથા પાંજરામાં રહેનારાં મેના-પોપટ વગેરે પક્ષીઓ જાગી ઉઠયાં, અને અનેક પ્રકારના મધુર શબ્દો ઉચ્ચારવા લાગ્યાં.[૫] એ પ્રમાણે બંદીજનો, સૂતો, માગધો, ગાયકો અને પાણિવાદકોના આશીર્વાદયુક્ત મધુર ગાનથી, વીણા વગેરે વાજીંત્રોના મનોહર સ્વરથી તથા પક્ષીઓના અવ્યક્ત મધુર કલરવથી આખું રાજગૃહ–અંતઃપુર વ્યાપ્ત થઇ ગયું.[૬] ત્યાર પછી પવિત્ર આચારવાળાં અને સેવાધર્મને સારી રીતે જાણનારાં અનેક દાસો, દાસીઓ તથા ષંઢ પુરૂષો, પ્રથમની પેઠેજ ત્યાં હાજર થયાં.[૭] મહારાજાને સ્નાન કરવાનો વિધિ જાણનારાં તેમાનાં કેટલાંકોએ, હરિચંદન મિશ્રિત જળથી ભરેલા સુવર્ણ–કળશો લાવીને તૈયાર કર્યા.[૮] કેટલાંક દાસજનો મહારાજાને ઉઠયા પછી પ્રથમ મંગળ સ્પર્શ કરવા માટે ગાયો લઇને ઉભાં હતાં, કેટલાંક દંતધાવન કર્યા પછી કોગળા કરવા માટે જીરાનું તથા નારીયેલનું જળ તૈયાર કરતાં હતાં અને કેટલીક કુમારિકાઓ તથા સૌભાગ્યવતી સ્ત્રીઓ મહારાજાને સ્નાન થઈ રહ્યા પછી પહેરવાનાં ઉત્તમ વસ્ત્રો, અલંકારો અને અવલોકનાર્થે દર્પણ વગેરે પદાર્થો લઇને યથાસ્થાને ઉભી હતી.[૯] એ પ્રમાણે સઘળાં દાસ, દાસીઓ તથા ષંઢ પુરૂષો, મહારાજાને પ્રાતઃસ્નાન કરવા માટે વિધિપૂર્વક બનાવેલાં, ઉત્તમ ગુણોવાળાં અને સર્વ લક્ષણસંપન્ન સર્વ પ્રકારનાં સાહિત્યો તૈયાર કરીને મહારાજાની વાટ જોતાં ઉભાં રહ્યાં હતાં.[૧૦] એમ કરતાં સૂર્યોદય થયો તોપણ મહારાજા બહાર આવ્યા નહિ, ત્યારે તેઓ સર્વ અતિ આતુર થઇને અનેક પ્રકારની શંકાઓ કરવા લાગ્યાં.[૧૧]

હવે અંતઃપુરને વિષે જે રાણીઓ છેક મહારાજાની પાસે સૂતી હતી તેઓ એકપછી એક જાગ્રત થવા લાગી; અને મહારાજાની શય્યા આગળ આવીને તથા પોતાના પતિને સ્પર્શ કરીને અતિ નમ્રતાયુક્ત કોમળ વાક્યોવડે જગાડવા લાગી. સૂતેલા મનુષ્યના સ્વભાવને જાણનારી કેટલીક રાણીઓએ મહારાજાની શય્યાને તથા તેમના શરીરને સ્પર્શ કરીને ઉષ્ણતા તપાસી જોઈ, તેમજ હૃદયનો વેગ પણ તપાસી જોયો, પરંતુ તેમાંનું કાંઈપણ જણાયું નહિ, તેથી તેઓ પોતાના પતિ મહારાજા દશરથના પ્રાણસંબંધે શંકાયુક્ત થઇને+ નદીના પ્રવાહમાં ઉગેલાં તૃણના અગ્રની પેઠે થરથર ધ્રૂજવા લાગી. મહારાજાના શરીરની વધુ તપાસ કરી જોતાં રાણીઓની શંકા ખરી પડી; અર્થાત્ 'મહારાજા મરણ પામ્યા છે' એવો રાણીઓને નિશ્ચય થયો.[૧૨-૧૫] આ વેળા પુત્ર શોકને લીધે કેટલીક રાત્રિઓના ઉજાગરા કરવાથી શ્રમિત થયેલાં મહારાણી કૌસલ્યા અને સુમિત્રા તો જાણે મૃત્યુને વશજ થયાં હોયની! એમ સૂતેલાં જ હતાં.[૧૬] પ્રથમથીજ અતિશોકને લીધે નિસ્તેજ થઈ ગયેલાં તથા પોતાના હસ્ત–પાદાદિ અવયવોને સંકોચીને સૂતેલાં મહારાણી કૌસલ્યા, ઉત્પાત સમયના ધૂમાડાથી છવાયેલી તારા (નક્ષત્ર)ની પેઠે શોભતાં ન હતાં.[૧૭] મહારાજા દશરથની શય્યાની સમીપ કૌસલ્યા સૂતાં હતાં અને તેમની પાસે સુમિત્રાએ શયન કર્યું હતું, તે સુમિત્રા પણ અશ્રુજળવડે વિવર્ણ× મુખ થઇ જવાથી શોભતાં નહતાં.[૧૮] એવી રીતે નિર્જીવની પેઠે બન્ને પટ્ટરાણીઓને સૂતેલી જોઇને તથા મહારાજાને મરણ પામેલા જોઇને, અતિ શોકને લીધે આખું અંતઃપુર નિર્જીવ સરખું થઇ ગયું.[૧૯] આવો પ્રકાર જોઈને* દીન થઈ ગયેલી સઘળી રાણીઓ અરણ્યને વિષે પોતાના યૂથપતિ હસ્તી વિનાની થયેલી હાથણીઓની

+ 'મહારાજા જીવે છે કે નહિ?' એવી શંકા.
× ફિક્કું. * કૌસલ્યા સુમિત્રા તથા દશરથ-રાજ, એ ત્રણેને મરણ પામેલા ધારીને.

પેઠે મોટા સ્વરથી આક્રોશ કરવા લાગી.[૨૦] તેઓનો ભારે કોલાહલ સાંભળીને કૌસલ્યા અને સુમિત્રા એકાએક જાગી ઉઠયાં; અને સંભ્રમને લીધે બ્હેબાકળાં થઇ ગયાં.[૨૧]

પછી "અરેરે ! હાય !! આ એકાએક શું થયું ?" એમ બોલતાં તેમણે પોતાના પતિના શરીરને સ્પર્શ કરીને સારી રીતે તપાસી જોયું. જ્યારે મહારાજાને મરણ પામેલા જાણ્યા ત્યારે તો તેઓ (કૌસલ્યા અને સુમિત્રા) "હા !! સ્વામિનાથ ! હા !! ભર્તા !" એવો પોકાર કરતાં પૃથ્વીપર ઢળી પડયાં.[૨૨] પૃથ્વીપર તરફડીયાં મારતાં અને શરીરપર ધૂળ ચોટવાથી નિસ્તેજ થયેલાં કૌસલ્યા આકાશમાંથી ખરી પડેલી તારાની પેઠે શોભતાં ન હતાં.[૨૩] મહારાજા દશરથને મરણ પામેલા તથા મહારાણી કૌસલ્યાને પૃથ્વીપર પડેલાં જોઇને, દશરથ રાજાની સઘળી રાણીઓ અતિ શોકને લીધે રૂદન કરવા લાગી; અને મૂર્છિત થઇ પૃથ્વીપર પડી ગઇ. પછી જેમજેમ ખબર પડતી ગઇ તેમતેમ કૈકેયી વગેરે સ્ત્રીઓ પણ રૂદન કરતી ત્યાં આવવા લાગી.[૨૪,૨૫] તે વેળા એ સર્વ સ્ત્રીઓના વિલાપનો મોટો શબ્દ આખા રાજમહેલમાં પ્રસરી ગયો.[૨૬] રાણીઓનો આક્રોશ સાંભળીને, બહાર રહેલાં સર્વ મનુષ્યો અતિ સંભ્રમને લીધે ભયભીત થયાં; અને રોદનનું કારણ જાણવાને ઉત્સુક બન્યાં. સર્વ સગાં-સંબંધીઓ અત્યંત પરિતાપ પામ્યાં. એ પ્રમાણે એક ક્ષણવારમાં મહારાજા દશરથનું અંતઃપુર ભયંકર દેખાવવાળું થઇ ગયું.[૨૭,૨૮] રાજકેશ અને અતિયશસ્વી એવા મહારાજા દશરથને પરલોકવાસી થયેલા જોઇને, અતિ દુઃખી થયેલી સઘળી રાણીઓ તેમની ચારે બાજુ વીંટાઇ વળી; અને પરસ્પર હસ્ત ગ્રહણ કરીને, અનાથની પેઠે કરૂણાજનક સ્વરે રોદન કરવા લાગી.[૨૯]

अतीतमाज्ञाय तु पार्थिवर्षभं यशस्विनं तं परिवार्य पत्नयः। भृशं रुदन्त्यः करुणं सुदुःखिताः प्रगृह्य बाहू व्यलपन्ननाथवत् ॥ २९॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં પાંસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૫.

## સર્ગ ૬૬ મો.

### કૌસલ્યાનો વિલાપ અને મહારાજાના મૃતદેહનું સંરક્ષણ.

तमग्निमिव संशान्तमम्बुहीनमिवार्णवम् ॥
गतप्रभमिवादित्यं स्वर्गस्थं प्रेक्ष्य भूमिपम् ॥१॥

મહારાજા દશરથ કે જે પ્રભા વિનાની અગ્નિની પેઠે શાંત, જળહીન સમુદ્રની પેઠે નિષ્ક્રિય અને પ્રકાશ રહિત સૂર્યની પેઠે નિસ્તેજ થઇ ગયા હતા, તેમને સ્વર્ગસ્થ થયેલા જોઇને, ચોધાર આંસુએ રૂદન કરતાં અને શોકવડે પીડાતાં મહારાણી કૌસલ્યા એ વેળા પોતાના મૃતપતિ (મહારાજા) ના મસ્તકને ખોળામાં રાખીને કૈકેયીને ઉદ્દેશી વિલાપ કરતાં કહેવા લાગ્યાં કે:-[૧,૨] "અરે ! ઓ ક્રૂર કૈકેયી ! લે, હવે તારી સર્વ કામનાઓ પૂર્ણ થઇ ! અરે, દુરાચારિણિ ! તું તારાં નિંદ્ય કૃત્યવડે મહારાજાને આ લોકનો ત્યાગ કરાવીને હવે સુખી થઇ ! લે, હવે તું તારા પુત્રની સાથે નિષ્કંટક રાજ્ય સુખ ભોગવ ![૩] અરે ! મારો પુત્ર રામ મને તજીને વનમાં ગયો; અને મારા સ્વામી પણ આજે મારો ત્યાગ કરીને સ્વર્ગે સીધાવી ગયા ! હવે નિર્જન અરણ્યમાં સથવારાથી વિખૂટી પડેલી સ્ત્રીની પેઠે હું એકલી આ સંસારમાં કેવી રીતે જીવી શકીશ ? અરેરે ! હાય ! હવે મારે કોઇનો પણ આશ્રય નહિ હોવાથી હું જીવવાને ઇચ્છતી નથી.[૪] અરે, પોતાના દેવતરૂપ પતિનો ત્યાગ કરીને પોતાના સતીધર્મથી ભ્રષ્ટ થયેલી આ એક કૈકેયી વિના બીજી કયી સ્ત્રી આ જગતમાં જીવવાને ઇચ્છે ?[૫] અરે, જેમ કોઇ સાહસી મનુષ્ય આત્મહત્યાનો દોષ ન વિચારતાં, વિષભક્ષણ કરે અથવા ધનના લોભને લીધે હિંસા દોષથી ન ડરતાં, અન્ન વગેરેમાં વિષ ખવરાવે, તેમ મંથરાના કહેવાથી આ ક્રૂર કૈકેયીએ માત્ર રાજ્યના લોભને લીધે દયાથી

ન ડરતાં આખા રઘુકુળનો વિનાશ કર્યો છે![6] અરે! દુષ્ટા કૈકેયીએ વરદાનના મિષથી અયોગ્ય કાર્યમાં યોજેલા મહારાજાએ પોતાના પ્રિય પુત્ર રામને સીતાસહિત વનમાં મોકલ્યો છે, એવું જ્યારે જનકરાજા સાંભળશે ત્યારે ખરેખર તે મારી પેઠે સંતાપ પામશે.[7] અરે! કમળપત્ર સરખાં નેત્રવાળો મારો ધાર્મિક પુત્ર રામ કે જે જીવતાંજ મારા વિયોગને પ્રાપ્ત થયો છે, તે આજે મને આવી રીતે અનાથ અને વિધવા થયેલી જાણતો હશે શું?[8] અરે! પતિસેવારૂપ ઉત્તમ તપશ્ચર્યા કરનારી વિદેહરાજાની પુત્રી જાનકી કે જેણે કદી પણ દુઃખ જોયું નથી, તે પણ વનવાસનાં દુઃખ જોઈને ઘણોજ ઉદ્વેગ પામશે.[9] અરે! રાત્રિના સમયે વનમાંનાં સિંહાદિ પશુઓની ભયંકર ગર્જનાઓ તથા ઘુવડ વગેરે પક્ષીઓના ક્રૂર શબ્દો સાંભળીને અત્યંત ત્રાસ પામતી એ જનકનંદિની રામચંદ્રનોજ આશ્રય લેતી હશે.[10] અરેરે! હાય! વૃદ્ધ અને માત્ર કન્યાઓરૂપી સંતતિવાળા જનકરાજા પણ પોતાની પુત્રી સીતાના દુઃખનુંજ ચિંતવન કરતાં અત્યંત શોકને લીધે પોતાના જીવિતનો ત્યાગ કરશે.[11] અરે! હાય, ચોતરફથી દુઃખમાં આવી પડેલી હું હવે જીવીને શું કરવાની હતી? હું, મારો પતિવ્રત ધર્મ સંભારીને મારા પતિના મૃત શરીરનું આલિંગન કરી અગ્નિમાં પ્રવેશ કરીશ; અને આજેજ મારા જીવિતનો અંત આણીશ."[12]

એ પ્રમાણે વિલાપ કરતાં મહારાણી કૌસલ્યા ખરેજ મહારાજાના મૃત શરીરને વળગી પડ્યાં; અને મૂર્છિત થઈ પૃથ્વીપર પડ્યાં. પછી વ્યવહાર કાર્યમાં કુશળ અમાત્યોએ તેમને ત્યાંથી બીજે સ્થળે લઈ જવા માટે અંતઃપુરની કેટલીક સ્ત્રીઓને આજ્ઞા કરી; એટલે તે સ્ત્રીઓ મહારાણી કૌસલ્યાને અતિપ્રયત્ને મહારાજના શરીરથી છોડાવીને બીજા ઓરડામાં લઈ ગઈ.[13] એટલામાં મહાત્મા વસિષ્ઠમુનિ વગેરે મંત્રીઓ મહા કલ્પાંત કરતા ત્યાં આવી પહોંચ્યા; અને તેમણે નિશ્ચય કર્યો કેઃ—"સાંપ્રતમાં મહારાજાનો એકકે પુત્ર અહીં નથી અને પુત્ર વિના મહારાજાના દેહને અગ્નિ સંસ્કાર કરવો એ યોગ્ય નથી. મહારાજાનું શબ અશબ ન થઈ જાય એટલા માટે હાલમાં શબને એક તેલથી ભરેલી મોટી કડાઈમાં રાખીને સાચવવું જોઈએ" વસિષ્ઠ મુનિના ઉપર્યુક્ત નિશ્ચયને મળતા થઈને સર્વ અમાત્યોએ તુરતજ મહારાજાના શબને તેલથી ભરેલી કડાઈમાં રાખ્યું, અને પછી તેઓ રાજ્યમાં કાંઈ પણ દંગો-તોફાન-હલ્લો ન થાય એ માટે બંદોબસ્ત કરવા લાગ્યા.[14,15]

મહારાજાના શબને તેલમાં સુવાડેલું જોઈને કેટલીક રાણીઓ "હાય! હાય! મહારાજા મરણ પામ્યા! હવે અમારે શું કરવું? એમ અનેક પ્રકારે વિલાપ કરવા લાગી.[16] કેટલીક રાણીઓ પોતાના હસ્ત ઉંચા કરી કરીને, ચોધાર આંસુથી રુદન કરતી કરૂણાજનક વિલાપ કરવા લાગી કે,[17] "હા, મહારાજ! હા, સ્વામિન્! નિરંતર પ્રિય અને સત્ય વચન બોલનારા મહાત્મા રામચંદ્રથી વિછુટી પડેલી અમોને તમે પણ શા માટે ત્યાગો છો?[18] અરે!! તમારા મરણથી વિધવા થયેલી અને મહાત્મા રામચંદ્રના આશ્રય વિનાની અમો સૌ દુષ્ટ ભાવનાવાળી શોક્ય કૈકેયીના તાબામાં કેમ કરી રહી શકીશું?[19] અરેરે! હે રાજન્! મહાન ધૈર્યવાળા શ્રીમાન્ રામચંદ્ર, કે જે અમારા તથા તમારા આશ્રયરૂપ છે તે તો પ્રથમથીજ રાજ્યલક્ષ્મીને તજીને વનમાં સીધાવ્યા છે.[20] તો પછી તેના વિના અને તમારા વિના અત્યંત દુઃખમાં સડતી અમો કૈકેયીનો તિરસ્કાર સહન કરીને અહીં કેમ કરી રહી શકીશું?[21] અરેરે! જે દુષ્ટા કૈકેયીએ પોતાના પતિ મહારાજા દશરથ, સીતાસહિત રામચંદ્ર તથા મહાબળવાન લક્ષ્મણનો પણ ત્યાગ કર્યો, તે બીજા કોનો ત્યાગ નહિ કરે?"[22]

એ પ્રમાણે અતિશય શોકને લીધે રોદન

સગાંવહાલાં પ્રિય હોય છેજ, પરંતુ તેઓને પોતાનો પુત્ર તો વિશેષ કરીને પ્રિય હોય છે; કેમકે પુત્ર પોતાનાં પ્રત્યેક અંગો, પ્રત્યંગો તથા હૃદયથી જન્મ પામે છે.* એ શું તું નથી જાણતી? તાત્પર્ય કે રામચંદ્ર વનમાં જવાથી, તેમની માતા કૌસલ્યાને કેટલું બધું અસહ્ય દુઃખ થતું હશે તે તું નથી જાણતી?[14] અરે! પુત્રના દુઃખે માતા કેવું દુઃખ પામે છે, એ સંબંધે હું તને એક સંક્ષિપ્ત ઇતિહાસ કહું છું. સાંભળ.

પૂર્વે કોઈ એક સમયે ગરમીના દિવસોમાં 'કામધેનુ' નામની દેવોની ગાય આકાશ માર્ગે જતી હતી. મધ્યાહ્‌ન સમયે પૃથ્વીપર હળનું વહન કરતા પોતાના બે પુત્રો (બળદો) કે જેઓ અત્યંત થાકી જવાથી જમીનપર મૂર્છિત થઈને પડ્યા હતા તેઓને જોઇને તે કામધેનુ પુત્રશોકનેલીધે ચોધારઆંસુએ રોદન કરવા લાગી.[15,16] એ વેળા તે કામધેનુની નીચે થઈને મહાત્મા દેવરાજ ઇંદ્ર જતો હતો, તેથી તે કામધેનુનાં સુગંધીમય કેટલાંક અશ્રુબિંદુઓ એકાએક તેનાં શરીરપર પડ્યાં.[17] એથી 'અરે! આવી ગ્રીષ્મઋતુમાં જળબિંદુ ક્યાંથી?' એમ આશ્ચર્ય પામી ઇંદ્રે આકાશ તરફ જોયું તો અત્યંત દુઃખને લીધે રોદન કરતી તથા દીન થઇ ગયેલી કામધેનુ તેના જોવામાં આવી.[18] યશસ્વિની કામધેનુને રોતી જોઈને અતિ ઉદ્વેગ પામેલા ઇંદ્રે હાથ જોડીને તેને પૂછ્યું કે,[19] "હે સર્વનું હિત કરનારી કામદુઘા! શું કોઇપણ પ્રકારે આમ દેવલોકોને વિષે મોટું ભય તો ઉપસ્થિત થયું નથી કે જેથી તું આમ રોદન કરે છે? અરે! તું યથાર્થ કહે કે તને આટલો બધો શોક થવાનું શું કારણ છે?"[20] દેવોના રાજા ઇંદ્રે એમ પૂછ્યું ત્યારે કામધેનુએ ધૈર્ય ધરીને કહ્યું કે,[21] "હે સુરરાજ! દેવલોકોનું કલ્યાણ થાઓ. તમને કે દેવોને કોઈ પણ પ્રકારે કાંઈ ભય નથી, પરંતુ પેલા મારા બન્ને પુત્રો (બળદો), કે જેઓ અતિ વિષમ સ્થળમાં ઉભેલા છે, સૂર્યના સખ્ત તાપવડે તપીને અતિ દીન તથા કૃશ થઈ ગયા છે, અને વળી ઉપરથી, તેના શરીરમાં નિર્દય ખેડૂત પરોણાની આરો ભોંકે છે, તેઓને જોઇને હું શોક કરૂં છું.[22,23] અરે!! મારાજ દેહથી ઉત્પન્ન થયેલા અને ધોંસરાજ ભાર ખેંચવાથી દુઃખી થતા એ મારા બન્ને પુત્રોને જોઇને, હું અત્યંત સંતાપ પામું છું. સ્ત્રીઓને પોતાના પુત્ર સમાન બીજું કાંઇ પણ પ્રિય હોતું નથી."[24]

"અહો! એ કામધેનુ, કે જેના (વંશપરંપરાથી) હજારો પુત્રો (બળદો) વડે આખું જગત વ્યાપ્ત થયેલું છે, અર્થાત્ જેને હજારો પુત્રો છે તેને આવીરીતે શોક કરતી જોઈને, ઇંદ્રે નિશ્ચય કર્યો કે આ જગત્‌માં સ્ત્રીઓને પોતાના પુત્રકરતાં, બીજું કંઈજ પ્રિય નથી.[25] (પછી ઇંદ્રે તેનું અનેક પ્રકારે આશ્વાસન કરીને તેને સ્વસ્થાન પ્રત્યે વિદાય કરી.) ત્યાર પછી ઇંદ્ર પણ પોતાના શરીરપર પડેલાં અતિ સુગંધયુક્ત અશ્રુબિંદુઓને જોઇને કામધેનુને સર્વોત્તમ માનતો સ્વર્ગમાં ગયો."[26]

"હે કૈકેયિ! જો, એ કામધેનુ કે જે સર્વ લોક પ્રત્યે સમાનભાવે વર્તનારી, ઉત્તમોત્તમ ચારિત્રવાળી, લોકોના સુખ માટે શ્રેષ્ઠ ગુણોને ધારણ કરનારી, પોતાના સ્વભાવને અનુસરીનેજ સઘળી ચેષ્ટાઓ કરનારી અને હજારો પુત્રોની માતા છે, તેણે પણ પોતાના

* શ્રુતિ કહે છે કે! "અઙ્ગાદઙ્ગાત્સંભવસિ હૃદયાદધિ જાયસે। આત્મા વૈ પુત્ર નામાસિ સ જીવ શરદાં શતમ્॥ હે પુત્ર! તું માતા-પિતાનાં મુખ, કંઠ, વક્ષઃસ્થળ, હસ્ત તથા ચરણાદિ અંગોથી, નાસિકા જીહ્વા, નેત્ર અને આંગળીઓ વગેરે પ્રત્યંગોથી તથા હૃદયપ્રદેશથી જન્મ પામે છે, અર્થાત્ તે સર્વના સારરૂપ વીર્યથી જન્મે છે, કહ્યું છે કે:—'દેહાદ્દેહાત્ સર્વેભ્યોઙ્ગેભ્યસ્તેજઃ સંભૂતમ્।' જે આ વીર્ય છે તે સર્વ અંગોનું તેજ(સાર)રૂપ છે.' માટે તારામાં અને મારામાં ફેર નથી, તેથી હે પુત્ર! તું સો વર્ષ પર્યંતનું આયુષ્ય ભોગવ!!"

"ગોવિંદરાજકૃત રામાયણભૂષણટીકાને આધારે"

બે પુત્રો (બળદો)ને દુઃખી જોઇને એટલો-બધો શોક કર્યો, ત્યારે માત્ર જેને એકનો એકજ પુત્ર છે એવાં શ્રીમતી કોસલ્યા, રામચંદ્રનો વિયોગ પામીને આ લોકમાં કેમ કરી જીવી શકશે?૨૭,૨૮ હે કૈકેયિ! જેમ કોઇ સારાં આચરણવાળી અને એકજ વત્સવાળી ગાયને તેના વત્સથી વિયોગ પડાવે, તેમ તેં એકજ પુત્રવાળાં અને મહાસાધ્વી શ્રીમતી કોસલ્યાને તેમના પુત્ર રામચંદ્રનો વિયોગ પડાવ્યો છે, તેથી તું આ લોકમાં અને મરણ પામ્યા પછી પરલોકમાં પણ નિરંતર દુઃખનેજ પ્રાપ્ત થઇશ.૨૯ જો કે તેં તો તારા દુષ્ટસ્વભાવ પ્રમાણે મને કલંક લગાડયું છે, પરંતુ હું તે કલંકને મારાં ઉત્તમ આચરણોરૂપી જળવડે ધોઇ નાખીશ. અરે, હું મારા પિતાની સઘળી ઔર્ધ્વદેહિક (પ્રેતસંસ્કાર વગેરે ઉત્તર) ક્રિયા કરીને મારા જ્યેષ્ઠ બંધુ રામચંદ્રની પૂજા કરીશ અને મારા યશની વૃદ્ધિ કરીશ.૩૦ હું રામચંદ્રને વનમાંથી પાછા તેડી લાવીને રાજ્યાસનપર બેસાડીશ, અને તેમના બદલે હું પોતેજ અનેક મુનિજનોએ સેવેલા દંડકારણ્યમાં પ્રવેશ કરીશ.૩૧ હે પાપી નિશ્ચયવાળી પાપિણિ કૈકેયિ! ગદ્ગદકંઠ થયેલા અને અતિરોદન કરતા પુરવાસીજનોનાં દેખતાં હું, કોઇપણ રીતે આ રાજ્યને ધારણ કરવાને સમર્થ નથી.૩૨ હે કૈકેયિ! તું હવે અગ્નિમાં પ્રવેશ કર, અથવા દંડકારણ્યમાં ચાલી જા; અથવા ગળે ફાંસો ખાઇને મરીજા. એ સિવાય તારી બીજી એકે ગતિ નથી.૩૩ સત્યપરાક્રમી રામચંદ્ર અયોધ્યામાં પાછા આવીને રાજ્યને અંગીકાર કરશે, એટલે હું તુરતજ કલંકરહિત થઇને કૃતકૃત્ય થઇશ."૩૪

એ પ્રમાણે અનેક પ્રકારનાં વાગ્બાણોવડે કૈકેયીને વીંધતા અને મોટા સર્પની પેઠે ફુંફાડા મારતા, મહાત્મા ભરત અંકુશના પ્રહારોથી પીડાયેલા હાથીની પેઠે અત્યંત ક્રોધ પામીને ઘણાજ શોકને લીધે મૂર્છિત થઇ પૃથ્વીપર પડી ગયા.૩૫ એ વેળા ક્રોધને લીધે ભરતનાં નેત્ર લાલચોળ થઇ ગયાં, વસ્ત્રોનું ઠેકાણું રહ્યું નહિ; અને આભૂષણો સરકી પડયાં. એવી સ્થિતિમાં ચત્તાપાટ પડેલા શત્રુતાપન મહાત્મા ભરત, ઉત્સવના અંતમાં પૃથ્વીપર તૂટી પડેલા ઇંદ્રધ્વજના જેવા દેખાતા હતા.૩૬

सैरक्तनेत्रः शिथिलांबरस्तथा विधूतसर्वाभरणः परंतपः। बभूव भूमौ पतितो नृपात्मजः शचीपतेः केतुरिवोत्सवक्षये ॥३६॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ચુમોતેરમો સર્ગ સંપૂર્ણ. ૭૪

## સર્ગ ૭૫ મો.

ભરતશોક-કોસલ્યાનો મેળાપ.

दीर्घकालात्समुत्थाय संज्ञां लब्ध्वा स वीर्यवान्। नेत्राभ्यामश्रुपूर्णाभ्यां दीनामुद्वीक्ष्य मातरम् ॥१॥

પછી ઘણીવારે સાવધ થઇ પૃથ્વીપર બેઠા થયેલા શૂરવીર ભરતે પોતાની માતા કૈકેયી કે જે પોતાની ધારણા ધૂળ મળવાથી દીન થઇ ગઇ હતી. તેને જોઇને તેની નિંદા કરતાં સર્વ અમાત્યમંડળ પ્રત્યે કહ્યું કેઃ-"અરે! હું કદીપણ રાજ્યને ઇચ્છતોજ નથી અને મેં કદાપિ મારી માતાની સાથે મને રાજ્ય મળવાસંબંધી વિચાર પણ કર્યો નથી.૧,૨ વળી મહારાજા દશરથે રામચંદ્રને જે રાજ્યાભિષેક કરવાની તૈયારી કરી હતી તેને પણ હું જાણતો નથી, કેમકે ઘણો સમય થયાં શત્રુઘ્નસહિત હું અહીંથી ઘણે દૂર આવેલા મારા મામાને ઘેર હતો. એ સઘળું તમે સૌ જાણોજ છો.૩ વળી મહાત્મા રામચંદ્ર, સીતા તથા લક્ષ્મણના વનવાસ વિષે પણ હું કાંઇ જાણતો નથી."૪

એવી રીતે કહી મહાત્મા ભરત વારંવાર મોટા આક્રોશપૂર્વક વિલાપ કરવા લાગ્યા. તેનો શબ્દ સાંભળીને મહારાણી કોસલ્યાએ પોતાના મહેલમાં રહ્યે રહ્યેજ 'આ શબ્દ ભરતનો છે' એમ જાણી લીધું અને તેમણે લક્ષ્મણની માતા સુમિત્રાને કહ્યું કેઃ-૫ "હે બ્હેન! સાંભળ,

આ શબ્દ ભરતના જેવો સંભળાય છે, માટે હું ધારૂં છું કે તે અવશ્ય આવી પહોંચ્યો હશે. ચાલ, આપણે પણ એને મળીએ, કેમકે જેવી એની માતા કૈકેયી ક્રૂર કર્મની કરનારી છે, તેવો તે નથી. અરે ! ! તે તો દીર્ઘદૃષ્ટિવાળો-આ લોક તથા પરલોકસંબંધી કર્મોનાં સારાં-માઠાં ફળને જાણનારો છે."[૬] એટલું કહીને, અતિશોકને લીધે જેના મુખનો વર્ણ ફીક્કો પડી ગયો હતો તથા જેનું શરીર કૃશ થઇ ગયું હતું એવાં મહારાણી કૌસલ્યા સુમિત્રાની સાથે પોતાના આસનપરથી ઉઠીને થરથર ધ્રુજતાં ભરતને મળવા સારૂ જવા લાગ્યાં.[૭] એ વેળા શત્રુઘ્નસહિત ભરત પણ તેમને મળવા માટે તેમના અંતઃપુર તરફ આવતા જ હતા, તેથી તેમનો માર્ગમાંજ મેળાપ થઇ ગયો.[૮] ભરતને મળવા જતાં અત્યંત દુઃખને લીધે અશક્ત થઈ ગયેલાં મહારાણી કૌસલ્યા અધવચજ મૂર્છિત થયાની પેઠે પૃથ્વીપર પડી ગયાં; તેમને એવી સ્થિતિમાં જોઇને ઘણોજ ખેદ પામેલા મહાત્મા ભરતે તથા શત્રુઘ્ને તેમનું અનેક પ્રકારે આશ્વાસન કરી બેઠાં કર્યાં અને પછી તેમના ચરણમાં પડી પ્રણામ કર્યા.[૯] પછી સાવધ થયેલાં મનસ્વિની કૌસલ્યાએ ભરત શત્રુઘ્નને રોદન કરતા જોઇને અતિ દુઃખથી તેઓને પોતાના હૃદયસરસા ચાંપ્યા.

ત્યાર પછી તેમણે ભરતને કહ્યું કેઃ-[૧૦] "હે વત્સ ! તારૂં કલ્યાણ થાઓ. હે ભરત ! તું ઘણા દિવસોથી જેને ઇચ્છતો હઈશ, તે આ નિષ્કંટક રાજ્ય તારી માતાએ પોતાના ક્રૂર-કર્મ કરીને તને અપાવ્યું છે.[૧૧] હે પુત્ર ! તું પણ મારે તો રામના સરખો પુત્રજ છે, તો તને રાજ્ય પ્રાપ્ત થાય એમાં મને શાનું દુઃખ હતું ? પરંતુ ક્રૂર વિચારવાળી તારી માતાએ મારા પુત્ર રામને ચીર-વલ્કલ વસ્ત્ર ધારણ કરાવીને વનમાં મોકલાવ્યો તેમાં તેને શો લાભ જણાયો હશે ? એ કાંઈ મારા સમજવામાં આવતું નથી.[૧૨] અરે ! હવે તો તારી માતા મને પણ સુવર્ણસમાન કાંતિવાળો અને મહાયશસ્વી મારો પુત્ર રામ જ્યાં છે ત્યાં મોકલાવે તો હું સુખી થાઉં.[૧૩] જો એમ નહિ બને તો હું પોતેજ સુમીત્રાને સાથે લઇને તથા અગ્નિ-હોત્રને આગળ કરીને જે માર્ગે રામનો મેળાપ થઈ શકશે તે માર્ગે પ્રયાણ કરીશ.[૧૪] હે પુત્ર ! જ્યાં મારો પુત્ર રામ તપશ્ચર્યા કરતો રહેતો હોય ત્યાં તું મને આજેજ પહોંચાડ;[૧૫] અને પછી તારી માતાએ તને અપાવેલું આ મોટું વિસ્તીર્ણ રાજ્ય કે જે હસ્તીઓ, અશ્વો તથા રથોથી ભરેલું અને ધનધાન્યોની સમૃદ્ધિવાળું છે, તેને તું સુખેથી ભોગવ."[૧૬]

એવાં એવાં અનેક અસહ્ય વાક્યોથી મહારાણી કૌસલ્યાએ ભરતનો તિરસ્કાર કર્યો; ત્યારે જેમ ઘણા દિવસના જૂના ગુમડા ઉપર સોયો ભોંકાતી હોય, તેમ અત્યંત પીડા પામતા મહાત્મા ભરત એકાએક મૂર્છિત થઇ પૃથ્વીપર પડી ગયા. બેભાન અવસ્થામાં ઘણીવાર સુધી વિલાપ કર્યા પછી ભરત કંઇક શુદ્ધિમાં આવ્યા ત્યારે તેણે અનેક પ્રકારે વિલાપ કરતાં તથા અત્યંત શોકવડે વ્યાપ્ત થયેલાં મહારાણી કૌસલ્યા પ્રત્યે હાથ જોડીને કહ્યું કે,[૧૭-૧૯] "હે પૂજ્ય માતુશ્રી ! હું કે જે આ થઇ ગયેલા વૃતાંતસંબંધે કાંઇ પણ જાણતો નથી અને કેવળ નિષ્પાપ છું, તેને તમે આમ શા કારણથી નિંદો છો ? અરે ! રામચંદ્રને વિષે મારી કેવી સ્થિર પ્રીતિ છે ? શું તેને તમે નથી જાણતાં ?[૨૦] (જો તમે મારાપર શક રાખીને મને નિંદો છો, તો હું હવે અનેક પ્રતિજ્ઞાઓપૂર્વક કહું છું કે,) જેના અનુમતથી+-પ્રેરણાથી સત્યસંધ અને સત્પુરૂષોમાં શ્રેષ્ઠ એવા મારા જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેની બુદ્ધિ ગુરૂએ દર્શાવેલા શ્રુતયુક્ત કિંવા સ્મૃતયુક્ત માર્ગમાં કદી પણ પ્રવૃત્ત ન થાઓ.[૨૧] જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા વનમાં ગયા હોય તેને, પાપી પુરૂષોની ચાકરી કરવાથી જે પાપ થાય, સૂર્યની

+ સંમતિ વચન. ટી.

સામે બેસી મળ-મૂત્ર કરનારને જે પાપ થાય તથા સૂતેલી ગાયને લાત મારવાથી જે પાપ થાય તે સઘળાં પાપ પ્રાપ્ત થાઓ.[૨૨] જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને, પોતાના સેવક પાસે મોટું કાર્ય કરાવીને તેનો રૂડો બદલો વાળ્યા સિવાય ઉલટું તેને નોકરીમાંથી કાઢી મૂકનાર સ્વામીને જે પાપ થાય તે પાપ પ્રાપ્ત થાઓ.[૨૩] જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને પોતાના પુત્રની પેઠે પ્રજાનું પાલન કરનારા રાજાનો દ્રોહ કરનાર મનુષ્યને જે અધર્મ પ્રાપ્ત થાય છે તે અધર્મ પ્રાપ્ત થાઓ.[૨૪] જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને પ્રજાની પાસેથી છઠ્ઠો ભાગ કરનો લઈને પછી તેનું પાલન નહિ કરનારા રાજાને જે પાપ લાગે છે તે પાપ લાગો.[૨૫] હે માતુશ્રી! જેની પ્રેરણાથી મારા જ્યેષ્ઠભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને, મોટા યજ્ઞને વિષે સ્વધર્મનિષ્ઠ બ્રાહ્મણોને પ્રથમથી કબૂલ્યા-પ્રમાણે દક્ષિણા નહિ આપનાર યજમાનને જે પાપ થાય તે પાપ થાઓ.[૨૬] જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને, અનેક શસ્ત્રાસ્ત્રોથી વ્યાપ્ત તથા હાથી, અશ્વ અને રથ વગેરેની ભીડવાળા રણભૂમિમાં સત્પુરુષોની સામે યુદ્ધ કરવાને ઉભો રહીને પછી ભયને લીધે જે ક્ષત્રિય યુદ્ધ મૂકી પલાયન કરી જાય, તેને જે પાપ વળગે છે તે પાપ વળગો.[૨૭] જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને, બુદ્ધિમાન્ ગુરૂએ યત્નપૂર્વક ભણાવેલા સૂક્ષ્મ અર્થવાળા વેદનો ત્યાગ કરનાર દુષ્ટાત્મા મનુષ્યને જે પાપ પ્રાપ્ત થાય છે તે પાપ પ્રાપ્ત થાઓ.[૨૮] જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા વનમાં ગયા હોય તે મનુષ્ય દીર્ઘ ભુજાઓ-વાળા, મોટા સ્કંધવાળા, વિશાળ છાતીવાળા અને સૂર્ય તથા ચંદ્રસરખા તેજવાળા રામને વનમાંથી પાછા આવીને રાજ્યાસનપર વિરાજેલા જોવાને ભાગ્યશાળી ન થાઓ; અર્થાત્ તેવો દુષ્ટ મનુષ્ય તેટલા સમય સુધી ન જીવો.[૨૯] જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને શ્રાદ્ધાદિ પ્રસંગ વિના દૂધમાં રાંધેલા તલ તથા મગમિશ્રિત ભાતનું અથવા તાંબૂલ કિંવા તુલસીપત્ર વગેરે પદાર્થોનું પરમાત્માને સમર્પણ કર્યા સિવાય ભોજન કરનારા નિર્દય* મનુષ્યને જે પાપ થાય છે; તેમજ ગુરૂજનોનું અપમાન કરનારને જે પાપ થાય છે તે પાપ પ્રાપ્ત થાઓ."[૩૦]

"હે માતા! જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને પોતાના ચરણથી ગાયને સ્પર્શ કરનાર, પોતાનાં માતા-પિતા વગેરે ગુરૂજનોની અપકીર્તિ ફેલાવનાર અને પોતાના મિત્રનો દ્રોહ કરનાર મનુષ્યને જે મોટો અધર્મ પ્રાપ્ત થાય છે, તે અધર્મ પ્રાપ્ત થાઓ![૩૧] જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તે દુષ્ટાત્મા મનુષ્યને, પોતાને કોઈએ વિશ્વાસથી કહેલી પારકી ગુપ્ત વાતને પ્રસિદ્ધ કરનારને જે પાપ વળગે છે તે પાપ વળગો.[૩૨] વળી જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને કોઈએ કરેલા ઉપકારનો રૂડો બદલો નહિ વાળનારા, અકૃતજ્ઞ, સજ્જનોની પંક્તિમાંથી દૂર થયેલા, લજ્જાવિનાના તથા લોકોમાં દ્વેષનેપાત્ર થયેલા મનુષ્યને જે અધર્મ પ્રાપ્ત થાય છે તે અધર્મ પ્રાપ્ત થાઓ.[૩૩] હે જનનિ! જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને, જેઓ પોતાનાં સ્ત્રી, પુત્ર, સેવકવર્ગ તથા માતા-પિતા ઈત્યાદિનો ત્યાગ કરીને એકલાજ મિષ્ટાન્ન જમે છે તેઓને જે પાપ લાગે છે તે પાપ લાગો.[૩૪] જેની પ્રેરણાથી મારા આર્યબંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તેને યોગ્ય સ્ત્રી પ્રાપ્ત ન થાઓ, અને તેથી તેને અગ્નિહોત્રાદિ ધર્મ ક્રિયાનું ફળ ન મળો, તેમજ તે વાંઝીઓ

* નિર્દય દયારહિત એટલે કે, શાસ્ત્રમર્યાદાનો ત્યાગ કરવાથી ભવિષ્યમાં થનારી શિક્ષાનો ભય ધારીને, જે મનુષ્યને પોતાના પંડ ઉપર દયા નથી તે.

રહીનેજ મરણ પામો.[૩૫] જેની પ્રેરણાથી મારા આર્યબંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તે પુરુષ પોતાની સ્ત્રીને વિષે ઉત્તમ સંતતિ પ્રાપ્ત કર્યા વિના અધુરા આયુષ્યેજ મરણ પામો.[૩૬] જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને રાજા, સ્ત્રી, બાળક તથા વૃદ્ધ મનુષ્યનો વધ કરવાથી અને પોતાના ભૃત્યજનનો ત્યાગ કરવાથી જે પાપ વળગે છે તે પાપ વળગો.[૩૭] હે માતુશ્રી! જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને લાખ, મદિરા, માંસ, અસ્ત્ર-શસ્ત્ર અને વિષ વગેરે પાપી પદાર્થોને વેચીને પોતાના કુટુંબનું પોષણ કરનારને જે પાપ લાગે છે તે પાપ લાગો.[૩૮] જેની પ્રેરણાથી મારા આર્યબંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તેને, સંગ્રામ શરૂ થયા પછી શત્રુપક્ષને બળવાન્ જોઇને તેના ભયને લીધે પાછો નાસી જતો જે મનુષ્ય શત્રુથી હણાય તેને જે અધમ નરકયાતના પ્રાપ્ત થાય છે. તેવું નરક દુ:ખ પ્રાપ્ત થાઓ.[૩૯]. જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતારામચંદ્ર વનમાં ગયા હોય તે મનુષ્ય ફાટયાં-તૂટયાં વસ્ત્ર પહેરીને અને હાથમાં મનુષ્યના માથાની ખોપરી ગ્રહણ કરીને ઉન્મત્તની પેઠે આ પૃથ્વીમાં ભિક્ષા માગતો ફરો.[૪૦]. જેની પ્રેરણાથી મારા આર્યબંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તે મનુષ્ય નિરંતર મદિરાપાન કરવામાં, પરસ્ત્રીસંગ કરવામાં અને જુગાર રમવામાં આસક્ત થઇને કામ-ક્રોધને વશ થાઓ.[૪૧] જેની પ્રેરણાથી મારા આર્યબંધુ રામચંદ્ર વનમાં ગયા હોયતે પુરૂષનું મન કદી પણ ધર્મ માર્ગે પ્રવૃત્ત ન થાઓ અને તે નિરંતર અધર્મનું જ સેવન કરનાર તથા અપાત્રે દાન આપનાર થાઓ.[૪૨] જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તે મનુષ્યનાં સંચિત કરેલાં અનેક પ્રકારનાં દ્રવ્યસમૃદ્ધિ વગેરેને ચોરો લુટી જાઓ; અર્થાત્ તે સુખભોગથી વંચિત રહો.[૪૩] હે માતા! જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને સાયંકાળ તથા પ્રાત:કાળની બન્ને સંધ્યાસમયે સૂઈ રહેનારને જે પાપ પ્રાપ્ત થાય તે પાપ પ્રાપ્ત થાઓ.[૪૪] જેની પ્રેરણાથી શ્રીમાન રામચંદ્ર વનમાં ગયા હોય તેને કોઇના ગૃહ તથા ઘાસની ગંજી વગેરેમાં અગ્નિ લગાડનારને, ગુરૂપત્ની ગમન કરનારને અને મિત્રદ્રોહ કરનારને જે પાપ વળગે તે પાપ વળગો.[૪૫] જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તે નિર્ભાગી મનુષ્ય પોતાનાં માતા-પિતા, દેવતાઓ તથા પિતૃઓની સેવાથી વિમુખ થાઓ.[૪૬] જેની પ્રેરણાથી મારા આર્યબંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તે દુષ્ટ મનુષ્ય સત્પુરૂષોને પ્રાપ્ત થતા લોકથી, સત્કીર્તિથી તથા સત્પુરૂષોએ સેવેલાં ઉત્તમ કર્મોથી આજેજ ભ્રષ્ટ થાઓ.[૪૭] હે જનનિ! જેની પ્રેરણાથી મારા આર્યબંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તે દુષ્ટ મનુષ્ય પોતાની માતાની સેવાનો ત્યાગ કરીને સ્ત્રીને વશ થઈ રહેવા વગેરે અનર્થને પ્રાપ્ત થાઓ.[૪૮] જેની પ્રેરણાથી મારા આર્યબંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તે મનુષ્ય દરિદ્રી તથા ભૂખે મરવાથી 'ખાઉંખાઉં' કરતાં ઘણાં સંતાનવાળો થઇને જ્વર વગેરે વ્યાધિઓવડે મહાપીડા પામો.[૪૯] જેની પ્રેરણાથી મારા આર્યબંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તેને અતિ દીન તથા દાન આપનારની સામું જોઈને સ્તુતિ કરનારા યાચકજનોની આશાભંગ કર્યાનું મહાપાતક પ્રાપ્ત થાઓ.[૫૦] જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તે પાપી મનુષ્ય ચાડીયો, અપવિત્ર, અધર્મી તથા નિરંતર લોકોની સાથે કપટયુક્ત વ્યવહાર કરનાર હોવાને લીધે રાજાથી ભય પામતો રહો; અર્થાત તે એવો પાપી (ગુન્હેગાર) થાય, કે જેથી તેને રાજાની શિક્ષા થવાનો ભય રહે અને શિક્ષા થાય.[૫૧] જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તે દુષ્ટાત્માને પોતાની સાધ્વી સ્ત્રી, કે જે ઋતુકાળના

નિયમ પ્રમાણે ઋતુસ્નાન કરીને પોતાની પાસે આવી હોય તેનો ત્યાગ કરવાનું મહા પાતક પ્રાપ્ત થાઓ.[૫૨] જેની પ્રેરણાથી મારા આર્યબંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તેને ભૂખે મરતાં પોતાનાંજ સંતાનોને અન્ન નહિ આપવાથી જે પાપ પ્રાપ્ત થાય છે તે પાપ પ્રાપ્ત થાઓ.[૫૩] જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને પોતાના મનમાં ઇર્ષ્યા થઈ આવવાથી જે મનુષ્ય બ્રાહ્મણોની પૂજામાં વિઘ્ન નાખે તથા ગાયનાં આંચળમાં, તેના ન્હાના વાછરડાને ધાવવા જેટલું પણ દૂધ નહિ રાખતાં બધું દોહી લે, તેને જે પાપ વળગે છે તે પાપ વળગો.[૫૪] જેની પ્રેરણાથી મારા આર્યબંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તે મૂર્ખ મનુષ્યને, કામાંધ બની પોતાની ધર્મપત્નીનો ત્યાગ કરી પરસ્ત્રીમાં આસક્ત થનારા અધર્મીને જે મહાપાતક લાગે છે તે મહાપાતક લાગો.[૫૫] જેની પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને નિર્મળ તથા પવિત્ર જળને મલિન અને દૂષિત કરનારને; તથા કોઈને છેતરીને વિષ દેનારને જે અઘોર પાપ વળગે છે તે પાપ વળગો.[૫૬] હે માતુશ્રી! જેની પ્રેરણાથી મારા આર્યબંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તેને પોતાની પાસેજળ હોવા છતાં કોઈ તરસ્યા માણસને જળ નહિ પાનારને જે પાપ પ્રાપ્ત થાય છે તે પાપ પ્રાપ્ત થાઓ.[૫૭] હે માતા!! છેવટે હું કહું છું કે જેના અનુમતથી-પ્રેરણાથી મારા આર્યભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને ભિન્ન ભિન્ન સંપ્રદાયના ગ્રંથોનો આશ્રય કરીને પોત-પોતાના ઇષ્ટની સિદ્ધિને માટે "આ ઇશ છે અને આ ઇશ નથી!" એવો વિવાદ કરનારાઓને તથા તેવો વિવાદ સાંભળનારાઓને જે મહાપાતક પ્રાપ્ત થાય છે તે મહાપાતક પ્રાપ્ત થાઓ."[૫૮]

એ પ્રમાણે અનેક શપથપૂર્વક વારંવાર પ્રતિજ્ઞાઓ કરીને, પતિ તથા પુત્રના વિયોગવાળાં મહારાણી કૌસલ્યાનું આશ્વાસન કરતાંજ અતિશય દુઃખને લીધે પીડિત થઇને મહાત્મા ભરત તેમનાં ચરણ આગળ પડી ગયા.[૫૯] ત્યારે અનેક દુષ્કર શપથો કરીને અચેતન જેવા પડેલા અને શોકવડે વ્યાપ્ત થયેલા ભરતને પોતાના ખોળામાં બેસાડીને અને હૃદયસરસા ચાંપીને મહારાણી કૌસલ્યા, ભરતના દુઃખથી વિશેષ દુઃખી થઈને રોદન કરતાં કહેવા લાગ્યાં કેઃ-"અરેરે! હે પુત્ર! તું નિષ્પાપ છે છતાં મેં તને અનેક કટુવચનો કહ્યાં, તેથી મને પ્રથમના કરતાં અધિક દુઃખ થાય છે. હવે તું વારંવાર શપથો લઇને મારા પ્રાણોને વધારે દુઃખી ન કર. હે પુત્ર! તું હજી સુધી પોતાના ધર્મથી ચલાયમાન થયો નથી એ ઘણુંજ ઉત્તમ છે. હવે મને નિશ્ચય થયો છે કે તારૂં અંતઃકરણ શુભ લક્ષણયુક્ત તથા નિર્મલ છે, અને તું સત્ય પ્રતિજ્ઞાવાળો છે. હે વત્સ! તને સત્પુરૂષોના લોકની પ્રાપ્તિ થશે".[૬૦.૬૩]

કૌસલ્યાનાં વચન સાંભળવાથી કંઇક શાંત થયેલા પરંતુ અત્યંત સંતાપને લીધે ઉત્પન્ન થયેલા દુઃખથી પીડાતા મહાત્મા ભરતનું મન, અતિશય શોક તથા મોહના વેગને લીધે હણિઆજ રહ્યું.[૬૪]

અચેતનની પેઠે, પૃથ્વીપર પડી રહીને વિલાપ કરતા, કર્તવ્યાકર્તવ્યના વિચારથી શૂન્ય થયેલા તથા વારંવાર લાંબા નિશાસા નાખતા મહાત્મા ભરતની એ રાત્રિ શોકમાંને શોકમાંજ વ્યતીત થઈ.[૬૫]

लालप्यमानस्य विचेतनस्य प्रनष्टबुद्धेः पतितस्य भूमौ ॥ मुहुर्मुहुर्निःश्वसतश्च दीर्घं सा तस्य शोकेन जगाम रात्रिः ॥६५॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં પંચોતેરમો સર્ગ સંપૂર્ણ. ૭૫

## સર્ગ ૭૬ મો.

ભરતશોક-દશરથને અગ્નિસંસ્કાર.

तमेवं शोकसंतप्तं भरतं कैकयीसुतम् ॥
उवाच वदतां श्रेष्ठो वसिष्ठः श्रेष्ठवागृषिः ॥१॥

બીજે દિવસે પ્રાતઃકાળ થતાં કેકયપુત્રી યો-

ઉજાસ મહર્ષિ વસિષ્ઠ ભરતની પાસે આવ્યા, અને તેને અત્યંત શોકસંતપ્ત થયેલો જોઇને તેનું અનેક પ્રકારે સાંત્વન કરતાં કહેવા લાગ્યા કેઃ-[1] "હે મહાયશસ્વી રાજપુત્ર! તારૂં કલ્યાણ થાઓ. હવે તું શોકનો ત્યાગ કર. તારા પિતા મહારાજા દશરથને મરણ પામ્યાને આજે પંદર દિવસ થયા છે, માટે હવે તું વિધિપૂર્વક પ્રેતનિર્હાર* કર."[2]

કુલગુરૂ વસિષ્ઠમુનિનું વચન સાંભળીને ધર્મજ્ઞ ભરતે તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા તથા મંત્રીઓને સઘળાં પ્રેતકાર્ય કરવામાં યોજ્યા.[3] સર્વ મંત્રીઓએ દશરથરાજાના શબને તેલકઢામાંથી બહાર કાઢીને પૃથ્વીપર મૂકયું. જો કે ઘણા દિવસ સુધી તેલમાં રહેવાને લીધે તે શબ પીળું-ફીકું થઈ ગયું હતું તોપણ તે બીલકુલ બગડયું ન હતું; તેથી જાણે મહારાજા દશરથ સૂતેલાજ હોયની! એવું જણાતું હતું.[4] પછી એ શબને, અનેક રત્નોથી જડેલી સુશોભિત શય્યાપર સુવાડયું. એ જોઇને અતિ દુઃખી થયેલા ભરતે વિલાપ કરતાં કહેવા માંડયું કેઃ-[5] "હે પૂજ્ય પિતા! અરેરે, આ તમને શું સૂઝયું, કે હું દૂર દેશાંતરમાં હતો ત્યાંથી ઘેર આવ્યાં પહેલાંજ ધર્મજ્ઞ રામચંદ્ર તથા મહાબળવાન્ લક્ષ્મણને વનમાં મોકલીને, તમે પરલોક પ્રત્યે સીધાવી ગયા છો?[6] હે મહારાજ! નિર્મળ આચરણવાળા પુરૂષસિંહ રામચંદ્રથી વિયોગ પામેલાં અમો સર્વ સંબંધીઓ તથા આ નગરવાસી મનુષ્યોને ત્યજીને તમે ક્યાં જશો?[7] ઓ તાત! તમે સ્વર્ગમાં પધાર્યા અને રામચંદ્રે વનનો આશ્રય કર્યો! હવે આ તમારી પ્રજાનું યોગ-ક્ષેમ કોણ કરશે?[8] હે રાજન! તમારા વિનાની થવાથી વિધવા બનેલી આ પૃથ્વી શોભતી નથી. અરેરે!! તમારા વિનાની આ અયોધ્યાનગરી ચંદ્ર વિનાની રાત્રિની પેઠે મને અંધકાર (દુઃખ) મય જણાય છે."[9]

એવી રીતે અતિ દીનપણે વિલાપ કરતા ભરતને, મહામુનિ વસિષ્ઠે પુનઃપણ કહ્યું કેઃ-[10] "હે રાજકુમાર! તારા સરખા સમજુ પુરૂષે શોક કરવો યોગ્ય નથી. હવે તો બીજો કાંઈ પણ વિચાર ન કરતાં માત્ર ધૈર્ય ધરીને, તારા પિતાનાં સઘળાં પ્રેતકાર્યો કર."[11]

વસિષ્ઠમુનિનું વચન સાંભળીને મહાત્મા ભરતે "હું આપની આજ્ઞા પ્રમાણે વર્તીશ" એમ કહીને ગુરૂનું વચન માન્ય કર્યું. ત્યારપછી શાસ્ત્રોમાં કુશળ એવા ઋત્વિજો, પુરોહિતો તથા આચાર્ય આદિને* મરણપ્રસંગની ક્રિયા ચાલુ કરવાને ભરતે તાકીદ આપી.[12] ત્યારે દશરથરાજાના અગ્નિહોત્રના અગ્નિઓ, કે જેઓને ઘરમાં શબ પડયું હતું ત્યારથીજ અગ્નિશાળામાંથી બહાર કઢાવી રાખ્યા હતા, તેઓને પ્રજ્વલિત કરીને ઋત્વિજો તથા ઉપદ્રષ્ટાઓ વિધિપૂર્વક હોમ કરવા લાગ્યા.[13] જ્યારે મરણસંબંધી પ્રેતશાંતિનો હોમ થઇ રહ્યો, ત્યારે અત્યંત ખેદ પામેલા અને ગદ્ગદકંઠ થયેલા સેવકો મહારાજાના મૃતદેહને શિબિકા(પાલખી)માં બેસાડીને સ્મશાનભૂમિ પ્રત્યે ચાલતા થયા.[14] તે વેળા કેટલાંએક મનુષ્યો માર્ગને વિષે અનેક પ્રકારનાં વસ્ત્રો તથા સોના-રૂપાનાં પુષ્પો ઉછાળતા આગળ ચાલવા લાગ્યાં.[15] સ્મશાનભૂમિમાં ગયા પછી કેટલાક પુરૂષોએ મળીને, સૂખડ, અગુરૂ, ગુગળ, સરલ, પદ્મ અને દેવદારનાં સુગંધયુક્ત સુકાં કાષ્ઠો તથા બીજાં પણ કેટલાંક સુગંધયુક્ત દ્રવ્યો એકઠાં કરીને મોટી ચિતા ખડકી. પછી ઋત્વિજોએ ચિતાની સમીપ જઇને મહારાજાના મૃતદેહને તેમાં સુવાડયો અને અગ્નિ પ્રકટાવ્યો.[16,17] પછી તે ઋત્વિજે મરણ પામેલા મહારાજાના પરલોકની શુદ્ધિ થવા માટે પૈતૃમેધિક મંત્રોનો

* શબને સ્મશાનભૂમિમાં લઈ જાઇને, તેને વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કરવો તે

* રાજાના યજ્ઞ-યાગાદિ કર્મ કરવામાં પ્રવૃત્ત રહેનાર 'ઋત્વિજ' અનેક પ્રકારનાં હિતકાર્ય કરવામાં પ્રવૃત્ત રહેનારા 'પુરોહિત' અને વેદાધ્યયન કરાવનાર 'આચાર્ય' કહેવાય છે. રા. ટી.

જપ કરવા લાગ્યા. કેટલાક સામવેદી બ્રાહ્મણોએ વિધિ પ્રમાણે સામગાયન ચાલુ કર્યું.[૧૮] વૃદ્ધપુરુષોથી વિંટાયેલી મહારાજાની સઘળી રાણીઓ પણ પોત-પોતાને યોગ્ય મ્યાનાઓ તથા રથો વગેરે વાહનોમાં બેસીને સ્મશાનભૂમિમાં—જ્યાં મહારાજાની ચિતા સળગતી હતી ત્યાં આવી.[૧૯] પછી અત્યંત શોકવડે સંતાપ પામતા સર્વ ઋત્વિજોએ, ભરતે તથા કૌસલ્યા આદિ સઘળી રાણીઓએ, અશ્વમેધ પર્યંતના મોટા મોટા યજ્ઞો કરનારા મહારાજા દશરથની અપ્રદક્ષિણા* કરી.[૨૦] એ વેળા તે સ્થળે ક્રૌંચીની પેઠે આક્રોશ કરતી દુઃખયુક્ત સ્ત્રીઓનો ઘણોજ કરુણ શબ્દ સંભળાવા લાગ્યો.[૨૧] અગ્નિસંસ્કાર થઇ રહ્યા પછી, શોકને લીધે અત્યંત વિલાપ કરતી સર્વ રાણીઓ પોતપોતાનાં વાહનોમાં બેસીને સ્નાન કરવા માટે સરયૂના ઘાટપર આવી.[૨૨]

મહારાજા દશરથના મંત્રીઓ, પુરોહિતો અને રાજકુમાર ભરતસહિત સઘળી રાણીઓએ સરયૂનદીના પવિત્ર જળમાં સ્નાન કરીને પરલોકમાં ગયેલા મહારાજાને ઉદ્દેશી અંજલિપ્રદાન કર્યું. ત્યારપછી આંસુભર્યાં નેત્રવાળાં તે સર્વ મનુષ્યોએ અયોધ્યાનગરીમાં પ્રવેશ કરીને 'પૃથ્વીપર શયન કરવું.' એ વગેરે આશૌચના શાસ્ત્રોક્ત નિયમોનું પાલન કરતાં, અત્યંત દુઃખમાં દશ દિવસ વ્યતીત કર્યા.÷[૨૩]

**कृत्वोदकं ते भरतेन सार्धं नृपाङ्गना मन्त्रिपुरोहिताश्च ॥ पुरं प्रविश्याश्रुपरीतनेत्रा भूमौ दशाहं व्यनयन्त दुःखम् ॥२३॥**

* ચિતાની આસપાસ અપસવ્ય ફરવું તે.

÷ શંકા: ક્ષત્રિય રાજાના મરણ પાછળ બાર દિવસ પર્યંત આશૌચ પાળવાનું સ્મૃતિઓમાં કહ્યું છે, છતાં અહીં દશ દિવસજ કેમ જણાવ્યા.

સમાધાનઃ રાજાની પાછળ બાર દિવસ આશૌચ જણાવનારાં વાક્યો સાધારણ રાજાઓને લાગુ પડે છે, પરંતુ અગ્નિહોત્રાદિ વૈદિકકર્મ કરનારા રાજાને માટે તો પ્રાશરસ્મૃતિમાં દશ દિવસ પર્યંત આશૌચ પાળવાનું જણાવ્યું છે. શિ. ટી.

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ અધિકાંડના અયોધ્યાકાંડમાં છોતેરમો સર્ગ સંપૂર્ણ. ૭૬

---

## સર્ગ ૭૭ મો.

### મહારાજા દશરથની ઉત્તરક્રિયા.

**ततो दशाहेऽतिगते कृतशौचो नृपात्मजः ॥ द्वादशेऽहनि संप्राप्ते श्राद्धकर्माण्यकारयत् ॥१॥**

દશ દિવસ વીત્યા પછી અગીઆરમે દિવસે કુંટુંબસહિત ભરતે *આશૌચ નિવૃત્ત કરવા માટે સ્નાન કરીને એકાદશાહ શ્રાદ્ધ કર્યું અને બારમે દિવસે સપિંડીકરણ વગેરે ક્રિયા કરી.[૧] તે પ્રસંગે મહાત્મા ભરતે પરલોકમાં ગયેલા રાજાને ઉદ્દેશી, બ્રાહ્મણોને પુષ્કળ ધન, રત્ન, અનાજ, અન્ન, સુવર્ણ, ગાયો, દાસ-દાસીઓ, રથ વગેરે વાહનો અને મોટાં મોટાં ગૃહો દાનમાં આપ્યાં. ૨-૩. તેરમા દિવસે પ્રભાત સમયે ઉઠીને મહાબાહુ ભરત અસ્થિસંચયન કરવા માટે સ્મશાનભૂમિમાં ચિતાસ્થાને જઈને, ÷અતિશોકને લીધે વિલાપ કરવા લાગ્યા. એ વેળા ઘણું રોદન કરવાથી તેનો કંઠ બેસી ગયો. પછી ચિતાની પાસે બેસીને અને પોતાના પિતાને સંભારીને મહાત્મા ભરત અતિ દુઃખથી આ પ્રમાણે કહેવા લાગ્યા કેઃ—૪-૫.

"હે તાત ! હે પિતા ! તમોએ મને મારા જ્યેષ્ઠબંધુ રામચંદ્રને સ્વાધીન કર્યો હતો પણ તેઓતો સાંપ્રતમાં શૂન્ય અરણ્યને વિષે ગયા છે; તો હવે તમે મને કોના આશ્રયે છોડીને ચાલ્યા ગયા છો ?[૬] હે મહારાજા! અનાથ સરખાં અને પુત્રનાજ આધારે જીવનારાં મારાં જ્યેષ્ઠ માતા કૌસલ્યાના પુત્ર રામચંદ્રને વનમાં મોકલીને, પાછળથી તમે તેઓનો પણ ત્યાગ કરીને ક્યાં ગયા ?" ૭.

* આશૌચ એટલે સૂતક. ÷ અહીં કતક ટીકાકારનું એવું કહેવું છે કે 'અસ્થિસંચયન દશ દિવસની અંદર કરીને તથા સર્વ શ્રાદ્ધ કરીને, તેરમે દિવસે ચિતાની ભસ્મને ઉપાડી નાખીને, તે સ્થાનને શુદ્ધ કરવું એવો ક્ષત્રિયોનો ધર્મ છે, એમ આદિકવિ વાલ્મીકિની આ ઉક્તિથી સમજાય છે.'

એ પ્રમાણે વિલાપ કરતા મહાત્મા ભરત એ સ્થળે પિતાના શરીરને અસ્થિસહિત બળીને ખાખ થઇ ગયેલું જોઇને તથા ચિતાના અત્યંત તાપને લીધે તે ચિતાસ્થાનની રાખને પણ લાલચોળ થઇ ગયેલી જોઇને ચોધાર આંસુએ રોદન કરી અત્યંત ખેદને પ્રાપ્ત થયા.[૮] ચિતાને જોઇ ઘણુંજ રોદન કરવાથી અચેત જેવા થઇ જવાને લીધે તે ભરત પાસે ઉભેલાં મનુષ્યોએ હાથ ઝાલીને ઉઠાડવા છતાં પણ યંત્રવડે ઉભા કરેલા ઇન્દ્રધ્વજની પેઠે પૃથ્વીપર પડી ગયા.[૯] ત્યારે પૂર્વે જેમ સ્વર્ગમાંથી ભ્રષ્ટ થઇ પૃથ્વીપર પડેલા યયાતિ-રાજાને જોઇને સર્વ ઋષિઓ તેની પાસે આવ્યા હતા, તેમ પવિત્ર આચરણવાળા મહાત્મા ભરતને પૃથ્વીપર પડી ગયેલા જોઇને, દૂર ઉભેલા સઘળા અમાત્ય-મંત્રીઓ વગેરે સત્વર તેની પાસે દોડી આવ્યા; અને અનેક પ્રકારે આશ્વાસન કરવા લાગ્યા.[૧૦] આવો પ્રકાર જોઇને, મહાશૂરવીર શત્રુઘ્ન પણ પોતાના મૃત પિતાને સંભારતાં મૂર્છિત થઇને પૃથ્વી-પર પડી ગયો;[૧૧] અને ઉન્મત્તની પેઠે બેભાનપણે પોતાના પિતાએ પોતાને લડા-વેલાં લાડ વગેરે સંભારીને વિલાપ કરવા લાગ્યો.[૧૨]

"અરેરે!! આ મહા ભયંકર શોકસા-ગરનું મૂળ-ઉત્પત્તિ કારણ મંથરા છે, અને તેની શીખવણીએ ચડેલી કૈકેયી તેમાં ગ્રાહ રૂપે છે. વળી કૈકેયીએ માંગેલાં વરદાન ઘણુંજ તીવ્ર હોવાથી તે અક્ષોભ્યપણાને પામેલો છે. અરેરે! હાય!! એવા મહાન્ શોકસાગર-માં ડૂબકાં ખાતા અમે સૌ અત્યંત કષ્ટ પામીએ છીએ.[૧૩] અરેરે! ઓ પિતા! નિ-રંતર તમોએ લાલન-પાલન કરેલો અને સુ-કુમાર દેહવાળો આ ભરત, કે જે તમારી પાછળ આમ વિલાપ કરી રહ્યો છે તેને ત્યજીને તમે ક્યાં ગયા છો?[૧૪] અહા! જેઓ અમો સૌ ભાઇઓને પાસે બેસાડીને ભોજનના પદા-ર્થો, પેય પદાર્થો તથા વસ્ત્રાભરણાદિ આપતા હતા, તે અમારા પિતા પરલોકે સીધાવી ગયા!! હાય! હવે તેમના વિના અમને એવાં લાડ કોણ લડાવશે?[૧૫] અરેરે! તમારા સરખા ધર્મજ્ઞ અને મહાત્મા રાજા વિનાની થઇ પડેલી આ પૃથ્વીને સાંપ્રતમાં ખરેખર વિદીર્ણ થઇ જવાનો સમય આવ્યો છે છતાં તે કેમ વિદીર્ણ થતી નથી?[૧૬] અરેરે! હાય! મારૂં લાલન-પાલન કરનારા મારા પિતા મહા-રાજા દશરથ સ્વર્ગમાં સીધાવ્યા છે અને મારા આશ્રયરૂપ રામચંદ્ર વનમાં પધાર્યા છે, તો હવે મને જીવવાનું સામર્થ્ય ક્યાંથી હોય? માટે હું અગ્નિમાં પ્રવેશ કરીશ;[૧૭] કિંવા મારા શિરચ્છત્રરૂપ વડીલભ્રાતા રામચંદ્ર તથા પિતા દશરથરાજા વિનાનો થયેલો હું હવે શૂન્ય અયોધ્યાનગરીમાં પ્રવેશ ન કરતાં, સીધો તપોવનમાંજ ચાલ્યો જઇશ."[૧૮]

ભરત અને શત્રુઘ્નનો વિલાપ સાંભળીને તથા તેઓને થતું મહાન્ કષ્ટ જોઇને, તેના સર્વ સેવકો પણ અત્યંત શોકગ્રસ્ત થઇ ગયા.[૧૯] એ વેળા ભરત અને શત્રુઘ્ન બન્ને જણા અત્યંત ખેદને લીધે ભાંગી ગયેલા શીંગડા-વાળા વૃષભોની પેઠે પૃથ્વીપર પડીને તરફડીયાં મારતા હતા.[૨૦] પછી સાત્વિક પ્રકૃતિવાળા અને સર્વ પ્રકારના વિષયોને જાણનારા રાજ-ગુરૂ વસિષ્ઠમુનિએ ભરતને ઉઠાડીને સમજા-વવા માંડ્યું કે:–[૨૧] "હે મહાસમર્થ રાજ-પુત્ર! તારા પિતાને અગ્નિસંસ્કાર થયાંને આજે તેરમો દિવસ થયો છે, તો હવે તું બાકી રહેલા અસ્થિસંચયનના કાર્યમાં વિલંબ શા માટે કરે છે?[૨૨] તું જાણેજ છે કે જ-ન્મવું-હોવું, વધવું-ઓછું થવું અને પરિણામ પામવું-નષ્ટ થવું; એ ત્રણ દ્વંદ્વો સર્વ ભૂત-પ્રાણીઓને વિષે અવશ્ય કરી પ્રવર્તે છે, અને તેઓનું કોઇપણ ઉપાયવડે નિવારણ થઇ શકતું નથી, તો પછી તારા સરખા સમજુ પુરૂષે પોતાના મરણ પામેલા પિતાની પાછળ આવો શોક કેમ કરવો જોઇએ?"[૨૩] એવી રીતે વસિષ્ઠમુનિએ મહાત્મા ભરતને સમજાવીને

સાવધ કર્યો, અને તત્ત્વજ્ઞ સુમંત્રે "સર્વ પ્રાણીઓને જન્મ-મરણ લાગેલાં છે; અને તે કદી પણ (મોક્ષ થયા વિના) નિવૃત્ત થઇ શકતાં નથી" એવાં એવાં ઘણાં વચનો સં. ભળાવીને શત્રુઘ્નનું પણ આશ્વાસન કર્યું.[૨૪] પછી સાવધ થઈને ઉભા થયેલા એ યશસ્વી ભાઈઓ, જાણે વૃષ્ટિ અને સૂર્યના તાપથી મ્લાન થયેલા બે ઇંદ્રધ્વજ હોયની ? એવા જણાવા લાગ્યા.[૨૫] ત્યાર પછી અતિ રોદન કરવાથી લાલચોળ થઈ ગયેલાં પોતાનાં નેત્રોના આંસુને લૂંછતા અને દીન મનુષ્યની પેઠે બોલતા એ બન્ને રાજકુમારોને, અમાત્ય વગેરે અધિકારી પુરુષો બાકીની સર્વ ક્રિયા કરવા માટે ઉતાવળ કરાવવા લાગ્યા.[૨૬]

अश्रूणि परिमृद्नन्तौ रक्ताक्षौ दीनभाषिणौ ॥
अमात्यास्त्वरयन्ति स्म तनयौ चापराः क्रियाः॥२६॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં સીતોતેરમો સર્ગ સંપૂર્ણ ૭૭

## સર્ગ ૭૮ મો.

### શત્રુઘ્નનો કોપ-મંથરાને શિક્ષા.

अथ यात्रां समीहन्तं शत्रुघ्नो लक्ष्मणानुजः ॥
भरतं शोकसंतप्तमिदं वचनमब्रवीत् ॥१॥

ત્રયોદશાહની ક્રિયા કરીને ઘેર આવ્યા પછી રામચંદ્રને મળવા જવા માટે વિચાર કરતા અને અત્યંત શોકયુક્ત થયેલા મહાત્મા ભરતને, લક્ષ્મણના નાના ભાઇ શત્રુઘ્ને કહ્યું કેઃ-[૧] "હે પ્રિય ભ્રાતા ! રામચંદ્ર કે જે સંકટસમયે સર્વ ભૂત-પ્રાણીઓને આશ્રયરૂપ છે તે આપણા આશ્રયરૂપ હોય તેમાં તો શુંજ આશ્ચર્ય ? અરેરે ! મહાબળવાન રામચંદ્રે એક સ્ત્રી (કૈકેયી)ની પ્રેરણાથીજ વનમાં પ્રયાણ કર્યું ! અરે, પરાક્રમી અને બળવાનોની પંક્તિમાં ગણાતો લક્ષ્મણ પણ કેવો કે જેણે, તે વેળા અન્યાય થતો અટકાવવા માટે પોતાના પિતાને સમજાવીને, રામચંદ્રને વનમાં જતા રોકયા નહિ ![૨-૩] અરે ! એ સમયે સ્ત્રીને વશ થઇને અન્યાય માર્ગે પ્રવર્તેલા આપણા પિતા દશરથ રાજાનો નિગ્રહ કરવાની જરૂર લક્ષ્મણે કેમ ન જોઇ ? અરે, ન્યાય-અન્યાયનો વિચાર કરીને તેણે દશરથરાજાનો નિગ્રહ કરવો જોઇતો હતો."[૪]

લક્ષ્મણનો ન્હાનો ભાઈ શત્રુઘ્ન બોલતો હતો એવામાં તે જ્યાં ઉભો હતો તેજ દ્વાર આગળ દૈવેચ્છાથી હરખાતી હરખાતી કુબ્જા મંથરા ત્યાં આવી. તેણે સર્વ પ્રકારનાં આભૂષણો ધારણ કર્યા હતાં, શરીર ઉપર ઉત્તમ મલયાગર ચંદન ચર્ચ્યું હતું, રાજાની રાણીને ધારણ કરવા યોગ્ય અમૂલ્ય વસ્ત્રાભરણો પહેર્યા હતાં તથા કટિમેખળા વગેરે બીજાં પણ ઘણાંક ઉત્તમ આભૂષણોવડે તેનું કદ્રૂપું શરીર શણગારાયલું હતું. તેથી તે જાણે દોરડાથી બંધાયેલી વાંદરી હોયની, એવી લાગતી હતી.[૫-૭] અત્યંત પાપકર્મની કરનારી એ દુષ્ટ મંથરાને ત્યાં આવેલી જોઇને ત્યાં ઉભેલો એક દ્વારપાળ 'આ મહાન્ દુષ્કૃત્ય કરનારીને શિક્ષા કરાવવાનો અત્યારે ખરેખરો દાવ આવ્યો છે.' એમ ધારીને, એકાએક નિર્દયપણે તેને પકડીને શત્રુઘ્નની આગળ લઇ ગયો અને તેણે હાથ જોડીને કહ્યું કે.[૮] "હે રાજકુમાર શત્રુઘ્ન ! જેને લીધે શ્રીમાન્ રામચંદ્રને વનવાસ જવું પડયું છે અને જેને લીધે ધર્માત્મા તમારા પિતા મહારાજા દશરથનું મૃત્યુ થયું છે, તેનું મૂળ-કારણ અતિ ક્રૂર અને પાપિણી આ કુબ્જાજ છે. માટે તમે તમારી ઇચ્છામાં આવે તેવી તેને શિક્ષા કરો."[૯]

દ્વારપાળનું વચન સાંભળીને અત્યંત દુઃખી થયેલા શૂરવીર શત્રુઘ્ને અંતઃપુરવાસી સર્વ મનુષ્યોના સાંભળતાં કહ્યું કેઃ-[૧૦] "અરેરે ! આ પાપિણી કુબ્જા-મંથરાએજ મારા બાંધવોને તથા મારા પિતાને તીવ્ર દુઃખ ઉત્પન્ન કરાવ્યું છે, માટે તે પોતાના ક્રૂરકર્મના ફળને સત્વર પામો."[૧૧] એમ કહીને શત્રુઘ્ને તુરત જ અનેક સખીઓની વચ્ચે ઉભેલી મંથરાને

અતિબળપૂર્વક પકડીને એક બાજુએ ખેંચી લીધી; અને તેને પૃથ્વીપર પટકી. એટલામાં તો તે કુબ્જાએ મોટી ચીસ પાડીને આખું અંતઃપુર ગજાવી મૂક્યું.[૧૨] તેની સખીઓ અત્યંત સંતાપ પામી, અને શત્રુઘ્નને અતિશય ક્રોધયુક્ત થયેલો જોઇને આમતેમ નાસી ગઇ.[૧૩] મંથરાની સર્વ સખીઓ દૂર સંતાઇ જઈ ને પરસ્પર વિચાર કરવા લાગી કે " અરે ! હવે તો શત્રુઘ્ને પોતાનું પરાક્રમ દર્શાવવાનો આરંભ કર્યો છે. હવે તો આ કુબ્જાની સાથે આપણુ સર્વનો પણ નાશ કર્યા વિના રહેશે નહિ;[૧૪] માટે ચાલો; આપણુ સૌ અતિ યશસ્વિની મહારાણી કૌસલ્યાને શરણે જઇએ. તે ધર્મને જાણનારાં, મધુર ભાષણ કરનારાં અને અત્યંત દયાળુ છે, તેથી અવશ્ય આપણું રક્ષણ કરશે. "[૧૫]

અત્યંત ક્રોધ પામેલો અને શત્રુકુળનો વિનાશ કરનારો મહાસમર્થ શત્રુઘ્ન પૃથ્વીપર પડી ચીસો પાડતી કુબ્જાને તેના કેશ ઝાલીને ચારે બાજુ ઘસડવા લાગ્યો.[૧૬] આમતેમ ઘસડાતી એ કુબ્જાના શોર-બકોરથી તથા તેના હાથ-પગના પછડાવાથી અંતઃપુરમાં ગોઠવી રાખેલાં અનેક પ્રકારનાં સોના-રૂપાનાં પાત્રો ખળભળીને પૃથ્વીપર વેરાઈ પડયાં;[૧૭] તેથી આખું અંતઃપુર, જાણે શરદૃઋતુને વિષે નક્ષત્રોથી શોભતું આકાશ હોય ની, એવું જણાવા લાગ્યું.[૧૮] મહાબળવાન્ શત્રુઘ્ને અતિ ક્રોધથી પકડીને મંથરાને પૃથ્વીપર ઘસડવા માંડી, ત્યારે કૈકેયી ત્યાં આવીને તેને મૂકી દેવા માટે કહેવા લાગી; પરંતુ તેનું વચન ન સાંભળતાં શત્રુઘ્ને ઉલટો તેનો તિરસ્કાર કરીને ઘણાં કઠોર વચનો કહ્યાં.[૧૯] પછી અત્યંત દુઃખી થયેલી અને શત્રુઘ્નના ક્રોધ જોઇને ભય પામેલી કૈકેયી ભરતને શરણે ગઈ.[૨૦] પોતાની માતા કૈકેયીને આવેલી જોઈને તથા ' હવે મંથરાને તેનાં કર્મ પ્રમાણે જોઇએ તેટલી શિક્ષા મળી ચૂકી છે ' એમ ધારીને મહાત્મા ભરતે ક્રોધ પામેલા શત્રુઘ્નને કહ્યું કે:-" હે ભાઈ ! સર્વ ભૂત-પ્રાણીઓને સર્વથા સ્ત્રીઓ અવધ્ય છે, માટે તું હવે આ કુબ્જાને ક્ષમા કર.[૨૧] જો સ્ત્રીઓ અવધ્ય ન હોત અને ' રામચંદ્ર મને માતૃઘાતી જાણી કોપાયમાન થશે ' એવો મને ભય ન હોત, તો હું પણ અતિ પાપ કરનારી અને દુષ્ટ આચરણવાળી મારી માતા કૈકેયીને જીવતી મૂકત નહિ.[૨૨] માટે હે ભાઈ ! જો તું આ કુબ્જાને હણીશ તો ધર્માત્મા રામચંદ્ર આપણને સ્ત્રી-હત્યારા માનીને તારી કે મારી સાથે ભાષણ પણ કરશે નહિ. "[૨૩] ભરતનાં વચન સાંભળીને, શત્રુઘ્ને અતિ દુઃખ પામતી કુબ્જાને છોડી દીધી;[૨૪] એટલે તે કુબ્જા ત્યાંથી ઉઠીને કૈકેયીની પાસે ગઇ, અને અતિ માર પડવાથી થતા દુઃખને લીધે નિસાસા નાખતી, કૈકેયીના ચરણ આગળ પડીને કૃપણની પેઠે વિલાપ કરવા લાગી.[૨૫] શત્રુઘ્ને આમ તેમ ઘસડવાથી મૂર્ચ્છિતસરખી થયેલી અને ઘણુંજ કષ્ટ પામેલી એ મંથરાને, જાળમાં ફસાયેલી કૌંચીની પેઠે ટગરટગર પોતાની સામે દૃષ્ટિ કરતી જોઇને કૈકેયીએ ધીમે રહી ઘણે પ્રકારે તેનું આશ્વાસન કર્યું.[૨૬]

शत्रुघ्नविक्षेपविमूढसंज्ञां समीक्ष्य कुब्जां भरतस्य माता ॥ शनैः समाश्वासयदार्तरूपां क्रौंचीं विलग्नामिव वीक्षमाणाम् ॥ २६ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં અઠ્ઠોતેરમો સર્ગ સંપૂર્ણ. ૭૮.

## सर्ग ७९. मो.

### ભરતનો પ્રેમ-રાજ્યનો અસ્વીકાર

ततः प्रभातसमये दिवसेऽथ चतुर्दशे ॥ समेत्य राजकर्तारो भरतं वाक्यमब्रुवन् ॥१॥

મહારાજા દશરથના મરણ પછી તેર દિવસ સુધીની ઔર્ધ્વદેહિક ક્રિયા થઇ રહી. ત્યાર પછી ચૌદમે દિવસે પ્રાતઃકાળ થતાં રાજ્યકાર્યભાર ચલાવનારા અમાત્યો-મંત્રીઓ વગેરે સૌ સભાસ્થાનમાં એકઠા મળી ભરત પ્રત્યે કહેવા લાગ્યા કેઃ-[૧] " હે રાજકુમાર !

જે અમારા અત્યંત માનનીય ગુરુરૂપ મહારાજા હતા તે પોતાના જ્યેષ્ઠ પુત્ર રામચંદ્રને તથા મહા બળવાન્ લક્ષ્મણને વનમાં મોકલીને સ્વર્ગ પ્રત્યે સીધાવી ગયા છે.[૨] તેથી હે મહાયશસ્વી રાજપુત્ર ! સાંપ્રતમાં આ અયોધ્યારાજ્ય નાયકવિનાનું સૂનું થઇ પડેલું છે, માટે તમે આ રાજ્યનો સ્વીકાર કરીને અમારા રાજા થાઓ. તમે રામચંદ્ર કરતાં ન્હાના છો, એટલે તેમના પછી રાજ્યનો અધિકાર તમારોજ છે તેથી, અને વળી મહારાજાએ રામચંદ્રને વનમાં મોકલીને તમને રાજ્યાભિષેક કરવાની પ્રતિજ્ઞા કરી છે તેથી રાજ્યને સ્વીકારવામાં તમને કાંઇપણ દોષ નથી.[૩] હે રાઘવ ! જુઓ !! આ સર્વ મંત્રીઓ તથા અયોધ્યાવાસી પ્રજાજનો રામચંદ્રને અભિષેક કરવા માટે તૈયાર કરેલાં સર્વ સાહિત્યો લઇને તમારી વાટ જોઇ રહ્યા છે.[૪] માટે તમે પોતાના બાપ-દાદાની પરંપરાથી ચાલતા આવેલા રાજ્યને સ્વીકારી, પોતાના આત્માને રાજ્યાસનપર અભિષિક્ત કરો અને અમો સર્વનું રક્ષણ કરો".[૫]

અમાત્ય વર્ગનાં વચન સાંભળીને, દૃઢનિશ્ચયવાળા ભરતે અભિષેક કરવાને તૈયાર કરેલી સર્વ સામગ્રીની પ્રદક્ષિણા કરીને કહ્યું કે,[૬] "હે રાજ્યનું શ્રેય ઇચ્છનારા અમાત્યો ! તમારે મને આવું કહેવું યોગ્ય નથી. તમારા જાણવામાંજ છે કે અમારા ઇક્ષ્વાકુકુળમાં વિશેષ કરીને નિરંતર જ્યેષ્ઠ પુત્રનેજ રાજ્યાસન પ્રાપ્ત થાય છે,[૭] માટે મારા જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્ર રાજ્યાસનપર વિરાજશે, અને તેમને બદલે અરણ્યમાં જઇને હું ચૌદ વર્ષ પર્યંત નિવાસ કરીશ.[૮] હે અમાત્યો ! હું વનમાં જઇને મારા પૂજ્ય વડિલ બંધુ રામચંદ્રને પાછા તેડી લાવીશ; માટે હવે તમે આડીઅવળી વાત પડતી મૂકીને, રામચંદ્રને વનમાં તેડવા જવા માટે ચતુરંગિણી સેના તૈયાર કરો.[૯] રાજ્યાભિષેક માટે તૈયાર કરેલાં આ સર્વ સાહિત્યોને પણ સાથેજ લઇ લો, કેમકે હું નરવ્યાઘ્ર રામચંદ્રને ત્યાં (વનમાંને વનમાં)જ રાજ્યાભિષેક કરીને પછી, જેમ યજ્ઞવિધિને જાણનારા યાજ્ઞિકો અગ્નિને મહાયજ્ઞશાળામાંથી પોતાની અગ્નિહોત્રશાળામાં લાવે, તેમ રામચંદ્રને વનમાંથી અયોધ્યામાં તેડી લાવીશ.[૧૦,૧૧] હે પ્રજાજનો ! તમે સૌ નિશ્ચય રાખજો કે આ કૈકેયી કે જે માત્ર મારે માટે 'માતા' એવી સંજ્ઞાનેજ ધારણ કરનારી છે, અર્થાત્ માતાને યોગ્યગુણો વિનાની એ, તેની કામનાને હું કદી પણ પૂર્ણ કરીશ નહિ. એ તો એજ કે-હું મહાભયંકર વનમાં વસીશ અને શ્રીમાન રામચંદ્ર રાજા થશે.[૧૨] હવે તમે બીજી આડી-અવળી વાતો મૂકી દઈને જમીન ખોદનારા કારીગરો (સડક બનાવનારાઓ) ને વનમાં મોકલીને વનના ઉંચા-નીચા માર્ગોને ખોદાવી સરખા કરાવો, તથા ચોર વગેરેના ભયવાળા પ્રદેશને જાણનારા વનના ભોમીઆ પુરુષોને પણ વનને વિષે મોકલો કે જેથી કોઇને કોઈ પણ પ્રકારે દુઃખ થવા પામે નહિ."[૧૩]

રામચંદ્રને માટે અંતરના ખરા ભાવથી બોલાઇ રહેલાં ભરતનાં વચન સાંભળીને અમાત્ય વગેરે સર્વ જનોએ આનંદ પામી તેમને અત્યુત્તમ વચન કહ્યું કેઃ-[૧૪] "હે ભરત ! તમને પોતાને રાજ્ય પ્રાપ્ત થયું છે છતાં તેમાં નહિ લલચાઈ ને, માત્ર ધર્મનુંજ રક્ષણ કરવા અર્થે તમે એ રાજ્ય પોતાના જ્યેષ્ઠ બંધુને આપવા ઇચ્છો છો એ ઘણુંજ યોગ્ય છે. અહો ! આથી તમારી સત્કીર્તિ વિશેષ પ્રસરશે"[૧૫]

રામચંદ્રને વનમાંથી પાછા લાવવા માટેની પ્રતિજ્ઞાનાં મહાત્મા ભરતનાં વચનો સાંભળવાથી ત્યાં ઉભેલાં સર્વ મનુષ્યોને એટલો બધો હર્ષ ઉત્પન્ન થયો કે જેને લીધે તેઓનાં નેત્રોમાંથી હરખનાં આંસુ ટપકવા લાગ્યાં.[૧૬] ભરતનાં વચનો સાંભળીને, શોકરહિત થયેલા સર્વ અમાત્યો તથા બીજા સ્વજનોએ, ભરતના કહેવા પ્રમાણે વનના માર્ગ સુધારવા માટે ખોદનારા કારીગરો વગેરેને આજ્ઞા આપી અને પછી ભરતને કહ્યું કેઃ-"હે નરશ્રેષ્ઠ રા-

જપુત્ર ! તમારા કહેવા પ્રમાણે સઘળા કારીગરો તથા ભોમીયાઓને વનનો માર્ગ સુધારવા માટે નિયુક્ત કર્યા છે." એમ કહીને તેઓ સર્વ ભરતની આજ્ઞા લઈ પોત-પોતાને ઘેર ગયા.[૧૭]

ऊचुस्ते वचनमिदं निशम्य हृष्टाः सामात्याः सपरिषदो वियातशोकाः ॥ पन्थानं नरवर भावतया जनश्च व्यादिष्टः तव वचनाच्च शिल्पिवर्गः ॥ १७ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ઓગણાએંશીમો સર્ગ સંપૂર્ણ. ૭૯

## સર્ગ ૮૦ મો.

### વનમાર્ગની સુધારણા.

अथ भूमिप्रदेशज्ञा सूत्रकर्मविशारदाः ॥
स्वकर्माभिरताः शूराः खनका यन्त्रकास्तथा ॥१॥

અમાત્યોએ આજ્ઞા આપ્યા પછી સઘળા શિલ્પિ લોકો પોતપોતાનાં હથિયારો ( ખોદવું વગેરે કાર્ય કરવાનાં સાધનો ) લઇને વનપ્રત્યે ચાલતા થયા. પોત-પોતાનાં કાર્યમાં નિપુણ ભૂમિપ્રદેશજ્ઞો, ( કે જેઓ અમુક સ્થળે ભૂમિ ખોદવાથી જળ નીકળશે કે નહિ અને નિકળશે તો કેવું નીકળશે તે બરાબર જાણી શકે છે) સૂત્રકર્મવિશારદો, (કે જેઓ માર્ગને વિષે કોઇને પણ અડચણ થાય નહિ એવી રીતે માપસર ડેરા-તંબૂ વગેરે બાંધી શકે છે.) ખોદનારા, યંત્રકો, કે જેઓ અનેક પ્રકારથી જળના પ્રવાહોને રોકી શકે છે, નહેરો બાંધી શકે છે અને જળને યંત્રદ્વારા દૂર પ્રદેશમાં પહોંચાડી શકે છે.) પગાર લઇને કામ કરનારા મજુર લોકો, જરૂર પડયે એકાએક રથ વગેરે બનાવી તૈયાર કરનારા સૂથારો, યંત્રકોવિદો, ( કે જેઓ યંત્રોની સહાયથી મોટા મોટા પત્થર વગેરેને ઉપાડીને દૂર ફેંકી શકે છે. ) કાષ્ઠ ઝોલાંને સાફ કરનારા સૂથારો, માર્ગમાં અનેક પ્રકારના ભયથી રક્ષા કરનાર પુરૂષો, માર્ગમાં આડ આવતાં વૃક્ષોને કાપનારાઓ, રસોઈઆઓ, ભીંતો ધોળવા માટેનો ચૂનો બનાવનારા ચૂનારા, વાંસની સાદડી, કરંડીઆ, ટોપલી વગેરે બનાવનારા વાંસફોડા, પગરખાં તથા ઘોડાનાં પલાણ વગેરે બનાવનારા મોચી અને પ્રથમથી વનમાર્ગોમાં જઇને સેનાને પડાવ નાખવા યોગ્ય સ્થળ શોધી કાઢવામાં સમર્થ પુરૂષો, એ સઘળા અયોધ્યાથી નીકળીને વન તરફ જવા લાગ્યા.[૧-૩] તે સર્વ મનુષ્યો કેવળ ભરતની આજ્ઞાથીજ નહિ, પરંતુ "આ કાર્યના મિષથી આપણને રામચંદ્રજીના દર્શનનો લાભ મળશે." એવા હર્ષથી જતા હતા. એ વેળા તેઓ જેમ પર્વણીના દિવસે સમુદ્ર ઉછળી રહે છે તેમ હર્ષના વેગથી ઉછળી રહ્યા હતા.[૪] સડકો બનાવવાના કાર્યમાં નિપુણ-કુશળ એવા તેઓ પોત-પોતાના સમૂહનો આશ્રય કરીને તથા અનેક પ્રકારનાં કોદાળી, પાવડા વગેરે ઓજારો લઈને ચાલતા હતા.[૫] તેઓ માર્ગમાં આડે આવતી વેલો, ગુચ્છો, વૃક્ષો વગેરેને કાપીને અને માર્ગમાં પડેલા પત્થર વગેરેને દૂર ફેંકીને માર્ગને સરલ બનાવતા જતા હતા.[૬] કેટલાક પુરૂષો, વૃક્ષવિનાના સ્થળે છાયા માટે વૃક્ષો રોપતા હતા, તો કેટલાક કોદાળી, પાવડો, કોઢીયો, ટાંકણાં, અને દાતરડાં વગેરે ઓજારોવડે ઉંચા ટેકરાઓને ખોદીને સપાટ બનાવતા હતા. વળી કેટલાક અત્યંત બળવાન પુરૂષો તો જામી ગયેલાં મૂળવાળાં વીરણ વગેરે તૃણોનાં ક્ષોથાંઓને પોતાના હાથથીજ ઉખેડી નાખતા હતા.[૭,૮] કેટલાક ખોદાયેલી માટી નાખીને ઉંડા કૂવાઓને તથા મોટા મોટા ખાડાઓને પૂરીને ચારે બાજુથી માર્ગને સપાટ બનાવતા હતા.[૯] તેઓ જ્યાં જ્યાં નાની નાની નદી તથા નાળાં વગેરે આવતાં, ત્યાં ત્યાં પૂલ બાંધતા હતા, જ્યાં વધારે કાંકરી તથા ગોખરૂ આદિ આવતા, ત્યાં ખોદીને સાફ કરતા હતા, અને જ્યાં કોઇપણ પ્રકારે જળ આવવામાં રોકાણ થતું હતું ત્યાં તે બંધનને તોડી નાખતા હતા.[૧૦] તેઓ નાનાં ખાબોચીયાંને ખોદીને તથા તેમાં નદીઓનાં

પાણી વાળીને મોટા સમુદ્ર સરખાં બનાવી દેતા હતા.[11] વળી જ્યાં બીલકુલ જળ મળી શકે એમ ન હતું, ત્યાં કૂવા, તળાવો, વાવો વગેરે ખોદીને તથા તેને ચૂના-માટી વગેરેથી પાકાં બાંધીને સુખરૂપ બનાવતા હતા.[12] તેઓએ, લોકોને વિશ્રામ કરવા માટે સ્થળે સ્થળે બાટી છાયાવાળાં વૃક્ષોનાં થડની આસપાસ ચૂનાથી ધોળીને સફેદ કરેલા મજબૂત ચોતરા બનાવ્યા. એ માર્ગની બન્ને બાજુએ અને ઉપરના ભાગમાં ધ્વજ પતાકાઓ ચઢાવી તથા જ્યાં ત્યાં છાયા માટે ખીલેલાં પુષ્પવાળાં અનેક વૃક્ષો રોપ્યાં જેથી તેનાપર બેસી મદમત્ત પક્ષીઓ મનોહર શબ્દો ઉચ્ચારવા લાગ્યાં.[13] વળી સરખા કરેલા માર્ગપર ચંદનના જળનો છંટકાવ કર્યો, અને જ્યાં ત્યાં સુગંધ પુષ્પો વેરી મૂકયાં. એ પ્રમાણે શિલ્પીઓએ સુધારેલો ભરતની સેનાને વનમાં પ્રયાણ કરવા માટેનો માર્ગ દેવમાર્ગના સમાન ઘણોજ શોભવા લાગ્યો.[14]

માર્ગ તૈયાર થયા પછી, માર્ગમાંનાં જે જે સ્થળો ઘણાં સ્વાદિષ્ટ ફળવાળાં વૃક્ષોથી પરિપૂર્ણ અને અત્યંત રમણીય હતાં તે તે સ્થળોપર મહાત્મા ભરતની આજ્ઞા પ્રમાણે છાવણી બનાવવાના કાર્યમાં યોજાયેલા પુરૂષોએ ભરતને પ્રિય લાગે એવાં વિશાળ અને સુંદર શિબિરો નાખીને તેને ચંદરવા, સુવર્ણ કળશો તથા રત્નજડિત દંડવાળા ધ્વજો વગેરે અનેક પ્રકારની શોભાઓથી સુશોભિત કર્યાં.[15,16] વળી મુહૂર્ત જાણનારા જ્યોતિષિઓએ બતાવ્યા પ્રમાણે શુભ નક્ષત્ર જોઇને મહાત્મા ભરતને માટે ખાસ ઉત્તમ તંબુઓનું સ્થાપન કર્યું.[17] જેમ નગરની ચારેબાજુ મોટી ખાઈ઼ઓ હોય તેમ ભરતના વિશાળ તંબુઓની ચારે બાજૂ ખાઈ ખોદી હતી અને કિલ્લાની પેઠે માટીની પાળો બાંધી હતી. વળી તે તંબુઓની અંદર ઇંદ્રનીલમણિસમાન ચળકતી પ્રતિમાઓ આળેખીને સુશોભિત બનાવેલી ભીંતસરખી કનાતો (પડદા) બાંધી દીધી હતી અને અંદર જવા-આવવા માટે ઉત્તમ માર્ગો બનાવ્યા હતા.[18] મોટા મોટા રાજમાર્ગોવાળા, ઉત્તમ પતાકાઓથી શોભતા, સફેદ ચૂનાવડે ધોળેલા અને રાજમહેલ સરખા જણાતા એ છાવણીના તંબુઓ, અત્યંત ઉંચા હોવાને લીધે, જાણે આકાશમાં ફરતાં દેવોનાં વિમાનોજ હોયની,! અથવા ઇંદ્રની બીજી અમરાવતીજ હોયની, એવા શોભતા હતા.[19,20] ઉત્તમ કારીગરોએ અનેક પ્રકારનાં વૃક્ષોવાળાં વનોથી શોભતી, શીતળ અને નિર્મળ જળવાળી તથા મોટાં મોટાં મત્સ્યો અને મગરોથી ભરેલી ગંગાનદીસુધી ભરતની સેનાને જવા માટે બનાવેલો રમણીય માર્ગ, જેવી રીતે રાત્રિને વિષે ચંદ્ર તથા નક્ષત્રગણોથીયુક્ત આકાશ શોભે તેવી રીતે અત્યંત શોભવા લાગ્યો.[21,22]

સચન્દ્રતારાગણમણ્ડિતં યથા નભઃ ક્ષપાયામમલં વિરાજતે ॥ નરેન્દ્રમાર્ગઃ સ તદા વ્યરાજત ક્રમેણ રમ્યઃ શુભશિલ્પિનિર્મિતઃ ॥૨૩॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં એંશીમો સર્ગ સંપૂર્ણ ૮૦

---

## સર્ગ ૮૧ મો.

### અયોધ્યાની રાજસભા.

તતો નાન્દીમુખીં રાત્રિં ભરતં સૂતમાગધાઃ ॥ તુષ્ટુવુઃ સવિશેષજ્ઞાઃ સ્તવૈર્મંગલસંસ્તવૈઃ ॥૧॥

'રામચંદ્રને વનમાંથી પાછા તેડી લાવવાના છે' એ વાત આખી અયોધ્યામાં પ્રસરી ગઇ. તેથી એ રાત્રિ અત્યંત આનંદભેર વ્યતીત થઈ. પ્રભાત થતાં ઉત્તમ રાજસ્તુતિને જાણનારા સૂતો તથા માગધો ભરતના શયનગૃહ આગળ આવીને મંગળ વચનોવડે સ્તુતિ કરવા લાગ્યા.[1] એ વેળાએ સુવર્ણના ડંકાવડે વગડાતાં ચોઘડીયાં ગડગડવા લાગ્યાં તથા સેંકડો શંખો અને બીજાં પણ ઝીણાં-મોટા સ્વરવાળાં વાજીંત્રો વાગવા લાગ્યાં.[2] તે સર્વ વાદ્યોનો મહાન્ નાદ, જાણે આકાશને પૂરી દેતો હોય, એમ આખા રાજમહેલમાં પ્રસરી ગયો, અને શોક-

અંતઃ ભરતના અંતઃકરણમાં આનંદને બદલે ઉલટો અધિક શોક ઉપજાવવા લાગ્યો.[૩] એ વાદ્યોના નાદ સાંભળીને એકાએક જાગી ઉઠેલા મહાત્મા ભરતે "અરે, હું કાંઇ રાજા નથી, કે જેથી મારી આગળ આવાં વાદ્યો વગાડવાં જોઇએ!" એમ કહીને તુરતજ વાજીંત્ર બંધ કરાવ્યાં; અને પછી શત્રુઘ્નને કહ્યું કેઃ-[૪] "હે પ્રિય ભ્રાતા શત્રુઘ્ન! જો તો ખરો, હું રાજા નહિ છતાં સૂત-માગધાદિ મારી સ્તુતિ કરે છે! આવું અનુચિત કર્મ કૈકેયીને લીધે ઉપસ્થિત થયું છે. અરેરે!! મહારાજા દશરથ તો સર્વ દુઃખો મારે માથે નાખીને સ્વર્ગે સીધાવી ગયા છે![૫] અરેરે! તે મહાત્મા ધર્મરૂપ દશરથરાજાની ધર્મમૂળક આ રાજ્યશ્રી સાંપ્રતમાં જેમ કર્ણધાર* વિનાની નૌકા જળમાં ભ્રમણ કરે, તેમ ભ્રમણ કરી રહી છે![૬] વળી મહાસમર્થ અને આપણા શિરચ્છત્રરૂપ વડિલબંધુ જે રામચંદ્ર હતા તેમને પણ આ મારી ક્રૂર માતા કૈકેયીએ ધર્મનો ત્યાગ કરીને વનમાં મોકલ્યા છે."[૭] એ પ્રમાણે વિલાપ કરતા મહાત્મા ભરત અચેતન સરખા થઇને શય્યાપર પડી ગયા. એ જોઇને અંતઃપુરની સઘળી સ્ત્રીઓ કૃપણ સ્વરે રોદન કરવા લાગી.[૮]

અંતઃપુરમાં મહાત્મા ભરત વિલાપ કરતા હતા એ સમયે રાજધર્મને જાણનારા મહાયશસ્વી વસિષ્ઠમુનિ પ્રાતઃકાળના નિત્યકર્મથી પરવારીને પોતાના સર્વ શિષ્યો સહિત, સુવર્ણ મણિ અને રત્નોથી શોભતી 'સુધર્મા' નામની દેવસભા જેવી રાજસભામાં પધાર્યા.[૯,૧૦] સર્વ વેદોને જાણનારા મહામુનિ વસિષ્ઠે સભામાં પ્રવેશ કરીને તથા જેનાપર સ્વસ્તિકાર મંડળથી ચિત્રેલું રત્નજડિત આસ્તરણ બીછાવ્યું હતું એવા સુવર્ણમય ઉંચા આસનપર વિરાજીને દૂતોને આજ્ઞા કરી કેઃ-[૧૧] "હે રાજદૂતો! મારે જરૂરનું કાર્ય છે, માટે તમે સાવધાનપણે નિર્વિઘ્ને જાઓ, અને માર્કંડેયાદિ બ્રાહ્મણો, શૂરવીર ક્ષત્રિયો, મુખ્ય યોદ્ધાઓ, અમાત્યો, સેનાના નાયકો, યશસ્વી ભરત તથા શત્રુઘ્નસહિત અન્ય રાજકુમારો અને વળી યુધાજિત તથા સુમંત્ર વગેરે બીજા પણ જે જે હિતેચ્છુઓ હોય, તેઓ સર્વને સત્વર અહીં બોલાવી લાવો."[૧૨,૧૩]

મહામુનિ વસિષ્ઠની આજ્ઞા થતાંજ સઘળા દૂતોએ સત્વર તે તે જનોને આમંત્રણ કર્યું. એટલે થોડી વારમાં એક પછી એક, એમ સર્વ સભાસદો રથો, અશ્વો અને હસ્તિ આદિ વાહનોપર બેસીને રાજસભામાં આવવા લાગ્યા. એઓનો મહાન કોલાહલ શબ્દ થવા લાગ્યો.[૧૪] સર્વ સભાસદો આવી ગયા અને સભા પરિપૂર્ણ ભરાઇ ગઈ, ત્યારે છેવટે શત્રુઘ્નસહિત મહાયશસ્વી રાજકુમાર ભરત સભાના દ્વાર આગળ આવી પહોંચ્યા. તેને જોઇને, જેમ ઇંદ્રને જોઇને દેવતાઓ આનંદ પામે તેમ સર્વ સભાસદો આનંદ પામ્યા; અને પૂર્વે મહારાજા દશરથને જેવું માન આપતા હતા, તેવુંજ તેઓએ ભરતને પણ માન આપ્યું.[૧૫] જ્યારે મહાત્મા ભરત સભાના મુખ્ય આસનપર બિરાજમાન થયા, ત્યારે આખી સભા પૂર્વે જેવી રીતે દશરથરાજાથી શોભતી હતી તેવી રીતે શોભવા લાગી; અને નિશ્ચળ જળવાળા એક મોટા હ્રદની ઉપમા આપી શકાય એવો શાંત જણાવા લાગી. તે (સભારૂપીહ્રદ)માં વસિષ્ઠરૂપી જળ ભર્યું હતું, ભરત-શત્રુઘ્નરૂપી મોટાં મત્સ્યો તથા જળસર્પો હતા, અને અમાત્યો તથા પુરવાસી જનોરૂપી મણિઓ, રત્નો અને શંખો શોભી રહ્યા હતા.[૧૬]

**ह्रद इव तिमिनागसंवृतः स्तिमितजलो मणिशंखशर्करः ॥ दशरथसुतशोभिता सभा सदशरथेव बभूव सा पुरा ॥१६॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં એકાશીમો સર્ગ સંપૂર્ણ ૮૧

* કર્ણધાર-નૌકા ચલાવનાર.

## સર્ગ ૮૨ મો.

**રાજસભાનો ભરતને રાજ્ય સ્વીકારવાનો આગ્રહ–તેનો ભરતે કરેલો અસ્વીકાર.**

**तामार्यगणसंपूर्णां भरतः प्रग्रहां सभाम् ॥**
**ददर्श बुद्धिसंपन्नः पूर्णचंद्रां निशामिव ॥१॥**

આર્ય સભાસદો તથા આર્યશ્રેષ્ઠ વસિષ્ઠાદિ મહર્ષિઓથી ભરેલી એ રાજસભા, કે જે પૂર્ણચંદ્રયુક્ત રાત્રિની પેઠે શોભતી હતી, તેને જોઇને, ઉત્તમ બુદ્ધિવાળા મહાત્મા ભરત હર્ષિત થયા.[1] જે વેળા સર્વ સભાસદો પોતપોતાની યોગ્યતાનુસાર આસનોપર બેસવા લાગ્યા, તે વેળા તેઓનાં વસ્ત્રો, આભૂષણો અને ચંદનાદિની કાંતિવડે તે રાજસભા પ્રકાશમાન થઈ રહી હતી.[2] અનેક વિદ્વાનોથી ભરેલી એ નિર્મલ રાજસભા શરદઋતુમાં સોળે કળાથી ઉદય પામેલા ચંદ્રવાળી રાત્રિસમાન શોભતી હતી.[3]

ત્યારપછી ધર્મજ્ઞ રાજપુરોહિત વસિષ્ઠમુનિએ એ સભામાં બેઠેલા સર્વ સભાસદોની સંમતિ લઇને ભરતને ઉદ્દેશીને મધુર વચન કહ્યું કે,[4] "હે તાત ભરત! પોતાના સત્ય વચનરૂપ ધર્મનું પ્રતિપાલન કરનારા તારા પિતા મહારાજા દશરથ, પોતે જીવતાંજ તને આ ધન-ધાન્યાદિની સમૃદ્ધિવાળી સઘળી પૃથ્વી આપીને સ્વર્ગ પ્રત્યે ગયા છે,[5] અને સત્યસંધ મહાત્મા રામચંદ્રે પણ સત્પુરુષોના ધર્મનું સ્મરણ કરીને, જેમ ઉદય પામેલો ચંદ્ર કદી પણ પોતાની કાંતિનો ત્યાગ કરતો નથી તેમ પોતાના પિતાની આજ્ઞા પાળવારૂપ ધર્મનો ત્યાગ ન કરતાં તેનું યથાર્થ રીતે પાલન કર્યું છે;[6] માટે હવે તારા પિતાએ તથા જ્યેષ્ઠ ભાઇએ આપેલા આ નિષ્કંટક રાજ્યને સ્વીકારીને, તું પોતાના દેહને રાજ્યાસનપર અભિષિક્ત કર, તેમજ સર્વ અમાત્ય વર્ગને હર્ષિત કર.[7] હે રાજકુમાર! તને રાજ્યાસનપર વિરાજેલો જાણીને, તારા તાબાના ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણ દિશામાં આવેલા દેશોના સિંહાસનારૂઢ રાજાઓ તેમજ સિંહાસન વગરના રાજાઓ તથા સમુદ્રદ્વીપમાં વસનારા રાજાઓ અનેક કોટી રત્નોવડે તારું પૂજન કરો."[8]

મહર્ષિ વસિષ્ઠનાં વચન સાંભળીને શોકસાગરમાં ડૂબી ગયેલા ધર્મજ્ઞ ભરત પોતાથી મનવડે પણ રામચંદ્રનો અપરાધ થવા પામે નહિ, એટલા માટે પોતાના અંતઃકરણમાં રામચંદ્રનુંજ ચિંતવન કરવા લાગ્યા.[9] થોડીવારમાં તેમનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં; અને કંઠ ગદ્ગદિત થઈ ગયો; તો પણ ધૈર્ય રાખીને, તેમણે કલહંસના શબ્દ સરખી મધુરવાણીથી સર્વ સભાના સાંભળતાં પુરોહિત વસિષ્ઠમુનિને કહ્યું કે,[10] "હે મુનિશ્રેષ્ઠ! (તમે મને આ શું કહો છો? તમારે મને કદીપણ આવો ઉપદેશ આપવો યોગ્ય નથી. અરે! મને લાગે છે કે તમે કદાચ મારી પરીક્ષા કરતા હશો કે ભરતની રામચંદ્ર ઉપર કેટલી પ્રીતિ છે? પરંતુ હે મહાત્મન્! તમે નિશ્ચય જાણજો કે ભરત કદી પણ અધર્મમાં પ્રવૃત્ત થશે નહિ.) અરે! જેણે પૂરેપૂરું બ્રહ્મચર્યવ્રત પાળીને સર્વ વિદ્યાઓ પ્રાપ્ત કરી છે, અને જે નિરંતર પોતાના પિતાની આજ્ઞા પાળવારૂપ ધર્મમાંજ દૃઢપણે સ્થિર રહ્યા છે, તે મહાસમર્થ અને બુદ્ધિમાન રામચંદ્રના રાજ્યને મારા સરખો કયો પુરુષ હરણ કરે?[11] અરે! મહારાજા દશરથથી ઉત્પન્ન થયેલો પુત્ર ન્યાયપ્રાપ્ત જ્યેષ્ઠ બંધુના રાજ્યને હરણ કરવાને કેમજ પ્રવૃત્ત થાય? આ સઘળું રાજ્ય રામચંદ્રનુંજ છે, અને હું પણ તેમનોજ છું. હું કદીપણ રામચંદ્રના રાજ્યને અંગીકાર કરીશ નહિ. હે મહર્ષિ! તમારે મને આવો અન્યાયનો માર્ગ દર્શાવવો યોગ્ય નથી. તમારા સરખા ધર્મજ્ઞ પુરુષોએ સભામાં બેસીને ધર્મ પ્રમાણેજ બોલવું જોઇએ.[12] અરે! સર્વ ગુણોથી શ્રેષ્ઠ અને દીલીપ તથા નહુષ વગેરે રાજાઓની ઉપમા અપાય એવા મારા જ્યેષ્ઠ બંધુ ધર્માત્મા રામચંદ્રજ રાજ્ય ભોગવવા યોગ્ય છે.[13]

જો હું આવું અનાર્ય પુરુષોએ સેવેલું તથા સ્વર્ગપ્રાપ્તિનો નાશ કરનારૂં પાપકર્મ કરૂં તો હું આ જગતને વિષે મારા આખા કુળને કલંક લગાડનારો કહેવાઉં.[14] અરે! મારી માતાએ મારા માટે જે આવું મોટું પાપ કર્યું છે તેને હું કદી પણ 'મારૂં પ્રિય કર્યું છે.' એમ સમજતો નથી. અરે! હું સાંપ્રતમાં નગરમાં રહેલો છતાં પણ વનમાં રહેલા રામચંદ્રને હાથ જોડીને નિરંતર નમસ્કાર કરૂં છું.[15] હું રામચંદ્રની પાસેજ જઈશ. અરે! એ રામચંદ્ર એકલા મનુષ્યલોકનુંજ નહિ, પરંતુ ત્રણે લોકોનું રાજ્ય કરવાને યોગ્ય છે."[16]

ભરતનાં ધર્મયુક્ત વચન સાંભળીને રામચંદ્રને વિષે અત્યંત પ્રીતિવાળા સભાસદોનાં નેત્રમાંથી હર્ષનાં આંસુ વહેવા લાગ્યાં.[17] મહાત્મા ભરતે પુનઃ પણ કહ્યું કેઃ—"જો હું વનમાં જઈને રામચંદ્રને પાછા તેડી લાવવાના કાર્યમાં અસમર્થ નિવડીશ તો હું પણ આર્યભ્રાતા લક્ષ્મણની પેઠે તેમની સાથે વનમાંજ નિવાસ કરીશ.[18] હું આપ સર્વ ગુણવાન અને સજ્જન સભાસદો તેમજ નગરવાસીઓની સમક્ષમાં કહું છું કે રામચંદ્રને પાછા તેડી લાવવાના કાર્યમાં મારાથી બનશે તેટલા સર્વ ઉપાયો હું યોજીશ.[19] હે સજ્જનો! તેટલા માટે મેં પ્રથમથીજ ઉત્સાહથી કામ કરનારા માર્ગશોધકો તથા રક્ષક પુરૂષોને વનમાં મોકલ્યા છે. હવે આપણે પણ રામચંદ્રની પાસે જવા માટે ઉતાવળે વનમાં પ્રયાણ કરવું એજ મને રૂચે છે."[20] એવું સર્વ સભાસદોને કહીને પછી મહાત્મા ભરતે પોતાની પાસે બેઠેલા સુમંત્રને કહ્યું કે,—[21] "હે સુમંત્ર! હવે તું શીઘ્ર જા, કાલે પ્રભાત સમયે આપણે રામચંદ્ર પાસે જવા માટે પ્રયાણ કરવાનું છે, માટે તું મારી આજ્ઞાથી આપણાં સર્વ સૈન્યને તથા અન્ય નગરવાસીઓને ઉતાવળે તૈયાર થવાને આજ્ઞા આપ."[22]

ભરતની આજ્ઞા સાંભળતાંજ અત્યંત હર્ષિત થયેલા સુમંત્રે તુરતજ તે આજ્ઞા સર્વત્ર સંભળાવી દીધી.[23] રામચંદ્રને તેડવા જવા માટે વનમાં જવાની આજ્ઞા સાંભળીને, સર્વ પ્રકૃતિવર્ગ, સેનાના નાયકો તથા પ્રજામંડળ એ સર્વને ઘણોજ હર્ષ થયો.[24] સેનામાં રહેલા યોદ્ધાઓની સર્વ સ્ત્રીઓ પણ એ આજ્ઞા સાંભળીને અતિ હર્ષિત થઈ અને વનમાં જવાની તૈયારી કરવા સારૂ પોતપોતાના ઘરમાં પોતપોતાના પતિઓને ઉતાવળ કરાવવા લાગી.[25] સેનાના વીર પુરૂષોએ પોતપોતાની સ્ત્રીઓ સહિત વનમાં જવા માટે મનવેગી અશ્વોથી જોડેલા રથો અને બળદોથી જોડેલા માફાઓ તૈયાર કરવા માંડયા.[26] એવી રીતે પોતાના સર્વ સૈન્યને સજ્જ થતું જોઇને, મહાત્મા ભરતે પોતાના ગુરૂ વસિષ્ઠમુનિની સમક્ષ, પાસે ઉભેલા સુમંત્રને આજ્ઞા કરી કેઃ—"તું પણ સત્વર મારો રથ તૈયાર કરી લાવ."[27] ભરતની આજ્ઞા થતાંજ અતિ હર્ષિત થયેલા સુમંત્રે તુરતજ ઉત્તમ અશ્વો જોડેલો રાજરથ ત્યાં લાવી ખડો કર્યો.[28]

મહાદારૂણ વનમાં ગયેલા પોતાના વડિલ બંધુ મહાયશસ્વી રામચંદ્રને પ્રસન્ન કરી, પાછા તેડી લાવવા માટે વનમાં જવાની તૈયારી કરાવતા, સત્યપરાક્રમવાળા તથા ધૈર્યવાળા પ્રતાપી રાજપુત્ર ભરતે સુમંત્રને પુનઃપણ કહ્યું કેઃ—[29] "હે સુમંત્ર! સર્વ પ્રજાનું હિત કરવા માટે હું, વનમાં ગયેલા રામને પ્રસન્ન કરી પાછા તેડી લાવવાને ઇચ્છું છું, તેથી આવતીકાલે પ્રાતઃકાળ થતાં આપણે પ્રયાણ કરવાનું છે, માટે તું સત્વર જા અને સર્વ સેનાના નાયકોને પ્રાતઃકાળ થતાં પહેલાં પોતપોતાની સેનાને સજ્જ રાખી એકત્ર કરી તૈયાર રહેવાનું કહે."[30] ભરતની આજ્ઞા સાંભળીને,સુમંત્ર અત્યંત હર્ષિત થયો અને તેણે ભરતની આજ્ઞા સર્વત્ર પ્રસિદ્ધ કરી. પછી વસિષ્ઠાદિ સર્વ સભાસદો પણ ભરતની પ્રશંસા કરતા, પોતપોતાને સ્થાનકે ગયા.[31] પછી જ્યારે રાત્રિ વ્યતીત થવા આવી ત્યારે પાછલી રાતના પરોઢિયે ઉઠેલા બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો સૌ કોઈ રામચંદ્રની પાસે જવાના હર્ષથી સત્વર ઉત્તમોત્તમ હસ્તીઓ, અશ્વો,

ઉંટો તથા ખચ્ચરોયુક્ત રથોને તૈયાર કરવા લાગ્યા.[૩૨]

ततः समुत्थाय कुले कुले ते राजन्यवैश्या वृषलाश्च विप्राः ॥ अयूयुजन्नुष्ट्ररथान्खरांश्च नागान् हयांश्चैव कुलप्रसूतान् ॥ ३२ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં બ્યાશીમો સર્ગ સંપૂર્ણ ૮૨

## સર્ગ ૮૩ મો.

### રામચંદ્રને વનમાંથી પાછા લાવવા માટે ભરતનું વનપ્રયાણ.

ततः समुत्थितः कल्यमास्थाय स्यन्दनोत्तमम् ।
प्रययौ भरतः शीघ्रं रामदर्शनकाम्यया ॥१॥

પ્રભાત થતાં જાગ્રત થઇ નિત્યકર્મથી પરવારીને, શત્રુઘ્નસહિત ભરત પ્રથમથી જ તૈયાર કરી રાખેલા ઉત્તમ રથમાં બેઠા; અને પોતાની સર્વ સેનાને તથા પુરવાસીઓને પોતાની પાછળ આવવાને આજ્ઞા કરીને તેણે રામદર્શનની આકાંક્ષાને લીધે પૂર્ણ ઉમંગથી પોતાનો રથ વન તરફ ચલાવ્યો.[૧] એ વેળા માર્કંડેયાદિ સર્વ મંત્રીઓ તથા પુરોહિત વસિષ્ઠમુનિ અને બીજા પણ સર્વ અધિકારીઓ પોત-પોતાના સૂર્યસમાન તેજસ્વી રથમાં બેસીને ભરતની આગળ ચાલવા લાગ્યા.[૨] યથાયોગ્ય રીતે શણગારીને ક્રમવાર ગોઠવેલા નવ હજાર હસ્તીઓ, અનેક પ્રકારનાં આયુધોને ધારણ કરનારા અને ધનુર્વિદ્યામાં નિપુણ યોદ્ધાઓ જેમાં બેઠા હતા એવા સાઠહજાર રથો તથા એકલાખ ઘોડેસ્વારો યશસ્વી રાજકુમાર ભરતની પાછળ પાછળ ચાલવા લાગ્યા.[૩-૫] રામચંદ્રને વનમાંથી પાછા લાવવાને પ્રવૃત્ત થયેલા ભરતને જોઇને, અત્યંત સંતુષ્ટ થયેલી કૈકેયી, સુમિત્રા તથા યશસ્વની કૌસલ્યા એ ત્રણે જણાં એકજ દિવ્ય રથમાં બેસીને સૈન્યની સાથે જવા લાગ્યાં.*[૬] રામચંદ્રના દર્શનની લાલસાવાળા પુરવાસીજનો પણ આનંદ પામતા અને રામચંદ્રસંબંધીજ વાર્તાલાપ કરતા ભરતના સૈન્યની સાથે ચાલી નીકળ્યા.[૭] તેઓ સર્વ માર્ગમાં જતાં પરસ્પર કહેતા હતા કે, "અહો! આપણે મેઘસમાન કાંતિવાળા, મોટી ભુજાઓવાળા, સર્વ જગતના શોકને શમાવનારા અને દૃઢવ્રતવાળા સત્યપરાક્રમી રામચંદ્રનાં દર્શન ક્યારે પામીશું ![૮] જેમ સૂર્યનારાયણ ઉદય થતાંજ સર્વલોકના અંધકારનો નાશ થાય છે, તેમ એ મહાસમર્થ રઘુનંદનનાં દર્શન થતાંજ આપણ સર્વનો શોક નષ્ટ થઇ જશે."[૯] એવી રીતે અતિ આનંદપૂર્વક પરસ્પર વાર્તાલાપ કરતા અને પરસ્પર સ્નેહદૃષ્ટિથી જોતા સર્વ નગરવાસી મનુષ્યો વનપ્રત્યે જવા લાગ્યાં.[૧૦] તેમાં મોટા મોટા પ્રખ્યાત શ્રીમંતો, વ્યાપારીઓ, સાધારણ પ્રજાજનો, મણિ (હીરા-રત્ન) વગેરેને સરાણ ઉપર ઘસીને સ્વચ્છ બનાવનારા મણિકારો, મૃત્તિકાના પાત્ર બનાવનારા કુંભારો, સાળવીઓ, લોઢાનાં હથીઆર બનાવનારા લુહારો, મોર તથા મેના-પોપટ વગેરેને યુક્તિથી પકડનારા માયૂરકો, કરવતથી લાકડાં વગેરેને વહેરનારા વહેરણીયાઓ, મોતી તથા મણિ વગેરેને વાંધનારા વેધકો, કાચનાં પાત્ર બનાવનારા રોચકો, હાથીદાંતના પદાર્થો બનાવનારા ગુડઅરો, ચુનાવડે ભીંતોને ધોળીને સફેદ કરનારા કડીયાઓ, સુગંધી વસ્તુઓને વેચનારા ગાંધીઓ, પ્રસિદ્ધ સુવર્ણકારો (સોનીઓ),

* કૈકેયી દશરથરાજાની કનિષ્ઠ રાણી છતાં અત્રે તેના નામનો સૌથી પ્રથમ ઉલ્લેખ કર્યો, એથી એમ સમજાય છે કે પોતાની ભૂંડી બુદ્ધિને માટે કૈકેયીને પશ્ચાત્તાપ થયો હશે, કેમકે પોતાના પુત્ર ભરતને તે કાર્ય બહુ જ અપ્રિય થઇ પડયું. તેથી "અરે! મેં મંથરાની શીખવણીથી આ શું કર્યું?" એમ તે કૈકેયીના મનમાં ખેદ થઇ આવ્યો હશે અને તે પુનઃ રામચંદ્રને વિષે પૂર્વના સરખી પ્રીતિયુક્ત થઇને, તેમને મળવા માટે હર્ષપૂર્વક સર્વેથી આગળ ચાલી હશે. વળી ત્રણે રાણીઓ એકજ રથમાં બેસીને ચાલી ! એમ કહેવાથી સમજાય છે, કે પાછળથી કૈકેયીને પશ્ચાત્તાપ પામેલી જોઇને, તેને નિષ્કપટ સમજી, કૌસલ્યા-સુમિત્રાનો તેની સાથે અત્યંત સ્નેહ બંધાયો હશે.

ઉનનાં વસ્ત્ર બનાવનારાઓ, ઉષ્ણ જળવડે સ્નાન કરાવી અંગમર્દન કરનારાઓ, વૈદો, સુગંધ ધૂપ બનાવનારા ધૂપકો, મદિરા વેચનારાઓ (કલાલો), વસ્ત્ર ધોનારા ધોબીઓ, દરજીઓ, ગામડાં તથા આભીરપલ્લીના* અધિપતિઓ,÷ પોતાની સ્ત્રીઓસહિત નટો તથા વહાણ—નૌકા વગેરે ચલાવનારા ખલાસીઓ, એ સર્વ આનંદ પામી સૈન્યની સાથે ચાલવા લાગ્યા.[૧૧-૧૫] ઉત્તમ આચરણવાળા અને વેદને જાણનારા હજારો બ્રાહ્મણો પણ આનંદ પામતા, શકટો(ગાડાં)માં બેસીને ભરતની પાછળ જવા લાગ્યા.[૧૬] એવી રીતે શુદ્ધ વસ્ત્રોને ધારણ કરનારા, સુંદર વેષવાળા, અને રક્ત ચંદન ચર્ચેલા સૌ કોઇ પોત-પોતાનાં વાહનોમાં બેસીને ભરતની પાછળ જવા લાગ્યા.[૧૭] તેમજ હર્ષાનંદયુક્ત થયેલી ભરતની સેના પણ પોતાના જ્યેષ્ઠ ભાઈને વનમાંથી તેડી લાવવા માટે જતા ભરતની પાછળ જવા લાગી.[૧૮] રથો, અશ્વો તથા હસ્તીઓ વગેરે વાહનોથી પ્રયાણ કરતા તેઓ સર્વ ઘણો માર્ગ કાપીને સાંજ પડતાં ગંગાકીનારે આવેલા શૃંગવેરપુરની નજીક જઈ પહોંચ્યા,[૧૯] કે જ્યાં પોતાની જ્ઞાતિસહિત રામચંદ્રનો પરમમિત્ર ગુહ રાજા, પ્રમાદરહિત થઇને તે પ્રાંતનું પાલન કરતો વસતો હતો.[૨૦] ભરત અને તેની પાછળ આવતી સઘળી સેના, ચક્રવાક પક્ષીઓથી શોભી રહેલા ગંગાતટે આવીને થોભ્યાં.[૨૧] સંધ્યાકાળ થવા આવતાં આગળ ચાલવાના ઉત્સાહ વિનાની પોતાની સેનાને જોઇને તથા પવિત્ર જળવાળી ભાગીરથીગંગાને જોઈને, વાક્ચતુર ભરતે પોતાના સર્વ મંત્રીઓને કહ્યું કેઃ—[૨૨] "હે મંત્રીઓ! આપણે ઘણે દૂર આવ્યા છીએ; તેથી થાકી ગયા છીએ, માટે સર્વનો અભિપ્રાય લઈને આજે અહીંયાં પડાવ નાંખો, આજની રાત્રિ અહીં રહીને આવતી કાલે આ સમુદ્રગામિની ગંગા ઉતરીને સામીપાર જઈશું.[૨૩] વળી આજે બાકી રહેલા દિવસમાં મારી એવી ઈચ્છા છે કે, હું આ ભાગીરથી ગંગામાં સ્નાન કરીને, તેના પવિત્ર જળવડે સ્વર્ગમાં ગયેલા મારા પિતા દશરથરાજાને પરલોકસુખની પ્રાપ્તિ અર્થે નિવાપાંજલિ આપું; અર્થાત્ મારા પિતાનું તર્પણ કરૂં, માટે આજે અહીંયાંજ પડાવ નાંખો."[૨૪]

મહાત્મા ભરતનાં વચન સાંભળીને મંત્રીઓએ "ભલે બહુ સારૂં" એમ કહી તેનાં વચનને માન્ય કર્યાં; અને સૌએ ગંગા તટપર પડાવ નાંખ્યો.[૨૫] ભાગીરથીગંગાના કિનારાપર પ્રથમથીજ તૈયાર કરી રખાવેલા તંબૂઓમાં સઘળી સેના તથા પ્રજાવર્ગનો પડાવ નખાવીને, મહાત્મા ભરતે વારંવાર રામચંદ્રને પાછા તેડી લાવવા સંબંધેજ વિચાર કરતાં એક ભવ્ય તંબૂમાં નિવાસ કર્યો.[૨૬]

**निवेश्य गंगामनु तां महानदीं चमूं विधानैः परिबर्हशोभिनीम्। उवास रामस्य तदा महात्मनो विचिन्तमानो भरतो निवर्तनम् ॥२७॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ત્યાશીમા સર્ગ સંપૂર્ણ. ૮૩.

---

## સર્ગ ૮૪ મો.

### ભરત-ગુહસમાગમ.

**ततो निविष्टां ध्वजिनीं गंगामन्वाश्रितां नदीम्। निषादराजो दृष्ट्वैव ज्ञातीन्स परितोऽब्रवीत् ॥१॥**

ગંગા કીનારે પડાવ નાંખીને પડેલી ભરતની સેનાને જોઇને પાસે આવેલા ગુહરાજાના શૃંગવેરપુરમાં અનેક પ્રકારની વાતો થવા લાગી. ગુહરાજાને પણ પોતાના ગુપ્તદૂતોદ્વારા 'એ સૈન્ય ભરતનું છે.' એવા સમાચાર મળવાથી મોટી શંકા થઇ આવી અને તેથી તેણે પોતાના સર્વ જ્ઞાતિબંધુઓને એકત્રિત કરીને કહ્યું કેઃ—[૧] "હે જ્ઞાતિજનો! આજે આપણા નગરની સમીપમાં આ સમુદ્રસરખી મોટી

* ઘ્વારી લોકોને રહેવાનાં સ્થળ.

÷ ગામડાંના મુખી અને ઘ્વારીલોકોમાં મુખ્ય ગણાતા પુરૂષ.

સેના આવીને પડી છે, તેમા વિસ્તારનો વિચાર કરતાં અંત જણાતો નથી.[૨] અરે! આ સેનાની મધ્યે જણાતા મુખ્ય રથના ઉપર અત્યંત મોટો કોવિદાર વૃક્ષના–ચિહ્નવાળો ધ્વજ જણાય છે, કે જે ઇક્ષ્વાકુવંશીઓનાં ચિહ્નરૂપ છે, તેથી હું ધારૂં છું કે અવશ્ય એ રામચંદ્રનો ભાઈ દુર્બુદ્ધિ* ભરતજ આવ્યો હશે. અરે, તે હજીપણ રામચંદ્રને પીડા કરવાને જતો હશે.[૩] જો, ખરેખર તેમજ હશે તો તે ભરત આપણ સર્વને પણ રામચંદ્રના સેવકતુલ્ય સમજીને, પોતાના મંત્રીઓદ્વારા પકડીને કેદ કરી લેશે કિંવા મારી નાખશે; અને પછી વનમાં જઈને રામચંદ્રનો વધ કરશે. જ્યાંસુધી રામચંદ્ર વિદ્યમાન હોય ત્યાંસુધી ભરતને સંપૂર્ણ રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થવી દુર્લભ છે, એથી તે ભરત રાજ્યલક્ષ્મીને સદાને માટે પોતાને સ્વાધીન કરવાની ઇચ્છાથી, વનમાં ગયેલા રામચંદ્રને હણવાને પાછળ જાય છે![૪.૫] હે ભાઈઓ! દશરથપુત્ર રામચંદ્ર મારા ભર્તા (સ્વામીરૂપ) અને સખા છે, માટે આપણે ભરતની સેનાને ગંગાપાર ઉતારવી નહિ. હે સુહૃજ્જનો! તમે સર્વ રામચંદ્રનું પ્રિય કરવાની ઇચ્છાથી, પોત–પોતાનાં કવચ તથા અસ્ત્ર–શસ્ત્રોને ધારણ કરીને અને ગંગાના કિનારાને ઘેરીને ઉભા રહો.[૬] નિરંતર ગંગા કિનારે રહીને ગંગાતટનુંજ રક્ષણ કરનારા અને માંસ, કંદ–મૂળ તથા ફળનો આહાર કરનારા મારા બળવાન્ દાસલોકો× પણ તમારી સાથે ઉભા રહેશે.' વળી યુદ્ધ સમયે ઉપયોગી થઈ પડે એવાં પાંચસો મોટાં નાવ સજ્જ કરીને, તે પ્રત્યેકને વિષે અસ્ત્ર–શસ્ત્રો તથા કવચોને ધારણ કરનારા સો સો યુવાન યોદ્ધાઓ બેસીને ગંગાના જળ પ્રવાહમાં તરતા રહો.[૮] હે પ્રિયજનો! એ પ્રમાણે તમે સર્વ સજ્જ થઇને રહો; પરંતુ એકાએક યુદ્ધ કરવાની ઉતાવળ કરશો નહિ. જો ભરતના મનમાં રામચંદ્રને વિષે કાંઇ પણ દુર્ભાવ નહિ હોય અને તે માત્ર રામચંદ્રને મળવાનેજ જતો હશે તો આપણે તેને તથા તેની સઘળી સેનાને આજેજ ગંગાની પાર ઉતારીશું."[૯]

એવી રીતે પોતાના જ્ઞાતિવર્ગ તથા સેવક જનોને સજ્જ કર્યા પછી, નિષાદોનો અધિપતિ ગુહરાજા રાજાઓને આવાના અનેક પ્રકારના પદાર્થો, અનેક પ્રકારના સ્વાદિષ્ટ પુષ્પરસો (મધ વગેરે) તથા શ્રમનિવર્તક* ઔષધિ આદિની ભેટ લઈને, ભરતને મળવા માટે સામો જવા લાગ્યો.[૧૦] જ્યારે ગુહ પોતાના અનેક જ્ઞાતિબંધુઓસહિત ભરતની છાવણી પાસે આવી પહોંચ્યો, ત્યારે સમયને જાણનારા મહા પ્રતાપી સુમંત્રે ભરતની પાસે જઈને નમ્રતાપૂર્વક કહ્યું કેઃ–[૧૧] "હે રાજપુત્ર ભરત! અહીંથી થોડેક દૂર જણાતા પેલા શૃંગવેરપુરમાં વસનારો ભિલ્લ લોકોનો રાજા ગુહ, કે જે દંડકારણ્યનાં સઘળાં વૃત્તાંતોને જાણનારો છે, તમારા જ્યેષ્ઠ બંધુ રામચંદ્રનો પરમ મિત્ર છે, અને વળી વૃદ્ધ છે, તથા 'સાંપ્રતમાં રામ–લક્ષ્મણ ક્યાં છે?' એ સઘળી હકીકતને જાણનારો છે, તે પોતાના અનેક જ્ઞાતિજનોની સાથે તમને મળવા માટે અહીં આવે છે, તો તેને તમારાં દર્શન કરાવું?"[૧૨.૧૩]

સુમંત્રનું હર્ષ ઉપજાવનારૂં વચન સાંભળીને ભરતે તુરતજ આજ્ઞા આપી કે "તમે સત્વર એ ગુહરાજાને મારી પાસે તેડી લાવો."[૧૪]

સુમંત્રદ્વારા ભરતની ઉપર્યુક્ત આજ્ઞા મળતાંજ અતિ આનંદયુક્ત થયેલા ગુહરાજાએ પોતાના જ્ઞાતિવર્ગસહિત શિબિરમાં પ્રવેશ કરી, ભરતની આગળ જઇ, તેમને પ્રણામ કર્યા, અને પછી નમ્રતાપૂર્વક કહ્યું કેઃ–[૧૫] "હે રાજપુત્ર! આ સઘળો દેશ તમારા

* 'રામને રાજ્યમાંથી કઢાવીને હજીપણ તે તેમને પીડા કરવા માટે જાય છે.' એવા વિચારથી તેને 'દુર્બુદ્ધિ' કહ્યો.

× વહાણના ખલાસીઓ, નૌકાનિકારો કિંવા ચાકરો.

* જેનું ભક્ષણ કરવાથી શ્રમ અથવા ખેદ નિવૃત્ત થઈ જાય એવી ઔષધી.

પોતાના ઘર સમાનજ છે, છતાં તમોએ અમને પ્રથમથીજ તમારા આગમનની સુચના કરી નહિ; એ તો અમને છેતરવા સરખું કર્યું છે! હવે અમે આપનું શું પ્રિય કરીએ? હે રાજકુમાર! હું આ સઘળું રાજ્ય તમને અર્પણ કરૂં છું. હવે તમે પોતાના સેવકના ઘેર આવીને સુખેથી નિવાસ કરો.[૧૬] હે રાજકુમાર! મેં તથા મારા સેવકોએ જે કંઈ યથાશક્તિ લીલાં અથવા સૂકાં કંદ-મૂળ, ઉંચાં કિંવા હલકાં સામો-નિમાર વગેરે વનનાં ધાન્ય તથા કંઇક રાજાઓના ઉપયોગમાં આવે એવા પદાર્થો સંપાદન કર્યા છે તેવડે હું આજે તમારી સેવા કરવા ઇચ્છું છું. માટે તેને અંગીકાર કરીને, સારી રીતે તૃપ્ત થયેલી સેનાસહિત તમે આજની રાત્રિ અહીં રહો. આવતી કાલે સુખેથી આગળ વિહાર થજો!!"[૧૭-૧૮]

आशंसे स्वाशिता सेना वत्स्यत्येनां विभावरीम्।
अर्चितो विविधैः कामैः श्वः ससैन्यो गमिष्यसि

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ચોરાશીમો સર્ગ સંપૂર્ણ. ૮૪

---

## સર્ગ ૮૫ મો.

### ભરત તથા ગુહનો વાર્તાલાપ.

इत्युक्तस्तु भरतो निषादाधिपतिं गुहम् ॥
प्रत्युवाच महाप्राज्ञो वाक्यं हेत्वर्थसंहितम् ॥१॥

નિષાદાધિપતિ ગુહરાજાનાં વચન સાંભળીને વિશાળ બુદ્ધિવાળા મહાત્મા ભરતે તેને કારણ અને પ્રયોજનયુક્ત વચન કહ્યું કેઃ-[૧] "હે મારા વડિલબંધુ રામચંદ્રના પ્રિય સખા! તું મારી આવી મોટી સેનાનું સ્વાગત કરવાનું કહે છે, એટલાથીજ તું મારો મોટો સત્કાર કરી ચૂક્યો છે."[૨] એટલું કહીને પછી મહાત્મા ભરતે આગળ પ્રયાણ કરવાનો માર્ગ જાણવા માટે ગુહને પૂછ્યું કેઃ-[૩] 'હે ગુહ! હવે અમારે મહામુનિ ભરદ્વાજના આશ્રમ પ્રત્યે જવું છે. આ પ્રદેશ ઘણોજ ગહન÷છે તેમજ ભાગીરથીનો પ્રવાહ પણ અગાધ× છે, તો તેને ઉતરીને અમે કેવી રીતે જઇ શકીશું?"[૪]

બુદ્ધિમાન્ રાજપુત્ર ભરતનું વચન સાંભળીને, ગાઢા જંગલમાં વિચરનારા ગુહરાજાએ હાથ જોડીને કહ્યું કેઃ-[૫] "હે મહાબળવાન્ રાજપુત્ર ભરત! મારા અતિવિશ્વાસુ સેવકો કે જેઓ આ ગહન પ્રદેશના ભોમીઆ છે તેઓ તથા હું તમારી સાથે આવીશું, માટે તમારે માર્ગ સંબંધે પૂછવાનું કાંઈ પણ પ્રયોજન નથી.[૬] પરંતુ તમે મને એટલું કહો કે નિર્મળ આચરણવાળા રામચંદ્રના ઉપર દુષ્ટ ભાવના રાખીને તો તમે જતા નથી ને? કેમકે તમારી સાથે મોટી સેના જોઈ ને મારા મનમાં શંકા ઉત્પન્ન થાય છે."[૭]

ગુહરાજાનાં વચન સાંભળીને, આકાશસમાન સ્વચ્છ અંતઃકરણવાળા મહાત્મા ભરતે મધુરવાણીથી કહ્યું કેઃ-[૮] "ઓ ગુહરાજ! તું આ શું બોલ્યો? અરે! તને મારે વિષે એવી શંકા થાય એવો દુષ્ટ સમય પ્રાપ્ત ન થાઓ. અરે! રામચંદ્ર તો મારા જ્યેષ્ઠ ભ્રાતા હોવાથી મારા પિતાસમાન છે.[૯] હે ગુહ! વનમાં ગયેલા મારા વડિલબંધુ રામચંદ્રને વનમાંથી પાછા તેડી લાવવા માટેજ હું જાઉં છું. એ વિના બીજો કોઇ પણ હેતુ નથી. હે ભાઈ! આ હું તને સત્ય કહું છું."[૧૦]

ભરતનાં વચન સાંભળીને ગુહરાજા અત્યંત હર્ષિત થયો; અને તેણે કહ્યું કેઃ-[૧૧] "હે ભરત! તમને ધન્ય છે. અહો!! આ પૃથ્વીમાં તમારા સરખો બીજો કોઈ પણ ભ્રાતૃવત્સલ પુરૂષ છેજ નહિ કેમકે તમે પોતાને વિના પ્રયત્ને પ્રાપ્ત થતા રાજ્યનો કેવળ બન્ધુ પ્રેમને માટે ત્યાગ કરવા ઇચ્છો છો! તમને હજારોવાર ધન્યવાદ ઘટે છે.[૧૨] હે રાજપુત્ર! વનમાં દુઃખી અવસ્થામાં આવી પડેલા પોતાના વડિલબંધુ રામચંદ્રને તમે

÷ ઘણાં વૃક્ષો હોવાથી પ્રવેશ ન કરી શકાય એવો.
× દુઃખે કરીને પણ જેનું તળીયું ન જણાય એવો.

પાછા નગરમાં તેડી જવાની ઈચ્છા ધરાવો છો, તે ઘણુંજ ઉત્તમ છે. એમ કરવાથી તમારી શાશ્વત કીર્તિ ત્રણે લોકને વિષે વિસ્તાર પામશે."[13]

એ પ્રમાણે પરસ્પર વાર્તાલાપ કરતાં સૂર્ય અસ્તાચળપર ગયો અને રાત્રિ પ્રવૃત્ત થઇ.[14] ત્યારે ગુહરાજાએ કરેલા સત્કારવડે સંતુષ્ટ થયેલી પોતાની સઘળી સેનાને યથાયોગ્ય સ્થાને નિવાસ કરાવીને તથા ગંગાના જળવિષે સાયંસંધ્યાદિ નિત્યકર્મ કરીને, મહાત્મા ભરતશત્રુઘ્નસહિત પોતાના શયન કરવાના શિબિર પ્રત્યે ગયા. ભરતની આજ્ઞાથી ગુહરાજા પણ તેમની સાથેજ ગયો.[15] ત્યાં જઇને મહાત્મા ભરતે ઉત્તમ શય્યાપર શયન કર્યું, છતાં તેને નિદ્રા આવી નહિ. ધર્મદૃષ્ટિથીજ વિચાર કરતા* મહાત્મા ભરતને તે વેળા રામચંદ્રના વનવાસસંબંધે ચિંતા થવા લાગી, અને તેથી ઉપજેલો મહાન્ શોક તેને વારંવાર સંતાપવા લાગ્યો.[16] જેમ દાવાનળથી સંતપ્ત થતાં વૃક્ષો કોતરમાં રહેલા ગુપ્ત અગ્નિથી વિશેષ સંતપ્ત થાય છે, તેમ પોતાના અંતરમાં ઉપજેલો રામચંદ્રસંબંધી શોકાનલ ભરતને વિશેષ સંતપ્ત કરવા લાગ્યો.[17] જેમ સૂર્યનો તાપ લાગવાથી હિમાલયપર્વતપરથી ચારે બાજુનું હિમ ગળવા માંડે છે, તેમ ભરતના અંગે અંગેમાંથી પ્રસ્વેદધારાઓ છૂટવા લાગી.[18] એ વેળા ખરેખર, ભરતના માથે એક મોટો દુઃખરૂપી પર્વત આવી પડયો હતો. વારંવાર રામચંદ્રનુંજ ધ્યાન કરવારૂપી તૂટી કે ભાંગી ન શકે એવી શિલાઓવાળો, વારેઘડીએ લાંબા લાંબા નિશ્વાસા મૂકવારૂપી ગેરૂ વગેરે ધાતુઓવાળો, દીનતાને લીધે શિથિલ થઈ ગયેલી ઈંદ્રિયોરૂપી વૃક્ષોવાળો, શોકથી થતા ખેદરૂપી શિખરોવાળો,[19] પ્રમોહરૂપી અનેક ક્રૂર સિંહાદિ પ્રાણીઓથી ભરેલો, તથા સંતાપરૂપી વાંસ અને અનેક પ્રકારની વનસ્પતિઓવાળો મહા દુઃખરૂપી મોટો પર્વત કૈકેયીના પુત્ર ભરતપર આવી પડયો; તેથી તે અત્યંત દુઃખ પામવા લાગ્યો.[20] મોટી આપત્તિ આવી પડવાને લીધે ભરતનું મન ઘણુંજ ખેદયુક્ત થઈ ગયું, તેની બુદ્ધિ કર્તવ્ય શૂન્ય થવા લાગી, તે વારંવાર નિઃશ્વાસ મૂકવા લાગ્યો, અને હૃદયના સંતાપને લીધે પોતાના ટોળામાંથી છૂટા પડેલા વૃષભની પેઠે તેને કોઈ પણ પ્રકારે શાંતિ પ્રાપ્ત થઇ નહિ.[21] એકાગ્રચિત્તવાળા મહાનુભાવ ભરત ગુહરાજાની સાથે સમાગમ થયા પછી પોતાના જ્યેષ્ઠ ભ્રાતાનું દુઃખ સંભાળીને અત્યંત ખેદયુક્ત થઈ ગયા; ત્યારે ગુહરાજાએ ધીમેથી તેને અનેક પ્રકારે આશ્વાસન આપી શાંત કર્યા.[22]

गुहेन सार्धं भरतः समागतो महानुभावः सजनः समाहितः ॥ सुदुर्मनास्तं भरतं तदा पुनः शनैःसमाश्वासयदग्रजं प्रति ॥२२॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં પચાશીમો સર્ગ સંપૂર્ણ. ૮૫

## સર્ગ ૮૬ મો.

### રામ-લક્ષ્મણસંબંધી વૃત્તાંત.

आचचक्षेऽथ सद्भावं लक्ष्मणस्य महात्मनः ॥ भरतायाप्रमेयाय गुहो गहनगोचरः ॥१॥

ગુહના આશ્વાસનથી કાંઈક શાંત થયેલા મહાત્મા ભરત રામચંદ્રનું વનવાસસંબંધી કષ્ટ સંભારીને વિલાપ કરતા કહેવા લાગ્યા કે;-"અરે, જે રામચંદ્રની સેવામાં 'હાં' કહેતાં હજારો સેવકો તૈયાર રહેતા હતા, તે રામચંદ્રને આજે અરણ્યને વિષે અનેક સંકટો વેઠવાં પડતાં હશે! અરે, ત્યાં તેમની સેવા કોણ ઉઠાવતું હશે? સતીશિરોમણિ સીતા ભયંકર અને નિર્જન અરણ્યમાં ભયભીત થતાં હશે" એવાં એવાં મહાત્મા ભરતનાં વિલાપ-

* 'અરે! મારા વડિલબંધુ રામ વનને વિષે તૃણશય્યામાં શયન કરવાથી દુઃખ પામતા હશે; અને હું આવા ઉત્તમ શય્યામાં શયન કરું, એ શું મારો ધર્મ છે?' એવો વિચાર.

યુક્ત વચનો સાંભળીને, તેનું આશ્વાસન કરતાં, અરણ્યવાસી ગુહરાજાએ લક્ષ્મણનો રામચંદ્ર ઉપર કેવો સદ્ભાવ છે, અને તે રામચંદ્રની કેટલી બધી સેવા કરે છે, એ સંબંધી કેટલીક હકીકત કે જે તેણે પ્રત્યક્ષ જોયેલી હતી, તે સઘળી કહેવા માંડી.[1]

ગુહરાજા કહે છેઃ—"હે રાજપુત્ર ભરત! જ્યારે રામચંદ્ર અત્ર પધાર્યા ત્યારે મેં તેમનું યથાશક્તિ આતિથ્ય કર્યું. ત્યારબાદ રાત્રિને વિષે સીતાસહિત રામચંદ્રે જ્યારે તૃણશય્યાપર શયન કર્યું ત્યારે ઉત્તમ ગુણોવાળા મહાસમર્થ લક્ષ્મણ ધનુષ્ય-બાણ ધારણ કરીને પોતાના વડિલબંધુ રામચંદ્રની રક્ષા કરવા સારૂ જાગતા ઉભા રહ્યા. એ જોઇ મેં તેમને કહ્યું કે,[2] "હે તાત લક્ષ્મણ! જુઓ, તમારા માટે આ સુખશય્યા તૈયાર કરી રાખી છે, માટે તમે સુખેથી શયન કરી વિશ્રાંતિ લ્યો.[3] હે ભાઇ! તમે સુખમાં રહેનારા છો તો જાગરણ શા સારૂ કરો છો? હું તથા મારા સેવકો કે જે અરણ્યનાં કષ્ટ ભોગવવામાં સહનશીલ છીએ તેઓ જાગતા રહીને તમારા જ્યેષ્ઠ ભ્રાતાની સારી રીતે રક્ષા કરીશું.[4] હે લક્ષ્મણ! હું તમને સત્ય કહું છું કે આ પૃથ્વીને વિષે મહાત્મા રામચંદ્રથી મને બીજું કાંઇ પણ અધિક પ્રિય નથી. વળી આ લોકને વિષે મોટો યશ, ધર્મ, અર્થ તથા કામ વગેરે પુરૂષાર્થો પણ મને તેમની કૃપાથીજ પ્રાપ્ત થયેલાં છે; તેથી હું પોતેજ મારાં જ્ઞાતિ-સંબંધીઓસહિત આખી રાત્રિ જાગતો રહીને તથા હાથમાં ધનુષ્ય-બાણ ધારણ કરીને સીતાસહિત સૂતેલા મારા પ્રિય સખા રામચંદ્રની રક્ષા કરીશ. હે લક્ષ્મણ! તમારે જાગરણ કરવાનું કાંઇ પણ પ્રયોજન નથી.[5-7] વળી હે તાત લક્ષ્મણ! આ અરણ્યને વિષે અમારાથી કાંઇ પણ અજાણ્યું નથી; એટલે અમને કાંઇ પણ ભય નથી, છતાં કદાચ એક સમયે ચતુરંગિણી સેના ચઢી આવે તો પણ અમે તેની સામે યુદ્ધ કરવાને સમર્થ છીએ."[8]

"હે ભરત! જ્યારે મેં એવું કહ્યું ત્યારે નિરંતર ધર્મદૃષ્ટિથીજ જોનારા મહાત્મા લક્ષ્મણે મને કેવો પ્રત્યુત્તર આપ્યો, તે હું તમને કહું છું. સાંભળો.[9]"

"તેમણે મને કહ્યું કે, ગુહ! આ દશરથનંદન મારા જ્યેષ્ઠબંધુ મહાત્મા રામચંદ્ર સતીશિરોમણિ સીતાસહિત પૃથ્વીપર સૂતા છે એટલે મારાથી નિદ્રા કરવાનું કિંવા બીજાં કોઈ પણ પ્રકારનાં સુખ ભોગવવાનું કેમજ બની શકે?[10] હે ગુહ! જે તો ખરો, દેવો અને અસુરો પણ યુદ્ધને વિષે ક્રોધ પામેલા આ રામચંદ્રનો પરાભવ કરવાને સમર્થ નથી. તે રામચંદ્ર આજે સીતાસહિત તૃણશય્યાપર સૂતેલા છે!! અરે આવું જોતા છતાં મને નિદ્રા કેમ આવે?[11] મહારાજા દશરથને મોટી તપશ્ચર્યાથી તથા બીજા પણ અનેક પ્રકારના યજ્ઞાદિ પરિશ્રમોથી પ્રાપ્ત થયેલા આ રામચંદ્રજ ઉત્તમ ગુણસંપન્ન હોવાથી તેમના પ્રિયપુત્ર છે.[12] અરે! રામચંદ્રને વનમાં મોકલ્યા પછી હવે મહારાજા દશરથ ઝાઝું જીવનારા નથી! ખરેખર, મહારાજાનો વિનાશ થવાથી હવે અલ્પ સમયમાંજ આ પૃથ્વી વિધવા થઇ રહેશે![13] અરે! મહારાજાના અંતઃપુરમાં પણ આજે સઘળી સ્ત્રીઓ અત્યંત દુઃખને લીધે મહાન્ આક્રોશ કરી કરીને થાકી રહી હશે![14] મહારાણી કૌસલ્યા, મારી માતા સુમિત્રા અને મહારાજા દશરથ તો અતિશય કષ્ટને લીધે આજની રાત્રિ પણ જીવી શકે એમ હું ધારતો નથી![15] કદાચ મારા કનિષ્ઠ ભ્રાતા શત્રુઘ્નને લીધે મારી માતા સુમિત્રા તો જીવી શકશે, પરંતુ રામચંદ્રસરખા એકના એક વીર પુત્રની માતા કૌસલ્યા તો તેના વિયોગના દુઃખથી અવશ્ય નાશજ પામશે.[16] અરેરે! રામચંદ્રને રાજ્યાભિષેક કરવાનો પોતાનો મનોરથ સિદ્ધ ન થવાથી તે સંબંધીજ શોક કરતા મહારાજા દશરથ વનમાંથી પાછા આવેલા રામચંદ્રને રાજ્યાસને બેસાડયા વિનાજ મરણ પામશે![17]

અહો! તેમના મરણ સમયે તેમની પાસે રહેલા ભરત વગેરેને ધન્ય છે, કે જેઓ પોતાના પિતાના પ્રેતકાર્યના સર્વ સંસ્કારો કરશે;[18] અને અમારા પિતાની રાજધાની અયોધ્યાનગરીમાં સુખેથી વિચરશે! અરે, રમણીય ચોટાં તથા સારી રીતે વિભાગ કરેલા રાજમાર્ગોવાળી, ઉત્તમ હવેલીઓ અને પ્રાસાદોવાળી, અનેક પ્રકારનાં રત્નોથી સુશોભિત જણાતી, અનેક રથો, અશ્વો તથા હાથીઓની ભીડવાળી, વાજીંત્રોના મધુરનાદથી ગાજી રહેલી, હૃષ્ટ-પુષ્ટ મનુષ્યોથી ભરેલી, બગીચા અને વાડીઓથી રમણીય જણાતી તેમજ અનેક પ્રકારના બ્રાહ્મણો વગેરેના સમાજ તથા ઉત્સવોવડે સુશોભિત એવી અયોધ્યાનગરી હવે ભરતનેજ વશ થઇને રહેશે![19-21] અરે! ચૌદવર્ષ પૂર્ણ થયા બાદ સત્યપ્રતિજ્ઞ થયેલા મહાત્મા રામચંદ્રની સાથે અમે પુનઃકુશળપણે અયોધ્યામાં પ્રવેશ કરીશું શું?"[22]

"હે રાજકુમાર ભરત! એવી રીતે અત્યંત ખેદ કરતા અને રામચંદ્રનું રક્ષણ કરવા ઉભા રહેલા તમારા ભાઇ લક્ષ્મણની એ રાત્રિ તો એમને એમજ વીતી ગઈ.[23] પ્રભાતકાળ થયો ત્યારે રામચંદ્ર જાગ્રત થયા. પછી તે બન્ને ભાઇઓએ અમારી પાસે વડનું દૂધ મંગાવીને જટા બાંધી. ત્યારબાદ મેં તેઓને સુખેથી આ ભાગીરથી ગંગાની સામીપાર પહોંચાડયા.[24] પછી મોટા હસ્તીસરખા અત્યંત બળવાળા, વલ્કલ વસ્ત્ર, ધનુષ્ય તથા બાણનાં ભાથાંને ધારણ કરનારા અને જટાવાળા એ બન્ને ભાઇઓ સાવધપણે ચારેબાજુ દૃષ્ટિ કરતા, સીતાસહિત ત્યાંથી આગળ (દક્ષિણદિશા તરફ) ગયા."[25]

जटाधरौ तौ द्रुमचीरवाससौ महाबलौ कुञ्जरयूथपोपमौ ॥ वरेषुचीपधरौ परंतपौ व्यवेक्षमाणौ सह सीतया गतौ ॥२५॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં છયાશીમો સર્ગ સંપૂર્ણ. ૮૬

## સર્ગ ૮૭ મો.

### ભરતની ચિંતા-ભ્રાતૃપ્રેમ.

गुहस्य वचनं श्रुत्वा भरतो भृशमप्रियम् । ध्यानं जगाम तत्रैव यत्र तच्छ्रुतमप्रियम् ॥१॥

"રામે જટા ધારણ કરી." એવું ગુહરાજાનું અત્યંત અપ્રિય વચન સાંભળતાં જ મહાત્મા ભરત એકાએક અત્યંત ખેદયુક્ત થઈ ગયા; અને ચિંતા કરવા લાગ્યા.-[1] "અરે! મહાન પરાક્રમવાળા, સિંહસમાન કાંધવાળા, મોટી ભુજાઓવાળા, કમળસરખાં નેત્રવાળા, અને પ્રિયદર્શન તથા યુવાન એવા એ સુકુમાર રામચંદ્રે જટા ધારણ કરીને વાનપ્રસ્થધર્મ સ્વીકાર્યો, ત્યારે તો હવે તેમને વનમાંથી પાછા તેડી લાવવાનું કાર્ય ઘણુંજ કઠિન થઇ પડયું છે!"[2] આવી ચિન્તામાં બળતા મહાત્મા ભરતે પોતાના મનને અનેક પ્રકારે શાંત કરવા માંડયું, પણ તે કેમે કર્યું શાન્ત થયું નહિ. છેવટે અંકુશવડે વીંધાયેલા હસ્તીની પેઠે, ભરત અત્યંત દુઃખને લીધે મૂર્છિત થઇ પૃથ્વીપર પડી ગયા.[3] એ જોતાંજ તેની પાસે બેઠેલો ગુહરાજા એકાએક ઉદાસ થઇ ગયો, અને જેમ ધરતીકંપ થવાથી વૃક્ષ કંપે તેમ થરથર કંપવા લાગ્યો.[4] પાસે બેઠેલા શત્રુઘ્ન પણ ભરતની એવી દશા જોઇને અતિશય શોકને લીધે બેભાન બની ગયો તથા ભરતને આલિંગન કરીને ઉંચાસ્વરે રોદન કરવા લાગ્યો.[5] શત્રુઘ્નના રોદનનો શબ્દ સાંભળીને અત્યંત દીન થઇ ગયેલી વળી પતિમરણના શોકથી તેમજ ઉપવાસનાં કષ્ટોથી શરીરે કૃશ થયેલી ભરતની સઘળી માતાઓ ત્યાં દોડી આવી,[6] અને ભરતને મૂર્છિત દશામાં પડેલો જોઇ ચોમેર વીંટાઈ વળીને રોદન કરવા લાગી. પતિમરણ તથા પુત્રવિયોગના શોકથી સંતાપ પામતાં મહારાણી કૌશલ્યાએ ભરતની પાસે આવીને, તેને હાથ ઝાલીને બેઠા કર્યા; અને પોતાનાજ પુત્રની પેઠે, પોતાના હૃદયસરસા ચાંપીને અતિ સ્નેહ-

લથી પૂછવા માંડયું કે:–૭, ૮

"હે પુત્ર ભરત! આ તને શું થયું? અરે!! શું તારા શરીરમાં કાંઈ રોગની પીડાતો નથીને? હે તાત! હવે તો આ રાજકુળના જીવનનો આધાર એક તુંજ છે.[૯] હે પુત્ર! લક્ષ્મણસહિત રામ વનમાં ગયો છે; અને ત્હારા પિતા મહારાજા દશરથ સ્વર્ગે સીધાવ્યા છે, માટે હવે તો હુ માત્ર તને જોઈનેજ મ્હારા જીવનને ધારણ કરી રહી છું. અરે, અમો સર્વના પાલન–પોષણ કરનાર એક તુંજ છે.[૧૦] અરે! તને આટલું બધું દુ:ખ થવાનું શું કારણ છે! અરેરે! હું કે જે એકજ પુત્રવાળી છું; તેનો પુત્ર રામ પોતાની સ્ત્રી સીતાસહિત વનમાં ગયો છે, તેના સંબંધમાં કિંવા મહાત્મા લક્ષ્મણના સંબંધમાં શું તેં કાંઈ માઠા સમાચાર સાંભળ્યા છે?"[૧૧]

માતા કૌસલ્યાનાં વચન સાંભળી થોડીકવારે સાવધ થયેલા મહાત્મા ભરતે તેમનું આશ્વાસન કરતાં કહ્યું કે:–"ના માડી! તમે કહોછો તેવું કાંઈ પણ નથી; પરંતુ રામ–લક્ષ્મણે પોતાના મસ્તકપર વાનપ્રસ્થાશ્રમીઓની પેઠે જટા ધારણ કરી છે, એવું સાંભળી અતિ દુ:ખને લીધે મને મૂર્છા આવી ગઈ હતી. હે માતા! એ સિવાય બીજું કાંઈ પણ કારણ નથી." એવી રીતે કૌસલ્યાનું સાંત્વન કરીને, ભરતે ગુહરાજા પ્રત્યે કહ્યું કે:–[૧૨] "હે ગુહ! હવે તો તું મને મારા વડિલ બંધુ રામચંદ્રના સર્વ સમાચાર કહે!! અરે! સીતાસહિત એ રામ–લક્ષ્મણ અહીં આવ્યા તે રાત્રિએ તેઓએ કયાં નિવાસ કર્યો હતો? શું ભોજન કર્યું હતું? અને કેવી શય્યાપર શયન કર્યું હતું?"[૧૩] ભરતનું વચન સાંભળીને, તથા તેને પણ લક્ષ્મણસમાન રામચંદ્રને વિષે પ્રીતિમાન્ જોઈને, ગુહરાજાએ પોતાના પ્રિય અને હિત કરનારા અતિથિરૂપ રામચંદ્રનો, તે સમયે જેવો સત્કાર કર્યો હતો તે સર્વ ભરતને કહી સંભળાવ્યો.[૧૪]

ગુહરાજા કહે છે–"હે રાજકુમાર ભરત! રામચંદ્રને અહીં આવેલા જાણીને મેં તેમને ભોજનાદિ કરવા માટે અનેક પ્રકારનાં અન્ન, ફળ, કંદમૂળ તથા શય્યા વગેરે પદાર્થો લાવીને અર્પણ કર્યા;[૧૫] ત્યારે સત્યપરાક્રમી રામચંદ્રે મારાપર અનુગ્રહ કરવા માટે માત્ર તે સઘળા પદાર્થોનો વાણીથીજ સ્વીકાર કર્યો, પરંતુ પોતાના ક્ષત્રિયધર્મને અનુસરીને તેમણે તેનો કાંઈ પણ ઉપભોગ ન કરતાં તુરતજ મને પાછા આપ્યા અને જણાવ્યું કે 'હે પ્રિય મિત્ર! અમો ક્ષત્રિયોએ તો આવા ગંગાદિ પવિત્ર સ્થળોમાં કોઈને કાંઇ આપવું યોગ્ય છે, પરંતુ લેવું એ યોગ્ય નથી. વળી હાલમાં મેં વ્રત ધારણ કરેલું હોવાને લીધે, મારાથી આ સર્વ પદાર્થો ગ્રહણ કરી શકાય એમ પણ નથી.' હે ભરત! એમ કહીને, રામચંદ્રે અમો સૌને સમજાવ્યા.[૧૬-૧૭] પછી જ્યારે લક્ષ્મણ ગંગાજળ લઈને આવ્યા ત્યારે સીતાસહિત રામચંદ્રે મેં આણેલાં ફળ વગેરેનું ભોજન ન કરતાં માત્ર જળપાન કરીને ઉપવાસજ કર્યો.[૧૮] લક્ષ્મણે પણ અવશેષ રહેલા જળનું પાન કરીને ઉપવાસ કર્યો. પછી સાયંકાળ થતાં રામ, લક્ષ્મણ તથા સીતા એ ત્રણે જણાંએ સ્થિરચિત્ત થઈને અને પોતાની વાણીને નિયમિત કરીને સંધ્યોપાસન કર્યું.[૧૯] ત્યાર પછી મહાત્મા લક્ષ્મણે સૂકાં પાંદડાં તથા ઘાસ વગેરે એકત્રિત કરીને રામચંદ્રને માટે સુંદર શય્યા બનાવી.[૨૦] પછી સીતાસહિત રામચંદ્ર તે તૃણશય્યાપર વિરાજ્યા એટલે તે બન્નેના ચરણોનું પ્રક્ષાલન કરીને, સુમિત્રાપુત્ર લક્ષ્મણ અમો સૌને તથા સુમંત્રને સાથે લઈને ત્યાંથી દૂર જઈ ઉભા રહ્યા.[૨૧] હે રાજપુત્ર! સીતાસહિત રામચંદ્રે જે ઇંગુદી વૃક્ષ નીચે જે તૃણ શય્યાપર શયન કર્યું હતું, તે વૃક્ષ તથા તે શય્યા હજી એવી ને એવી સ્થિતિમાં છે."[૨૨]

"હે રાજકુમાર! સીતાસહિત રામચંદ્રે તૃણશય્યાપર શયન કર્યા પછી, મહાસમર્થ

લક્ષ્મણે પોતાના હસ્તમાં અંગુલિત્રાણ* ધારણ કરીને તથા પોતાના બન્ને ખભા ઉપર બાણોથી ભરેલાં ભાથાં બાંધીને અને પોતાનું મોટું ધનુષ્ય સજ્જ કરીને આખી રાત્રિ જાગરણ કરતાં વ્યતીત કરી.[૨૩] તે સમયે ઉત્તમ બાણ તથા ધનુષ્યને ધારણ કરીને હું પણ આલસ્યરહિત અને ધનુષ્યધારી જ્ઞાતિવર્ગસહિત, ઇંદ્રસરખા ઐશ્વર્યવાળા રામચંદ્રની રક્ષા કરવા માટે જે સ્થળે લક્ષ્મણ ફરતા હતા તેજ સ્થળે આખી રાત્રી ફરતો રહ્યો."[૨૪]

ततस्त्वहं चोत्तमबाणचापभृत्स्थितोऽभवं तत्र स यत्र लक्ष्मणः । अतंद्रिभिर्ज्ञातिभिरात्तकार्मुकै-र्महेंद्रकल्पं परिपालयंस्तदा ॥२५॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં સત્તાશીમો સર્ગ સંપૂર્ણ. ૮૭

## સર્ગ ૮૮ મો.

### રામચંદ્રની તૃણશય્યા-ભરતનો ખેદ

तच्छ्रुत्वा निपुणं सर्वं भरतः सह मंत्रिभिः ॥ इंगुदीमूलमागम्य रामशय्यामवेक्षत ॥१॥

ગુહરાજનાં વચન સાંભળીને રામચંદ્રની તૃણશય્યા જોવામાટે ઉત્કંઠિત થયેલા ભરત પોતાના સર્વ મંત્રીઓ તથા માતાઓ સહિત ત્યાંથી ઉઠીને, તુરતજ ગુહે દર્શાવેલા ઇંગુદી વૃક્ષની નીચે આવ્યા. તેણે વીખરાઇ ગયેલી રામચંદ્રની તૃણશય્યા જોઇને પોતાની સર્વ માતાઓ પ્રત્યે કહ્યું કે:–" હે માતુશ્રીઓ! જુઓ, મારા પ્રિય વડિલબંધુ રામચંદ્ર એક રાત્રિ આ ભૂમિપર સૂતા હતા; અને તેમના અંગપરિવર્તન (પાસાં ફેરવવા)ને લીધે આ સઘળી તૃણશય્યા દબાયેલી જણાય છે.[૧,૨] અહો! મોટા રાજકુળમાં જન્મેલા અને મહાભાગ્યવાળા બુદ્ધિમાન્ રામચંદ્ર, કે જે મહારાજા દશરથના પુત્ર છે, તે શું આમ પૃથ્વીપર તૃણ શય્યાને વિષે શયન કરવાને યોગ્ય છે? કદી પણ નહિ.[૩] અરે! જે પુરૂષવ્યાઘ્ર રામચંદ્ર ઋતુ-ઋતુને અનુસરીને ઉત્તમ મૃગચર્મો, સુંવાળી તળાઇઓ, ઉસીકાં, ઓછાડ તથા ઓઢવા માટેનાં ઉનનાં અને રેશમનાં વસ્ત્રો વગેરેથી તૈયાર કરેલા રાજાઓને પોઢવા યોગ્ય શ્રેષ્ઠ પલંગ ઉપર શયન કરતા હતા તે રામચંદ્ર હવે કાંઈ પણ બિછાવ્યા વિનાની પૃથ્વીપર કેમ કરી શયન કરતા હશે?[૪] અરે! રામચંદ્રને શયન કરવા માટે રાજમહેલના ઉંચામાં ઉંચા પ્રાસાદની ઉપર બનાવેલી સુંદર વલભી* કે જે મેરૂપર્વતના શિખરની પેઠે ગગનચુંબિત હોય તેવી જણાય છે, જેની જમીન સુવર્ણ તથા રૌપ્યથી જડેલી છે, જેની ભીંતો સ્વચ્છ સુવર્ણથીજ તૈયાર કરેલી છે, જે મેના-પોપટના મધુર શબ્દોથી ગાજી રહેલી છે, જેમાં સ્થળે સ્થળે ઉત્તમ ગાલીચા બીછાવેલા છે, જેમાં પુષ્પોનો સુગંધ પ્રસરી રહેલો છે, જે ચંદન તથા અગુરૂ વગેરેના ધૂપવડે સુવાસિત થઇ રહી છે, જેમાં ઋતુ-ઋતુને અનુસરી શીતળ, ઉષ્ણ તથા સુગંધવાળા અનેક પદાર્થો તૈયાર રાખવામાં આવે છે, અને જે નિર્મળ મેઘસમાન ઉજ્જવલ કાંતિવાળી છે તે રમણીય વલભીને વિષે ઉત્તમ શય્યાપર શયન કરનારા મારા વડિલબંધુ રામચંદ્ર આજે વનને વિષે પૃથ્વીપર કેમ કરી સૂતા હશે?[૫-૭] અનેક પ્રકારનાં ગાયનો અને વાજીંત્રોના નાદવડે તથા અનેક સ્ત્રીઓના નૂપુર વગેરે આભૂષણોના રણકારાવડે નિરંતર જાગ્રત થનારા રામચંદ્ર, કે જેને પ્રાતઃકાળે જગાડવા માટે અનેક બંદિજનો, સૂતો તથા માગધો નાના પ્રકારની યથાયોગ્ય સ્તુતિઓના મધુર આલાપ કરી વંદન કરતા હતા, તે મારા જ્યેષ્ઠ બન્ધુ રામચંદ્ર શું નિર્જન અરણ્યમાં વસવાને યોગ્ય છે? કદી નહિ.[૮,૯] અરે! રામચંદ્રે આમ પૃથ્વીપર શયન કર્યાની વાત મને જરા પણ માનવામાં આવતી નથી! અરે, શું ત્યારે આ ગુહ મને અસત્ય કહે છે? ના, તેમ તો હોય

---

* હાથે પહેરવાનાં ચામડાનાં મોજાં.

* છાપરાની ઉપર બનાવેલી બેઠક-જેમાં રાત્રિને વિષે ચંદ્રનો પ્રકાશ સારી રીતે પડી શકે.

નહિ. ગમે તેમ હો, પરંતુ મને આ વાતમાં ખરોબર વિશ્વાસ બેસતો નથી; અને મારૂં અંતઃકરણ મુંઝાય છે. અરે, શું મને આ સ્વપ્ન તો નથી આવ્યું ? અરે, સ્વપ્નમાં પણ રામચંદ્રની આવી સ્થિતિ હોવાનું માની શકાય એમ નથી![10] અહો! કાળનું સામર્થ્ય કેટલું બધું છે? હું નિશ્ચય કરીને કહું છું કે આ જગતને વિષે કાળના કરતાં બીજો કોઈ પણ બળવાન દેવ નથીજ; કેમકે કાળના યોગે કરીનેજ દશરથપુત્ર મહા પ્રતાપી રામચંદ્રને પણ નિર્જન અરણ્યને વિષે પૃથ્વીપર શયન કરવું પડયું છે![11] કાળના સામર્થ્યને લીધેજ પ્રિયદર્શના સતીશિરોમણિ સીતા, કે જે વિદેહ રાજાનીપ્રિય પુત્રી છે અને દશરથ-રાજાની પુત્રવધૂ છે, તે સીતાને પણ આવા ભયંકર જંગલમાં પૃથ્વીપર શયન કરવાનું દુઃખ પ્રાપ્ત થયું છે![12] અરે, આ અતિ કઠિન સ્થળ ઉપર સૂકાં તૃણ તથા પાંદડાં એકઠાં કરીને બનાવેલી મારા જ્યેષ્ઠ ભ્રાતાની આ શય્યા! અરે, શું રામચંદ્રે આને વિષેજ શયન કરીને અંગપરિવર્તન કર્યું હશે? ખરે! તેથીજ આ તૃણ કેટલીક જગ્યાએ છુટું તથા કેટલીક જગ્યાએ એકઠું થઇ ગયેલું જણાય છે.[13] રે! જનકનંદિની સીતાએ પોતાનાં અંગપરનાં આભૂષણો ઉતાર્યા સિવાયજ આ શય્યાને વિષે શયન કર્યું હશે એમ મને લાગે છે; કેમકે આ શય્યામાં કોઇ કોઇ સ્થળે સુવર્ણની ટીપકીઓના આકાર પડેલા જણાય છે. (અથવા સુવર્ણની ટીપકીઓ ખરી પડેલી જણાય છે.)[14] અરે! જુઓ, અહીં આગળ ચોંટી ગયેલા પોતાના રેશમી ઉત્તરીય વસ્ત્રને સીતાએ ખેંચ્યું હશે; કારણ કે તેના સૂક્ષ્મ તંતુઓ અહીં ચોંટેલા જણાય છે.[15] અહો! સતીશિરોમણિ અને સુકુમાર અંગવાળી જનકતનયા જાનકીને આવી કઠિન શય્યામાં શયન કરવાથી કાંઇ પણ દુઃખ થયું હોય એમ જણાતું નથી; એથી મને નિશ્ચય થાય છે કે સાધ્વી સ્ત્રીઓને પોતાના પતિની સંગાથે રહે-વામાં ભલે ગમે તેવી દુઃખરૂપ કઠિન શય્યા પ્રાપ્ત થાય તોપણ તે શય્યાને તેઓ સુખરૂપ માને છે."[16]

"અરેરે!! પણ તેઓને આવું દુઃખ આપ-વામાં કારણરૂપ તો ક્રૂરકર્મી હુંજ થઇ પડેલો છું! હાય! પોતાની પત્ની સીતાસહિત રામ-ચંદ્રને, મારે લીધેજ આ નિર્જન અરણ્યને વિષે, અનાથની પેઠે આવી કઠિન શય્યાપર શયન કરવું પડયું છે![17] અહો! કમળ-સમાન રક્ત નેત્રવાળા, ચક્રવર્તીના કુળમાં જન્મ પામેલા, સર્વ લોકનું પ્રિય કરનારા, સર્વને સુખ આપનારા, રમણીય આકૃતિવાળા, નીલકમળસરખી શ્યામ કાંતિવાળા, નિરંતર સુખ ભોગવવાને યોગ્ય તથા દુઃખ ભોગવવાને અયોગ્ય એવા રઘુકુળોત્પન્ન શ્રીમાન રામચંદ્ર, માત્ર મારે લીધેજ પ્રિય અને ઉત્તમોત્તમ રાજ્યસુખનો ત્યાગ કરીને આમ પૃથ્વીપર શયન કરવાને કેમજ યોગ્ય હોય?[18,19] અહો! આ સમયમાં તો ઉત્તમ લક્ષણવાળા મહાભાગ લક્ષ્મણને ખરેખર ધન્યવાદ ઘટે છે, કે જે પોતાના મોટા ભાઇની સંકટની વેળાએ પણ તેની સેવા કરવામાં અનુકૂળપણે વર્તે છે![20] વિદેહતનયા સીતા પણ કૃતાર્થ થઇ ચૂકયાં છે, કારણ કે તેમણે વનવાસનાં વિષમ દુઃખોને કાંઇ પણ ન ગણકારતાં પોતાના પતિની સાથે વનમાંજ પ્રયાણ કર્યું છે! હાય, અભાગીયા અને અકૃતાર્થ તો માત્ર આપણેજ રહ્યા છીએ, કેમકે મહાત્મા રામચંદ્રથી વિખૂટા પડવાને લીધે આપણા સર્વના મનમાં તેવા ભાગ્યશાળી અને કૃતાર્થ થવામાં મોટો સંશય ઉપજ્યો છે.[21] અરે! મહારાજા દશરથ સ્વર્ગે સીધાવી ગયા અને મહાત્મા રામચંદ્રે અરણ્ય-નો આશ્રય કર્યો, તેથી કર્ણધારવિનાની નૌ-કાની પેઠે, આ પૃથ્વી મને શૂન્ય સરખી ભાસે છે.[22] અહો! શ્રીમાન રામચંદ્રે વનમાં નિવાસ કર્યો છે, તોપણ પરોક્ષ રીતે તેમના બાહુબળના પ્રતાપથીજ જેનું આપો આપ રક્ષણ થઇ રહ્યું છે એવી આ પૃથ્વીને, મારા

સરખો કોઇપણ પુરૂષ મનથી પણ સ્વીકારવાને ઇચ્છતો નથી! [૨૩] અમારા પિતાની રાજધાની અયોધ્યાનગરી કે જે સાંપ્રતમાં આસપાસ આવેલા કિલ્લાના રક્ષણ વિનાની થઇ પડી છે, જેના દરવાજા ખુલ્લા પડયા છે, જેમાંના હાથી-ઘોડાઓ નિયમિત રીતે બાંધેલા નહિ હોવાથી અવ્યવસ્થિત ફર્યા કરે છે, જેનો હાલમાં કોઇ રક્ષણકર્ત્તા નથી, [૨૪] જેનાં સૈન્યોનો સઘળો હર્ષ નષ્ટ થઇ ગયો છે, અને જે સર્વ પ્રકારે શૂન્ય તથા વિપરીત સ્થિતિમાં આવી પડેલી છે છતાં, જેમ કોઇ પણ મનુષ્ય વિષયુક્ત ભોજ્ય પદાર્થને ભક્ષણ કરવાને ઇચ્છે નહિ તેમ અમારા કટ્ટા શત્રુઓ પણ અમારા પિતાની રાજધાનીને ગ્રહણ કરવાની ઇચ્છા સરખી પણ કરી શકતા નથી; કારણ કે વનમાં રહેલા રામચંદ્રના બાહુબળથી તેઓ થરથર કંપે છે.[૨૫] રાજ્ય ભોગવવાને યોગ્ય મારા વડિલ બંધુ રામચંદ્રને હું વનમાંથી પાછા તેડી લાવીને રાજ્યાસનપર અભિષિક્ત કરીશ. કદાચ મારી વિનંતિ માન્ય ન કરતાં તેઓ કહેશે કે, 'અંગીકાર કરેલા વ્રતનો ભંગ કરીને હવે મારાથી પાછું નગરમાં કેમ અવાય?' તો હું પોતેજ તેમને બદલે તપસ્વીવ્રત ધારણ કરીશ. અરે, આજથીજ હું પૃથ્વીપર કિંવા તૃણશય્યાપર શયન કરીશ અને ચીર-વલ્કલ વસ્ત્રો ધારણ કરીને માત્ર કંદ-મૂળ તથા ફળોનો આહાર કરીશ. [૨૬] એવી રીતે મારા વડિલબંધુ રામચંદ્રે ચૌદ વર્ષ પર્યંત વનમાં વાસ કરવાનું જે વ્રત લીધું છે તેને ધારણ કરીને હું સુખેથી ચૌદવર્ષ પર્યંત વનમાં વસીશ. એમ કરવાથી તેમની પ્રતિજ્ઞા મિથ્યા થશે નહિ. [૨૭] હું જ્યારે વડિલબંધુના પ્રતિનિધિ તરીકે વનમાં વાસ કરીશ, ત્યારે શત્રુઘ્ન પણ મારો આશ્રય કરીને મારી સાથે વનમાંજ રહેશે, અને અયોધ્યાનગરીને વિષે વસિષ્ઠમુનિ આદિ સર્વ દ્વિજો મારા આર્યબંધુ રામચંદ્રને રાજ્યાભિષેક કરશે, એટલે મહાત્મા લક્ષ્મણસહિત મારા એ આર્યબંધુ પ્રજાનું સારી રીતે પાલન કરશે. અહો! સર્વ દેવતાઓ મારા આ મનોરથને સફળ કરો."[૨૮, ૨૯]

"અરે, હું રામચંદ્રની પાસે જઇને, તેમના ચરણમાં વારંવાર મસ્તકવડે પ્રણામ કરીને, વનમાંથી પાછા વળવા માટે અનેક પ્રકારે તેમને સમજાવીશ. તેમ કરતાંએ જો તે મારી વિનતિનો સ્વીકાર નહિ કરે તો હું પણ ચૌદ વર્ષ પર્યંત તેમની સાથે વનમાંજ વસીશ. મારા આર્યબંધુ રામચંદ્ર ભક્તવત્સલ હોવાને લીધે, ત્યાંથી તો મારો ત્યાગ નહિજ કરે."[૩૦]

प्रसाद्यमानः शिरसा मया स्वयं बहु प्रकारं यदि न मपत्स्यते। ततोऽनुयास्यामि चिराय राघवं वनेचरं नार्हति मामुपेक्षितुम्॥३०॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં અઠયાશીમો સર્ગ સંપૂર્ણ. ૮૮

---

## सर्ग ८९ मो.

### સેનાસહિત ભરતનું ગંગાતરણ.

व्युष्य रात्रिं तु तत्रैव गंगाकूले स राघवः।
काल्यमुत्थाय शत्रुघ्नमिदं वचनमब्रवीत्॥१॥

એ પ્રમાણે રામચંદ્રસંબંધીજ વિચાર કરતાં મહાત્મા ભરતે એ રાત્રિ ગંગાતટપર વ્યતીત કરી. પ્રભાત સમય થયો ત્યારે રઘુકુળોત્પન્ન ભરતે સાવધાન થઇને શત્રુઘ્નને કહ્યું કે,[૧] "હે શત્રુઘ્ન! તારૂં કલ્યાણ થાઓ. અરે, પ્રાતઃકાળ થયોછે છતાં તું હજી સુધી કેમ સૂતો છે? હે ભાઇ! સત્વર જાગ્રત થઇ ભિલ્લોના રાજા ગુહને બોલાવી લાવ કે જે આપણી સેનાને ગંગાપાર ઉતારીદે.[૨] ભરતનું વચન સાંભળીને શત્રુઘ્ને સત્વર બેઠાં થઇને કહ્યું કેઃ- "હે ભાઇ! હું પણ રામચંદ્રસંબંધીજ વિચાર કર્યાં કરૂં છું, તેથી તારી પેઠે જાગતોજ સૂતો છું; કાંઇ નિદ્રાવશ થયો નથી."[૩]

એ પ્રમાણે પુરૂષોમાં સિંહસરખા એ બન્ને ભાઇઓ પરસ્પર વાતચીત કરતા હતા એટલામાં સમય થતાં ગુહરાજા જાતેજ ત્યાં

આવી પહોંચ્યો, અને હાથજોડીને કહેવા લાગ્યો કે:-[4] "હે કકુત્સ્થકુળમાં ઉત્પન્ન થયેલા રાજપુત્ર ભરત! આ ગંગાનદીના તટપર વસતાં તમારી રાત્રિ સુખમાં વ્યતીત થઈ છે ને? સઘળી સેનાસહિત તમે કુશળ તો છો ને?"[5]

ગુહરાજાનું સ્નેહયુક્ત વચન સાંભળીને પોતાના વડિલ ભ્રાતાને અધીન રહેનાર મહાત્મા ભરતે તેને કહ્યું કે:-[6] "હે બુદ્ધિમાન્! તેં અમારૂં ઘણુંજ ઉત્તમ પ્રકારે આતિથ્ય કર્યું છે. તેથી અમો ગઈ રાત્રિ અહીંયાં સુખપૂર્વક વસ્યા છીએ. હવે વિલંબ ન કરતાં તું તારા સેવકોને આજ્ઞા કર કે તેઓ ઘણી નૌકાઓ તૈયાર કરે અને અમો સર્વને ગંગાની સામી પાર પહોંચાડે."[7]

ભરતની આજ્ઞા થતાં, તુરતજ ગુહરાજા તેને પ્રણામ કરીને પોતાના નગરમાં ગયો અને સર્વ ભિલ્લોને એકઠા કરીને કહ્યું કે,[8] "હે ભાઈઓ! તમે સૌ સાવધ થાઓ અને ઉઠો. તમારૂં કલ્યાણ થશે. ગંગામાં રહેલી આપણી સઘળી નૌકાઓને કિનારાપર લાવીને તૈયાર કરો આજે આપણે મહાત્મા ભરતની સેનાને ગંગાની સામી પાર ઉતારવી છે."[9]

ગુહરાજાની આજ્ઞા થતાં, તુરતજ સઘળા ભિલ્લ લોકો ગંગાતટે આવ્યા, અને તેઓએ ગંગાના જળમાં ચારે બાજુ પડેલાં મોટાં મોટાં પાંચસો નાવોને ખેંચી લાવી કિનારાપર એકઠાં કર્યાં,[10] વળી 'સ્વસ્તિક' એવા નામથી ઓળખાતી કેટલીક ઉત્તમ નૌકાઓ કે જેઓ મોટી ઘંટાઓવાળી પતાકાઓથી શોભતી હતી, તેમજ સુવર્ણ વગેરેના ચિત્રોવડે રમણીય, અત્યંત દૃઢ, મજબૂત દંડવાળી તથા હુંશીયાર ખલાસીઓવાળી હતી, તેઓને પણ રાજકુટુંબને બેસાડવા માટે તટપર લાવીને ઉભી કરી.[11] પછી 'સ્વસ્તિક' નામની એક નૌકા, કે જે સર્વ (નૌકા) કરતાં વિલક્ષણ હતી, જેને પીળારંગના ઉનનાં વસ્ત્રોવડે મઢી લીધેલી હતી, જેનાપર મંગળવાજીંત્રોનો શબ્દ થઈ રહ્યો હતો, તથા ઘણીજ સુશોભિત અને કલ્યાણરૂપ હતી, તેને ગુહરાજા પોતેજ હંકારીને તટપર લાવ્યો;[12] એટલે મહાત્મા ભરત, શત્રુઘ્ન, કૌસલ્યા, સુમિત્રા અને બીજીપણ મહારાજા દશરથની સઘળી સ્ત્રીઓ, એ સર્વ તે નૌકામાં બેઠાં.[13] રાજપુરોહિત વસિષ્ઠમુનિ વગેરે બ્રાહ્મણો તો પ્રથમથીજ ઉત્તમ નૌકામાં બેસી ગયા હતા. ત્યાર પછી કેટલીક નૌકાઓમાં અંતઃપુરની સર્વ સ્ત્રીઓસહિત મહારાજાના કાર્યભારી વર્ગ તથા અધિકારી વર્ગ બેઠા; અને બાકીનાં જે ભાર-બોજ ભરવાનાં નાવો હતાં, તેમાં કેટલાંક શકટો, અશ્વો, રથો તથા વ્યાપારીઓને વેચવાની અનેક પ્રકારની વસ્તુઓ ગોઠવી દીધી.[14] પછી પાછળ રહેલા યોદ્ધાઓ તથા અન્યજનો મોટી મોટી મશાલો સળગાવીને તેના પ્રકાશથી રડી-ખડી પડી રહેલી વસ્તુને તપાસી લેવા લાગ્યા;* અને પોત-પોતાનાં વાસણ-કુસણ તથા સરસામાન વગેરે લઈને ઘણીજ ઉતાવળથી પરસ્પરની ભીડ ખમતા નૌકામાં બેસવા માટે ગંગાતટે આવવા લાગ્યા.

* આ સ્થળે રામાયણના ભિન્ન ભિન્ન ટીકાકારો "આવાસમાદીપયતાં"નો અર્થ ભિન્ન ભિન્ન પ્રકારનો કરે છે. તિલક ટીકાકાર લખે છે કે "આવાસમુષિતાવાસમાદીપયન્તામગ્નિસાત્કુર્વતाम्, अयं सेनाधर्मः। સેનાના યોદ્ધાઓ એક છાવણીમાંથી ઉપડીને બીજી જગ્યાએ જવાને ચાલવા માંડે, ત્યારે તે છાવણીમાંના સ્થળને અગ્નિવડે સળગાવી મૂકે છે, એવો સેનાનો ધર્મ છે" ગોવિંદરાજ પણ ઉપર્યુક્ત અર્થ કરીને લખે છે કે "राजभटाहि निर्गमनकाले श्रीसमावमार्थमावासं दहन्तीति प्रसिद्धिः। રાજાના સૈનિકો છાવણીથી ઉપડતા સમયે લક્ષ્મીની પ્રાપ્તિ માટે પોતાના તે છાવણીના સ્થાનને બાળીને આગળ ચાલે છે, એવું પ્રસિદ્ધ છે." તેમજ શિરોમણિ ટીકાકાર એ બંને કરતાં જુદોજ અર્થ કરે છે, તે એવો કે:- "आवासं निवासस्थानमादीपयतां वस्तुनिरीक्षणार्थं महार्हवादिना प्रकाशं कुर्वतां। પડાવ ઉઠાવતી વેળાએ સૈનિકો તથા અન્ય મનુષ્યો પોત-પોતાની વસ્તુઓને તપાસી જોવા માટે મોટી મોટી મસાલો સળગાવીને પ્રકાશ કરવા લાગ્યા." આમાંથી અમે છેલ્લો અર્થ સ્વીકાર્યો છે.

વેળા તે સર્વનો મહાન્ કોલાહલ શબ્દ છે આકાશ સુધી પહોંચ્યો.[૧૫] જ્યારે ઘણી સેના તથા અન્ય સમાજ પૃથક્ પૃથક્ નૌકાઓમાં સારી રીતે બેસી ગયાં, ત્યારે ખલાસીઓએ ગુહની આજ્ઞાથી હલેસાંવડે હંકારેલી એ નૌકાઓ શીઘ્રગતિથી ચાલતી થઈ.[૧૬] તેમાં કેટલીક નૌકાઓ માત્ર સ્ત્રીઓથી, કેટલીક અશ્વોથી, કેટલીક શકટોથી, કેટલીક ખચ્ચરોથી, કેટલીક બળદોથી તથા કેટલીક કિંમતી વસ્તુઓથીજ ભરેલી હતી.[૧૭] અલ્પ સમયમાંજ તે સર્વ નૌકાઓ ગંગાના દક્ષિણ તટપર પહોંચી, એટલે તેમાંના સર્વને કિનારાપર ઉતાર્યા પછી પોતપોતાની નૌકાઓને પાછી વાળીને, હુશીયાર ખલાસીઓ જળને વિષે અનેક પ્રકારની ક્રીડા કરવા લાગ્યા.[૧૮] ત્યારપછી સૈન્યના સર્વ હસ્તીઓ, કે જેઓ અગાધ જળમાં પણ તરવાને સમર્થ હતા તથા જેઓના ઉપર અંબાડીઓ શોભી રહી હતી, તેઓ પોતાના માવતોની પ્રેરણાથી ગંગાનું અગાધ જળ તરીને સામેપાર જવા લાગ્યા. એ વેળા એ હસ્તીઓ જાણે પાંખોવાળા પર્વતો જળપર તરતા હોયની, એમ શોભતા હતા![૧૯] એ પછી કેટલાંક મનુષ્યો નાની નાની હોડીઓમાં બેસીને તથા કેટલાંક ત્રાપાઓમાં બેસીને સામેપાર જવા લાગ્યાં. કેટલાક સમર્થ પુરૂષો મોટા મોટા ઘડાઓવડે અને તુંબડાંવડે તથા કેટલાક કાંઈ પણ આધાર વિના માત્ર પોતાના બાહુબળવડે તરીને, એક પછી એક એમ ગંગાની સામીપાર પહોંચી ગયા.[૨૦] ગુહની આજ્ઞા પ્રમાણે ભિલ્લોએ ભરતની સઘળી સેનાને ગંગાનદીની સામેપાર ઉતારી, એટલે સૂર્યોદય થયા બાદ ત્રીજા મુહૂર્ત્તમાં-છ ઘડી દિવસ ચઢતાં, ભરતની સેનાએ ત્યાંથી પ્રયાગરાજ પ્રત્યે પ્રયાણ કર્યું.[૨૧]

દરમજલ કરતાં મહાત્મા ભરતની સેના પ્રયાગવનમાં આવી પહોંચી, એટલે તેમણે પોતાની સઘળી સેનાને આશ્વાસનાપૂર્વક સર્વની ઈચ્છાથી ત્યાં નિવાસ કરાવ્યો. પછી ઋષિશ્રેષ્ઠ વસિષ્ઠમુનિ, અન્ય ઋત્વિજો તથા પોતાના કેટલાક સભાસદોને સાથે લઈને મહાત્મા ભરત ત્યાંથી થોડેક દૂર આવેલા મહામુનિ ભરદ્વાજઋષિના આશ્રમ પ્રત્યે તેમનાં દર્શન કરવા માટે જવા લાગ્યા.[૨૨] મહાત્મા ભરત દેવના પુરોહિત અને દ્વિજશ્રેષ્ઠ એવા મહર્ષિ ભરદ્વાજમુનિના આશ્રમ પાસે જઈ પહોંચ્યા; અને મહર્ષિની રળીયામણી પર્ણશાળાની આસપાસ આવેલાં સુંદર વૃક્ષોયુક્ત ઉપવનને જોઈને અત્યંત હર્ષ પામ્યા.[૨૩]

**स ब्राह्मणस्याश्रममभ्युपेत्य महात्मनो देवपुरोहितस्य ॥ ददर्श रम्योटजवृक्षदेशं महद्वनं विप्रवरस्य रम्यम् ॥ २३॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં નવ્યાશીમો સર્ગ સંપૂર્ણ. ૮૯

## સર્ગ ૯૦ મો.

### ભરત તથા ભરદ્વાજમુનિનો સમાગમ.

**भरद्वाजाश्रमं गत्वा क्रोशादेव नरर्षभः ॥ जनं सर्वमवस्थाप्य जगाम सह मंत्रिभिः ॥१॥**

ધર્મજ્ઞ અને નરશ્રેષ્ઠ ભરત ભરદ્વાજમુનિના આશ્રમમાં કાંઈ પણ હરકત ન થવા પામે એટલા માટે તેમના આશ્રમથી પોતાની સેનાને એકાદ કોશ દૂર રાખીને, તથા પોતે પણ સર્વ અસ્ત્ર-શસ્ત્રોનો ત્યાગ કરીને માત્ર બે રેશમી વસ્ત્ર ધારણ કરી પોતાના પુરોહિત વસિષ્ઠઋષિને આગળ રાખીને, મંત્રિઓસહિત પગે ચાલીને ભરદ્વાજમુનિના આશ્રમમાં ગયા.[૧,૨] પછી પોતાના મંત્રીઓને આશ્રમના દ્વાર આગળ ઉભા રાખીને, મહાત્મા ભરતે મહર્ષિ વસિષ્ઠની પાછળ પાછળ આશ્રમની અંદર પ્રવેશ કર્યો.[૩] વસિષ્ઠમુનિને આવતા જોઈને, મહાતપસ્વી ભરદ્વાજમુનિ તુરતજ પોતાના આસનપરથી ઉભા થયા, અને પોતાના શિષ્યોને અર્ઘ્ય તૈયાર કરવાનું કહીને, સત્વર તેમની સામે આવ્યા.[૪] બન્ને મહર્ષિઓ પરસ્પર ભેટીને મળ્યા. મહાત્મા ભરતે મહર્ષિ ભરદ્વાજના

ચરણમાં પ્રણામ કર્યા; ત્યારે ભરદ્વાજે તેને આશીર્વાદ આપ્યો, પછી મહામુનિ વસિષ્ઠે ઓળખાણ કરાવ્યાથી, મહાતેજસ્વી ભરદ્વાજે "આ દશરથરાજાનો 'ભરત' નામનો પુત્ર છે." એમ જાણ્યું.[૫] ત્યારપછી તે બન્નેને પોતાની પર્ણકુટીમાં લઈ જઈ, મહાત્મા ભરદ્વાજમુનિએ તેઓને ઉત્તમ આસનપર બેસાડીને પાદ્ય, અર્ઘ્ય તથા ફળ વગેરે અર્પણ કરી આતિથ્ય કર્યું. પછી અનુક્રમે તેઓનાં ગૃહ, નગર, સૈન્ય, ભંડાર, મિત્રો તથા મંત્રીઓ વગેરે સર્વનું કુશળ પૂછ્યું; પરંતુ 'મહારાજા દશરથ મરણ પામ્યા છે.' એવું તેમણે પ્રથમથીજ જાણેલું હોવાને લીધે તેમના નામનો ઉચ્ચાર કર્યો નહિ,[૬,૭] વસિષ્ઠમુનિએ તથા ભરતે પોતાની કુશળતા જણાવ્યા પછી મહર્ષિ ભરદ્વાજને પણ તેમનાં શરીર, અગ્નિહોત્ર, શિષ્યો, આશ્રમનાં વૃક્ષો, મૃગો તથા પક્ષીઓ સંબંધે આરોગ્ય પૂછ્યું.[૮] પોતાનું સર્વત્ર કુશળ જણાવીને, મહાયશસ્વી ભરદ્વાજમુનિએ રામચંદ્રને વિષે પોતાનો અતિશય સ્નેહ હોવાને લીધે ભરત પ્રત્યે કહ્યું કેઃ–[૯]

"હે ભરત! હવે તો તું રાજ્યનું પાલન કરનાર રાજા થયો છે છતાં તારે આવા નિર્જન અરણ્યમાં આવવાનું શું પ્રયોજન છે? એ સઘળું તું મને યથાર્થ રીતે કહે; કેમકે મને તારાપર વિશ્વાસ આવતો નથી.[૧૦] અહો! શત્રુઓનો વિનાશ કરનારા અને ભક્તજનોના આનંદની વૃદ્ધિ કરનારા મહાયશસ્વી રામચંદ્ર કે જેને મહારાણી કૌસલ્યાએ જન્મ આપ્યો છે અને જેને, મહારાજા દશરથે માત્ર કૈકેયીને પ્રસન્ન કરવા માટેજ લક્ષ્મણ તથા સીતાસહિત ચૌદવર્ષ પર્યંત વનવાસ આપ્યો છે તેના ઉપર તું દ્વેષભાવ તો ધરાવતો નથીને?[૧૧,૧૨] અરે! પ્રાપ્ત થયેલા રાજ્યને નિષ્કંટક બનાવીને તે ભોગવવાની ઈચ્છાથી, તું નિષ્પાપ રામચંદ્ર અને તેમના નાના ભાઈ લક્ષ્મણનું કાંઇ અનિષ્ટ કરવા તો ઇચ્છતો નથીને?"[૧૩]

ભરદ્વાજમુનિનું વચન સાંભળતાંજ મહાત્મા ભરતનાં નેત્રમાં આંસુ ભરાઇ આવ્યાં; અને તે અતિ કષ્ટથી ગદ્ગદિત વાણીવડે હાથ જોડીને કહેવા લાગ્યો કે,–[૧૪] "હે મહામુનિ! તમે ત્રિકાળદર્શી હોવા છતાં પણ જ્યારે મને પાપીજ સમજો છો ત્યારે તો મારાં દુર્ભાગ્યજ છે! રામચંદ્રને આવું કષ્ટ મારાથીજ થયું હોય એમ હું જાણતો નથી, અને તેમ છે પણ નહિ, માટે તમોએ મને આવાં કઠોર વચન કહેવાં યોગ્ય નથી.[૧૫] હે ઋષીશ્વર! હું દૂર દેશાન્તર (મોસાળ)માં હતો તે વેળા મારી માતા કૈકેયીએ મને રાજ્ય પ્રાપ્ત થવા માટે જે મોટો અન્યાય કર્યો છે, તે મને જરાપણ ઇષ્ટ નથી, હું તેથી જરાપણ પ્રસન્ન થતો નથી અને તેને માન્ય પણ કરતો નથી.[૧૬] અરે! હું તો એ નરવ્યાઘ્ર મારા વડિલબંધુ રામચંદ્રના ચરણોનું વંદન કરવા માટે તથા તેમને પ્રસન્ન કરીને, પાછા અયોધ્યામાં તેડી જવાને માટે તેમને શોધતો શોધતો અત્ર આવ્યો છું.[૧૭] માટે હે પ્રભુ! મારાપર લેશ પણ શંકા ન લાવતાં કૃપા કરીને કહો કે સાંપ્રતમાં પૃથ્વીપતિ મારા આર્યભ્રાતા રામચંદ્ર કયા સ્થળે નિવાસ કરે છે?"[૧૮]

મહાત્મા ભરતે ઘણે ઘણે પ્રકારે વિનતિ કરી; અને વળી સાથે આવેલા વસિષ્ઠઋષિ વગેરે બ્રાહ્મણોએ ભરદ્વાજમુનિના મનની ભરતપરની શંકા દૂર થાય એ પ્રમાણે તેના ભ્રાતૃપ્રેમની ઘણીજ પ્રશંસા કરી, ત્યારે મહાસમર્થ ભરદ્વાજમુનિએ પ્રસન્ન થઇને કહ્યું કે,[૧૯] "હે પુરુષોમાં વ્યાઘ્રસમાન ભરત! રઘુકુળમાં જન્મેલા તારા વિષે ગુરુ–વડિલ પ્રત્યે ભક્તિભાવ, ઇંદ્રિયોનો નિગ્રહ અને સત્પુરુષોનું અનુગામિપણું* એ મુખ્ય ત્રણ ગુણો રહેલા છે, તે યોગ્યજ છે.[૨૦] હે તાત! હું તારા અંતઃકરણના ભાવને જાણું છું, છતાં તેને વિશેષ દૃઢ કરવા

*સત્પુરુષોના સમાગમમાં રહીને, તેમને અનુકૂળ વર્તવું-તેઓ વર્તે તેમ વર્તવું તે.

માટે તથા તારી નિર્મળ કીર્તિની વૃદ્ધિ થવા માટે મેં આ રીતે ખુલ્લે ખુલ્લું પૂછીને તારા નિશ્ચયને જગતમાં પ્રસિદ્ધ કરાવ્યો છે. ૨૧ હે રાજપુત્ર! સાંપ્રતમાં સીતા તથા લક્ષ્મણસહિત ધર્મજ્ઞ રામચંદ્ર ક્યાં વસે છે તે હું જાણું છું. હે તાત! તેઓ હાલમાં અહીંથી થોડેક દૂર આવેલા 'ચિત્રકૂટ' નામના મોટા પર્વતને વિષે વસે છે. ૨૨ હે ઇચ્છિત પદાર્થ આપવાની શક્તિવાળા બુદ્ધિમાન ભરત! હવે ઉતાવળ કરવાની જરૂર નથી, આવતી કાલે તું ત્યાં જજે!! આજે તો મારું કહ્યું માનીને તું તારા સર્વ મંત્રીઓસહિત અહીંયાંજ રહે"૨૩

મહર્ષિ ભરદ્વાજનાં આગ્રહયુક્ત વચન સાંભળીને, ઉદાર મનવાળા મહાત્મા ભરત, કે જેના શુદ્ધ ભાવને ભરદ્વાજમુનિ જાણી ગયા હતા તેણે ભરદ્વાજમુનિને "જેવી આપની ઈચ્છા" એમ કહીને, તેમના વચનને માન્ય કર્યું; અને તે રાત્રિ ત્યાંજ રહેવાનો નિશ્ચય કર્યો, ૨૪

ततस्तथेत्येवमुदा दर्शनः प्रतीतरूपो भरतोऽब्रवीद्वचः ॥ चकार बुद्धिं च तदाश्रमे तदा निशानिवासाय नराधिपात्मजः ॥२४॥

ઇતિ શ્રીવાલ્મીકિ રામાયણના આદિકાવ્યના અયોધ્યાકાંડમાં નેવુમો સર્ગ સંપૂર્ણ ૯૦.

---

## સર્ગ ૯૧ મો.

### મહામુનિ ભરદ્વાજનું અદ્ભુત ઐશ્વર્ય-ભરતનું આતિથ્ય.

कृतबुद्धिं निवासाय तत्रैव स [illegible]नेस्तदा ॥ भरतं केकयीपुत्रमातिथ्येन न्यमंत्रय. ॥१॥

મહર્ષિ ભરદ્વાજનું વચન માન્ય કરીને, કૈકેયીપુત્ર ભરતે રાત્રિવાસ કરવાનો નિશ્ચય કર્યો, એટલે મહર્ષિએ તેને પુનઃ પણ આતિથ્ય સ્વીકારવાનું નિમંત્રણ કર્યું.૧ ત્યારે ભરતે કહ્યું કે,-"હે મહર્ષિ! આ વનને વિષે પાદ્ય, અર્ઘ્ય તથા ફળ આદિ જે કાંઈ સાહિત્યો મળી શકે એમ છે, તે સર્વથી તમોએ મારું આતિથ્ય તો કર્યું છે, અને વળી પુનઃ આ શાનું નિમંત્રણ કરો છો?"૨

ભરતનું વચન સાંભળીને, મહર્ષિ ભરદ્વાજે હસતા મુખે કહ્યું કે:-"હે રાજપુત્ર! તારી મારા ઉપર અત્યંત પ્રીતિ છે એ હું જાણું છું, અને તેથી હું તને જે કાંઈ આપું તે વડે તું સંતુષ્ટ થાય એમ છે,૩ પરંતુ હું તારી સાથે આવેલી આખી સેનાનું આજે આતિથ્ય કરવા ઇચ્છું છું. તેથી હે મનુષ્યર્ષભ! તું મારી એ કામનાને પૂર્ણ કરવાને યોગ્ય છે.૪ હે ભરત! તું તારી સાથેના સૈન્યને દૂર રાખીને, એકલોજ અહીંયાં કેમ આવ્યો? હે પુરુષર્ષભ! તારે આખી સેનાને સાથે લઈનેજ અહીં આવવું જોઈતું હતું.૫

તપરૂપી ધનવાળા મહર્ષિ ભરદ્વાજનું વચન સાંભળીને, મહાત્મા ભરતે હાથ જોડીને કહ્યું કે, "હે ભગવન્! તમારા આશ્રમને હરકત થવાના ભયને લીધે હું સેનાસહિત અહીં આવ્યો નથી.૬ રાજાએ કિંવા રાજપુત્રે તપસ્વીઓના શાંત આશ્રમ સ્થાનનાં વૃક્ષો, સરોવરો તથા પશુ-પક્ષીઆદિ પ્રાણીઓને કોઈ પણ પ્રકારે પીડા ન થાય તેવી રીતે વર્તવું જોઈએ; એવું મારા જાણવામાં છે.૭ હે ભગવન્! મારી સાથે આવેલી મારી સેનાને વિષે ઉત્તમ અશ્વો, મદોન્મત્ત હસ્તીઓ અને શૂરવીર યોદ્ધાઓ છે, તથા તે ઉપરાંત બીજાં પણ અસંખ્ય પુરવાસી મનુષ્યો આવેલાં છે. તેઓ સર્વ મોટા મોટા અતિ વિશાળ માર્ગોનું આચ્છાદન કરતાં મારી પાછળ ચાલ્યાં આવે છે.૮ જો હું તેઓ સર્વને સાથે લઈને અહીંયાં આવું, તો આ આશ્રમનાં વૃક્ષો, જળાશયો અને પર્ણશાળાઓ વગેરેને કાંઈની કાંઈ અડચણ થયા વિના રહે નહિ, એવા ભયથી હું એકલોજ આવ્યો છું."૯

ભરતનું વચન સાંભળીને મહર્ષિ ભરદ્વાજે આજ્ઞા કરતાં કહ્યું કે:-"હે ભરત! તું સુખેથી તારા સર્વ સૈન્યને અહીં લાવીને નિવાસ કરાવ! તેમાંનાં કોઈથી પણ મારા આશ્રમમાં હરકત થઈ શકે એમ નથી." મહ-

ર્ષિની આજ્ઞા સાંભળીને, મહાત્મા ભરત તુરતજ પોતાની સેનાને બોલાવી લાવવા માટે ત્યાંથી વિદાય થયા.[૧૦]

મહર્ષિ ભરદ્વાજ પણ ભરતની સેનાનું ઉત્તમોત્તમ અદ્‌ભુત આતિથ્ય કરીને તપસ્વીઓના તપનો પ્રભાવ દર્શાવવા માટે પોતાના આસનપરથી ઉઠયા; અને પોતે એકલાજ પોતાની અગ્નિહોત્રશાળામાં ગયા. ત્યાં જઇ, તેમણે યથોક્ત આસનપર બેસી, શુદ્ધજળવડે આચમન તથા પરિમાર્જન કરી આતિથ્ય-ક્રિયામાં સહાય્ય કરવા માટે પ્રથમ વિશ્વકર્માનું આવાહન કર્યું.[૧૧] મહર્ષિ ભરદ્વાજે પ્રથમ આવા અર્થવાળા મંત્રોનું ઉચ્ચારણ કર્યું કે,–"હું આજે સેનાસહિત ભરતનું આતિથ્ય કરવા ઇચ્છુછું, માટે દેવોના શિલ્પી વિશ્વકર્મા, ઇંદ્ર,યમ, વરૂણ તથા કુબેર વગેરે દેવોનું આહ્‌વાન કરૂંછું. તેઓ સર્વ અત્ર આવીને આતિથ્યક્રિયામાં ઉપયોગી સર્વ સાહિત્યોને સત્વર સંપાદન કરો.[૧૨-૧૩] વળી પૂર્વ તરફ વહેનારી અને પશ્ચિમ તરફ વહેનારી પૃથ્વીપરની નદીઓ તથા આકાશમાં રહેલી ગંગા વગેરે સરિતાઓનું હું આવાહન કરૂં છું. તેઓ સર્વ અત્ર આવો;[૧૪] અને તેમાંની કેટલીક નદીઓ મૈરેય*ને કેટલીક ઉત્તમ મદિરાને તથા કેટલીક શેરડીના રસસરખા મીઠા અને શીતળ જળને સ્રવો.[૧૫] વળી વિશ્વાવસુ, હાહા તથા હુહુ વગેરે દેવતાઓના ગંધર્વો અને ઘૃતાચી, વિશ્વાચી, મિશ્રકેશી, અલંબુષા, નાગદત્તા, હેમા તથા પર્વતસ્થલી વગેરે અપ્સરાઓ, તેમજ બ્રહ્મા તથા ઇંદ્રની સભામાં નૃત્ય-ગાયન કરનારી જે જે અપ્સરાઓ છે, તેઓ સર્વનું તેમજ 'તુંબુરૂ' નામના ગંધર્વનું હું આહ્‌વાન કરૂંછું. તેઓ સર્વ પોતપોતાના અલંકારો સજીને તથા ગાવા-બજાવવાનાં સાહિત્યો લઇને અત્ર આવો.[૧૬-૧૮] વળી જેને વિષે ઉત્પન્ન થતાં વૃક્ષો ઉપર ઉત્તમ વસ્રો અને આભૂષણોરૂપી પાંદડાં છે તથા દિવ્ય

* એક જાતનું મદ્ય.

ઓઓરૂપી ફળો છે, એવું ઉત્તરાખંડમાંનું 'ચૈત્રરથ' નામનું કુબેરનું દિવ્યવન મારા આ વનમાં આવો!! અર્થાત્ ત્યાંનાં જેવી સઘળી શોભા આ વનને વિષે પ્રકટ થાઓ.[૧૯] તેમજ ભગવાન્ ચંદ્ર મારા આ વનને વિષે ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય, એ ચારે પ્રકારના અનેક તરેહના પુષ્કળ અન્નરસોને પ્રકટ કરો.[૨૦] વૃક્ષોપર સ્વયમેવ ચિત્ર-વિચિત્ર પુષ્પોને ઉત્પન્ન કરો, તેમજ પાન કરવાના મદિરાદિ અનેક પદાર્થો તથા ભક્ષણ કરવાના અનેક વિધના માંસાદિ પદાર્થોને તૈયાર કરો."[૨૧] એવી રીતે અપ્રતિમ તેજસ્વી મહામુનિ ભરદ્વાજે એકાગ્રચિત્તથી વ્યાકરણશાસ્રમાં દર્શાવેલાં પ્રકૃતિ-પ્રત્યય સ્વરાદિયુક્ત વાણીવડે સર્વ દેવોનું આહ્‌વાન કર્યું, તથા પૂર્વદિશા તરફ મુખકરી હાથજોડીને મનવડે તે તે દેવોનું ધ્યાન કર્યું, એટલે તુરતજ એક પછી એક એમ સર્વ દેવતા ત્યાં આવવા લાગ્યા, અને પોતપોતાનું કાર્ય કરવા લાગ્યા.[૨૨,૨૩] એ વેળા મહર્ષિ ભરદ્વાજનો આશ્રમ અત્યંત રમણીય થઇ રહ્યો. જાણે ચંદન વૃક્ષોથી ભરેલા 'મલય' અને 'દર્દુર' નામના પર્વતોનો સ્પર્શ કરીને જ આવ્યો હોયની, એવો સુગંધયુક્ત, મંદ મંદ આવતો હોવાને લીધે અતિપ્રિય લાગતો અને શીતળતાના યોગથી પરસેવાને શમાવતો કલ્યાણરૂપ વાયુ વાવા લાગ્યો.[૨૪] આકાશમાંથી મેઘ દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા અને ચારે બાજુએ દેવોનાં દુંદુભિઓનો નાદ સંભળાવા લાગ્યો.[૨૫] ત્યાં ઉત્તમ વાયુઓ વાવા લાગ્યા, અપ્સરાઓ નૃત્ય કરવા લાગી, દેવ ગંધર્વો ગાયન કરવા લાગ્યા અને વીણા વગેરે વાજીંત્રોના અનેક પ્રકારના મધુર શબ્દો સંભળાવા લાગ્યા[૨૬] એ વેળાએ સર્વ ગાનારાઓનો તથા વાજીંત્રોનો ઉંચા, નીચા તથા સમાન તાલસ્વરના પ્રમાણવાળો મધુરો નાદ આકાશ, પૃથ્વી અને મનુષ્યોના કર્ણની અંદર વ્યાપી ગયો,[૨૭] ભરદ્વાજના આશ્રમમાં

મનુષ્યોના કર્ણને સુખ આપનારા મધુર શબ્દો થઈ રહ્યા હતા, તે સમયે ભરતની સર્વ સેનાએ દેવોના શિલ્પી વિશ્વકર્માની અદ્ભુત રચના શક્તિ દીઠી.[૨૮]

એ વેળા મહર્ષિ ભરદ્વાજના આશ્રમની ચારેબાજુ પાંચ-પાંચ યોજન સુધીની પૃથ્વી સમાન તથા નીલવૈડૂર્યમણિના જેવી કાંતિવાળાં લીલાં અને કોમળ તૃણોથી આચ્છાદિત થઈ રહી.[૨૯] બીલી, કોઠી, પનસ, બીજોરી, આમળી અને આંબાનાં અનેક વૃક્ષો ફળોના ભારથી ઝુકી રહ્યાં.[૩૦] ઉત્તરખંડમાં આવેલા કુબેરના 'ચૈત્રરથ' નામના વનના જેવી દિવ્ય વસ્તુઓ યુક્ત શોભા થઇ ગઇ, અને તટપરનાં રમણીય વૃક્ષોથી શોભતી અનેક નદીઓ પ્રકટ થઇને વહેવા લાગી.[૩૧] સ્થળે સ્થળે ચુનાવડે ધોળીને શ્વેત કરેલાં ભવ્ય મંદિરો, હાથી તથા અશ્વોને બાંધવાની શાળાઓ, હવેલીઓ, સાત મજલાવાળા પ્રાસાદો અને ઉત્તમ દરવાજાઓ તૈયાર થઈ રહ્યા.[૩૨] વળી એ સર્વ મંદિરો તથા પ્રાસાદોની મધ્યે એક અતિ સુશોભિત રાજમંદિર નિર્માણ થયું. તે રાજમંદિર ચુનાવડે ધોળેલું હોવાથી શ્વેત મેઘ સરખી કાંતિવાળું જણાતું હતું, તેના ભવ્ય દરવાજાઓ ઉપર સુંદર તોરણો લટકી રહ્યાં હતાં, સ્થળ સ્થળે શ્વેત પુષ્પોની માળાઓથી અલંકૃત કર્યું હતું અને જ્યાં-ત્યાં ચંદન મિશ્રિત જળનો છંટકાવ કરીને સુગંધયુક્ત કર્યું હતું.[૩૩] તે રાજમંદિર ચતુરસ્ત્ર (ચાર ખુણાવાળું-ચોખંડું) નિર્માણ કરવામાં આવ્યું હતું, તે અતિ વિશાળ હોવાને લીધે મનુષ્યોની ભીડ થાય નહિ એવું હતું. તેમાં ઠેક-ઠેકાણે સૂવામાટે ઉત્તમ પલંગો, બેસવામાટે ચિત્ર-વિચિત્ર આસનો અને શિબિકા-પાલખી વગેરે વાનો તૈયાર કરી રાખેલાં હતાં. સ્થળે સ્થળે દિવ્ય રસોનો સંગ્રહ કરી રાખ્યો હતો, ભોજન કરવામાં ઉપયોગી અનેક પ્રકારનાં દિવ્ય અન્નો તથા શરીરપર ધારણ કરવામાં ઉપયોગી દિવ્ય વસ્ત્રો તેમાં તૈયાર જણાતાં હતાં. જ્યાં ત્યાં ધોઇને-માંજીને સ્વચ્છ કરેલાં સોનાં-ચાંદીનાં પાત્રો ગોઠવી રાખ્યાં હતાં, ઉત્તમ બિછાનાંવાળો અને સૌને શયન કરવા યોગ્ય પલંગ તૈયાર કરી રાખ્યો હતો, તેમજ જેના ઉપર શ્વેત છત્ર હતું તથા જેની બન્ને બાજુએ ઉત્તમ ચામરો અને વ્યજનો મૂકી રાખ્યાં હતાં, એવું એક રત્નજડિત સિંહાસન ગોઠવી રાખ્યું હતું.[૩૪,૩૫]

સર્વ રચના તૈયાર થઇ ગઇ. એટલામાં મહાબાહુ ભરત પોતાના સર્વ સૈન્યને લઇને મહર્ષિના આશ્રમ આગળ આવી પહોંચ્યા; અને પૂર્વે નહિ જોયેલી અલૌકિક શોભા નિરખીને આશ્ચર્યચકિત થઇ ગયા. પછી મહર્ષિ ભરદ્વાજની આજ્ઞાથી મહાત્મા ભરતે પોતાની સર્વ સેનાને તથા અન્ય જનોને યથાયોગ્ય રીતે પૃથક્ પૃથક્ મંદિરોમાં નિવાસ કરાવીને અને હસ્તી તથા અશ્વો વગેરેને તેની તેની શાળાઓમાં બંધાવીને પૂર્વોક્ત રત્નજડીત રાજમંદિરમાં પ્રવેશ કર્યો.[૩૬] પુરોહિત વસિષ્ઠમુનિ, સર્વ મંત્રીઓ તથા મહાત્મા ભરત એ રાજમંદિરની અલૌકિક રચના જોઇને હર્ષ અને આશ્ચર્યયુક્ત થયા.[૩૭] પછી રાજમંદિરની અંદર જ્યાં સભામંડપ રચ્યો હતો અને તેની મધ્યમાં રાજાને બેસવાયોગ્ય દિવ્ય સિંહાસન તથા છત્ર-ચામર ગોઠવેલાં હતાં, ત્યાં પોતાના મંત્રીઓસહિત ભરત જઇ પહોંચ્યા. ત્યાંની અવર્ણનીય શોભા નિરખીને સૌ કોઇ સાનંદાશ્ચર્ય પામ્યા. તે વેળા મહાત્મા ભરતે એ મુખ્ય સિંહાસનપર જાણે રામચંદ્રજ વિરાજ્યા છે, એમ માનીને તેની પ્રદક્ષિણા કરી તથા તેનું પૂજન કર્યું. પછી રામચંદ્રનું ધ્યાન ધરીને, ભરતે રામચંદ્રને આસનપર બિરાજેલા ધારીને સાંષ્ટાંગ પ્રણામ કર્યા; અને પાસે પડેલા ચામરને ગ્રહણ કરી તે મુખ્ય સિંહાસનની બાજુમાં ગોઠવેલા-પ્રધાનને બેસવાના આસનપર બેઠા.[૩૮,૩૯] પછી ભરતની સાથે આવેલા પુરોહિત વગેરે બ્રાહ્મણો, મંત્રીઓ, સેનાપતિઓ, શિબિર-

રક્ષકો તથા બીજાપણ સઘળા અધિકારીઓ અનુક્રમે યથાયોગ્ય આસનોપર બેસી ગયા.[૪૦] સઘળી સેના તથા અન્યજનો યોગ્ય વ્યવસ્થાપૂર્વક ઉતરી ચૂક્યાં, એટલે મહર્ષિ ભરદ્વાજની આજ્ઞા પ્રમાણે તેઓ સર્વનું આતિથ્ય કરવાને માટે સર્વ દેવતા તૈયાર થયા. દૂધપાકના કાદવવાળી દૂધપાકનીજ નદીઓ, કે જે આશ્રમની પાસે જૂદે જૂદે સ્થળે વહેતી હતી, તેઓ સર્વ મહર્ષિની આજ્ઞાથી ભરતનું આતિથ્ય કરવા લાગી.[૪૧] એ નદીઓનાં બન્ને તટોપર ચુનાથી ધોળી સફેદ કરેલાં રમણીય ગૃહો ભરદ્વાજમુનિના તપોબળથી બનેલાં હતાં.[૪૨] પછી તેજ સમયે બ્રહ્માએ મોકલેલી દિવ્ય આભૂષણોને ધારણ કરનારી વીશ હજાર અપ્સરાઓ ત્યાં આવી,[૪૩] તેમજ કુબેરને ત્યાંથી પણ મણિ, મુક્તાફળ તથા પરવાળાથી જડેલા અલંકારોને ધારણ કરનારી વીશ હજાર અપ્સરાઓ ત્યાં આવી,[૪૪] અને જેઓની સાથે રમણ કરવાથી પુરૂષ ઉન્મત્ત સરખોજ બની જાય એવી વીશ હજાર અપ્સરાઓ ઇંદ્રના નંદનવનમાંથી આવી.[૪૫] એ સઘળી અપ્સરાઓ તથા બીજી પણ અલંબુષા, મિશ્રકેશી, પુંડરીકા, અને વામના વગેરે મુખ્ય મુખ્ય અપ્સરાઓ ભરતની આગળ આવીને નૃત્ય કરવા લાગી. એ વેળા સૂર્ય સરખી કાંતિવાળા નારદ, તુંબુરૂ અને ગોપ વગેરે ગંધર્વરાજો ભરદ્વાજની આજ્ઞાથી ભરતની આગળ ગાયન કરવા લાગ્યા.[૪૬,૪૭] ભરદ્વાજમુનિના તપના પ્રભાવને લીધે સઘળા પ્રયાગવનને વિષે ઇંદ્રના નંદનવનમાંનાં તથા કુબેરના ચૈત્રરથવનમાંનાં અનેક પ્રકારનાં પુષ્પો પ્રફુલ્લિત થયેલાં જણાવા લાગ્યાં.[૪૮] ભરદ્વાજમુનિના પ્રભાવવડે આશ્રમનાં વૃક્ષોપણ અનેક પ્રકારનાં સ્ત્રીઓ, દાસદાસીઓ તથા વાજીંત્રોનાં રૂપ ધારણ કરીને ભરતની સેવા બજાવવા લાગ્યાં. બીલીનાં વૃક્ષો મૃદંગ વગાડનારાં થયાં, બહેડાનાં વૃક્ષો 'શમી' નામના તાલ વગાડનારાં થયાં, અને અશ્વત્થ વૃક્ષો નૃત્ય કરનારાં થયાં.[૪૯] વળી અતિ હર્ષિત થયેલાં સરલ, તાલ, તિલક અને તમાલ વગેરે વૃક્ષો કુબ્જાઓનાં તથા વામનિકાઓનાં રૂપ ધારણ કરીને ભરતની સેવામાં પ્રવૃત્ત થયાં.[૫૦] એ આશ્રમમાંનાં શિંશપા, આંમળી, જાંબુડી વગેરે સ્ત્રીલિંગ વાચક વૃક્ષો તથા લતાઓ સ્ત્રીઓનાં રૂપ ધારણ કરીને આખા સૈન્યમાંનાં મનુષ્યોને અનેક પ્રકારના પદાર્થો પીરસવા લાગ્યાં.[૫૧] કેટલીક સ્ત્રીઓ દૂધપાક આદિ પદાર્થો ગ્રહણ કરીને બોલતી હતી કે "ઓ ક્ષુધાથી પીડાતાં મનુષ્યો! લ્યો, આ દૂધપાક વગેરે ઉત્તમ પદાર્થોનું ભોજન કરો" કેટલીક સ્ત્રીઓ મદિરા તથા માંસ વગેરે પીરસતી બોલતી હતી, કે "ઓ મદ્યપાન કરવાની ઇચ્છાવાળા પુરૂષો! લ્યો, આ મદિરાનું પાન કરો. જોઈએ, કોઇને પવિત્ર માંસો તમારી ઇચ્છામાં આવે તે માગો અને ભોજન કરો"[૫૨]

ભરતની સેનામાંના પ્રત્યેક પુરૂષની પાછળ વિશાળ નેત્રવાળી ઉત્તમ સ્ત્રીઓ સાત-સાત કિંવા આઠ-આઠને ટોળે વળીને તે તે પુરૂષને રમણીય નદીઓના તટપર તેલ આદિથી અંગમર્દન કરીને સારીરીતે સ્નાન કરાવવા લાગી;[૫૩] અને પછી તે તે પુરૂષોનાં અંગોને સુવાળાં વસ્ત્રોવડે લુછી-સાફ કરી ચાંપવા લાગી તથા તેઓને એકાંત સ્થળે લઇ જઇને શરબત વગેરેનું પાન કરાવવા લાગી.[૫૪] સૈન્યમાંનાં વાહનોનું રક્ષણ કરનારા મહા બળવાન સેવકજનો યોદ્ધાઓના અશ્વો, હસ્તીઓ, ખચ્ચરો, ઉંટો તથા બળદો વગેરેને સારી રીતે સ્નાન કરાવીને તેઓને અનેક પ્રકારનાં સ્વાદિષ્ટ તૃણ, શેરડી અને મધુમિશ્રિત સાળ આદિ પદાર્થો ખવરાવવા લાગ્યા.[૫૫,૫૬] એ વેળા ભરતની સેનામાંના ઘણા પુરૂષો અનેક પ્રકારનાં સ્વાદિષ્ટ મદિરાદિ માદક પદાર્થોનું સેવન કરવાથી એવા તો બેભાન બની ગયા, કે તેમાંના કેટલાક ઘોડાવાળાઓને પોતાના ઘોડાનું ભાન રહ્યું નહિ, અને માવતોને પોતાના હસ્તીઓની

સ્મૃતિ રહી નહિ. એ પ્રમાણે સઘળી સેના મદિરાપાનથી તથા પુષ્પ, ચંદન અને અપ્સરા આદિ ઉત્તમ ચીજોના ઉપભોગથી અતિ હર્ષિત થઇને કર્તવ્યાકર્તવ્યના વિચાર વિનાની થઈ ગઇ.[૫૭] રક્તચંદનવડે ચર્ચિત થયેલા અને અપ્સરાઓના સમૂહથી સેવાયેલા ભરતની સેનામાંના સર્વ યોદ્ધાઓ અનેકવિધનાં ઇચ્છિત પદાર્થોથી તૃપ્ત થઇને પરસ્પર કહેવા લાગ્યા કે–[૫૮] "અહો, આવા ઉત્તમોત્તમ સુખનો ત્યાગ કરીને હવે આપણે અયોધ્યામાં કે દંડકવનમાં શા માટે જઈએ? ભલે, ભરત કુશળ રહો અને રામચંદ્ર પણ સુખી થાઓ"[૫૯] મહર્ષિ ભરદ્વાજે કરેલા સત્કારથી અત્યંત સંતુષ્ટ થયેલાં ભરતની સાથે આવેલાં પદાતિ, યોદ્ધા, માવતો, સ્વારો, સેવકજનો તથા બીજા પણ અસંખ્ય મનુષ્યો વારંવાર બોલવા લાગ્યાં કે, "અહો આપણા સર્વ ખરેખર સ્વર્ગમાંજ આવી પહોંચ્યાં છીએ"[૬૦,૬૧] વળી દિવ્ય પુષ્પોની માળાઓને ધારણ કરનારા હજારો સૈનિકો અતિહર્ષને લીધે અનેક પ્રકારનાં ગાયન, નૃત્ય તથા હાસ્યાદિ કરતા આમ તેમ ફરતા હતા.[૬૨] અમૃતસમાન સ્વાદિષ્ટ અન્નરસોનું ભોજન કરવા છતાં પણ તેની દિવ્ય મધુરતાને લીધે, સૈનિકોને વારંવાર તેના તેજ પદાર્થો ભક્ષણ કરવાની ઇચ્છા થતી હતી.[૬૩] સૈન્યમાંનાં સઘળાં દાસ-દાસીઓ, યોદ્ધાઓની સ્ત્રીઓ, સર્વ સૈનિકો તથા અન્ય પુરવાસીજનો પણ મહર્ષિ ભરદ્વાજે કરેલા આતિથ્યથી નવીન વસ્ત્રોને પ્રાપ્ત થઈ અતિ સંતુષ્ટ થયેલાં જણાતાં હતાં.[૬૪] સૈન્યમાંનાં હસ્તીઓ, ખચ્ચરો, ઊંટો, બળદો, અશ્વો, મૃગો તથા પક્ષીઓ વગેરે પણ ભરદ્વાજમુનિએ આપેલા પદાર્થોથી એવાં તો તૃપ્ત થયાં કે તેઓને બીજા કોઇપણ પદાર્થની ઇચ્છા રહી નહિ.[૬૫] ભરદ્વાજમુનિએ કરેલા આતિથ્યસત્કારવડે એ સૈન્યમાં કોઇપણ મનુષ્ય ધોળાં વસ્ત્ર વિનાનો, ભૂખ્યો, મલિન વસ્ત્રવાળો કિંવા ધૂળથી વ્યાપ્ત કેશવાળો રહ્યો ન હતો. અર્થાત્ સર્વ કોઇનો

સર્વ પ્રકારે સત્કાર થયો હતો.[૬૬] ભરતની સેનામાં રહેલાં કૂતરાં વગેરે પ્રાણીઓને ભક્ષણ કરવા માટે હારોહાર આંબા વગેરે વૃક્ષોનાં ફળોના મધુર રસથી સિદ્ધ કરેલાં અન્ન તથા વરાહનાં માંસ, હીંગ વગેરે સુગંધ પદાર્થોથી વઘારેલાં મગ, અડદ તથા ચણા વગેરે ધાન્યો અને બીજાં પણ અનેક પ્રકારનાં ઉત્તમ વ્યંજનો તૈયાર કરેલાં હતાં.[૬૭] વળી રાંધીને તૈયાર કરેલા શ્વેત ભાતથી ભરેલાં સોના-રૂપાનાં હજારો પાત્રો જ્યાં ત્યાં પડયાં હતાં. આ સઘળું જોઇને સૈનિકો વિસ્મિત થયા. અર્થાત્ 'આ નિર્જન વનને વિષે પણ મહર્ષિ ભરદ્વાજે આટલી બધી સામગ્રીઓ ક્યાંથી સંપાદન કરી હશે.' એવા વિચારને લીધે તેઓ અત્યંત વિસ્મિત થયા.[૬૮] એ વેળા આશ્રમની ચારે બાજુ પાંચ યોજન સુધીની હદમાં આવેલા સઘળા કૂવા દૂધપાકથી ભરાઈ ગયા હતા, સર્વ ગાયો કામદુઘારૂપ થઇને ઇચ્છિત પદાર્થ આપનારી થઇ હતી; અને સઘળાં વૃક્ષો અનેક પ્રકારના મધ વગેરે સ્વાદિષ્ટ રસોને સ્રવતાં હતાં.[૬૯] સૈન્યમાંના નીચ જાતિના યોદ્ધાઓને માટે પણ અનેક વાવ્યો મદિરાથી ભરાયેલી તૈયાર હતી અને અત્યંત તપાવેલા કુંઠામાં સારી રીતે રાંધીને તૈયાર કરેલાં મૃગ, મયૂર તથા કુકડા વગેરે પ્રાણીઓનાં મિષ્ટ માંસ ભરી રાખ્યાં હતાં.[૭૦] કેટલેક સ્થળે અન્ન રાખવાની હજારો થાળીઓ, દાળ તથા શાક વગેરે ભરવાની લાખો વાડકીઓ અને જળ ભરવાના કરોડો સુવર્ણ કલશો, પવાલાં તથા ઝારીઓ વગેરે ખડકી મૂકયાં હતાં. વળી સારી રીતે માંજેલી અને દહીંથી ભરેલી સુવર્ણની મોટી મોટી ગોળીઓ ઠેકાણે ઠેકાણે ગોઠવી રાખી હતી. એક પ્રહર અગાઉજ વલોવીને તૈયાર કરેલી તથા કેસરના યોગથી પીળા રંગવાળી ઉત્તમ છાશ કે જેમાં થોડુંક જળ ભેળવીને, ઉપરથી જીરૂં, મરી, પીંપર, સુંઠ, એલચી, લવિંગ, ગોળ તથા સાકર વગેરે પદાર્થો નાખેલા હતા, તે છાશ અથવા કઢીના,

સફેદ મીઠા દહીંના અને તાજા દૂધના હુંડોના હુંડો ભરેલા જોવામાં આવતા હતા. કોઈ કોઈ સ્થળે ગોળ તથા સાકરના મોટા મોટા ઢગલા કરી રાખ્યા હતા.[૭૩] સ્નાન કરી શકાય તેવા જલઘાટોપર આંમળાં વગેરેના કલ્ક, સુગંધી પદાર્થોનાં ચૂર્ણ તથા અનેક પ્રકારના કષાયો જૂદાં જૂદાં પાત્રોમાં ભરી રાખ્યાં હતાં, તેમજ ઉષ્ણજળથી ભરેલા અનેક સુવર્ણના કુંભો (ઘડાઓ) હારબંધ ગોઠવી દીધા હતા.[૭૪] વળી જેના આગળના ભાગને કચરીને કૂચો કરી રાખેલો હતો એવાં અંઘેડા વગેરેનાં પવિત્ર દાતણો ત્યાં તૈયાર જોવામાં આવતાં હતાં, તેમજ સ્નાન કરી રહ્યા પછી શરીરપર ધારણ કરવા માટે પ્રથમથી ઘસીને તૈયાર કરેલાં સુગંધયુક્ત ચંદનોનાં સંપુટો, નિર્મળ દર્પણો, તથા અનેક પ્રકારનાં વસ્ત્રોના સંચયો પણ દૃષ્ટિએ પડતા હતા. વળી એક બાજુએ હજારો પાદુકાઓ (પાવડીઓ-ચાખડીઓ) તથા ઉપાનહો (જોડાઓ)ની જોડીઓ પડેલી હતી.[૭૫,૭૬] વળી અંજન (કાજળ)થી ભરેલા દાબડા, કાંસકીઓ, દાંતીઆ તથા ઉત્તમ છત્રો, ધનુષ્યો, કવચો અને ચિત્રવિચિત્ર આસનો વગેરે ત્યાં તૈયાર જોવામાં આવતાં હતાં.[૭૭] કેટલેક સ્થળે જેનું પાન કરવાથી ભોજન કરેલા પદાર્થો સત્વર પચી જાય એવા પાન કરવાના રસોથી ભરેલા અનેક હુંડો દૃષ્ટિએ પડતા હતા; તેમજ સેનામાંનાં ખચ્ચરો, ઊંટો, હસ્તીઓ અને અશ્વો વગેરે પ્રાણીઓ જેમાં સુખેથી પ્રવેશ કરીને ક્રીડા કરી શકે તથા મનુષ્ય પણ જેમાં સુખપૂર્વક સ્નાન કરી શકે એવાં, આકાશસરખા નિર્મળ જળથી ભરેલાં અને સુગંધયુક્ત કમળોથી છવાયેલાં અનેક સરોવરો જોવામાં આવતાં હતાં.[૭૮] તે સરોવરોની નજીકમાં અશ્વાદિ પશુઓને નીરવા માટે નીલ વૈડૂર્યમણિ સરખી લીલી અને કોમળ ઘાસની ગંજીઓ દૃષ્ટિએ પડતી હતી.[૭૯] આ સઘળી રચના જોઈને ભરતની સેનામાંનાં મનુષ્યો "અહો ? આ તે શું ? ભરદ્વાજમુનિએ પોતાના તપના પ્રભાવથી આવી આવી દુર્લભ વસ્તુઓ ઉપજાવીને આપણું આતિથ્ય કર્યું છે કિંવા આ તે આપણને સ્વપ્ન આવ્યું છે ?" એમ વિસ્મય પામવા લાગ્યાં.[૮૦]

જેમ નંદનવનમાં દેવો હર્ષ પામે, તેમ ભરદ્વાજમુનિના રમણીય આશ્રમમાં અતિશય હર્ષ પામતા સર્વ સૈનિકોની એ દિવસની રાત્રિ આનંદમાં વ્યતીત થઈ.[૮૧] જ્યારે પ્રાતઃકાળ થયો ત્યારે પોત-પોતાનું કર્તવ્ય સંપૂર્ણ થવાને લીધે, વિશ્વકર્મા આદિ સર્વ દેવો, ગંધર્વો, અપ્સરાઓ અને બીજા પણ દેવતાઓ મહર્ષિ ભરદ્વાજની આજ્ઞા લઈને પોત-પોતાના સ્થાન પ્રત્યે ચાલ્યા ગયા.[૮૨] આ વેળા આશ્રમની સઘળી દિવ્ય રચના-શોભા એકાએક અદૃશ્ય થઈ ગઈ, અને આખો આશ્રમ પૂર્વના સરખોજ થઈ રહ્યો, પરંતુ એથી કાંઈ 'ભરદ્વાજમુનિએ એ માયા કરી હતી.' એવું કોઈથી પણ માની શકાય એમ ન હોતું; કેમકે સર્વ દેવતાઓના જવા પછી સઘળી રચના અદૃશ્ય થવા છતાં પણ, જે સૈનિકોએ મદિરાપાન કર્યું હતું તેઓ મદિરાના નશાને લીધે ઘણો દિવસ ચઢયા સુધી પણ તેવીને તેવીજ મદમત્ત અવસ્થામાં પડી રહ્યા હતા, સૈનિકોનાં શરીરપર ચર્ચેલાં સુગંધયુક્ત દિવ્ય અગુરૂ-ચંદનો જેમનાં તેમજ હતાં, તથા આમતેમ વેરાયલી અને મનુષ્યોના ઉપભોગમાં આવવાથી કરમાઇ ગયેલાં પુષ્પોવાળી સુંદર પુષ્પમાળાઓ પણ જેવીને તેવીજ સ્થળે સ્થળે પડી હતી.[૮૩]

**तथैव मत्ता मदिरोत्कटा नरास्तथैव दिव्यागुरुचन्दनोक्षिताः ॥ तथैव दिव्या विविधाः स्रगुत्तमाः पृथग्विकीर्णा मनुजैः प्रमर्दिताः ॥८३॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં એકાણુમો સર્ગ સંપૂર્ણ. ૯૧

## સર્ગ ૯૨ મો.

### ભરદ્વાજાશ્રમમાંથી વિદાય.

**ततस्तां रजनीं व्युष्य भरतः सपरिच्छदः ॥**
**कृतातिथ्यो भरद्वाजं कामादभिजगाम ह ॥१॥**

રાત્રિ વ્યતીત થતાં પ્રાતઃકાળે શ્રીમાન્ ભરત કે જેનું સારી રીતે આતિથ્ય થયું હતું તે પોતાની સેનાસહિત જાગ્રત થયા, અને નિત્યકર્મ આટોપીને, પોતાના જ્યેષ્ઠ બંધુ રામચંદ્રની પાસે જવા સારૂ મહર્ષિ ભરદ્વાજની આજ્ઞા માગવાને માટે હાથ જોડીને તેમની પર્ણશાળા પ્રત્યે ગયા.[1] એ વેળા મહર્ષિ ભરદ્વાજ અગ્નિહોત્રમાં હોમ કરી નિવૃત્ત થયા હતા, તેથી ભરતને હાથજોડીને પોતાની તરફ આવતો જોઈને તે ઉભા થયા; અને પર્ણશાળાની બહાર–ભરતની સામે આવીને પૂછવા લાગ્યા કે,–[2] "હે નિષ્પાપ ભરત! કેમ, મારા આશ્રમને વિષે વસતાં, તારી ગઈ રાત્રિ સુખેથી નિવૃત્ત તો થઈ ને? તારી સાથે આવેલા સર્વજનો મેં કરેલા આતિથ્યવડે સંતુષ્ટ તો થયા છે ને? તે મને કહે!"[3]

અત્યંત તેજવાળા મહર્ષિનું વચન સાંભળીને, મહાત્મા ભરતે તેમને પ્રણામ કરીને તથા હાથ જોડીને કહ્યું કે,[4] "હે ભગવાન્! હું મારી સંપૂર્ણ સેનાસહિત આપના આશ્રમને વિષે સુખેથી રહ્યો છું, આપે આપના અદ્ભુત પ્રભાવવડે સર્વ સેનાસહિત મારૂં ઉત્તમ આતિથ્ય કર્યું છે, અને અમે સર્વ આપે કરેલા આતિથ્યથી તૃપ્ત થયા છીએ.[5] હે મહર્ષિ! ઉત્તમ અન્ન–પાનાદિ પદાર્થો તથા ઇચ્છિત વસ્ત્રાલંકારો વગેરે પ્રાપ્ત થવાથી ગ્લાનિ અને સંતાપ રહિત થયેલા અમો સૌ આપના આશ્રમને વિષે અત્યંત સુખપૂર્વક રહ્યા છીએ.[6] હે ઋષિશ્રેષ્ઠ! હવે હું મારા મોટા ભાઈ રામચંદ્રની સમીપ જવાને માટે આપની આજ્ઞા માગું છું. સાંપ્રતમાં આપ મારાપર જેવી કૃપાદૃષ્ટિ રાખો છો, તેવી જ હવે વિશેષ કૃપાદૃષ્ટિ રાખજો.[7] હે ધર્મજ્ઞ ઋષિરાજ! આપ મને કૃપા કરીને કહો કે મારા ધાર્મિક વડિલબંધુ રામચંદ્રનો આશ્રમ ક્યાં હશે? તે આશ્રમ અહીંથી કેટલે દૂર હશે? અને વળી ત્યાં જવામાં કયો માર્ગ સુગમ પડશે?"[8]

એ પ્રમાણે પોતાના વડિલબંધુના દર્શનની લાલસાવાળા મહાત્મા ભરતે પૂછયું ત્યારે મોટા તપવાળા મહાતેજસ્વી ભરદ્વાજમુનિએ કહ્યું કે,[9] "હે ભરત! અહીંથી અઢી યોજન ઉપર એક નિર્જન અરણ્ય આવે છે, તેમાં રમણીય ઝરણાંવડે સુશોભિત વનવાળો 'ચિત્રકૂટ' નામનો પર્વત છે.[10] એ ચિત્રકૂટ-પર્વતની ઉત્તર બાજુએ ખીલેલાં પુષ્પોવાળાં વૃક્ષોથી ઢંકાયેલી અને રમણીય વનવાળી 'મંદાકિની' નામની નદી વહે છે.[11] હે તાત! એ મંદાકિનીનદીની સમીપમાંજ ચિત્રકૂટ-પર્વત છે; અને સીતા, રામ તથા લક્ષ્મણ, એઓ તે પર્વતમાંજ પર્ણશાળા બાંધીને વસે છે.[12] હે મહાભાગ! ત્યાં જવા સારૂ પ્રથમ તું આ યમુનાનદીના દક્ષિણ કિનારા પ્રત્યે જા, અર્થાત્ યમુનાનદી ઉતરીને સામે પાર જા. પછી ત્યાંથી કેટલેક દૂર જતાં મુખ્ય માર્ગને લાગતા બીજા બે માર્ગો આવશે, તેમાંથી દક્ષિણ દિશા તરફ જવાના માર્ગે તું પોતાની સેનાને ચલાવજે, એટલે તને રામચંદ્રનાં દર્શન થશે."

ભરત તથા ભરદ્વાજમુનિની ઉપર્યુક્ત વાતચિત સાંભળીને મહારાજા દશરથની કૌસલ્યા વગેરે સર્વ રાણીઓ કે જેઓ ઉત્તમ વાહનોમાંજ બેસી રહેવાને યોગ્ય હતી, તેઓ પોતપોતાનાં વાહનોનો ત્યાગ કરીને અર્થાત્ વાહનોમાંથી નીચે ઉતરીને, મહર્ષિ ભરદ્વાજને પ્રણામ કરવા માટે તેમને વીંટીને ઉભી રહી. તે સર્વમાંથી પ્રથમ દુઃખને લીધે શરીરે કૃશ થઇ ગયેલાં તથા થરથર ધ્રુજતાં મહારાણી કૌસલ્યાએ અને સુમિત્રાએ પૃથ્વીપર પડી, પોતાના બન્ને હસ્તવડે મહર્ષિના ચર-

ષોને ગ્રહણ કરી વંદન કર્યું. પછી જેનો મનોરથ નિષ્ફળ નિવડયો હતો તથા જે સર્વ લોકમાં નિંદાપાત્ર થઈ હતી એવી ભરતની માતા કૈકેયીએ પણ લજ્જાથી નીચું મુખ કરીને મહર્ષિના ચરણોનું વંદન કર્યું અને તેમની પ્રદક્ષિણા કરીને ભરતની સમીપ દીનમનુષ્યની પેઠે ઉભી રહી.

આ સઘળું જોઇને, મહામુનિ ભરદ્વાજે ભરતને પૂછયું કે:-[૧૭-૧૮] "હે રઘુકુળમાં ઉત્પન્ન થયેલા મહાત્મા ભરત! હું તારી આ માતાઓનાં નામ જાણવાને ઇચ્છું છું; તું મને તેમની ઓળખાણ કરાવ."

ભરદ્વાજમુનિનું વચન સાંભળીને બોલવામાં ચતુર અને ધર્મનિષ્ઠ ભરતે હાથ જોડીને કહ્યું કે, "હે ભગવન્! (હાથથી દેખાડીને) શોક તથા અપવાસને લીધે કૃશ થઈ ગયેલાં, દીન તથા દેવીસમાન સ્વરૂપવાળાં આ જે મારા પિતાનાં જ્યેષ્ઠ સ્ત્રીને તમે જુઓ છો, તે જ એ સિંહસરખી ગતિવાળા પુરુષવ્યાઘ્ર રામચંદ્રની માતા કૌસલ્યા છે, તેમણેજ અદિતિએ જેમ ઉપેંદ્રને જન્મ આપ્યો હતો તેમ મારા વડિલબંધુ રામચંદ્રને જન્મ આપ્યો છે. તેમની ડાબી બાજુએ ઉભેલી, અત્યંત દુઃખને લીધે ઉદાસ ચિત્તવાળી અને વનને વિષે જેનાં પુષ્પ ખરી પડયાં હોય એવી કર્ણેર વૃક્ષની શાખા જેવી નિસ્તેજ જણાતી (હાથથી દેખાડીને) આ દેવી સુમિત્રા છે; તે મારા પિતા દશરથરાજાની મધ્યમ સ્રી છે. દેવસમાન સ્વરૂપવાળા અને સત્ય પરાક્રમવાળા મહાત્મા લક્ષ્મણ અને શત્રુઘ્ન, એ બન્ને ભાઇઓ આ સુમિત્રાનાજ પુત્રો છે.[૨૪] હે મહર્ષિ! જેને લીધે મારા આર્યભ્રાતા રામચંદ્રને પોતાનો જીવ જોખમમાં આવી પડે એવા ભયંકર વનમાં જવું પડયું છે તથા જેને લીધે મહારાજા દશરથ પુત્રવિયોગના દુઃખને પામી સ્વર્ગે સીધાવી ગયા છે,[૨૫] તે (હાથથી દેખાડીને) આ ક્રૂર સ્વભાવવાળી, કૈકેયી, કે જે અત્યંત ક્રોધવાળી, અપક્વ બુદ્ધિવાળી, ગાવિષ્ઠ, પોતાનેજ મોટી માનનારી, ઐશ્વર્ય પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળી અને અનાર્ય સ્વભાવની છતાં ઉપરથી આર્ય સ્રીસરખી દેખાય છે તે મારી માતા અને મહારાજા દશરથની કનિષ્ઠ સ્રી છે. હે મહારાજ! હું તો એમજ સમજું છું કે આ કૈકેયીના પાપી નિશ્ચયથીજ મને આવું મહાન્ ભયંકર કષ્ટ પ્રાપ્ત થયું છે."[૨૬,૨૭]

એટલું બોલતાં, મહાત્મા ભરત ગદ્ગદ કંઠ થઇ ગયા; અને તે પછી આગળ કાંઈપણ બોલી શક્યા નહિ. એ વેળા કૈકેયીપરના કોપને લીધે ભરતનાં નેત્ર લાલચોળ થઈ ગયાં, અને ક્રોધ પામેલા નાગની પેઠે તે ફુંફાડા મારવા લાગ્યા.[૨૮] ત્યારે વાક્યના તત્ત્વને સમજનારા મહાબુદ્ધિમાન મહર્ષિ ભરદ્વાજે તેનું આશ્વાસન કરતાં કહ્યું કે,[૨૯] "હે રાજપુત્ર! તું તારી માતા કૈકેયીને વિષે એવી દોષદૃષ્ટિ કરીશ નહિ, કેમકે રામચંદ્રનું વનગમન તો સમગ્રદેવો તથા ઋષિઓને સુખ આપનારૂં થશે.[૩૦] હે ભરત! મહાત્મા રામચંદ્રના વનમાં જવાથી શુદ્ધ અંતઃકરણવાળા દેવ, દાનવ તથા ઋષિઓનું અવશ્ય પરમ હિત થવાનું છે."[૩૧]

એવી રીતે મહર્ષિ ભરદ્વાજે ભરતનું અનેક પ્રકારે આશ્વાસન કર્યું તથા તેને અનેક આશીર્વાદ આપ્યા. ત્યારપછી મહાત્મા ભરતે તેમની પ્રદક્ષિણા કરીને તથા તેમની આજ્ઞા લઇને, ચિત્રકૂટપર્વત પ્રત્યે જવા સારૂ સૈન્યને સજ્જ થવાની આજ્ઞા કરી.[૩૨] ભરતની આજ્ઞા થતાંજ સેનાના સર્વ યોદ્ધાઓ પોત-પોતાનાં અશ્વો, રથો તથા હસ્તીઓ વગેરે અનેક પ્રકારનાં વાહનોને સુવર્ણના સાજથી સજ્જ કરીને તેપર સ્વાર થઈ અનુક્રમે ચાલવા થયા.[૩૩] સોનાની સાંકળે બાંધેલી ઘંટાઓવાળા હાથીઓ તથા હાથિણીઓ, ગ્રીષ્મઋતુના અંતમાં ગડગડાટ શબ્દ કરતા મેઘમંડળની પેઠે સેનાને શોભાવતાં પ્રયાણ કરવા લાગ્યાં.[૩૪] સર્વ મનુષ્યો પોતપોતાનાં નાનાં-મોટાં અનેક પ્રકારનાં વાહનોમાં બેસીને વિદાય થયાં.

પગપાળાઓ પગે ચાલવા લાગ્યા.[૩૫] રામચંદ્રનાં દર્શનની આતુરતાવાળી કૌશલ્યા વગેરે સર્વ રાણીઓ પણ ઉત્તમોત્તમ રથો તથા શિબિકાઓ આદિ વાહનોમાં બેસીને ચાલતી થઇ.[૩૬] સૌની પાછળ શ્રીમાન ભરત ચંદ્ર અને સૂર્ય સરખી કાંતિવાળી પાલખીમાં બેસીને, પોતાના મુખ્ય મુખ્ય અધિકારી વર્ગની સાથે વિદાય થયા.[૩૭] અનેક હસ્તીઓ તથા અશ્વોથી વ્યાપ્ત એવી એ મોટી સેના જેમ આકાશમાં ચઢેલું મોટું મેઘમંડળ દક્ષિણદિશાને ઘેરી વળે, તેમ દક્ષિણદિશાનો માર્ગ ઘેરીને, ગંગાનદીના પશ્ચિમભાગમાં આવેલાં અનેક પર્વતો, નદીઓ તથા મૃગો અને પક્ષીઓએ સેવેલાં વનોનું ઉલ્લંઘન કરતી જવા લાગી.[૩૮,૩૯] અત્યંત હર્ષ પામેલા હાથી, અશ્વ તથા યોદ્ધાઓવાળી ભરતની સેના વનમાંનાં મૃગો અને પક્ષીઓને ત્રાસ ઉપજાવતી, મહાવનમાં પ્રયાણ કરવા લાગી.[૪૦]

सा संप्रहृष्टद्विपवाजियूथा वित्रासयन्ती मृगपक्षिसंघान् ॥ महद्वनं तत्प्रविगाहमाना रराज सेना भरतस्य तत्र ॥४०॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં બાણુમો સર્ગ સંપૂર્ણ ૯૨

---

## સર્ગ ૯૩ મો.

### ભરતનું ચિત્રકૂટ સમીપ પહોંચવું.

तया महत्या यायिन्या ध्वजिन्या वनवासिनः ।
अर्दिता यूथपा मत्ताः सयूथाः संप्रदुद्रुवुः ॥१॥

ભારે દબદબાથી જતી મોટી સેનાને જોઇને તેના ભયને લીધે વનમાંનાં મદોન્મત્ત સિંહો તથા હસ્તીઓ વગેરે બળવાન પ્રાણિઓ પણ પોતાનાં યૂથોસહિત નાસ-ભાગ કરવા લાગ્યાં.[૧] પર્વતો તથા નદીઓમાં ફરતાં રીંછો અને પૃષત* તથા રૂરુ+ જાતિનાં મૃગો ભરતની સેનાને જોઇને ભયને લીધે જ્યાં ત્યાં સંતાઇ જવા લાગ્યાં.[૨] એ પ્રમાણે દશરથપુત્ર ધર્માત્મા ભરત મોટો કોલાહલ કરતી ચતુરંગિણી સેનાસહિત ચિત્રકૂટ પ્રત્યે જવા લાગ્યા.[૩] મહાત્મા ભરતની સમુદ્રસરખી મોટી સેનાવડે, જેમ વર્ષાઋતુમાં મેઘવડે આકાશ આચ્છાદિત થાય છે, તેમ સઘળી પૃથ્વી (ચાલવાનો માર્ગ) આચ્છાદિત થઇ રહી હતી; અને અનેક અશ્વો તથા હસ્તીઓવડે વ્યાપ્ત થયેલી પૃથ્વી કેટલાક સમય સુધી જોવામાં પણ આવતી ન હતી.[૪,૫] દરમજલ કરતાં, જ્યારે ઘણોક માર્ગ કાપી નાખ્યો; અને સર્વ વાહનો થાકી ગયાં ત્યારે દૂરથી પર્વતોની હાર તથા તેપરથી વહેતાં નિર્મળ ઝરણાં દેખાવા લાગ્યાં; એટલે અત્યંત આનંદ પામીને શ્રીમાન ભરતે પોતાના મંત્રીઓમાં મુખ્ય એવા મહર્ષિ વસિષ્ઠને કહ્યું કે:-[૬]

"હે ગુરુવર્ય! મહર્ષિ ભરદ્વાજે આપણી આગળ ચિત્રકૂટના પ્રદેશનું જેવું વર્ણન કર્યું હતું તેવોજ આ પ્રદેશ દેખાય છે; માટે મનેતો લાગે છે કે હવે આપણે જરૂર તે પ્રદેશની સમીપ આવી પહોંચ્યા છીએ.[૭] હે ગુરૂદેવ! જુઓ આ પર્વતની હાર શરૂ થાય છે. માટે આજ ચિત્રકૂટપર્વત હશે, અને આ, સામે રમણીય તટોવાળી સરિતા જણાય, તેજ મંદાકિનીનદી હશે. અહો! પેલું દૂરથી જણાતું કાળા મેઘ સરખું શ્યામ વન કેવું સુંદર લાગે છે![૮] પણ રે, સાંપ્રતમાં મારી સેનામાંના પર્વતસમાન દેહવાળા હસ્તીઓ ચિત્રકૂટ પર્વતનાં શિખરોને પીડિત કરી રહ્યા છે![૯] જુઓતો ખરા, આ મોટાં મોટાં વૃક્ષો હાથીઓની સુંઢના ઘસારાથી કંપાયમાન થવાને લીધે, જેમ વર્ષાઋતુમાં શ્યામવર્ણનાં મેઘમંડળ જળ વર્ષાવે, તેમ પર્વતપર સુંદર પુષ્પોને વર્ષાવી રહ્યાં છે."[૧૦]

મહર્ષિ વસિષ્ઠ ગુરૂ પ્રત્યે એટલું કહીને પછી, શ્રીમાન ભરતે શત્રુઘ્નને સંબોધી કહ્યું કે,-"હે શત્રુઘ્ન! તેં આ ચિત્રકૂટપર્વતની તળેટી જોઇ ને? અહો! આપણી સેનાના અશ્વો તથા

* પૃષત-ટીપકીઓવાળા હરિણ.
+ રૂરુ-ટીપકીઓવિનાનાં હરિણ.

હસ્તીઓથી ચારે તરફ વ્યાપ્ત થઈ ગયેલી આ પર્વતની તળેટી મોટાં મોટાં મત્સ્યોથી વ્યાપ્ત થયેલા સમુદ્ર સરખી શોભે છે! [11] અહો! જુઓ, શરદ્ઋતુમાં જેમ આકાશને વિષે વાયુથી પ્રેરાયેલાં શીઘ્ર ગતિવાળાં વાદળ શોભે તેમ આપણી સેનાના યોદ્ધાઓથી ભય પામીને ઉતાવળે ન્હાસી જતાં આ મૃગો કેવાં શોભી રહ્યાં છે. [12] અહો! જેવી રીતે દક્ષિણ બાજુના લોકો પોતાનાં મસ્તકપર મેઘ જેવી પ્રકાશમાન અને ઢાલના જેવી મોટી પાઘડી બાંધે છે, તેવી રીતે આ વૃક્ષોએ પોતાની શાખાઓ ઉપર સુગંધયુક્ત અનેક પુષ્પ-ગુચ્છો ધારણ કર્યા છે! [13] અરે! પ્રથમતો આ વન નિર્જન હોવાને લીધે ઘણુંજ ભયંકર હતું; પરંતુ હાલમાં આપણા આગમનને લીધે, મનુષ્યોથી વ્યાપ્ત અયોધ્યાનગરી-સરખું ભાસે છે! [14] અહો! આપણા અશ્વાદિ વાહનોની ખરીઓથી ઉડેલી રજ છેક આકાશપર્યંત પહોંચી ચૂકી છે; પરંતુ વાયુ, જાણે મારૂં પ્રિયજ કરતો હોયની? એમ તે રજને દૂર ઉશાડી મૂકે છે; અર્થાત્ વાયુના ઝપાટાથી મારી આગળ ઉડતી રજ દૂર જાય છે, અને એથી મને મારા પ્રિયબંધુ રામચંદ્રના નિવાસરૂપ ચિત્રકૂટપર્વતનું દર્શન થયા કરે છે. [15] હે શત્રુઘ્ન! તું જોતો ખરો, મુખ્ય મુખ્ય સારથિઓએ હંકારેલા અને ઉત્તમ અશ્વોવાળા આપણા રથો આવા વિષમ અરણ્યને વિષે પણ શીઘ્ર ગતિથી ચાલ્યા આવે છે! અર્થાત્ આવા વિષમ સ્થળોમાં વાહનો શીઘ્ર ગતિથી ચાલે છે એ પણ આપણને ઇષ્ટપ્રાપ્તિ (રામદર્શન) થશે એમ સૂચવે છે. [16] વળી હે ભાઈ! જુઓ, રમણીય સ્વરૂપવાળા આ મયૂરો સૈન્યથી ત્રાસ પામીને સ્થળે સ્થળેથી ઉડી ઉડીને પર્વતનાં શિખરોપર ચઢી જાય છે, તેમજ બીજાં પણ અનેક પક્ષીઓ પોતપોતાનાં નિવાસ સ્થાનરૂપ વૃક્ષોમાં સંતાઈ જાય છે! [17] હે નિષ્પાપ શત્રુઘ્ન! આ પ્રદેશ મને ઘણોજ મનોહર-રળીયામણો લાગે છે, માટે હું તો ધારૂંછું કે તપસ્વીઓને નિવાસ કરવા યોગ્ય સ્વર્ગપ્રદેશ આજ હશે. [18] અહો! આ પ્રદેશને વિષે શરીરપર અનેક રંગના બિંદુઓ (ટીપકીઓ) વાળાં અને મનને હર્ષ ઉપજાવે એવાં સ્વરૂપવાળાં પૃષત જાતિનાં હરિણો તથા હરિણીઓ, જાણે અનેક પ્રકારનાં પુષ્પોવડે શણગારેલાંજ હોયની, એવાં સ્થળે સ્થળે નજરે પડે છે! [19] હે ભાઈ! આપણે ભરદ્વાજમુનિએ વર્ણવેલા ચિત્રકૂટપર્વતપર આવી પહોંચ્યા છીએ, તેથી હવે અહીંથી આપણી સેનામાંના વિચક્ષણ સૈનિકોને આગળ મોકલીને, આપણે આપણા પ્રિય બાંધવ પુરુષવ્યાઘ્ર રામ-લક્ષ્મણની શોધ કરાવવી જોઈએ." [20]

શ્રીમાન્ ભરતનાં વચન સાંભળીને, શત્રુઘ્ન તુરતજ પોતાની સેનામાંના કેટલાએક વિચક્ષણ યોદ્ધાઓને રામ-લક્ષ્મણની તપાસ કરવા અર્થે આગળથી મોકલ્યા. તે શૂરવીર યોદ્ધાઓ પણ પોત-પોતાનાં હથીયારો લઈને વનમાં પ્રવેશ કરી, ચારે બાજુ તપાસ કરવા લાગ્યા. એટલામાં દૂરથી, આકાશ તરફ જતો અગ્નિનો ધૂમાડો તેઓના જોવામાં આવ્યો. [21] ત્યારે તો તેઓ સર્વ હર્ષભેર પાછા આવીને ભરતને કહેવા લાગ્યા કે, "હે રાજકુમાર! મનુષ્ય વિનાના અરણ્યને વિષે દાવાગ્નિ સિવાય બીજો અગ્નિ હોય નહિ. પરંતુ અમોએ આ પર્વતની ઉપર વનને વિષે દૂરથી અગ્નિનો ધૂમાડો દીઠો છે, માટે અવશ્યે કરી રામ-લક્ષ્મણ એટલામાંજ હોવા જોઇએ. [22] તપાસ કરતાં નરવ્યાઘ્ર એવા તે બન્ને ભાઈઓ એટલામાં નહિ હોય તોપણ તેમના સરખા કેટલાએક તપસ્વીઓ તો હશેજ, માટે આપણે એટલામાં શોધ તો કરવી જોઇએ." [23]

સૈનિકોનું ઉત્તમ વચન સાંભળીને, શત્રુસૈન્યનું મર્દન કરવામાં સમર્થ શ્રીમાન્ ભરતે પોતાના સર્વ સૈનિકોને કહ્યું કે, [24] "તમે સૌ સાવધ થઇ અહીંયાંજ ઉભા રહો. તમારે અહીંથી આગળ જવાનું પ્રયોજન નથી. હવે

હું પોતેજ સુમંત્ર તથા ધૃતિ વગેરે મંત્રીઓની સાથે, રામચંદ્રની શોધ કરવા માટે વનમાં જઈશ."૨૫ ભરતની એવી આજ્ઞા સાંભળી, સઘળી સેના ત્યાં આગળજ ઉભી રહી; અને શ્રીમાન્ ભરતે જ્યાં ધૂમાડો જણાતો હતો, ત્યાં દૃષ્ટિ નાંખી.૨૬

આ વેળા શ્રીમાન્ ભરતની આજ્ઞાથી ઉભી રહેલી સઘળી સેના "ભરતે ધૂમવાળા પ્રદેશની શોધ કરવા માંડી છે, તેથી હવે થોડા સમયમાં આપણને રામચંદ્રનું દર્શન થશે." એમ જાણી અત્યંત હર્ષ પામવા લાગી.૨૭

व्यवस्थिता या भरतेन सा चमूर्निरीक्षमाणापि च भूमिमग्रतः ॥ बभूव हृष्टा न चिरेण जानती प्रियस्य रामस्य समागमं तदा॥२७॥

ઇતિ શ્રીવાલ્મીકિય રામાયણે આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ત્રાણુમો સર્ગ સંપૂર્ણ. ૯૩.

## સર્ગ ૯૪ મો.

### રામ અને સીતા-ચિત્રકૂટવર્ણન.

दीर्घकालोषितस्तस्मिन्गिरौ गिरिवरप्रियः ।
वैदेह्याः प्रियमाकांक्षन्स्वं च चित्तं विलोभयन् ॥१॥

(અયોધ્યામાંથી નીકળી અનેક વનમાર્ગોનું ઉલ્લંઘન કરતા શ્રીમાન્ ભરત છેક ચિત્રકૂટપર્વતની તળેટીમાં આવી પહોંચ્યા અને સેનાને એક સ્થળે ઉભી રાખીને પોતે રામચંદ્રની શોધ કરવા નીકળ્યા ત્યાં સુધીમાં ચિત્રકૂટપર વસતા મહાત્મા રામચંદ્ર સતીશિરોમણિ સીતાની સાથે કેવી લીલા કરતા હતા તે હવે આપણે જોઈએ.)

ચિત્રકૂટપર્વતપર ઘણો કાળ વસવાથી રામચંદ્રને તે પર્વત અત્યંત પ્રીતિકર થઈ પડયો હતો. અયોધ્યાનો ત્યાગ કરી ભયંકર વનમાં આવેલાં પોતાની પત્ની સીતાના મનમાં કાંઈ પણ ખેદ થાય નહિ, તેમજ પોતાનું ચિત્તપણ ઉદાસીન થાય નહિ એટલા માટે દશરથનંદન રામચંદ્ર કેટલીકવાર સાંજના પહોરના સીતાને સાથે લઈને, વનની શોભા નીરખવાને નીકળતા હતા. કોઈ દિવસે ચિત્રકૂટની પૂર્વ તરફ તો કોઈ દિવસે દક્ષિણ તરફ, એમ પ્રત્યેક દિવસે વારા ફરતી દિશાઓમાં જઈને સતીશિરોમણિ સીતાને ચિત્રકૂટની શોભાનું વર્ણન કરતાં, ઇંદ્ર જેમ પોતાની પત્ની શચિને કહે તેમ કહેતા હતા કે:-૧,૨" હે કલ્યાણિ ! હું રાજ્યભ્રષ્ટ થયેલું તથા સગાંસંબંધીઓ વિનાના અરણ્યમાં આવીને રહેલું છતાં આ રમણીય સ્થાનમાં રહેવાથી મારા મનમાં કાંઈ પણ ખેદ થતો નથી.૩ હે દેવિ ! જુઓ તો, અનેક જાતનાં પક્ષીઓ તથા ગેરૂ વગેરે ધાતુઓથી વ્યાપ્ત અને જાણે આકાશને સ્પર્શ કરતાં હોયની એવાં મોટાં મોટાં શિખરોવડે આ ચિત્રકૂટપર્વત કેવો શોભી રહ્યો છે !૪ અહો ! આ પર્વતને વિષે અનેક ધાતુઓવાળાં કેટલાંક સ્થળો રૂપા સરખાં શ્વેત, કેટલાંક રૂધિર સરખાં રક્તવર્ણાં, કેટલાંક પીળા રંગનાં, કેટલાંક મજીઠીયા રંગનાં, કેટલાંક ઉત્તમ મણિ-હીરાસમાન ચળકતાં, કેટલાંક પુષ્પરાગ (પોખરાજ) સરખાં સફેદ, કેટલાંક સ્ફટિકસમાન નિર્મળ, કેટલાંક કેવડા જેવા રંગવાળાં, કેટલાંક નક્ષત્ર-તારાગણસરખાં ચિત્ર-વિચિત્ર અને કેટલાંક પારા જેવાં ચળકતાં શોભી રહ્યાં છે !૫,૬ વળી એક મોટું આશ્ચર્ય તો એ છે કે, આ પર્વતને વિષે અનેક પ્રકારનાં મૃગો આમતેમ ભ્રમણ કરી રહ્યાં છે, તો પણ અત્રે વસતાં સિંહ, વ્યાઘ્ર, તથા રીંછ વગેરે ક્રૂર પ્રાણીઓ તેમાંના કોઈ પણ મૃગની હિંસા કરતાં નથી ! હે પ્રિયા ! અનેક જાતનાં હિંસાદિ દોષ વિનાનાં પ્રાણીઓ તથા ઘણાં પક્ષીઓથી વ્યાપ્ત આ પર્વત બહુજ શોભા આપે છે.૭ વળી સુગંધયુક્ત પુષ્પો, અનેક પ્રકારનાં ફળો તથા ઘાટી છાયા વગેરેથી વટેમાર્ગુઓનાં મનને આનંદ આપનારાં આંબા, જાંબુ, પીતસાર, રોહીડા, પ્રિયાલ, પનસ, ધાવડા, અંકોલ, મોટાં તમાલ, બીલી, ટેંબુરણી,

વાંસ, મધુપર્ણિકા, લીંબડા, વરણ, મહુડા, તિલક, બોરડી, આંમલી, કદંબ, નેતર, ઈંદ્રયવ તથા દાડમડી વગેરે અનેક વૃક્ષોથી આ ચિત્રકૂટપર્વત પોતાની શોભામાં ઘણોજ વધારો કરે છે![૮,૧૦] હે ભદ્રે! આ પર્વતનાં રમણીય સ્થળોને વિષે પોતાની સ્ત્રીઓની સાથે યથેચ્છ વિહાર કરતા પેલા કિન્નરોને તો જુઓ.[૧૧] વળી જુઓ, તેઓથી થોડેક દૂર વિદ્યાધરો તથા તેઓની સ્ત્રીઓને ક્રીડા કરવાનાં સ્થાન કેવાં મનોહર જણાય છે? અરે, જુઓ, જુઓ, ક્રીડામાં આસક્ત થયેલા એ વિદ્યાધરોની તલવારો તથા તેઓની સ્ત્રીઓનાં વસ્ત્રો વૃક્ષોની શાખાઓ ઉપર કેવાં લટકી રહ્યાં છે?[૧૨] હે દેવિ! કેટલેક સ્થળે ઘણે ઉંચેથી પડતા જળના ધોધને લીધે વિદીર્ણ થયેલા પ્રદેશમાંથી નાના નાના જળના ઝરા ઝવી રહ્યા છે, તેથી આ ચિત્રકૂટ પર્વત મદ ઝરતા હાથીના સરખો શોભે છે![૧૩] અહો! આ ગુફાઓના મુખમાંથી નીકળતો અને ઘ્રાણેંદ્રિયને તૃપ્ત કરતો વાયુ અનેક પ્રકારનાં પુષ્પોના સુગંધો લાવીને ક્યા મનુષ્યને હર્ષ નથી પમાડતો?[૧૪] હે અનંદિતા! તમારી તથા લક્ષ્મણની સાથે અહીં સેંકડો વર્ષો સુધી રહેવામાં પણ મને કોઈ પ્રકારનો શોક થાય તેમ નથી,[૧૫] કેમકે અનેક પક્ષીઓથી વ્યાપ્ત તથા ઘણાં પુષ્પો અને ફળોવાળા આ રમણીય પર્વતને વિષે મને બહુજ પ્રીતિ ઉત્પન્ન થાય છે.[૧૬] હે સાધ્વિ! આ વનવાસથી તો મને બે ફળ પ્રાપ્ત થયાં છે; એક તો હું પિતાનું વચન પાળવારૂપ ધર્મથી તેમના ઋણમાંથી મુક્ત થયો છું, અને બીજું મારા નાના ભાઈ ભરતને રાજ્ય આપી મેં તેનું પ્રિય કર્યું છે.[૧૭] હે વૈદેહિ! આ ચિત્રકૂટને વિષે મન, વાણી તથા શરીરને ગમતા અનેક પદાર્થોનું અવલોકન તથા ઉપભોગ કરતાં; મારી સાથે રહેવામાં તમને સુખ પડે છે કે નહિ?[૧૮] હે સતિ! અમારા મનુ આદિ પૂર્વજોએ તથા બીજા કેટલાએક વિદ્વાન્ રાજર્ષિઓએ રાજાઓને માટે તો આવી રીતે નિયમપુરઃસર વનમાં વસવું, તેનેજ અમૃતરૂપ અને મરણ પછી પરલોકમાં સુખ આપનારૂં તથા ઐહિક સંસારના ક્લેશોને નિવૃત્ત કરનારૂં કહેલું છે.[૧૯] હે કલ્યાણિ! જુઓ, આ પર્વતને વિષે ચારે બાજુ લીલી, કાળી, પીળી, ધોળી અને લાલ વગેરે અનેક રંગની સેંકડો વિશાળ શિલાઓ પડી છે![૨૦] વળી આ પર્વતને વિષે રાત્રિમાં પોતાનીજ કાંતિથી પ્રકાશમાન થતી હજારો દિવ્ય ઔષધીઓ અગ્નિની શિખાની પેઠે જળહળી રહે છે.[૨૧] હે ભામિનિ! જુઓ, આ પર્વતને વિષે કેટલાંક સ્થળો તો અનેક વૃક્ષોને લીધે ઘાટાં હોવાથી મનુષ્યોને રહેવાનાં ઘર સરખાં, કેટલાંક સુગંધયુક્ત પુષ્પવાળાં વૃક્ષોને લીધે બગીચા સરખાં અને કેટલાંક અનેક મનુષ્યો બેસી શકે એવી ઘણીજ વિશાળ એકાદ શિલાવાળાં જણાય છે![૨૨] આ આખો ચિત્રકૂટપર્વત જાણે પૃથ્વીને ભેદીનેજ બહાર નીકળ્યો હોયની, એવો દેખાય છે; અને તેની ચારે બાજુનો અગ્રભાગ ઘણોજ રળીયામણો જણાય છે![૨૩] હે દેવિ! આ વૃક્ષોની કુંજોમાં સૂનાં પડેલાં કામી સ્ત્રી-પુરૂષોનાં બિછાનાં તો જુઓ! કે જેના ઉપર કુષ્ઠ,+ સ્થગર,* નાગકેસર અને ભૂર્જપત્રનાંફ કોમળ પાંદડાં બિછાવ્યાં છે; તથા જેઓની ચારે બાજુ પ્રફુલ્લિત કમળો શોભી રહ્યાં છે![૨૪] હે વનિતા! જુઓ, કામી સ્ત્રી-પુરૂષોએ ચોળી નાખેલી તથા તોડી નાખેલી આ કમળપુષ્પોની અનેક માળાઓ અને તેઓએ ભક્ષણ કરવાને તોડેલાં અનેક ફળો અત્રે પડેલાં જણાય છે.[૨૫] અહો! હું ધારૂં છું કે, અનેક વિધનાં સ્વાદિષ્ટ કંદ-મૂળ, ફળ તથા જળયુક્ત આ ચિત્રકૂટપર્વત કુબેરની અલકાપુરી, ઇંદ્રની અમરાવતી અને ઉત્તરાખંડમાંનાં ચૈત્રરથ વગેરે વનો કરતાં પણ અધિક રળીયામણો છે."[૨૬]

"હે સીતા! જો હું તમારી તથા લક્ષ્મણની સાથે ઉત્તમ નિયમોને પાળતાં, સત્પુરૂષોએ

+ નીલકમળ * પુષ્કરવા નામનું વૃક્ષ, ફ ભોજપત્ર

સેવેલા માર્ગને અનુસરી, ચૌદવર્ષપર્યંત વનમાં વિહાર કરતો રહીશ, તો અવશ્ય આપણા કુળધર્મની વૃદ્ધિ થાય એવા પરમ સુખને પ્રાપ્ત થઈશ." ૨૭

इमं तु कालं वनिते विजह्निवांस्त्वया च सीते सह लक्ष्मणेन ॥ रतिं प्रपत्स्ये कुलधर्मवर्धिनीं सतां पथि स्वैर्नियमैः परैः स्थितः ।२७।

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં ચોરાણુમો સર્ગ સંપૂર્ણ. ૯૪

---

## સર્ગ ૯૫ મો.

રામ અને સીતા-મંદાકિનીવર્ણન.

अथ शैलाद्विनिष्क्रम्य मैथिलीं कोसलेश्वरः ॥ अदर्शयच्छुभजलां रम्यां मंदाकिनीं नदीम् ।१।

ત્યાર પછી કોઈ એક દિવસે સાંજના, કમળનેત્ર રામચંદ્ર સતીશિરોમણિ સીતા-સહિત એ પર્વતની ઉત્તર દિશા તરફ ફરવા નીકળ્યા. પર્વતથી ઉતરી નિર્મળ જળવાળી મંદાકિની નદી આગળ આવીને રામચંદ્ર ચંદ્રવદની જાનકીને એ રમણીય નદીનું વર્ણન કરતાં કહેવા લાગ્યા કેઃ–[1,2] "હે કલ્યાણિ! જુઓ, આ વિચિત્ર કિનારાવાળી અને હંસ તથા સારસાદિ પક્ષીઓએ સેવેલી રમણીય મંદાકિની નદી કેવી શોભે છે? અહો! તેના બન્ને તટોપર ખીલેલાં પુષ્પોવાળાં અનેક પ્રકારનાં વૃક્ષો ફળ-પુષ્પના ભારથી લચી રહ્યાં છે; અને ચારે બાજુથી જોતાં, આ નદી આપણા પિતા દશરથરાજાના રાજ્યમાં વહેતી સરયૂ નદીના જેવી સાક્ષાત શોભા આપે છે![3,4] હે જાનકિ! નિરંતર અનેક મૃગનાં ટોળાં જેનું પાન કરે છે એવું આ મંદાકિનીનું ડોહોળાયેલું જળ તથા તેમાં ઉતરવાના અથવા તે તરફ જવાના માર્ગો સાંપ્રતમાં મને ઘણાજ પ્રીતિકર લાગે છે![5] હે પ્રિયા! જુવો, આ જટા તથા મૃગચર્મ ધારણ કરનારા અને ઉત્તરીય વસ્ત્રની જગ્યાએ વલ્કલ ઓઢનારા ઋષિઓ આ પવિત્ર નદીમાં સ્નાન કરે છે![6] હે વિશાલાક્ષિ! આ પવિત્ર વ્રતવાળા કેટલાએક ઋષિઓ નિયમપૂર્વક ઉંચા હાથ રાખીને સૂર્યનું ઉપસ્થાન કરે છે.[7] વાયુના સપાટાથી કંપાયમાન થયેલી શાખાઓવાળાં ચિત્રકૂટપર્વતપરનાં આ વૃક્ષો મંદાકિની નદીની ચોમેર પુષ્પો વર્ષાવી રહ્યાં છે, તેથી જાણે આખો પર્વત નૃત્ય કરવામાં પ્રવૃત્ત થયો હોય, એવું ભાસે છે![8] વળી, જુઓ!! કેટલેક સ્થળે આ મંદાકિની નદીનું જળ મણિ-હીરાના જેવું ચળકી રહ્યું છે, કેટલેક સ્થળે તેના કિનારાપર સુંદર રેતી શોભી રહી છે, અને કેટલેક સ્થળે તેના જળમાં સિદ્ધલોકો વિહાર કરી રહ્યા છે![9] હે તનુમધ્યમા! જુઓ!! વાયુના સપાટાને લીધે વૃક્ષોપરથી ખરી પડેલાં આ પુષ્પોના ઢગલા ચારે બાજુ વિખરાઈ જાય છે; અને મંદાકિનીના પ્રવાહમાં પડેલાં પુષ્પો જળપર તરતાં જણાય છે![10] હે કલ્યાણિ! આ તરફ તો જુઓ!! મનોહર વાણીવાળાં આ ચક્રવાક પક્ષીઓ મધુર શબ્દો કરતાં પુષ્પોના ઢગલા ઉપર ચઢીને કેવી ક્રીડા કરી રહ્યાં છે![11] હે શોભના! તમારા સમાગમમાં રહીને તથા આવી અત્યંત રમણીય મંદાકિની નદી અને ચિત્રકૂટની શોભા જોઈને મને અયોધ્યાકરતાં પણ અધિક સુખનો અનુભવ થાય છે![12] હે જનકનંદિનિ! ચાલો, આજે શમ, દમ તથા તપશ્ચર્યાદિ સાધનસંપન્ન મોટા મોટા નિષ્પાપ સિદ્ધોએ તથા તપસ્વીઓએ નિરંતર સેવેલી આ મંદાકિની સરિતાને વિષે આપણે સ્નાન કરીએ[13]. હે સીતા! આ મંદાકિનીને વિષે ઉગેલાં શ્વેત તથા રક્ત કમળોને, પોતાના મુખની કાંતિવડે જાણે લજ્જાયમાન કરતા હો તેમ તમે સખીની પેઠે ક્રીડા કરો.[14] હે વનિતા! હવે આપણે આવાં અરણ્યોને વિષેજ વસવાનું છે, માટે અહીંયાં રહેલાં સર્પાદિ પ્રાણીઓને અયોધ્યાવાસી જનો, આ ચિત્રકૂટને અયોધ્યા તથા આ મંદાકિનીને સરયૂ ગણીને તમારે

સંતોષ માનવો.[૧૫] હે વૈદેહિ ! ધર્માત્મા લક્ષ્મણ નિરંતર મારી આજ્ઞા પ્રમાણેજ વર્તે છે; અને તમે પણ મને અનુકૂળ વર્તીને, મારા અંતઃકરણમાં પ્રીતિ ઉપજાવો છો.[૧૬] હે સીતા ! આ મંદાકિનીમાં ત્રિકાળ સ્નાન કરીને તથા વનમાં ઉત્પન્ન થતાં મધુ (પુષ્પરસ,) કંદમૂળ તથા ફળાદિકનો આહાર કરીને પણ તમારી સાથે રહેવાથી મને અયોધ્યા નગરની કે આખા અયોધ્યારાજ્યની પણ ઇચ્છા થતી નથી.[૧૭] અહો ! આ રમણીય મંદાકિની, કે જેને હાથીનાં ટોળાંએ ડોહોળી નાખેલી છે, અનેક હસ્તીઓ, સિંહો તથા વાનરાદિ પ્રાણીઓ જેના શીતળ જળનું સારીરીતે પાન કરે છે, અને કિનારાપરનાં વૃક્ષોપરથી ખરી પડેલાં પુષ્પોવડે જે સુશોભિત અને સુવાસિત થઈ રહી છે તેને વિષે સ્નાન કરીને કયો મનુષ્ય નિષ્પાપ અને સુખી ન થાય?"[૧૮] એવી રીતે મંદાકિની નદીનું વર્ણન કરતા અને પોતાની પ્રિયાની સાથે ફરતા રઘુવંશવર્ધન રામચંદ્ર નેત્રમાં આંજવાના કાજળ સરખી શ્યામ કાંતિવાળા* ચિત્રકૂટ પર્વતના રમણીય પ્રદેશોમાં વિચરવા લાગ્યા.[૧૯]

इतीव रामो बहुसंगतं वचः प्रियासहायः सरितं प्रति ब्रुवन्। चचार रम्यं नयनांजनप्रभं स चित्रकूटं रघुवंशवर्धनः ॥ १९ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં પંચાણુમો સર્ગ સંપૂર્ણ. ૯૫.

## प्रक्षिप्त सर्ग.+

### રામ અને સીતા–વનવિલાસ.

रामस्तु नलिनीं रम्यां चित्रकूटं च पर्वतम्। उत्तरं तु गिरेः पादे चित्रकूटस्य राघवः ॥ १ ॥

રમણીય મંદાકિની તથા ચિત્રકૂટની અદ્ભુત શોભા નીરખતા શ્રીમાન્ રામચંદ્ર એક દિવસે સવારના પહોરમાં સીતાની સાથે ફરતા ફરતા એ પર્વતની ઉત્તર દિશા તરફ કેટલેક દૂર નીકળી ગયા.[૧] ત્યાં અનેક પ્રકારની વિચિત્ર શિલાઓ તથા ધાતુઓયુક્ત રમણીય ગુફાઓ તેમના જોવામાં આવી. ત્યાંથી બીજી બાજુએ ગયા તો ત્યાં અત્યંત મનોહર, સર્વ પ્રાણીઓનાં નેત્રોને આનંદ આપનારૂં અને મદમત્ત પક્ષીઓના સમૂહોથી વ્યાપ્ત એવું એક એકાંત વન, તેમની દૃષ્ટિએ પડયું. તે વનને વિષે સુખરૂપ છાયાવાળાં અનેક વૃક્ષો પુષ્પો તથા ફળોના ભારથી ઝુકી રહેલાં હતાં. એ રમ્યવનને નિરખીને વિસ્મિત થયેલા રામચંદ્રે સીતાને કહ્યું કે, "હે વૈદેહિ ! આ પર્વતનો રમણીય પ્રદેશ જોઇને તમારાં નેત્રોને આનંદ થાય છે ને ?"[૨-૪]

"હે સીતા ! આજે આપણે ઘણુંજ ભ્રમણ કર્યું છે, માટે તમે શ્રમિત થયાં હશો, તેથી શ્રમ નિવૃત્ત કરવા માટે તમે અહીંયાં થોડીકવાર બેસીને વિશ્રાંતિ લો. જુઓ, આ સુંવાળી અને સમાન એવી શિલા તમારે બેસવા માટેજ અત્ર ગોઠવાઈ રહેલી છે.[૫] વળી તેની ચારેબાજુએ સુંદર વૃક્ષો આવી રહેલાં છે, તેથી તેનાં પુષ્પોનો પરાગ ચોમેર વર્ષી રહ્યો છે."

રામચંદ્રનાં વચન સાંભળીને, ચંચલ સ્વભાવવાળાં સીતાએ અતિ સ્નેહપૂર્વક મધુરવાણીથી કહ્યું કે,–"હે રઘુનંદન ! મારે અવશ્ય તમારૂં વચન પાળવું જોઇએ,[૬,૭] પરંતુ તમે પણ મારી સાથે ઘણુંજ ભ્રમણ કરવાને લીધે શ્રમિત થયેલા છો, માટે પ્રથમ તમે

* પાકા જાંબૂ જેવી કાંતવાળા. શ્યામ કાળાંશાતા.

+ આ સર્ગ પ્રક્ષિપ્ત એટલે પાછળથી ઉમેરાયલો હોય એમ માનવામાં આવે છે, કેમકે રામાયણના અનેક સંસ્કૃત ટીકાકારોમાંથી કોઈ પણ ટીકાકારે તેનાપર ટીકા લખેલી હોય એવું જોવામાં આવતું નથી; તેમજ રામાયણનું અંગ્રેજી ભાષાન્તર કરનાર બાબુ મન્મથનાથદત્તે પણ આ સર્ગને છોડીજ દીધો છે, અને કનોજમાં છપાયેલ હિંદી ભાષાંતરસહિત રામાયણ તથા ઇંડિયન પ્રેસ (પ્રયાગ) માં છપાયેલ હિંદી અનુવાદ વગેરે બીજી કેટલીએ પ્રતોમાં આને મૂકીજ દીધો છે છતાં કેટલાંક મૂળ સંસ્કૃત પુસ્તકોમાં આ સર્ગ હોવાથી અમોએ તેને અત્ર સ્થાન આપ્યું છે.

આ શિલાપર બેસો, એ પછી હું પણ બેસીશ." એમ કહીને સતીશિરોમણિ સીતા પોતાના સ્વામી રામચંદ્રની સાથે વનક્રીડા કરવાની ઇચ્છાથી એ શિલાની સમીપ ગયાં, અને સ્વામીના બેઠા પછી પોતે તેનાપર બેઠાં.

પછી મહાત્મા રામચંદ્રે કહ્યું કે,-"હે દેવિ! હવે તમે નિશ્ચિત થઈને, પુષ્પિત વૃક્ષોથી રમણીય જણાતા આ વનનું અવલોકન કરો. આ પર્વતને વિષે સુંદર પુષ્પોથી સુશોભિત લાગતાં વૃક્ષોને આમતેમ ભમતા હાથીઓના દંતૂશળ ઘસાવાથી તેઓમાં ઘા પડેલા છે અને તેમાંથી રસરૂપે સુંદર ઝરી રહ્યા છે; તે તમે જુઓ. વળી તે વૃક્ષોમાં રહેતાં તમરાંઓના ભારે ગણગણાટને લીધે, જાણે તે ચોમેરથી રોદન કરતાં હોયની? એમ ભાસે છે.[૯-૧૧] હે સુંદરિ! પૂર્વે અયોધ્યાને વિષે મારી માતા કોસલ્યા જેમ મને બોલાવવા માટે મધુર વાક્યો ઉચ્ચારતાં હતાં, તેમ પોતાના બચ્ચાંપર અત્યંત પ્રીતિવાળી આ પક્ષિણી "પુત્ર! પુત્ર!" એ પ્રમાણે વાત્સલ્યભાવવાળી મધુરવાણી બોલી રહી છે તે તમે સાંભળો.[૧૨] વળી આ શાલવૃક્ષની શાખાપર બેઠેલો ભૃંગરાજપક્ષી જાણે ગાયનજ કરતો હોયની, એમ કોકિલના મધુરા ટહુકા સામે શબ્દ કરી રહ્યા છે![૧૩] અહા! મને શંકા થાય છે કે આ ભૃંગરાજ પક્ષી એ કોકિલાનો બાળક તો નહિ હોય? કારણ કે તે કોઈ કોઈ વખત કોકિલાના સરખી અને કોઈ કોઈ વખત ભાંગી-તુટી વાણી બોલે છે![૧૪] હે દેવિ! અત્યંત થાકી જવાને લીધે જેમ તમે મારો આશ્રય કરો છો, તેમ ઘણાં પુષ્પોના ભારથી લચી ગયેલી આ લતા મોટા વૃક્ષોના આશ્રયે રહેલી જણાય છે"[૧૫]

એ પ્રમાણે કામવશ થયેલા શ્રીમાન્ રામચંદ્રનાં સ્નેહભર્યાં વચન સાંભળીને, પ્રિય વચન બોલનારાં અને સુંદર અંગોવાળાં સીતા તેમના ખોળાપર ચઢી બેઠાં અને અનેક પ્રકારનાં હાવ-ભાવથી રામચંદ્રના મનને હર્ષિત કરવા લાગ્યાં.[૧૬-૧૭] તે વેળા રામચંદ્રે ત્યાં પડેલા મનઃશિલના ઢગલાપર પોતાની આંગળી ઘસીને સીતાના લલાટમાં સુંદર ચાંદલો કર્યો,[૧૮] તેથી પ્રાતઃકાળના ઉગતા સૂર્ય સમાન તેજસ્વી લાલ રંગના એ ચાંદલાવડે સતીશિરોમણિ સીતા જેમ સંધ્યાયુક્ત શુક્લ પક્ષની રાત્રિ શોભે તેમ શોભવા લાગ્યાં.[૧૯] વળી અત્યંત પ્રસન્ન થયેલા રામચંદ્રે, કેસરી રંગનાં સુંદર પુષ્પો લઈને તથા તેને પોતાના હાથમાં મસળીને તેનો રંગ સીતાના કેશમાં લગાવ્યો, અર્થાત્ કેસરી રંગથી સીતાનો સીમંત (સેંથો) પૂર્યો.[૨૦] એ પ્રમાણે અનેક પ્રકારની ક્રીડા કર્યા પછી, સીતાસહિત રામચંદ્ર ત્યાંથી ઉઠીને બીજા પ્રદેશમાં ગયા.[૨૧]

એપ્રમાણે અનેક મૃગાદિ પશુઓથી વ્યાપ્ત અરણ્યપ્રદેશમાં વિચરતાં સીતાએ પોતાના માર્ગની બાજુમાં એક મોટા યૂથપતિ વાનરને બેઠેલો જોયો. વાનરને જોઇ સીતા અત્યંત ભય પામીને રામચંદ્રને વળગી પડયાં,[૨૨] ત્યારે રામચંદ્રે પણ પોતાની બન્ને ભુજાઓથી સીતાને આલિંગન દઈને પેલા વાનરને મોટો હોંકારો કરી તરછોડી કાઢયો, અને સીતાનું અનેક પ્રકારે સાંત્વન કર્યું.[૨૩] એ વેળા અત્યંત કાંતિવાળા રામચંદ્રના વિશાળ વક્ષઃસ્થળને વિષે સીતાના લલાટમાં કરેલા મનઃશિલના ચાંદલાનું ચિહ્ન આબેહુબ પડી રહ્યું.[૨૪] જ્યારે રામચંદ્રના હોંકારાથી પેલો વાનર ભય પામીને નાસી ગયો ત્યારે નિર્ભય થયેલાં સીતા રામચંદ્રથી દૂર ખસી ગયાં; અને પોતાના સ્વામીના વૃક્ષઃસ્થળને વિષે લાગેલું પોતાના નેત્રનું કાજળ તથા મનઃશિલનું લાલ તિલક જોઈને હસવા લાગ્યાં[૨૫] ત્યાર પછી સતીશિરોમણિ સીતાએ પોતાથી થોડેક દૂર વાયુના ઝપાટાથી હાલતું હોવાને લીધે કિલકારીઓ કરી રહેલાં વાનર સરખા જણાતા અનેક પુષ્પ ગુચ્છોથી પ્રકાશમાન થઈ રહેલું એક સુંદર અશોકવન* દીઠું.[૨૬] ત્યારે અશોક

* જેમાં આસોપાલવનાં ઘણાં ઝાડ હોય એવું વન.

પુષ્પ ગ્રહણ કરવાની ઇચ્છાથી સીતાએ રામચંદ્રને કહ્યું કે:-"હે ઇક્ષ્વાકુનંદન! ચાલો, આપણે પેલા અશોકવનમાં જઈએ."[૨૭] સીતાનું વચન સાંભળીને શોકરહિત રામચંદ્ર પોતાની પ્રિયાની ઇચ્છાને પૂર્ણ કરવા માટે તેની સાથે અશોકવનમાં ગયા;[૨૮] અને જેમ પાર્વતીસહિત શંકર હિમાલયના વનમાં વિચરે તેમ સીતાસહિત એ વનમાં વિચરવા લાગ્યા.[૨૯] એ વેળા કામવશ થયેલાં કિંચિત્ શ્યામ-રક્ત વર્ણવાળાં એ બન્ને દંપતી-સીતા-રામ, નવાંકુરસહિત પુષ્પ ગુચ્છોવડે એક બીજાને-પરસ્પર શણગારવા લાગ્યાં.[૩૦] એ બન્ને દંપતી (સીતા-રામ) પુષ્પના ગજરા, પુષ્પની માળાઓ, પુષ્પનાં છોગાંઓ તથા પુષ્પનાં કર્ણભૂષણો બનાવીને પરસ્પર પહેરાવવા લાગ્યાં. એવી રીતની અનેક પ્રકારની ક્રીડાઓથી એ ચિત્રકૂટ પર્વતને શોભાવતાં શ્રીમાન રામચંદ્ર તથા સતીશિરોમણિ સીતા સ્થળે સ્થળે વિચરવા લાગ્યાં.[૩૧] એ પ્રમાણે અનેક પ્રકારની ક્રીડા કરીને તથા સીતાને અનેક સ્થળો દેખાડીને, રામચંદ્ર સીતાસહિત પોતાના પવિત્ર આશ્રમે પાછા આવ્યા. (આજે રામચંદ્ર સવારના પહોરમાંજ ફરવાને નીકળ્યા હતા તેથી આશ્રમે આવ્યા તે વેળા મધ્યાહ્ન થવા આવ્યો હતો.)[૩૨] રામચંદ્રને આવતા જોઈને ભ્રાતૃવત્સલ લક્ષ્મણ 'ગુરૂજનો પ્રત્યે મનુષ્યે કેવું વર્તન કરવું જોઇએ.?' એ સંબંધી ઉત્તમ ધર્મને દર્શાવતાં આશ્રમમાંથી બહાર નીકળી, તેમની સામે ગયા, અને અતિ વિનયથી પોતાના જ્યેષ્ઠ ભ્રાતા તથા માતાતુલ્ય સીતાને પ્રણામ કરીને તેમની પાછળ પાછળ પુનઃ પર્ણશાળામાં આવ્યા.[૩૩] રામચંદ્રે અંદર આવીને જોયું તો લક્ષ્મણે ભોજનની સર્વ તૈયારી કરી રાખેલી હતી. શુદ્ધ બાણવડે હણેલાં કૃષ્ણ (કાળા) વર્ણનાં દશ મૃગોનો ઢગલો પડ્યો હતો; અને બીજાં કેટલાંક સુકાતાં હતાં.[૩૪] એ જોઈને મહાત્મા રામચંદ્રે પ્રસન્ન થઇ સીતાને ઉતાવળે બલિકર્મ કરવાની આજ્ઞા આપી.[૩૫] ત્યારે અત્યંત સુકુમાર સીતાએ પ્રથમ અગ્નિ આદિ ભૂતોને બલિદાન આપીને, પછી બન્ને ભાઇ રામ-લક્ષ્મણને એ મધુ, માંસ તથા ફળ-મૂળાદિ યથેચ્છ પીરસી-જમાડીને તૃપ્ત કર્યા. રામ-લક્ષ્મણ જમી ઉઠયા, ત્યારપછી સીતાએ પણ પોતાના સતીધર્મ પ્રમાણે ભોજન કર્યું.[૩૬,૩૭]

ત્યાર પછી જે કાંઇ માંસ અવશિષ્ટ રહ્યું હતું તેને પર્ણશાળાની બહાર સૂર્યના તાપમાં સૂકવવા નાખ્યું, એ વેળા રામચંદ્રની આજ્ઞાથી સતીશિરોમણિ સીતા સૂકાવા નાખેલા માંસનું કાગડા વગેરે પક્ષીઓથી રક્ષણ કરવા લાગ્યાં.[૩૮] માંસ સૂકાતું જોઈને, માંસાદિ પદાર્થના લોભી કાગડા વગેરે અનેક પક્ષીઓ ત્યાં આવવા લાગ્યાં અને સીતાને હેરાન કરવા લાગ્યાં. તેમાંનો એક કાગડો કે જે સર્વ કરતાં મોટો દેખાતો હતો અને કામચારી હતો, તે હઠીલો થઇને વારંવાર સીતાની ઉપર આવવા લાગ્યો, અને તેને ઘણુંજ પજવવા લાગ્યો. પતિપ્રેમને લીધે ગર્વિષ્ઠ સીતા અત્યંત ક્રોધ કરીને તેનું અનેક રીતે નિવારણ કરવા લાગ્યાં; તોપણ એ દુષ્ટ કાગડો તો પોતાની પાંખોના ઝપાટાથી તથા ચાંચ અને નખના આઘાત કરવાથી તેને વિશેષ ક્રોધ ઉપજાવવા લાગ્યો. ત્યારે અતિશય ક્રોધને લીધે સીતાનાં નેત્ર લાલચોળ થઈ ગયાં; હોઠ ફરકવા લાગ્યા; અને ભ્રકુટિ ચઢી ગઇ. આ સઘળો પ્રકાર દૂરથી જોઇ રહેલા મહાત્મા રામચંદ્રે સીતાને અતિ શ્રમિત થયેલાં જોઈને એક મોટો હોંકારો મારી એ કાગડાનું નિવારણ કર્યું છતાં પણ એ હઠીલો કાગડો એ શબ્દનો અનાદર કરીને સીતાને હેરાન કરવા લાગ્યો; એથી રામચંદ્રને ક્રોધ ચઢયો.[૩૯-૪૩] પછી રામચંદ્રે ત્યાં પડેલી એક સરખટની સળી લઈને તેને ઐષીકાસ્ત્ર મંત્રવડે એ દુષ્ટ કાગડા ઉપર છોડી.[૪૪] પોતાના ઉપર આવતું એ ભયંકર અસ્ત્ર જોઈને દેવોએ જેને વરદાન આપ્યું હતું એવો એ કાગડો પોતાના પ્રાણ

બચાવવા માટે ત્યાંથી એકાએક નાઠો; અને અસ્ત્રના ભયથી મુક્ત થવા માટે નિર્ભયસ્થાન શોધવા લાગ્યો. તે કાગડો છેક ઈંદ્ર, બ્રહ્મા તથા શંકર વગેરે દેવોને શરણે ગયો; પરંતુ રામચંદ્રનો અપરાધી હોવાને લીધે તેનું કોઇએ રક્ષણ કર્યું નહિ. તે જ્યાં જતો ત્યાં પોતાની પાછળ ઐષીકાસ્ત્રનેજ દેખતો હતો. ત્રણે લોકમાં ફરી વળીને છેવટે નિરાશ થયેલો તે કાગડો પુનઃ રામચંદ્રને શરણે આવ્યો.૪૫-૪૬ તેણે પુનઃ ચિત્રકૂટમાં આવીને રામચંદ્રના ચરણોમાં પ્રણામ કર્યા; અને પછી સીતાના દેખતાં, મનુષ્યના જેવી વાણીથી વિનતિ કરવા લાગ્યો કે;-૪૭ "હે રામચંદ્ર! હે પ્રભુ! હું તમારે શરણે છું; તમે મારૂં રક્ષણ કરો. મારા પ્રાણને બચાવો. હે દીનબંધુ! તમારા આ ઐષીકાસ્ત્રના પ્રભાવથી મને ક્યાંય પણ નિર્ભયસ્થાન પ્રાપ્ત થતું નથી."૪૮

કાગડાની નમ્ર વિનતિ સાંભળીને તથા તેને મન, વચન અને કર્મે કરી પોતાને શરણ થયેલો જાણીને બુદ્ધિમાન રામચંદ્રે તેના પર દયા કરી અને કહ્યું કે,૪૯ "હે કાક! મેં સીતાને દુઃખી થતાં જોઇને, તેનું પ્રિય તથા હિત કરવા માટે અને તારો વધ કરવા માટે આ ઐષીકાસ્ત્ર યોજ્યું છે,૫૦ પણ સાંપ્રતમાં તું જીવવાની ઇચ્છાથી મારે શરણે આવ્યો છે, એથી મને તારાપર દયા આવે છે, વળી 'શરણાગતની રક્ષા કરવી' એવો મારો ધર્મ છે.૫૧ પરંતુ હે કાક! મારૂં અસ્ત્ર મૂક્યા પછી કદી પણ નિષ્ફળ જતું નથી; અર્થાત્ કાર્ય કર્યા વિના પાછું વળતું નથી; માટે આ ઐષીકાસ્ત્ર તારા એકાદ અંગનો પણ વિનાશ કર્યા સિવાય પાછું નહિ વળે. તો હવે તુંજ કહે કે આ અસ્ત્ર તારા કયા અંગનો નાશ કરે?૫૨ હે કાક! હું તારૂં એટલું પ્રિય કરી શકું એમ છું. હે પક્ષી! મરણ પામવા કરતાં, એકાદ અંગથી હીન થઇને પણ જીવવું એ શ્રેષ્ઠ છે."૫૩

રામચંદ્રનું વચન સાંભળીને, એ વિચક્ષણ કાગડાએ વિચાર કર્યો કે "જો એકાદ અંગનો વિનાશ થવાથી મરણ ટળતું હોય તો જે અંગ બિનડું હોય, તેનો નાશ થવા દેવો; અને બાકી બચેલા એક અંગથી નિર્વાહ કરવો."૫૪ એમ વિચારીને તેણે રામચંદ્રને કહ્યું કે, "હે સ્વામિન્! જો એમ હોય તો હું મારાં બે નેત્રોમાંથી એક નેત્રનો ત્યાગ કરું છું, અર્થાત્ આપનું અસ્ત્ર મારા એક નેત્રનો વિનાશ કરો. હું આપની કૃપાથી એક નેત્ર વડેજ જીવીશ-નિર્વાહ કરી લઇશ."૫૫

એવું સાંભળતાંજ રામચંદ્રની આજ્ઞાથી સ્તંભી રહેલા ઐષીકાસ્ત્રે તે કાગડાની એક આંખમાં પ્રવેશ કરીને, તુરતજ તેનો વિનાશ કર્યો. એ જોઇને, સતીશિરોમણિ સીતાને આશ્ચર્ય થયું.૫૬ ત્યારપછી એ કાગડો રામચંદ્રના ચરણકમળમાં પ્રણામ કરીને તથા તેમની આજ્ઞા માગીને પોતાના ઇચ્છિત સ્થાન પ્રત્યે ચાલ્યો ગયો અને મહાત્મા લક્ષ્મણસહિત શ્રીમાન રામચંદ્ર પણ પોતાની ઈષ્ટ ક્રિયાઓમાં પ્રવૃત્ત થયા.૫૭

निपत्य शिरसा काको जगामाशु यथेप्सितम् ॥
लक्ष्मणानुचरो रामश्चकारानन्तरक्रियाः ॥५७॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં પ્રક્ષિપ્ત સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૯૬ મો.

### લક્ષ્મણનો ક્રોધ.

तां तदा दर्शयित्वा तु मैथिलीं गिरिनिम्नगाम् ।
निषसाद गिरिप्रस्थे सीतां मांसेन छन्दयन् ॥१॥

જનકતનયા સીતાને મંદાકિની નદીની શોભા દેખાડીને, શ્રીમાન રામચંદ્ર પુનઃ પોતાના આશ્રમે આવ્યા; અને તે ઉત્તમ પર્વતના શિખરપર બેસીને, શ્રમિત થયેલાં સીતાને અનેક પ્રકારનાં ભક્ષણ કરવાનાં ફળો તથા કંદ-મૂળો દર્શાવીને પ્રસન્ન કરવા લાગ્યા.૧ રામચંદ્ર સીતાને રાજી રાખવા માટે વારંવાર કહેતા હતા કે,-" હે સીતા! આ ફળો

ઘણુંજ પવિત્ર અને સ્વાદિષ્ટ છે. વળી આ ફળોને તો અગ્નિમાં સારી રીતે પકવેલાં છે; માટે તમે સુખેથી ભોજન કરો." એવી રીતે સીતાની સાથે અનેક પ્રકારની લીલાઓ કરતા ધર્માત્મા રામચંદ્ર અતિ સુખપૂર્વક ચિત્રકૂટ પર્વતપર રહેતા હતા.[૨] એવામાં ત્યાં રામચંદ્રની શોધ માટે આવતા ભરતની સેનાનો કોલાહલ તથા ઉડેલી રજ આકાશ પર્યંત વ્યાપી ગયાં.[૩] વળી એ મોટો કોલાહલ સાંભળીને, તે વનમાંનાં મહોન્મત્ત હાથીઓ વગેરે પ્રાણીઓ પણ ભયભીત થઇ પોતપોતાના યૂથમાંથી નાસવા લાગ્યાં.[૪] એ પ્રમાણે આકાશપર્યંત ઉડેલી રજને તથા ભયભીત થઇ નાસી જતાં પ્રાણીઓને જોઇને તથા મોટો કોલાહલ સાંભળીને, શ્રીમાન્ રામચંદ્રે દેદીપ્યમાન કાંતિવાળા મહાત્મા લક્ષ્મણને કહ્યું કે,[૫,૬] "હે સુમિત્રાના ઉત્તમ સંતાન લક્ષ્મણ! તું જો તો ખરો!! આજે આ મહાન્ મેઘગર્જના સરખો ભયંકર શબ્દ શાનો સંભળાય છે?[૭] અરે! આ મહાવનને વિષે મહોન્મત્ત હસ્તીઓ, મૃગો તથા જંગલી પાડાઓ વિકરાળ સિંહના ત્રાસથી એકાએક ચોમેર નાસાનાસ કરે છે કે કોઇ રાજા અથવા રાજપુત્ર આ વનમાં મૃગયા માટે ફરે છે તેથી નાસાનાસ કરે છે? અથવા તો કોઈ હિંસક પ્રાણીનો ત્રાસ વર્તાઈ રહ્યો છે? હે ભાઇ! આ કોલાહલનું કારણ શું છે? એની તું બરાબર તપાસ કર.[૮,૯] હે તાત! પક્ષીઓ પણ આ પર્વતને વિષે દુઃખે કરીને પ્રવેશ કરી શકે એમ છે, છતાં આજે આ ઓચિંતું શું થઇ રહ્યું છે? તેની તું સારી રીતે તપાસ કર."[૧૦]

એવું સાંભળી, મહાત્મા લક્ષ્મણ તુરતજ એક મોટા સાલ વૃક્ષપર ચઢયા, અને ચારે બાજુ જોતાં પ્રથમ પૂર્વ દિશા તરફ દૃષ્ટિ કરી.[૧૧] તે તરફ કાંઇ પણ નહિ દેખાવાથી ઉત્તર દિશા તરફ જોયું તો અનેક હસ્તીઓ, અશ્વો, રથો તથા પદાતિઓથી વ્યાપ્ત મોટી સેના તેની દૃષ્ટિએ પડી.[૧૨] એટલે શ્રીમાન્ લક્ષ્મણે "અશ્વ, ગજ, રથ તથા ધ્વજોથી અલંકૃત મોટી સેના છે." એવું રામચંદ્રને જણાવીને કહ્યું કે,[૧૩] "હે આર્ય! હવે તમે નિર્વિલંબે આ અગ્નિને બૂઝાવી નાખો કે જેથી તે સેના ધુમાડાને જોઇને અહીં સત્વર આવી શકે નહિ. વળી સતીશિરોમણિ સીતાને એકાંત અને નિર્ભય એવી કોઈ એક ગુફામાં પ્રવેશ કરાવો, તેમજ તમે સજ્જ કરેલું ધનુષ્ય, બાણના ભાથાં તથા કવચને ધારણ કરો."[૧૪]

એવું સાંભળીને મહાત્મા રામચંદ્રે લક્ષ્મણને પુનઃ કહ્યું કેઃ—"ઓ બાપ! આમ ઉતાવળ શાને કરે છે? તું જે સેનાથી આપણને ભય થવાનું ધારે છે તે સેના કોની છે? એનો બરાબર નિર્ણય તો કર."[૧૫]

રામચંદ્રનું વચન સાંભળીને અત્યંત ક્રોધદૃષ્ટિને લીધે જાણે આખી સેનાને ભસ્મ કરવાજ ધારતા હોયની એમ લક્ષ્મણ કહેવા લાગ્યા કેઃ—[૧૬] "હે આર્ય બંધુ! હું બરાબર તપાસ કરીને—ઓળખીનેજ કહું છું કે પોતાને પ્રાપ્ત થયેલા અયોધ્યા રાજ્યને નિષ્કંટક* કરવાની ઇચ્છાથી સેનાસહિત કૈકેયીપુત્ર ભરત આપણ બન્નેનો નાશ કરવા માટે અહીંયાં આવે છે![૧૭] આ સામે દેખાતા મોટા વૃક્ષની નીચે એક સુંદર રથ ઉભો છે; અને તે રથના ઉપર મોટી શાખાઓવાળા સુવર્ણ વૃક્ષના ચિહ્નવાળો ધ્વજ ફરકી રહ્યા છે એથી હું ધારૂં છું કે એ ભરતનીજ સેના છે.[૧૮] વળી આ હર્ષ પામેલા યોદ્ધાઓ શીઘ્ર ગતિવાળા અશ્વો અને હસ્તીઓપર બેસીને આ તરફ આવવાની ઉતાવળ કરી રહ્યા છે.[૧૯] માટે હે વીર! આપણ બન્ને કવચ ધારણ કરીને તથા ધનુષ્ય-બાણ ગ્રહણ કરીને કોઇ ગિરિ-દુર્ગનો આશ્રય કરીએ, કિંવા સજ્જ થઇને અત્રજ ઉભા રહીએ.[૨૦] આજે સંગ્રામને વિષે આપણે ભરતને વશ કરી લઇશું. અરે! જેને લીધે આપણને આવું મહાન

* સર્વનાતું-કોઈની પણ આડખીલવિનાનું.

ભયંકર વનવાસનું દુઃખ પ્રાપ્ત થયું છે તે ભરતને આજે આપણે નજરે જોઇશું![21] હે રાઘવ! જેને લીધે તમે રાજ્યથી ભ્રષ્ટ થયા છો; અને જેને લીધે તમને, મને તથા સીતાને વનવાસનું ઘોર દુઃખ પ્રાપ્ત થયું છે, તે આપણો શત્રુ ભરત આજે સ્વયમેવ અહીંયાં પ્રાપ્ત થયો છે, તો તેને યુદ્ધ કરી હણવામાં મને કાંઈ પણ દોષ જણાતો નથી.[22,23] જેણે પૂર્વે નિષ્કારણ અપકાર કર્યો હોય તેને હણવાથી કાંઇ પણ અધર્મ થતો નથી. હે વડિલ! ભરત તો પહેલેથી આપણું ભુંડું કરનાર છે, માટે એનો વધ કરવો એ આપણો ધર્મ છે.[24] હે આર્ય! હું ઇચ્છું છું કે ભરતને હણ્યા પછી તમે અયોધ્યાનું રાજ્ય કરો, અને રાજ્ય લોભવાળી કૈકેયી હાથીએ ભાંગી નાખેલા વૃક્ષની પેઠે મેં હણી પૃથ્વીપર પાડેલા પોતાના પુત્ર ભરતને જુએ! અરે, હવે તો હું એ દુરાગ્રહવાળી કૈકેયીનો પણ તેના સંબંધી-બાંધવો-સહિત નાશ કરીશ;[25-26] કે જેથી આખી પૃથ્વી પાપ-મળમાંથી છુટશે. હે માન દેવાવાળા રામચંદ્ર!-આજસુધી તો મેં મારા ક્રોધને દબાવી રાખ્યો, પરંતુ હવે હું તેમ કરવાને સમર્થ નથી. અરે! કૈકેયીએ કરેલા આપણા અસત્કારથી ઉપજેલો ક્રોધ, કે જેને મેં આજદિન સુધી નિયમમાં રાખ્યો હતો તેને આજેતો હું જેમ તૃણના ઢગલામાં અગ્નિ મૂકે તેમ શત્રુના સૈન્યમાં છુટો મૂકીશ. અરે! આજે જ હું મારાં તીક્ષ્ણ બાણોવડે શત્રુઓનાં શરીરોને છેદીને આ ચિત્રકૂટના વનને લોહીલોહાણ કરી મૂકીશ. અરે! આજે મારાં બાણોના પ્રહારથી ભેદાયલાં હૃદયવાળા હસ્તીઓ તથા અશ્વોને; તેમજ મેં હણેલા યોદ્ધાઓને, અરણ્યનાં શિકારી કૂતરાં તથા વરૂ વગેરે માંસભક્ષી પ્રાણીઓ ખેંચી જશે. અરે! આજે હું આ મહાવનને વિષે ભરતને તથા તેની સેનાને હણીને, મારાં બાણ તથા ધનુષ્યાદિ હથીયારોના ઋણમાંથી મુક્ત થઇશ"[27,30]

श्वापदाः परिकर्षन्तु नरांश्च नि तान्मया।
शराणां धनुषश्चाहम् णोऽस्मिन्महावने ॥
ससैन्यं भरतं हत्वा भविष्यामि न संशयः ॥३०॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં છન્નુંમો સર્ગ સંપૂર્ણ. ૯૬

## सर्ग ९७मो.

રામચંદ્રે લક્ષ્મણનું સાંત્વન કર્યું.

सुसंरब्धं तु भरतं लक्ष्मणं क्रोधमूर्च्छितम् ॥
रामस्तु परिसांत्व्याथ वचनं चेदमब्रवीत् ॥१॥

ભરતની સેનાને જોઇને ભરતના ઉપર દોષદૃષ્ટિથી અતિશય ક્રોધ પામેલા લક્ષ્મણનાં અયોગ્ય વચનો સાંભળી શ્રીમાન રામચંદ્રે તેનું સાંત્વન કરતાં કહ્યું કે:-[1] "હે લક્ષ્મણ! મહાબળવાન મહાત્મા ભરત મોટા ઉત્સાહપૂર્વક સ્વયમેવ અહીં આવે છે, તો પછી આપણે ધનુષ્ય તથા ઢાલસહિત તલવાર વગેરે આયુધોનું શું પ્રયોજન છે?[2] હે તાત લક્ષ્મણ! તું ભૂલી કેમ જાય છે? મેં પિતાનું વચન સત્ય કરવા માટે પ્રતિજ્ઞા લીધી છે, છતાં તેને મિથ્યા કરીને અને યુદ્ધને વિષે ભરતને હણીને અપવાદયુક્ત પ્રાપ્ત થયેલા રાજ્યને હું શું કરીશ?[3] અરે! જેમ કોઈ પણ મનુષ્ય વિષયુક્ત ભોજન ગ્રહણ કરે નહિ તેમ હું મારા બાંધવ તથા મિત્રવર્ગનો વિનાશ થયા પછી પ્રાપ્ત થતા દ્રવ્યને કે રાજ્યને કદીપણ ગ્રહણ કરીશ નહિ.[4] હે લક્ષ્મણ! હું સત્ય તથા આયુધના શપથ લઈને કહું છું કે ધર્મ, અર્થ, કામ અને આખી પૃથ્વી, એ સઘળું પણ હું માત્ર તમો ભાઇઓને અર્થેજ ઇચ્છું છું. વળી રાજ્યની ઇચ્છા રાખું છું તે પણ માત્ર તમો સર્વના પરિપાલન અને સુખને માટેજ છે.[5-6] હે લક્ષ્મણ! સમુદ્રરૂપી વસ્ત્રોવાળી આ સમગ્ર પૃથ્વી મને દુર્લભ નથી, પણ હું અધર્મ કરીને તેને તો શું પરંતુ સ્વર્ગલોકના રાજ્યને પણ ઇચ્છતો નથી.[7] અરે! તારા, ભરતના કે શત્રુઘ્નના

વિના રહીને હું જે કાંઈ સુખ ભોગવું તે સુખમાં અગ્નિ લાગો.[૮] હે લક્ષ્મણ ! હું તો એમજ ધારૂં છું કે મારા પ્રાણથી પણ મને અધિક પ્રિય તથા કુળધર્મને અનુસરનારો ભ્રાતૃવત્સલ ભરત જ્યારે મોસાળથી અયોધ્યામાં આવ્યો હશે, અને હે પુરુષર્ષભ ! આપણ ત્રણે જણાંને જટા-વલ્કલ ધારણ કરાવીને કૈકેયીએ વનમાં કઢાવ્યાં એવું તેણે સાંભળ્યું હશે, ત્યારે તે અતિ સ્નેહને લીધે આકુળ-વ્યાકુળ થયો હશે અને પોતાની માતા કૈકેયીને કઠોર તથા અપ્રિય વાક્યો કહીને, તેમજ આપણા પિતા દશરથરાજાને પ્રસન્ન કરીને, આપણાં દર્શન કરવા તથા આપણને પાછા તેડી જઈને રાજ્ય આપવા સારૂ અહીં આવતો હશે. હું યથાર્થ કહું છું કે ધર્મજ્ઞ ભરત કદીપણ આપણાપર વિપરીત બુદ્ધિ કરીને અત્ર આવેજ નહિ.[૯,૧૨] અહો ! ભરત આપણાં દર્શન કરવા ઈચ્છે છે એ યોગ્ય છે. ભરત કદાપિ મનવડે પણ આપણું અહિત કરે તેવો નથી.[૧૩] હે ભાઈ લક્ષ્મણ ! શું પૂર્વે કદી પણ ભરતે તારૂં કાંઈ પણ વિપ્રિય કર્યું છે-બગાડયું છે કે જેથી તું આજે ભરત તરફથી આટલું બધું ભય થવાની શંકા રાખે છે ?[૧૪] હે ભાઈ ! જો હું તને પ્રથમથીજ કહી રાખું છું કે જ્યારે ભરત અત્ર આવે ત્યારે તારે તેને એકપણ કઠોર કે અપ્રિય શબ્દ કહેવો નહિ, જો તું ભરતને કોઈપણ રીતે માઠું લાગે તેવું બોલીશ તો તે સઘળું તેં મનેજ કહ્યું છે એમ હું માનીશ.[૧૫] અરે ! શું, આપત્તિકાળમાં પણ કોઈ પુત્ર પોતાના પિતાને, કિંવા કોઈ બાંધવ પોતાના પ્રાણપ્રિય બાંધવને સહજમાં હણે ખરો કે ?[૧૬] હે લક્ષ્મણ ! જો કદાચ તું રાજ્યના લોભે કરીને મને આવાં વચન કહેતો હોય તો જરૂર હું ભરત આવશે ત્યારે તેને તારા માટે ભલામણ કરીને કહીશ કે હે ભાઈ ! તું આ લક્ષ્મણને અયોધ્યાનું રાજ્ય આપ.[૧૭] હે લક્ષ્મણ ! હું જ્યારે ભરતને 'તું લક્ષ્મણને રાજ્ય આપ.' એમ કહીશ કે તુરતજ તે નિર્વિઘ્ને તેમ કરવાને કબૂલ થશે. માટે હે ભાઈ લક્ષ્મણ ! તું ધીરજ રાખ, ઉતાવળો થા નહિ."[૧૮]

ધર્મશીલ રામચંદ્રનાં ઉપર્યુક્ત વચન સાંભળીને, તેમનુંજ હિત કરવામાં તત્પર રહેનારા મહાત્મા લક્ષ્મણ અત્યંત લજ્જાને લીધે સંકોચ પામી ગયા;[૧૯] અને પ્રસંગને ઉલટાવવાની ઈચ્છાથી કહેવા લાગ્યા કે, "હે આર્ય ! હું ધારૂં છું કે, ભરતની સાથે આપણા પિતા દશરથરાજા પણ તમને મળવા માટે અવશ્ય આવ્યા હશે."[૨૦]

એવી રીતે લજ્જા પામીને લક્ષ્મણે વાત ફેરવી નાખી; ત્યારે રામચંદ્રે પુનઃ કહ્યું કેઃ- "હા, હું પણ ધારૂં છું કે આપણને મળવા માટે મહાબાહુ આપણા પિતા ભરતની સાથે આવ્યા હશે,[૨૧] અને સુખ ભોગવવા યોગ્ય આપણને વનવાસનું દુઃખ અસહ્ય લાગતું હશે એમ ધારીને તેઓ જરૂર આપણને પાછાં ઘેર તેડી જશે.[૨૨] કદાચ આપણે પાછા નહિ વળીએ તો ભલે, પરંતુ ઘણાજ સુખમાં ઉછરેલાં આ સીતાને તો તેઓ અવશ્ય આ વનમાંથી ઘેર તેડીજ જશે."[૨૩]

એટલું કહીને શ્રીમાન રામચંદ્ર દૂરથી સેના જોવાઈ શકે એવા પાસેના ઉંચા સ્થળપર ચઢીને તથા સેના તરફ દૃષ્ટિ કરીને, લક્ષ્મણને પુનઃ પણ કહેવા લાગ્યા કે, "હે લક્ષ્મણ ! જો તો ખરો, વાયુસમાન વેગવાળા મનોહર અને ઉંચા કુળમાં જન્મેલા પેલા એ આપણા પિતાના વહાલા અશ્વો સેનાને વિષે કેવા શોભી રહ્યા છે ?[૨૪] વળી આપણા બુદ્ધિમાન પિતાનો અતિવૃદ્ધ અને મોટી કાયાવાળો 'શત્રુંજય' નામનો હાથી સેનાની આગળ ઉભો રહી ઝુલ્યા કરે છે.[૨૫] પરંતુ અરે ! હે મહાભાગ લક્ષ્મણ ! સર્વ લોકમાં પ્રખ્યાતિ પામેલું આપણા પિતાનું દિવ્ય શ્વેત છત્ર આજે સેનામાં કેમ દેખાતું નથી ? એથી મારા મનને વિષે સંદેહ થાય છે.[૨૬] હે ભાઈ લક્ષ્મણ ! હવે તું મારૂં વચન માન !! અને તારા મનની સઘળી શંકાઓને છોડીને વૃક્ષપરથી

નીચે ઉતર." ધર્માત્મા રામચંદ્રનું વચન સાંભળીને, યુદ્ધમાં વિજય મેળવનારા શ્રીમાન લક્ષ્મણ તુરતજ શાલવૃક્ષપરથી નીચે ઉતર્યા, અને રામચંદ્રની આગળ હાથ જોડીને ઉભા રહ્યા.[૨૭-૨૮]

આ તરફ પૂર્વે જણાવ્યું તેમ ભરતની આજ્ઞા પ્રમાણે કાંઇ પણ કોલાહલ ન થાય એવી રીતે હસ્તી, અશ્વ અને મનુષ્યોથી વ્યાપ્ત સઘળી સેનાએ ચિત્રકૂટ પર્વતની તલેટીમાં કોઠેક યોજનના વિસ્તારમાં મંડલાકારે પડાવ નાખ્યો.[૨૯,૩૦] નીતિજ્ઞ ભરતે ધર્મયુક્ત શિક્ષણ આપવાથી ગર્વરહિત અનેલી મોટી સેના રામચંદ્રને પ્રસન્ન કરવા માટે ચિત્રકૂટને વિષે આવીને રહી.[૩૧]

सा चित्रकूटे भरतेन सेना धर्मं पुरस्कृत्य विधूय दर्पम् ॥ प्रसादनार्थं रघुनन्दनस्य विरोचते नीतिमता प्रणीता ॥ ३१ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં સત્તાણુમો સર્ગ સંપૂર્ણ. ૯૭

## સર્ગ ૯૮ મો.

### ભરતનો યત્ન-રામચંદ્રની શોધ.

निवेश्य सेनां तु विभुः पद्भ्यां पादवतां वरः । अभिगन्तुं स काकुत्स्थमियेष गुरुवर्तकम् ॥ १ ॥

મનુષ્યશ્રેષ્ઠ ભરત પૂર્વોક્ત પ્રકારે પોતાની સર્વ સેનાને યથાયોગ્ય નિવાસ કરાવીને, અતિ નમ્રપણે પગે ચાલીને, પિતાનું વચન પાળવા માટે વનમાં વસતા રામચંદ્રની શોધ કરવા માટે તત્પર થયા. એ વેળા તેણે શત્રુઘ્નને કહ્યું કે,[૧,૨] "હે સૌમ્ય! આ સર્વ સૈનિકો તથા કેટલાક ભિલ્લોસહિત તું એક બાજુથી આ વનને વિષે આપણા આર્યબંધુ રામચંદ્રની શોધ કરવા માંડ.[૩] વળી પોતાના હજારો જ્ઞાતિજનોસહિત આ ગુહરાજા બીજી બાજુએ શોધ કરશે,[૪] તેમજ આપણા પ્રધાનો, મુખ્ય મુખ્ય નગરવાસીઓ અને વસિષ્ઠાદિ ગુરૂજનોસહિત હું પણ પગે ચાલતાં, આ પર્વતમાં સર્વત્ર રામચંદ્રની શોધ કરીશ.[૫] હે ભાઇ! જ્યાં સુધી હું રામ, લક્ષ્મણ કે મહાભાગ્યવતી સીતાનાં દર્શન પામીશ નહિ ત્યાં સુધી મને જરા પણ શાંતિ વળવાની નથી.[૬] અરે! જ્યાં સુધી ચંદ્રસમાન નિર્મળ કાંતિવાળું અને કમળપત્રસરખાં વિશાળ નેત્રવાળું મહાત્મા રામચંદ્રનું ઉત્તમ મુખારવિંદ મારા જોવામાં આવશે નહિ, ત્યાં સુધી મને જરા પણ શાંતિ વળશે નહિ.[૭] હે પ્રિય ભાઈ શત્રુઘ્ન! સુમિત્રાનો પુત્ર મહાત્મા લક્ષ્મણ તો અવશ્ય કૃતકૃત્ય થઇ ચૂક્યોજ છે, કેમકે ચંદ્રવદન રામચંદ્રના મુખનું તે નિરંતર અવલોકન કરે છે![૮] અરે! જ્યાં સુધી હું રાજચિહ્નથી અલંકૃત એવા રામચંદ્રના ચરણોમાં મસ્તકવડે પ્રણામ કરીશ નહિ ત્યાંસુધી મને જરાપણ શાંતિ વળશે નહિ.[૯] અરે! જ્યાંસુધી રાજ્ય ભોગવવાને યોગ્ય શ્રીમાન્ રામચંદ્ર રાજ્યાભિષિક્ત થઇ ભીનાં અંગસહિત પોતાના પિતૃ-પિતામહના રાજ્યાસનપર વિરાજશે નહિ, ત્યાંસુધી મને જરાએ શાંતિ વળશે નહિ.[૧૦] અહા!! મહાભાગ્યવતી જનકતનયા સીતા પણ કૃતકૃત્યજ છે, કે જે સંપૂર્ણ પૃથ્વીના સ્વામી-પોતાના પતિ રામચંદ્રની સાથે ગતિ કરે છે-તેમને અનુકૂળ થઈ વર્તે છે![૧૧] અહો! હિમાલયસરખો આ ચિત્રકૂટ પર્વત પણ કેવો શોભી રહ્યો છે? અરે! તેને પણ શતશઃ ધન્યવાદ છે, કે જેને વિષે, નંદનવનમાં વસતા કુબેરની પેઠે શ્રીમાન્ રામચંદ્ર આનંદપૂર્વક વસે છે![૧૨] વળી સર્પાદિ ક્રૂર પ્રાણીઓના વસવાટવાળું આ અતિ ભયંકર દીસતું વન પણ કૃતાર્થ થઈ ચૂક્યું છે, કે જેને વિષે શસ્ત્રધારી પુરુષોમાં શ્રેષ્ઠ અને મહાસમર્થ એવા રામચંદ્ર નિવાસ કર્યો છે."[૧૩]

એમ કહીને પુરુષશ્રેષ્ઠ મહાબાહુ ભરતે પોતાના મંત્રિમંડળસહિત પગે ચાલતાં ઘોર વનમાં પ્રવેશ કર્યો.[૧૪] વાક્ચતુર ભરત એ વનની અંદર પુષ્પગુચ્છયુક્ત મોટાં મોટાં વૃક્ષોની ઘાટી ઝાડીમાં થઇને આગળ

વધવા લાગ્યા.[૧૫] આગળ જતાં એક અતિ ઉંચું શાલવૃક્ષ આવ્યું, તેનાપર ચઢીને ભરતે ચોમેર નજર કરી જોયું તો થોડેક દૂર-પર્વતના મધ્ય ભાગપર રામચંદ્રના આશ્રમ માંના અગ્નિનો ધૂમાડો તેની દૃષ્ટિએ પડયો.[૧૬]* તે જોઇને 'આ ધૂમાડો નીકળે છે તેજ રામચંદ્રનો આશ્રમ હશે' એમ ધારીને શ્રીમાન્ ભરત જાણે સમુદ્રના પારને જ પામ્યા હોયની! એમ અત્યંત હર્ષિત થયા.[૧૭]

મહાત્મા પુરૂષોએ સેવેલા રામચંદ્રના પવિત્ર આશ્રમને જોઇને શ્રીમાન્ ભરત શાળવૃક્ષ ઉપરથી નીચે ઉતર્યા; અને સાથે આવેલા કેટલાક સેવકજનોને ત્યાંજ ઉભા રાખીને ગુહ વગેરે મુખ્યજનોની સાથે શીઘ્ર ગતિથી તે દિશા તરફ ચાલ્યા.[૧૮]

स चित्रकूटे तु गिरौ निशम्य रामाश्रमं पुण्यजनोपपन्नम् । गुहेन सार्धं त्वरितो जगाम पुनर्निवेश्यैव चमूं महात्मा ॥ १८ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં અઠ્ઠાણુંમો સર્ગ સંપૂર્ણ ૯૮.

## सर्ग ९९ मो.

### રામ-ભરત ભેટ.

निविष्टायां तु सेनायामुत्सुको भरतस्तदा ।
जगाम भ्रातरं द्रष्टुं शत्रुघ्नमनुदर्शयन् ॥ १ ॥

રામચંદ્રના આશ્રમમાં ઉપાધિ ન થાય એટલા માટે સાથે આવેલા સૈનિકોને પાછળ રાખીને અને પોતાની માતાઓને સૈન્યમાંથી તેડી લાવવા માટે પુરોહિત વસિષ્ઠ મુનિને વિનતિ કરીને, રામદર્શન કરવાને અતિ ઉત્સુક થયેલા મહાત્મા ભરત સૌની આગળ ચાલવા લાગ્યા. એ વેળા રામદર્શન કરવા માટે ભરતના જેટલીજ ઉત્કંઠાવાળા સુમંત્ર અને શત્રુઘ્ન પણ તેની પાછળ ઉતાવળે જવા લાગ્યા. માર્ગમાં ચાલતાં શ્રીમાન્ ભરત, રામચંદ્રનો આશ્રમ નજીકમાં હોવાનાં કેટલાંક ચિહ્નો શત્રુઘ્નને દર્શાવતા જતા હતા.[૨-૩] આગળ જતાં તેણે દૂરથી પોતાના જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્રની તપસ્વીઓના સરખી પર્ણશાળા અને ઝુંપડી દીઠી.[૪] એ પર્ણશાળાના આગળના ભાગમાં કેટલાંક ભાંગેલાં કાષ્ઠો અને તોડેલાં પુષ્પો પડેલાં દીઠાં.[૫] વળી આશ્રમમાંથી વારંવાર બહાર જવું-આવવું પડે ત્યારે ઘાટી ઝાડીને લીધે માર્ગ ભૂલી જવાય નહિ એટલા માટે રામ-લક્ષ્મણે માર્ગપરનાં વૃક્ષોપર સ્થળે સ્થળે ફાટેલાં વસ્ત્રોના કકડા બાંધીને ચિહ્નો કરી મુકયાં હતાં તેને તથા શીત નીવારણાર્થે વનમાંનાં હરિણ અને મહિષના છાણનાં સુકાં અડાયાં (છાણાં) ના કરી રાખેલા ઢગલાઓને જોઇને, અત્યંત હર્ષિત થયેલા મહાત્મા ભરતે શત્રુઘ્નને તથા પોતાની સાથેના સુમંત્ર વગેરે પ્રધાનોને કહ્યું કે,[૬-૮] "અહો! હું ધારૂં છું કે મહર્ષિ ભરદ્વાજે આપણને જે સ્થાન દર્શાવ્યું હતું, તેજ સ્થળ આગળ આપણે આવી પહોંચ્યાછીએ. મંદાકિની નદી પણ અહીંથી બહુ દૂર નહિ હોય.[૯] અહો!! માર્ગ ન સૂઝી શકે તેવી વેળાએ પણ જવું આવવું સુગમ પડે એટલા માટે મહાત્મા લક્ષ્મણે આ ઉંચાં વૃક્ષોપર સ્થળે સ્થળે નિશાની દાખલ વસ્ત્રના કકડા બાંધી રાખ્યા હશે,[૧૦] કેમકે આ પર્વતની પાસે વહેતી મંદાકિની નદીમાં વિહાર કરીને પાછા વળતા મોટા દંતૂશળવાળા હાથીઓ પરસ્પર ગર્જના કરીને અત્યંત દોડાદોડ કરી મૂકતા હશે અને તેથી અસ્ત-વ્યસ્ત થઇ જતા માર્ગની નિશાની રહેવી અતિ કઠિન થઈ પડતી હશે.[૧૧] વળી વનમાં વસતા તપસ્વીઓ નિરંતર જેને વિષે સાયં-પ્રાતર્હોમ કર્યા કરે છે, તે પવિત્ર અગ્નિનો આ ધૂમ આકાશ તરફ જતો દેખાય છે.[૧૨] અહો! હવે મને નિશ્ચય થાય છે કે આજ આશ્રમને

* પ્રથમ પણ ધુમાડો નજરે પડયો હતો અને અત્ર પણ તેમજ થયું. એનું તાત્પર્ય એવું છે કે, પ્રથમ માત્ર ધુમાડો દેખાયું હતું અને હવેતો એ ધુમાડો કયાંથી નીકળે છે? એનું (મૂળ-સ્થાન) પણ નક્કી થયું.

વિષે ગુરૂજનોનો સત્કાર કરનારા અને નિરંતર હર્ષિત રહેનારા મહર્ષિ સરખા મારા જ્યેષ્ઠભ્રાતા રામચંદ્રનાં મને દર્શન થશે."[૧૩]

એ પ્રમાણે વાર્તાલાપ કરતાં એક મુહૂર્ત્ત પર્યંત ચાલીને તેઓ મંદાકિની નદીથી આગળ નીકળી ગયા. ત્યારે વળી ભરતે સુમંત્ર વગેરે મંત્રીઓને કહ્યું કે,[૧૪] "અરે, મારા જન્મને તો શું, પણ મારા આખા જીવિતને ધિક્કાર છે, કે જેને લીધે સર્વજનોના સ્વામી, પુરુષવ્યાઘ્ર શ્રીમાન્ રામચંદ્રને આવા નિર્જન અરણ્યને વિષે વીરાસન બાંધી બેસવું પડયું છે![૧૫] અરેરે!! અત્યંત કાંતિવાળા લોકપતિ શ્રીમાન્ રામચંદ્ર માત્ર મારે લીધેજ અસહ્ય દુઃખ વેઠીને અને સર્વ પદાર્થોનો ત્યાગ કરીને આવા ભયંકર વનમાં નિવાસ કરે છે![૧૬] અરે! લોકો પણ 'ભરતને લીધેજ રામને વનવાસ વેઠવો પડે છે.' એમ મારો અપયશ ગાય છે. પરંતુ આજે હું એ અપયશને નિવૃત્ત કરવા માટે રામચંદ્રની સમીપ જઇને તેમના, લક્ષ્મણના તથા સીતાના ચરણમાં પડીશ; અને તેઓને પ્રસન્ન કરીશ."[૧૭] એવી રીતે અનેકવિધના વિલાપ કરતા મહાત્મા ભરતે, છેક રામચંદ્રના આશ્રમની નજીક પહોંચ્યા પછી શાલ, તાલ તથા અશ્વકર્ણ વગેરે અનેક વૃક્ષોનાં સૂકાં પાંદડાથી બનાવેલી મનોહર અને વિશાળ પર્ણશાળા દીઠી. એ પર્ણશાળા દર્ભવડે આસ્તૃત કરેલી યજ્ઞવેદીના જેવી રમણીય દેખાતી હતી.[૧૮-૧૯] એ પર્ણશાળા ભીંત ઉપર ટાંગેલાં શત્રુઓનો નાશ કરનારાં, અતિ વજનદાર, મોટાં કાર્ય કરનારાં, સુવર્ણનાં પૃષ્ઠવાળાં અને ઇંદ્રના આયુધ સરખાં લાગતાં મોટાં ધનુષ્યોવડે શોભી રહી હતી.[૨૦] જેમ સર્પોવડે ભોગવતી નગરી શોભે છે તેમ, સૂર્યનાં કિરણસરખાં ભાથામાં રહેલાં દેદીપ્યમાન ફણાંવાળાં બાણોવડે એ પર્ણશાળા શોભી રહી હતી.[૨૧] વળી સુવર્ણના મ્યાનવાળી બે તીક્ષ્ણ તલવારો, સુવર્ણબિંદુઓથી ચિત્રવિચિત્ર દેખાતી બે મોટી ઢાલો તથા સોનેરી રંગથી ચીતરેલાં ઘોના ચામડાનાં હાથનાં મોજાં એ સઘળું એ પર્ણશાળાની સામી ભીંતે લટકાવી રાખ્યું હતું. આવા દેખાવને લીધે, જેમ સિંહની ગુફામાં મૃગ પ્રવેશ કરી શકે નહિ તેમ એ પર્ણશાળામાં કોઈ પણ શત્રુથી પ્રવેશ થઈ શકે એમ નહોતું.[૨૨,૨૩]

આવો દેખાવ જોઇને "અવશ્ય, આ રઘુવીરનોજ આશ્રમ હોવો જોઇએ" એમ ધારીને મહાત્મા ભરતે એ પર્ણશાળાની અંદર પ્રવેશ કર્યો તો ત્યાં ઈશાનકોણમાં તેણે દેદીપ્યમાન અગ્નિવાળી એક પવિત્ર વેદી (યજ્ઞશાળા) દીઠી.[૨૪] કાંઇક આગળ વધીને જોયું, તો અંદરના ભાગમાં મૃત્તિકાથી બનાવેલી વેદી ઉપર સીતા તથા લક્ષ્મણની સાથે બેઠેલા રામચંદ્રનાં તેને દર્શન થયાં. અગ્નિસરખી દેદીપ્યમાન કાંતિવાળા, સિંહસમાન સ્કંધવાળા, કમળસરખાં નેત્રવાળા, મોટી ભુજાઓવાળા, ધર્મ પ્રમાણે વર્ત્તનારા, મસ્તકપર જટા તથા શરીરપર કૃષ્ણ મૃગચર્મ અને વલ્કલવસ્ત્રને ધારણ કરનારા તથા આખી પૃથ્વીના પતિ બ્રહ્મદેવસરખા શ્રીમાન રામચંદ્રને એ પ્રમાણે નિર્જન વનમાં સ્થંડિલપર બેઠેલા જોઇને, કૈકેયીપુત્ર ભરત અત્યંત દુઃખી થયા; અને અતિ આતુરતાથી પોતાની સાથેના શત્રુઘ્ન વગેરે સૌને પાછળ મૂકીને, એકદમ આગળ દોડયા.[૨૫,૨૬] રામચંદ્રનું દર્શન થતાંજ પોતાના અંતઃકરણમાં ઉપજેલા ખેદને લીધે ગદ્‌ગદકંઠ થઇ ગયેલા શ્રીમાન્ ભરત બળાત્કારે ધૈર્ય ધરીને વિલાપ કરતા કહેવા લાગ્યા કેઃ-[૩૦] "અરે, મારા આર્યબંધુ રામચંદ્ર જ્યારે સભામાં બેસતા, ત્યારે સર્વ પ્રધાનમંડળ તેમની ઉપાસના કરતું હતું, તેજ રામચંદ્ર આજે વનમાં મૃગોની વસ્તીમાં નિવાસ કરી રહ્યા છે![૩૧] અરે! જે મહાત્મા રામચંદ્ર અયોધ્યામાં વસીને અનેક ઉત્તમ વસ્ત્રો ધારણ કરવાને યોગ્ય છે તે રામચંદ્ર આજે ધર્મ પાળવા માટે આ નિર્જન અરણ્યમાં વસીને માત્ર મૃગચર્મનેજ ધારણ કરે છે![૩૨]

અરેરે! જે રામચંદ્ર પૂર્વે નિરંતર પોતાના મસ્તકપર ચિત્રવિચિત્ર પુષ્પોની સુગંધયુક્ત માળાઓને ધારણ કરતા હતા તે રામચંદ્ર આજે આવા અસહ્ય જટાભારને કેમ કરી સહન કરતા હશે?[33] અરે! જે, રામચંદ્ર ઋત્વિજોદ્વારા શાસ્ત્રોક્ત યજ્ઞો કરીને ધર્મ સંપાદન કરવાને યોગ્ય છે, તે આજે પોતાના શરીરે પરમ ક્લેશ સહન કરીને ધર્મનું સેવન કરે છે![34] અરેરે!! જેના અંગોપર પૂર્વે અમૂલ્ય ચંદન ચર્ચાતું હતું તે રામચંદ્રના અંગોપર આજે વનને વિષે ઉડતી રજનો જમાવ થઇ રહ્યો છે![35] અરેરે! નિરંતર સુખ ભોગવવાને યોગ્ય રામચંદ્રને આવું અસહ્ય કષ્ટ મારે લીધેજ વેઠવું પડે છે! હાય, આ જગતને વિષે ક્રૂર ગણાયેલા મારા નિંદિત જીવિતને ધિક્કાર છે."[36]

એ પ્રમાણે અતિ વિલાપ કરતા અને ચોધાર આંસુએ રોતા મહાત્મા ભરત રામચંદ્ર બેઠા હતા ત્યાં જઇ પહોંચ્યા, પરંતુ અતિ દુઃખને લીધે તેમના ચરણકમળ પર્યંત ન જઇ શકવાથી અધવચગાળેજ દીનની પેઠે પૃથ્વીપર પડી ગયા.[37] એ વેળા મહા બળવાન્ રાજપુત્ર ભરત અતિ દીનવાણીથી "હા આર્ય!!!" એટલું એકવારજ બોલવા ઉપરાંત બીજું કાંઇપણ બોલી શકયા નહિ; તે પોતાના વડિલ બંધુ રામચંદ્રની દુઃખયુક્ત સ્થિતિ જોઇને અતિ શોકને લીધે ગદ્ગદ કંઠ થઈ ગયા હતા.[38,39] ભરતની સાથે આવેલા શત્રુઘ્ને પણ રોદન કરતાં કરતાં, રામચંદ્રના ચરણકમળ આગળ જઇને સાષ્ટાંગ-દંડવત્ નમસ્કાર કર્યા, ત્યારે શ્રીમાન્ રામચંદ્રે એકાએક પોતાના આસનપરથી ઉભા થઇને સ્વહસ્તે કરી શત્રુઘ્નને ઉભો કર્યો; અને પછી તેઓ બન્ને પરસ્પર ભેટી પડયા, આ વેળા રામચંદ્રનાં નેત્રમાં આંસુ ભરાઇ આવ્યાં.[40]

ત્યારપછી, જેમ આકાશને વિષે સૂર્ય અને ચંદ્ર, શુક્ર તથા બૃહસ્પતિને મળે, તેમ રામચંદ્ર અને લક્ષ્મણ, સુમંત્ર તથા ગુહરાજને મળીને પ્રેમથી ગદ્ગદકંઠ થયા.[41] એ રામ-લક્ષ્મણાદિ ક્ષત્રિયો, કે જેઓ હસ્તી આદિક વાહનોપર બેસીને ચાલવાને યોગ્ય હતા તેઓને મહાદારૂણ અરણ્યને વિષે અડવાણે પગે ચાલી આવી પરસ્પર મળેલા જોઈને, ત્યાં વસનારાં સર્વ પ્રાણીઓ હર્ષરહિત થઇને રોદન કરવા લાગ્યાં.[42]

तान्पार्थिवान्वारणयूथपार्हान्समागतांस्तत्र महत्यरण्ये ॥ वनौकसस्तेऽभिसमीक्ष्य सर्वे त्वश्रूण्यमुञ्चन्प्रविहाय हर्षम् ॥४२॥

ઇતિ શ્રીવાલ્મીકિય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં નવાણુમો સર્ગ સંપૂર્ણ. ૯૯

## સર્ગ ૧૦૦ મો.

રામ-ભરતભેટ-રાજનીતિનો બોધ.

जटिलं चीरवसनं प्राञ्जलिं पतितं भुवि।
ददर्श रामो दुर्दर्शं युगान्ते भास्करं यथा ॥१॥

જટા અને ચીરવસ્ત્રને ધારણ કરનારા શ્રીમાન ભરત, કે જેની મુખાકૃતિ વિવર્ણ થઇ ગઈ હતી, અત્યંત શોકને લીધે શરીરે કૃશ થઇ ગયા હતા, તથા યુગાંત સમયમાં નિસ્તેજ થયેલા સૂર્યની પેઠે નિસ્તેજ થઈ હાથ જોડીને પૃથ્વીપર પડયા હતા, તેને અનુમાનથી ઓળખીને* શ્રીમાન્ રામચંદ્રે તુરતજ પોતાના હાથવડે બેઠા કર્યા; અને પોતાના હૃદયસરસા ચાંપીને તથા તેના મસ્તકના કેશ સૂંઘીને અતિ પ્રેમથી પોતાના ખોળામાં બેસાડયા. પછી રામચંદ્ર આદરપૂર્વક પૂછવા લાગ્યા કેઃ–[1-3] "હે તાત ભરત! સાંપ્રતમાં આપણા પિતા કયાં છે? તું તેમને મૂકીને અહીં કેમ આવ્યો છે? તેમના જીવતાં સુધી તેમની સેવાનો ત્યાગ કરીને

* ભરત શરીરે કૃશ થયેલ હતા અને તેણે જટા તથા ચીર વસ્ત્ર ધારણ કર્યાં હતાં, તેથી રામ તેને સ્પષ્ટરીતે ઓળખી શકયા નહિ; પરંતુ અનુમાનથી ઓળખ્યા.

તારે અહીં આવવું યોગ્ય નથી.[4] હે તાત! આજે હું તને તારા મોસાળથી ઘણે દિવસે આવેલો જોઇને અત્યંત હર્ષ પામું છું. પરંતુ તું કહે તો ખરો, કે તું શરીરે આટલો બધો કૃશ કેમ થઈ ગયો છે? અરે, તું ઓળખાતો પણ નથી! હે ભાઇ! આવો વિલક્ષણ વેષ કરીને તારે આવા ભયંકર અરણ્યમાં આવવાનું શું પ્રયોજન છે?[5] હે તાત! તને અહીં આવેલો જોઇને મને શંકા ઉપજે છે, માટે પૂછું છું કે આપણા પિતા દશરથરાજા સારી રીતે રાજ્ય તો કરે છે ને? અથવા મારા વિયોગથી દુઃખી થઇને, તેમણે પરલોકવાસ તો નથી કર્યો ને?[6] અથવા હે સૌમ્ય! તું હજી બાળકસરખો છે, તેથી તારા હાથમાંથી રાજ્ય નષ્ટ તો થયું નથીને? હે સત્ય પરાક્રમવાળા ભરત! તું આપણા પિતાની શુશ્રૂષા તો કરે છે ને?[7] હે ભાઇ! રાજસૂય અને અશ્વમેધાદિ યજ્ઞ કરનારા, ધર્મને વિષે દૃઢ નિષ્ઠાવાળા અને સત્યપ્રતિજ્ઞાવાળા આપણા પિતા કુશળ છે ને?[8] હે તાત! આપણા ઇક્ષ્વાકુકુળના પુરોહિત વસિષ્ઠમુનિ કે જે નિરંતર ધર્મમાં પ્રીતિવાળા, અત્યંત તેજસ્વી અને વિદ્વાન્ છે, તેમનું તું યથાયોગ્ય પૂજન-સત્કાર કરે છે?[9] હે તાત! માતાજી કૌસલ્યા, અને લક્ષ્મણ તથા શત્રુઘ્નસરખી ઉત્તમ પ્રજાવાળી સુમિત્રા સુખી છે? તેમજ આર્યા કૈકેયીદેવી પણ આનંદયુક્ત છે કે?[10] વળી અતિ વિનયયુક્ત, અનેક શાસ્ત્રોને જાણનારો, સકલ ક્રિયાઓમાં નિપુણ અને ઇર્ષ્યાવિનાનો આપણા કુલગુરુ વસિષ્ઠઋષિનો પુત્ર, કે જે તારો પુરોહિત છે, તેનો તું સારી રીતે સત્કાર કરે છે કે?[11] વળી તે અતિબુદ્ધિવાળો, સરળ સ્વભાવવાળો, વેદવિધિને જાણનારો અને તારા અગ્નિકાર્યમાં યોજેલો ગુરુપુત્ર સુયજ્ઞ યજ્ઞસમયે હોમેલા તથા હોમવાના અગ્નિનું સારી રીતે રક્ષણ કરે છે કે?[12] વળી હે તાત! સર્વ દેવો, ગુરુઓ, પિતૃઓ, પિતાસમાન અન્ય વડિલો, વૃદ્ધો, વૈદ્યો, વિદ્વાન્ બ્રાહ્મણો, સેવકો તથા મંત્રરહિત તેમજ મંત્રસહિત શસ્ત્ર-અસ્ત્રના પ્રયોગોને જાણનારા અને રાજનીતિમાં કુશળ એવા ધનુર્વેદના પંડિત સુધન્વા વગેરે સત્પુરુષોનો તું કેવી રીતે સત્કાર કરે છે કે?[13,14] હે તાત! તેં પોતાના સરખા શૂરવીર, વિદ્વાન્, જિતેંદ્રિય, કુલીન અને બાહ્યની ચેષ્ટા ઉપરથી તેના અંતરના ભાવને સમજી શકનારા મંત્રીઓ રાખ્યા છે કે?[15] કેમકે શાસ્ત્રમાં નિપુણ અને મંત્રનું સારી રીતે રક્ષણ કરી જાણનારા મંત્રીઓએ સુરક્ષિત-ગુપ્ત રાખેલો મંત્રજ રાજાઓના વિજયનું મૂળ કારણ છે.[16] હે ભાઇ! તું જાગવાના સમયમાં નિદ્રાવશ તો થતો નથીને? પાછલી રાત્રિને વિષે જાગ્રત થઇને તું દ્રવ્ય પ્રાપ્ત થવાના ઉપાયોનું ચિંતન કરે છે કે?[17] વળી તું કોઇ પણ કાર્યનો વિચાર અમુક નિયમિત કરેલા મંત્રીઓની સાથે મળીને ન કરતાં એકલો તો કરતો નથી ને, અથવા તો ઘણાઓની સાથે મળીને કરતો નથીને? હે તાત! તેં, નિયત કરેલા મંત્રીઓની સાથે મળીને નિશ્ચિત કરેલો કોઇ પણ કાર્યનો વિચાર સભામાં-બહાર ભેદ તો પામતો નથીને? અર્થાત્ કરેલો વિચાર બહાર-પ્રજામાં ફુટતો નથીને?[18] હે રઘુવંશોત્પન્ન ભરત! થોડા પ્રયત્નથી સિદ્ધ થઇ શકે એવા મોટાં ફળવાળા કોઇપણ કાર્યનો નિશ્ચય કરીને પછી તે કરવામાં તું વિલંબતો કરતો નથીને?[19] તારા સામંતો તેં નિશ્ચય કરેલાં, કરવાનાં કે ન કરવાનાં કાર્યોને જાણી તો જતા નથીને?[20] હે તાત! તેં એકલાએ અથવા મંત્રીઓની સાથે મળીને કરેલા વિચારોને તારા કે તારા મંત્રીઓના કહ્યા વિનાજ અનુમાનથી કિંવા બીજી હરકોઇ યુક્તિથી તારા શત્રુઓ જાણી તો જતા નથીને? વળી તું હરકોઇ પ્રકારે તારા શત્રુઓના ગુપ્ત વિચારોને જાણી તો શકે છેની?[21] હે ભરત! તું હજારો મૂર્ખોને પાસે રાખવા કરતાં, એકજ પંડિત પુરુષને માન આપીને પાસે રાખવાનું વધારે ઉત્તમ માને છેની? કેમકે પંડિત પુરુષ ગમે તેવી આપત્તિસમયે

તેમાંથી નિસ્તાર થવાનો એક ઉપાય શોધીને રાજાનું મોટું કલ્યાણ કરે છે.[૨૨] રાજા, ગમે તો હજારો અથવા લાખો મૂર્ખોને પોષીને પોતાની પાસે રાખે તોપણ તેઓથી તેને કાંઈ પણ સહાય્ય મળતી નથી;[૨૩] પરંતુ બુદ્ધિમાન, શૂરવીર, હોંશીયાર અને વિચીક્ષણ એવો એક પણ પંડિતમંત્રી, રાજા કિંવા રાજપુત્રની પાસે હોય, તો તે મંત્રી તે રાજા વા રાજપુત્રને મોટી સમૃદ્ધિ પ્રાપ્ત કરાવી શકેછે."[૨૪] "વળી હે તાત! તેં તારા ઉત્તમ વર્ગના ભૃત્યોને ઉત્તમ કાર્યો કરવામાં, મધ્યમવર્ગના ભૃત્યોને મધ્યમ કાર્યો કરવામાં અને કનિષ્ઠ વર્ગના ભૃત્યોને કનિષ્ઠ કાર્યોમાં યોજીને યોગ્ય વ્યવસ્થા તો રાખી છેની?[૨૫] વળી સારી રીતે પરીક્ષા કરેલા, કપટવિનાના અને બાપ-દાદાના મંત્રીઓના વંશમાં જન્મેલા નિષ્પાપ એવા તારા મંત્રીઓને તું ઉંચા દરજ્જાનાં શ્રેષ્ઠ કાર્યોમાં તો યોજે છેને?[૨૬] હે કૈકેયીપુત્ર ભરત! કોઇ પણ કારણથી ખેદ પામેલા તારા મંત્રીઓ તથા ઉગ્ર દંડવડે અતિ પીડિત થયેલી તારી પ્રજા રાજ્યને વિષે કોઈ પણ સ્થળે તારૂં અપમાન તો કરતાં નથીને?[૨૭] હે બાપ! જેવી રીતે કુલીન સ્ત્રીઓ નીચ જાતિમાં ઉત્પન્ન થયેલી સ્ત્રીમાં આસક્ત થનારા કામી પુરૂષની અવજ્ઞા કરે છે, તેવી રીતે યજન કરાવનારા બ્રાહ્મણો તારાપર કોઇ પણ પાપનો આરોપ મૂકી 'તું યજ્ઞ કરવા યોગ્ય નથી' એમ કહીને તારી અવજ્ઞા તો કરતા નથીને?[૨૮] વળી હે ભાઈ! રાજાની પાસેથી દ્રવ્ય પ્રાપ્ત કરવાની ઉત્કટ ઇચ્છાને લીધે રાજાના વ્યાધિને વધારનારા વૈદ્યનો, રાજાને ઐશ્વર્યથી ભ્રષ્ટ કરવા માટે રાજાના વિશ્વાસુ સેવકોને પણ ભેદ પમાડી નષ્ટ કરનારા સેવકનો અને ઐશ્વર્યની કામનાવાળા શૂરવીર પુરૂષનો, જે રાજા વધ કરતો નથી તે પોતેજ તેઓથી હણાઇ જાય છે.[૨૯] હે ભરત! નિરંતર હર્ષિત રહેનારો શૂરવીર, ધીરજવાળો, બુદ્ધિમાન, પવિત્ર, ઉત્તમ કુળમાં જન્મેલો અને તારા વિષે પ્રીતિવાળો હોય એવો સેનાપતિ તેં નિમ્યો છે કે?[૩૦] વળી યુદ્ધવિદ્યામાં કુશળ, બળવાન્ અને જેઓનું પરાક્રમ એક-બેવાર તારા જોવામાં આવ્યું હોય એવા મુખ્ય મુખ્ય યોદ્ધાઓનું તું યોગ્ય સત્કારપૂર્વક માનતો જાળવે છે ને?[૩૧] તું તારા યોદ્ધાઓ વગેરેને પ્રતિમાસે આપવાનું અન્ન તથા વેતન વગેરે વખતસર આપવામાં ઢીલતો કરતો નથી ને?[૩૨] જો તેઓને અન્ન તથા વેતન વગેરે આપવામાં ઢીલ થયા કરે તો માત્ર વેતનથીજ જીવનારા તેઓ પોતાના રાજા ઉપર કોપાયમાન થાય છે; અને તેથી મહાન અનર્થ થઇ જાય છે.[૩૩] વળી તારા સર્વે જ્ઞાતિજનો તેમજ પ્રધાનો તારાપર સાચી પ્રીતિ ધરાવે છે? તેમજ તેઓ એકત્ર થઇને તારાં કાર્યો માટે પોતાનો પ્રાણત્યાગ કરવાને પણ તત્પર છે કે?[૩૪] હે તાત! તેં તારાજ દેશમાં જન્મેલા, વિદ્વાન, હોશીયાર, સ્મૃતિવાળા, બુદ્ધિવાળા અને જેવું કહ્યું હોય તેવુંજ બોલનારા દૂતોનો સંગ્રહ કર્યો છે કે?[૩૫] હે ભાઇ! પરરાજ્યને વિષે ૧ મંત્રી, ૨ પુરોહિત, ૩ યુવરાજ, ૪ સેનાપતિ, ૫ દ્વારપાલ, ૬ અંતઃપુરાધિકારી, ૭ બંધનગૃહાધિકારી, ૮ ધનાધ્યક્ષ, ૯ રાજાની આજ્ઞાથી સેવકોને હુકમ આપનાર, ૧૦ પ્રાડવિવાક÷ ૧૧ ધર્માસનાધિકારી, ૧૨ વ્યવહારોનો નિર્ણય કરનાર સભ્ય, ૧૩ સેનાને પગાર વગેરે વહેંચનાર, ૧૪ કાર્ય સમાપ્ત થયા પછી કર વગેરે ઉઘરાવનાર, ૧૫ નગરાધ્યક્ષ, ૧૬ રાષ્ટ્રાન્તપાલક* ૧૭ દુષ્ટોને શિક્ષા કરનાર, અને ૧૮ જળ, પર્વત તથા વન વગેરે સ્થળોનું રક્ષણ કરનાર. એ અઢાર તીર્થોને; તેમજ પોતાના રાજ્યમાં એ અઢાર તીર્થોમાંથી પ્રથમનાં ત્રણ (મંત્રી, પુરોહિત તથા યુવરાજ) ને છોડીને, બાકીનાં પંદર તીર્થોને તું, એક-બીજાને નહિ ઓળખનારા ત્રણ ત્રણ દૂતોદ્વારા સારી રીતે

÷ વકીલ.

* સરહદનું રક્ષણ કરનાર.

જાણે છે ને ? અર્થાત્ તેઓ શાં શાં કાર્યો કરે છે તેની તું બરાબર તપાસતો રાખે છે ને ?[૩૬] વળી હે શત્રુસૂદન ! દેશનું અહિત કરનારા હોવાને લીધે તેં દેશમાંથી કાઢી મૂકેલા અને પછીથી પાછા આવી દેશમાં વસેલા તારા શત્રુઓને દુર્બળ જાણીને તું તેઓની ઉપેક્ષા તો કરતો નથી ને ?"[૩૭]

"હે તાત ! માત્ર પ્રત્યક્ષ પ્રમાણનેજ માનનારા લોકાયતિકોના મતને અનુસરનારા બ્રાહ્મણોનો સમાગમ તો તું કરતો નથી ને ?+ તેઓ પરલોકસંબંધી જ્ઞાનવિનાના હોવાને લીધે મહાન્ અનર્થ કરનારા, પોતાનેજ પંડિત માનનારા અને બાળકસરખા મૂર્ખ હોય છે.[૩૮] દુષ્ટ બુદ્ધિવાળા તેઓ પ્રમાણભૂત ધર્મશાસ્ત્રો વિદ્યમાન છતાં, માત્ર શુષ્ક તર્ક-વાદ-વિવાદનોજ આશ્રય કરીને 'આ જગત્ પરમાર્થશૂન્ય છે.' એવો નિરર્થક બકવાદ કરે છે.[૩૯] વળી હે તાત ! આપણા શૂરવીર ઇક્ષ્વાકુવંશમાં જન્મેલા પૂર્વજોએ સેવેલી અયોધ્યાનગરી કે જે દૃઢદ્વારોવાળી, હાથી, રથ અને અશ્વાદિથી વ્યાપ્ત, પોત-પોતાનાં કર્મમાં પ્રીતિવાળા બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા વૈશ્યોથી ભરેલી તેમજ બીજા પણ અત્યંત ઉત્સાહવાળા હજારો જિતેંદ્રિય આર્યોએ સેવેલી, અનેક તરેહના સુશોભિત પ્રાસાદોવાળી, મોટા મોટા વિદ્વજ્જનોથી વ્યાપ્ત અને ધન-ધાન્યાદિ અનેક સંપત્તિઓથીયુક્ત છે, તેનું તું રૂડી રીતે રક્ષણ તો કરે છેને ?[૪૦-૪૨] હે રાઘવ ! આપણા પૂર્વજોએ સુરક્ષિત કરેલો આપણો સમૃદ્ધિમાન દેશ કે જેને વિષે અશ્વમેધાદિ યજ્ઞ કરવા યોગ્ય અનેક સ્થળો છે, જે બુદ્ધિમાન મનુષ્યોથી વ્યાપ્ત છે, જે અનેક દેવસ્થાનો, નદીઓ અને તળાવો વગેરે જળાશયોથી ભરપૂર છે, જેને વિષે સઘળાં સ્ત્રી-પુરુષો હર્ષયુક્ત જણાય છે, જે અનેક સમાજો તથા ઉત્સવોથી સુશોભિત રહે છે, ઋતુ-ઋતુ પ્રમાણે ખેડતો જેની સીમાઓને સારી રીતે ખેડે છે, જે હિંસાવિનાનો છે, ગાય વગેરે પશુઓથી સંકુળ છે, સર્વ પ્રકારનાં ભયોથી રહિત છે, જેને વિષે નદીનાં જળવડે ધાન્ય ઉત્પન્ન થાય છે, જ્યાં એકપણ હિંસક પ્રાણી નજરે પડતું નથી, જે સોનાં-રૂપાંની અનેક ખાણોવડે શોભી રહ્યો છે, અને જેમાં પાપી મનુષ્યોની વસ્તી નથી, તે આપણો દેશ તારા શાસન નીચે સુખીતો છેને ?[૪૩-૪૬] હે તાત ! આપણા રાજ્યમાં વસનારા અને ખેતી તથા ગોરક્ષા કરી પોતાની આજીવિકા ચલાવનારા વૈશ્યોપર તું પ્રીતિ રાખે છે કે ? અને તેઓ પોત-પોતાના મોટા વ્યાપારો ચલાવીને સુખી થાય છે કે ?[૪૭] તે ખેતી-વ્યાપાર વગેરે કરનારા વૈશ્યોની સર્વ ઇચ્છાઓને પૂર્ણ કરીને તું તેઓનું સારી રીતે રક્ષણ કરે છે કે ? ધર્મજ્ઞ રાજાએ પોતાના દેશમાં વસનારી સર્વ પ્રજાનું અવશ્ય રક્ષણ કરવું જોઈએ.[૪૮] હે તાત ! તું સ્ત્રીઓનું કોઇપણ રીતે અપમાન ન થવા દેતાં, તેમનું રૂડીરીતે સાંત્વન તો કરે છે ને ? વળી તેઓ તારાથી સુરક્ષિત તો રહે છે ને ? હે બાપ ! તું તેઓનાં વચનોપર અતિ વિશ્વાસ તો રાખતો નથી ને ? વળી તેઓને પોતાની ઇષ્ટ માનીને ગુહ્યવાર્તા તો કહેતો નથીને ?[૪૯] હે ભરત ! જેમાં ઘણા હસ્તીઓ ઉત્પન્ન થાય છે એવું આપણા દેશનું નાગવન સુરક્ષિત તો છેની ? તું ઘણી ગાયોનું પાલન તો કરે છેને ? હાથીઓ, હાથિણીઓ, અને અશ્વાદિને સંગ્રહ કરવામાં તું તૃપ્ત તો થતો નથીને ?[૫૦] હે રાજપુત્ર ભરત ! તું નિત્ય સૂર્યોદય પહેલાં ઉઠીને, પૂર્વાહ્ણકાલનેવિષે રાજમાર્ગોપર પ્રજાજનોને અને સભામાં સભાસદોને પોતાના સુશોભિત શરીરનું દર્શન તો કરાવે છેને ?[૫૧] વળી તારા સર્વ કાર્યભારીઓ તારી બિલકુલ પણ અદબ રાખ્યાવિના નિઃશંકપણે તારી પાસે આવીને ઉચ્છૃંખલ સ્વભાવે વર્તતા તો

+ આ ઉપરથી સમજાય છે કે-રામાયણના વખતમાં પણ લોકાયતિક-ચાર્વાક વગેરે મતવાદીઓનું અસ્તિત્વ હતું; પરંતુ તેનું વિશેષ પ્રાબલ્ય હોય, એમ જણાતું નથી.

નથીને ? તેમજ તેં પણ અતિ ગર્વને લીધે તેઓને ઘણે દૂર તો રાખ્યા નથીને ? સેવકજનોને બહુ દૂર પણ નહિ, તેમ બહુ સમીપ પણ નહિ રાખતાં, મધ્યમપણે રાખવાથીજ કાર્ય સિદ્ધ થાય છે.[૫૨] હે તાત ! તારા સર્વ કિલ્લાઓ, ધન, ધાન્ય, આયુધ, જળ, અનેક પ્રકારનાં યંત્ર-શિલ્પીઓ તથા મોટા મોટા ધનુષ્યધારીઓથી ભરેલા તો છેને ?[૫૩] હે રાઘવ ! તારા રાજ્યની ઉપજ ઘણી સારી રીતની છે કે ? અને તે ઉપજના પ્રમાણથી ખર્ચ ઘણોજ ઓછો કરે છે કે ? ઉપજકરતાં ખર્ચ ઘણોજ ઓછો હોવો જોઇએ. વળી હે ભાઇ ! તારો ભંડાર નટ તથા નર્તકાદિ અપાત્રોને દ્રવ્ય આપવામાં તો વપરાતો નથી ને ?[૫૪] રાજાઓએ આવક કરતાં ખર્ચ ઘણુંજ ઓછું કરવું અને તે પણ ખાસ અગત્યની બાબતો, જેવી કે દેવ, પિતૃ, બ્રાહ્મણ અને અતિથિ વગેરેનું પૂજન-સત્કાર કરવામાં, યોદ્ધાઓ, સગાં-સંબંધીઓ તથા મિત્રવર્ગનું પોષણ કરવામાં; અને પ્રજાના સુખનું સંરક્ષણ કરવામાંજ (ખર્ચ) કરવું જોઇએ.[૫૫]

"હે તાત ! તારા રાજ્યના ન્યાયધીશો કોઇ આર્ય અને શુદ્ધ અંતઃકરણવાળો મનુષ્ય કે જેના ઉપર નીચ કૃત્ય કરવાનો કોઇપણ કારણથી ખોટો આરોપ આવ્યો હોય તેવા પવિત્ર મનુષ્યને, ધર્મશાસ્ત્રીઓદ્વારા કાંઈ પણ નિર્ણય કરાવ્યા વિના ધનના લોભથી દંડતાતો નથી ને ?[૫૬] હે નરશ્રેષ્ઠ ભરત ! તારા દેશમાં વસતા ચોરો, કે જેઓને ધનના માલીકે અથવા તારા દૂતોએ પકડેલા હોય, અને પ્રશ્નપરંપરા પૂછવાથી તેમજ ચોરીનો માલ પકડાવાથી પણ જેઓ ચોર જણાયેલા હોય છતાં પણ તેઓને, તારા દૂતો ધનના લોભથી છોડી તો દેતા નથી ને ?[૫૭] અનેક શાસ્ત્રોને જાણનારા તારા અમાત્યો ધનાઢ્ય તથા નિર્ધનના કજીયામાં નિર્લોભ થઇને નિષ્પક્ષપાતપણે તેઓને યથાર્થ ન્યાય આપે છે ને ?[૫૮] કેમકે રાજાતરફથી અન્યાય મળવાને લીધે ખોટો આરોપ પામેલા મનુષ્યોનાં નેત્રમાંથી જે દુઃખાશ્રુ પડે છે તે, તેવો અન્યાય કરીને સુખ મેળવવા ઇચ્છતા રાજાના પુત્રો તથા પશુઓ વગેરેનો નાશ કરે છે.[૫૯] વળી હે તાત ! તું વૃદ્ધ, બાળક તથા મુખ્ય મુખ્ય વૈદ્યોની, દાન, સ્નેહયુક્ત મન અને મધુરી વાણીવડે સંભાવના કરે છે કે ?[૬૦] તેમજ ગુરૂજનો, વૃદ્ધો, તપસ્વીઓ, દેવો, અતિથિઓ, દેવસ્થળો, તથા તપશ્ચર્યા અને વિદ્યાવડે પવિત્ર થયેલા બ્રાહ્મણો વગેરેને તું નિરંતર નમસ્કારો કરે છે ને ?[૬૧] હે બાપ ! દિવસનો પૂર્વાહ્ણકાળ કે જે ધર્માર્જન કરવા યોગ્ય છે, તેવેળા અર્થોપાર્જનનાં કાર્યો કરીને તું ધર્મનો બાધ તો કરતો નથી ને ? તથા મધ્યાહ્નકાળ કે જે અર્થોપાર્જન કરવા યોગ્ય છે, તે વેળા ધર્માજનમાં આસક્ત થઇને તું અર્થનો બાધ તો કરતો નથી ને ? તેમજ પોતાની ઇંદ્રિયોના વિષયો ભોગવવા રૂપ લોભને લીધે કેવળ કામમાંજ આસક્ત રહીને એ બન્ને ધર્મ તથા અર્થને વિસારી તો મૂકતો નથી ને ?[૬૨] હે ઇચ્છિત આપનાર ! હે કાલજ્ઞ ! હે જીતનારાઓમાં શ્રેષ્ઠ ભરત ! ધર્મ, અર્થ અને કામને સેવન કરવાના સમયનો યથાક્રમે વિભાગ પાડીને તું તેઓનું યથાસમયેજ સેવન કરે છે ને ?[૬૩] હે મહાપ્રાજ્ઞ ! તારા નગરમાં તથા દેશમાં વસનારા વિદ્વાન બ્રાહ્મણો તેમજ સર્વ પ્રજાજનો તારૂં કલ્યાણ તો ઇચ્છે છે ને ?[૬૪] ૧ નાસ્તિક્ય, ૨ અસત્ય, ૩ ક્રોધ, ૪ પ્રમાદ, ૫ દીર્ઘસૂત્રીપણું. ૬ જ્ઞાનીપુરૂષોનો સમાગમ ન કરવો, ૭ આલસ્ય, ૮ ચક્ષુ વગેરે પાંચે ઇંદ્રિયને વશીભૂત થવું, ૯ રાજ્યસંબંધી કાર્યનો એકલાએ વિચાર કરવો, જેઓ કાર્યાકાર્યનાં તત્ત્વને જાણનારા ન હોય ૧૦ તેવા વિપરીત દૃષ્ટિવાળાઓની સાથે વિચાર કરવો, ૧૧ નિશ્ચિત કરેલા કાર્યનો આરંભ ન કરવો, ૧૨ ગુપ્ત મંત્રનું રક્ષણ ન કરવું, ૧૩ પ્રાતઃકાળે માંગલિક નિત્યકર્માદિ ન કરવાં, ૧૪ ચારે દિશાના રાજાઓની સામે એકી વખતે

દંડયાત્રા+ કિંવા કોઈ મહાન્ પુરૂષને આવતો જોઈને પણ તેને માન આપવા માટે પોતાના આસનપરથી ઉભાં ન થવું, એ ચૌદ રાજદોષ કહેવાય છે. હે ભરત! તું એ પૂર્વોક્ત ચૌદ રાજદોષોમાંના કોઈપણ દોષનો આશ્રય તો કરતો નથી ને? ૬૫-૬૭

હે મહાપ્રાજ્ઞ ભરત! દશવર્ગ,* પંચવર્ગ,+ ચતુર્વર્ગ,÷ સપ્તવર્ગ,[1] અષ્ટવર્ગ,[2] ત્રિવર્ગ,[3] ત્રણ વિદ્યાઓ,[4] બુદ્ધિવડે ઇંદ્રિયોને જીતવાનો ઉપાય,[5] ષાડ્ગુણ્ય,[6] દૈવીદુઃખ,[7] માનુષીદુઃખ,[8] રાજાનું કૃત્ય,[9] વિંશતિવર્ગ,[10] પાંચ પ્રકૃતિ,[11] બાર રાજમંડળ,[12] પાંચ પ્રકારની યાત્રા,[13] દંડવિધાન,[14] તથા સંધિ અને વિગ્રહ. એ સર્વ નીતિશાસ્ત્રનાં મૂળતત્ત્વો છે. હે રાઘવ! તેઓમાંનાં કેટલાંક ગ્રહણ કરવા યોગ્ય અને કેટ-

+ યુદ્ધ કરવા માટે જવું તે.

* ૧ મૃગયા, ૨ દ્યૂત, ૩ દિવસે નિદ્રા, ૪ વ્યર્થ વિવાદ ૫ અતિ સ્ત્રીસંગ, ૬ મદિરા વગેરે માદક પદાર્થોનું સેવન, ૭-૮-૯ નૃત્ય, ગાયન કે વાજીંત્રોમાં આસક્ત રહેવું અને ૧૦ વૃથા ભ્રમણ કરવું. એ દશવર્ગ કામથી ઉત્પન્ન થનારો છે.

+ પંચવર્ગ એટલે પાંચ પ્રકારના કિલ્લા બનાવવા, જેમ કે—૧ નદી, તળાવ વગેરે જળની વચ્ચે, ૨ પર્વતપર અથવા પર્વતોની વચ્ચે, ૩ વૃક્ષોની ગાઢી ઝાડીવાળા સ્થળમાં, ૪ ઉખર જમીન (રણ)માં અને ૫ હથીઆરોની વચ્ચે કિલ્લા બનાવવા.

÷ સામ, દાન, ભેદ અને દંડ.

1 ૧ સ્વામી, ૨ અમાત્ય, ૩ રાષ્ટ્ર, ૪ દુર્ગ, ૫ કોશ, ૬ સેના, તથા ૭ સુહૃદ્વર્ગ. એ રાજાનાં સાત અંગ છે અને તે એક બીજાને સહાય કરનારાં છે.

2 ૧ ચાડીયાપણું, ૨ સાહસ, ૩ દ્રોહ, ૪ ઈર્ષ્યા, ૫ અસૂયા, ૬ અર્થદૂષણ, ૭ વાણીની કઠોરતા અને ૮ કઠોર દંડ. એ આઠ ક્રોધથી ઉત્પન્ન થાય છે. તેને 'અષ્ટવર્ગ' કહે છે.

3 ૧ ધર્મ, ૨ અર્થ અને ૩ કામ. એ ત્રણ પુરૂષાર્થો અથવા ૧ ઉત્સાહ, ૨ પ્રભુ, અને ૩ મંત્ર. એ ત્રણ શક્તિઓનો ત્રિવર્ગ.

4 વેદત્રયી, ખેતી વગેરે વૃત્તિ અને દંડનીતિ. એ ત્રણ વિદ્યાઓ.

5 યોગાભ્યાસ.

6 ૧ સંધિ, ૨ વિગ્રહ, ૩ યાન, ૪ આસન, ૫ દ્વૈધીભાવ અને ૬ આશ્રય.

7 અગ્નિ લાગવો, જળની રેલ આવવી, રોગ, દુકાળ, અને મહામારી વગેરે મરકી આવવી.

8 ચોરોથી, શત્રુઓથી, રાજાના માનીતા પુરૂષથી, અધિકારીથી તથા રાજાના લોભથી થનારાં દુઃખ.

9 જેને પગાર ન મળતો હોય એવો લોભી, જેનું અપમાન થયું હોય એવો માની, જેને કોપ કરાવ્યો હોય એવો ક્રોધી, અને જેને ભય પમાડેલો હોય એવો ભીરુ. એ ચાર પ્રકારના શત્રુપક્ષના મનુષ્યોને ફોડવા, તે રાજાનું કૃત્ય છે.

10 ૧ બાળક, ૨ વૃદ્ધ, ૩ લાંબા સમયનો રોગી, ૪ જ્ઞાતિબહિષ્કૃત થયેલો, ૫ બીકણ, ૬ બીકણ પુરૂષવાળો ૭ લોભી, ૮ લોભી મનુષ્યવાળો ૯ વૈરાગ્યવાળો, ૧૦ અતિ વિષયાસક્ત, ૧૧ તરંગી, ૧૨ દેવ તથા બ્રાહ્મણની નિંદા કરનારો, ૧૩ ભાગ્યહીનનો, ૧૪ દૈવનુંજ ચિંતવન કરનારો, ૧૫ દુકાળના દુઃખથી ઘેરાયલો, ૧૬ સેનાસંબંધી કષ્ટ પામેલો, ૧૭ અયોગ્ય સ્થળમાં વસનારો ૧૮ ઘણા શત્રુઓવાળો ૧૯ કાળથી ઘેરાયેલો અને ૨૦ સત્યધર્મમાં પ્રીતિવિનાનો. એ વીશ પ્રકારના પુરૂષોનો વિંશતિવર્ગ કહેવાય છે. એ વીશે જણા સંધિ કરવા યોગ્ય નથી; પરંતુ યુદ્ધ કરી પરાજય પમાડવા યોગ્ય છે.

11 ૧ અમાત્ય, ૨ દેશ, ૩ કિલ્લો, ૪ કોશ, અને ૫ દંડ.

12 ૧ વિજીગીષુ, ૨ શત્રુ, ૩ મિત્ર, ૪ શત્રુના મિત્ર, ૫ મિત્રના મિત્ર, ૬ શત્રુના મિત્રનો મિત્ર, ૭ પાર્ષ્ણિગ્રાહ, ૮ આક્રંદ, ૯ પાર્ષ્ણિગ્રાહાસાર, ૧૦ આક્રંદાસાર, ૧૧ મધ્યસ્થ અને ૧૨ ઉદાસીન એ બાર રાજમંડળ છે.

13 ૧ વિગૃહ્યયાન (મોટી સેનાસહિત જવું), ૨ સંધાયયાન (જે શત્રુપર ચડાઈ કરી હોય, તેની સાથે સંધિ કરીને, બીજા શત્રુપર ચડાઈ કરવી.) ૩ સંભૂયયાન (સામંતોની સાથે ભળીને જવું) ૪ પ્રસંગતોયાન (જે શત્રુપર ચડાઈ કરી હોય તેનાપર ન જતાં, અધવચથી બીજાપર જવું) અને ૫ ઉપેક્ષયાન (જેનાપર ચડાઈ કરી હોય, પરંતુ તેને બળવાન્ જાણીને તેનાપર ન જતાં તેના મિત્રપર જવું.) એ પાંચ પ્રકારની યાત્રા છે.

14 સેનાને અનેક પ્રકારના વ્યૂહ-રચનાઓના ભેદથી ગોઠવવી તે.

લોક ત્યાગ કરવા યોગ્ય છે, તે સઘળાંના ભેદોને તું સારી રીતે જાણીને તે પ્રમાણે વર્તે છે કે ?[૬૯-૭૦] હે બુદ્ધિમાન્ ! તું નીતિ શાસ્ત્રના માર્ગનું ઉલ્લંઘન ન કરતાં ચાર અથવા ત્રણ મંત્રીઓને સાથે રાખીને કોઇપણ કાર્યનો વિચાર કરે છે કે ? અથવા પ્રત્યેકના મનની વાત જાણવા માટે તે તે મંત્રીની સાથે જૂદે જૂદે વખતે મળીને વિચાર કરે છે કે ?[૭૧] હે તાત ! વેદોક્ત યજ્ઞાદિ કર્મોની પ્રવૃત્તિને લીધે, તારા સર્વ વેદો સફળ તો છે કે ? તારાં સર્વ રાજ્યકાજ સફળ છે કે ? ધર્માનુષ્ઠાનપૂર્વક ઉત્તમ સંતતિ પ્રાપ્ત થવાને લીધે તારી સ્ત્રીઓ સફળ છે કે ? તેમજ ઉત્તમ વર્તનને લીધે તેં શ્રવણ કરેલાં શાસ્ત્રો સફળ છે કે ?[૭૨]

"હે રાઘવ ! મેં તને જેવી વર્ણન કરી સાંભળાવી તેવી, એટલે કે આયુષ્ય, યશ, ધર્મ, અર્થ તથા કામને આપનારી સદ્બુદ્ધિનો તેં આશ્રય કર્યો છે ને ?[૭૩] સત્પુરૂષોએ સેવેલી અને પવિત્ર એવી જે વૃત્તિને વિષે આપણા પિતા વર્તે છે અને આપણા પિતામહો વર્તતા હતા, તે વૃત્તિને વિષે તું પણ વર્તે છે ને ?[૭૪] હે રાઘવ ! તું, પોતાના મિત્રો, તથા બાંધવજનો વગેરેને આપ્યા સિવાયજ સ્વાદિષ્ટ અને મિષ્ટ પદાર્થોનું ભોજન તો કરતો નથીને ?[૭૫] હે પ્રિયબંધુ ભરત ! પોતાની પ્રજાને યથાન્યાયે દંડ આપનાર વિદ્વાન્ રાજા ધર્મવડે પોતાની પ્રજાનું પાલન કરવાથી આ સમગ્ર પૃથ્વીના રાજ્યને પ્રાપ્ત થાય છે, અને દેહાંત (મરણ) થયા પછી આ લોકનો ત્યાગ કરીને સ્વર્ગ પ્રત્યે જાય છે.[૭૬]

राजा तु धर्मेण हि पालयित्वा महीपतिर्दण्डधरः प्रजानाम् ॥ अवाप्य कृत्स्नां वसुधां यथावदितश्च्युतः स्वर्गमुपैति विद्वान् ॥७६॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં સોમો સર્ગ સંપૂર્ણ ૧૦૦

## સર્ગ ૧૦૧ મો.*

રામ-ભરત ભેટ-દશરથ-મૃત્યુનિવેદન.

रामस्य वचनं श्रुत्वा भरतः प्रत्युवाच ह ॥ किं मे धर्माद्विहीनस्य राजधर्मः करिष्यति ॥१॥

શ્રીમાન્ રામચંદ્રના રાજનીતિથી ભરેલા અનેક પ્રશ્નો સાંભળીને, મહાત્મા ભરતે હાથ જોડીને કહ્યું કેઃ– "હે આર્ય ! હું તમારાથી નાનો હોવાને લીધે રાજ્યાસને બેસવાના અધિકારથીજ રહિત છું; તો પછી મારે રાજનીતિનું શું પ્રયોજન હોય ? અર્થાત્ હું રાજા થયોજ નથી અને કુળની રીતિ પ્રમાણે રાજા થવાને લાયક પણ નથી, તો પછી મારે રાજનીતિની શી જરૂર છે.[૧] હે નરશ્રેષ્ઠ ! આપણા કુળમાં સનાતન રીતિ ચાલતી આવેલી છે કે જ્યેષ્ઠ પુત્ર હયાત છતાં નાનો પુત્ર રાજા થઇ શકે નહિ. માટે હે આર્યબંધુ ! તમારા છતાં, હું રાજ્યાસને બેસવાને યોગ્ય નથી.[૨] હે રાઘવ ! તમે મારાપર કૃપા કરીને મારી સાથે અયોધ્યા પધારો, અને આપણા આખા કુળના અભ્યુદયને અર્થે તમે તમારા શરીરને રાજ્યાસનપર અભિષિક્ત કરાવો.[૩] કદાચ તમે કહેશો કે 'હું આ દેવપણું પ્રાપ્ત કરાવનારી ઉત્તમ તપશ્ચર્યાનો ત્યાગ કરીને રાજ્યને કેમ ગ્રહણ કરૂં ?' પરન્તુ હે આર્ય ! તપશ્ચર્યા કરતાં રાજ્ય શ્રેષ્ઠ છે. જો કે સર્વ લોકો રાજાને મનુષ્ય માને છે, પરંતુ હું તો તેને દેવજ સમજું છું, કારણકે રાજાનાં અર્થ અને ધર્મસંબંધી સર્વ કાર્યો મનુષ્યના જેવાં નહિ પણ દેવનાં જેવાંજ હોય છે.[૪] વળી હે જ્યેષ્ઠબંધુ ! સાંપ્રતમાં આખી અયોધ્યાનગરી વિધવા થઇ

* આ સર્ગ તિલક વગેરે ટીકાઓના આધારે લખાયેલી સર્વ રામાયણોમાં ૧૦૨ મો છે, પરંતુ અર્થસંગતિ કરતાં, તે અત્ર(૧૦૧માની જગ્યાએ)જ હોવો જોઇએ, એમ સ્પષ્ટ સમજાય છે. ગોવિંદરાજપંડિતે પોતાની ટીકામાં આ સર્ગને ૧૦૧મો લખ્યો છે અને તેમ કરવાનાં અનેક કારણો દર્શાવી, બીજાઓની ભૂલ સ્પષ્ટ કરી બતાવી છે. અમોએ પણ આ નિયમે તેજ માર્ગ ગ્રહણ કર્યો છે.

પડી છે, કેમકે હું મોસાળમાં હતો અને તમે આ અરણ્યનો આશ્રય કર્યો ત્યારે પુત્રશોકથી પીડાયેલા, સજ્જનોને માન્ય અને અનેક યજ્ઞો કરનારા આપણા બુદ્ધિમાન્ પિતા દશરથરાજા આ લોકનો ત્યાગ કરીને સ્વર્ગ પ્રત્યે ચાલ્યા ગયા છે![૫] અરે, સીતા તથા લક્ષ્મણસહિત તમોએ વનમાર્ગે પ્રયાણ કર્યું ત્યારપછી તુરતજ પુત્રવિયોગના દુઃખ તથા શોકવડે પીડાયેલા મહારાજાએ સ્વર્ગવાસ કર્યો છે![૬] માટે હે પુરુષવ્યાઘ્ર! હવે તમે ઉઠો, અને તમારા હાથેજ આપણા પિતાને ઉદકદાન આપો. જો કે મેં તથા શત્રુઘ્ને પ્રથમ આપણા પિતાનું સપિંડીકરણ પર્યંતનું સઘળું કૃત્ય કર્યું છે, તોપણ હે રાઘવ! "પોતાના પ્રિય પુત્રે આપેલું ઉદકદાન વગેરે મરણ પામેલા મનુષ્યને પિતૃલોકને વિષે અક્ષય્યપણે પ્રાપ્ત થાય છે," એમ શાસ્ત્રવેત્તાઓ કહે છે. હે રઘુવીર! તમે આપણા પિતાના સર્વ ગુણસંપન્ન પુત્ર જયેષ્ઠ હોવાથી તેમને અતિ પ્રિય છો, તેથી સ્વહસ્તે ઉદકદાન આપી તેમને સંતુષ્ટ કરો.[૭,૮]

"હે આર્ય બંધુ! તમારાં દર્શનનીજ ઈચ્છાવાળા, તમારુંજ સ્મરણ કરનારા અને તમારો વિયોગ થવાને લીધે ઉપજેલા દારુણ શોકવડે પીડાયેલા આપણા પિતા, તમારામાંજ આસક્ત થયેલી પોતાની બુદ્ધિને નિવૃત્ત ન કરી શકવાથી તમારોજ શોચ કરતા કરતા સ્વર્ગ પ્રત્યે ચાલ્યા ગયા છે."[૯]

त्वामेव शोचंस्तवदर्शनेप्सुस्त्वय्येव सक्तामनिवर्त्य बुद्धिम् ॥ त्वया विहीनस्तव शोकरुग्णस्त्वां संस्मरन्नेव गतः पिता ते ॥ ९ ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણના આદિકાવ્યના અયોધ્યાકાંડમાં એકસોએકમો સર્ગ સંપૂર્ણ ૧૦૧.

## સર્ગ ૧૦૨ મો.

પિતાનો શોક અને પિંડદાનક્રિયા.

तां श्रुत्वा करुणां वाचं पितुर्मरणसंहिताम् ।
राघवो भरतेनोक्तां बभूव गतचेतनः ॥ १ ॥

અતિ કરુણાજનક વાણી બોલનારા મહાત્મા ભરતના મુખથી પોતાના પિતાના મરણના સમાચાર સાંભળીને શ્રીમાન્ રામચંદ્ર એકાએક અચેતન થઈ ગયા, ઈંદ્રના વજ્રાઘાતસરખાં એ વચન ભરતના મુખેથી સાંભળીને શ્રીમાન્ રામચંદ્ર, જેમ કુહાડીથી કપાયેલું પુષ્પિત વૃક્ષ પૃથ્વીપર ઢળી પડે તેમ પોતાના બન્ને હાથને પરસ્પર પછાડીને પૃથ્વીપર ઢળી પડ્યા.[૧-૩]

અતિ મદને લીધે મોટી મોટી નદીઓની ભેખડોને ઉખેડી નાખવાથી શ્રમિત થઈ પડેલા હસ્તીની પેઠે અતિશોકને લીધે દુઃખી થઈ પૃથ્વીપર પડેલા મહા ધનુર્ધારી રામચંદ્રને ભરત વગેરે બાંધવો અને સીતા વગેરે સર્વ કોઈ મળીને રોદન કરતાં કરતાં જળવડે સિંચન કરવા લાગ્યાં; અને પંખાવડે પવન નાખી સાવધ કરવા લાગ્યાં.[૪,૫] થોડીકવારે શુદ્ધિમાં આવીને, રામચંદ્ર અતિ રોદન કરતા કૃપણવાક્યો બોલવા લાગ્યા.[૬] ધર્માત્મા રામચંદ્ર ભરતના મુખથી પોતાના પિતાને સ્વર્ગમાં ગયેલા સાંભળીને ભરતને ધર્મયુક્ત વચનો કહેવા લાગ્યા કે,[૭]

"અરેરે! આપણા પિતા દૈવયોગે કરી સ્વર્ગે સીધાવી ગયા. અરે, હવે હું અયોધ્યામાં આવીને શું કરવાનો હતો? અરેરે! સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ એવા મહારાજા દશરથવિનાની સૂની પડેલી અયોધ્યાનું હવે કોણ પાલન કરશે?[૮] ખરેખર, મારો જન્મ તો વૃથાજ છે! કેમકે જેણે મારાજ શોકને લીધે પોતાના દેહનો ત્યાગ કર્યો તેનો મારાથી પ્રેતસંસ્કાર પણ થઇ શક્યો નહિ![૯] હે નિષ્પાપ ભરત! ખરેખર, તુંજ કૃતકૃત્ય અને ભાગ્યશાળી થયો છે, કેમકે શત્રુઘ્નસહિત તેં મરણ પામેલા પિતાનો, [illegible] પ્રેત કૃત્ય કરીને સત્કાર કર્યો [illegible] ! [illegible] રાજા દશરથવિનાની [illegible] પોતાના [illegible] [illegible] નાની [illegible] અનેક [illegible] ગઇ હશે, તેના વર્ષ હવે હું વનમાંથી પાછો

આવીને પણ પ્રવેશ કરવાને ઉત્સાહ રાખતો નથી.[11] હે પરંતપ ! કદાચ હું વનવાસની અવધિ પૂર્ણ થયા પછી અયોધ્યાને વિષે આવીશ, તોપણ આપણા પિતાનો લોકાંતરમાં વાસ થવાથી હવે તેમના વિના મને હિતાહિતનો ઉપદેશ કોણ આપશે ?[12] અરેરે ! પૂર્વે મારાં ઉત્તમ આચરણો જોઈને પ્રસન્ન થતા આપણા પિતા મારૂં સાંત્વન કરતાં, મારા કાનને સુખ ઉપજે એવાં જે વચનો કહેતા હતા તે વચનોને હવે હું ક્યાંથી સાંભળીશ ?"[13]

એવી રીતે ભરત પ્રત્યે અનેકવિધનો વિલાપ કરીને મહાત્મા રામચંદ્ર પૂર્ણિમાના ચંદ્રસમાન મુખવાળાં સતીશિરોમણિ સીતા તથા લક્ષ્મણની સામું જોઈને કહેવા લાગ્યા કે,[14] "હે સીતા ! તમારા સસરાજી મરણ પામ્યા ! અરે, લક્ષ્મણ ! આ ભરત આપણા પિતા મહારાજા દશરથનો સ્વર્ગવાસ થયો એમ કહે છે, તેથી હવે આપણે પિતા વગરના થયા !"[15]

રામચંદ્રનાં કરૂણાજનક વચનો સાંભળીને, ભરત વગેરે સઘળા રાજકુમારો ચોધાર આંસુએ રોદન કરવા લાગ્યા.[16] ત્યાર પછી એક પછી એક એમ શાંત થઈને, ભરત વગેરે ત્રણે ભાઈઓએ મળી, અતિ દુઃખી થયેલા રામચંદ્રનું આશ્વાસન કર્યું, અને મરણ પામેલા પિતાની પાછળ, તેમને ઉદ્દેશી ઉદકક્રિયા કરવા માટે વિનતિ કરી.[17] એ વેળા સતીશિરોમણિ સીતા પણ મરણ પામેલા પોતાના સસરાને સંભારીને, આંસુ સારતાં વિલાપ કરી રહ્યાં હતાં, જેથી પોતાના પ્રિયપતિ (રામચંદ્ર)ની સામે પણ જોઈ શક્યાં નહિ.[18] પછી શાંત થયેલા શ્રીમાન્ રામચંદ્રે જનકતનયા જાનકીનું સાંત્વન કરીને શોકગ્રસ્ત થયેલા લક્ષ્મણને કહ્યું કે,–[19] "હે સૌમ્ય ! હવે તું સત્વર ઈંગુદી પિણ્યાક× અને નવીન ચીરવસ્ત્ર લાવી આપ, એટલે હું આપણા પિતાની ઉદકક્રિયા કરવાને અર્થે મંદાકિની તટે જાઉં;[20] હે લક્ષ્મણ ! પ્રથમ તું સીતાની સાથે આગળ ચાલ, એટલે હું તમારી પાછળ પાછળ આવીશ; કેમકે શોક સમયની સ્થિતિ ઘણી દારૂણ-ભયંકર હોય છે."[21]

આ વેળા રામચંદ્રના કુળપરંપરાનો સેવક અને આત્મસ્વરૂપને જાણનારો મહાબુદ્ધિમાન્ સુમંત્ર કે જે કોમળ સ્વભાવવાળો, જિતેંદ્રિય, અત્યંત તેજસ્વી તથા રામચંદ્રને વિષે દૃઢ ભક્તિવાળો હતો તેણે ચારે રાજકુમારોનું આશ્વાસન કર્યું, અને પછી ઉદકક્રિયા કરવા માટે તૈયાર થયેલા રામચંદ્રાદિ સર્વેને પવિત્ર જળવાળી મંદાકિની નદીનાતટપર તેડી લાવ્યો.[22,23] અતિ યશસ્વી રામચંદ્ર વગેરે સર્વ ભાઈઓએ પુષ્પિત વનોવાળી અને અતિ રમણીય એવી મંદાકિનીનદીના તટપર આવી, તેના શ્રેષ્ઠ તીર્થરૂપ અને કાદવવિનાના જળને વિષે સ્નાન કર્યું. પછી પોતાના પિતાને ઉદ્દેશી જલાંજલિઓ આપવા માંડી.[24-25] એ વેળા શ્રીમાન્ રામચંદ્ર નદીના પ્રવાહની વચ્ચે દક્ષિણાભિમુખે ઉભા રહ્યા; અને પોતાના પિતાનાં નામ-ગોત્ર વગેરેનો ઉચ્ચાર કરી જળપૂર્ણ અંજલિ અર્પણ કરતાં બોલ્યા કેઃ–[26] "હે રાજશાર્દૂલ મહારાજ દશરથ! મેં અર્પણ કરેલું આ નિર્મલ જળ પિતૃલોકને વિષે ગયેલા તમને અક્ષય્યપણે પ્રાપ્ત થાઓ."[27]

વિધિપૂર્વક તર્પણક્રિયા કર્યા પછી ભરત વગેરે ભાઈઓસહિત શ્રીમાન્ રામચંદ્રે નદીના તટપર આવીને પિંડદાનની ક્રિયા કરવા માંડી.[28] તે સમયે તેમણે ઈંગુદીબીજ તથા બોરના લોટના પિંડવાળીને, દર્ભ પાથરેલી પવિત્ર વેદીપર મૂક્યા અને અતિદુઃખવડે રોદન કરતાં કહ્યું કે,[29] "હે મહારાજા દશરથ ! અમે જેનું ભોજન કરીએ છીએ, તેનાજ આ પિંડ તમને અર્પણ કરીએ છીએ, તમે તેનું ભોજન કરીને તૃપ્ત થાઓ. શાસ્ત્રમાં કહ્યું છે કે 'यदन्नः पुरुषोभवति तदन्नास्तस्य देवताः ॥

× તપસ્વીઓને ખાવા માટે ઈંગુદીનાં બીજને ખાંડી ભૂકો કરવામાં આવે છે તે. ઈંગુદી-ઈંગોરાનું વૃક્ષ. તેના ફળનાં બીજ.

મનુષ્ય જે અન્નનું ભોજન કરે તેજ અન્ન તેના દેવોને માટે પણ હોય.[૩૦]

મહારાજા દશરથની પિંડદાનક્રિયા કરીને નરવ્યાઘ્ર રામચંદ્ર પોતાના સર્વ સ્નેહીવર્ગ-સહિત પર્વતપર ચઢીને પોતાની પર્ણશાળા આગળ આવ્યા, ત્યાં આવીને શ્રીમાન્ રામચંદ્ર પોતાના બન્ને હસ્તોવડે ભરત તથા લક્ષ્મણના ખભાનો આશ્રય કરી, ઘાડું રોદન કરવા લાગ્યા,[૩૧-૩૨] એ જોઇને સીતાસહિત ભરત વગેરે સર્વ ભાઈઓ પણ મ્હોં મૂકીને અતિ ઘાડા સ્વરથી રોદન કરવા લાગ્યા. એ રોદનનો પ્રતિધ્વનિ સિંહનાદની પેઠે આખા ચિત્રકૂટમાં વ્યાપી ગયો.[૩૩] પિતાની ઉદકક્રિયા કર્યા પછી રોદન કરતા સર્વ બાંધવોનો ગંભીર પ્રતિધ્વનિ, છેક ચિત્રકૂટની તળેટીમાં હલેલી ભરતની સેના સુધી પહોંચ્યો. તે સાંભળીને ભરતના સઘળા સૈનિકો ત્રાસ પામવા લાગ્યા.[૩૪] થોડીકવારે તેઓ અનુમાનથી "આ શબ્દ પિતાની પાછળ શોક કરતા ભરત વગેરેનોજ છે." એમ ધારીને પરસ્પર કહેવા લાગ્યા કે;–"અરે ! અવશ્ય રાજકુમાર ભરત રામચંદ્રને મળ્યા; અને રામચંદ્રે પિતાના મરણસમાચાર જાણ્યા. તેઓ સર્વ બાંધવો મળીને પોતાના મૃતક પિતાની પાછળ રોદન કરતા હશે, તેનોજ આ મહાન્ શબ્દ આપણા સાંભળવામાં આવ્યો છે. હવે આપણે સૌ નિઃશંકપણે રામદર્શનાર્થે ચાલો."[૩૫]

એમ પરસ્પર બોલતા અને માત્ર રામચંદ્રને વિષેજ આસક્ત મનવાળા તેઓ પોત–પોતાનાં વાહનોનો ત્યાગ કરીને જ્યાંથી શબ્દ સંભળાયો હતો તે દિશા તરફ દોડતા જવા લાગ્યા.[૩૬] જેઓ વાહનોપરથી નીચે ઉતર્યા ન હતા તેઓ તો એમને એમજ–પોત–પોતાનાં હસ્તીઓ, અશ્વો અને રથો વગેરે વાહનોપરજ બેસીને ઉતાવળથી રામદર્શનાર્થે જવા લાગ્યા, અને કેટલાક મનુષ્યો તો અડવાણે પગેજ દોડવા લાગ્યાં.[૩૭] ભરતની સાથે આવેલા સર્વ સૈનિકો તથા અન્ય પુરવાસીજનો થોડા સમયથીજ વનમાં ગયેલા રામચંદ્રને જાણે ઘણા કાળથી જોયાજ હોય નહિ તેમ સત્વર રામચંદ્રના આશ્રમ તરફ જવા લાગ્યા.[૩૮] ચારે ભાઇઓના મેળાપનો પ્રસંગ જોવાની ઉત્કંઠાવાળા તેઓ સર્વ અનેક અશ્વો તથા રથાદિવાહનોપર બેસીને દોડાદોડ કરવા લાગ્યા, તેથી જેમ વર્ષાઋતુને વિષે આકાશમાં વાદળાંઓના પરસ્પર અથડાવાથી મોટી ગર્જના થાય તેમ અશ્વોની ખરીઓ અને રથનાં પૈડાં વગેરે અથડાવાને લીધે પૃથ્વીપર મોટો શબ્દ થવા લાગ્યો.[૩૯-૪૦] એ મહાન કોલાહલથી ત્રાસ પામેલા હાથિણીઓસહિત મોટા મોટા હાથીઓ પોતાના કુંભસ્થળમાંથી ઝરતા મદવડે તે વનમાંનાં વૃક્ષોને સુવાસિત કરી બીજા વન પ્રત્યે નાસવા લાગ્યા,[૪૧] તેમજ પૃષત, રુરુ, સમર અને ગોકર્ણાદિ જાતિનાં મૃગો, સિંહો, વરાહો, મહિષો, વ્યાઘ્રો અને રોઝ વગેરે પશુઓ તથા ચક્રવાક, હંસ, જળકુકડા, મોટા બગલા, કારંડવ, કોકિલા અને ક્રોંચ વગેરે પક્ષીઓ પણ અતિત્રાસ પામીને દશેદિશાઓમાં નાસવા લાગ્યાં.[૪૨,૪૩] એ વેળા સેનાના મોટા કોલાહલથી ત્રાસ પામીને ઉડી ગયેલાં પક્ષીઓથી વ્યાપ્ત થયેલું આકાશ અને અનેક મનુષ્યાદિ પ્રાણીઓથી વ્યાપ્ત થયેલી પૃથ્વી, એ બન્ને અત્યંત શોભવા લાગ્યાં.[૪૪]

એવી રીતે તેઓ સર્વ અતિ ઉતાવળથી દોડાદોડ કરતા પર્વતપર ચઢી ગયાં, અને રામચંદ્રની પર્ણશાળા આગળ આવી પહોંચ્યાં, ત્યાં તેઓને, એક મૃત્તિકાની વેદીપર બેઠેલા પુરુષવ્યાઘ્ર શ્રીમાન્ રામચંદ્રનાં દર્શન થયાં.[૪૫] રામચંદ્રનો અતિ વિપરીત વેષ જોઇને તેના મૂળ કારણરૂપ થઇ પડેલી મંથરાસહિત કૈકેયીને નિંદતાં તેઓ સર્વ રામચંદ્રની પાસે આવ્યાં; અને રોદન કરવા લાગ્યાં.[૪૬] ધર્મજ્ઞ રામચંદ્ર પણ પોતાને માટે તે સર્વ જનોને દુઃખી થતાં જોઇ, તેમનું આશ્વાસન કરતા ઉભા થયા; અને માતાપિતાની પેઠે અતિ-સ્નેહપૂર્વક જેને જેમ ઘટે તેમ મળ્યા.[૪૭]

કેટલાકને પોતાના હૃદયસરસા ભેટીને, કેટલાકને પોતે નમસ્કાર કરીને, તથા કેટલાકને પોતાના ચરણમાં પડી નમન કરવા દઇને, શ્રીમાન્ રામચંદ્રે એ સર્વ પોતાના મિત્રો, સ્નેહીઓ અને બાંધવોના અવસ્થા, જ્ઞાન તથા પ્રેમ પ્રમાણે સત્કાર કર્યો.[૪૮] રામચંદ્રનાં દર્શન થવાથી હર્ષ પામવાને બદલે તેમનો દયાજનક વિપરીત વેષ જોઇને તેઓ સર્વ ઉલટા વધારે દુઃખી થઇ રોદન કરવા લાગ્યાં. એ સમયે સર્વ દિશાઓ અને પર્વતની ગુફાઓમાં પ્રતિધ્વનિત થવાને લીધે મૃદંગ સરખો ગર્જના કરતો તેઓના ઘાડા રોદનનો શબ્દ આખી પૃથ્વી અને આકાશમાં વ્યાપ્ત થયો.[૪૯]

ततः स तेषां रुदतां महात्मनां भुवं च खं चानुविनादयन्स्वनः ॥ गुहागिरीणां च दिशश्च संततं मृदङ्गघोषप्रतिमो विशुश्रुवे ॥४९॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના અયોધ્યાકાંડમાં એકસોબેમો સર્ગ સંપૂર્ણ. ૧૦૨

## સર્ગ ૧૦૩ મો.

માતાઓ તથા અન્ય સ્વજનોનો મેળાપ.

वसिष्ठः पुरतः कृत्वा दारान्दशरथस्य च ॥ अभिचक्राम तं देशं रामदर्शनतर्षितः ॥१॥

ભરતની વિનતિથી મહારાજા દશરથની કૌસલ્યા આદિ સર્વ રાણીઓને આગળ કરીને રામચંદ્રનાં દર્શનની આકાંક્ષાવાળા મહર્ષિ વસિષ્ઠ ઉતાવળે ચિત્રકૂટપર્વત ઉપર આવ્યા.[૧] કૌસલ્યા વગેરે સર્વ રાણીઓ પોત-પોતાનાં વાહનોમાંથી નીચે ઉતરીને ધીમે ધીમે અડવાણે પગેજ ચાલવા લાગી; અને ચાલતાં ચાલતાં છેક મંદાકિનીનદીના પવિત્ર તટપર આવી. પછી રામ-લક્ષ્મણે સેવેલા તે નદીના પવિત્ર કર્મ કરનારાં હોવાને લીધે આવા દુઃખદ સ્થળમાં વસી અનાથ સરખાં થઈ ગયાં હશે તેઓનું આ અતિ કલેશ ઉપજાવનારૂં તીર્થ છે![૪] હે સુમિત્રા! આલસ્યવિનાનો તારો પુત્ર લક્ષ્મણ મારા પુત્ર રામચંદ્રને માટે નિરંતર અહીંથી જાતેજ જળ ભરી જતો હશે![૫] હે સુમિત્રા! જળ આદિ લાવી આપવારૂપ હલકું કર્મ કરવા છતાં પણ તારો પુત્ર લક્ષ્મણ તેથી કાંઈ નિંદાપાત્ર ઠરશે નહિ; કેમકે પોતાના કરતાં ગુણોથી તથા અવસ્થાથી મોટા એવા વડિલોની સેવા કરવી એ કનિષ્ઠોનો ધર્મ છે. જેઓ કનિષ્ઠ છતાં ગુરૂજનોની સેવા કરતા નથી તેઓજ આ જગતમાં નિંદાપાત્ર થાય છે. લક્ષ્મણતો પોતાના વડિલબંધુની શુશ્રૂષા કરતો હોવાને લીધે મોટી ખ્યાતિ મેળવશે.[૬] હે કલ્યાણિ! તેવા કીર્તિને વધારનારા કલેશને પણ નહિ સહન કરવા યોગ્ય તારો પુત્ર લક્ષ્મણ આજે તે હલકાં મનુષ્યોને યોગ્ય અને અતિદુઃખજનક કર્મથી મુક્ત થાઓ; અર્થાત્ હવે આપણે એ બન્ને બાંધવોને ઘેર તેડી જઈશું, એટલે તેઓનાં દુઃખનો આજેજ અંત આવી જશે."[૭]

એ પ્રમાણે બોલતાં કૌસલ્યા થોડેક આગળ ગયાં તો ત્યાં નદીના તટપર દક્ષિણાગ્ર દર્ભો પાથરીને, તેના ઉપર રામચંદ્રે પોતાના પિતાને ઉદ્દેશી મૂકેલા ઇંગુદિપિણ્યાકના પિંડ તેમના જોવામાં આવ્યા; ત્યારે વળી કૌસલ્યાએ ગદ્ગદ કંઠે સર્વ રાણીઓ પ્રત્યે કહ્યું કેઃ-[૮,૯] "અરે! જુઓ, ત્રૈલોક્યના નાથ એવા પોતાના મહાત્મા પિતાને ઉદ્દેશીને રામચંદ્રે યથાવિધિ આ ઇંગુદિપિણ્યાકના પિંડો આપેલા છે.[૧૦] અરેરે! જેણે અનેક પ્રકારના શબ્દાદિ ભોગવેલા છે એવા એ દેવસરખા